અમૂલ સંપત્તિ છે. એણે કંઈક આત્માઓને મોહનિદ્રામાંથી જાગ્રત કરીને નિજાનંદની મસ્તીના આસ્વાદક બનાવ્યા છે.

જેવી સરિતા એવી જ કવિતા. બન્નેના ઉદ્ગમ અને વિકાસમાં ખૂબ સરખાપણું છે. સરિતાનો જન્મ વરસાદથી પરિપ્લાવિત થતા પર્વતમાંથી થાય. કવિતાનો જન્મ લાગણીથી છિંકાયેલા હૃદયમાંથી થાય. વરસાદનાં અનરાધાર નીર પર્વત ઉપર વરસે, પર્વતના પેટાળમાં એ નીર સમાઈ ન શકે, અને ખળખળ પ્રવાહરૂપે એ વહેવા લાગે અને લોકમાતા—સરિતાનો ઉદ્ભવ થાય. સંવેદનશીલ માનવીના હૈયામાં લાગણીનાં પૂર જામે. એનો વેગ હૃદયના સીમાડા વીંધીને હૃદયસ્પર્શી વાણીરૂપે વહેવા લાગે. સંસારમાં માતા શારદાની લાડકવાયી પુત્રી કવિતાનો પ્રાદુર્ભાવ થાય.

કેટલીક કવિતાઓમાં ન શબ્દાડંબર હોય છે, ન ઉપમા કે અલંકારનો આડંબર હોય છે; સાવ સીધી સાદી સરળ કાવ્યકૃતિ. છતાં એ હૃદયને સ્પર્શી જાય છે. કેટલીક કાવ્યકૃતિઓ શબ્દો, ઉપમા અને અલંકારના વૈભવથી સભર હોય છે. એ બુદ્ધિને જરૂર ડોલાવી કે આંજી મૂકે છે, છતાં બુદ્ધિના સીમાડા પાર કરીને એ હૃદય સુધી પહોંચી શકતી નથી. હૃદયમાંથી અનાયાસે પ્રગટેલી કવિતા હૃદય ઉપર સચોટ ચોટ કરી જાય છે. અભ્યાસ અને પ્રયત્નપૂર્વક બુદ્ધિની પ્રતિભામાંથી જન્મેલી કવિતા બુદ્ધિને ડોલાવનારી ચમત્કૃતિ સર્જીને કૃતાર્થ થાય છે.

સંતો અને સાધકોની વાણી અંતરના ઊંડાણમાંથી પ્રગટે છે અને લોકભાષામાં સંઘરાઈ જાય છે. એ કવિતાને જેટલો હૃદયનો આધાર એટલી એ હૃદયસ્પર્શી અને મર્મવેધક! યોગિરાજ આનંદઘન આવા જ હૃદયસ્પર્શી વાણીના સ્વામી હતા. એ વાણીએ એમને અમર બનાવ્યા, કંઈક મુમુક્ષુ આત્માઓને જાગૃત કર્યા, કંઈક સંતપ્ત જીવોને શાન્તિ આપી.

આવી હૃદયંગમ વાણીનું આકલન કરવાનો સુયોગ પ્રાપ્ત થવો એ પણ જીવનમાં ક્યારેક જ સાંપડતો અતિવિરલ અવસર છે. આવો અવસર વારે વારે નથી મળતો—અવસર બેર બેર નહીં આવે! કંઈક જન્મોમાં કમાણી હોય તો જ આવો લાભ મળે છે. ક્યાં અત્યારે મોટે ભાગે રોટલો અને રોટી માટે દોડધામ કરતું મારા જેવાનું સંકુલ અને ઉપાસના રહિત જીવન, અને ક્યાં પ્રશમરસથી સભર યોગિરાજની ધીર-ગંભીર-પ્રશાન્ત-મધુર વાણી! એનાં બે-ચાર બિંદુઓનો આસ્વાદ કરતાં પણ અંતર આરે શાતા અનુભવે છે અને ઘડી ભર દુનિયાની દોડધામ, દુવિધા અને આસક્તિઓની સંકુલતાનો સંતાપ વીસરી જવાય છે.

આ ગ્રંથના સંપાદન નિમિત્તે શ્રી મહાવીર જૈન વિદ્યાલયે આ સંતવાણીનું આકલન કરવાનો અને મહાત્મા આનંદઘન જેવા યોગીશ્વર સંતના અક્ષરદેહનું પરિશીલિત સાન્નિધ્ય સાધવાનો વારંવાર ન મળતો, વિરલ અવસર મને આપ્યો, એ માટે આરંભમાં જ વિદ્યાલયના સંચાલકોનો અંતઃકરણથી આભાર માનવો ઉચિત છે. આવો જ એક નાનો સરખો વિરલ સુઅવસર અમદાવાદના શ્રી જીવન-મણિ સદ્વાચન-માળા ટ્રસ્ટ તરફથી, શ્રીમદ્ રાજચંદ્ર પ્રણીત [illegible] ગ્રંથનું સંપાદન કરતાં સાંપડ્યો હતો અને એ કાર્ય નિમિત્તે [illegible] બોલતા એ જીવનસાધક સંતની અંતરનાં સ્વરૂપ દર્શન કરી શક્યો હતો. આવો અપૂર્વ અવસર મળ્યો. જોઈને મનમાં એવી ભાવના થઈ આવે છે કે આવી અધ્યાત્મવાણીને અંતરમાં ઉતારીને એને સાચવી રાખવાનું અને એને જીવનમાં ઉતારવાનું થોડુંક પણ હૈયાબળ મેળવી શક્યો હોત તો કેવું સારું! પણ એ તો જેવા ભાગ્યયોગ!

## પ્રસ્તુત ગ્રંથ અને તેનું સંપાદન

આ ગ્રંથમાં શ્રી આનંદઘનજીનાં પદ શ્રી ૧ ૮ એમ ૫૮ પદો અને એ ઉપર સદ્ગત શ્રી મોતીચંદભાઈ કાપડિયાએ કરેલ ભાવાર્થ, અર્થ અને વિવેચન આપવામાં આવ્યાં છે. પ્રમુખપદે પદો સાથે એના પાઠાંતરો

પણ મૂકવામાં આવ્યા છે. આ એક ધર્મગ્રંથ છે અને એમાં યોગ અને અધ્યાત્મ જેવા ગહન વિષયને બની શકે તેટલી સરળતાપૂર્વક રજૂ કરવામાં આવ્યો છે.

બે-એક વર્ષ પહેલાં વિદ્યાપીઠ તરફથી આ પુસ્તકની પ્રેસકોપી મને આપવામાં આવી અને એને કેવી રીતે છપાવવું—એટલે કે પ્રેસકોપી પ્રમાણે અક્ષરશઃ છપાવવું કે એમાં કંઈ સંક્ષેપ કરી શકાય એમ છે—એ જણાવવાનું મને કહેવામાં આવ્યું. હું બે-ત્રણ પાનાંનું વિવેચન બે-બે કે ત્રણ-ત્રણ વાર ધ્યાનપૂર્વક વાંચી ગયો. એ વાંચતાં મને સ્પષ્ટ લાગ્યું કે આમાં સંક્ષેપને પૂરો અવકાશ છે એટલું જ નહીં, એમ કરવામાં આવે તો એમાંથી વિવેચન અને વ્યાખ્યા-વ્યાખ્યાનની કેટલીક પુનરુક્તિ ઓછી થવાને લીધે, પુસ્તક વધારે વાચનક્ષમ પણ બને.

શ્રી મોતીભાઈનો વિદ્યાવ્યાસંગ મુખ્યત્વે શાસ્ત્રગ્રંથો—પોતાના અભ્યાસ વિષય—જેવા ઊંડા આગ્રહથી પ્રેરાયેલો હતો. અને એમની તત્ત્વજિજ્ઞાસા અને ધર્મ પ્રત્યે એવી ઉત્કટ હતી કે અનેકવિધ પ્રવૃત્તિઓની ભીંસની વચ્ચે પણ તેઓ એને માટે ગમે તેમ કરીને સમય મેળવી લેતા. આ જ્ઞાનપ્રવૃત્તિ એમને મન શ્વાસ અને પ્રાણ જેવી મહત્ત્વની હતી, અને એ માટે તેઓ યથાશક્ય પૂરેપૂરી નિયમિતતા સાચવતા. એટલે પછી શ્રી આનંદશંકરના પદ નિમિત્તે કે બીજા કોઈ નિમિત્તે કોઈ પણ ગહન તાત્ત્વિક મુદ્દા ઉપર કલાકો સુધી મુક્ત મને વિચારવાની અને જ્યારે મનમાં સ્ફુરણા થાય ત્યારે વિસ્તારપૂર્વક લખવાની એમની આદત હતી. આમ કરતાં ક્યાંક પુનરુક્તિ થઈ જતી તો તેની તેઓ વિશેષ ચિંતા કરતા નહીં. આ પુસ્તકની પ્રસ્તાવનામાં તેમણે પોતે જ લખ્યું છે કે—

> વિવેચન લખતી વખતે કેટલું લખું અને કે કોને ઉપયોગી થશે, તેનો મેં કદી વિચાર કર્યો નથી. મને પોતાને જે સ્ફુરેલું થાય તે નોંધી લેવું, અને કોઈ તેનો અર્થી નીકળે તે તેનો ઉપયોગ કરે તો ભલે, એ દૃષ્ટિ જ વિવેચનમાં રાખી છે. મને એવી આદત પડી ગઈ છે કે હું કંઈ લખું અથવા તૈયાર થઈને કોઈ વિષય પર ભાષણ કરું ત્યારે તે વાત મારા મનમાં બરાબર ઠસી જાય છે. બીજાને મારું લખાણ વિવેચન કોઈને નકામું લાગે કોઈને નિરર્થક લાગે કે કોઈને અપ્રસ્તુત લાગે એ બનવાજોગ છે." (પૃ. ૬) "એ કકડે કકડે લખેલ હોવાથી એમાં પુનરાવર્તનો પણ નજરે પડ્યાં છે." (પૃ. ૭)

આ પુનરાવર્તનો કમી કરવામાં આવે તો પુસ્તકના અભ્યાસીને કોઈ પણ જાતની હાનિ પહોંચવાને બદલે એની ઉપયુક્તતામાં ચોક્કસ વધારો થાય, એમ મને લાગ્યું, એટલે એક પાનાનો એ રીતે જરૂરી સંક્ષેપ કરીને, એ નમૂનો મેં વિદ્યાપીઠના સંચાલકોને મોકલ્યો અને, મારો અભિપ્રાય જણાવીને, એ માટે અનુમતિ માગી. એ અનુમતિ મળતાં આ પુસ્તકનું સંપાદન મેં હાથ ધર્યું અને સાથે સાથે એનું મુદ્રણ ચાલતું રહ્યું. એના પરિણામરૂપે આ ગ્રંથ આજે પ્રગટ થાય છે. આ સંપાદન કેવું થયું છે એ અંગેનો અભિપ્રાય ઉચ્ચારવાનું કામ આ વિષયના જાણકાર મહાનુભાવોનું છે.

અહીં હું નમ્રતાપૂર્વક એટલું જણાવવાની રજા લઉં છું કે આ ગ્રંથનું સંપાદન કરવું એક ધર્મ ગ્રંથનું સંપાદન કરવાની જવાબદારી માથે લીધી હોય એવી ચિંતાની લાગણી મેં સતત અનુભવી છે. એટલે વિવેચનમાંથી પુનરુક્તિ વગેરે દૂર કરીને એનો સંક્ષેપ કરવામાં મેં એ બાબતની પૂરેપૂરી ચીવટ રાખી છે કે જેથી ગ્રંથગતિમાં જરા પણ ખામી ન આવવા પામે, વિવેચનમાં જરાય અધૂરાપણું ન રહે કે કોઈ પણ મુદ્દો અસ્પષ્ટ ન રહી જાય. મતલબ કે વિવેચનકારના મૂળ હેતુને કે એમની મૂળ વસ્તુને જરા પણ હાનિ ન પહોંચે એ રીતે જ આ સંક્ષેપ કરવામાં આવ્યો છે. આમ છતાં આમાં કોઈ ક્ષતિ આવી જવા પામી હોય તો તે તરફ ધ્યાન દોરી વિદ્વાનો મને આભારી કરે એટલું માગી લઉં છું.

આ સંક્ષેપ એવી રીતે કર્યો છે કે એથી કાવ્યાર્થનું અમુક લખાણ કમી કરવા છતાં આગળપાછળના સંબંધ બરાબર જળવાઈ રહે અને અર્થસંગતિ, વાક્યસંગતિ કે વિષયસંગતિમાં કોઈ પણ જાતનો વિક્ષેપ રહેવા ન પામે. આ રીતે લખાણની સુસંગતતા જાળવવામાં મારા તરફથી મેં એક પણ અક્ષર ઉમેર્યો નથી. જે કંઈ છે તે શ્રી મોતીચંદભાઈનું જ છે. શ્રી મોતીચંદભાઈની મૂળ હસ્તપ્રતમાંથી (પ્રેસ-કોપીમાંથી) જે લખાણ મેં કમી કર્યું છે તે લાલ પેન્સીલથી કમી કર્યું છે અને એ આખી હસ્તપ્રત સાચવી રાખી છે. એટલે જરૂર લાગે ત્યારે એનો ઉપયોગ થઈ શકશે. આ રીતે સંક્ષેપ કરવાથી આ પુસ્તકનું કદ આશરે છાપેલ બસો-સવાબસો પાનાં જેટલું નાનું થઈ શક્યું છે.

આ પુસ્તકના પહેલા ભાગમાં દરેક પદના વિવેચનમાં શરૂઆતમાં તે તે પદની એક એક કડી મૂકીને પછી તેનો અર્થ અને ભાવ આપવામાં આવ્યો છે અને પાદટીપમાં પાઠાંતરો અને શબ્દોના અર્થો આપ્યા છે. બીજા ભાગનું લખાણ વાંચતાં મને લાગ્યું કે શ્રી મોતીચંદભાઈએ શરૂઆતમાં દરેક પદનો મુખ્ય આશય સમજાવતી ઉપોદ્ઘાતિકા આપી છે. વચમાં ક્રમે ક્રમે પદનો અર્થ એટલે વિવેચન, પાઠાંતર અને શબ્દાર્થ આપેલ છે અને છેવટે કડીના વિવેચન પછી પદના સમગ્ર ભાવનો અને વિવેચનનો ઉપસંહાર કર્યો છે. ખરેખર સમગ્ર વિવેચનની આ પદ્ધતિ એક વૈજ્ઞાનિક પદ્ધતિ છે. એટલે મેં આ બીજા ભાગના લખાણને એ પદ્ધતિ પ્રમાણે ગોઠવીને દરેક પદમાં શરૂઆતમાં ભૂમિકા, પછી એક એક કડી, એનો અર્થ એટલે વિવેચન, પાદટીપમાં તે તે કડી સાથે પાઠાંતર અને શબ્દાર્થ અને બધી કડીઓના વિવેચનને અંતે ઉપસંહાર—એ પ્રમાણે બધાં પદો છપાવ્યાં છે.

વિવેચનમાં કેટલેક સ્થળે શ્રી મોતીચંદભાઈએ સાક્ષીરૂપે જૈન-જૈનેતર ગ્રંથોનાં અવતરણો આપેલાં છે. આ બધાં અવતરણો જિજ્ઞાસુઓ એકસાથે જોઈ શકે એ દૃષ્ટિએ ચોથા પરિશિષ્ટરૂપે એનો સંગ્રહ કરવામાં આવ્યો છે અને બની શકે ત્યાં એમાં અવતરણોનો સ્થળનિર્દેશ પણ આપવામાં આવ્યો છે.

શ્રી મોતીચંદભાઈએ દરેક પદના વિષયને વિશિષ્ટ નામ આપેલું છે. પણ પહેલા ભાગમાં તે તે પદના વિવેચન સાથે એના વિષયનું નામ આપેલું નથી અને એ પ્રમાણે પદના વિષયદર્શક નામો ગ્રંથને અંતે આપેલ વિષયસૂચક [પદ તથા વિવેચનના વિષયોની વિગત અનુક્રમણિકા]માં આપેલાં હતાં, એ તરફ મારું ધ્યાન ગયું નહીં. એટલે આ બીજા ભાગનું વિવેચન પણ પહેલા ભાગની જેમ, માત્ર પદનો અંક મૂકીને જ આપવાનું મેં નક્કી કર્યું. આ રીતે પાંચ-સાત પદો છપાઈ ગયાં ત્યાં સુધી આ નામો પણ આપવાં જોઈએ એ વાતનો ખ્યાલ મને ન આવ્યો. પણ પછી મને લાગ્યું કે સમગ્ર પદના વિષયનો નિર્દેશ કરતાં આ નામો જરૂર આપવાં જોઈએ. એટલે પાંચમા પરિશિષ્ટમાં ૫૧ થી ૧૦૮ સુધીનાં બધાં પદો એકસાથે છાપ્યાં છે ત્યાં તે તે પદના મથાળે વિષયનું નામ મૂકી દેવામાં આવ્યું છે. આમાં ૫૭ પદ ૬૧ એ બન્ને પદોના વિષયનાં નામ આપવાં બાકી રહ્યાં હોય એમ પ્રેસકોપી ઉપરથી જણાય છે. વાચકો વિવેચન વાંચવાની શરૂઆત કરતાં પહેલાં આ વિષય-નામો જોઈ લેશે તો એથી પદનો મુખ્ય ધ્વનિ સમજવામાં એમને સરળતા થઈ પડશે.

આ પદનું વિવેચન કઈ તારીખે પૂરું થયું એની નોંધ શ્રી મોતીચંદભાઈએ તે તે પદના લખાણ સાથે આપી છે. આ નોંધની ઉપયોગિતા અંગે તેઓએ પોતાની પ્રસ્તાવનામાં (પૃ. ૬) કહ્યું છે કે—

> કયે વખતે આ પદનું વિવેચન લખ્યું તેની નોંધ રાખી છે. આજુબાજુના વાતાવરણને એ તારીખો કામની છે. કોઈ વખતે એ તારીખોની નોંધ મળી આવશે.

વિવેચન પૂરું થયાની તારીખો નોંધી રાખવાની શ્રી મોતીચંદભાઈની આ ટેવને પૂરી કરવા માટે પદોની અનુક્રમણિકામાં તે તે પદના રાગના નામના અને કડીઓની સંખ્યાના નિર્દેશ સાથે આ તારીખ પણ આપી દેવામાં આવી છે.

# પદોના પ્રણેતા અને પદોના વિવેચકને અંજલિ

卐

સત્સમાગમ જેમ જીવનને નિર્મળ કે ઉન્નત બનાવવાનું એક ઉત્તમ સાધન છે તેમ સારા ગ્રંથોનું વાચન એ પણ જીવનનો વિકાસ સાધવાની પ્રેરણા મેળવવાનું ઉત્તમ સાધન છે. સત્સમાગમના અભાવમાં, અથવા એ સુલભ હોય ત્યારે પણ, ઊંચી કોટિના ગ્રંથોનું વાચન, એ શાણા મિત્રની, માર્ગદર્શક મુરબ્બીની અને ક્યારેક તો જ્ઞાની ગુરુની ગરજ સારે છે. કોઈક પુસ્તકના વાચનને લીધે વાંચનારના ચિત્ત ઉપર એવી ચોટ લાગી હોય અને એના જીવનનું પરિવર્તન થયું હોય એવા દાખલાઓ મળી આવે છે.

જે સંતો, સાધકો, વિદ્વાનો કે વિચારકો આવા ઉત્તમ ગ્રંથોનું સર્જન કરે છે તેઓ જનસમાજ ઉપર મોટો ઉપકાર કરે છે. એમના ગ્રંથો સ્વયં અમર બનવાની સાથે પોતાના સર્જકને પણ અમર બનાવે છે. કોઈ પણ પ્રજાના ગૌરવશાળી સાંસ્કૃતિક વારસામાં આવા ગ્રંથોનું સ્થાન સૌથી આગળ પડતું હોય છે. ભારતીય સંસ્કૃતિનો જ દાખલા રૂપે વિચાર કરીએ તો, એનું ગૌરવ વધારવામાં બ્રાહ્મણ, જૈન અને બૌદ્ધ સાહિત્યે કેટલો મહત્ત્વનો ભાગ ભજવ્યો છે! દેવમંદિરો અને શિલ્પ-સ્થાપત્યો, લોકજીવનમાં ઓતપ્રોત બની ગયેલી ધર્મભાવના, ધાર્મિક-સામાજિક આચારો તેમ જ રીત-રિવાજો અને લોકોની સામાન્ય રહેણીકરણી તથા જીવનપદ્ધતિ — એ બધાંયનો લોકોના સંસ્કારઘડતરમાં ઘણો મહત્ત્વનો હિસ્સો છે, અને તેથી સંસ્કૃતિના અધ્યયનને માટે એ બધાંનો ખૂબ ખૂબ ઉપયોગ પણ છે. આમ છતાં એ હિસ્સો સાહિત્યના હિસ્સાની તોલે ભાગ્યે જ આવી શકે છે. મતલબ કે જે પ્રજાનું સાહિત્ય જેટલું વિપુલ અને ઉન્નત, તે પ્રજાનું સંસ્કાર-ઘડતર એટલું જ સમૃદ્ધ અને ગૌરવશાળી.

યોગીરાજ આનંદઘનજી મહારાજ આવા જ સંસ્કારસ્વામી અમર સાહિત્યના પ્રણેતા એક ઉપકારક સત્પુરુષ હતા. શ્રી મોતીચંદભાઈ ગિરધરલાલ કાપડિયાએ પણ આવા યોગીપુરુષને સન્માન્ય કરવા માટે એમની કૃતિઓનું વિવેચન કરવા દ્વારા, તેમ જ બીજી સ્વાધ્યાય કૃતિઓ દ્વારા સમાજઘડતરમાં ઘણો નોંધપાત્ર ફાળો આપ્યો છે. એ બન્ને પુરુષોને અંજલિરૂપે એમનો થોડોક પરિચય અહીં આપવો ઉચિત લાગે છે.

## આત્મનિષ્ઠ યોગીરાજ શ્રી આનંદઘનજી

મહાત્મા આનંદઘનજીએ પોતે જ પૂરા વિશ્વાસ સાથે કહ્યું છે (પદ ૯૭) કે —

या पुद्गलका क्या विसवासा ? है सुपनेका वासा
चमत्कार बिजली दे जैसा पानी बिच पतासा
या देहीका गर्व न करना जंगल होयगा वासा ॥१॥
जूठे तन धन जूठे जोबन, जूठे है घरवासा।
आनन्दघन कहे सब ही जूठे, साचा शिवपुरवासा ॥२॥

આ નાના સરખા પદમાં જાણે એમના ઉદ્ગારોએ પોતાની જીવનદૃષ્ટિનો અને ધર્મસાધનાની અધ્યાત્મ દૃષ્ટિનો મર્મ રજૂ કરી દીધો છે અને સંક્ષેપમાં આત્મભાવ અને પુદ્ગલભાવ વચ્ચેની ભેદરેખા સમજાવી દીધી છે.

સતસંગ

પદ ૬૮ મુ
(રાગ-આશાવરી)

સાધુસંગતિ બિનુ કૈસે પઈયે
પરમ મહારસ ધામરી
કોટિ ઉપાય કરે જો બૌરે
અનુભવ કથા વિસરામરી સાધુ ૧

શીતલ સફલ સંત સુરપાદપ,
સેવૈ સદા સુછાઈરી
વંછિત ફલે ટલે અનવંછિત
ભવસંતાપ બુઝાઈરી સાધુ ૨

ચતુર વિરંચી વિરંજન ચાહૈ,
ચરણકમલ મકરંદરી
કો હરિ ભગતિ વિહાર દિખાવૈ,
શુદ્ધ નિરંજન ચંદરી સાધુ ૩

દેવ અસુર ઈન્દ્રપદ ચાહૂ ન
રાજ ન કાજ સમાજરી;
સંગતિ સાધુ નિરંતર પાઉં,
આનંદઘન મહારાજરી સાધુ ૪

સ્વ. શ્રી મોતીચંદ ગિરધરલાલ કાપડિયાના હસ્તાક્ષર

# સંસ્કારમૂર્તિ શ્રી મોતીચંદભાઈ

જીવન એટલે સતત ગતિશીલતા. એમાં રૂંધાવાનું નામ નહીં, થીજવાનું કામ નહીં. બસ આગળ ને આગળ ચાલ્યા કરવાનું—વિચારપ્રદેશના નવા નવા સીમાસ્તંભોને રોપવા માટે અને કર્મક્ષેત્રના નવા નવા સીમાડાઓને પહોંચી વળવા વાસ્તે. ગતિ એ જ જીવન, સ્થિતિ એ જ મૃત્યુ. ગતિ એ જ પ્રગતિ, સ્થિતિ એ જ અધોગતિ! તેથી જ તો આપણા ઋષિમુનિઓએ આદેશ આપ્યો છે : ચરૈવેતિ ચરૈવેતિ; ચરાતિ ચરતો ભગ—રે માનવી! તું આગળ ને આગળ ચાલતો જ રહે, બસ ચાલતો જ રહે! ચાલતા-ફરતા નરને ભાગ્ય યારી આપ્યા વગર રહેતું નથી.

શ્રી મોતીચંદભાઈ આવા જ એક સતત પ્રગતિશીલ ભાગ્યશાળી પુરુષ હતા. ગતિશીલતાને આત્મસાત્ કરીને એમણે જીવનને ચેતનવંતું બનાવી જાણ્યું, અને આત્મશક્તિ પ્રત્યેની આસ્તિકતાના બળે તેઓ અમરત્વના સાચા ઉપાસક અને અધિકારી બની ગયા. સેવા, સંસ્કારિતા અને સાહિત્યપ્રીતિના ક્ષેત્રે એમનું નામ ચિરકાળ પર્યંત યાદગાર બની રહેશે.

શ્રી મોતીચંદભાઈ જેમ ગિરિવર સમા ધીર હતા એમ સાગર સમા ગંભીર હતા. મુશ્કેલીઓના ઝંઝાવાત એમને સમતાભાન ન કરી શકતા; નિંદા-પ્રશંસાના તરંગો એમની ગંભીરતાને ન સ્પર્શી શકતા. તેઓ નિર્મળ બુદ્ધિથી વિચારતા, સ્વસ્થ ચિત્તે યોજના કરતા અને એકનિષ્ઠાપૂર્વક કામે લાગી જતા. એમની અનેકવિધ કાર્યસિદ્ધિની આ જ ચાવી હતી. પૂર્ણિમાના ચંદ્રની ચાંદની જેમ સર્વત્ર ફેલાઈ રહે એમ સૌજન્યશાળી આભા એમના સમગ્ર વિચાર અને આચાર ઉપર પથરાઈ રહેતી અને એમના જીવનને ભવ્યતાના દિવ્ય રંગે રંગી દેતી. સૌજન્ય એ આત્મકલ્યાણનો રાજમાર્ગ છે. ન હિ કલ્યાણકૃત્ કશ્ચિત્ દુર્ગતિં તાત! ગચ્છતિ—હિતનું કામ કરનારનું પોતાનું કામ તો આપમેળે જ થઈ જાય છે. શ્રી મોતીચંદભાઈ આવા જ એક કલ્યાણગામી મહાનુભાવ હતા.

## વતન, કુટુંબ, જન્મ, અભ્યાસ, વ્યવસાય

સોરઠ જેવી ભાગ્યવંતી ભૂમિ અને ભાવનગર જેવું સંસ્કારિતાના ધામ સમું નગર શ્રી મોતીચંદભાઈની જન્મભૂમિ. એમનું વિદ્યાધ્યયન અને સંસ્કારઘડતર પણ ત્યાં જ થયું. અહીં રહીને પહેલી પચીસી દરમ્યાન એમણે જે જીવનપાથેય મેળવ્યું એ એમનામાં જીવનભર ભર્યું ભર્યું રહ્યું અને એમના જીવનને વધુ ને વધુ ઉન્નત બનાવતું રહ્યું.

શ્રી મોતીચંદભાઈનું કુટુંબ ખૂબ નામાંકિત હતું. પણ શ્રી મોતીચંદભાઈના વડીલ શેઠ શ્રી આણંદજી પરશોત્તમના નામે સૌરાષ્ટ્રમાં કુળ મશહૂર છે. રાજા અને પ્રજા બંનેમાં સમાન રીતે આદર પામવાનું સૌભાગ્ય આ કુટુંબને વર્યું. લક્ષ્મી, સરસ્વતી અને સંસ્કારિતા — ત્રિવેણી આ ત્રણે મહાશક્તિઓના આશીર્વાદ આ કુટુંબ ઉપર વરસેલા.

આ કુટુંબમાં બે પ્રતાપી પુરુષો થઈ ગયા : શ્રી ગિરધરભાઈ અને શ્રી કુંવરજીભાઈ. બંને સગા ભાઈ—શેઠ આણંદજીભાઈના સુપુત્રો. બંને ધર્મપરાયણ, વ્રતપરાયણ અને સેવાપરાયણ અને બંને કાર્યક્ષેત્રના બંનેના રાહ કંઈક જુદા. મોટાભાઈ ગિરધરભાઈ ભારે વ્યવહારદક્ષ એટલે વેપારવ્યવહાર અને કુટુંબવ્યવહાર એમણે સંભાળ્યો. શ્રી કુંવરજીભાઈ તો ધર્મના અને વિદ્યાના જીવ, એટલે ધર્મવ્યવહાર અને વિદ્યાભ્યાસ એમને સહજસિદ્ધ બની ગયો. ધર્મશાસ્ત્રોના ઊંડા અભ્યાસી અને ધર્મવિચારના મર્મજ્ઞ તરીકે એમની ખૂબ નામના થઈ. કંઈક સાધુ-સાધ્વીઓ શ્રી કુંવરજીભાઈ પાસે શાસ્ત્ર-અધ્યયન કરતાં એક પ્રકારનો આહ્લાદ અનુભવતાં. ધર્મસાહિત્યનું પરિશીલન અને પ્રકાશન એ જ કુંવરજીભાઈનો જીવનમંત્ર

બી. એ. નો અભ્યાસ પૂરો કરીને શ્રી મોતીચંદભાઈ કાયદાના ગ્રેજ્યુએટ થયા—એલ. એલ. બીનો અભ્યાસ કરવા—મુંબઈ ગયા. અને સને ૧૯૧ માં વકીલાતની પરીક્ષા પાસ કરીને સોલિસિટર થયા. હવે તો એમણે મુંબઈમાં જ સ્થિર થવાનો નિર્ણય કર્યો અને કાયદાશાસ્ત્રી શ્રી દેવીદાસ જેઠાભાઈ દેસાઈની સાથે મળીને મેસર્સ મોતીચંદ એન્ડ દેવીદાસ નામની સોલિસિટરની પેઢી શરૂ કરી. હૃદય તત્ત્વપ્રેમી હતું, બુદ્ધિ સત્યશોધક હતી અને વૃત્તિ નાનું કે મોટું દરેક કામ પૂરી નિષ્ઠા એકાગ્રતા અને ચોકસાઈથી કરવાની હતી, એ જ કાયદાના સલાહકાર તરીકે આ પેઢીને અને શ્રી મોતીચંદભાઈને ખૂબ નામના મળી.

પણ ધીકતી વકીલાતના જોરે આવતી પૈસાની ટંકશાળથી સંતુષ્ટ થાય એવો શ્રી મોતીચંદભાઈનો આત્મા ન હતો. પૈસા એને નશાના ખપના એવું તો નહીં પણ પૈસા તરફનું પાગલપણ એને હરગિજ નહોતું ખપતું. એને તો જીવનના બધાય સુંદર પાસાઓનો આસ્વાદ લેવો હતો. એને વિદ્યાગંગાનું પુણ્યસ્નાન કરવું હતું, સમાજ અને દેશની સેવાના મીઠા મધભર્યા આરોગવા હતા, ધર્મામૃતનું પાન કરવું હતું અને એ બધાંના બળે જીવનને સંસ્કારિતાથી સુરભિત બનાવવું હતું. પોતાની સ્વસ્થ શાંત, યોજનાબદ્ધ, ઠાવકી અને સ્વાશ્રયી જીવનપદ્ધતિથી શ્રી મોતીચંદભાઈએ એ બધું પોતાના જીવનમાં સિદ્ધ કરી બતાવ્યું — અને તેઓ માનવ શક્તિના વિકાસના એક આદર્શ બની ગયા.

પ્રાણી ગમે તે ક્રિયા કરે પણ એના શ્વાસ તો ચાલતા જ રહે છે. શ્વાસ એ જ જીવતપણાનો પુરાવો બની રહે છે. ધાર્મિકતા એ શ્રી મોતીચંદભાઈના જીવનનો શ્વાસ હતી, અને એમની વ્યાવહારિક કે પારમાર્થિક કોઈએક પ્રવૃત્તિમાં હમેશાં વિશાળ ધાર્મિકતાનો પ્રાણ ધબકતો રહેતો. એમણે પોતાના પ્રત્યેક પ્રવૃત્તિક્ષેત્રમાં સફળતા પ્રાપ્ત કરી તે આ ધર્મશક્તિના બળે જ. શ્રી મોતીચંદભાઈ તો ધર્મશક્તિમાં પવિત્ર માનનારાઓમાંના હતા!

શ્રી મોતીચંદભાઈની ધાર્મિકતાને કટ્ટરપણાએ જન્માવેલી સંકુચિતતાના સીમાડા ક્યારેય સ્પર્શ્યા ન હતા. આથી જ, તેઓ પ્રતિગામી ન હતા, પણ એમને પ્રગતિરોધક અને પ્રગતિકારક બળોને પારખતા વાર ન લાગતી. અને પ્રગતિકારક બળોને આવકારવા તેઓ સદા તૈયાર રહેતા. એમ કહી શકાય કે તેઓ મધ્યમમાર્ગી સુધારક હતા. અને વિસર્જન કરતાં સર્જનમાં પોતાના સમય અને શક્તિનો ઉપયોગ કરવામાં એમને વિશેષ રસ હતો.

જેવું એમનું હૃદય વિશાળ હતું એવો જ એમનો ઘેરાવો પહોળો હતો. પરિચિત—અપરિચિત સૌ કોઈ એમને આપ્તજન સમાન આદર આપતા. અને કોઈ પણ આફતમાં સાચી અને નિખાલસ સલાહ આપવી, એ તો શ્રી મોતીચંદભાઈનું જ કામ. તેઓ જેટલા આચારવાળા હતા એટલા જ સમભાવી હતા. ન ગભરાવું ન વિમાસવું, આવેલ કામ સ્વસ્થપણે પૂરું કરવું એ જ એમનો સ્વભાવ હતો.

શ્રી મોતીચંદભાઈએ બે વાર લગ્ન કર્યાં હતાં. એમનાં પહેલાં પત્નીનું નામ શ્રી મણિબહેન, અને બીજાંનું નામ મંજુબહેન. એમના પાંચ પુત્રોનાં નામ છે શ્રી વિનયભાઈ હિંમતભાઈ રસિકભાઈ રવીન્દ્રભાઈ અને પ્રસન્નભાઈ. એમના ત્રણ ભાઈઓ તે શ્રી નેમચંદભાઈ ઉત્તમચંદભાઈ અને રતિલાલભાઈ. એમનાં બહેનનું નામ બાપી બહેન.

શ્રી મોતીચંદભાઈ ૫૨–૫૨ વર્ષની ઉંમરે વિધુર થયા હતા. પણ વિદ્યાપ્રીતિ અને સેવાપ્રીતિમાં પોતાના મનને રોકી દઈને એમણે જીવનને સાત્ત્વિક પ્રવૃત્તિઓથી એવું સભર બનાવી લીધું હતું કે જિંદગીના અંત સુધી ક્યારેય એમને એકલતા કે શૂન્યતાનો અનુભવ કરવો પડ્યો ન હતો. સદાય શુભ પ્રવૃત્તિમાં આનંદમગ્ન બનીને એમણે જીવન વિતાવ્યું અને એ બધાના પૂર્ણ સંતોષનું ભાતું લઈને તેઓ ચાલ્યા ગયા!

### સેવાપરાયણ જાહેરજીવન

મુંબઈમાં સોલિસિટરનો ધંધો શરૂ કર્યો ત્યારે વિદ્યારસ તો ખૂબ જાગ્યો જ હતો, સાથે સાથે સમાજસેવા અને દેશસેવાની ભાવનાએ એમનામાં જાહેરજીવનનો રસ વહેતો કર્યો. એમનાં ભારે જવાબદારીથી ભરેલો

અમુક વસ્તુ કે વિષયની આધારભૂત જાણકારી હોવી, એ તો જ્ઞાનની કક્ષામાં આવે જ છે. પણ અમુક બાબતનું પોતાને જ્ઞાન નથી, અમુક બાબતમાં અધિકારપૂર્વક બોલવાનો પોતાને અધિકાર નથી કે અમુક બાબત જાણવાનો દાવો કરી શકાય એવું પોતાનું જ્ઞાન નથી—એવી પોતાની મર્યાદાનું ભાન, એ પણ એક વિશિષ્ટ પ્રકારનું જ્ઞાન જ બની રહે છે. પોતાની જ્ઞાન-મર્યાદાનો આવો ખ્યાલ એક બાજુ માનવીને અહંભાવ કે મિથ્યાભિમાનથી બચાવીને વિનમ્ર બનાવે છે અને બીજી બાજુ એની જિજ્ઞાસાને સતેજ રાખીને એને કોઈ પણ વિષયનો તલસ્પર્શી અને વ્યાપક અભ્યાસ કરવા તેમ જ જ્ઞાનનાં નવાં નવાં ક્ષેત્રો ખેડવા પ્રેરે છે. પરિણામે માનવી જ્ઞાન અને ક્રિયા બન્ને ક્ષેત્રોમાં પ્રગતિ સાધી શકે છે. શ્રી મોતીચંદભાઈ પોતાની અનેકવિધ પ્રવૃત્તિઓની ભીડાભીડ વચ્ચે પણ પોતાની જ્ઞાનોપાસનાની જ્યોતને ઝળહળતી રાખી શક્યા અને વિપુલ સાહિત્યનું સર્જન કરી શક્યા તે આ ગુણને લીધે જ.

## સાહિત્ય-સર્જન

સાહિત્ય એ તો જીવનનું અમૃત છે. વાચન કે સર્જન દ્વારા એનું પાન કરનારનું જીવન નવપલ્લવિત બની જાય છે. એમાંય અર્થોપાર્જનની લાલસાથી મુક્ત બનીને, કેવળ નિસ્વાર્થભાવે અને સ્વાન્તઃસુખાય—પોતાના ચિત્તની પ્રસન્નતા ખાતર—કરેલ જ્ઞાનાર્જન કે સાહિત્યસર્જન તો ચિત્તને આનંદમંગલરસમાં તરબોળ કરી દે છે. શ્રી મોતીચંદભાઈની જ્ઞાનોપાસના આવી જ નિસ્વાર્થ અને આત્મપ્રસન્નતાથી પ્રેરાયેલી હતી. સાહિત્યસર્જન દ્વારા અર્થોપાર્જન કરવાની વાત તો દૂર રહી, કિન્તુ પોતા તરફથી કંઈક ને કંઈક ખર્ચ કરીને તેઓ માતા સરસ્વતીની સેવા કરતા હતા. સને ૧૯૪૯માં (તા. ૨૦-૩-૪૯ના રોજ) તેમની દીર્ઘકાલીન સેવાઓના સન્માનરૂપે, સર મણિલાલ બાલાભાઈ નાણાવટીના પ્રમુખપદે, એક જાહેર સમારંભ યોજીને રૂ. ૭ ૧)ની થેલી અર્પણ કરવામાં આવી તે વખતે એ રકમ પોતાની પાસે ન રાખતાં, પોતાના તરફથી માતા શારદાના ચરણે ફૂલપાંખડીરૂપે રૂ. ૫ ) ઉમેરીને કુલ રૂ. ૭૫ ૧) જેવી રકમ એમણે સાહિત્ય-પ્રકાશન માટે શ્રી મહાવીર જૈન વિદ્યાલયને સોંપી દીધી હતી.

શ્રી મોતીચંદભાઈની લેખનશૈલી એમની જીવનપ્રકૃતિની યાદ આપે એવી સ્વચ્છ, શાંત, ધીર, ગંભીર, ઠાવકી અને સરળ હતી. વાચાળતા અને પુનરુક્તિ એ બે એની મર્યાદાઓ હોવા છતાં એકંદરે એ વાચનક્ષમ હતી.

એમનું સાહિત્યસર્જન જેમ વિપુલ છે તેમ વિવિધ વિષયને સ્પર્શતું પણ છે. આમ છતાં જૈન સાહિત્યની એમની કૃતિઓ વિશેષ ધ્યાન ખેંચે એવી છે. ધર્મદૃષ્ટિએ અને તત્ત્વપુષ્ટિની દૃષ્ટિએ સમાજનું સંસ્કારઘડતર કરવું, એ એમના સાહિત્યસર્જનનો મુખ્ય હેતુ હોય એમ લાગે છે. એટલે ક્યારેક ક્યારેક તો આ હેતુને નાની કે નજીવી લાગતી, પણ જીવનઘડતર અને જીવનવ્યવહારની દૃષ્ટિએ એટલી જ મહત્ત્વની બાબતો ઉપર તેઓ પોતાના લખાણમાં યોગ્ય રીતે ભાર આપે છે.

એમની પ્રકાશિત અને અપ્રકાશિત કૃતિઓ નીચે પ્રમાણે છે—

### ધર્મ-સાહિત્ય

(૧) ઉપમિતિભવપ્રપંચ મહાકથાના પ્રથમ પ્રસ્તાવ પીઠબંધ ગુજરાતી ભાષાંતર—શ્રી સિદ્ધર્ષિગણિ પ્રણીત ઉપમિતિભવપ્રપંચા કથાના પહેલા પ્રસ્તાવ—પીઠબંધ—નું ભાષાંતર. આ પુસ્તકના પ્રારંભમાં શ્રી જૈન ધર્મ પ્રકાશના તંત્રીના નામથી જે ભૂમિકા આપવામાં આવી છે તે જોતાં આ ભાષાંતર હપ્તે હપ્તે શ્રી જૈન ધર્મ પ્રકાશ"માં વિ. સં. ૧૯૫૧માં છપાયું હશે. આ છૂટક છૂટક છપાયેલ ભાષાંતર પુસ્તકરૂપે પ્રસિદ્ધ થયું તેની પ્રસ્તાવના શ્રી મોતીચંદભાઈએ સં. ૧૯૫૧ની મૌન એકાદશીએ લખી છે.

## સાહિત્યસર્જન પાછળની દૃષ્ટિ

સાહિત્યસર્જનમાં એમની એક દૃષ્ટિ સમાજને વહેમોથી મુક્ત કરવાની હતી. જૈન દૃષ્ટિએ યોગ ના આમુખમાં શરૂઆતમાં જ તેઓ કહે છે કે —

> યોગી, જોગી, સંન્યાસી, વૈરાગી એ નામથી જાણીતા વર્ગોમાં ભાગ્યે કોઈ નવીનતાનો ચમત્કાર હોય, તેઓ ભભૂતિ નાખી દેનારા હોય, કુદરતની અમુક સત્તાને વશ કરનારા હોય એવો ખ્યાલ લોકોમાં બેસી ગયો છે. સ્વાર્થ સાધવાની ઇચ્છાવાળા, સાંસારિક વસ્તુઓ કે વિભૂતિની ઇચ્છાવાળા અને લોકોના વહેમ અને ભૂતપ્રેત ઉપર આજીવિકા ચલાવનારાઓએ લોકોના આ ખોટા વિચારને ઉત્તેજન આપવા પણ કર્યું છે એમ જણાય છે. આ ખ્યાલ તદ્દન ખોટો છે. યોગ, જે મોક્ષપ્રાપ્તિનો પરમસિદ્ધ ઉપાય છે તેને જાદુગરી કે ચમત્કાર સાથે ખાસ સંબંધ નથી. અને, બરાબર વિચાર કરતાં, લબ્ધિ અને સિદ્ધિઓ પરભાવમાં રમણતા બતાવનાર છે અને આત્માનો અધઃપાત કરાવનાર છે તેમ જ વિશિષ્ટ પુરુષો તેનો ખાસ કારણ વગર ઉપયોગ કરતા નથી, એમ શાસ્ત્રદૃષ્ટિએ બતાવવાની ઘણી જરૂર લાગી.

શ્રી મોતીચંદભાઈના અનેકમુખી વિકાસમાં દરેક વસ્તુને સમજવાની જિજ્ઞાસા અને ઉદાર-સહ ઉદાર-બુદ્ધિએ ઘણો મોટો ભાગ ભજવ્યો છે. આપણે મુસાફરી કઈ દૃષ્ટિએ કરવી જોઈએ એનું સૂચન કરતા યુરોપના સંસ્મરણો ના આમુખમાં તેઓ યથાર્થ કહે છે કે—

> "મુસાફરી આંખ ઉઘાડી રાખીને કરવાની જરૂર છે. દેશમાં ત્યાંથી ઘણું લઈ આવવા જેવું છે. રીતરિવાજો સરખાવવા યોગ્ય છે. સમાજ-બંધારણ વિચારવા જેવાં છે. મોજશોખ ખાતર પ્રવાસ કરવા જાય તે કરતાં જો શીખવાની નજરે જાય તો સહાનુભૂતિપૂર્વક કરેલ પ્રવાસ યોજના દેશને ઘણી રીતે લાભકારી થાય તેમ છે એવો મને અનુભવ થયો છે."

જે વાત પ્રવાસને માટે સાચી છે તે જ વાત સમગ્ર જીવનના વિકાસને માટે પણ એટલી જ સાચી અને જરૂરી છે. બુદ્ધિ અનુદાર સંકુચિત થઈ કે કુંઠિત થઈ તો તત્ત્વની વાત ચિત્તમાં પેસતી અટકી જ ગઈ સમજો।

એમની કલમની ખાસ ખૂબી કે ખૂબીઓમાંની એક લેખો સરળ એવી પ્રસાદી તે 'વ્યાપારકૌશલ્ય' પુસ્તકનું તા. ૨૩-૬-૧૯૧૪ ના રોજ લખાયેલ ચાર પેજનું નિવેદન. કોઈ પણ વિષયને સરળતાપૂર્વક—સૌ સહેલાઈથી સમજી શકે એવી રીતે—રજૂ કરવાની એમની ખાસ ટેવ હતી. 'વ્યાપારકૌશલ્ય' પુસ્તક જેવી રીતે તેઓએ લખ્યું છે તે અંગે તેઓ નિવેદનમાં કહે છે કે —

> ગુજરાતી ચાર ચોપડી ભણેલ છોકરી હોય તે પણ તે લેખને સમજી શકે, એક પણ અંગ્રેજી શબ્દ તેના લખાણમાં ન આવે તેની ચીવટ રાખવી. કેટલાક ગુજરાતી લેખકોની રીત હતી કે તેઓ સંસ્કૃતમય-જડબાતોડ ગુજરાતી ભાષા લખતા હતા. તેને આહ્વાનરૂપે આ નિયમ રાખ્યો હતો."

અને સાહિત્યસેવા અને સાહિત્યસર્જનની ધૂને એમને માંદગીમાં પણ જીવનને કેવો સધિયારો આપ્યો હતો, તે તેમના ઉપયુક્ત નિવેદનમાંના નીચેના શબ્દો ઉપરથી જાણી શકાય છે —

> અને મારી ફુરસદને પણ એક કામ મળ્યું હોઈ અને લાંબી માંદગીમાં આંખ અને મગજ અવ્યાબાધિત રહ્યાં તેનો પૂરતો લાભ લેવાનું અને તે દ્વારા વ્યાપારીવર્ગની સેવા કરવાનું યોગ્ય લાગ્યું"

# શ્રી આનંદઘનજીનાં પદો

[ શબ્દાર્થ, પાઠાંતર, અર્થ તથા વિવેચન સહિત ]

## ભાગ બીજો



## ॥ ॐ परमात्मने नमः ॥

## ૫૧ એકાવનમુ

ભૂમિકા—ઓગણપચાસમા પદમા ચેતના પોતાના પતિનો મેળાપ કરવા સાધના કરતી લેવામાં આવી. એની વિરહદશાનો એણે હાક્ષણિક ખ્યાલ આપ્યો. એ આખા પદમા વિરહકાળ ભોગવતી આર્યહૃદયાનુ આબેહૂબ ચિત્ર રજૂ કરી તેમા વિશિષ્ટ રહસ્ય દર્શ કર્યું છે

હવે જરા પચાસમા—પ્રથમ ભાગના છેલ્લા—પદ પર નજર નાખી જઈએ.

વિરહી ચેતના પોતાના પતિનો 'શુદ્ધ નિરજન નાથ'નો, 'આનંદઘન'નો મેળાપ કરવા ઘણી આતુર છે પણ હજુના ઘેનમા પડેલા ચેતનજીને 'દેહ' કે 'ગેહ'નું ભાન નથી 'સ્નેહ (નેહ)નો વટુ એનામાથી ભાગી ગયો છે અને એ સુમતિ કે ચેતનાને કદી યાદ પણ કરતા નથી, એટલે વિરહપીડી વામા 'અનુભવ' નામના એક મિત્રને બોલાવી પતિને કેમ મનાવવા તે સબધી સૂચના કરે છે આમા વર્તમાન પતિ સબધી સ્થિતિનું જ્ઞાન સમજાવટની નીતિ રીતિનું જ્ઞાન અને પતિવ્રતાને યોગ્ય આતર સૂચિત છે એનો અંતર હાર્દ વિશિષ્ટ અધ્યાત્મમય છે એ છેવટે પતિને મળવાની તાલાવેલી બતાવી, પૂરતી ભલામણ કરવા સાથે, છેવટે જરા રોસથી એમ પણ કહી દે છે કે કાં તો પતિને મેળવી આપ અને નહિ તો તું પણ ધનાશ્રી કર—ચાલતો થા! સમતા અને અનુભવનો સબંધ શુદ્ધ ચેતનરાજ સાથે એવો છે કે એમાં આ સર્વ ભાવ બેસે છે આવા આવા પ્રયત્નો સમતાએ—સુમતિએ પતિને મળવા કર્યા. એના મનના કોડ પતિને આનંદ સ્વરૂપે મળવાના છે એ ધ્યાનમા રહે. પણ પતિરાજ તો હજુ નાટકમાં પડ્યા છે એ તો કોઈ વખત શક (ઇંદ્ર)નો વેશ લે છે તો કોઈ વખત ફેંકી દેવા યોગ્ય છાશનો આકાર લે છે અને અનેક વખત એ ખોટાં ખાતા ખતવવા મંડી પડે છે. એ પોતાને માથે ઘણું (કમરૂપ) દેવું હોવા છતાં કરજ વધારતા જ જાય છે અને વધારે વધારે ભારે થતા જાય છે આવી એ ચેતનરાજની વર્તમાન સ્થિતિ થઈ રહી છે આવી સ્થિતિમાં આપણે સમતા અને ચેતનરાજને પચાસમા પદની આખરે મૂકી આવ્યા.

હવે આપણે ચાલુ પદ પર આવી એ.

આ પદ યોગભાવમાં લખાયેલું છે એમા બહુ પ્રચ્છન્ન ભાવ ભરેલો છે એમાં ધ્યાનનો પ્રાગતિક રસ્તો બતાવ્યો છે તે આપણે ક્રમશઃ જ જોઈશું. પ્રથમ ભાદ્રપદ માસની અંધારી રાત્રી શી ચીજ છે તે સમજીએ. એ અતિ દારુણ રાત્રી વર્તતી હોય ત્યારે ભારે વરસ ભય કર લાવે છે એમાં કોઈ વસ્તુનો સાચો ખ્યાલ આવતો નથી. શરીરપ્રવૃત્તિ, બહારની સર્વ અગવડોને કારણે, થઈ શકતી નથી અને ચિત્તમા ભારે વ્યગ્રતા લાવ્યા કરે છે આવા પ્રકારની રાત્રી એટલે શું? એ ચેતનની નિશાવસ્થા છે જ્યા સુધી ચેતન પરવસ્તુને પોતાની માને છે અને તેમા રમણ કરવામાં આનંદ માને છે, ત્યા સુધી એને ભાદ્રપદ માસની રાતો જ વર્ત્યા કરે છે એ

॥ ॐ परमात्मने नमः ॥

## પદ એકાવનમું

ભૂમિકા—ઓગણપચાસમા પદમા ચેતના પોતાના પતિનો મેળાપ કરવા યાચના કરતી લેવામા આવી. એની વિરહદશાનો એનુ તાત્વિક ખ્યાલ આપ્યો. એ આખા પદમા વિરહકાળ ભોગવતી આર્યહૃદયાનું આબેહૂબ ચિત્ર રજૂ કરી તેમાં વિશિષ્ટ રહસ્ય દાખલ કર્યું છે

હવે જરા પચાસમા—પ્રથમ ભાગના છેલ્લા—પદ પર નજર નાખી જઈએ.

વિરહી ચેતના પોતાના પતિનો શુદ્ધ નિરંજન નાથનો, 'આનંદઘન'નો મેળાપ કરવા ઘણી આતુર છે પણ દારૂના ઘેનમા પડેલા ચેતનજીને નેહ કે 'નેહ'નું ભાન નથી; 'સ્નેહ (નેહ)નો વધુ એનામાથી ઓછો થયો છે અને એ સુમતિ કે ચેતનાને કહી વાત પણ કરતા નથી, એટલે વિરહવેદી વામા 'અનુભવ' નામના એક મિત્રને બોલાવી પતિને કેમ મનાવવા તે સંબંધી સૂચના કરે છે આમા વર્તમાન પતિ સંબંધી સ્થિતિનું જ્ઞાન, સમજાવટની નીતિરીતિનું જ્ઞાન અને પતિવ્રતાને યોગ્ય આતર સૂચિત છે એનો આતરરૂપ વિશિષ્ટ અધ્યાત્મમય છે એ છેવટે પતિને મળવાની તાલાવેલી બતાવી, પૂરવી ભલામણ કરવા સાથે, છેવટે જરા રોષથી એમ પણ કહી દે છે કે કાં તો પતિને મેળવી આપ અને નહિ તો તું પણ બનાવટી કર—આલતો થા! સમતા અને અનુભવનો સંબંધ શુદ્ધ ચેતનરાજ સાથે એવો છે કે એમાં આ સર્વ ભાવ બેસે છે આવા આવા પ્રયત્નો સમતાએ—સુમતિએ પતિને મળવા કર્યા. એના મનના કોડ પતિને આનંદ સ્વરૂપે મળવાના છે એ ધ્યાનમા રહે. પણ પતિરાજ તો હજુ નાટકમાં પડ્યા છે એ તો કોઈ વખત રાંક (ઉંદર)નો વેશ લે છે તો કોઈ વખત ફેંકી દેવા યોગ્ય છાશનો આકાર લે છે અને અનેક વખત એ ખોટા ખાતા ખતવવા મંડી પડે છે એ પોતાને માથે ઘણું (કર્મરૂપ) દેવું હોવા છતા કરજ વધારતા જ જાય છે અને વધારે વધારે ભારે થતા જાય છે. આવી એ ચેતનરાજની વર્તમાન સ્થિતિ થઈ રહી છે આવી સ્થિતિમાં આપણે સમતા અને ચેતનરાજને પચાસમા પદની આખરે મૂકી આવ્યા.

હવે આપણે ચાલુ પદ પર આવીએ.

આ પદ યોગમાર્ગમા લખાયેલું છે એમા બહુ પ્રૌઢ ભાવ ભરેલો છે. એમા ધ્યાનનો પ્રાગતિક રસ્તો બતાવ્યો છે તે આપણે હમણા જ જોઈશું. પ્રથમ ભાદ્રપદ માસની અંધારી રાત્રી શી ચીજ છે તે સમજીએ. એ અતિ ઘોર રાત્રી વર્તતી હોય ત્યારે ચારે તરફ અંધકાર લાગે છે, એમાં કોઈ વસ્તુનો સાચો ખ્યાલ આવતો નથી. શરીરસ્ફૂર્તિ, બહારની સૂઝ અજવાળાને કારણે, થઈ શકતી નથી અને ચિત્તમા ચારે ભ્રમતા લાગ્યા કરે છે આવા પ્રકારની રાત્રી એટલે શું? એ ચેતનની વિભાવદશા છે જ્યા સુધી ચેતન પરવસ્તુને પોતાની માને છે અને તેમાં રમણ કરવામા આનંદ માને છે ત્યા સુધી એને ભાદ્રપદ માસની રાતો જ વર્ત્યા કરે છે એ

પરભાવમાં વર્તતો હોય ત્યારે એને મનમાં આનંદ દેખાય છે. બાબોમાં સુખ લાગે છે, જમીન જાગીરનો વટાવ ખાતાં એને ઘેરીગીર લોહી ચઢે છે, મહેલા ઘરમાં મોજ લાગે છે, માલિકીમાં મહત્તા લાગે છે, વસ્તુઓની જમાવટમાં રાગ થાય છે; એને સગાં, મિત્ર, સ્ત્રી, સંતતિમાં સંબંધ દેખાય છે, સગાં-સંબંધીઓના વેધ સાચવવામાં જીવનસાર્થક્ય જણાય છે અને માન્યતાની આબરૂ અને મોહની ખેંચતાણ એને જમીનથી જરા પણ ઊંચે ઉડ્ડયન કરવામાં આડે આવે છે.

સ્થૂળ રાગ-વિભાવદશાનો રાગ-ઉપરની બાબતોમાં થાય છે એટલેથી જ વાત પતતી નથી. શરીર પરનો રાગ પણ એટલો જ આકરો છે. ચેતનરાજ સિવાયની સર્વ વસ્તુ પર છે. એ પરમાં જેટલી રમણતા તે સર્વ વિભાવદશા છે. પછી એ રાગ સ્થૂળ રૂપ લે અથવા આબરૂ કે માનનું માનસિક રૂપ લે, કે આશાપાશનું કલ્પિત રૂપ લે, ગમે તે આકાર લે, પણ અંદરથી જરા પણ બહાર નીકળે એટલે એને વિભાવદશામાં રમણ કરવાનું થાય છે.

રાગ જેટલો દ્વેષ વિભાવ શત્રુનું જ રૂપક પકડે છે. એના આકરા સ્વરૂપો વધારે સ્પષ્ટ રીતે દેખાય છે. એનું વર્ણન કરવાની જરૂર નથી. માત્ર એ પર અંગુલીનિર્દેશ કરી એના અનેક આવિર્ભાવોનો પણ તેમાં સમાવેશ કરી લઈએ. આ રાગદ્વેષજન્ય કષાયો એટલા જ આકરા છે અને તેની સાથે આખો સંસાર પ્રાણીને પરભાવમાં રમણ કરાવનાર છે. ખાસ કરીને મોહરાજનો આખો પરિવાર એમાં મુખ્ય ભાગ ભજવે છે અને એને મદદ કરનાર વેદનીય, નામ, ગોત્રાદિ સહકારી રીતે વર્તે છે. ટૂંકામાં ચેતનના જ્ઞાન, દર્શન, ચારિત્રાદિ અસલ ગુણો સિવાય એનું આખું વર્તન સ્થૂળ કે સૂક્ષ્મ હોય તે સર્વ એને વિભાવમાં રાખનાર છે. એમાં કોઈ ભાવ વિશિષ્ટ હોય, કોઈ અપ્રશસ્ત હોય, કોઈ સામાન્ય હોય, કોઈ નજીક હોય, ગમે તે હોય, પણ જેવો ચેતન સ્વભાવમાંથી બહાર નીકળ્યો કે એ વિભાવમાં વધતે-ઓછે અંશે પડી જાય છે.

આ વિભાવ એનો મૂળ સ્વભાવ નથી, પણ એને સંસાર સાથે અનાદિ કાળથી એવો ગાઢો સંબંધ થઈ ગયો છે કે જાણે વિભાવ, એ જ એનું રમણસ્થાન હોય એવી એની દશા થઈ ગઈ છે. એને જે તાદાત્મ્યસંબંધ ધન, સ્ત્રી, પુત્રાદિની વિચારણા કે તેમને અંગેના થતાં પ્રયોગોમાં થાય છે તેવો તેના પોતાના અંતર માટે થતો નથી; એને બહુધા અંતરને માટે વિચાર જ થતો નથી; એને વિચાર કરવાની ફુરસદ જ મળતી નથી. અને એ રીતે એ વિભાવમાં ચાલ્યો જાય છે, નમ્યો જાય છે અને તેમાં ડૂબી જાય છે.

આ વિભાવદશા તે આશ્રવની વાત છે. વિભાવદશામાં મસ્ત થયેલા ચેતનને તે અવસ્થામાં મસ્તતા આવી જાય છે, પણ એની વિશુદ્ધ ચેતના એની એ સ્થિતિ જોઈ ખૂબ ત્રાસ પામે છે. ચેતનના પોતાના ધર્મો ભલે ઢંકાઈ આચ્છાદિત થઈ ગયા હોય, છતાં પણ તે તો છે અને અંદરથી અવાજ કરનાર શક્તિ તો જરૂર કરે છે. ચેતનની સ્વભાવ અને વિભાવ

દશાનું સ્પષ્ટ પૃથક્કરણ કરી શકાય છે અને તેમ કરીને એને એવી દશામાં બરાબર ઓળખવાની આવશ્યકતા છે આ પદમાં સ્વભાવદશાની ચેતના પરભાવમાં રમણ કરતા ચેતનને બોધ કરી વસ્તુસ્વરૂપનું ભાન કરાવે છે અને એનું સુંદર પરિણામ આવે છે

આ પદમાં જે વિશિષ્ટ ભાવ વ્યવહારુ નજરે મૂક્યો છે અને તેમાં ચેતનની વિશિષ્ટ પરિસ્થિતિ સુધી નજર પહોંચાડી છે તે બરાબર સમજવા યોગ્ય છે. શુદ્ધ દશા ચેતનને અત્યારે દૂરથી જુએ છે એ નિર્માલ્ય સંસારરસમાં ખરડી રહ્યો છે; એને ધન પુત્ર, પત્ની, વૈભવ પર પ્રેમ આવે છે; એને ખાવાપીવામાં, નાચવાકૂદવામાં, નાટક સિનેમા જોવામાં રસ પડે છે; એને મોટરગાડીમાં ફરવામાં જીવનના લહાવા દેખાય છે એને ધંધા કરવામાં એકતાન થાય છે એને જ્ઞાન, ભક્તિ, ક્રિયામાં જરા રસ લાગે છે તોપણ ત્યાં તાદાત્મ્યનો અભાવ, અલ્પભાવ કે વિરલતા દેખાય છે. આવી પરિસ્થિતિ અનંત ગુણના ધણીની જોઈ વિશિષ્ટ ચેતના ખૂબ ખેદ કરે છે. અત્યારે પતિ એવી દશામાં વર્તે છે કે એને પોતાના ખરા કેવું છે તેનો ખ્યાલ પણ બરાબર આવતો નથી. પતિની આવી દશા વર્તે એ વિશિષ્ટ ચેતનાની દૃષ્ટિએ ભાદરવા મહિનાની ઘોર અંધારી મેઘલી રાત છે એ રાત્રિમા—એ વિવેકવિહીન દશામા—શુદ્ધ ચેતનાને કેવા કેવા વિચારો આવે છે તેનું અત્રે વિવેચન કર્યું છે

એ વર્ણન કરવા પહેલા વિવેક શું છે તે જરા તપાસી લઈએ. આપણે સોળમા પદમા મિત્ર વિવેકને બાજુ પર સાંભળ્યો છે (પૃષ્ઠ ૨૨૮). આ જીવનમા વિવેકને જો બરાબર ઓળખાય તો બેડો પાર થતાં વાર લાગે તેમ નથી. વાત એ છે કે આ ચેતન–પ્રાણી પોતાનું શું છે પારકું શું છે તેનું ભાન ભૂલી ગયો છે જે ઘર, વસ્તુ ધન આદિને એ પોતાના માને છે તેનો તેની સાથે અલ્પ કાળનો સંબંધ હોઈ તે તેના નથી. તે જ પ્રમાણે સ્નેહસંબંધ કે સગપણ અલ્પ કાળના છે તેના જે પાત્રો હોય તેને પોતાના ન કહી શકાય. આપણી નજરે આપણા અંતરના [ છેક નજીકના ] સ્નેહીઓ ચાલ્યા ગયા, અને આપણે બેસી રહ્યા. જીવનમા એ ઉપરાંત સ્નેહસંબંધની અનિત્યતા બતાવનાર પાર વગરના પ્રસંગો આપણે અનુભવ્યા. ભાઈ–ભાઈના કજિયા, પિતા–પુત્રના કજિયા, મિત્ર–મિત્રના કજિયા અને એવા એવા અનેક પ્રસંગો પ્રત્યેકે એટલા અનુભવ્યા હશે કે આ જીવનમા કોને પોતાના માનવા અને કોને પર માનવા એની શંકા પડી જાય તેમ છે. જેને આવા અનુભવો નજરે ન પડ્યા હોય તેમને અહીં જણાવી દેવું પ્રાસંગિક ગણાય કે આ જીવનમા સ્થાયી સંબંધની આશા રાખવી, એ પાયા વગરના મહેલને રચવાના મનોરથ તુલ્ય છે

ધનની અસ્થિરતા તો આ કાળમા બહુ બતાવવી પડે તેમ નથી. આવી રીતે જે શરીરને અનેક ઉપચારોથી પોતાનું માની પોષવામાં આવે છે તે અનેક વાર દગો દે છે અને, બીજાઓના સંબંધમાં બનતું જોયું છે તેમ, અંતે એ અહીં પડ્યું રહે છે

આવી રીતે શરીરથી માંડી સર્વ વસ્તુ અને સર્વ સંબંધીઓનો પ્રસંગ અલ્પ કાળનો છે, એ સમજી લેવું, એ વિવેકજ્ઞાનનો પ્રથમ પાયો છે એ સર્વ સંબંધો, વસ્તુઓ અને

આનંદઘનનો મિલાપ સમતા સાથે થવાનો છે એમ તું સમજ. આનંદઘનમાં જે 'આનંદ' શબ્દ છે એ અતિ વિસ્તૃત અર્થમાં સમજવાનો છે. ચેતનના અનંત ગુણમાં રમણ કરવું તે એનો નિજાનંદ છે. એ આનંદને વ્યવહારના કોઈ પણ આનંદ સાથે સરખાવી શકાય તેમ નથી. સ્થૂળ આનંદ કરતાં માનસિક આનંદ ઉચ્ચતર છે, એનાથી આત્મિક આનંદ વિશિષ્ટ છે; એનાથી પાર અભેદ અને અતિ વિશિષ્ટ પરમ આનંદ, જે સર્વ ત્યાગને પરિણામે પ્રાપ્ય છે તે આનંદ મહાતેજસ્વી, અનુપમેય, અવર્ણ્ય, અસ્ખલિત, અબાધિત, નિરવધિ અને પરમ પવિત્ર છે. એનાથી આગળ કોઈ આનંદ ન હોઈ એ સર્વના શિખર પર બિરાજિત છે. એ આનંદને પ્રાપ્ત કરવાનું અંતિમ ધ્યેય છે.

વિભાવદશા પૂરી થાય અને અનંત પ્રકાશરૂપ ભાનુનો ઉદય થાય ત્યારે એ આનંદનો ઘન સમભાવ સાથે પ્રાપ્ત થાય અને ત્યારે ચેતનાની અમાવસ્યા માસની રાત્રીઓ પૂરી થાય. અત્યારે તો એ નિશદિન જોઉં તારી વાટડી એમ બોલીને એનું માર્ગનિરીક્ષણ કરી રહી છે. જ્યારે પતિરાજ સન્મુખ મળે ત્યારે એનો વિરહકાળ જરૂર ભાંગશે, અને ભાંગશે ત્યારે હંમેશને માટે પતિ સાથે એનો ચિર સંબંધ થઈ જશે. આ વાત તું સમજ એમ છેવટે કહી આ ભાવપૂર્ણ પદની પર્યાપ્તિ કરવામાં આવી છે. અત્યારે ચેતના આશામાં રહી છે કોઈ દિવસ ભાનુનો ઉદય થશે એવી તેને ખાતરી છે. એ ભરોસે હાલ તો એ અમાવસ્યાની વિકટ રાતો પણ પસાર કર્યે જાય છે (૫)

ઉપસંહાર—આ વિભાવરાત્રી કોઈ પણ રીતે પૂરી થાય અને અંતિમ ધ્યેયરૂપ સાધ્ય ભાનુનો ઉદય થાય, એ આદર્શ નિરંતર સમીપ રાખવા યોગ્ય છે. સ્થૂળ જગતના પ્રસંગો રાગદ્વેષાવૃત સ્થિતિમાં એટલા આકર્ષક થઈ પડે છે કે એનો ત્યાગ ભારે મુશ્કેલ છે; પણ એમાં સાર નથી, આનંદ નથી, સ્થિરતા નથી, સ્થાયિતા નથી, અને એ સર્વ જાણવા છતાં અંધકારમાં જ રહેવાનું થાય છે એ ભારે વિચિત્ર વાત છે. પણ છતાં એમ ને એમ ચલાવી લેવાની ટેવ પડી છે તે જતી નથી. બાકી, જરા ઊંડા ઊતરીને વિચાર કરવામાં આવે અથવા અવલોકનની સાચી નિષ્ઠાથી આજુબાજુ જોવામાં આવે તો સ્પષ્ટ જણાય છે કે એ વાતમાં કાંઈ માલ નથી. ગમે તેમ કરીને આ વિભાવરીનો છેડો લાવવો ઘટે. અને એકવાર એનો છેડો આવ્યો એટલે પછી સર્વ રસ્તા ખુલ્લા થઈ જાય તેમ છે.

યોગીની નજરે સંત પછી તુરત ભાનુનો ઉદય દેખાય છે પણ ઘણાખરા એ સીધા માર્ગ લેતા નથી, લઈ શકતા નથી. તેવાઓને માટે વિસ્તીર્ણ અનેક માર્ગો છે. ત્યાગ વગર એ રસ્તા પ્રાપ્ય નથી અને હરામ બેસી રહી ભાનુઉદય—આત્મદર્શનની આશા રાખવી એના જેવો ભ્રમ નથી. પોતાને યોગ્ય માર્ગ શોધી ગમે તે રીતે આ વિભાવ રાતના અંધકારમાંથી પ્રકાશ પ્રાપ્ત કરવો આવશ્યક છે એ માર્ગનું દર્શન કરાવવાનો આ યોગપદનો આશય સમજાય છે (૫૧)

## પદ બાવનમું

ભૂમિકા—'આનંદ' યોગનો બહુ રહસ્યભરપૂર શબ્દ છે. ચેતન એના અસલ સ્વરૂપે આનંદમય છે એ આનંદ એટલે શું? એ સમજવાનો પ્રથમ પ્રયત્ન કરીએ. એકવીશમા પદની આખરે ગાન કર્યું કે—

> અનુભવગોચર વસ્તુકો રે જાણવો યહ ઈલાજ
> કહન સુનનકો કછુ નહિ પ્યારે આનંદઘન મહારાજ

ત્યા જે અનુભવગોચર વસ્તુની વાત કરી છે, એમા કીધું-કહ્યું કાઈ ચાલે તેમ નથી. એ અનુભવગોચર વસ્તુનો ખરો ખ્યાલ તો સાક્ષાત્ અનુભવે જ આવે. સાકરનો સ્વાદ સાકર ખાવામા જ છે, એનું વર્ણન ગમે તેટલું કરવામા આવે, પણ જેણે સાકર ન ખાધી હોય, તેને એનો ખ્યાલ આવવો કે આપવો ઘણો મુશ્કેલ છે લગભગ અશક્યની કોટિમાં આવે છે આપણે પામર જીવો એ કોટિમા છીએ, છતા પ્રયત્ન કરીએ.

એનો કાંઈક ખ્યાલ કરવા વ્યવહારજીવન તરફ નજર કરીએ. સ્થૂળ જીવનવાળા પ્રાણીઓને ખાવાપીવામા આનંદ આવે છે ભીંડાના એવા શોખીન જોયા છે કે ગમે તે ભાવના ભીંડા ખરીદી ખાશે ત્યારે એને આનંદ આવશે. દારૂની લતમા પડેલા ઘરબાર વેચી, સ્ત્રી સાથે કજીઆ કરી છોકરાઓને ભૂખ્યા રાખી દારૂ પીશે અને તેમા આનંદ મેળવશે. આ સર્વ આનંદો ઈંદ્રિયજન્ય અથવા ઇંદ્રિય સંબંધી હોઈ સ્થૂળ છે.

સ્થૂળ આનંદમા ધનસંચય, રમતગમતના અનેક પ્રસંગો વગેરેનો સમાવેશ થાય છે આ સર્વ આનંદમા તરતમતા જરૂર હોય છે પણ એ સર્વ આનંદ જઘન્ય પ્રકારમાં આવે છે એ સર્વ આનંદ તદ્દન ક્ષણિક છે વ્યવહારુ છે અનિત્ય છે અને પૂરા થાય એટલે માત્ર સંસ્કાર મૂકી જાય છે. દૂધપાક ખાધો એટલે વાત ખલાસ થઈ ગઈ ધનપ્રાપ્તિનો આનંદ થોડો વધારે વખત ચાલે છે તો એમા અન્ય આકળામણોનો પાર નથી.

આનાથી ઉપરની કોટિમાં માનસિક આનંદ આવે છે એક વખત ભોગ આપીને સત્યને વળગી રહેવામાં આવે અથવા બોલવામા સંયમ રાખવામાં આવે ત્યારે સ્થૂળ ભોગ અપાય છે, પણ મનમા ભારે આનંદ થાય છે. પ્રામાણિક વર્તન, નિરભિમાનતા, ઉપકારવૃત્તિ, નિર્લોભવૃત્તિ, દંભ રહિત જીવન, નિષ્કપટ ભાવ, મહાઉશ્કેરણીના પ્રસંગોમાં ક્ષમા, કાયર પ્રસંગોમાં ધૈર્ય દેશકાળની ગણતરી કરી વિવેકપૂર્વકનું ઔદાર્ય હાસ્યના પ્રસંગોમાં દાક્ષિણ્ય વગેરે વગેરે અનેક સદ્ગુણો માનસિક આનંદ આપે છે અને એની મુદત સ્થૂળ આનંદ કરતાં મોટી હોય છે. એવા પ્રસંગોએ મનમાં જે છાપ પડી જાય છે તે બહુ આનંદ આપનારી છે. સદ્ગુણોના સંવ્યવહારમાં મન અને હૃદય બન્નેની એકતા થઈ જાય છે, એ ધ્યાનમા રાખવું.

માત્ર માનસિક આનંદનો પ્રસંગ નવીન શોધ કરવામાં, કોઈ મુશ્કેલ કોયડો ઉકેલવામાં

મળી. બપૈયા ખરેખર સુભગ છે એ પોતાનો સૂર મેળવે છે અને તેમ કરીને ચેતના સાથે તાન પૂરે છે સંગીતમાં તાન લેવાથી ગાનનું માધુર્ય ખૂબ વધે છે એ જાણીતી વાત પર અત્ર ઉલ્લેખ છે જ્યારે પ્રેમનો ઉન્માદ થયા છે ત્યારે સમજણપણું ઊડી જાય છે ચાતકનો અવાજ સાંભળીને એ વિરહી સ્ત્રી પ્રાણ નીકળી જાય તેટલું દુઃખ થવાની સંભાવના કરે છે, તે જ બપૈયાનો અવાજ સાંભળીને જાણે તે પોતાના તાનમાં સૂર પૂરતો હોય એવી કલ્પના વિરહવેલીને કરાવે છે (૪)

रात विमाव विलात है हो, उदित सुभाव सुभान;
सुमता साच मते मिले हो, आए 'आनंदघन' मान        मालुकी० ५

**અર્થ**—વિભાવ (અંધારી) રાત ખપી જાય છે વીતી જાય છે અને સ્વભાવભાનુનો ઉદય થાય છે એટલે સમતાના સાચા મત (સાન)માં આવીને આનંદના પૂર મળી ગયા, એમ તું માન, સમજ (૫)

**વિવેચન**—પણ એ તાનમાં ભારે મજા આવી ગઈ પતિનો વિરહ આ શુદ્ધ ચેતનાના તાનમાં જ દૂર થઈ ગયો. જ્યારે ધ્યાનમાં ધ્યાતા, ધ્યેય ને ધ્યાનની એકતાનતા થાય છે ત્યારે જે પરિણામ થાય તે અત્ર થાય છે શુદ્ધ ચેતનાની એકતાનતા અત્ર પતિરાજ વશ થાય છે પતિની વિભાવદશા પૂરી થાય છે એ સ્વસ્વરૂપ જુએ છે એને સ્વનો ખ્યાલ આવે છે એ બાહ્ય વસ્તુની અસારતા જોઈ-જાણી-અનુભવી એને સાચી નજરે જુએ છે. અને જેવો સાચો ખ્યાલ અંતરદૃષ્ટિથી આવ્યો કે અંધારી રાત પૂરી થાય છે.

અને રાત ગઈ એટલે સૂર્યનો પ્રકાશ થાય છે ત્યાં તો પછી સર્વ અવિદ્યાનો નાશ થઈ જાય છે સંસારદશા ઊઠી જાય છે પછી બહાર જોવાની ટેવ પૂરી થઈ જાય છે અને બાહ્ય દશાને બદલે અંતરદૃષ્ટિ આવી જાય છે; સ્વ-પરનું વિવેચન થઈ જાય, સ્વને ઓળખાય અને સ્વીકારાય, પરને પિછાનાય અને ત્યાગ કરાય અને એ માત્ર ઉપર ઉપરથી વાતો કરવા કે માત્ર જાણવારૂપે નહિ પણ વર્તન તરીકે પ્રાપ્ત થાય, એટલે રાત્રી પૂરી થઈ ગઈ ભાનુનો ઉદય થયો અને શુદ્ધ ચેતનાનો આનંદઘન સાથે મેળાપ થયો, ચેતનાની લાંબા વખતની વિરહદશા પૂરી થઈ અને શુદ્ધ ચેતનાના મનોરથ સિદ્ધ થયા.

અથવા ચેતના પોતાના મંદિરમાં બેસી પતિવિરહના ગાન કરતા, નિઃશ્વાસ મૂકતા છેવટે કહે છે કે જ્યારે આ વિભાવરાત પૂરી થશે અને વિવેકભાનુનો ઉદય થશે, ત્યારે

---

પાઠાંતર—સુભાન-સુભાનુ માન-માનું

શબ્દાર્થ—વિભાવ = ભાવ પ્રકાશ વગરની, અંધારી. વિલાત = વીતી જાય છે પસાર થઈ જાય છે સુભાવ = સુપ્રકાશવાળો સુભાન = સુભાનુ, સૂર્ય સુમતા = સમતાના સાચમતે = સાચો અભિપ્રાય, સમજણ. મિલે = મળીને. આનંદઘન = આનંદનો પૂ માન = સમજ જો, વિચાર, કબૂલ કર.

આનંદઘનનો મેળાપ સમતા સાથે થવાનો છે એમ તું સમજ. આનંદઘનમાં જે 'આનંદ' શબ્દ છે એ અતિ વિસ્તૃત અર્થમાં સમજવાનો છે. ચેતનના અનંત ગુણમાં રમણ કરવું તે એનો નિજાનંદ છે એ આનંદને વ્યવહારના કોઈ પણ આનંદ સાથે સરખાવી શકાય તેમ નથી. સ્થૂળ આનંદ કરતાં માનસિક આનંદ ઉચ્ચતર છે; એનાથી આત્મિક આનંદ વિશિષ્ટ છે; એનાથી પાર ગયેલ અને અતિ વિશિષ્ટ પરમ આનંદ, જે સર્વ ત્યાગને પરિણામે પ્રાપ્ય છે તે આનંદ મહાતેજસ્વી, અનુપમેય, અવર્ણ્ય, અસ્ખલિત, અબાધિત, નિરવધિ અને પરમ પવિત્ર છે. એનાથી આગળ કોઈ આનંદ ન હોઈ એ સર્વના શિખર પર વિરાજિત છે. એ આનંદને પ્રાપ્ત કરવાનું અંતિમ ધ્યેય છે.

વિભાવદશા પૂરી થાય અને અનંત પ્રકાશરૂપ ભાનુનો ઉદય થાય ત્યારે એ આનંદનો ઘન સમભાવ સાથે પ્રાપ્ત થાય અને ત્યારે ચેતનાની અમાવસ્યા માસની રાત્રીઓ પૂરી થાય. અત્યારે તો એ નિશદિન જોઉં વાટડી એમ બોલીને એનું માર્ગનિરીક્ષણ કરી રહી છે જ્યારે પતિરાજ સાથમતે મળે ત્યારે એનો વિરહકાળ જરૂર ભાંગશે, અને ભાંગશે ત્યારે હંમેશને માટે પતિ સાથે એનો ચિર સંબંધ થઈ જશે. આ વાત તું સમજ એમ છેવટે કહી આ ભાવપૂર્ણ પદની પર્યાપ્તિ કરવામાં આવી છે. અત્યારે ચેતના આશામાં રહી છે કોઈ દિવસ ભાનુનો ઉદય થશે એવી તેને ખાતરી છે. એ ભરોસે હાલ તો એ અમાવસ્યાની વિરહી રાતો પણ પસાર કર્યે જાય છે. (૫)

**ઉપસંહાર**—આ વિભાવદશા કોઈ પણ રીતે પૂરી થાય અને અંતિમ ધ્યેયરૂપ સાધ્ય ભાનુનો ઉદય થાય, એ આશય નિરંતર સમીપ રાખવા યોગ્ય છે. સ્થૂળ જગતના પ્રસંગો રાગદ્વેષયુક્ત સ્થિતિમાં એટલા આકર્ષક થઈ પડે છે કે એનો ત્યાગ ભારે મુશ્કેલ છે, પણ એમાં સાર નથી, આનંદ નથી, સ્થિરતા નથી, સ્થાયિતા નથી, અને એ સર્વ જાણવા છતાં અંધકારમાં જ રહેવાનું થાય છે એ ભારે વિચિત્ર વાત છે. પણ છતાં એમ ને એમ ચલાવી લેવાની ટેવ પડી છે તે જતી નથી. બાકી, જરા ઊંડા ઊતરીને વિચાર કરવામાં આવે અથવા અવલોકનની સાચી નિષ્ઠાથી આજુબાજુ જોવામાં આવે તો સ્પષ્ટ જણાય છે કે એ બાબતમાં કાંઈ માલ નથી. ગમે તેમ કરીને આ વિભાવરીનો છેડો લાવવો ઘટે. અને એકવાર એનો છેડો આવ્યો એટલે પછી સર્વ રસ્તા ખુલ્લા થઈ જાય તેમ છે.

યોગીની નજરે રાત પછી તુરત ભાનુનો ઉદય દેખાય છે પણ વ્યવહારુ એ સીધો માર્ગ લેતા નથી, લઈ શકતા નથી. તેવાઓને માટે વિરહના અનેક માર્ગો છે. ત્યાગ વગર એ રસ્તા પ્રાપ્ય નથી અને ઘરમાં બેસી રહી ભાનુઉદય—આત્મદર્શનની આશા રાખવી એના જેવો ભ્રમ નથી. પોતાને યોગ્ય માર્ગ શોધી ગમે તે રીતે આ વિભાવ રાતના અંધકારમાંથી પ્રકાશ પ્રાપ્ત કરવો આવશ્યક છે. એ માર્ગનું દર્શન કરાવવાનો આ યોગપદનો આશય સમજાય છે. (૫૧)

## પદ બાવનમું

ભૂમિકા— આનંદ યોગનો બહુ રહસ્યભરપૂર શબ્દ છે. ચેતન એના અસલ સ્વરૂપે 'આનંદમય' છે એ આનંદ એટલે શું? એ સમજવાનો પ્રથમ પ્રયત્ન કરીએ. એકવીશમા પદની આખરે ગાન કર્યું કે—

અનુભવગોચર વસ્તુકો રે જાણવો યહ ઇલાજ;
કહન સુનનકો કછુ નહિ પ્યારે, આનંદઘન મહારાજ

ત્યાં જે અનુભવગોચર વસ્તુની વાત કરી છે એમાં કીધું-કહ્યું કાંઈ ચાલે તેમ નથી. એ અનુભવગોચર વસ્તુનો ખરો ખ્યાલ તો સાક્ષાત્ અનુભવે જ આવે. સાકરનો સ્વાદ સાકર ખાવામાં જ છે; એનું વર્ણન ગમે તેટલું કરવામાં આવે, પણ જેણે સાકર ન ખાધી હોય, તેને એનો ખ્યાલ આવવો કે આપવો વધુ મુશ્કેલ છે લગભગ અશક્યની કોટિમાં આવે છે. આપણે પામર જીવો એ કોટિમાં છીએ, છતાં પ્રયત્ન કરીએ.

એનો કાંઈક ખ્યાલ કરવા વ્યવહારજીવન તરફ નજર કરીએ. સ્થૂળ જીવનવાળા પ્રાણીઓને ખાવાપીવામાં આનંદ આવે છે. ભીંડાના એવા શોખીન લોકો છે કે ગમે તે ભાવના ભીંડા ખરીદી ખાશે ત્યારે એને આનંદ આવશે. દારૂની લતમાં પડેલા ઘરબાર વેચી, સ્ત્રી સાથે કલેશ કરી, છોકરાઓને ભૂખ્યા રાખી દારૂ પીશે અને તેમાં આનંદ મેળવશે. આ સર્વ આનંદો ઇંદ્રિયજન્ય અથવા ઇંદ્રિય સંબંધી હોઈ સ્થૂળ છે.

સ્થૂળ આનંદમાં ધનસંચય, રમતગમતના અનેક પ્રસંગો વગેરેનો સમાવેશ થાય છે. આ સર્વ આનંદમાં તરતમતા જરૂર હોય છે પણ એ સર્વ આનંદ જઘન્ય પ્રકારમાં આવે છે. એ સર્વ આનંદ તદ્દન ક્ષણિક છે વ્યવહારુ છે અનિત્ય છે અને પૂરા થાય એટલે માત્ર સંસ્કાર મૂકી જાય છે. દૂધપાક ખાધો એટલે વાત ખલાસ થઈ ગઈ. ધનપ્રાપ્તિનો આનંદ થોડો વધારે વખત ચાલે છે તો એમાં અન્ય મૂંઝામણોનો પાર નથી.

આનાથી ઉપરની કોટિમાં માનસિક આનંદ આવે છે. એક વખત ભોગ આપીને સત્યને વળગી રહેવામાં આવે અથવા બોલવામાં સંયમ રાખવામાં આવે ત્યારે સ્થૂળ ભોગ અપાય છે પણ મનમાં ભારે આનંદ થાય છે. પ્રામાણિક વર્તન, નિરભિમાનતા, સ્પષ્ટવક્તૃત્વ, નિર્લોભવૃત્તિ, દંભ રહિત જીવન, નિષ્કપટ ભાવ, મહાઉશ્કેરણીના પ્રસંગોમાં ક્ષમા, ક્રોધક પ્રસંગોમાં ધૈર્ય દેશકાળની ગણતરી કરી વિવેકપૂર્વકનું ઔદાર્ય ઉકળતા પ્રસંગમાં દાક્ષિણ્ય વગેરે વગેરે અનેક સદ્ગુણો માનસિક આનંદ આપે છે અને એની મુદ્દત સ્થૂળ આનંદ કરતા મોટી હોય છે. એવા પ્રસંગોએ મનમાં જે છાપ પડી જાય છે તે બહુ આનંદ આપનારી છે. સદ્ગુણોના સવ્યવહારમાં મન અને હૃદય બન્નેની એકતા થઈ જાય છે એ ધ્યાનમાં રાખવું.

માત્ર માનસિક આનંદનો પ્રસંગ નવીન શોધ કરવામાં, કોઈ મુશ્કેલ કોયડો ઉકેલવામાં

આ ધીમે ધીમે વધતો આત્મરમણમાં પરાકાષ્ઠા પામતો આનંદ આ અદ્ભુત પદનો વિષય છે. અને આનંદઘન નામમાં જ તારે દિવ્ય ગાન છે. આનંદ શબ્દ યોગમાં શોભે છે એ આંતરગમ્ય વસ્તુ છે એ વસ્તુતઃ અવર્ણ્ય છે એ મહાન શબ્દનો વિસ્તાર ઘન શબ્દમાં છે આનંદની માત્ર એક લહરી નહિ, જગતમાં પડેલા શ્રમિત સંસારસિક જીવાત્માની મોટી આકસ્મિક પળ નહિ, પણ એનો સમૂહ, એનો જમાવ.

ચોમાસામાં કોપરેલ ઠરી જાય અથવા ઘી બંધાઈ જાય તેને ‘ઘન’ કહી શકાય એવી રીતે આનંદનો સમૂહ, એનું ઘન થઈ જાય અને ચારે તરફ વાતાવરણમાં પણ નિર્વિશેષ શાંતિ–આત્મસુખરમતા અનુભવાય એ આનંદઘન છે આનંદનું ઘન છે આનંદનો નિરંતર થતો વિકાસ છે આનંદની રેલછેલ છે એ આનંદના સમૂહનો વિચાર કરવાથી, એ આનંદસમુદ્રમાં પડવાથી અને જેમને એ આનંદ પ્રાપ્ત થયો હોય તેનો વિચાર કરવાથી આનંદમય થઈ જવાય છે. એ આનંદમય–કર્મમળથી રહિત થયેલ–સિદ્ધ આત્મદશા છે. ત્યાં એ આનંદ એની પરાકાષ્ઠાએ પ્રાપ્ત થાય છે મતલબ, આનંદઘન એટલે અનંત આનંદમય સિદ્ધ આત્મા એમ સમજવું

કોઈને અહીં પ્રશ્ન થાય કે આ પદના પ્રણેતાએ પોતે સિદ્ધ યોગ્ય નામ શા માટે રાખ્યું હશે? એનો જવાબ આ પદ આપે છે મારે જો પ્રશ્ન થવાની ઇચ્છા હોય તો હું પ્રશ્ન તાની વાત કરું; મારે ધનની ઇચ્છા હોય તો ધનપતિ નામ રાખું આવા ઉપનામો સહજ છે અને પ્રાણીની મનોરથસૃષ્ટિના બોધક છે શ્રી કર્પૂરવિજયે સવ પદો ચિદાનંદના નામથી લખ્યાં; શ્રી લાભાનંદે સર્વ પદો આનંદઘનના ઉપનામથી લખ્યાં; એ સર્વ સાધ્યનું લક્ષ્યત્વ બતાવે છે. એમને પોતાના નામની પરવા નહોતી. એમના જીવનનું જે સાધ્ય હતું તે નામ તેમણે રાખ્યું છે. અને આ પદને અંતે લાભ–આનંદઘન કહી તે વાત સ્પષ્ટ કરી છે.

પદ

(રાગ–[illegible])

मेरे प्रान आनंदघन, तान आनन्दघन * (टेक)

मात आनन्दघन, तात आनन्दघन;

गात आनन्दघन, जात आनन्दघन          मेरे १

અર્થ—મારો પ્રાણ આનંદઘન પ્રાણ સમાન છે મારી તલ્લીનતા આનંદઘન છે મારી માતા આનંદઘન છે. મારા પિતા આનંદઘન છે. મારા શરીરનો બાંધો આનંદઘન છે. મારી જાતિ (સ્વરૂપ) આનંદઘન છે. (૧)

વિવેચન—આ પદ અદ્ભુત છે. એમાં લક્ષ્ય સાથે એકાકાર બતાવ્યો છે પ્રથમ શરૂઆત પ્રાણથી કરી. મનુષ્યને દસ પ્રાણ છે. પાંચ ઇંદ્રિય, મન–વચન–કાયાનાં બળો,

* આ પદના શબ્દો સરળ છે, વિશેષ અર્થ કરવાની જરૂર નથી.

આયુષ્ય અને શ્વાસોશ્વાસ. અજીવ—જડમા અને ચૈતન્યમા તફાવત પાડનાર આ પ્રાણો છે આ સર્વ પ્રાણો આનંદમય છે. એને ઇન્દ્રિયોમા આનંદ દેખાય છે એ વિશ્વમાં આનંદ જુએ છે એના મનમા આનંદ છે, એની વાણીમા આનંદ છે એના આખા શરીરમા આનંદ છે, એના શ્વાસોશ્વાસમાં આનંદ છે અને એનું આખુ જીવન આનંદમય છે એને તાન પણ આનંદનું જ લાગે છે જ્યા મન–વચન–કાયામા આનંદ હોય ત્યા તાન બીજી કઈ બાબતનુ હોય? એ પોતાની સર્વ ભાવના આનંદમય કરી દે છે અનાહત નાદ એને આનંદમા ઉતારી દે છે. એને અંદરથી જાપ પણ આનંદનો જ હોય છે એક વસ્તુનું તાન લાગે ત્યારે આખી દુનિયામા બીજી ચીજ સૂઝતી નથી.

માતાનો પ્રેમ સર્વથી ઉત્કૃષ્ટ છે, માતૃપ્રેમનો બદલો વળી શકે તેમ નથી; અને તેથી સ્વાભાવિક રીતે માતાની પૂજા થાય છે વ્યવહારમાં જે સ્થાન બાળકની અપેક્ષાએ માતા લે છે તે સ્થાન સાધ્યદૃષ્ટાના સબધમા આનંદ લે છે એ આનંદને મૂર્તિમાન શક્તિ તરીકે પૂજે છે એને પિતા સ્થાને પણ આનંદ જ છે બન્ને પૂજ્ય સ્થાનો એ આનંદને આપે છે એને અસ્થિ–મજ્જામા આનંદની લય લાગી હોય છે તેથી એનાં ગાત્રો પણ આનંદમય જ હોય છે એના શરીરના પ્રત્યેક અવયવમા આનંદ હોય છે અને વાત એટલે સુધી થાય છે કે ખુદ એની જાત પણ આનંદમય થઈ જાય છે આખુ શરીર, આખી વિચારમાળા અને આખો વાણીવિલાસ આનંદમય થઈ જાય છે (૧)

राज आनन्दघन, काज आनन्दघन;
साज आनन्दघन, लाज आनन्दघन मेरे० २

અર્થ—મારુ રાજ આનંદઘન છે. મારુ સર્વ કાર્ય આનંદઘન છે મારી સર્વ સામગ્રી આનંદઘન છે મારી સર્વ લાજ–મર્યાદા આનંદઘન પર નિર્ભર છે (૨)

વિવેચન—એને આનંદમા આખી દુનિયાનુ રાજ લાગે છે જાણે પોતે રાજવૈભવ અનુભવતો હોય, જાણે એ વિસ્તાર ઉપર પોતે રાજ ભોગવતો હોય એવુ એને લાગે છે એનુ કર્તવ્યસર્વસ્વ આનંદનો તાન છે એને આનંદનો રસ એવો લાગે છે કે બીજુ કામકાજ એને છાશબાકળા જેવુ લાગે છે એની સર્વ સાધનસામગ્રી પણ આનંદમય જ છે. કોઈ પણ કાર્ય માટે તત્પ્રાયોગ્ય સામગ્રી જોઈએ છે યોગીનો સાજ આનંદ છે એની મર્યાદા પણ આનંદની જ હોય છે એ જ્યા જુએ ત્યા આનંદ જ દેખાય છે. એના દૃષ્ટિબિંદુમાં ઉત્કટની મર્યાદા આનંદમય જ હોય છે પ્રારભથી તે ઉત્કર્ષ સુધી આનંદમય એનો માર્ગ છે (૨)

आभ आनन्दघन, गाभ आनन्दघन;
नाभ आनन्दघन, लाभ आनन्दघन मेरे० ३

અર્થ—મારુ આકાશ (ગગન) આનંદઘન છે મારા પ્રદેશના ગર્ભો આનંદઘન છે

મારું નાભિકમળ આનંદઘન છે અને મારો સર્વસ્વ લાલ આનંદઘન છે (૩)

વિવેચન—એ દષ્ટિમર્યાદ ઠેઠ આકાશ સુધી જાય તો ત્યાં પણ એને આનંદ જણાય છે એનું વિશ્વ આનંદમય જ છે. એનાં કપડાં પણ આનંદમય જ હોય છે એણે શું પહેર્યું એનું એને ભાન પણ હોતું નથી, કારણ કે એની નાભિથી નીકળી આનંદ આકાશ સુધી જાય છે અને એની કમાણીમાં આનંદ જ છે વ્યાપારી કે ધીરધાર કરનાર જેમ મસ્લેયામાં નફો કેટલો મળ્યો તેની પ્રતીક્ષા કરે છે તેમ આ યોગવ્યાપાર કરનારના નફામાં આનંદ જ હોય છે (૩)

ઉપસંહાર—જ્યારે આનંદની હદ લાગે ત્યારે સર્વસ્વ અર્પણ થાય છે. આખા વિશ્વમાં અને પોતામાં અને પોતાના વાતાવરણમાં આનંદ દેખાય છે આ સ્વાર્પણમાં કયાશ રહે તેટલો આનંદાનુભવ ઓછો થાય છે એમાં અહંભાવ ન હોય, એમાં મનોવિકાર ન હોય, એમાં લોકપ્રશંસાની એષણા ન હોય, એમાં મનને મનાવી લેવાના ભામા ન હોય, એમાં નિરતિશય પ્રેમ હોય. જ્યાં સુધી પ્રમાદ કે દુન્યવીત્વ હોય ત્યાં સુધી આ આનંદને સ્થાન નથી. જ્યાં સુધી આનંદમય જીવન થવાની ઇચ્છા ન થાય ત્યાં સુધી અનેક બાહ્યાચારો કરવામાં આવે છે આનંદરસના લિપ્સુનાં જીવન અનેરાં હોય છે દુનિયા એને ગાંડો કહે કે મૂર્ખ કહે, એના તરફ એની નજર જ હોતી નથી. એની એને પરવા નથી એમ કહેવું એ પણ બિનજરૂરી છે. પરવાની વાત કરીએ ત્યારે જાણે એમાં પણ કાંઈ કર્તવ્ય હોય એવો ભાસ રહી જાય છે આ લબ્ધલક્ષ યોગીનું આંતરરાજ્ય વ્યવહારથી પર હોય છે અને એવા આનંદરસના પિપાસુને જાણવા, સમજવા કે ઓળખવા એ પણ જીવનનો અનેક લહાવો છે અને એ માર્ગે ગમન કરવું એમાં જીવનનું સાર્થક્ય છે

લાલનરે આનંદ પાઠ્ય જીવન અર્પ્યું હતું લાલનો આનંદ આનંદમય હતો, આનંદઘન હતો, એ એનો પરમાત્મા હતો, એ જ એનો પરમ સાધ્ય હતો અને એ એણે અહીં સાર્ઈ બતાવ્યો છે લાલ'ને–લાલાનંદ નામને એમણે આ સ્થાનકે જ યાદ કર્યું છે કારણ કે એ ગાન કરતાં એને એની આનંદ સાથે એકતા કરવી હતી. આવા વિશિષ્ટ પ્રવાહમાં આત્મનિમજ્જન કરનાર યોગીને માત્ર વ્યવહારમાં રસ લેનાર નિશ્ચયગામી આદિ ગમે તેવું ઉપનામ આપે; આપણે તેમને યાદ કરીને આ અતિ વિશાળ પદની ભાવનાને શિથિલ ન કરીએ. આનંદ યોગનો અતિ ઉજ્જ્વલ કક્ષાનો શબ્દ છે એને ઓળખવામાં મજા છે, એને જીવવામાં રસ છે અને એને પોતામય કરવામાં સિદ્ધિ છે. 'અબ હમ અમર ભયે, ન મરેંગે' એવું વિશિષ્ટ ગાન જે યોગીની ગહન ગિરિગુહામાંથી નીકળે, તે જ આખા વિશ્વને, પોતાના શરીરને અને નાભિથી માંડી નખશિખ સુધીને આનંદમય લેઈ શકે. એ મહાન યોગીને આપણે અનુભવીએ.

પૂજ્ય શ્રી ગંભીરવિજયજીએ આ પદ આખું સમતાના મુખમાં મૂક્યું છે નોંધ કરે છે કે "સમતાનો અને આનંદઘનનો એક મત મળ્યો, ત્યારે સમતા માને છે કે મારે પ્યાર

પણ આનંદઘન છે તલ્લીનતા આનંદઘન છે, અને માતાપિતા પણ આનંદઘન છે, અને શરીર પણ આનંદઘન છે કુળ પણ આનંદઘન છે, તેમ જ રાજ્ય તેમ જ કાજ પણ આનંદઘન છે આનંદઘન મળ્યા એટલે સર્વ મળ્યું." આ દૃષ્ટિબિન્દુ પણ વિચારવા યોગ્ય છે

ગમે તે દૃષ્ટિબિન્દુથી જોઈએ, પણ એમાં આનંદને ઓળખવાની આવશ્યકતા છે; અને ઓળખીને અટકી જવા જેવુ નથી. એ પ્રાપ્તવ્ય તરીકે અવગત થાય તો તેને માટે પ્રયાસ આદરી દેવાની આ ઉત્તમ તક છે એક વાર કામ સરેડે ચઢી જશે તો પછી ચેતનરામ પોતાનો રસ્તો આગળ કરતો થઈ જશે. આનંદમય થવાની દૃઢ ભાવના કરવા યોગ્ય છે. વિશાળતાથી આનંદને ઓળખવો અને આદરવો એ આપણું પ્રધાન કર્તવ્ય છે એ માર્ગે જેટલી પ્રગતિ થાય તે સર્વથા ઇષ્ટ છે હિંદનું તત્ત્વજ્ઞાન નિકૃષ્ટતાદર્શક (pessimistic) છે એનો [એમ કહેનારને] આ જવાબ છે જે તત્ત્વજ્ઞાન આનંદમા લહેર કરાવે તે કદી નિકૃષ્ટ ન હોઈ શકે નિરાશાવાદી ન હોઈ શકે એમાં વ્યવહારની ઉત્કૃષ્ટતા ન બતાવી હોય તેથી એ નિકૃષ્ટ ન ગણાય. આત્માનંદ એ અનુપમ વિષય છે સાધ્યાકી છે પરમ નિધાન છે અને અનુભવગમ્ય છે. એ પામવાની ચુરકેસી હોય તેથી એ નિકૃષ્ટતાસૂચક ન જ ગણાય. એ તત્ત્વજ્ઞાનમા દુ ખનો વિચાર જરૂર કર્યો છે પણ એના ઉપાય બતાવી છેવટે પરમ શાંતિ અને દુ ખની સાથે આત્યંતિક અભાવના માર્ગો બતાવ્યા છે એ બતાવનાર શબ્દ 'આનંદ' છે એ જ્ઞાનને નિકૃષ્ટતાસૂચક કહેવું એ મુદ્દો સમજવાનું અધૈર્ય બતાવે છે

આનંદના પ્રશ્નને બહલાવવા અંદર જોવું અંદર શરવું, અંદર અનુભવ કરવો, એમાં તાત્ત્વિક મોજ છે અપૂર્વ રસ છે અનેરી લહેક છે જે કોઈએ તે ત્યા મળે તેમ છે. (૫૨)

## ૫૩ ત્રેપનમુ

ભૂમિકા—આ પદ પ્રથમ દૃષ્ટિએ કૃષ્ણ મહારાજને ઉદ્દેશીને લખાયેલું દેખાય છે જૈન યોગીઓની અદ્ભુત કાવ્યપ્રકૃતિમાં એક નૈસર્ગિક ગુણ એ છે કે એ સવ સ્થાનકેથી પ્રેરણા લઈ શકે છે. યોગીરાજે કૃષ્ણ મહારાજની જીવનલીલાનો કેવો સદુપયોગ કર્યો છે તે આ પદમાથી માલૂમ પડશે. ઉન્નત વિશાળ ભાવના અને પરધમસહિષ્ણુતાનો આ સારો દાખલો છે પ્રેમનો પંથ ભક્તિમાર્ગમાં ખૂબ વર્ણવ્યો છે અધિકારી પ્રમાણે ભક્તિઅનુષ્ઠાનને જૈન શાસનમાં નિયત સ્થાન છે. જૈન દર્શન જ્ઞાન અને ક્રિયાના સહયોગમાં મોક્ષ માને છે એ એકલી ક્રિયાને અંધ બતાવે છે એકલા જ્ઞાનને પગુ બતાવે છે એ અંધ અને પગુનો સહચાર થાય તો પગુ રસ્તો બતાવે અને અંધ પોતાની ખાંધ આપે. જ્ઞાનની દોરવણી અને તેની સાથે તદનુસાર ક્રિયા—અનુષ્ઠાન થાય તેમાં ખરી મજા આવે છે

અનુષ્ઠાનમા પણ વિષ અને ગરલ—અનુષ્ઠાનને વર્જ્ય ગણવામાં આવ્યાં છે આ

ભવના સુખની અપેક્ષાપૂર્વક કરેલ અનુષ્ઠાનને વિષ–અનુષ્ઠાન કહેલ છે જ્યારે પરભવમાં દેવ, દેવેન્દ્ર આદિ પદપ્રાપ્તિની આશાથી કરેલ અનુષ્ઠાનને ગરલ–અનુષ્ઠાન કહે છે ફળાપેક્ષા વગર માત્ર સત્કર્મ કરવાની ભાવનાથી આત્માનુભાવપૂર્વક ક્રિયા થાય તેને અમૃત–અનુષ્ઠાન કહેલ છે આવાં છેલ્લા પ્રકારનાં અનુષ્ઠાન કર્તવ્ય છે. મોટી કે સાધુ પણ અનુષ્ઠાન–ક્રિયાથી વિમુક્ત નથી. જ્ઞાનપ્રાપ્તિ પછી ક્રિયાની જરૂર નથી એ અભિપ્રાય જૈન દર્શન સ્વીકારતું નથી. સંપૂર્ણ જ્ઞાન થયા પછીની અવસ્થા માટે જુદી વ્યવસ્થા છે અહીં પ્રસ્તુત વાત એ છે કે અનુષ્ઠાનની આવશ્યકતા છે અને તે સાધુ અને શ્રાવક બન્નેને છદ્મસ્થ અવસ્થામાં ઉપયુક્ત છે અનુષ્ઠાન પૈકી પ્રભુપૂજન અગત્યનો ભાગ ભજવે છે. એ પૂજનમાં દ્રવ્ય અને ભાવ એવા બે પ્રકાર છે દ્રવ્યપૂજનમાં સાધનસામગ્રી, વિધિ વગેરેનો આશ્રય લેવામાં આવે છે અને દ્રવ્યશુદ્ધિનો ભાવશુદ્ધિ અને નિર્મળતા સાથે ખાસ સંબંધ હોવાથી તેની સાધન તરીકે ઉપયોગિતા જણાય છે.

ભાવપૂજન અંતરંગનો વિષય છે. ભાવપૂજનમાં અંતર સધે છે, ચિત્તની એકાગ્રતા થાય છે અને અંતરાત્મા પરમાત્મદશા સાથે સારૂપ્ય સાધે છે એવા પ્રકારની ચિત્તની એકાગ્રતા કરવા માટે પ્રભુસ્તવનાની અનેક પ્રકારની યોજના કરી છે. પરમાત્મભાવ બહારથી લાવવાનો નથી, પણ અંતરંગને એકાકાર વૃત્તિએ કરતાં ધીમે ધીમે અભ્યાસથી તે પ્રાપ્ત થાય છે. સાધ્યપ્રાપ્તિ માટે ભાવપૂજન કરતાં અંતરાત્મા ધ્યાતા, ધ્યાન અને ધ્યેયની એકતા અનુભવે છે

જેને જે સાધનો દ્વારા ચિત્તની એકાગ્રતા પ્રાપ્ત થાય, સંસારસંબંધ ભૂલી જવાય અને સ્વ આત્મભાવમાં રમણ થાય, તે સાધન તેને ઇષ્ટ હોઈ આદરણીય છે ભક્તિના અનેક પ્રકારો બતાવ્યા છે તે પસંદગીનું વિશાળ ક્ષેત્ર પૂરું પાડે છે અમુક પ્રકારે જ ભક્તિ કરવી અને બીજી રીતે નહિ એવો નિષેધ નથી. એના સામાન્ય નિયમો બતાવ્યા છે તે અરાજકતા અને અવ્યવસ્થાની પ્રાપ્તિની રોકાણી માટે છે.

જૈન દર્શનમાં ભક્તિને સ્થાન છે અને તે અધિકારીની અપેક્ષાએ કેટલીક વાર ઘણું મહત્ત્વનું થઈ પડે છે. જ્ઞાન અને ક્રિયા બન્નેને સહસ્થાન બન્નેને મહત્સ્થાન આપનાર જૈન દર્શન ભક્તિનો મહિમા સાધ્યની અપેક્ષાએ ગાય છે. આ વાત ખૂબ સમજવા યોગ્ય છે. વીતરાગ પ્રભુ કંઈ આપી શકતા નથી, તેમની પાસે માગણી કરવી તે ઉપચાર માત્ર છે એ ધ્યાનમાં રાખવા સાથે આદર્શ તરીકે એ પરમ તત્ત્વ હૃદય સંમુખ કોઈ પણ રીતે રાખવાની જરૂર ખાસ બનાવી છે. અને તે ભક્તિમાર્ગે સિદ્ધ થઈ શકવાની જેને શક્યતા હોય તેવા અધિકારીને બહુ ઉપયોગી છે. આપણે જેવા થવાની ભાવના, ઇચ્છા હોય તેનો આદર્શ બરાબર સ્પષ્ટ કરવાની પ્રથમ જરૂર છે વ્યવહારમાં આપણે ધન એકઠું કરી મહત્ત્વ ઇચ્છીએ તો એન્ડ્રુ કાર્નેગીનો આદર્શ રાખીએ; પ્રધાન રાજદ્વારી રમતમાં ગ્લૅડસ્ટન જેવાનો આદર્શ રાખીએ; દેશહિતને અંગે મહાત્મા ગાંધીનો આદર્શ રાખીએ—એવી

અનેક બાબતોને અમે અમુક આદર્શ રાખી તેને પહોંચવા યત્ન કરીએ. તે પ્રમાણે આત્મ ગુણપ્રાપ્તિ માટે જેમણે તેવી આત્મભાવના સિદ્ધ કરી હોય તેવાનો આદર્શ જરૂર રાખીએ.

જૈન સંપ્રદાયવાદી નથી. એની વિશાળતા ચારે તરફ છે એ પ્રત્યેક આદર્શમાંથી ગુણ ગ્રહણ કરે અને પોતાના આદર્શ સાથે એને ઓતપ્રોત કરી નાખે. એ ક્રાઈસ્ટને નમે, અલ્લાને સેવે, કૃષ્ણને સ્મરે પણ એના સમ્યક્ત્વને વાંધો ન આવે. એને તો ગુણ લેવા છે ગુણ સેવા છે અને ગુણની સાથે એકતાન કરવું છે જેનામાં જેટલા પૂરતા ગુણ જણાય તેટલા પૂરતાનો જ તેને સ્વીકાર કરવાનો છે જૈનની ભક્તિમાં આ વિશિષ્ટતા છે, એ ખાસ લક્ષ્યમાં રહે. એને ક્રિયાના ફળની કામના ન હોય, પણ પ્રત્યેક ક્રિયા ફળવતી તો જરૂર છે એમાં તેને સંદેહ નથી હોતો. આથી એ આદર્શ તરીકે વિવિધ કલ્પના કરી શકે છે. એનું સાધ્ય તેના ગુણની પ્રાપ્તિનું ગુણના અભિસરણનું છે તેના ભીતરમાં ભાવના છે અને ભાવનાના ભીતરમાં આદર્શ છે. આથી એ ગાન કરે છે કે —

પદ *

( રાગ—સારંગ(?) નટરાગિણી સદેલી )

सारा दिल ल्गा है बंसीवारेसूं, बंसीवारेसूं मानप्यारेसूं; सारा०
मोरमुकुट मकराकृत कुण्डल, पीताम्बर पटवारेसूं सारा० १

અર્થ—(મારું) પરિપૂર્ણ—આખું મન બંસીધારી ઉપર લાગી રહેલ છે એ બંસીધારી મારો પ્રાણપ્યારો છે, તેના ઉપર દિલ લાગ્યું છે (એ બંસીધારીએ) મોરમુકુટ અને મગરની આકૃતિનાં કુંડળ ધારણ કર્યાં છે અને સોનેરી રંગના વસ્ત્ર ધારણ કર્યા છે (૧)

વિવેચન—મારું દિલ બંસીવાળા ઉપર લાગી રહ્યું છે અને એ બંસીવાળો પ્રાણ પ્યારો છે અત્યારે મારે તેની સાથે એકતાનતા થઈ ગઈ છે. જેમ એક મસ્ત યુવક પત્નીમાં આસક્ત હોય તે વિક્રમની પીઠ સર્વત્ર ઉપસીને જ દેખે, જેમ દારૂની લતવાળાને દારૂનું પીઠું એ આખી દુનિયાનું કેન્દ્ર બને અને ઘરે કલેશ કરીને પણ એ પીઠે પહોંચી જાય, તેવી રીતે ભક્તને મન એના પ્રભુ છે એનો આકાર બંસીધરનો હોય કે પ્રશમરસનિમગ્ન વીતરાગનો હોય તે અહીં પ્રશ્ન નથી. એ પોતાને અભિમત ધ્યેય હોય તેના ઉપર ધ્યાન લગાવી તેમાં પોતાનું સર્વ ચિત્ત ચોંટાડી દે છે એને આખી દુનિયામાં એક જ ચીજ દેખાય છે

---

* પાઠાંતર—આ પદ કોઈ પ્રતમાંથી મને મળ્યું નથી, એટલે મુળપાઠ અપેક્ષ મૂકી પ્રેમથી આપ્યો છે

શબ્દાર્થ—સારા=પૂર્ણ આખું. દિલ=મન. લગા રહ્યું=લાગ્યું છે. ઓતપ્રોત થયું છે. બંસીવારેસૂં=બંસી ધારણ કરનાર ઉપર. 'બંસી' એ પ્રેમનો શબ્દ છે. મોરમુકુટ=મોરપીંછનો મુકુટ, કૃષ્ણની મૂર્તિ પર ધારણ કરાય છે તે મુગટ. મકરાકૃત=મકર—મગરમચ્છની આકૃતિવાળાં. કુંડલ=કાનના આભૂષણ. પીતાંબર=પીળું વસ્ત્ર, સોનેરી વસ્ત્ર અથવા પીળું આચ્છાદન. પટ=વસ્ત્ર. વારેસૂં=પહેરનાર.

જાય છે અને મનડું તો અમેરિકા–યુરોપ જઈ આવે છે ! એ જ કારણે આનંદઘનજી જેવા પ્રખર યોગીઓ કહે છે કે 'મનડુ કિમહી ન બાજે' અને પછી કહે છે કે જેમ જેમ જતન કરીને રાખું તેમ તેમ અળગું ભાગે. એ મુમુક્ષુ જીવને પણ અવળે પાસે' નાખી દે છે અને એની ખૂબ વિચારણા કરનારને પણ ઘૂમવાડામાં નાખી દઈ 'મારો સાંઈ ન સમજે' એવું વચન એની પાસે ઉચ્ચારાવે છે

આવા મનને યમ અને નિયમથી કબજે કરી, એના આખા ક્ષેત્રને કબજામાં લઈ જ્યારે ધ્યાનયોગ સિદ્ધ કરવામાં આવે ત્યારે ધ્યાતા, ધ્યાન અને ધ્યેયની એકતા થઈ જાય. ધારો કે એક પતંગ ઊડતો હોય, તેનું ધ્યાન કર્યું તો પછી આ દુનિયામાં પતંગ સિવાય કાંઈ ન દેખાય ત્યારે એ સ્થિતિ આવે છે અને એ મોટી વાત છે એ લખવી સહેલી છે તેટલી કરવી સહેલી નથી; પણ અસાધ્ય કે અશક્ય નથી. એ વાતનું લક્ષ્ય કરાવવા આ પદની રચના થઈ છે એમાં અભિમત ધ્યાનનું ધ્યેય કોણ વ્યક્તિ છે તે વિચારવાનું નથી. તમને જે અભિમત હોય તેનું ધ્યાન કરો, પણ જ્યારે ધ્યાન કરો ત્યારે તન્મય થઈ જાઓ, એક જ થઈ જાઓ અને પછી જુઓ તો તમે અનેરી દુનિયામાં વિહરો છો એમ લાગશે.

આનંદઘન બ્રસીલાલાને ઉદ્દેશીને પદ લખે નહિ, એવી કલ્પના પણ કરવી નહિ. જેઓ વ્યવહારથી ઉચ્ચ કક્ષા પર ગયેલા હોય છે તે ગમે ત્યાંથી ધ્યેયને લઈ આવે છે દીપાવે છે એવું મનોરાજ્ય અનેરું હોય છે. એનો આશય ધ્યેયની સ્પષ્ટતા કરવાનો અને ત્યાં અનન્ય ભાવ સ્થાપવાનો હોય છે તેથી એ ધ્યેયના સ્વરૂપ કરતાં ધ્યેય, ધ્યાતા અને ધ્યાનની એકતા કરવા પર જ લક્ષ્ય આપે છે પરમ યોગબળ ધરાવનાર વગર આ પદ બને નહિ અને માનસિક નિરપેક્ષ વૃત્તિ વગર તેમ જ સત્યશોધનની જડ પકડ્યા વગર એને વાણીનો વિલાસ બનાવી શકાય નહિ. (૫૩)

## ૫૪ ચોપનમું

ભૂમિકા—આ પદનો ભાવ સમજવા માટે પ્રથમ કેટલીક સામાન્ય વિચારણા કરીએ. જેમ ઘરમાં ઉપર પડેલ પ્રત્યેક ધૂળના કણની કાય ઉપર અસર થયા વગર રહેતી નથી, તે પ્રમાણે આપણી પ્રત્યેક કાયિક વાચિક માનસિક ક્રિયાની અસર એના સૂત્રધાર [ આત્મા ] પર જરૂર થાય છે બીજી વાત એ સમજવા જેવી છે કે પ્રત્યેક ક્રિયા સારું કે માઠું કાંઈક ફળ તો જરૂર આપે જ છે કરેલી ક્રિયા કોઈ પણ વખતે વંધ્યા (ફળ વગરની) થતી નથી.

એ કાર્યની અસરને કોઈ વાસના કહે છે જૈન પરિભાષામાં એને 'કર્મ કહેવામાં આવે છે જેમ શરીર પર તેલ લગાડી જમીન પર આળોટવામાં આવે તો કેટલીક રજ શરીરને ચોંટી જાય છે, તે પ્રમાણે પ્રત્યેક ક્રિયાને પરિણામે આત્મા સાથે કર્મરજ ચોંટે છે

એ કર્મરજને જૈન પરિભાષામાં કર્મવર્ગણા કહેવામાં આવે છે. એ અતિ સૂક્ષ્મ હોવા છતાં અતિવિશુદ્ધ આત્માને-ચૈતન્યને ભારે કરે છે

કોઈ પણ ક્રિયાને પરિણામે આત્મા સાથે એ વર્ગણા લાગે તે વખતે એની ચાર બાબતો મુકરર થાય છે એક તો એ વર્ગણા કેવા સ્વભાવની છે? બીજું એનો આત્મા સાથે સહયોગ કેટલો વખત રહેવાનો છે? ત્રીજું એની ગાઢતા કેટલી છે? અને ચોથું એ કેટલા પરમાણુની બનેલી છે? આ ચારે બાબતને અનુક્રમે પ્રકૃતિ સ્થિતિ રસ અને પ્રદેશ એ પારિભાષિક શબ્દોમાં કહેવામાં આવે છે

એ ચારે બાબતો સમજવા માટે લાડવાનો દાખલો આપવામાં આવે છે કોઈ મોદક સૂંઠનો બનાવેલ હોય તો તે વાયુને દૂર કરે, કોઈ પિત્તનાશક હોય, કોઈ કફનાશક હોય, તે પ્રમાણે કોઈ કર્મ સુખ આપે, કોઈ આબરૂ આપે કોઈ જ્ઞાનનું આવરણ કરે વગેરે. એને પ્રકૃતિબંધ કહેવામાં આવે છે

કોઈ મોદક દસ દિવસ સારો રહે, કોઈ વીસ દિવસ સારો રહે. પછી એનો ગંધ, સ્વાદ ફરી જાય છે અને છેવટે એ નાશ પામે છે એમ કર્મની ઓછી-વધતી સ્થિતિ હોય તેને બીજો સ્થિતિબંધ કહેવામાં આવે છે

કોઈ લાડવો સાધારણ મીઠો હોય, કોઈ વધારે મીઠો હોય, કોઈ કડવો હોય, કોઈ ખારો હોય, તેમ કર્મવર્ગણા કોઈ વધારે રસવાળી અને કોઈ ઓછા રસવાળી હોય છે. એ ત્રીજો રસબંધ કહેવાય છે

કોઈ લાડવો પાશેર, કોઈ અચ્છેર, એમ વધારે ઓછો હોય તેમ કોઈ કર્મદળ ઓછાં હોય, કોઈ વધારે હોય. એ ચોથો પ્રદેશબંધ કહેવાય છે

એ કર્મવર્ગણામાં રસબંધનો આધાર કષાય ઉપર રહે છે. કષાયોની જેટલી તરતમતા તેટલી કર્મની વિશેષ વિશેષતર ગાઢતા થાય છે અને પછી તો, ચિકાશ કાઢવા માટે જેમ પસાસની કે સાબુની કે કલિયારની જરૂર પડે છે તેમ, કર્મને દૂર કરવા માટે વધારે પ્રયત્નની જરૂર રહે છે

એ કર્મબંધ પ્રત્યેક સમયે થાય છે. એક આંખ મીંચીને ઉઘાડીએ તેમાં તો અસંખ્ય સમય થાય છે કોઈ પણ સમય એવો જતો નથી કે જે વખતે કર્મબંધ ન થાય. એ બંધ કરતી વખતે શુભ અધ્યવસાય હોય તો સારો કર્મબંધ થાય છે અશુભ અધ્યવસાય હોય તો ખરાબ કર્મબંધ થાય છે.

અહીં સારો અને ખરાબ કર્મબંધ કહેવામાં આવ્યો, તે પણ વ્યવહાર-વચન છે. સામાન્ય લોકદૃષ્ટિએ સારો કે ખરાબ એને જણાવવામાં આવે છે કે જેમાં માન્યતાનાં સુખ અથવા દુઃખનો અનુભવ થાય. વસ્તુતઃ વાત એ છે કે શુભ કે અશુભ બન્ને કર્મબંધ આખરે ભાર કરનાર છે બંધન કરનાર છે રખડપટ્ટીમાં રગદોળનાર છે અશુભને લોઢાની

બેડી ગણવામાં આવે, તો શુભ કર્મને સોનાની બેડી ગણવામાં આવે છે અને બેડી તો આખરે જ છે એમાં સોનાની બેડી હોય તોપણ આપણી મુક્તિની ગતિને તે અટકાવનાર જ થાય છે. આપણે અહીં મુદ્દાની વાત વિચારવાની છે તે એ છે કે આપણી પ્રત્યેક ક્રિયાને અંગે આપણે સારી અથવા ખરાબ ભાવનાને અનુસરતા શુભ અથવા અશુભ કર્મો પ્રત્યેક ક્ષણે બાંધીએ છીએ. એ કર્મને સાદા સ્વરૂપમાં સમજવા માટે એના આઠ વિભાગ કરવામાં આવ્યા છે એ પ્રત્યેકનું કાર્ય શું છે તે સંક્ષેપમાં જોઈ જઈએ. (વિશેષ સંક્ષિપ્ત વિવેચન ૭૨મા પદમાં આવશે.)

જ્ઞાનાવરણીય કર્મ આત્માના જ્ઞાનગુણને આચ્છાદાન કરે છે જેટલે અંશે આવરણ તેટલો અંતરનો પ્રકાશ ઓછો થાય છે

દર્શનાવરણીય કર્મ આત્માના દર્શનગુણને આચ્છાદન કરે છે દર્શનનો અર્થ દેખવું થાય છે

વેદનીય કર્મ શારીરિક સુખ અથવા દુઃખ—તંદુરસ્તી કે વ્યાધિ—રૂપ ફળ આપે છે.

મોહનીય કર્મ રાગ—દ્વેષ દ્વારા કષાય વગેરે મનોવિકારોને સ્થાન આપે છે સંસાર સાથે એકતા કરાવનાર કર્મો પૈકી આ કર્મ સર્વથી વધારે આકરું છે

આયુષ્યકર્મથી પ્રત્યેક જીવના આયુષ્યનો સમય નિર્માણ થાય છે.

નામકર્મથી આખું જીવન ચીતરાય છે. વ્યક્તિનું વ્યક્તિત્વ આ કર્મથી પ્રાપ્ત થાય છે એમાં ગતિ, જાતિ, શરીર, સંસ્થાન, આકાર સ્વર આદિ સર્વ રચના થાય છે

ગોત્રકર્મથી ઉચ્ચ—નીચ વિભાગ પડે છે

અંતરાયકર્મથી પ્રાપ્ત આનંદ આદિમાં અને શક્તિના ઉપયોગમાં પ્રત્યાઘાત થાય છે *

કર્મબંધના ચાર કારણો છે ૧. મિથ્યાત્વ (અજ્ઞાન)· ૨. ત્યાગબુદ્ધિએ ત્યાગ ન કરવો તે (અવિરતિ)· ૩. ક્રોધ, માન, માયા, લોભ(કષાય); અને ૪ મન, વચન અને કાયાના યોગ.

અહીં જે વાત ખાસ જોવાની છે તે એ છે કે કેટલીક વાર થોડા સમયના સુખ માટે એવું પાપકર્મ થાય છે કે જેથી અતિ ગાઢ કર્મ બંધાય છે અને તેનું ફળ બહુ લાંબા વખત ભોગવવું પડે છે કાર્ય કરતી વખતે તીવ્ર ભાવતા હોય તો એક—બે મિનિટના માનેલા સુખની ખાતર સેંકડો, હજારો કે લાખો વર્ષ સુધી એના ફળ ભોગવવાં પડે છે આમા અન્યાય જેવું કાંઈ નથી

કર્મની બાબતમાં એક બીજી વાત ધ્યાનમાં રાખવાની એ છે કે એમાં હવાલો પડતો નથી. જમે બાજુ પાંચસો હોય અને ઉધાર બાજુ બસો હોય તો બાકી ત્રણસો રહે

* આ આઠે કર્મો ખૂબ વિસ્તારથી સમજવા યોગ્ય છે સમજવા માટે એની ૧૫૮ પ્રકૃતિ જાણવાની છે એ સર્વના વિસ્તાર માટે જુઓ મારો 'કર્મ' સંબંધી લેખ. —વિવેચનકાર.

જેવું કામ કરનાર કોઈ નથી એવી ધૃષ્ટતા બતાવી. કમ વગરની વાતમાં એની પ્રગલ્ભતાને પાર નથી, એની અભિમાનવૃત્તિને મર્યાદા નથી. આમાં મૂળ રકમ થોડી અને વ્યાજ વધારે થોડું ઘણું વધારે પડતું કેવી રીતે થઈ જાય છે તેનો એક દાખલો લઈએ.

ધારો કે આપણે એક સંઘ કાઢ્યો. સાથે સો-બસો માણસ આવ્યા. પાંચ-દસ મુકામ રસ્તે થયા. આપણે અને આપણા સંબંધીઓએ સાથે આવનારને જમાડ્યા. સંઘમાં સુવ્યવસ્થા, દુર્વ્યવસ્થા અને અવ્યવસ્થા થઈ આપણે છેવટે ઘેર ગયા. પછી આપણે એ સંઘની વાત કરીએ, ત્યારે જાણે ભરત ચક્રવર્તીથી તે આજ સુધી કોઈએ એવો સંઘ કાઢ્યો નથી, આવી આવી વાતો કરી આપણી અનેક દુર્વ્યવસ્થા, જેનું આપણને પોતાને પણ ભાન થયેલું હોય છે તેને છુપાવવા પ્રયત્ન કરીએ છીએ. આમાં મૂળ રકમ કરતાં ઉધાર બાજુનું વ્યાજ જરૂર વધી જાય તેવા આપણા ધંધા છે.

શ્રી ધર્મદાસ ગણિ શ્રી ઉપદેશમાળાની[1] ૧૭૭ અને ૧૭૮ મી ગાથાઓમાં કહે છે કે —

એક વાર કરેલ જીવવધ, મારણ (મારવું તે) ન હોય તેવો (ખોટો) આરોપ લગાવવો (અભ્યાખ્યાન) અને પરના ધનનો વિલોપ (ચોરી વગેરે) કરવો, આ પ્રત્યેક પાપકર્મનો જઘન્ય ઉદય દશગણો થાય છે અને તીવ્ર દ્વેષથી કરેલ હોય તો સોગણો, હજારગણો, લાખગણો વિપાક ઉદયમાં થાય છે અને કરોડગણો પણ થાય છે અથવા તેથી પણ વધારે થાય છે.

આ રીતે મૂળ રકમ કરતાં પણ વ્યાજ વધતું જ જાય છે. તેથી અહીં ચેતનરામ વિચાર કરે છે : અરે ભાઈ! મૂળ થોડું અને વ્યાજ ઘણું, એ તે કઈ રીતે દીધું જાય? આ મેં તો મારી કુલ મિલકત જે કાંઈ હતી તે સર્વ આપી દીધી પણ મારું દેવું નીકળતું વ્યાજ પણ પૂરું થતું નથી; અને જ્યાં વ્યાજ પણ પૂરું ન થાય ત્યાં પછી મૂળ રકમની તો વાત જ શી કરવી? અને મૂળ રકમ દેવાય નહિ ત્યાં સુધી વ્યાજ તો ચડ્યા જ કરે. આ રીતે વ્યાજ પૂરું દેવાતું નથી અને મૂળ રકમ તો ઊભી જ રહે છે ત્યારે દેવામાં ને દેવામાં તો ઘસાઈ જઈએ, દરરોજ નીચી મૂછે ઊઠી સવાર પડતાં દેવાનો જ વિચાર કરવો પડે એટલે પછી દેવાદારની જેવી મનોદશા થાય છે તેવી જ મારી દશા થઈ રહી છે.

માણસ પોતાની પાસે હોય તે સઘળું આપી દે; તેથી વધારે શું કરે? પણ આ કર્મરાજાને તો કોઈ જાતની શરમ નથી. એ તો દેવી કાળપરિસ્થિતિ સાથે નાટક જુએ છે અને નાટકના સર્વ ભાવો આનંદમાં આવી જોયા કરે છે. મહારાજા કર્મપરિણામ અને દેવી કાળપરિણતિના ખેલ આપણે ઉપમિતિભવપ્રપંચા કથાના બીજા પ્રસ્તાવમાં વાંચી ગયા

[1] वहमारणअब्भक्खाणदाणपरधणविलोवणाईणं । सव्वजहन्नो उदओ दसगुणिओ इक्कसिकयाणं ।१७७।
तिव्वयरे उ पओसे सयगुणिओ सयसहस्सकोडिगुणो। कोडाकोडिगुणो वा हुज्ज विवागो बहुतरो वा ।१७८।
—उपदेशमाला

જીએ. એ નાટકની વિચિત્રતાનો પાર નથી. એ નાટકના સૂત્રધાર જેમ નચાવે તેમ પાત્રોને નાચવું પડે છે આ ભવનાટકમાં મેં તો મારી પાસે જે હતું તે સર્વ આપી દીધું પણ મારું દેવું પૂરું થતું જ નથી. હવે મારે શું કરવું? (૧)

व्यापार भागो जलथल थलमां रे, धीरे नहि निसानी माय;
व्याज छोडावी कोइ खता परठवे रे, तो मूल आपुं सम खाय मूलडो २

અર્થ—દરિયા ઉપર અને જમીન ઉપર મારો વેપાર પડી ભાંગ્યો; અને વેપાર ચલાવવાનો મૂળ મુદ્દો—પૈસાની ધીરધાર, તે તો કોઈ ત્યાં ધીરતું જ નથી, બતાવતું જ નથી. હવે તો વ્યાજ લેવું જતું કરીને કોઈ હપ્તા કરાવી આપે તો સોગન ખાઈને કહું છું કે મૂળ રકમ ચૂકવી આપું (૨)

વિવેચન—પૂંજી તો સર્વ આપી દીધી અને કોઈ પણ વેપાર કરવો હોય તો પૈસા તો જરૂર જોઈએ. આવડત હોય તોપણ ધનના અભાવે અનેક લોકો વેપાર કરી શકતા નથી. અને હું તો મારી કુલ પૂંજી તો આપી બેઠો છું એટલે મારો જે કાંઈ જમીન પરનો કે દરિયા પરનો વેપાર હતો તે ભાંગી ગયો. મેં પૂંજી દેવામાં આપી દીધી, એટલે નવી ધીરધાર કોઈ કરતું નથી. બહારના લોકો તો સામા માણસની સંપત્તિ જોઈને તે પર નાણાંની ધીરધાર કરે છે જે પોતાની પૂંજી પરવારીને બેઠો હોય તેને કોઈ ફૂટી બદામ ધીરતું નથી.

મૂળ પૂંજી તો ક્યાંય જોવા તેમ નથી, ત્યારે દેવું કેમ દેવું? હવે તો લેણદારને સમજાવીને કોઈ હપ્તા કરાવી આપે તો પછી પણ ધીમે ધીમે દેવું આપી દઉં ઉપરાંત, એમાં બીજો લાભ એ છે કે એમાં વ્યાજ ભરવું પડતું નથી એક હજારનું દેવું હોય અને સો સો રૂપિયાના છ છ મહિનાના હપ્તા કરે તો પાંચ વર્ષે ચૂકતે દેવું પતી જાય છે. હપ્તાથી દેવું પતાવનાર પાકો શાહુકાર તો ન ગણાય, પણ તેને માથેથી દેવાનો બોજો તો ધીમે ધીમે ઊતરી જાય છે

વાત એમ છે કે જળચરમાં એટલે કાચબા, મગરમચ્છ પ્રમુખ જળજાતિમાં અને સ્થળચરમાં એટલે ચતુષ્પદ વગેરે અનેક સ્થાનકે ઉત્પન્ન થયો. ટૂંકમાં કહીએ તો તિર્યંચના અનેક ભવ કર્યા, પણ એમાં કાંઈ નિશાની મળતી નથી, માર્ગદર્શન થતું નથી અને પ્રગતિ સધાતી નથી. માય એટલે માતા—ભવસ્થિતિ દરેક સ્થાન પર નવાં નવાં ખોળિયાં ધારણ કરાવે છે અને પાછી નાશ કરાવે છે, પણ એમાં કાંઈ દેવું ઘટતું નથી. જળચર,

---

પાઠાંતર—ભાગો-ભાગ્યો રે કોઈક નહિ-ન વ્યાજ-વ્યાજનો. ખતા-ખાતાં.

શબ્દાર્થ—ભાગો=ભાંગી ગયા, નાશ પામ્યો. જળથલ=સમુદ્ર (સમુદ્ર) થલમાં=જમીનમાં. ધીરે=આપે નહિ, ઉધારે. નિસાની=મૂડી, ધન. માય=માતા. ખતા=હપ્તા. પરઠવે=કરાવે, નક્કી કરી આપે. મૂળ=મૂળ રકમ. સમ ખાય=સોગન ખાઈને.

સ્વાજ્યરના અમે તેટલા વેપાર કરવામાં આવે પણ એમાં દેવાદાર મટી શકાતું નથી ત્યાં તો બખાવ વધારે, પૂરે ચોડા, એટલે ભાઈજીનું દેવું તો વધતુ જ જાય. અશુભની રાશિ વધે એટલે શુભનો વેપાર ઊંધી વાળીએ ભરવા જેવો જ થાય.

હે માતા ભવસ્થિતિ! નિશાની એટલે વેપાર ચલાવવાનો મુદ્દો—ધન કોઈ ધીરે નહિ, ધન વગર વેપાર થાય નહિ વેપાર વગર કમાણી થાય નહી અને કમાણી વગર દેવું દેવાય નહિ, ત્યારે ઊંચા આવવાનો રસ્તો કયો? એ તો કોઈ ભવસ્થિતિ (માય–માતા) પાકી જાય અને વેપારનો મુદ્દો (નિશાની) હાથ લાગી જાય તો કાંઈ રસ્તો થાય. એનો રસ્તો એ છે કે કોઈ પંચ મળીને વ્યાજ ઓછાવી દે એટલે વિરતિ (ત્યાગભાવ) આપીને નવો કર્મબંધ થતો અટકાવી દે અને મહાવ્રત અણુવ્રતમાંથી ધીમે ધીમે એક પછી એક કે વધારે અંગીકાર કરાવે, તો પછી મૂળ રકમ એટલે મૂળ કર્મ ભોગવી લઈ અને વ્યાજ ન ભરવું પડે એટલે ત્યાગને પરિણામે વિરતિભાવને લઈને નવો કર્મબંધ ન થાય, તો મૂળ રકમ, સોગન ખાઈને કહું છું કે આપી દઉં

આમાં વ્યાપાર અને વિરતિભાવ પર જબર ભાર મૂકી ઊંડી ભાવના રજૂ કરી છે

હપ્તા એટલે એક એક વ્રત, નિયમ, વિરતિભાવ, શક્તિ પુરુષાર્થ પ્રમાણે દેશથી કે સર્વથી જેમ જેમ એનો સ્વીકાર કરતો જાય તેમ તેમ હપ્તા પડતા જાય. ક્રમપ્રાપ્ત મુક્તિમાં હપ્તા પડાવવાનો આ જ માર્ગ છે એમાં સરસાઈ થઈ જવાતું નથી અને બહોળતાનો માર્ગ તે ક્રમપ્રાપ્ત મુક્તિનો જ છે એટલે એ રસ્તે એના હપ્તા પડતાં જાય છે નવીન કર્મબંધ ન થવાને અંગે વિરતિના સ્વીકારથી આ દશા આવે છે. બાકી, જો આવો રસ્તો હાથમાં ન આવે તો તો મૂડી થોડી છે અને વ્યાજ ઘણું છે એ દેવું કઈ રીતે પૂરું ભરાય અને ક્યાંથી છુટકારો મળે? જે ટાંકીમાંથી પાણી નીકળે તે કરતા વધારે આવતું હોય તે ખાલી ક્યે દહાડે થાય અને એને સાફ કેમ કરાય? (૨)

हाटडु माडु र रूडा माणेकचोकमां रे, साजनीयाडुं मनडुं मनाय;
'आनन्दघन' प्रभु शठशिरोमणि रे, बांहडी झालज्यो रे आप मूरखो ३

અર્થ—મારા સગા–સ્નેહીઓનું મન મનાવીને મોટા માણેકચોકમાં નાની દુકાન માંડુ હે શેઠ, મહાન શેઠ, આનંદઘન! તમે આવીને મારી બાંહ્ય ઝાલજો, મારો હાથ પકડજો, મને ટેકો આપજો! (૩)

વિવેચન—હવે તો માણેકચોકમાં મારી દુકાન માંડુ મારા સાજનીઆનું મનડું

પાઠાંતર—હાટડુ–હાટડો. સાજનીઆનુ–સાજનનો. મનડુ–મનડો. બાંહડી–બાંહ્ય ગ્રહિ. ઝાલજો–ઝાલજે.
નોંધ—ગ્રંથ કાઢીની એ પંક્તિ અંતે રે મૂકેલ છે

શબ્દાર્થ—હાટડુ–નાની દુકાન. માણેકચોક–વેપાર કરવાનું મધ્ય સ્થળ. સાજનીઆ–સંબંધનપી. શઠશિરોમણિ–મોટા શેઠ. બાંહડી ઝાલજો–ટેકો આપજો, બાંહ્ય પકડજો. આપ–આપને.

હાલતુ-ચાલતુ નથી કે વિચાર કરી શકતુ નથી એટલે એમાથી એક તત્ત્વ નીકળી જાય છે, એની ગેરહાજરીમાં એની સર્વ ક્રિયાઓ નાશ પામી છે. એ ગેરહાજર તત્ત્વ તે આત્મા છે કરેલ સારાંનરસા કૃત્યની લાભહાનિ ભોગવનાર અંદર રહેલ સ્થાયી તત્ત્વને આત્માના નામથી ઓળખવામા આવે છે એની હયાતી ચાર્વાક સિવાય સર્વ દર્શનકારો સ્વીકારે છે આપણે આત્મા જેવુ તત્ત્વ છે એમ સ્વીકારીને ચાલીએ છીએ. આત્મા જેવી ચીજ ન હોય તો કર્મફળ ભોગવનાર એક સ્થાયી તત્ત્વ ન હોવાને પરિણામે અવ્યવસ્થા થઈ જાય છે, એટલે આત્માનો સ્વીકાર સહજ થઈ જાય છે

આત્માને બરાબર ઓળખવાની જરૂર છે એ કાર્ય જેમ મુશ્કેલ છે તેમ ઘણી સૂક્ષ્મ વાણીથી ભરેલું છે એના અસલ સ્વરૂપની વિચારણાને અંગે દર્શનના ભેદો પડ્યા છે એ ભેદોનો સમન્વય પ્રમાણદૃષ્ટિથી જૈન દર્શને કર્યો છે તે વાત ધ્યાનમા રાખવા યોગ્ય છે અંશ-સત્ય તો સર્વ દર્શનકારના હાથમા આવ્યુ છે પણ જુદાં જુદા દૃષ્ટિબિંદુની અંદર રહેલ એકતા માટે જે નયપ્રમાણ જ્ઞાન જોઈએ તેની મુખ્યતા અન્ય દર્શનમા ન હોવાને કારણે દર્શનનો ભેદ ઉપલક દૃષ્ટિએ દેખાય છે વસ્તુત. એ અનેક દૃષ્ટિબિન્દુઓનો સમન્વય શક્ય છે આ વાત સમજવામા આવી જાય, તો સર્વ પ્રકારની વિવિધતામાં રહેલી અપેક્ષિત એકતા વિચારપથમાં આવી જાય તેમ છે

મૂઝવણની પહેલી વાત તો એ છે કે આત્મા કોણ છે? કેવો છે? તે વિચાર કરનાર પણ આત્મા, એને ઓળખવાનો પ્રયત્ન કરનાર પણ આત્મા અને જેને ઓળખવો છે તે પણ આત્મા. આનો અર્થ તો એ થયો કે આપણે આપણી જાતને જ બરાબર ઓળખતા નથી. આ તદ્દન વિચિત્ર લાગે તેવી વાત છે છતા તે ખરી છે અને સહજ લક્ષણને લેગે પણ સમજવા યોગ્ય છે.

૫૬

(રાગ-ધનાશ્રી)

चेतन ! आपा कैसे लहाइ, चेतन०

सत्ता एक अखंड अबाधित, इह सिद्धांत पख जोइ चेतन० १

અર્થ—ચેતન! આત્માને (આપસ્વભાવને) કઈ રીતે લેયો-પ્રાપ્ત કરશો? સત્તા (સત્ત્વ) એક છે અખંડ છે બાધા-પીડા રહિત છે એ સિદ્ધાંતનો અભિપ્રાય જોઈને આપ-સ્વસ્વભાવને કેમ પ્રાપ્ત કરશો? (૧)

વિવેચન—આ તદ્દન નાનુ લાગતુ પદ અર્થરહસ્યથી ભરેલુ છે અને એક વાર

શબ્દાર્થ—ચેતન=ઙ્ત. આપા=આપણાપણુ સ્વભાવ. કૈસે=કેમ કરીને. લહાઈ=લેશો, મેળવશો. સત્તા=સત્ત્વ, હોવાપણુ. અખ ... તેવી. અબાધિત=અડચણ રહિત, ... નહીં કરાયેલુ ખંડખંડ આવે તેવુ. ઇહ=એ પ્રકારનુ. સિદ્ધાંત=આગમ. પખ=પક્ષ, અભિપ્રાય.

એને બરાબર સમજવામાં આવે તો આત્માનું ભાન થઈ જાય તેવું તેમાં રહસ્ય છે. આત્માનું સ્વરૂપ બરાબર ધ્યાનમાં આવી જાય તો કામ થઈ જાય તેવી વાત છે જે એકને જાણે છે તે સર્વને જાણે છે એ વાતમાં બહુ ઊંડાણ છે એકને બરાબર જાણવા માટે, તે શું છે? કે શું છે? તે જાણવા ઉપરાંત તે શું નથી? તે પણ જાણવું જોઈએ. અને તે શું નથી? તે જાણવા માટે તે નથી એવી સર્વ વસ્તુનું સ્વરૂપ જાણવું જોઈએ. એટલે એને પરિણામે એક વસ્તુના જ્ઞાનમાં સર્વ વસ્તુઓનું જ્ઞાન થઈ જાય છે. ત્યારે આ એક વસ્તુના જ્ઞાનની વાત કરી તે વસ્તુ કઈ? વસ્તુનું સ્વરૂપ શું? વસ્તુને બરાબર સમજવા પ્રયત્ન કરતાં આત્મવસ્તુ ઓળખાઈ જશે. આની જડ (આનું મૂળ) ત્રિપદીમાં આવે છે. જ્યારે તીર્થંકર મહારાજ તીર્થની સ્થાપના કરે છે ત્યારે એ પ્રથમ દીક્ષા લેનાર મુખ્ય શિષ્યોને ત્રિપદી આપે છે. તે વખતે તીર્થંકર મહારાજ ત્રણ પદ બોલે છે: **उपन्नेइ वा विगमेइ वा धुवेइ वा** (ઉત્પન્ન થાય છે નાશ પામે છે અને ધ્રુવ રહે છે.) એટલે સર્વ વસ્તુ ઉત્પન્ન થાય છે નાશ પામે છે અને છતાં એમાં ધ્રુવતા છે. આ ત્રણ પદની વિચારણામાં સમગ્ર જૈન સિદ્ધાંત આવી જાય છે સમગ્ર દશ નયવાદોની ગૂંથવણ નીકળી જાય છે અને વિવિધ જ્ઞાનમાં રહેલી એકતા અને વાસ્તવિક ભેદાભેદનું જ્ઞાન સ્ફુરી આવે છે

આ ત્રિપદીને સમજવા માટે સતનું સ્વરૂપ સમજવું જોઈએ. ઉત્પાદ, વ્યય અને ધ્રૌવ્ય યુક્ત હોય તે સત. આ સતની વ્યાખ્યા—આ આખી દુનિયાના, નામ આપી શકાય તેવા પદાર્થનું લક્ષણ—એ દ્રવ્યાનુયોગનો અતિ મહત્ત્વનો વિષય છે એની વિચારણા એ સ્વાધ્યાય છે એ અભ્યંતર તપ છે

ગણધર મહારાજ આ ત્રણ પદમાં શું વિચારે છે? વસ્તુઓ ઉત્પન્ન થાય છે ખેતરમાં અનાજ ઊગે છે કુંભારના ચાકડામાં ઘડા–હાંડલાં થાય છે, આમ સર્વ નવી ઉત્પત્તિ દેખાય છે બીજી રીતે જોતાં અનાજનો લોટ થાય છે ઘડાઓ ભાંગતા દેખાય છે આમ ચારે તરફ નાશ ને નાશ જ દેખાય છે. આખી દુનિયામાં સર્વ વસ્તુઓ ઉત્પન્ન થતી અને પલાયન થતી દેખાય છે. આત્મા તરીકે એક પ્રાણી સંસારમાં જન્મતો કે મરતો દેખાય એની બાલ્યાવસ્થા, યુવાવસ્થા કે વૃદ્ધાવસ્થામાં હાનિ–વૃદ્ધિ દેખાય. એ બહારની નજરે દેખાતા ફેરફારોની અંદર કોઈ એકતા છે કે નહિ એનો વિચાર કરતાં એ અનેક ફેરફારોની અંદર એકતા જરૂર દેખાઈ આવે છે આજે જે દેવદત્તને જોયો તેમાં કાલે ફેરફાર તો જરૂર થાય છે છતાં આપણે એને દેવદત્ત તરીકે ઓળખીએ છીએ, એ ફેરફારની અંદર રહેલી એકતા છે અને એ ધ્રુવ તત્ત્વ છે. એટલે ઉત્પત્તિ, વિનાશ અને છતાં સાથે જ તેની અંદર રહેલી ધ્રુવતા એ વસ્તુને વસ્તુ તરીકે બતાવે છે આ સતની–વસ્તુની વ્યાખ્યા છે. અને તે હોવાપણું એ સત્ત્વ છે સત્ત્વ અને સત્તા એ એક જ પર્યાયવાચી શબ્દો છે. આ સતની વ્યાખ્યાને નજરમાં રાખી હવે આપણે આત્માને ઓળખવા પ્રયત્ન કરીએ.

શાંકર વેદાંત સત્ પદાર્થને કેવળ ધ્રુવ (નિત્ય) માને છે. બૌદ્ધો સત્ પદાર્થને નિરન્વય

ક્ષણિક માને છે એટલે તે દર્શનના મતે સત્ પદાર્થ ઉત્પત્તિ અને વિનાશશીલ છે સાંખ્ય દર્શન ચેતનતત્ત્વરૂપ સતને કેવળ ધ્રુવ–કૂટસ્થનિત્ય[1]–માને છે અને પ્રકૃતિતત્ત્વરૂપ સતને પરિણામી નિત્ય માને છે એટલે એ દર્શન પ્રમાણે ચેતન નિત્ય અને પ્રકૃતિ પરિણામી નિત્ય હોઈ એ દ્વૈત તત્ત્વનો સ્વીકાર કરે છે ન્યાય અને વૈશેષિકમત પરમાણુ આત્મા, કાળ આદિ તત્ત્વોને કૂટસ્થનિત્ય અને ઘટ, વસ્ત્ર આદિ કેટલાક સતને માત્ર ઉત્પાદવ્યયશીલ માને છે આ સર્વ મતોથી જૈન દર્શનનું સતનું લક્ષણ તદ્દન જુદા પ્રકારનું છે આ દર્શન પ્રમાણે કોઈ વસ્તુ–સત–પદાર્થ માત્ર કૂટસ્થ નિત્ય નથી અથવા કોઈ તો કૂટસ્થનિત્ય અને કોઈ પરિણામી નિત્ય[2] [એમ પણ] નથી; તેમજ તે મત પ્રમાણે વસ્તુનો કોઈ ભાગ તો કૂટ નિત્ય અને કોઈ ભાગ તો માત્ર અનિત્ય એમ હોતું નથી. એ દર્શન પ્રમાણે ચેતન અથવા જડ, મૂર્ત અથવા અમૂર્ત સૂક્ષ્મ અથવા સ્થૂલ બધી સત્ કહેવાતી વસ્તુઓ ઉત્પાદ, વ્યય અને ધ્રૌવ્યરૂપે ત્રિરૂપ છે આમા માત્ર દૃષ્ટિભેદ છે જ્યારે વસ્તુના અશાશ્વત સ્વરૂપ પર ધ્યાન જાય ત્યારે તે ઉત્પત્તિ અને વિનાશને આધીન લાગે છે; અને જ્યારે એની અંદર રહેલા શાશ્વત ભાવ પર દૃષ્ટિ જાય છે ત્યારે ધ્રુવ લાગે છે એ અશાશ્વત અને શાશ્વત ભાવ એકીવખતે પ્રત્યેક સત્ પદાર્થમા સાથે જ રહેલા હોય છે. વસ્તુની સ્થિરતા અથવા અસ્થિરતા માત્ર દૃષ્ટિની બાજુને અવલંબીને જણાય છે પણ બન્ને બાજુ તરફ દૃષ્ટિ આપવાથી વસ્તુનું યથાર્થ જ્ઞાન થાય છે જૈન દર્શનકાર સતની વ્યાખ્યા આપે છે તે બન્ને બાજુની દૃષ્ટિનો સરવાળો છે આ વ્યાખ્યાને આધારે જૈન દર્શન નિત્યાનિત્ય ભાવ સ્વીકારે છે એનો ભેદાભેદભાવ આ રીતે સ્પષ્ટ થાય છે અને દ્વૈતાદ્વૈતની એની વિશિષ્ટ શૈલી આખા દૃષ્ટિવાદ–નયવાદ–પ્રમાણવાદ પર રચાયેલી હોઈ એની અનેકાંતતા બતાવે છે, અને આ વાતના જ્ઞાનમા આ મજાન પ્રાપ્ત થાય છે

આ ઉત્પાદ વ્યય અને ધ્રૌવ્યનુ ચક્ર પ્રત્યેક પદાર્થમાં હમેશાં દેખાય છે આ સ્વરૂપમાંથી કોઈ પણ અંશ ક્યારે પણ મુક્ત થતો નથી. માણસ બાળ, જુવાન કે વૃદ્ધ થાય —પ્રત્યેક સમયે તેમા ફેરફાર થાય—છતા મનુષ્યત્વ તો એનું તે જ કાયમ રહે છે અને એ રીતે ઉત્પત્તિ અને વિનાશ ચાલે છે તે જ વખતે તેની અંતર્ગત ધ્રુવ તત્ત્વ ચાલુ જ હોય છે

દ્રવ્યનુ દ્રવ્યપણું સદાકાળ એક જ રહે છે એના સહભાવી ધર્મોને ગુણ કહેવામાં આવે છે એના ક્રમભાવી ધર્મોને પર્યાય કહેવામાં આવે છે પર્યાય દેશકાળ અનુસારે પલટો લીધા કરે છે ગુણ ત્રણે કાળ દ્રવ્ય સાથે રહે છે, જ્યા દ્રવ્ય હોત ત્યા તેના ગુણ તો હોય જ છે આને લઈને પર્યાયો—એના બાહ્ય આકારો, નામ રૂપ વગેરે—ફરે, છતા એમાં

---

૧ દેશકાળ આદિના વિવિધ ફેરફારો થતા છતાં વસ્તુમાં તલ પણ ફેરફાર ન થાય, તે કૂટસ્થનિત્ય કહેવાય.

૨. મૂળ વસ્તુ ત્રણે કાળમાં સ્થિર રહ્યા છતાં દેશકાળ આદિ ભિન્ન પ્રમાણે ફેરફાર પામ્યા કરે એ પરિણામી નિત્ય કહેવાય.

ગુણધર્મનો સદ્ભાવ તે જ વખતે ચાલુ હોવાથી એમાં ધ્રુવતા સાથે જ રહે છે એટલા માટે ઉત્પત્તિ, વિનાશ અને ધ્રુવતા યુક્ત હોય તેને સત્-પદાર્થ કહેવામા આવ્યો છે

દ્રવ્યાર્થિક નયની અપેક્ષાએ જોવામા આવે ત્યારે વસ્તુ નિત્ય દેખાય છે પણ એ જ વસ્તુને પર્યાય-પલટણભાવની નજરે જોવામાં આવે ત્યારે અનિત્ય દેખાય છે; અને તે બન્ને સ્વભાવ દરેક પદાર્થમા એકીવખતે એકસાથે હોવાથી વસ્તુમા નિત્યાનિત્યભાવ એકીવખતે સમન્વય છે આથી કોઈ પદાર્થને એકાંત નિત્ય માનવો તે, અને એકાંત અનિત્ય માનવો તે પણ અયુક્ત છે આ નિત્યાનિત્યભાવ બરાબર સમજવા માટે સત્-પદાર્થની વ્યાખ્યા બરાબર સમજવાની જરૂર રહે છે એને માટે ઘટ-મુકુટનો દાખલો આપેલો છે. સોનાના ઘડાનો મુકુટ બનાવ્યો. એમાં ઘડા તરીકે નાશ થયો, મુકુટ તરીકે ઉત્પત્તિ થઈ અને હેમ-સોનાની એ જ વખતે ધ્રુવતા રહી. એ રીતે ઉત્પાદ, વ્યય અને ધ્રુવતા એક કાળે એક જ વસ્તુમાં રહે તેમાં કાંઈ વિરોધ જણાતો નથી. આ રીતે ઉત્પત્તિ, વિનાશ અને ધ્રુવતા યુક્ત લક્ષણવાળા સત્-પદાર્થને સમજવાની જરૂર છે આ સતપણું સમજવા સાથે વેદાંત કે નૈયાયિક આત્માને નિત્ય માને છે એમાં દ્રવ્ય વસ્તુ ઉપર નજર રહે છે; અને બૌદ્ધો એના પલટણ ભાવ ઉપર નજર રાખે છે એમાં પલટણભાવની મુખ્યતા છે પણ એ સર્વ અંશ-મતો છે એ સમન્વયનાર સતની ઉપર કરેલી જૈન વ્યાખ્યા છે. અને એમાં રહેલ અનેકાંત તત્ત્વની સમજણમાં સમગ્ર વિશ્વના મૂળ તત્ત્વોનો બારીક અભ્યાસ અને વિશિષ્ટ અવલોકન રહેલા છે

વારંવાર પલટણભાવ પામે તે પર્યાય અને ત્રિકાળ સાથે રહે તે ગુણ. કોઈ આત્માનો ચૈતન્યભાવ તે ગુણ છે અને એનુ મનુષ્ય, તિર્યંચ આદિ રૂપ તે તેના પર્યાય છે રૂપ ફર્યા કરે, ગુણ સતત સાથે રહે અને ગુણ તથા પર્યાય જેને હોય તે દ્રવ્ય કહેવાય. આ પરિસ્થિતિમાં નય-દૃષ્ટિબિન્દુઓ ભારે મહત્ત્વનો ભાગ ભજવે છે દરેક નયના ભેદો આ જુદાં જુદાં દૃષ્ટિબિન્દુના ઘેરે પડ્યા છે જેણે ગુણ પર ધ્યાન આપ્યુ, તેણે આત્માને નિત્ય માન્યો; જેણે પર્યાય પર ધ્યાન આપ્યુ તેણે આત્માને અનિત્ય માન્યો. આ નય-જ્ઞાનને વટાવતાં જે સર્વ ગુણ અને પર્યાયને ધ્યાનમાં રાખી વાત કરી શકે તેને પ્રમાણજ્ઞાન કહેવામાં આવે છે. દ્રવ્ય, ગુણ અને પર્યાયમાં દેખાતી ભિન્નતામાં રહેલી અભિન્નતા આ રીતે ખાસ સમજવામાં આવે એટલે પછી સત્-પદાર્થના ઉત્પત્તિ, વિનાશ અને ધ્રુવતા નજરમા લઈ લેવાં ઘટે છે. પછી એને ચાલુ દ્રવ્ય-ઉપરના દ્રવ્યો-સાથે સમજતાં ઉત્પાદ, વ્યય અને ધ્રુવશીલતા એ સતપદાર્થનું લક્ષણ છે, એ સમજણમાં આવી જાય છે

આ સતપણું-સત્તા એ એક જ છે એ ત્રણ કાળ એક જ રહે છે આ હકીકત સમજવા માટે વૈશેષિક દર્શનનું સ્વરૂપ ઉપયોગી થઈ પડશે. એ દર્શન પ્રમાણે સત્તાને અલગ પદાર્થ માનવામાં આવે છે દ્રવ્ય, ગુણ અને કર્મ પર્યંત સામાન્ય અને વિશેષને એ દર્શનકાર અલગ પદાર્થ માને છે દાખલા તરીકે ગાય, ભેંસ, ઘોડામાં જે જનાવરપણાનું સામાન્ય તત્ત્વ છે તેને સામાન્ય કહેવામાં આવે છે અને આકૃતિવિશેષે રંગ, રૂપ વગેરેને

વિશેષ કહે છે આ સામાન્ય અને વિશેષ, દ્રવ્ય અને ગુણથી અલગ છે એમ તેમની માન્યતા હોઈ દ્રવ્યત્વથી સત્તા ભિન્ન છે એમ ગણી એને (સામાન્ય-વિશેષને) ભિન્ન પદાર્થ ગણે છે. આ વિષયમા ખૂબ ચર્ચા છે દ્રવ્યથી દ્રવ્યત્વ ભિન્ન પદાર્થ છે કે દ્રવ્યમા તેનો સમાવેશ થઈ જાય છે એનો ખુલાસો જૈન સિદ્ધાન્ત બહુ સુંદર રીતે કરે છે જૈન મતે તો ઉત્પત્તિ, સ્થિતિ અને ધ્રુવતા યુક્ત હોય તેને સત્-પદાર્થ માનવામા આવે છે એટલે દ્રવ્યનું દ્રવ્યત્વ દ્રવ્યથી અલગ નથી, પણ દ્રવ્યત્વવાન જે હોય તેને સત્-પદાર્થ માનવામા આવે છે. આથી સત્તા-સત્ત્વ એ એક જ પદાર્થ રહે છે અને સામાન્યને અલગ પદાર્થ માનવાની જરૂર રહેતી નથી.

આ વસ્તુનું સત્ત્વ-વસ્તુત્વ એક જ છે અને તે અખંડ છે એના વિભાગ થઈ શકતા નથી, એને માત્ર સમજી જ શકાય, કારણ કે એના ઉત્પાદ, વ્યય તરફ લક્ષ રહે તો એનું અનિત્યત્વ દેખાય છે, એની ધ્રુવતા તરફ લક્ષ્ય રહે તો એનું નિત્યત્વ દેખાય છે અને છતાં એ બન્ને એકસાથે વર્તે છે માટે સતનું લક્ષણ ઉત્પાદ, વ્યય, ધ્રૌવ્યરૂપ બતાવવામા આવ્યુ છે તેપણું-હોવાપણું એ એક જ છે અખંડ છે અને એને કોઈ પણ પ્રકારની બાધા-પીડા થઈ શકતી નથી. અન્તિમ દ્રવ્ય સાથે એનો વિચાર કરવામા આવે તો તે ત્રણ કાળ એક જ રહે છે અને જરા પણ ફેરફાર વગર એકસરખુ આસ્થા કરે છે આ દૃષ્ટિએ જોતા સામાન્ય અને વિશેષને અલગ પદાર્થ માનવાની જરૂર રહેતી નથી, કારણ કે દ્રવ્યના દ્રવ્યત્વથી તે અલગ પદાર્થ નથી.

હવે અહીં પ્રશ્ન એ થાય છે કે આ ઉત્પાદ વ્યય અને ધ્રુવતા પરસ્પર ભિન્ન છે કે એકરૂપ છે? એના સમાધાન માટે ઉત્પાદ, વ્યય અને ધ્રુવતાને બરાબર સમજવા પડે. પ્રત્યેક પદાર્થ સર્વે સમે બદલાયા કરે છે છતા એમા સર્વથા ભિન્નપણુ નથી, આકૃતિ વગેરે ફર્યા કરે, છતા એની જાતિ નિત્ય રહે છે, તેથી ઉત્પાદ, વ્યય અને ધ્રૌવ્યના લક્ષણભેદ તો જરૂર છે અને તેથી એમા કથંચિત્ ભેદ છે આથી અસતની ઉત્પત્તિ એ ઉત્પાદ, સતનો વિનાશ એ વ્યય અને દ્રવ્ય એક જ રહે તેથી તેમા ધ્રુવતા છે

આ કારણથી ઉત્પાદ, વ્યય અને ધ્રુવતા જેનામા હોય તે સત છે એ દૃષ્ટિએ જોઈએ, ત્યારે ફરી એના સામાન્ય તથા વિશેષને અલગ દ્રવ્ય માનવાની જરૂર રહેતી નથી આ અપેક્ષા ધ્યાનમા રાખવાથી ભેદાભેદભાવ બરાબર સમજી શકાય છે ભેદ દેખાય છે તે પર્યાયની અપેક્ષાએ છે અભેદ દેખાય છે તે દ્રવ્યની અપેક્ષાએ છે અને બન્ને વસ્તુ એકી વખતે એકસાથે દ્રવ્યમા રહે છે તેથી ભેદાભેદનું સ્વરૂપ સમજાય છે. વસ્તુધર્મના સ્વરૂપની વિચારણાનો પાયો સતની વ્યાખ્યા સમજવામા રહેલો છે આ ઉત્પાદ વ્યય અને ધ્રૌવ્ય દરેક ભિન્નલક્ષણવાળા છે છતાં પરસ્પર અપેક્ષિત છે

આ સતપણુ-સત્તા એક છે એમા ખંડ-વિભાગ પડી શકે તેવુ નથી અને તેને બાધા થઈ શકે તેવુ પણ નથી. આ અભિપ્રાય જૈન સિદ્ધાંતનો છે. નિશ્ચય નયે આ વાત

સુયોગ્ય છે અને એ વ્યાખ્યા પર સતની આખી સમજણ રહેલી છે જે દર્શનકારો ધ્રુવ ઉપર નજર રાખે છે તે આત્માને નિત્ય કહે છે જેનું લક્ષ પર્યાય ઉપર રહે છે તે અનિત્ય માને છે; અને ધ્રુવ તથા પર્યાય બન્ને પર દૃષ્ટિ રાખનાર જૈન દર્શન આત્માને નિત્યાનિત્ય કહે છે આ સર્વ દૃષ્ટિબિન્દુને ધ્યાનમા રાખવાથી પ્રમાણજ્ઞાન થાય છે એ વિશાળતાના તત્ત્વસ્પર્શી જ્ઞાનને આત્મજ્ઞાન કહેવાય છે. અને તેની સાથે બાકીના સર્વ દ્રવ્યનું જ્ઞાન થવાની જરૂર જ પડે છે એટલે આત્મજ્ઞાનમા સર્વ દ્રવ્યોનું જ્ઞાન સ્વાભાવિક હોઈ એ દ્રવ્યાનુયોગનો મોટો અગત્યનો વિષય બને છે (૧)

अन्वय अरु व्यतिरेक हेतु का, समज रूप-भ्रम खोई;
आरोपित सब धर्म और है, 'आनंदघन' तत सोई चेतन ! आपा कैसे खोई ? २

**અર્થ**—હેતુ ભાવાત્મક અને નાશાત્મક અન્વેષણપદ્ધતિ સમજી આ રૂપની ભ્રમજાળ છે તે સર્વ આરોપ કરેલ છે તેને છોડી દે. (એનો) ધર્મ તો અનેરો છે. અહો આનંદઘન ! તત્ત્વ તો તે છે (આરોપ વગરનો ભ્રમની બહારનો અસલ ધર્મ છે તે ખરું તત્ત્વ છે) (૨)

**વિવેચન**—સત્ની વ્યાખ્યા સાથે પ્રથમ અન્વય અને વ્યતિરેકહેતુ સમજવા યત્ન કરીએ ત્યાર પછી એના એક ભાગ અને અબાધિત સ્વરૂપને સમજવું સહેલું થઈ પડશે. આ અન્વય અને વ્યતિરેક હેતુની સમજણ સ્યાદ્વાદમંજરી ગાથા ૨૧–૨૨ ની ટીકામા ખૂબ વિસ્તારથી આપવામા આવી છે

જ્યા ઉત્પાદ, વ્યય અને ધ્રુવપણું છે ત્યા સત્પણું છે —આ અન્વય હેતુ સમજવો. સર્વ વસ્તુ દ્રવ્યની અપેક્ષાએ ઉત્પન્ન થતી નથી કે નાશ પામતી નથી, તેથી દ્રવ્યની અપેક્ષાએ પ્રત્યેક વસ્તુ સ્થિર છે આખામા ઉત્પત્તિ–વિનાશ થાય છે તે પર્યાયની અપેક્ષાએ થાય છે આ રીતે ઉત્પાદ, વ્યય અને ધ્રુવતા હોય ત્યા સત્પણું છે આકૃતિ ફરે, આકાર ફરે, પણ મૂળ વસ્તુનું સામાન્ય—એની જાતિ—તો કાયમ જ રહે, આવો વસ્તુસ્વરૂપનો પ્રકાર એ અન્વય હેતુ છે આ હોય ત્યા અન્ય હોય એ અન્વયવ્યાપ્તિ છે સોનાનો ઘટ હોય, તેનો મુગટ બનાવવો હોય તો ઘટ તરીકે તેનો નાશ થાય છે મુગટ તરીકે તેની ઉત્પત્તિ થાય છે પણ તે આખા સમય દરમિયાન સુવર્ણ તરીકે તો તેની સ્થિતિ કાયમ

---

**શબ્દાર્થ**—અન્વય = અન્વેષણ (ગવેષણ)ની એક પદ્ધતિ અમુક ભાવ જ્યાં જ્યાં હોય તે બધા દાખલાઓમા એક બીજા સર્વસાધારણ ધર્મ જો જણાતો હોય તો તે બે ભાવો પણ કાર્ય-કારણ ભાવ–કારણ સંબંધવાળા છે એમ સમજવાની પદ્ધતિ અરુ = તથા, ઔર. વ્યતિરેક = અમુક એક વસ્તુ ન હોય તો બીજી અમુક વસ્તુ પણ ન હોય, એવો સંબંધ કે નિયમ. સમજ = સમજીને, ત્યજીને (આ સ્થાને ધ્વનિત અર્થ પણ છે) ભ્રમ = ભ્રમજાળ, ખોટું જ્ઞાન ખોઈ = છોડી દે. આરોપિત = ચડાવી દીધેલ, આપેલ સબ = સર્વ ધર્મ = સ્વભાવ ઔર = બીજું તત = તત્ત્વ આપ. સોઈ = એ જ તે પોતે

રહે છે આ દૃષ્ટાંત બરાબર ધ્યાનમાં આવે એટલે અન્વયવ્યાપ્તિનો ખ્યાલ થાય છે જ્યાં ઉત્પાદ, વ્યય અને ધ્રુવતા હોય ત્યાં સત્ત્વ છે સત્પણું છે, એ અન્વયવ્યાપ્તિ થઈ

પર્યાયોનો તો પાર નથી તેથી પ્રત્યેક દ્રવ્ય અનંતધર્માત્મક છે એટલે જ્યાં જ્યાં અનંતધર્માત્મકપણું ન હોય ત્યાં ત્યાં સત્ પણ ન હોય એ વ્યતિરેકવ્યાપ્તિ છે આમાં વસ્તુતત્ત્વ—સત્ત્વ પક્ષ છે અને અનંતધર્માત્મકત્વ સાધ્ય છે એમાં વ્યતિરેકી હેતુ છે, એટલે જ્યાં સાધ્ય ન હોય ત્યાં સાધન ન જ હોય. એ રીતે જ આ વ્યતિરેકવ્યાપ્તિની સિદ્ધિ થાય, કારણ કે દૃષ્ટાંત વગેરે પક્ષની અંદર જ હેતુથી સાધ્યની સિદ્ધિ થાય છે, એટલે એમાં પક્ષની બહારના દૃષ્ટાંતનું પ્રયોજન જ હોતું નથી આ વ્યતિરેકવ્યાપ્તિને બરાબર સમજીએ.

આત્મામાં જ્ઞાનોપયોગ, દર્શનોપયોગ, કર્તૃત્વ, ભોક્તૃત્વ, આઠ રુચક પ્રદેશની નિશ્ચળતા, અમૂર્તત્વ, અસંખ્યપ્રદેશપણું વગેરે એના સહભાવી ધર્મો છે એ એની સાથે નિરંતર રહે છે (જૈન પરિભાષામાં એને ગુણ કહેવામાં આવે છે.)

નૈયાયિકો આત્માની સાથે જ્ઞાનનો સમવાય સંબંધ માને છે એ આત્માનું લક્ષણ જ્ઞાન નથી માનતા અને તેટલા માટે સમવાયને અલગ દ્રવ્ય માને છે જૈન દર્શન જીવને ઉપયોગરૂપ માને છે જૈન દર્શન આત્માને કર્તા માને છે સાંખ્યો આત્માને નિર્લેપ માને છે કર્મનો કર્તા આત્મા છે અને તેથી જૈનોએ કર્તૃત્વ એનો ગુણ માન્યો છે જૈન દર્શન આત્માને ભોક્તા માને છે કરેલ કર્મનું ફળ એ ભોગવે છે. એ રીતે બૌદ્ધ–ક્ષણિકવાદીથી જૈન દર્શન જુદું પડે છે

આત્માના આઠ રુચકપ્રદેશો સ્થિર રહે છે સિદ્ધના સર્વ પ્રદેશ સ્થિર રહે છે બાકી સંસારી જીવોના વ્યાયામ, દુઃખ, પરિતાપને લઈને આઠ સિવાયના બાકીના સર્વ પ્રદેશો પ્રવૃત્તિશીલ રહે છે.

આ જીવ સ્પર્શ રસ, ગંધ અને વર્ણથી રહિત હોઈ નિશ્ચયનયથી જોતે અમૂર્ત છે

પ્રત્યેક આત્મામાં લોકાકાશના પ્રદેશો જેટલા પ્રદેશો છે વૈશેષિક–નૈયાયિકની માફક જીવને પ્રદેશની અપેક્ષાએ વ્યાપક માનવામાં નથી આવતો, પણ જ્ઞાનની અપેક્ષાએ વ્યાપક માનવામાં આવે છે

જીવપણું (જીવત્વ) વ્યવહારથી દશ પ્રાણ ધારણ કરવા તે, અને નિશ્ચયથી ચેતના, આ જીવનું જીવત્વ છે આ સર્વ સહભાવી ધર્મની વાત છે હર્ષ વિષાદ, સુખ દુઃખ ક્રમભાવી (પર્યાયધર્મ)માં આવશે, જેની વાત હવે પછી કરશે.

એવી જ રીતે ધર્માસ્તિકાય આદિ દ્રવ્યો અનંતધર્માત્મક છે ધર્માસ્તિકાય ગતિસહાયક છે અધર્માસ્તિકાય સ્થિતિસહાયક છે એ પ્રત્યેક ચલાક અસંખ્યાતપ્રદેશી હોઈ જ્ઞાનથી જાણી શકાય તેવા છે અને એ પોતાના સ્વરૂપમાં કાયમ રહે છે તેથી અવસ્થિત

છે એમાં સ્પર્શાદિ ન હોવાથી એ બન્ને જાતે અરૂપી છે એકવ્યક્તિરૂપ હોવાથી એક છે અને સ્વયં ક્રિયા રહિત હોવાથી નિષ્ક્રિય છે આવી રીતે ધર્માસ્તિકાય અને અધર્માસ્તિકાય અનંતધર્માત્મક છે

પુદ્ગલનું અનંતધર્માત્મકત્વ તો દરરોજના અનુભવનો વિષય છે એક ઘડો લઈએ તો તેનું કાચાપણું પાકાપણું મોટાપણું નહાનાપણું જળધારણશક્તિપણું એનું રૂપત્વ, નવાપણું જૂનાપણું વગેરે એમાં તો અનંત ધર્મો પ્રત્યક્ષ દેખાય છે.

આવું અનંતધર્માત્મકપણું જ્યાં ન હોય ત્યાં સત્ત્વ ન હોય એ વ્યતિરેકવ્યાપ્તિ થઈ

જૈન દર્શનનું આ સત્સ્વરૂપ છે ચેતનને ઓળખવા માટે તેના જ્ઞાનની જરૂર છે. કોઈ કોઈ દર્શન સમગ્ર સત્પદાર્થને કેવળ ધ્રુવ માને છે આ મત શંકરાચાર્યના વેદાંત દર્શનનો છે કોઈ દર્શન સત્-પદાર્થને નિરન્વય ક્ષણિક માને છે એટલે એ પદાર્થને માત્ર ઉત્પાદ અને વ્યયશીલ માને છે. એ મત બૌદ્ધ દર્શનનો છે કોઈ દર્શન ચેતનતત્ત્વરૂપ સત્ને કેવળ ધ્રુવ (કૂટસ્થનિત્ય) માને છે તે મત સાંખ્યદર્શનનો છે અને નૈયાયિક તથા વૈશેષિક અનેક સત્પદાર્થોમાંથી પરમાણુ, કાળ, આત્મા આદિ કેટલાક સત્તત્ત્વોને કૂટસ્થનિત્ય અને ઘટ વસ્ત્ર આદિ કેટલાક સત્ને માત્ર ઉત્પાદવ્યયશીલ (અનિત્ય) માને છે જૈન દર્શનનું સત્નું સ્વરૂપ એ સર્વ દર્શનકારોની વ્યાખ્યાથી અલગ છે તે અહીં બતાવ્યું છે તે ત્રિકાલાબાધિત છે. અશક્ય-સત્ય એ સત્ય તો છે પણ એ ત્રણે કાળ ટકે નહિ તેથી એમાં બાધ આવે છે. જૈન દર્શનની સત્-પદાર્થની વ્યાખ્યા એક જ છે ત્રિકાળ ટકે છે અને અબાધિત છે તેની સાથે સ્યાત્ લગાડવાથી તેનો સાચો ખ્યાલ આવે છે કારણ કે સત્ની અપેક્ષાએ સત્ છે પણ અસત્ની અપેક્ષાએ નથી તેથી સ્યાત્ લગાડ્યા વગર તો આનો અર્થ ખોટો થઈ જાય. આ વાત પણ ખાસ જ ધ્યાનમાં રાખવાની છે

યોગી શ્રી આનંદઘનજી મહારાજ કહે છે કે ઉપરની રીતે સત્નું સ્વરૂપ બરાબર જાણવા માટે અન્વય અને વ્યતિરેકહેતુને બરાબર સમજો અને રૂપભ્રમને ખોઈ નાખો, તજી દો. આ રૂપભ્રમ એટલે બાહ્ય રૂપથી થતો ભ્રમ-મિથ્યા જ્ઞાન. કેટલીક વાર આપણી આંખમાં કમળો હોવાથી બહારની વસ્તુનો રંગ ખોટો લાગે છે અને કેટલીક વાર વસ્તુ-વિપર્યય થઈ જાય છે અને તેથી મૂળ સાચી વસ્તુનું કે તેના સ્વરૂપનું ભાન થતું નથી; કેટલીક વાર વિરુદ્ધ જ્ઞાન થઈ જાય છે વસ્તુને બરાબર સમજવા માટે એની વિશાળ સ્થિતિમાં ઊતરવું જોઈએ એનું પૃથક્કરણ કરવું જોઈએ, એના લક્ષણના વિભાગોને બરાબર ઘટાવવા જોઈએ એ લક્ષણમાં અવ્યાપ્તિ કે અતિવ્યાપ્તિ થતી નથી એમ ખાતરી કરવી જોઈએ; અને એ સર્વ પ્રકારની કસોટી સામે ટકી શકે અને એમાં કોઈ પણ પ્રકારનો દોષ ન રહેતો હોય ત્યારે જ તે લક્ષણ કહેવાય છે. આ વસ્તુવિચારણામાં ઘણીવાર રૂપભ્રમ થઈ જાય છે બાહ્ય આકારને લક્ષણમાં ગણાવી દેવામાં આવે તો અંતે એ લક્ષણ રહી શકતું નથી અને રૂપ એ આકાર તો વસ્તુનો આભાસ છે બાકી એના અસ

સ્વરૂપના જ્ઞાન માટે તો એનું મૂળ પકડવું જોઈએ. જ્યારે અંતિમ પદાર્થને પકડીએ ત્યારે જ પદાર્થનું લક્ષણ સાંપડે. બાકી એના જુદા જુદા રૂપો (manifestations) ઉપર ચાલ્યા ગયા તો તો જરૂર ભ્રમજ્ઞાન થઈ જવાનું, અને તેટલા માટે આ ભ્રમને છોડી દેવાની વાત કરી છે.

નૈયાયિક દર્શનને સામાન્ય અને વિશેષને અલગ પદાર્થ માનવા પડ્યા એ આ 'રૂપભ્રમ'ને લઈને છે. એણે જો સહભાવી ધર્મો અને ક્રમભાવી ધર્મો (ગુણ અને પર્યાય)ને ખ્યાલમાં રાખ્યા હોત તો એક મનુષ્યની મનુષ્યતા (સામાન્ય)ને મનુષ્યથી અલગ પદાર્થ માનવાની જરૂર ન પડત, તેમ જ એ જ મનુષ્યના દેવચંદ કે હીરાચંદ નામના અંગત સ્વરૂપને (વિશેષને) વળી એથી પણ અલગ પદાર્થ માનવાની જરૂર ન પડત. આ 'રૂપભ્રમ'નો વાસ્તવિક ભાવ યથાર્થ-વિચારણામાં આવી જાય છે. એ પર્યાયવિચારણા ઉપર બહુ ભાર મૂકવા જતાં બૌદ્ધો આખો આત્મા ચૂકી ગયા. એમને પરિણામ પર એટલી ચોટ લાગી કે આત્મા કે પુદ્ગલમાં કોઈ સ્થાયીભાવ પણ છે અથવા હોવો જોઈએ નહિ તો એમાં સ્થિતિ કે સ્થિરતા જેવું તત્ત્વ જ રહેતું નથી, એ વાત પર ખ્યાલ ન રહ્યો અને પરિણામે દુનિયાને પર્યાયની નજરે અંશ-સત્યો બતાવી શક્યા. જો પ્રમાણજ્ઞાન પ્રાપ્ત કરવું હોય તો આ રૂપભ્રમ ખોવો જ રહ્યો અને તેનું સૂક્ષ્મ જ્ઞાન કરી તેના સર્વ અંશો પર નજર રાખનાર પ્રમાણજ્ઞાનનો આશ્રય લેવો જ રહ્યો.

આ રૂપભ્રમ આરોપ કરેલો ધર્મ છે અને તથા આરોપ દ્વારા એના અંશ-જ્ઞાનમાં સર્વ સત્ય મનાવવાનો મિથ્યા પ્રયાસ થાય છે. પછી એમાંથી માયાનો સિદ્ધાંત કાઢવો પડે છે. રૂપ દેખાય છે તે પણ ભ્રમ છે એમ માની આંખો બંધ રાખવી પડે છે અને તે રીતે ચેતનજ્ઞાન-આત્મજ્ઞાન આડી ગબડી આવી જાય છે.

રૂપ કે આરોપ એ આત્મા નથી, એના ધર્મો તો તદ્દન જુદા છે. એને પામવા-સમજવા મુશ્કેલ છે અને એને સમજવા માટે રૂપ અને આરોપનો ભ્રમત્યાગ એ પ્રથમ અગત્યની બાબત છે. બાકી આત્માની સાથે એના અનેક નામો થાય, રૂપ થાય, આકાર થાય, રંગ થાય—એ સર્વ આરોપ કરેલી બાબતો છે. આત્મા પોતે નથી દેવચંદ કે નથી હીરાચંદ, એ કાળો નથી કે ગોરો નથી, એ લૂલો નથી કે લંગડો નથી. એના નામ અને રૂપ જુદાં જુદાં થયાં છે, તે સર્વ આરોપ કરેલી બાબતો છે.

એના ધર્મ તો બીજા જ છે. એનું લક્ષણ ઉપયોગ છે. બોધરૂપ વ્યાપાર એ એની વ્યાખ્યા છે. એના પર્યાય ફર્યા કરે છે, કારણ કે એક જ અવસ્થાવાળા નથી હોતા. કેટલાક પર્યાયો એક અવસ્થામાં હોય છે તો કેટલાક પર્યાયો બીજી અવસ્થામાં મળી આવે છે. આ પર્યાયોની જુદી જુદી અવસ્થાને ભાવ કહેવામાં આવે છે. એ ભાવો કર્મના ઉપશમથી, ક્ષયથી, ક્ષયોપશમથી અને ઉદયથી થાય છે. દ્રવ્યના અસ્તિત્વથી પોતાની જાતે જ તેમાં

પારિણામિક ભાવ કાયમ રહેલો છે સંસારી અથવા મુક્ત આત્માને આ પાંચ ભાવો પૈકી કોઈ ને કોઈ ભાવ અવશ્ય હોય જ અજીવમાં એ પાંચ ભાવો પૈકી બાકીના પર્યાયોનો સંભવ નથી, તેમાં એક પારિણામિક ભાવ જ હોય છે

અહીં એક બીજી વાત ધ્યાનમાં રાખવાની છે આ પાંચે ભાવો (ઔપશમિક ક્ષાયિક ક્ષાયોપશમિક ઔદયિક અને પારિણામિક) જીવમાં એકસાથે બધા હોય છે એવો કાંઈ નિયમ નથી. દા. ત., મુક્ત જીવોમાં ક્ષાયિક અને પારિણામિક બે ભાવ જ હોય છે જ્યારે સંસારી જીવોમાં કોઈ ત્રણ ભાવવાળા, કોઈ ચાર ભાવવાળા અને કોઈ પાંચ ભાવવાળા હોય છે એમાં વાત એટલી છે કે સંસારી જીવ બે ભાવવાળા હોતા નથી એટલે મુક્ત જીવોના પર્યાયો બે ભાવોમાં અને સંસારી જીવના પર્યાયો ત્રણથી પાંચ ભાવોમાં પ્રાપ્ત થાય છે ઉપયોગરૂપ લક્ષણ સર્વ જીવોમાં પ્રાપ્ત થાય છે જ્યાં જ્યાં જીવ હોય ત્યાં ત્યાં ઉપર પ્રમાણે બેથી માંડીને પાંચ ભાવો જરૂર હોય છે એ પાંચ ભાવો પૈકી બે ભાવ પણ ન હોય ત્યાં જીવત્વ હોતું નથી

આ રીતે ચેતન—આત્માનો ધર્મ તો તદ્દન જુદો જ છે આત્મામાં અનંત ગુણપર્યાયો છે પણ એ સર્વમાં ઉપયોગ જ મુખ્ય છે અને ઉપયોગ સ્વપરપ્રકાશક હોવાથી તે પોતાનું તથા ઇતર પદાર્થોનું જ્ઞાન કરાવી શકે છે. આપણે આ બધા કરીએ છીએ, એમાં શંકા કરીએ છીએ એનું સમાધાન કરીએ છીએ—એ સર્વ ઉપયોગને લીધે જ થાય છે અને લક્ષણસ્વરૂપથી ભિન્ન ન હોવાને કારણે અને ઉપયોગ બધા પર્યાયોમાં મુખ્ય હોવાથી ઉપયોગ જ આત્માનું લક્ષણ બને છે

આ સ્વરૂપચિંતવનમાં પારિણામિક ભાવને બરાબર સમજવા યોગ્ય છે એ જીવત્વરૂપ છે અને ચેતનનો સ્વભાવ છે એ ન હોય તો ચેતન ન હોય એમ સમજવું બીજા સર્વ ભાવો કોઈ વાર હોય અને કોઈ વાર ન પણ હોય, પણ આ જીવત્વરૂપ પારિણામિક ભાવ તો સર્વ આત્મામાં સર્વ કાળે પ્રાપ્ત થાય જ છે અને તેથી તેને મુખ્ય લક્ષણ ગણવામાં આવેલ છે. બાકીના ભાવોમાંથી કેટલાક અથવા સર્વ કોઈ વાર હોય છે કોઈ વાર ઓછા-વધતા હોય છે પણ પારિણામિક ભાવ તો સર્વ કાળે હોય જ છે અજીવમાં અજીવત્વ પારિણામિક ભાવે છે. આ પારિણામિક ભાવ દ્રવ્યનું પરિણામ છે જે ફક્ત દ્રવ્યના અસ્તિત્વથી જ પોતાની મેળે જ ઉત્પન્ન થયેલ છે એટલે કોઈ પણ દ્રવ્યનું સ્વાભાવિક સ્વરૂપપરિણમન જ પારિણામિક ભાવ કહેવાય છે

બીજા ભાવો કોઈ વાર મળે અને કોઈ વાર ન પણ મળે, કારણ કે એ કર્મની અપેક્ષા રાખે છે તેથી લક્ષણમાં એનું નામ હોવા છતાં ઔપાધિક છે અને તેથી તેને ઉપલક્ષણ કહી શકાય. જીવનું ઉપયોગ લક્ષણ કહેવામાં આવે ત્યારે તેના જીવત્વને અંગે તે સમજવાનું છે અને તે પારિણામિક ભાવને અંગે છે એમ ધ્યાનમાં રાખવું સંસારનું આખું સ્વરૂપ પર્યાય છે અને પર્યાય તો પલટણભાવ પામતા જાય છે. આ સંસારમાં નામ અને

રૂપ ફેર્યા કરે છે એ પર્યાયપલટણ છે, અને એને લઈને ફેરફાર થાય તે પણ નજરે પડે છે

ચેતનનો ધર્મ તો કોઈ અલગ વસ્તુ છે અને તેને સમજવાની ખાસ જરૂર છે તે સમજાય એટલે પૂર્ણ સ્પષ્ટતા થાય છે વસ્તુસ્થિતિની આ સમજણ તે આનંદ છે એ તત્ત્વ છે એની પ્રાપ્તિ એ સાધ્ય છે વૈશેષિક મત પ્રમાણે સત્તા દ્રવ્ય, ગુણ અને કર્મમા રહે છે પણ સામાન્ય અને વિશેષમા રહેતી નથી-હોતી નથી આ વાત સમીચીન નથી એ તો ઉપર બતાવ્યુ અસ્તિત્વનો સ્વીકાર કરવો અને છતા તેનુ અસ્તિત્વ (સત્તા) ન સ્વીકારવું એ બંધબેસતી વાત નથી. એને દ્રવ્યથી જુદી માનવા જતા તો અનેક દોષ દેખાય છે પરંતુ ઘટત્વ ઘટથી અલગ માનવા જઈએ તો ઘટ પોતે અસત્ થઈ જાય છે એટલે સત્તા દ્રવ્યથી જુદી ન હોઈ શકે

જ્ઞાન પણ આત્માથી ભિન્ન ન હોઈ શકે આત્માને જડ માનવો અને પછી બુદ્ધિ દ્વારા સમવાય સંબંધથી તેને જ્ઞાન થાય છે એમ માનવું એ વાતમા ઘણી ગૂંચવણ દેખાય છે એમા કર્તા કોણ કહેવાય અને કરણ કોણ કહેવાય એનો મેળ જ બેસતો નથી. ખરી વિચારણા મુક્તદશાના આનંદની છે વૈશેષિકો માને છે કે આ જ્ઞાન પણ ઉપાધિ છે અને મોક્ષદશામા જ્ઞાન રહેતું નથી. આત્માની આવા પ્રકારની લક્ષણા અમાન્ય છે અનંત સુખનુ સંવેદન એ મોક્ષ છે ત્યા સુખદુઃખની આપેક્ષિક કલ્પનાનો અભાવ છે પણ જ્ઞાનાનંદનુ નિરતિશય સુખ તો સર્વ કાળ પ્રાપ્ત છે એમ ન હોય તો જડ અવસ્થા જેવી પરિસ્થિતિ કે જેમા કોઈ પણ પ્રકારના આનંદનો અનુભવ નથી, તેને પ્રાપ્ત કરવા કોણ પ્રયત્ન પણ કરે ?

ઇંદ્રિયના વિષયોમા પ્રવૃત્તિને સુખ માનવું એ રાગનુ કારણ છે પણ મોક્ષસુખનો અનુભવ એ કાંઈ વિષયાદિ પ્રવૃત્તિનુ કારણ નથી, એટલે એ બંધનરૂપ નથી અને ઉત્કૃષ્ટ દશાએ પહોંચેલા આત્માને એની ઇચ્છા થાય તેટલો રાગ પણ આખરે ન રહેતો હોવાથી એમા રાગદ્વેષને સ્થાન જ નથી. સંપૂર્ણ કર્મોનો ક્ષય થવાથી ઉત્પન્ન થવાવાળા પરમ સુખ અને આનંદરૂપ આ મોક્ષ છે અને એ મોક્ષને યુક્તિયુક્ત સમજવાનો આ પ્રયત્ન છે

ઉપસંહાર—આ આનંદની વિપુલતા એ ખરુ તત્ત્વ છે. એની ઇચ્છા કરવામાં વિષયસુખની વાછા ન હોવાથી બંધન નથી થતુ, અને અંતે જ્યારે સાચુ તત્ત્વ સાંપડે છે ત્યારે તો मोक्षे भवे च सर्वत्र निस्पृहो मुनिसत्तमः એટલે ઉત્તમ મુનિ તો મોક્ષ અને સંસાર બંનેમા નિસ્પૃહ રહે છે શ્રી આનંદઘનજીએ પોતે જ શાંતિનાથજીના સ્તવનમા કહ્યુ છે કે મોક્ષ સંસાર બિહુ સમ ગણે મુણ્યો હોય તુ જાણ રે. એટલે વને જાણનારો મોક્ષ અને સંસાર બંનેને સરખા ગણે છે આ સરખા ગણવાની વાત જુદી છે પણ આત્યંતિક મોક્ષ થયા પછી જ્ઞાન પણ રહેતુ નથી, એ વાત માનસશાસ્ત્રની દૃષ્ટિએ બંધબેસતી નથી; કારણ કે એમ હોય તો પછી પથ્થર કે પૂજાના દેવ વચ્ચે અને આત્મા વચ્ચે કાંઈ તફાવત રહેતો નથી. અને આપણે પ્રાણની વ્યાખ્યા જોઈ ગયા. એમાં જે ઉત્પત્તિ અને સ્થિતિની વાત વિચારી તે પણ અકસ્માતની થઈ જાય છે જ્ઞાનના યથાવિ

કર્યા કરે એ પારિણામિક ભાવ છે પારિણામિક ભાવ એ ઉપયોગ છે અને ઉપયોગ એ ચેતન છે—ચેતનનું લક્ષણ છે તેથી અનંતજ્ઞાનનો આસ્વાદ કરવો એ ખરું તત્ત્વ છે અને એના વિલાસમાં નિરવધિ આનંદ છે સાધ્યપ્રાપ્તિ માટે કરેલા અનેક પ્રયત્નની પરાકાષ્ઠા છે અને એ પરાકાષ્ઠામાં સામાન્ય અસાધારણ પ્રેમનો ઝરો છે

આ આત્માના સહભાવી ધર્મ—ગુણો પોતે નિર્ગુણ છે પર્યાયો ક્રમસર કર્યા કરે છે. અનંત ગુણોનો અખંડ સમુદાય તે દ્રવ્ય છે એમાંથી ચેતના, આનંદ, વીર્ય ચારિત્ર વગેરે પરિમિત ગુણો જ સાધારણ બુદ્ધિવાળા છદ્મસ્થની કલ્પનામાં આવે છે બધા ગુણો સમજવામાં આવતા નથી. જેટલા જાણી શકાય છે તેના અનંત પર્યાયો થાય છે અને એ રીતે જેટલા જાણી શકાય છે તેના કારણભૂત ગુણોનો વ્યવહાર કરાય છે. પર્યાયો પ્રવાહરૂપે ચાલ્યા આવે છે એ પ્રત્યેક પ્રવાહની કારણભૂત એક એક ગુણશક્તિ હોય છે અને એવી અનંત શક્તિઓનો સમુદાય તે દ્રવ્ય છે આમાં પણ ભેદની સાપેક્ષતા તો જરૂર રહે છે. અભેદ દૃષ્ટિથી પર્યાય પોતપોતાના કારણભૂત ગુણસ્વરૂપ, અને ગુણ દ્રવ્યસ્વરૂપ હોવાથી દ્રવ્યગુણ પર્યાયાત્મક જ કહેવાય છે દ્રવ્યમાં કેટલાક ગુણો સર્વસાધારણ હોય છે. દા. ત., અસ્તિત્વ, પ્રદેશત્વ પ્રમેયત્વ વગેરે; અને કેટલાક અસાધારણ હોય છે જેમ કે ચેતનાગુણ આત્મામાં હોય છે રૂપગુણ પુદ્ગલમાં હોય છે અસાધારણ ગુણ અને તેનાથી ઉત્પન્ન થયેલા પર્યાયને લઈને જ પ્રત્યેક દ્રવ્ય એકબીજાથી જુદું પડે છે

આ દ્રવ્યની સત્તા એક છે અખંડ છે અને અબાધિત છે એનો વ્યાપ આ રીતે કોઈ ઘણો આ મારું દ્રવ્ય છે એના અનેક સહભાવી ગુણો છે અને ક્રમભાવી પર્યાયો છે. એને ઓળખી, પરરૂપની દૃષ્ટિનો ત્યાગ કરી, કૃત્રિમ ઉપાધિ દઈ એ સર્વ આરોપ કરેલી ભાવના છે એની ખાતરી કરી ચેતનના મૂળ ધર્મ તો અલગ છે એને શોધી કાઢવા એ આનંદસ્વરૂપ છે આનંદનો દરિયો છે, આનંદનો સાર છે અને એ ખરું આત્મતત્ત્વ છે.

ચેતન ! આ રીતે આ માને પ્રાપ્ત કરી શકાય. પૃથક્કરણ કરી એને સમજીએ ત્યારે એનું વિશુદ્ધ સ્વરૂપ ધ્યાનમાં આવે એનું અમલ સ્વરૂપ સાંપડે, એના વિલાસો ઓળખાઈ જાય, એની વિભાવદશા ખ્યાલમાં આવે, અને એનું અનંત આનંદસ્વરૂપ નજરમાં આવે. એના ગુણપર્યાયોનો ભાવ સમજાય, એનું લક્ષણ બરાબર લક્ષમાં લેવાય, એની સાથે લેઈ ગયેલું પણ વાસ્તવિક અલગ પાડી શકાય તેવું સકલમાલિન્યમય કર્મપ્રાધાન્ય સ્વરૂપ સમજાય, ત્યારે એ અનંતજ્ઞાનદર્શનમય, વિશુદ્ધ ચારિત્રમય, અનંતશક્તિના ધણીને ઓળખાય. ખરું તત્ત્વ એ છે અને એને સમજવા માટે જ અનંત તર્ક પ્રપંચ અને યુક્તિઓ કરવામાં આવે છે

આનંદના સ્વરૂપ પર દરેક પદમાં કાંઈ કાંઈ વિવેચન થયું છે. એના પર એક સ્વતંત્ર લેખ પણ તૈયાર કરવા જેવો છે એ આનંદને સમજી આ મહત્ત્વ પ્રાપ્ત કરવા-પ્રયત્ન

કરશે એમા જીવનયાત્રાનુ સાફલ્ય છે પ્રયત્નની સિદ્ધિ છે અને ચક્રભ્રમણનો છેડો છે[1] (૫૫)

## પદ છપ્પનમુ

ભૂમિકા—આ પદ આત્મદૃષ્ટિએ લખાયેલુ છે એમા શુદ્ધ ચેતના કકળાટ કરે છે અને અનત ગુણના ધણી ચેતન—આત્માની અત્યારે થઈ પડેલી દશા માટે ખેદ બતાવે છે અને એમાંથી છેવટે માર્ગ કેવી રીતે નીકળે છે એના પર પણ વિવેચન કરે છે

આત્મા પોતે તો અનત ગુણોથી ભરેલો છે પણ એના પુદ્ગળ સાથેના સબધને પરિણામે એની મૂળ ભવ્ય સ્થિતિ પર આવરણ ચઢી ગયા છે અને અત્યારે તો જાણે એ અનેક ગુણોના ચિંતનને બદલે પર ભાવમા રમણ કરનાર પરાધીન થઈ ગયો છે અને એની સ્થિતિ સસાર તરફ વધારે ને વધારે ઘસડાતી દેખાય છે આત્મામાં અનત જ્ઞાન, દર્શન, ચારિત્ર ભરેલા છે પણ એ જ્યારે દ્રવ્યમાં, શરીરમાં સગાસબધીઓમા કે વિષય કષાયના કીચડમા લેપાઈ જાય છે જ્યારે એ પોતાના મૂળ ગુણ વીસરી પરભાવમા રમણ કરે છે ત્યારે એના કેવા હાલ થાય છે તે પર અહીં લાક્ષણિક ભાષામા ગાન કર્યું છે

આત્મા મૂળગુણમાં હોય ત્યારે એ શુદ્ધ ચેતન કહેવાય છે એની શુદ્ધ દશાને ચેતના કહેવામા આવે છે જ્યા સુધી એ મૂળ સ્થિતિમા ન આવે ત્યા સુધી એ પોતાનુ અસલ સ્વરૂપ ભૂલી પરઘરે રખડ્યા કરે છે

પતિવ્રતા ધર્મપત્ની પોતાના પતિમા ખૂબ આસક્ત હોય, એ પતિના વિરહમા અર્ધગાઢી અવસ્થામા રખડતી હોય, ઘરમા એના માન—સન્માનની આકરી પણ એના પર એના પતિના પ્રેમની ગાઢતા કે અલ્પતા પર રહે છે જે ઘરમા પત્નીનુ સન્માન હોય, ત્યાં સુખ હોય છે, આનદકલ્લોલ હોય છે પણ જ્યાં સ્ત્રીની અવગણના થતી હોય, પતિદેવ રાત્રે રખડવા જતા હોય, એને તો દિવસે અપમાન અને રાત્રે રડવાનો જ વારો આવે છે આવા

[1] આ પદનો અર્થ વિસ્તારમા મે બરાબર બેસતો લીધો છે છતા એનો અર્થ બરાબર તેવો બન્યો છે પણ તેમાં પૂરેપૂરો સતોષ થયો નથી, તેટલ ત્રુટિ થયો છે આને મળતુ પદ ૯૭મુ છે ત્યાં જરૂરી વિશેષતાનો લાભ લઈ તો પ્રસગ થઈ વિચારણા આગળ ધપાવવા પ્રયત્ન કરીશ આ પદ મને અનેક દૃષ્ટિનો સમુચ્ચય કરાવનાર, નિશ્ચય નયનો આભાસ કરાવનાર અને યોગીના અપ્રતિમ આત્મભાવને વ્યક્ત કરનાર આત્માના ઊંડાણમાંથી નીકળી પડેલુ જણાય છે એવુ લીટીના પદમાં અસાધારણ ભાવ ભરી દીધા છે આ સહજ કથન છે આત્મોલ્લાસની વિભૂતિ છે યોગનો મહાન ચમત્કાર છે હજુ એ પદ હું સમજ્યો છુ એવો મારો દાવો નથી, પણ જેવુ સમજાયુ તેવુ અહીં લખ્યુ છે એની વિચારણામાં સ્યાદ્વાદમજરી, તત્ત્વાર્થ ટીકા, દ્રવ્યગુણપર્યાયનો રાસ અને બીજા અનેક ગ્રંથોનો ઉપયોગ કર્યો છે એ વિષય પર આગળનાં પદોની વિચારણામાં અવારનવાર લખવાનું જરૂર થશે એમ જણાય છે —વિવેચનકાર.

પતિની આર્યભાવનાવાસિત પત્નીને મનમાં ઘણું દુઃખ થાય, પણ એ જોર શું કરે ? આર્ય ભાવનાભૂષિત ચેતના પોતાના પતિને અંગે કેવા વિચાર કરતી હશે, તેનું શબ્દચિત્ર અત્ર આપવામાં આવ્યું છે આખું પદ શુદ્ધ ચેતનાની કોઈ બહેનપણીના મુખમાં મૂક્યું છે આ ભાવ પદને છેડે વ્યક્ત થાય છે.

૫૯

( રાગ—ધન્યાશ્રી )

बालुडी अबला जोर किस्युं करे, पीउडा परघर जाय;
पूरब दिसि पश्चिम दिसि रातडा, रवि अस्तंगत थाय   बालुडी० १

અર્થ—બિચારી બાળકી જેવી અબળા (ચેતના) તે કોઈ પણ જોર કેવી રીતે કરે ! શું કરે ? (કારણ કે) પતિરાજ તો પારકે ઘેર ભટકે ! (ત્યાં ચેતના કોના ઉપર જોર કરે ?). દા. ત. પૂર્વ દિશાનો પતિ સૂર્ય જ્યારે (ઊલટી બાજુએ) પશ્ચિમ દિશામાં આસક્ત થાય ત્યારે તો પછી એ આથમી જ જાય. (૧)

વિવેચન—શુદ્ધ ચેતનાનું અત્યારે જરા પણ જોર નથી, ઘરમાં એનું સામ્રાજ્ય નથી અને પતિ તો એની સામે જોતા પણ નથી. એવા સંયોગોમાં એ બાળુડી, બચ્ચા જેવી અબળા જોર શું કરે ? કોના ઉપર કરે ? કેવી રીતે કરે ? એને ફરીફરીને જોવું તો પતિરાજ તરફ અને પતિરાજ તો પોતાના ઘરને જાણતા કે સંભારતા પણ નથી.

એ ચેતનાનો પતિ પરઘેર જાય છે અન્ય વિભાવોમાં રખડે છે જ્યાં ત્યાં માથાં માર્યાં કરે છે પણ પોતાના ઘર તરફ અત્યારે તો નજર પણ કરતો નથી પોતાના મૂળ સ્વભાવથી અન્ય ભાવમાં રખડવું એ પરઘર ભટકવા તુલ્ય છે આત્મા—ચેતનાના મૂળ સ્વભાવમાં પુદ્ગલની વાત ન હોય, વિષયકષાયનો સ્પર્શ ન હોય, સંસારરખડપાટના ચિતરામણ ન હોય; એમાં અનંત જ્ઞાન, દર્શન, ચારિત્રની મસ્તી હોય, અનંત શાંતિ હોય, સમતાના પૂર વહેતા હોય, એમાં ગુલામીગીરી કે રાજ્યવૃત્તિનો અભાવ હોય. પણ અત્યારે તો પતિરાજ પારકે ઘેર ભટકે છે એને સંસારના કોઈ પણ ભાવોમાં રસ પડે છે અને પોતે જે સંયોગમાં હોય ત્યાં મળતા પૌદ્ગલિક સાધનોનો લાભ લેવામાં આનંદ આવે છે એમાં એ સુખ માને છે અને એવા પૌદ્ગલિક સુખ વધારે મેળવવા માટે એ પ્રયત્ન કરે છે. એની તૃષ્ણાને મર્યાદા નથી, એના અભિમાનને છેડો નથી, એના દંભને આરો નથી અને એવા અનેક વિભાવમાં એને એ તો આનંદ આવે છે કે એ પોતાનું ઘર જ ભૂલી જાય

---

પાઠાંતર—કિસ્યું—કિસો. બા—બાઈ. દિસિ—દિસ. તીઉ. પશ્ચિમ દિસિ—પશ્ચિમ. અસ્તંગત—અસ્તગતિ.

શબ્દાર્થ—બાળુડી = બચ્ચા જેવી, બાળકી. કિસ્યું = કેવું ? શું ? પીઉડો = પતિ, ધણી, વર. પરઘર = પારકે ઘેર, દૂસરાને ઘેર. પૂરબ દિસિ = પૂર્વ દિશા. પશ્ચિમ દિસિ = પશ્ચિમ દિશા. રાતડો = આસક્ત. રવિ = સૂર્ય, સૂરજ. અસ્તંગત = આથમ્યું તે.

છે આવા પતિની પત્ની જોર પણ શું કરે? એવા ચેતનરાજ–પતિની દશાના વર્ણનનો સબંધ ચેતના પરત્વે જ છે એટલે અંતે સર્વ વાતનો મેળ મળી જાય છે

સૂર્યનો ઉદય પૂર્વ દિશાએ થાય છે અને એને પૂર્વાધિપતિ કહેવામા આવે છે પણ એ બાપુસાહેબને તો આખો દિવસ ભટકવું છે ઘેર રોકાવું નથી, ‘પૂર્વા’ પત્નીને લાડ લડાવવા નથી, અને મનમા પશ્ચિમ દિશાને રાખી ત્યા પહોંચી તેની સાથે આનંદ માણવો છે આવો પરસ્ત્રીમા રાતો (આસક્ત) સૂર્ય જ્યારે ઘરને કાંઈ યાદ પણ કરતો નથી, ત્યારે અંતે આથમી જાય છે

તે જ પ્રમાણે પરભાવમા રમણ કરનાર પતિ પોતાની ચેતનાને ન ઓળખતા કુમતિને મળવા માટે રખડ્યા કરે છે એને મળવા તલવલાટ કરે છે અને એ રખડપટ્ટીમા અંતે પોતાનું તેજ ગુમાવી આથમી જાય છે. પતિનો વિજય થતો નથી અને ચેતનાનો વિરહકાળ છૂટતો નથી એ હકીકત છે પારકે ઘેર રખડનારને કાંઈ વધારે પડતું કહેવામા આવે તો એ વળી ન કરવાનું કરી બેસે; અને આર્યસ્ત્રીને પતિ તો દેવતુલ્ય હોય, એટલે એને રિસાવ્યા બોજે પણ નહિ. આવા રખડુ પતિની વફાદાર પત્ની જોર પણ શું કરે? આખરે એ તો અબળા રહી અને એનામા શક્તિ ગમે તેટલી હોય, પણ એ આર્યસંસ્કારમા ઉછરેલી એટલે ઘણું તાણે પણ નહિ, તોડે પણ નહિ, છતા પતિને ઠેકાણે લાવવા નવા નવા પ્રયોગો કરે. ચેતનાએ કેવો પ્રયાસ એ બાબતમા કર્યો તે આપણે જોઈએ.

આ પંક્તિનો એક બીજો અર્થ પણ ભાસે છે આ પ્રમાણે સૂર્ય જ્યારે પૂર્વ દિશા અને પશ્ચિમ દિશા એમ બન્નેમા રક્ત–આસક્ત થાય છે ત્યારે એનું પરિણામ એના અસ્ત થવામા આવે છે એમ જે પ્રાણી સ્વભાવ અને વિભાવ બન્નેમા થોડો થોડો રાચવા માંડે છે ત્યારે એ બન્નેથી ભ્રષ્ટ થાય છે ઘણા પ્રાણીઓ એવા વિચારના હોય છે કે વેપાર કરે ત્યારે વેપારમય થઈ જાય, વેપારને સ્થાનકે વતનનું ભાન જ ન રાખે, અને ધર્મકરણી કરવા મંડે ત્યારે તેમા પણ આસક્ત થઈ જાય. આ વિચિત્ર મનોદશાને પરિણામે પ્રાણી ઉભયભ્રષ્ટ થાય છે ન મળ્યા રામ અને ન મળી માયા. એટલે એ આત્મપ્રગતિનું કામ કરી શકતો નથી અને સંસારને ભોગવી શકતો નથી. શાસ્ત્રકાર તો છાતી ઠોકીને કહે છે કે જે પ્રાણી આત્મામા જાગૃત છે તે સંસારમા સૂતે છે; અને સંસારમાં જાગૃત છે તેણે આત્માને વિસાર્યો છે. સંસારને ચાટવા જવો, ઘરઘરેણામા રાચવું અને પડિક્કમણું કરવાથી પાપની આલોચના થઈ જશે એમ ધારી કૃતકૃત્યતા માનવી, એ વાતમા વસ્તુતઃ કાંઈ દમ નથી. કાંઈ ન કરે તે પ્રમાણમા ઠીક પણ શુદ્ધ સાધ્યની અપેક્ષાએ એમાં બહુ માલ જેવી વાત નથી. સંસારમા સરસા રહી, મન તેનાથી અલગ રાખવું અને સંસારમાં લપટાવું નહિ એ વાત સિદ્ધાંતદૃષ્ટિએ વાંચતા સારી લાગે છે પણ વ્યવહારુ રીતે લગભગ અશક્ય છે કામદેવના ઘરમા રહી કામદેવને જીતી આવનાર તો સ્થૂળભદ્ર જેવા કોઈ અસાધારણ વિરલા નીકળે, એટલે એ મુખ્ય માર્ગ કે રાજમાર્ગ ન કહેવાય.

ન દેખાય તેથી ત્યાં તે અલ્પ છે કે લગભગ નથી એમ ધારવાનું નથી. એ જ પ્રમાણે ચેતન પોતે તો જ્ઞાનમય–પ્રકાશમય છે એનામાં જ્ઞાન ભરેલું છે અથવા એ પોતે જ્ઞાનમય જ છે અને એ એની શુદ્ધ દશા છે એ એનો મૂળ ગુણ છે જેમ પ્રકાશ વગરના ચંદ્રની કલ્પના અશક્ય છે તેમ જ્ઞાન વગરના આત્માની કલ્પના કે એનું અસ્તિત્વ અશક્ય છે કારણ કે એ સ્વભાવથી જ અનાવૃત છે એ કદી આવરણ પામતો નથી, એમ સમજવાનું નથી પણ સત્તાએ અણઆવરાયેલો છે એમ સમજવું એટલે બહારથી એ આવરિત લાગે પણ એનો સ્વયં પ્રકાશ અંદર ઝળહળતો રહેલો જ છે એ વાત સમજીએ ત્યારે જ આત્મા બરાબર ઓળખાય. આત્માની આ સ્થિતિ ચેતનાની સખી યાદ કરે છે.

પ્રકૃતિએ અનાવૃત છતાં કર્માવરિત થઈ ગયેલા ચેતનનો પ્રકાશ અંદર છે; એનું એક વાર ભાન થાય ત્યારે એની શુદ્ધ ચેતના અંદર પડેલી છે અને છતાં જોર કરી શકતી નથી, એ સર્વ વાત સ્પષ્ટ થાય છે શુદ્ધ જ્ઞાનપ્રકાશનો માલેક અત્યારે વિભાવમાં પડી જઈ સંસારમાં મસ્ત થઈ ગયો છે અને બાવો રખડતો અને લટકટ હોય તેવો દેખાય છે ત બન્ને વાતનો મેળ આ રીતે થાય છે અંદર શુદ્ધ પ્રકાશ ભરેલો છે અને તે અવરાઈ ગયેલો છે એટલે એની ચેતના જોર કરી શકતી નથી.[1] (૨)

ચેતનરાજ ચેતના અને તેની બહેનપણી સર્વનો એકીભાવ છે તે ધ્યાનમાં રાખવાનું છે ચેતનરાજ પોતાને આગળ સમજાવે છે અને જણાવે છે તે આ પ્રમાણે.—

परघर ममतां स्वाद किस्यो लहे? तन धन यौवन हाण;
दिन दिन दीसे अपयश वाधतो, निज जन न माने काण पाछडी० ३

અર્થ—પારકે ઘેર રખડવામાં તને સ્વાદ શો આવે છે? તેમાં તને મજા શી આવે છે? (એથી તો) શરીર, પૈસા અને જુવાનીની નુકસાની થાય છે અને દિવસાનુદિવસ તારી અપકીર્તિ વધતી જાય છે તારા પોતાના માણસો તારો હુકમ (પણ) માનતાં નથી. (૩)

વિવેચન—ચેતન! તું પરભાવમાં રમણ કરે છે સ્થૂળ ઇન્દ્રિયસુખોમાં મોજ માણે છે મનોવિકારોમાં પડી જાય છે તેમાં તને શો આનંદ આવે છે? વિકારતૃપ્તિને માણી

---

૧ આ ગાથાની બીજી પંક્તિમાં ભાણુ શબ્દનો ઉપયોગ કર્યો છે તે બંધે તેમ નથી ભાણુ એટલે સૂર્ય થાય. મનના પ્રકાશ જેવો સૂર્ય એ અર્થ કોઈ રીતે બંધબેસતો નથી. ૫ ગંભીરવિજયજીના કહેવા પ્રમાણે લેખનદોષથી નાણુને બદલે ભાણુ લખાયું જણાય છે એ પાઠ શુદ્ધ થાય છે તેથી મૂળપાઠમાં સુધારો કરવા યોગ્ય લાગે છે ભાણુ શબ્દ રાખવાથી કોઈ પણ જાતનો અર્થ થઈ શકતો નથી —વિવેચનકાર

પાઠાંતર—જન ન માને—જન માને નહિ

શબ્દાર્થ—પરઘર=પારકે ઘેર. ભમતાં=રખડતાં. કિસ્યો=શું. તન=શરીર, નિજ સ્વરૂપ. ધન=પૈસા ધનસંપત્તિ. યૌવન=જુવાની, આત્મશક્તિ. હાણ=હાનિ, નુકસાની. દિનદિન=દિવસ દિવસે. દીસે=દેખાય. અપયશ=અપજશ અપકીર્તિ. વાધતો=વધતો. નિજ જન=પોતાનાં (ઘરનાં) માણસ. માને=માનવે. કાણ=આણ, હુકમ, દાબ

જુગારથી સુખ માને છે અથવા પાસા ઉપર ક્રોધ કર્યો, ઈર્ષા કરી, કે પોતાની છતી-અછતી સાંસારિક મહત્તા પર અભિમાન કર્યું—એમાં મોજ શી? મોટાઈ શી?

ખરી રીતે તો એમાં તારા શરીરની, તારા પૈસાની અને તારી જુવાનીની હાનિ થાય છે. દુરાચારી મનુષ્યના શરીરના કેવા હાલ થાય છે તે વાત તો ઉઘાડી છે. ધનવાનનું ધન જવાનું કારણ શક્તિનો ખડખાટ-દુરાચાર મુખ્ય બનાવ છે અને નાની વયમાં માથે ધોળા વાળ, આંખમાં કમજોરી, આખના તેજનો નાશ અને અકાળે ઘડપણ, એ એની સાથે અનિવાર્ય હોય છે. મનોવિકારની બાબતોમાં લઈએ તો તન એટલે નિજસ્વરૂપ સમજવું, ધન એટલે પ્રગતિપોષક ધર્મધન અથવા ધર્મસ્વભાવ સમજવો, અને જોબન એટલે આત્મશક્તિ સમજવી. કોઈ પણ મનોવિકારને તાબે થતાં અથવા તેમાં રમણ કરતાં નિજ સ્વરૂપ, ધર્મધન અને આત્મશક્તિનો હ્રાસ થતો જોવામાં આવે છે. ચેતનરાજ! જરા વિચાર જ્યાં સુખ નથી ત્યાં સુખ શોધવામાં કે માનવામાં તારા કેવા હાલ થયા છે અને થવાના છે? હજુ પણ ચેત!

આ ખ્યાલમાં રમણ કરવામાં તારો અપયશ દિવસે દિવસે વધતો જાય છે. રખડુને કોઈ ઘેર બોલાવે નહિ, એની પાસે વહુ-દીકરીને જવા દે નહિ, આ ઓછી વાત છે? જેમ જેમ એની રખડુપણાની અપકીર્તિ થતી જાય, તેમ તેમ એ એટલો હલકટ થાય છે કે એને પોતાનું જીવન અકારું લાગે છે. એ જ પ્રમાણે મનોવિકારમાં એ જેમ જેમ વધતો જાય છે તેમ તેમ કોઈ તેને ઈર્ષાળુ, કોઈ અભિમાની, કોઈ ક્રોધી, કોઈ કામી, કોઈ રખડુ એવા અનેક ઉપનામ આપે છે અને આ રીતે વ્યવહારમાં પણ એની જીવનની ચીકાશ સુકાઈ જાય છે.

ઉપરાંત એની એવી દશા થાય છે કે એના ઘરના માણસો પણ એની આજ્ઞામાં રહેતા નથી. આ સ્થિતિ ઘડપણમાં થાય છે. વિકારી માણસો ઘણે ભાગે જુવાનીમાં જ ખલાસ થાય છે, કદી વધારે જીવે તો એનું ઘડપણ ભારે દુઃખમય થાય છે. એને ઘરમાં માન મળે નહિ, એણે ખાધું કે નહિ એ કોઈ પૂછે નહિ, અને ઘરના એક ખૂણામાં એ ઉધરસ ખાધા કરે અને જુવાની એળે ગુમાવી તેનો પશ્ચાત્તાપ કર્યા કરે! જુવાનીમાં કરેલા અત્યાચારોનાં ફળ ઘડપણમાં જરૂર ભોગવવાં પડે છે.

ચેતનજી! આવી રીતે પાસે બેસી રમવા જતાં શરીર, પૈસા અને જુવાની ખલાસ થાય છે, અપજશ વધે છે અને ઉપરાંત ઘરમાં પણ કપૂત થવાના વખત આવે છે;[1] માટે

---

૧ કોઈના બાપ મોટામાં મોટો કીર્તિ મળવી વગેરે ઊઠાને મોટાનું મોકાણ છે અને એમાંથી અર્થ કરીએ તો એવા બાપના મરે ત્યારે એની મોટાઈ મોટાનું બન્યું નથી, કાંઈ મોટું નથી, એવો અર્થ ઘટે છે. એવા બાપના મરી જાય તો કોઈ એનો ખરખરો કરતું નથી, એ વાત એ વાતનો કોઈને શોક થતો નથી, એનો બાપ થાય ત્યારે મરણ પછી બાપુની મમતાનો એ વાત ક્યાંય યાદ બેસતો નથી, અને કાળુ કામ કરાવ્યું, કહ્યું છે, દુઃખ, અશક્ત અર્થમાં ખરાબ ખરાબ છે એમ બેસવાના પ્રસંગના અનુભવી હદ છે તેથી એ અર્થને પ્રાધાન્ય આપવામાં આવ્યું છે. —વિવેચનકાર.

કંઈક વિચારો અને વખતસર ચેતો. તળાવ તૂટ્યું અને પાણી નીકળવા માંડ્યું પછી વિચાર કરવા માંડશો તો કાંઈ વળશે નહિ. એ તો પછી તળાવ ખાલી થયે જ છૂટકો! આવી તમારી સ્થિતિમાં બિચારી ચેતના—અબળા જોર શું કરે? કેમ કરે? કોના ઉપર કરે?

જીવનનો ઉદ્દેશ નિર્વિકારતા પ્રાપ્ત કરવાનો છે. એ ઉદ્દેશ પાર પાડવા માટે વિકારી દશાનો ત્યાગ કરવો જોઈએ. વિકારી દશા એ પારકું ઘર છે અને એ ઘરમાં રમણ કરતા આત્માના કેવા હાલ થાય છે અને થવાના છે એ પર આ આખા પદની રચના છે. (૩)

**कुलवट छोडी अवटवट पडे, मन मईयाने घाट;**
**आंधा आंधा मिळे बहु जण, कोण दखावे वाट? बालूडी० ४**

**અર્થ**—પોતાના કુળની આબરૂ છોડી જે આડે રસ્તે ચડી જાય, તે અટવીમાં (ભવાટવીમાં) પડી જાય અને મનરૂપ વરસાદના ઘાટમાં ચડી જાય; અને બધા આંધળા ભેગા થાય એમાં રસ્તો પણ કોણ દેખાડે? (૪)

**વિવેચન**—જે પ્રાણી પોતાની કુળમર્યાદા છોડી આડે રસ્તે ચડી જાય છે, એ તો પછી જંગલમાં ભૂલો પડી જાય છે. સારા કુટુંબમાં એક જાતની આબરૂ જામેલી હોય છે. કુળવાન માણસો હલકાં કામ કરે નહિ, રાત્રે રખડે નહિ. એવા કુળમાં કોઈ કુળાંગાર જાગે અને આડે રસ્તે ચડી જાય તો તેનું આબરૂ ગુમાવી કહેવાય છે. આ કુળવટ તે નિજસ્વરૂપ સમજવું. પ્રાણી આત્મસ્વરૂપ છોડી આડે રસ્તે ચડી જાય એટલે સંસારના વિકારમાં પડી જાય, તો પછી એની ભારે ખરાબ દશા થાય છે.

રાજમાર્ગ—ધોરીમાર્ગ છોડી આડે રસ્તે ચડી જાય તે તો પછી મોટી અટવીમાં ફસાઈ જાય છે અને આંહીંતહીં ફાંફાં માર્યા કરે છે. પરઘરે ભટકનાર ચેતનરાજ! તમે પણ કુળવટ છોડી આડે રસ્તે ચડી ગયા છો અને મનોવિકારને માર્ગે આગળ વધતા જાઓ છો. અટવીમાં પડ્યા એટલે પછી તો પત્તો નહિ.

દક્ષિણના ઘાટો જેવા હોય તો ત્યાં તો એક ઘાટ ચડ્યા એટલે પાછી ખાણી આવે; એ ઊતર્યા એટલે વળી ઘાટ, એમ ચક્કરમાં પડી જવાય. ધોરીમાર્ગ છોડ્યો અને મનરૂપ ઘેટું કબજે લીધું એટલે તો પછી ઘાટના રસ્તા આવે. એમાં તો ખાડીખાબડી ટેકરીઓ અને ચડવા-ઊતરવાના રસ્તા જ હોય. મનરૂપી ભાઈને અંકુશ વગર છોડી દીધા હોય તો એ તો ડુંગર ને ખાઈમાં ચકરીવર કર્યા જ કરે પણ એનો છેડો આવે નહિ.

---

પાઠાંતર—છોડી-છોપી. અવટવટ-અવટઅવટ. મેહ્વાને-મહુવાને. મિળે બહુ જણ-મિળ જગ કેહીઈ કોણ-કુણ.

શબ્દાર્થ—કુળવટ = કુળની રેખ, આબરૂ (નિજસ્વરૂપ) છોડી = છોડી, તજી. અવટ = આડો રસ્તો (વટ = રસ્તો) વિપટ = અટવી (ભવાટવી) મેહુવા = મેઘ, વરસાદ. ઘાટ = ખાડી રસ્તો (ચઢાઉતર) આંધા = આંધળા. વાટ = રસ્તો

જ્યોતિ દેખાઈ આવી રીતે નિશદિન નાટકી એવી ભ્રમતાને ઘેર (પદ સોળમું) આનંદઘન પોતે પધાર્યા. પતિ ઘેર આવે અને પારકે ઘેર ભટકવાની ટેવ છોડી દે, ત્યારે તો ઘરના રંગ વદન ફરી જાય. ત્યાં વિરહના નિસાસાને બદલે આત્મરંગના ઝરણાં ચાલે; ત્યાં સાચા આનંદની ઝડીઓ વરસે; અને ત્યાં વિયોગ, વિષાદ, શોક, ભય કે અરતિ સર્વનો નાશ થઈ જાય, ત્યાં અત્યાર સુધી કદી ન થયેલું એવું પરનું રૂપ જ થઈ જાય. એ રૂપ કેવું થાય? તે અન્યત્ર કહેવામાં આવશે. અહીં તો વાત એક જ છે કે પતિરાજને પરઘેર રખડતા વિવેકમિત્રે વાર્યા અને ઘેર આણ્યા, એણે આત્મસ્વરૂપરમણતામાં સ્થિર કર્યા અને એના પોતાના ઘરની સાચી ઓળખાણ કરાવી. (૫)

ઉપસંહાર—અનનવા રંગ કેવા થાય તે પર વિવેચનની જરૂર ન હોય. એનો અનુભવ તો પ્રતીતિથી જ થાય તેમ છે. ‘અનુભવગોચર વસ્તુકો, જાણવો યહી ઇલાજ’—એ વાત અગાઉ કહી જ દીધી છે. એમાં કહેવા-સાંભળવાનું ‘કછુ નહિ’. એ અનુભવ થશે ત્યારે જ સમજાશે; અત્યારે નહીં સમજાય. હાલ વાત એક જ છે : પરઘરસંગ વારો અને પોતાને ઘેર આવો. પોતાના માણસોને ઓળખો અને પોતાના છે તે જ ખરા કામ આવશે, એટલું સમજો. તમારી યોગ્યતા તેમાં છે, તમારું ઐશ્વર્ય ત્યાં છે અને તમારો ખરો આનંદ તેમાં છે. શરૂઆત ચેતનાની સખીએ કરી અને છેવટે વિવેકમિત્ર આવ્યા, એમાં વિરોધ નથી. ચેતનાની સખી અને વિવેકમિત્રને અલગ ન સમજવાં, અને ચેતનની જ ચેતના છે એ વાત ખ્યાલમાં રાખવી.

આ પદ ખરેખર અદ્ભુત છે. આત્મજ્ઞાનની વાનગી છે. ઉચ્ચ ભૂમિકાનું આલેખન છે અને પ્રગતિપોષક મહાનુભાવતાનું નિદર્શક છે. આ રીતે ઉચ્ચ દશાની પ્રભુતામાં મંડાણ થાય, ચેતનાની વ્યાકુળતા દૂર કરાય અને ચેતનરાજને પોતાના ઘરમાં પધરાવાય પછી? પછી તો નવા નવા રંગ વાધશે, અનિર્વચનીય માર્ગો સાંપડશે અને અનાહત નાદના ડંકા વાગશે, અજપાજાપ ચાલશે અને ભારે ઉન્નત શાંતદશાના દર્શન થશે. (૫૬)

## પદ સત્તાવનમું

ભૂમિકા—અત્યારે ઘણા લોકોને નાટક-સિનેમા જોવાનો ખૂબ શોખ થાય છે અને વખત મળે અને પૈસા હોય તો તેનો લાભ લેવા ચૂકતા નથી. એવા પ્રાણીઓને કહે છે કે અહીં તો ભારે અદ્ભુત નાટક ચાલી રહ્યું છે. એવું નાટક ચાલ્યું છે કે જેની સરખામણીમાં બીજું કોઈ નાટક ભાગ્યે જ મળી આવશે. આ અલૌકિક નાટક (Comoedia Divina) તમે જુઓ, તમારે બીજા નાટક જોવાની જરૂર નહિ રહે, કારણ કે એમાં જે દૃશ્યો આવે છે તે ખરેખર અસાધારણ છે; તમે કોઈ નાટકમાં એવી પાત્રરચના કે સીનસિનેરી કદાપિ જોયો નહિ.

૫૨

(રાગ—આશાવરી)

देखो एक अपूरव खेला;

आप ही बाजी, आप ही बाजीगर, आप गुरु आप चेला देखो० १

અર્થ—એક અલૌકિક ખેલ તો જુઓ! પોતે જ બાજી છે અને પોતે જ બાજીગર છે. પોતે જ ગુરુ છે અને પોતે જ ચેલો છે! (૧)

વિવેચન—સાધારણ નાટકમાં સૂત્રધાર અલગ હોય છે અને પાઠ ભજવનાર અલગ હોય છે; અહીં તો રમત પણ પોતે અને રમતનો રમનાર પણ પોતે, પ્યાદા પણ પોતે અને પ્યાદાનો ચલાવનાર પણ પોતે! આવી રીતે બાજી પણ પોતે અને બાજીગર પણ પોતે હોય, એવી અદ્ભુત બાજી તમે ક્યાંય જોઈ છે? ગંજીપાની રમતમાં પાના (કાર્ડ) હોય છે બાજીમાં પ્યાદાં કે સોગઠાં હોય છે પણ એમાં ખેલની વસ્તુ અને રમનાર જુદા હોય છે; ત્યારે તે પોતે જે બાજી માંડી છે તેમાં બાજીનો માંડનાર અને બાજીની રમતનાં પ્યાદાં પોતે જ છે એ ભારે નૂતનતા છે છતાં અવલોકન અને પૃથક્કરણને અભાવે આપણે એને એ સ્વરૂપે જાણતા નથી.

દુનિયામાં જ આવ્યા, કેળવણી લીધી, વ્યાપાર કે નોકરી કરી ધન કમાયા, પરણ્યા, સંતતિ થઈ તેને પરણાવ્યા, કોઈના વરઘોડામાં મહાલ્યા, કોઈની સ્મશાનયાત્રામાં ગયા, લાકડીને ટેકે ચાલ્યા વગેરે વગેરે આખી બાજી યાદ કરી જા. એ બાજી માંડનાર કોણ? એમાંની એક પણ રમત તારા વગર ચાલે છે? અને એ આખી રમતમાં કેન્દ્રસ્થાને તું ન હો તો ત્યારે તે બાજી સાથે લેવાદેવા પણ શી? આ બાજીનો જેમ જેમ તું અભ્યાસ કરીશ, જેમ જેમ એની વિગતોનું પૃથક્કરણ કરીશ, તેમ તેમ તે બાજી સાથે તારો તાદાત્મ્ય સંબંધ થઈ ગયો છે તે તારા ખ્યાલમાં આવશે અને એનો ખેલનાર તું જ છે એની તને ખાતરી થશે.

બાજી ચોકસબિક કોઈ એ ક્યાંથી મંગાવી, એને તૈયાર કરવા માટે તે કેવાં સારાં માઠાં કૃત્યો કર્યાં હતાં, એ વિચારીશ એટલે એ બાજી એનો કરનારો, એમાં લાભ લેનારો અને એના કેન્દ્રમાં રમનારો તું—એ સર્વની વચ્ચેનો એકીભાવ તને સમજાશે.

પોતાની નાનકડી સૃષ્ટિનો પોતે વિધાયક છે પોતે રમનાર છે અને ચતુર્ગતિરૂપ સંસારને સરજાવનાર પોતે જ છે એ વાત અદ્ભુતપૂર્ણ કોઈ અદ્ભુત છે. વસ્તુજ્ઞાન બતાવે છે કે કર્મનો કરનાર પોતે છે કર્મનો ભોક્તા પોતે છે બાજી કમ જન્ય કોઈ ખેલમાં

પાઠાંતર—આપ હી બાજીગર—આપ બાજિગર.

શબ્દાર્થ—દેખો=જુઓ. અપૂરવ=અસાધારણ, અલૌકિક. આપ હી=પોતે જ. બાજીગર=બાજી બજાવનાર.

પોતાને ઉતારે છે. સોગઠાબાજી રમત કર્તાપણાના કાળનો ખ્યાલ ન હોય ત્યારે બાજી અને પોતાનો સંબંધ જણાતો ન હોવાથી પોતે વિભ્રમમાં પડે છે અને યોગજ્ઞાન કે દિવ્યજ્ઞાન ન હોય તોપણ દ્રવ્યાનુયોગના જ્ઞાનથી એ બાજી અને બાજીગરની એકતા અનુભવી શકે છે.

એ વાત શીખવનાર પણ પોતે છે અને શીખનાર પણ પોતે છે. પોતે જ ગુરુ છે અને પોતે જ ચેલો છે। જ્ઞાન આપે તે ગુરુ એટલે ચેતન પોતે જ્ઞાનમય હોઈ જ્ઞાન આપનાર પણ પોતે જ છે અને સામે બેસીને બાજીનું જ્ઞાન મેળવનાર પણ પોતે જ છે. વિશિષ્ટ દૃષ્ટિએ કોઈ કોઈને શીખવી શકતું નથી. જ્ઞાનાવરણીય કર્મના ક્ષયોપશમ પ્રમાણે જ્ઞાન મળે છે અને ગુરુ તો નિમિત્તમાત્ર છે. એક ગુરુના ઘણા ચેલા હોય; એ દરેકને ગુરુ એકસાથે જ્ઞાન આપે છતાં દરેકના જ્ઞાનમાં ફેરફાર પડ્યો રહે છે, એ બતાવે છે કે જ્ઞાન પ્રાપ્ત કરાવનાર ગુરુ ખરેખર રીતે કોઈ પણ નથી, અને તેથી પોતે જ ગુરુ છે અને પોતે જ ચેલો છે. આ આખો અપૂર્વ ખેલ છે.

આ વાતમાં જરા નિશ્ચય-સ્વરૂપ ધ્યાન રાખવાનું પ્રાપ્ત થાય છે અને તે દૃષ્ટિ આગળ જતાં, આ પદમાં વધારે આવવાની છે. તેથી અહીં ખાસ ધ્યાન ખેંચવામાં આવે છે. વ્યવહારથી ગુરુ અને ચેલા એક હોઈ શકે નહિ, પણ એ વાતના મૂળ સુધી જતાં ચેતન પોતે જ ગુરુ છે અને પોતે જ ચેલો છે એમ લાગ્યા વગર રહે તેમ નથી. એમાં ગુરુ-શિષ્યભાવનો અભેદ દેખાશે. અને તે અપૂર્વતા મૂળગત હોઈ નિશ્ચયનયને અવલંબે છે. (૧)

लोक-अलोक बिच आप बिराजित, ग्यानप्रकाश अकेला;
बाजी छांड तहां चढ बैठे, जिहां सिंधु का मेला. देखो० २

અર્થ—પોતે લોક અને અલોકની વચ્ચે બિરાજમાન થાય છે અને માત્ર જ્ઞાન-પ્રકાશમય છે. બાજીને છોડીને ત્યાં જઈને બેઠા છે જ્યાં (સુખ) સમુદ્રનો સંબંધ-મેળ થાય છે. (૨)

વિવેચન—આ બાજી છોડી, બાજીગર મટી, જે એનાથી વિરામ પામ્યા છે તે લોક અને અલોકની વચ્ચે બિરાજમાન થઈ જાય છે. આખી બાજી તો લોકમાં મંડાય છે અને તેમાં લોક ચૌદ રાજનું સ્વરૂપ છે. છે અધોલોક સાત રાજપ્રમાણ છે. ત્યાં મુખ્યત્વે નારક જીવો અને ભુવનપતિ તથા વ્યંતરદેવોની બાજી મંડાયેલી હોય છે. સાતમાની ઉપરના ભાગમાં મર્ત્યલોક છે. તેમાં અસંખ્ય દ્વીપ-સમુદ્રની વચ્ચે અઢી દ્વીપમાં મનુષ્યલોકોની બાજી મંડાય છે અને ઉપરના સાત રાજમાં જ્યોતિષ અને વૈમાનિક દેવોની બાજી મંડાય છે. આવી રીતે ચૌદ રાજલોકમાં બાજી મંડાયેલી છે અને બાજીગર એમાં ઉપર-નીચે,

પાઠાંતર—પ્રકાશ-પ્રકાશી. ચઢ-ચઢિ. સિંધુકા-સંધુકા.

શબ્દાર્થ—લોક-અલોક=જૈન ભૂગોળના પારિભાષિક શબ્દ છે. (વિવેચન જુઓ.) બિચ=વચ્ચે. ગ્યાન=જ્ઞાન. સિંધુ=સમુદ્ર. બાજી=ખેલ. ચઢ=ચડીને. છાંડ=છોડી. મેલા=સંબંધ.

આકાશગમનો આરંભ કરે છે પણ જ્યારે એ બાજી ઊઠી દે છે અને પોતે બાજીગર મટી જાય છે ત્યારે ચૌદ રાજલોકની ઉપર—લોકને છેડે—બિરાજમાન થઈ જાય છે. લોકને છેડે અલોક આવે, ત્યાં સિદ્ધશિલા છે તેની ઉપર એક યોજનના ૨૪ ભાગ પૈકી છેલ્લા ચોવીસમા ભાગમાં એ પૂર્વપ્રયોગથી પહોંચી જાય છે. જેમ પાણીમાં પડેલા લેપિત તુંબડાની લેપ છૂટતાં એ પાણી ઉપર સ્વતઃ આવી જાય છે, તેમ કર્મબંધનથી મુક્ત થતા ચેતન સંસારની ઉપર ચાલ્યો જાય છે. ત્યાં જવા માટે તેને પ્રયાસ કરવો પડતો નથી, પણ બંધન છૂટી જવાનું એ અનિવાર્ય પરિણામ છે. એ ચૌદ રાજલોકને છેડે બાજી નથી કે રમત નથી, એટલે પોતે બાજીગર પણ મટી જાય છે ત્યારે ત્યાં હોય છે શું?—તે વિચારીએ.

બાજીગર મટી જઈ એ લોક અને અલોકની વચ્ચે બિરાજમાન થાય છે ત્યારે અનંત જ્ઞાન એ એનો સહભાવી ધર્મ—ગુણ હોઈ એ જ્ઞાનમય થઈ જાય છે અથવા તો તે મૂળ સ્વરૂપે આવી જાય છે. અનંતધર્માત્મક સત્સ્વરૂપ આત્મા જ્ઞાનરૂપ છે. જ્ઞાન એનો ગુણ છે અને જ્ઞાન ઉપાય પણ છે અને ઉપેય પણ છે અને તેમ છતાં અનેકાંતધર્મ એ વાતમાં જરા પણ વિરોધ આવતો નથી. નિશ્ચયદૃષ્ટિએ જોઈએ તો આત્મા પોતે જ જ્ઞાનપ્રકાશમય છે. અને તે ઉપરાંત એ એકલો છે એનું વ્યક્તિત્વ કાયમ રહેવાનું છે. એ રાગ-દ્વેષથી મુક્તિ મેળવી, જ્યારે બાજી ઊઠી, લોકને અંતે વાસ કરે છે ત્યારે ત્યાં પણ એનું વ્યક્તિત્વ રહે છે. એક મોટો ભડકો હોય, તેમાંથી છૂટો પડેલો એક વિસ્ફુલિંગ (તણખો) મોટા અસલ ભડકાને પાછો મળી જાય, અથવા મોટા સમુદ્રમાંથી જુદા પડેલા એક પાણીના ટીપાનો સમુદ્રમાં પાત થતાં તે સમુદ્રમય થઈ જાય છે અને પછી એનું વૈયક્તિકપણું નાશ પામે છે એમ થતું નથી; પણ એ બીજા અનંત આત્માથી અલગ-સ્વતંત્ર વ્યક્તિરૂપે કાયમ રહે છે. એનું સ્વરૂપ સર્વસામાન્ય હોય, પણ એનું વ્યક્તિત્વ તો કાયમ રહે છે. સંસારમાં અહીંતહીં રખડતો હોય ત્યારે પણ એ વસ્તુતઃ તો એકલો જ છે. પણ એને અનેક પ્રાણી તથા પુદ્ગલ સાથેના સંબંધમાં આવવાનું બને છે. અને જ્યારે સર્વ સંબંધ છોડી, બાજીને છાંડી, એ ઉપર જાય છે ત્યારે એ ખરેખર એકલો બને છે. આ રીતે સ્વરૂપે અભેદ હોવા છતાં એ વ્યક્તિરૂપે કાયમ રહે છે, અને તેથી જૈનનો અનેકાત્મ પક્ષે ભેદાભેદ મત અપેક્ષા સંબંધથી બતાવ્યો છે.

આ રીતે બાજી ઊઠી જઈને એ લોકને અંતે ચઢી બેઠા છે એટલે ત્યાં ગયા છે એમ સમજવું. આપણે કાંઈ ખર કે ઘોડા પર બેસીએ તેવી રીતે ત્યાં જવાનું નથી. પણ બાજી સાથે સરખામણી કરવા 'ચઢ બેઠે' એ શબ્દનો ઉપયોગ કર્યો છે. ત્યાં એનું ગમન ગતિપરિણામે સ્વતઃ જ થઈ જાય છે, એને ત્યાં જવા માટે ઉદ્યમ, પ્રયત્ન કે પ્રયાસ કરવો પડતો નથી. એ બાજી ઊઠીને એવી જગ્યાએ જાય છે કે જ્યાં સુખસમુદ્રનો એને મિલાપ થાય છે. ત્યાં સર્વ પ્રકારના વ્યાકુળપણાનો અભાવ હોઈ અને એ જ્ઞાનના પરિણમનરૂપ હોઈ પોતે અનંતશક્તિમય બને છે. વ્યવહારમાં ખાવા, પીવા, પહેરવાની અનુકૂળતાને સુખ

માનવામાં આવે છે આત્મિક સુખ વ્યાકુળતા રહિત છે અને બાજી છોડ્યા પછી તો અંત વગરનું છે આ સુખસમુદ્રમાં અવગાહન કર્યા પછી જ્ઞાનમય આત્મા અનંત સુખનો આસ્વાદ કરે છે અને એ સુખ નિર્ભેળ અને અનંત હોઈ, દુનિયાની કોઈ ચીજ કે ભાવ સાથે અનુપમેય છે. આવી અદ્ભુત સ્થિતિ એને પ્રાપ્ત થાય છે (૨)

> बागुबाद खट नाद सहुमें, किसके किसके बोला ?
> पाहाण का भार कांही उठावत, एक तारेका चोला     देखो०  ३

અર્થ—(અહીં તો) સર્વમાં બકવા અને કજિયા જાળ છે એમાં કોના બોલની વાત કરવી ? (ચેતન !) પથ્થરનો ભાર શા માટે ઉઠાવે છે ? (અહીં તો) એક તારનો-એકવડો ચોલો જ છે (બાકી પથ્થરનો ભાર છે) અથવા એક તારનું-શ્વાસનું શરીર છે. (૩)

વિવેચન—ઉપર બાજી છોડીને તેનાથી પર થયા તેની વાત થઈ હવે અહીં બાજી માંડનારના કેવા બનાવો થાય છે અને શા હાલ બને છે તે પર ધ્યાન ખેંચે છે અહીં તો સર્વ વાણીનો વિલાસ છે એને મનમાં જે આવે તે થાપે છે ઉત્થાપે છે અને મનગમતા ઉહાપ કરી બાજીને બદલાવે છે પોતાના મતના પ્રચાર માટે અનેક તર્કની જાળો, અવ્યવસ્થિત ચર્ચાઓ અને ગમે તે પ્રકારે પોતે સાચા છે એમ બતાવવા માટે ખાલી બકવાદ કરે છે પ્રત્યેકનો દાવો સત્ય શોધવાનો હોય છે પણ એ સત્યના જ . નીચે અનંત આકરો દુરાગ્રહ અને પોતાને સાચા મનાવવાના તનતોડ પ્રયત્ન સિવાય કાંઈ દેખાતું નથી. જરા વિશિષ્ટ આત્મિક નજરે જોવામાં આવે તો એમાં છળ, હેત્વાભાસ અને બકવાદ જ લાગશે. એ સર્વમાં તો ખટરાગ જ જોવામાં આવશે.

આ 'ખટરાગ' શબ્દ ખાસ સમજવા જેવો છે. સંગીતના ધોરણ પ્રમાણે રાગ છ છે ભૈરવ, માલકોશ, હિંડોળ, શ્રીરાગ, કેદાર અને મલ્હાર. એની રાગણી, ઉપરાગણી અને તેના પરસ્પર મેળાપથી હજારો રાગ-રાગણી થાય છે પણ મૂળ રાગ છ છે ખટ એટલે ષટ્ અથવા છ આ છ રાગનો મેળાપ સુંદર થવો જોઈએ. છતાં ગુજરાતી ભાષામાં ખટરાગ એટલે કલેશ, અણબનાવ, કચૂડ એવો અર્થ થાય છે 'ખટરાગ'નો આવો અર્થ કેમ થયો હશે ? એક રાગ હોય તો એના ઉપર મન કેંદ્રિત થાય, પણ જ્યાં છ રાગ થયા ત્યાં અંદર અંદર કલેશ એકતાણ, સ્વમતાગ્રહ અને ધામધૂમ જ ચાલે. દરેક રાગ-રાગી પોત પોતાનું ખેંચે અને તે એટલે સુધી ખેંચે કે તાણતાં તૂટી જાય તેનો પણ તેને ખ્યાલ ન રહે. આવો ખટરાગ અહીં છે આ પ્રમાણે આત્માને બરાબર ઓળખ્યા વગર એના સેવાસેવાત પર કે દ્વૈત-અદ્વૈતની ચર્ચા પર એ ઊતરી પડ્યો ત્યારે પોતાના રાગ પર એ

---

પાઠાંતર—ભાર-ભર. ચોલા-ચેલા.

શબ્દાર્થ—વાગ્વાદ=બકવાદ. સહુમેં=સર્વમાં. બોલા=બોલવું. ખટ નાદ=છ રાગ, ખટરાગ, ઝગડા, કજિયો. કિસકે કિસકે=કોનું કોનું, કેનું કેનું. પાહાણકો=પથ્થરનો. એક તારેકા=એક તારના, એકતારા, અથવા એક શ્વાસોચ્છ્વાસ. ચોલા=ઢીંગુ (પહેરવાનું વસ્ત્ર)

એ ચાલતો જ રહેશે. એને સત્યશોધનની કાંઈ પડી નથી, એને આત્મારામનું અંતે શું થશે તેની પરવા નથી. એને તો પોતાના મઠ સિવાય અન્યત્ર કોઈ સ્થાને સત્ય નથી, એ વાતનો પ્રચાર કરવો છે આવો અભાવ સર્વત્ર છે આ વાત જેમ મઠધારી માટે સત્ય છે તેમ વ્યક્તિગતે લગભગ સાર્વત્રિક છે

આવા સંયોગોમાં કોની વાત કરીએ ? શું બોલીએ ? બોલવાની ઇચ્છા થતી નથી, અને બોલવાથી કાંઈ લાભ થાય એમ જણાતું પણ નથી. ટૂંકું સંક્ષેપમાં આ સ્થિતિનું પરિણામ રજૂ કરવા ટૂંકમાં કહી દે છે કે હે ચેતન ! તું આવો પથ્થરનો ભાર નકામો શા માટે ઉપાડે છે ? એ મમતામાં નજર કરશે તો જણાશે કે આ પ્રાણી એમ જ માને છે કે એના ઉપર જ દુનિયા ચાલે છે અને એ નહિ હોય તો શું ને શું થઈ જશે ! અને એમ માની એ વિના કારણ બધો ભાર પોતા ઉપર વહોરીને ચાલે છે. ઘરમાં સ્ત્રી હશે તો તે એમ માનશે કે એના વગર ઘર ચાલે જ નહિ; ભાઈ દુનિયાનો પટાવાળો ચોકની કે અમલદારની ઓફિસ પોતે હોય તો જ ચાલે એમ માને છે ! આમ સર્વ પોતપોતાના તાનમાં મસ્ત રહી પોતાને માથે નકામો બોજો ઉપાડીને ચાલે છે અને આ દુનિયામાં હું પણ કંઈક છું એમ માની લઈ પોતાને મોટો ગણે છે. આ સર્વ ફોગટ પથ્થરનો ભાર ઉપાડવા બરાબર છે

અંતે તો સર્વને એક તારવાળું કપડું ઓઢવાનું છે જ્યારે પ્રાણી મરણ પામે છે ત્યારે એકતારું ઊંચું કપડું ઓઢાડવામાં આવે છે એટલે તું ગમે તેવો પથ્થરનો ભાર ઉપાડ, મારું મારું કરીને ગમે તેટલું ધન મેળવ, પણ અંતે તો તારા નસીબમાં એકતારો પોતો જ છે. આ વાત યાદ રાખીશ તો બાજીની અજબતા અને બાજીગરની બુદ્ધિમત્તા કે મહત્તા આ મૂર્ખતાનો તને પોતાને જ ખ્યાલ આવી જશે. આવી અજબ બાજી માંડી છે અને તેનો બાજીગર નકામો તણાઈ મરે છે

અહીં એક બીજો ભાવ પણ બેસે છે પ્રાણીનો વિલાસ તો સર્વવ્યાપી છે દરેક દર્શનકાર કે મતવાળા એમાં મસ્ત બને છે એમાં કોની વાત કરવી અને કોની છોડવી ? એને સમજાવતાં કહે છે કે એ સર્વ પથ્થરનો ભાર છે નકામી માથાકૂટ છે તું બરાબર વિચારીશ તો તને સમજાશે કે એ સર્વ એકતારના વિવિધ પ્રકારો છે એટલે તંબૂરના એક તારમાંથી વિવિધ સૂરો નીકળે છે પણ અંતે મૂળ તાર તો એક જ છે અને પ્રત્યેક સૂરનું મૂળ ત્યાં જ છે. એટલે ચેતનજીનું સ્વરૂપ સમજવામાં આવે એની વર્તમાન સ્થિતિના કારણોનો અભ્યાસ કરવામાં આવે, એની સ્થિતિમાં મહાન ફેરફારો આણી શકાય તેમ છે તે વાત સમજીને તેનો સ્વીકાર કરવામાં આવે, તો કામ થઈ જાય તેમ છે. આ સર્વ જુદા જુદા સૂરો એક જ તારમાંથી નીકળે છે એ વાત સમજવા બાજીગરની આખી બાજી સમજી જવાય અને એ બાજી ઊઠી સર્વથી ઉપર જઈ બેસાય તેમ છે માટે આ સર્વ અંતે તો એક તારના પાસા-રૂપો છે એ વાત સમજી મૂળ તારને પકડી લેવા પ્રયત્ન કરવા જેવો છે એમ થશે

ત્યારે આ વાગ્વાદ-બકવાદ દૂર થઈ, પથ્થરનો ભાર ઊતરી જશે અને કોની વાત કરવી એવો સવાલ પણ ઊભો નહિ થાય.

ચોલા નો અર્થ પછેડો પણ થાય છે. સ્ત્રીઓ પહેરે તે પાંચ વારનો સાડલો કે સાડી કહેવાય; છોકરીઓ છૂટાં લૂગડાં પહેરે તેને 'ચોલો' કહેવામાં આવે છે. ઉપરના અર્થને મળતો જ તેનો ભાવ હોઈ તેને માટે વધારે વિવેચનની આવશ્યકતા નથી.

એક હિંદી ભાષા જાણનાર સાથે પ્રસંગ પડતાં એમણે આ પંક્તિનો નવીન અર્થ સૂચવ્યો. હિંદી ભાષામાં 'ચોલા'નો અર્થ શરીર થાય છે. શરીરનો સર્વ આધાર તાર પર-શ્વાસોશ્વાસ પર-રહે છે. એ એમ કહે છે કે હે ચેતનરાજ! શ્વાસોશ્વાસને બાદ કરીએ તો શરીર તો પથ્થરના બોજ જેવું છે. શ્વાસોશ્વાસ પૂરા થતાં સાડાત્રણ મણનો ભાર-પથ્થરનો બોજો-બાકી રહે છે. આવો પથ્થરનો ભાર તું શા માટે વેઠારે છે? શરીરને ઉપાડનાર-ચલાવનાર અને એનો ભાર વહન કરનાર તો તું પોતે જ છે. ત્યારે આવા એક તાર ઉપર આધાર રાખનાર શરીરનો ભાર શા માટે વહે છે?

ચોલા શબ્દનો આ અર્થ આગળપાછળનો સંબંધ જોતાં મને સુસંગત લાગે છે. સર્વ મતવાળાઓમાં કે દર્શનકારોમાં તો ખટરાગ છે. એમાં કોની વાત કરીએ અને કોને શું કહીએ? તું તો ખાલી પથ્થરનો ભાર ઉપાડી મારું મારું કૂટ્યા કરે છે, પણ અંતે એ તો એક શ્વાસોશ્વાસ ઉપર આધાર રાખનાર શરીર છે. એની ખાતર આ સર્વ ખટપટ ન ઘટે. તું આવા તાર ઉપર લટકી રહેલા શરીર ખાતર અજબ ખેલ ખેલી રહ્યો છે એમાં તારી શોભા નથી. ખાલી નાટક માંડ્યું છે અને એ તદ્દન અયથાર્થ છે એ જરા સમજી લે અને ઊંડો ઊતર. (૩)

षट्पद पदके जोग सिरि खस, क्यों कर गज पद तोला?
'आनंदघन' प्रभु आय मिलो तुम, मिट जाय मनका धोखा. वेलो० ४

અર્થ—ભમરાના પગ નીચે ચંપાઈ મરે છે, ઢળાઈ જાય છે અને યોગલક્ષ્મી ખસી જાય છે, તો શા માટે હાથીના પગને તોળે છે-ઊંચે ચડાવે છે? (આવા સંયોગમાં તો) હે આનંદઘન પ્રભુ! આપ પોતે આવીને મળો તો મારા મનની ભ્રમણા મટી જાય. (૪)

વિવેચન—મન, વચન, કાયાના યોગને અંકુશમાં રાખનાર મહાલક્ષ્મી તાબામાં આવેલી છે. પરમ મુક્તિની સાથે આત્માને જોડી દે, આખી બાજીનો છેડો આવી મૂકે તેને યોગ

પાઠાંતર—સિરિ ખસ—સરિખસકે. ક્યો—ક્યુ. કર—કરે. આય—આવુ. તુમ—તુમે. મિટ જાય—મિટિ જાઈ.

શબ્દાર્થ—ષટ્પદ=ભમરો, ભ્રમર. જોગ=મન, વચન અને કાયાના યોગ. ખસ=ખસી જાય છે. ઝપા=ચંપાઈને પ્રભુ. આય=આવીને. તવ=ત્યારે. મનકા=મનના. પદો=ચંપાઈ મરે છે, ઢળાઈ જાય છે. સિરિ=શ્રી, લક્ષ્મી. ક્યો કર=કેમ, શા માટે. તોલા=તોલે છે, ઉપાડે છે, ઊંચે ચડાવે છે. મિટો=મટો. મિટ જાય=મટી જાય, દૂર થાય. ધોખા=ભ્રમણા.

કહેવામાં આવે છે એના યમ, નિયમ આદિ આઠ પ્રકારો પર અન્યત્ર વિવેચન કર્યું છે એ તારી યોગલક્ષ્મીને તારે બરાબર સમજવી ઘટે. આખા જૈન શાસનના નીતિવિભાગનો સાર અહિંસા, સંયમ અને તપ એ ત્રણ શબ્દોના વર્તનમાં આવી જાય છે. એમાં યોગને સંયમ સાથે સીધો સંબંધ છે અને અહિંસા તથા તપ સાથે આડકતરો સંબંધ છે આ એગ (યોગ) મહાન વિભૂતિ છે સમજવા યોગ્ય આતરતત્ત્વ છે આચરવા યોગ્ય જીવનકળા છે અને તેટલા માટે એ સાચી લક્ષ્મી છે શ્રી હેમચંદ્રાચાર્ય વગેરે મહાન લેખકોએ એ યોગલક્ષ્મીને ખૂબ બહલાવી આગમગમ્ય બનાવી છે અને છેવટે એને અનુભવગમ્ય કહી છે.

એ યોગલક્ષ્મીમાં વસ્તુતઃ કાંઈ ભાર નથી એમ કહીએ તો ચાલે. એ મહામૂલ્યવતી લક્ષ્મી છે યોગમાં મુખ્ય વાત ત્યાગની છે, અને ત્યાગમાં બોજો વધતો નથી પણ ઘટતો જાય છે એટલે ખરી રીતે એનો ભાર કાંઈ નથી અને ભાર હોય તો તે ભમરાના કે માખીના પગ જેટલો છે દા. ત., આજે ઉપવાસ કર્યો છે એમ આપણે બોલીએ છીએ હવે ઉપવાસમાં કરવાનું શું ? ખાવાનું નહિ એટલે ઉપવાસ કર્યો છે એમ કહેવા પૂર્તું જ નથી, વસ્તુતઃ ખાવું કરવાનું બંધ કર્યું છે એટલે ઉપવાસ એ ખરી રીતે તો નકારાત્મક પ્રયોગ જ છે એવી જ રીતે યોગમાં સંયમની મુખ્યતા હોઈ એમાં ભાર કે બોજો કાંઈ નથી, પણ છતાં માનીએ કે એમાં સહજ ભાર છે તો તે માખી કે ભમરાના પગ જેટલો નગણ્ય. એટલો ભાર સ્વીકારવાનું કારણ એ છે કે આ પ્રાણીની સંસારવાસના એટલી બધી છે કે એ સંયમ કે ત્યાગ કરે ત્યારે શરૂઆતમાં એના મગજ પર બોજો રહે છે જરા ત્યાગ કર્યો છે એ વાત એના મન પર આવ્યા કરે છે તને એક ઉપવાસ કરવા કે ધનનું દાન દેવા આપેલું સો મણનો ભાર લાગે છે પણ એ વાત ખોટી છે, એમાં ભાર જ નથી અને દૂરથી લાગે છે તે પણ દેખાવ માત્ર છે અને થોડો વખત શરૂઆતમાં ભાર લાગશે તે પણ માખીના કે ભમરાના પગ જેટલો જ જણાશે. છતાં તું તો આળસ પોસ્યા જ કરે છે પણ ધ્યાનમાં રાખ કે એમ કરવામાં યોગલક્ષ્મી જેવી અપૂર્વ ચીજ જ ખસી જાય છે.

આમ છે ત્યારે હાથીના પગ જેટલો કર્મનો ભાર તું શા માટે ઉપાડે છે ? ત્યાગ—સંયમ રૂપ જ્ઞાનલક્ષ્મી કે યોગલક્ષ્મીથી તું દૂર ખસી જાય છે, અને મોટો મેરુપર્વત જેવો કર્મનો ભાર ઉપાડે છે। તારી બાજી કેટલી ખોટી છે તે તું સમજી લે. સંસારમાં પરિભ્રમણ કરાવે, તારો છેડો આવવા જ ન દે, એવી કર્મની આરભૂમિને તું તોળી રહ્યો છે અને માખીના પગના ભાર જેવી યોગલક્ષ્મીને ભેખવી રહ્યો છે—આવી તારી બાજી છે એટલી તારી આગ્રહ છે। તું પોતે વિચાર કરીશ ત્યારે તને સમજાશે કે આ પ્રમાણે મોટો વિરોધ પડ્યો છે। એક બાજુએ ભમરાના પગ જેટલા ભારવાળી મહાન લક્ષ્મીનો ભાર આકરો લાગવાથી ચેતનરાજ તેનાથી દૂર ભાગે છે અને બીજી બાજુ મેરુપર્વતના જેટલો કર્મનો ભાર તોળી રહ્યો છે।

આવી રીતે અપૂર્વ ખેલ ખેલાય છે, વિના કારણનો ભાર ઉપાડાય છે અને ખટરાગના ગોટા થાય છે. હવે તો હે આનંદઘન પ્રભુ! સચ્ચિદાનંદસ્વરૂપ ચેતનરાજ! તમે આવીને મળો તો આ મનની ભ્રમણા દૂર થઈ જાય અને અજબ ખેલ ખેલાતા અટકી જાય. અત્યારે તો ચેતનરાજ પોતે ખટરાગમાં પડી ગયો છે, દુઃખમાં ફસાઈ ગયો છે, ભવાટવીમાં ભૂલો પડ્યો છે. એને લોક અને અલોકની વચ્ચે બેસાડવા માટે એનો આનંદઘન પ્રભુ સાથે મેળાપ કરાવવાની જરૂર છે; તેમ થાય તો ખેલની સમાપ્તિ થાય અને સુખસિંધુ સાથે એનો મેળ જામે.

આનંદનો સમૂહ ચેતન પોતે જ છે. એ સ્વરૂપ એણે બહારથી મેળવવા જવું પડે તેમ નથી, કોઈ તેને તે લાવી આપે તેમ નથી અને તે માટે કોઈની પ્રાર્થના કરવી પડે તેમ નથી. અનંત આનંદનો ધણી ખોટી ભ્રમણામાં પડી ગયો છે, ખોટા વાદવિવાદના ચક્કરે ચઢી ગયો છે, ખોટા નાટકમાં તણાઈ ગયો છે અને માનસિક ભ્રમણાનો ભોગ થઈ ગયો છે. એને તો હવે સાધ્યરૂપે સ્થિત અનંતજ્ઞાનમય, મહાપ્રભાવશાળી શુદ્ધસ્વરૂપી પરમાત્માનું દર્શન થાય, એને એ સ્વરૂપનો સ્પષ્ટ ખ્યાલ થાય અને એનો એ સ્વીકાર કરે ત્યારે એની અત્યારની માનસિક ભ્રમણા સર્વથા દૂર થાય. (૪)

ઉપસંહાર—નાટક રમતાં રમતાં એ નાટકની વાત જ ભૂલી ગયો છે. નાટકિયાની રીતિ હોય છે કે એ રાજાનો કે મહારાજાનો પાઠ ભજવે, છતાં પોતે તો થોડી રૂપરડીનો પગારદાર નોકર છે એ વાત એના ખ્યાલમાં નિરંતર રહે છે. પણ આ વાત ચેતનરાજ ભૂલી ગયો છે; અને જાણે નાટક નાટકની બાજી નાટકનો રાજા પોતે હોય, પોતાનો હોય, પોતે તદ્રૂપ હોય એવી ભ્રમણામાં પડી ગયો છે. જ્યારે એ ભ્રમણા દૂર થાય ત્યારે એનું નાટક અટકે. એ ભ્રમણા દૂર થવા માટે નાટકનું નાટક તરીકેનું સ્વરૂપ એને સમજવું પડે અને તેને માટે પોતાનું શુદ્ધ સાધ્ય તેના સમક્ષ રજૂ થવું જોઈએ. ચેતનની માનસિક ભ્રમણા પણ ચેતનને જ થાય છે. બાજી પણ એ જ માંડે છે, બાજીગર પણ એ જ છે, ખટરાગ કરનાર પણ એ જ છે, એને છોડનાર પણ એ જ છે, પથ્થરનો ભાર ઉપાડનાર પણ એ જ છે અને એક તારવાળા શરીરનો માલેક પણ એ જ છે અને છેવટે આનંદસ્વરૂપી અનંતશક્તિમય ચેતનરાજ પણ એ પોતે છે. અત્યારે એ દુનિયાની જાળમાં ફસાઈ ખોટે રવાડે ચઢી ગયો છે. જ્યારે એ આનંદસ્વરૂપ આત્માને ઓળખશે, એનો અસલ સ્વરૂપે મેળાપ કરવાની એનામાં તીવ્ર ભાવના થશે, એ સ્વરૂપ પ્રકટ કરવાનો એના મનમાં નિર્ણય થશે અને વિવેકપૂર્વક એ પરિસ્થિતિ પ્રાપ્ત કરવા એ પુરુષાર્થ કરશે, ત્યારે એ આનંદસ્વરૂપને મળશે અને ત્યારે આ મનના સર્વ ગૂંચવાડાનો છેડો આવી જશે. (૫૭)

## ૫૮ અઠ્ઠાવનમું

ભૂમિકા—આ પદમાં વિશુદ્ધ ચેતનાની વિરહદશાનું સચોટ વર્ણન કર્યું છે અને આગળ પણ ચેતનાના મુખમાં મૂક્યું છે એકાવનમા પદમાં ચેતનાની રાત્રિની વિરહવ્યથા વર્ણવી છે. આ પદમાં તેની અહોનિશ કેવી દશા થાય છે તે બતાવ્યું છે ચેતના શુદ્ધ સંસ્કારી આર્ય અબળાને સ્થાને છે એના જીવનનો ઉદ્દેશ પતિ છે એના સૌભાગ્યનો આધાર પતિના જીવન પર છે આવી સાધ્વી ભાર્યાના પતિ પોતાની પત્નીને વિસારી પરને પારકે ઘરે આથડ્યા કરે છે અને પરની નારીને પૂરી ઓળખતા પણ નથી. સંસ્કારી આર્ય બાળાની કેવી દશા થાય અને તે અનુભવ જેવા સંસ્કારી મિત્રને વચ્ચે પડી નાથને ઘેર લઈ આવવાનું-સમજાવવાનું-કેવા શબ્દોમાં કહે તે અહીં તાત્ત્વિક રીતે બતાવે છે.

પતિ ઘેર આવ્યા નથી, રાતદિવસ ચેતના એમની રાહ જોયા કરે છે એકાંતમાં ઝૂરે છે આ સર્વ પતિની ગેરહાજરીમાં અને તદ્દન એકાંતમાં બને છે એ ખાસ ધ્યાનમાં રાખવું. શરીરે કૃશ થઈ ગયેલી, ઊંઘ વગર અકળાઈ ગયેલી ચેતના હાથ લાંબા કરીને વખત ગમમાં જાય છે. પ્રથમ દિવસનો છે વાતાવરણ વિચિત્ર છે અને એકાંત મહેલમાં વિરહી દશામાં ચેતના એકલી ઝૂરે છે.

શુદ્ધ દશાવાળી ચેતના અને સંસારસ્વરૂપરાગ્ય ચેતનજીનો કોઈ રીતે મેળ મળતો નથી. ચેતનજીને અત્યારે વિભાવમાં ભટકવું છે; એને સંસારના લોભો લેવા છે; એને અભિમાન, દંભ અને આશામાં મઝા માનવી છે; એને ધન, હવેલી, ગાડી વાડીના સંગ્રહમાં જીવનનું સાર્થક્ય માનવું છે; અને આવી રીતે અનેક બાબતોમાં એને પરભાવમાં સ્થાપવામાં રહેવું છે એટલે શુદ્ધ ચેતનાનો અને એનો મેળ જ મળતો નથી. ચેતના તો અનેક રીતે ઝૂરતી જ રહે છે અને ચેતનજી માટે વલખાં મારે છે. આવી સ્થિતિમાં સંસ્કારી આર્ય બાળાની કેવી દશા થાય તેનો વિચાર આવવાની ખાસ જ જરૂર હોય. એ એને સ્થાને નવયુગની સ્ત્રી હોય તો એ પતિને વિસારી બીજે માર્ગે ઊતરી જાય, પણ આ તો શુદ્ધ પતિવ્રતા, ઉન્નત ભાવનાશીલ આર્યકુળની અબળા છે એના વિચારપથમાં અન્યત્ર જવાની કે અન્યને ઈચ્છવાની વાત જ આવે નહિ; અને પતિરાજ તો જ્યાં ત્યાં ગમે ત્યાં-ત્યાં રખડ્યા કરે, પણ ઘેર આવે જ નહિ. એવી ભયંકર દશામાં આર્યસંસ્કારી અબળા વિરહદુઃખનાં ગાણાં ગાય, કે ઓળખીતા સ્નેહીને વચ્ચે પડી પતિરાજને સમજાવીને ઘેર લઈ આવવા વીનવે. આપણા દેશની આ પ્રાચીન પદ્ધતિ જાણીતી છે

શ્રીમદ્ આનંદઘનજીએ આ વિરહદશાનું વર્ણન અનેક સ્વરૂપે ચીતર્યું છે; એમણે ભર્તૃહરિને ભોગવ્યા છે એમણે અંધારી રાતોએ એકાંતમાં વિરહીની દશા વર્ણવી છે એમણે ચેતનાને રાહ જોતી એટલે કે પરભાવમાં બેઠા છે. ઉન્નત ભાવ બતાવનારી વિરહગાથા અહીં તેમણે તદ્દન વિવિધ સ્વરૂપે ગાઈ છે અહીં એકાંતમાં ઝૂરતી શુદ્ધ ચેતના ગાન કરે

છે પોતાની વિરહવ્યથાનું ગાન કરવા માણસ ભલે એકલો હોય તોપણ એક જાતની શાંતિ અનુભવે છે કેટલીક વાર મનમાં હોય તે બોલી બતાવવાથી મનની વ્યથા હોય તે શાંત થઈ જાય છે અને કોઈ વાર વધુ એથી પણ વધે છે; અથવા કાંઈ નહિ તો તેથી થોડી નિરાંત તો જરૂર થાય છે ચેતના ભલે ગમે તેટલી વિશુદ્ધ હોય, એના ઉદ્દેશન ગમે તેટલા આત્મિક હોય, પણ એને પોતાની મનોવ્યથાનું દિગ્દર્શન તો દુન્યવી ભાષામાં જ કરવું પડે છે એટલી વાત ધ્યાનમાં રાખી આપણે આ પરમ સાધ્વી અને ભાવનાશાળી આર્ય અબળાની વિરહકથા સાંભળીએ.

प्यारे आय मिलो कहां येते जात;
मेरा विरह व्यथा अकुलात घात प्यारे० १

અર્થ—વહાલા! આવીને મળો. આમ (બહાર) ક્યાં જાઓ છો? વિરહને લઈને થતી મારી પીડાની અકળામણનો ઘાત કરો, નાશ કરો. (૧)

વિવેચન—ચેતનરાજ! તમારી પાછળ હું ગાંડી પાગલ છું તમને મળવા તલસી રહી છું માટે નાથ! હવે આવીને મળો. આમ બહાર ને બહાર ક્યાં જાઓ? ક્યાં ભટક્યા કરશો? આપના વિરહમાં મેં બહુ કાળ પસાર કર્યો આપ અહીં આવી મારી સેજડી શોભાવો, એ માટે અનેક પ્રયત્નો કર્યા પણ આપ તો હજુ બહાર જ ફર્યા કરો છો, આપની સાથે મારા મનની વાત કરવાનો પ્રસંગ પણ પ્રાપ્ત થતો નથી! આપ બહાર જાઓ છો પછી આપને ઘર યાદ આવતું નથી, આપ આવીને મળો અને મારી વિજ્ઞપ્તિ ધ્યાનમાં લો.

મારી વિરહની પીડાથી મને ભારે અકળામણ થઈ છે જેના પતિ ઘેર ન આવે, એના દિવસ કેવા રોવામાં જતા હશે, એને માનસિક પીડા કેવી થતી હશે, તેનો ખ્યાલ કરો અને હવે દયા કરીને આ વિરહવ્યથાનો ઘાત કરો, એનો છેડો લાવો, મારી અકળામણને હવે તો કાંઈ સીમા રહી નથી. તો આપ આવી મારી અકળામણનો નાશ કરો. એમ કરવું એ તમારા હાથની વાત છે (૧)

एक पैसाभर न भावे नाज;
न भूषण नहीं पट समाज प्यारे० २

અર્થ—(વિરહવ્યથાને લીધે) એક પૈસાભાર અનાજ ભાવતું નથી, ઘરેણાં ગમતા નથી, વસ્ત્રો ગમતાં નથી કે કોઈ સામગ્રી પસંદ પડતી નથી. (૨)

---

પાઠાંતર—મિલો-મિલો. કહાં-કહાં. યેતે-એતે. વ્યથા-વિથા. ઘાત-ઘાત.

શબ્દાર્થ—પ્યારે=વહાલા (સંબોધન) આય=આવીને. મિલો=મળો. કહાં=ક્યાં. યેતે જાત=અહીંથી જાઓ છો. મેરા=મારો. વિરહ=જુદા પડવું તે. વ્યથા=પીડા. અકુલાત=અકળામણ. ઘાત=નાશ.

પાઠાંતર—ન ભાવે નાજ—ન ભાવે નાજ નહીં પાઠાંતરવાળી પ્રતમાં આ શબ્દ નથી.

શબ્દાર્થ—પૈસાભર=પૈસાભાર (એક પૈસાભારનો એક તોલ થાય). નાજ=અનાજ. ભૂષણ=આભૂષણ, ઘરેણાં. પટ=વસ્ત્ર. સમાજ=સામગ્રી.

વિવેચન—મારી વિરહવ્યથા કેવી આકરી છે તેનો આપ ખ્યાલ કરો. વિરહી જનની પીડા તો વિરહી જ સમજે એ આનંદઘનમતમાં પડ્યા હોય, તે વિરહીની વેદના સમજી શકતા નથી. આવા વિરહીનું વર્ણન અનેક કવિઓએ કર્યું છે ખુદ શ્રીમાન્ આનંદઘન મહારાજે વિરહવ્યથાના વર્ણન અનેક રીતે કર્યાં છે: એકત્રીશમા પદમાં વેરાવલ સંગમા બહુ વિસ્તારથી વિરહીનું વર્ણન કર્યું છે વિરહીના હૃદયમાં મોટી હોળી સળગતી બતાવી છે. તેત્રીશમા પદમાં ચાતકની વિરહદશા વર્ણવી કમાલ કરી છે; સુડતાલીસમા પદમાં વિરહીની ઝૂરણા વર્ણવી છે અને એકાવનમા પદમાં ભાદરવાની રાત વર્ણવીને વિરહીનું તાદૃશ ચિત્ર ખડું કર્યું છે

આ પદમાં આ વિરહવ્યથાના વર્ણનને તદ્દન જુદા દૃષ્ટિબિંદુથી રજૂ કરવામાં આવ્યું છે. એમાં પતિ ઘરે આવ્યા નથી, પણ જાણે સામે ઊભા હોય તે રીતે તેને ઉદ્દેશીને ચેતના પોતાની માગણી રજૂ કરે છે પછી અનુભવ દ્વારા એને સમજાવવા ગોઠવણ કરે છે અને પછી તેનું પરિણામ બતાવે છે વસંત રાગમાં બહુ સુંદર રીતે ગાઈ શકાય તેવા પદમાં ભારે મોજ માણી છે એમાં વ્યવહારની બાહ્ય વાતોનો અંતર્ભાવ તો શોધવાનો હોય જ છે એના પર જેમ જેમ વિચાર થાય, તેમ તેમ ભારે ઊંડાણના ભેદો સૂઝે છે અને માનસિક ગવેષણાને પરિણામે અંતર આત્મશાંતિ થાય છે આ વાત સર્વ પદોને લાગુ પડતી છે એમ અનેક વાર બતાવ્યું છે કોઈ મનુષ્યને લખવા કે ગાવા ખાતર લખાયું નથી; એ તો હૃદયના ઉદ્ગારો છે ચેતનરાજની એકાંતની ઊર્મિઓ છે એને દુન્યવી દૃષ્ટિએ જોતા એમાંથી કાંઈ સાર ન જણાય, પણ રહસ્ય તો શોધવા પડે.

ચેતના પોતાની વ્યથા વર્ણવતા કહે છે કે અત્યારે વિરહકાળમાં નથી ભાવતું અનાજ નથી પહેરવા ગમતા કપડાં, નથી શરીર પર આભૂષણો ઘાલવાં ગમતા કે નથી કોઈ જાતની શરીર પર શોભા-સામગ્રી[1] કરવી ગમતી. વિરહકાળમાં આખું શરીર જ પારકું હોય તેમ લાગે છે; એમાં એની દરકાર કે એના પોષણની વાત હોય જ નહિ. સ્થૂલ દૃષ્ટિએ વિરહીની આવી દશા થાય છે અને આત્મિક દૃષ્ટિએ ચેતન પોતે અરૂપી હોઈ એને અનાજ ખાવાની કે વસ્ત્રાભૂષણ પહેરવાની વાત સંભવે જ નહિ. એટલે ચેતના એની શુદ્ધ દશાની વાતોમાં ભેળવવા ચેષ્ટા કરે છે અત્યારની દશામાં ચેતનરાજ પરભાવમાં ભટક્યા કરે છે અને પરને, પરની સ્ત્રીને કે પોતાની જાતને ખરી રીતે પિછાનતા નથી. (૨)

---

૧ સમાજનો અર્થ મારા ગુરુમહારાજે સમજાવ્યો તે અહીં લખ્યો છે પ્રતમાંથી તે અર્થ નીકળતો નથી. [illegible] તે અર્થ ઠીક લાગે છે [illegible] સમાજ એટલે [illegible] જનતા. આ દૃષ્ટિએ તો મનુષ્યના રીતરિવાજો કે વેષભૂષા એમને ગમતા નથી, એવો અર્થ નીકળી શકે છે. વાત એ જ છે કે ચેતનાને ખાન પાન ગમતા નથી અને સંસારમાં સ્થિરતાથી પોષ [illegible] એ એવા ગમતા નથી, એટલે ખાવાનો અને પહેરવાનો મેળ ખાતો નથી અને પરિણામે ચેતનાની વિરહ-વ્યથા મટતી નથી.

मोहन रास न दूसत तेरी आसी;
मदना भय है घरकी दासी प्यारे० ३

અર્થ—મનોહર રાસ ગમતા નથી, પારકા દોષ કાઢવા પણ ગમતા નથી. હવે તારી આશા છે વળી કામદેવનો ભય છે અને આખરે તો હું તમારી પોતાની ઘરની દાસી છું (૩)

વિવેચન—એ જ લયમાં આગળ વધતાં ચેતના પોતાની વિરહદશા વ્યક્ત કરતાં જણાવે છે કે પોતાને સુંદર રાસો ગમતા નથી. રાસડા લેતી વખતે સ્ત્રીઓનો આનંદ કેવો હોય છે એ તો અનુભવ કર્યો હોય ત્યારે જણાય તેવું છે એના રસની રમઝટમાં એ પોતાના ગૃહકાર્યને કે પોતાનાં બાળબચ્ચાંને પણ ભૂલી જાય છે અને રાસ રમવામાં કલાકોના કલાકો ગાળી નાખી તેમાં આનંદ માને છે; વિરહી આને તો એમાં પણ આનંદ આવતો નથી. એના પગ ઠેકા આપે નહિ, હાથ તાળી આપે નહિ શરીર વળાંકા લે નહિ અને કેરડથી કરવી એને પાલવે નહિ.

એટલું જ નહિ પણ અન્યને દૂષણ દેવા પણ ગમતાં નથી. સ્ત્રીઓ ચાર ભેગી થાય ત્યારે પારકી વાતો કરે અને નકામી કૂથલી કે નિંદા કરે, એ ઘણું બનવા જોગ છે. અને તેથી તો કહેવત ચાલી આવે છે કે ચાર મળે ચોટલા તો ભાંગે બે-ચાર ઓટલા! કેળવણીના પ્રચારથી હવે સ્ત્રીઓને પોતાની શક્તિનો ઉપયોગ કરવાના અન્ય માર્ગ મળતા જાય છે; તેથી તેની આ સ્થિતિમાં આ યુગમાં સુધારો જરૂર થતો જાય છે. સ્ત્રીસમાજમાં આ દૂષણ સ્વાભાવિક છે એવું તો ઘણી વાર અત્યારે પણ લાગે છે; પણ આ શુદ્ધ ચેતનાને તો વિરહકાળમાં એવી મનોદશા થઈ ગઈ છે કે એને બીજી સ્ત્રીઓ સાથે મળીને વાતો કરવી પણ ગમતી નથી. શુદ્ધદશાવાળાનો એ સ્થિતિ હોય પણ નહિ, એ તો એ તો માત્ર પોતાની દશા કહી બતાવે છે અને ગાઈ સંભળાવે છે

ચેતનરાજ! મારા નાથ! હવે તો તારી આશા છે તું મારે ઘેર જલદી આવે એટલે મારી વિરહદશા પૂરી થાય. હું તો તારી પર મીટ માંડી બેસી રહું છું અને મારા વિરહકાળનો છેડો લાવવો એ તારા હાથમાં છે વિરહી આને મદન-કામદેવનો ભય હોય છે. એની વિરહદશામાં જ્યારે એને કામદેવ આકુળવ્યાકુળ કરે છે, ત્યારે તેના કેવા હાલ થાય છે એ અત્યારે તમારી વહેવારુ દશા છે એની નજરે જુઓ. તેનું એક બીજું પણ કારણ છે: હું તો તમારા ઘરની-તમારી માલિકીની-દાસી છું; બાકુલ કે માગી લીધેલી દાસી નથી. તમારી છું અને તમારી રહેનારી છું શુદ્ધ પતિવ્રતા આદર્શ રાખનારી છું અને આપની આશાએ જીવન ગાળી રહેલી છું તમે કામદેવના ભયની નજરે જુઓ અને મને આવીને મળો. તમે જ્યાં ત્યાં રખડ્યા કરો છો તે બંધ કરી, મારી વિરહદશાનો અકળામણનો અંત લાવો.

---

પાઠાંતર—મોહન-મેહન ન દૂસન તેરી આસી-તિહારી દાસ તુમ તુમ. મદનો ભય-દાસેભય

શબ્દાર્થ—મોહન=મનોહર, ભમત=ગમતાં. રાસ=રાસ. દૂસન=દૂષણ. તેરી=તારી આસી=આશા. મદનો ભય=કામદેવની બીક. ઘરકી દાસી=આ તો પોતાની દાસી, ઘરનાણી દાસી.

શુદ્ધ ચેતનાને મદનનો ભય ન હોય, પણ ચેતનરાજ સંસારદશામાં વર્તે છે તેના મનમાં જિજ્ઞાસા ઉત્પન્ન કરવા માટે આ પ્રકારની ધમકી વખતસરની લાગે છે. પતિરાજ ગમે તેવા ભટકનાર હોય, પણ એને પોતાની સ્ત્રી અન્ય પુરુષની સાથે વાત કરે એ જરા પણ ગમતું નથી. એવા સંસારી જીવડાને મદનના ભયની ચેતવણી આપવામાં આવે ત્યારે તે જરૂર ચમત્કારી નીવડે છે વિરહી સ્ત્રીઓને માટે આ સ્વાભાવિક અને હેવો જોઈતો માર્ગ છે (૩)

अनुभव आपक करो विचार;
कब देखे है नाथकी तनमें सार   प्यार॰ ४

અર્થ—અનુભવ! જરા જઈને વિચાર તો કરો કે આ શરીરમાં સારભૂત નાથ આપો (એને-નાથને) ક્યારે દેખશે? (૪)

વિવેચન—જ્યારે અબળા સ્ત્રીનો કોઈ ઉપાય રહેતો નથી ત્યારે એ મિત્ર અનુભવને ઉદ્દેશીને કહે છે અનુભવજાગ્રતી જાગે ત્યારે પતિની કેવી મારી સ્થિતિ થાય છે એ વાત અગાઉ અનેક સ્થાનોએ કહી છે ત વાતનું અત્ર પુનરાવર્તન ન કરતા માત્ર અનુભવનું વિકાસમાં સ્થાન સમજી લઈએ. વસ્તુતત્ત્વનો વિચાર કરતાં મન જ્યાં વિશ્રાંતિ પામે મનની અસ્તવ્યસ્ત દશા ઊડી જાય અને જેનો સ્વાદ કરતાં અખંડ નિર્વિકલ્પ સુખ ઊપજે એનું નામ અનુભવ છે એમાં બાહ્ય ભાવ અને ખોટી દોડાદોડીને બદલે અખંડ શાંતિમાં પ્રવેશ થાય છે અને એમાં ચેતનરાજ ઘેર આવી પોતાનું શું છે અને પારકું શું છે એની ખોજ પોતાના નીતકને આધારે વિચારવાની હોય છે આ અતિ સુંદર અવસ્થા છે અને એમાં ધ્યાન, વિચારણા અને શાંતિને મુખ્ય સ્થાન છે અનુભવ માટે દરેક યોગીએ ખૂબ લખ્યું છે. યોગીરાજ આનંદઘનજીએ તો અનેક પદમાં એનો ઉપયોગ કર્યો છે

અનુભવ મિત્ર છે સાચો સલાહી છે પતિરાજ અને પત્નીને વાંધો પડે ત્યારે વચ્ચે પડીને પતાવટ કરનાર પાકો પંચાતીઓ છે અને વળી પવિત્ર હોઈ અતિ વિશ્વાસપાત્ર છે ચેતના અનેક રીતે ઝૂરવા કરીને પોતાની સ્થિતિ વ્યક્ત કર્યા પછી અનુભવને કહે છે કે ભાઈ અનુભવ! હવે તો તમે જઈને મારા પતિરાજને મળો ને સમજાવો. હવે મારા આખા શરીરમાં સારભૂત આ મારી બે આંખો છે અને જે અત્યારે ઝૂરી રહી છે તે મારા પતિના દર્શન ક્યારે કરશે? પતિનું સુખ એવું પણ અત્યારે તો દુર્લભ થઈ પડ્યું છે. નાથ તો મને ભૂલી ગયા છે. શરીરમાં બે આંખો જ સારભૂત છે એક સુભાષિતમાં પણ કહ્યું છે કે—

मुखमर्थं शरीरस्य सर्वं वा मुखमुच्यते ।
तत्रापि नासिका श्रेष्ठा नासिकायाश्च लोचने ॥

---

પાઠાંતર—દેખ-દેખુ દે-દે.

શબ્દાર્થ—અનુભવ = મિત્ર (સંબોધન). જાઈ = જઈને. કર = કરો, ક્યારે. દે = અને. વાકી = આંખો. તનમે સાર = શરીરમાં સારભૂત

બતાવી આપે છે. ત્યાં અનુભવ એને સમજાવે છે પૃથક્કરણ કરી બતાવે છે નિત્ય અને અનિત્ય વસ્તુ અને ભાવોનું સ્વરૂપ પ્રગટ કરી બતાવે છે અને જ્યાં જ્યાં ચેતનજી સંસાર તરફ જવા પ્રયાસ કરે છે ત્યાં ત્યાં એને ટોકે છે રોકે છે અને યોગ્ય પ્રસંગ જણાય તો ધમકાવે પણ છે અને તેમ કરીને એને સાધ્યસન્મુખ કરી દે છે.

આ અનુભવની સમજણ કેવી હોય તે પર વિચારણાની જરૂર છે. પ્રત્યેક પ્રાણી પોતાનું આખું જીવન વિચારી જાય, તો એને પાર વગરના બોધપ્રદ પ્રસંગો યાદ આવશે. ધનની અસ્થિરતા, માનની કે ધનની નીરસતા, ક્રોધનો ધમધમાટ કે કામદેવની ચેષ્ટાઓ, વેપારની ધમાલો, રખડપટ્ટીની અગવડો કે માની લીધેલી મહત્તાઓ—આવા આવા અનેક પ્રસંગો એને યાદ આવશે. જીવનના પ્રત્યેક પ્રસંગોના હાર્દમાં ઊતરવું અને એને યથાસ્વરૂપે વિચારવા, એમાં પોતે જડ તરફ કેટલો ખેંચાઈ ગયો હતો અને આત્મિક બાબતમાં પણ એની સાગકેવની પરિણતિઓએ કેટલું નુકસાન કર્યું હતું અને પોતે કેવાં કેવાં નાટકો ભજવ્યાં હતાં, એનો યથાસ્વરૂપે ખ્યાલ કરવો એનું નામ અનુભવજ્ઞાન છે.

કેટલીક વાર એ જ્ઞાન નાની વયમાં પણ આવી શકે છે પણ દુનિયાના ખડકો સાથે અથડાયેલાને એવું જ્ઞાન થવાનો સંભવ પ્રમાણમાં વધારે છે. અનુભવજ્ઞાનનો મહિમા પાર વગરનો છે અને એની મહત્તા યોગીઓએ ખૂબ ગાઈ છે અને તે વચન વાસ્તવિક છે. ચેતનને એ બરાબર ઠેકાણસર કરનાર અંદરનું આત્મિક તત્ત્વ છે અને તેથી એને ચેતના અને ચેતનની વચ્ચે મેળાપ કરાવી આપનાર માઠળનું સ્થાન આપવામાં આવ્યું છે. બાકી ખરી રીતે તો ચેતના અને અનુભવનો ચેતન સાથે એકાંગીભાવ છે અને ચેતન જેમ સંસારમાં રખડે, જડ પદાર્થના સંબંધમાં આવે કે મનોવિકારને વશ થઈ અનાત્મિક ચેષ્ટાઓ કરે ત્યારે તે પણ એના જુદા જુદા પર્યાયો છે (આવિર્ભાવો છે), તેમ જ અનુભવ-વિચારણાને અંગે એ પરભાવમાંથી ઓસરવા માંડે છે તે પણ એનો પર્યાયભાવ છે. ચેતનરાજ તો એ સર્વ પ્રસંગોમાં ધ્રુવરૂપે અંદર બિરાજમાન થયેલા જ છે. વ્યક્તિગતે એક જ અવિભાજ્ય છે અજરામર છે અને તેના એ સ્વરૂપને સમજવાનો આ સર્વ પ્રયત્ન છે.

અનુભવને ચેતના કહે છે તે પ્રમાણે એ ત્યાર પછી પતિ પાસે જાય છે. એ ચેતનરાજને કહે છે કે "તમે જેને તમારાં માની રહ્યા છો, અને જે મનોવિકારોને તમે આધીન થઈ ગયા છો, તે તમારા નથી, તે તમને રખડાવનાર છે ફસાવનાર છે. તમે તો અલખ નિરંજન જ્યોતિસ્વરૂપી છો, અનંત જ્ઞાન, દર્શન, ચારિત્ર, વીર્ય ઉપયોગાદિ અનંત ગુણોથી ભરેલા છો અને અત્યારે પરભાવમાં ફસાઈ ગયા છો. તમારી એ શુદ્ધ દશા નથી." એને શુદ્ધ દશાનો ખ્યાલ આપી કુમતિ કે પરભાવરમણતામાં રહેલી અસારતા અને રાગ, દ્વેષ આદિ મનોવિકારની વિષમતા સમજાવી એને ચેતના પાસે લઈ આવે છે. ચેતનરાજને આ રીતે અનુભવ ઠેકાણે લાવે છે અને આનંદઘન ઘેર પધારે એટલે ચેતનાને તો વસંતનો આનંદ થાય છે. (૫)

ઉપસંહાર—ચેતનાના આનંદમાં ગુલાલ ઉડાવવાના હોય નહિ. એમાં શું હોય? એમાં જે હોય તે આપણું સાધ્ય છે. એ ગ્રહો ને ખ્યાલ બેસી જાય તો પછી ચેતનાને તો વસંત જ છે. જીવનની સફળતા છે અને આ સંસારના ચક્રભ્રમણનો છેડો છે. એ દશા પ્રાપ્ત કરવા માટે આ સર્વ પ્રયાસ છે અને તેનો સરળ માર્ગ અનુભવજ્ઞાન છે. આંખ ઉઘાડીને ચાલીએ અને પડતા ત્રાસોને એના યથાર્થ સ્વરૂપમાં સમજીએ એટલે આખી રખડપટ્ટીનો છેડો આવે તેવું છે અને ત્યાં કોઈ ધમાલ નથી, કાવાદાવા નથી, પણ ત્યાં એવી વસ્તુ છે કે જે દુનિયાના કોઈ પ્રસંગમાં નથી, જે અનનુભૂત છે અને જે ન મળે ત્યાં સુધી ઉપર—નીચે ફેરફેરા કરવાના છે અને ધક્કા જ ખાવાના છે

ચેતનાએ શરૂઆતમાં ચેતનને ઉદ્દેશીને પોતાની વિરહવ્યથા વર્ણવી, અનુભવને ચેતનરાજ સાથે વિચાર કરવા મોકલ્યો અને છેવટે અનુભવનો સમજાવેલ કંથ ઘેર આવ્યો એટલે એને વસંતોત્સવ થઈ પડ્યો, એની વિરહવ્યથા દૂર થઈ અને એને છેડા વગરનું શાશ્વત સ્થાન પતિના સહકાર સાથે પ્રાપ્ત થઈ ગયું

આ પદમાં આનંદઘન આત્મા—આનંદસ્વરૂપી ચેતનરાજ—છેવટે ઘેર આવ્યા એમ બતાવ્યું છે, અને તેમાં અનુભવની—સ્વાત્માનુભવની દરમ્યાનગીરી કારણરૂપ જણાવી છે એ આખી હકીકત બરાબર લક્ષમાં રાખવા યોગ્ય છે આનંદઘન—ચેતનરાજ ઘેર આવ્યા પછી કેવી રીતે વર્ત્યા તે આગળના પદમાં બતાવશે. (૫૮)

## ૫૯ ઓગણસાઠમુ

ભૂમિકા—નીડર આત્માને જગતના બંધન નડતા નથી; એ તો પોતાની ધૂનમાં રમ્યા કરે છે અને તે વખતે એ જાણતો પણ હોય છે કે દુનિયા એને ભગતભૂત ગણે છે, પણ એને એ વાતની લેશમાત્ર પણ દરકાર હોતી નથી. દુન્યવી અપેક્ષાવાળા દુનિયાના મતને માટે બહુ ચીવટ રાખે છે અને તેની ખાતર પોતાની માન્યતાને બાજુએ મૂકી વ્યવહારમાં પોતાનું સ્થાન જે રીતે જળવાઈ રહે તે રસ્તે પોતાનો જીવનક્રમ ગોઠવે છે પણ પ્રગત આત્માની દશા તદ્દન જુદી જ હોય છે એને દુનિયાના અભિપ્રાયની દરકાર હોતી નથી, અને એ તો પોતે નક્કી કરેલ ચીલે ચાલ્યો જાય છે જ્યારે જગતની પ્રશંસા કે સ્તુતિથી ઉપરવટ થવા જવાની તાકાત પ્રાપ્ત થાય છે જ્યારે બહિરાત્મભાવમાંથી અંતરાત્મદશામાં જવારૂપ પ્રગતિ થાય છે જ્યારે પુદ્ગલાનંદીપણામાંથી આત્માનંદીપણાની સ્થિતિ જામતી જાય છે ત્યારે આવા પ્રકારનો ભાવ પ્રાપ્ત થાય છે પછી એના જીવનનું ધ્યેય લોકપ્રશંસા કે બાહ્ય અભિનંદનોને બદલે અંદર જોવાનું થાય છે, પછી પરમ અંતિમ ધ્યેય તરફ ચેતનરાજે પોતે કેટલું પ્રયાણ કર્યું એ જોવાનું લક્ષ્ય થઈ જાય છે

મારે માટે અન્ય ગમે તે ધારે અને મારે માટે ગમે તેવું સમજણ વગરનું બોલે, મારે તેની દરકાર નથી; મારે તો આખી દુનિયામા મારા પ્રાણજીવન, મારા મુકુટમણિ પ્રાણનાથ સાથે કામ છે આમ કરવામા કોઈ મને પતિઘેલી કહે, સ્વાર્થી કે ગાંડી કહે, તેની મને દરકાર નથી. મારે કોઈના મત સાથે કામ નથી. આર્ય સ્ત્રીની ભાવના એના પતિ સામે જ જોવાની હોય છે એનો જીવનદીપ પતિના હાસ્ય પર અવલંબે છે એ શુદ્ધ સંસ્કારી આર્ય ભાવનામા હું માનુ છુ અને મારું જીવનસર્વસ્વ મારા પતિરાજ જ છે

રખડેલ સ્ત્રીઓ આવી પતિપરાયણ સતી-સાધ્વીની મશ્કરી કરે, એની સતી દરકાર ન કરે. એની નજરમાં તો દુનિયામા એક જ માણસ હોય; એને સુખે એ સુખી, એના વિયોગે એ ઝૂરતી (પદ ૪૭મુ). એ આર્ય બાળા આખા જીવનનુ એક જ ધ્યેય રાખે છે એ(ધ્યેય)ની પેર આવવાની રાહ જોયા કરે છે (પદ ૧૬મુ) અને એના વગરની એની રાતો ભયંકર પસાર થાય છે (પદ ૫૧મુ)

વ્યવહારની નજરે આ અર્થ બરાબર બેસતો આવે છે પણ એમા બીજી અને ત્રીજી ગાથા સાથે મેળ મળતો નથી આ જ પદની એ બન્ને ગાથાઓમા સર્વત્ર પુલ્લિંગ પ્રયોગ છે એમાં આયો વગેરે શબ્દો દા. ત., રાવરો થાકો, એમા નરજાતિનો પ્રયોગ સ્પષ્ટ છે એમા બીજા અર્થને અવકાશ નથી કે પાઠાતરને સ્થાન નથી. એમ ધારીએ તો પ્રથમની ગાથા ચેતનની ચેતના ઉચ્ચારે છે અને બાકીની વાત આનંદઘન કહે છે એમ અર્થ લેવો પડે. એક પ્રતમા કેસે પાઠ છે તે જરા બંધબેસતો જણાય છે પણ ઘણે સ્થાને 'કેસી પાઠ જ વપરાયો છે

એક બીજો અર્થ શક્ય છે આનંદઘન મહારાજ કહે છે કે મારે તો માત્ર પ્રાણજીવન રૂપ મારા નિજસ્વરૂપનુ અથવા આત્માનુ કામ છે પછી જગતના લોકો ગમે તે બકે તેની મને દરકાર નથી. આ અર્થ બરાબર મેળ ખાય છે, પણ એમા 'કેસી'ની સ્ત્રી-જાતિને ન્યાય મળતો નથી. ચેતન અને તેની ચેતના વચ્ચે અભેદ માની ઘાટ બેસાડીએ તો ઉપરનો અર્થ શક્ય છે. કહેવાની વાત એ છે કે લોકોના બોલવા ઉપર ધ્યાન આપવામાં આવે તો આત્મસાધન થાય જ નહિ માટે જેમને ખરેખરુ પોતાનુ સ્વરૂપ જાણવું અને સાધવુ હોય તેમણે નીડર થઈને આત્માનો વિચાર કરવો અને તેનુ સતત રટણ કર્યા કરવુ એ પ્રમાણે કરવામા આવશે તો અનાદિ કાળથી નહિ જણાયેલુ પોતાનુ સ્વરૂપ જાણવામાં આવતાં, પોતે કૃતકૃત્ય થયો છે એમ દેખાશે. આ પ્રમાણે અર્થ કરવામાં ચેતન અને ચેતનાનો અભેદ ધારવો પડે છે બાકી એ ભાવનો અર્થ વધારે સમીચીન લાગે છે.

અસલ અર્થ પ્રમાણે પતિવ્રતાની આર્ય સંસ્કારી ભાવનાને યોગ્ય સ્થાન મળે છે એ અર્થ સીધો અને સ્પષ્ટ છે આર્ય સ્ત્રી કોઈના બોલવા પર આધાર રાખતી નથી કે એની દરકાર કરતી નથી (૧)

मैं आयो प्रभु सरन तुमारी, लागत नाहीं धक्को;
भुजन उठाय कहुं औरनसूं, करहु ज कर ही सक्को मोहे॰ २

અર્થ—હું તો હે પ્રભુ! તમારે શરણે આવ્યો છું માટે હવે કોઈ રાગાદિકનો ધક્કો-માર લાગે નહીં; હાથ ઉઠાવીને બીજાને કહું છું કે તમે કરી શકો તે કરી લ્યો, તમારાથી થાય તે કરી લ્યો! અને એવું બોલતી વખતે પ્રભુ ઉપર અને તેના શરણાગત ભાવ ઉપર બધો આધાર રાખું છું. (૨)

વિવેચન—હે પ્રભુ! હે શુદ્ધાત્મા! હવે તો હું તારા શરણે આવ્યો છું મારી સંસાર દશા ખલાસ થઈ ગઈ છે અને તેથી રાગ, દ્વેષ વગેરે કોઈ મનોવિકારો મને ધક્કો મારે એવી સ્થિતિ જ રહી નથી. આત્મામાં જ્યારે ચેતનધર્મની મસ્તી આવે છે ત્યારે એનાં સંસ્કાર અને સ્થિતિમાં ભારે મોટો ફેરફાર થઈ જાય છે. સંસારદશામાં—અશિક્ષિતમનોદશામાં એ વર્તતો હોય ત્યાં સુધી તો રાગ, દ્વેષ વગેરે મનોવિકારો એને ચારે તરફથી ધક્કા મારી એને ઢીલો બનાવી દે છે પણ જેવો આત્મા મનોવિકારના કબજામાંથી છૂટે છે કે તેને ત્યાર પછી રાગદ્વેષજન્ય ધક્કાઓ લાગતા જ નથી.

અહીં 'પ્રભુ' એટલે શુદ્ધ આત્મા સમજવો. અસલ આદર્શ આત્મતત્ત્વના ધ્યેયે પહોંચવાનું છે એવા થવું હોય એનું ધ્યેયપદ વારંવાર ધ્યાનમાં આવે ત્યારે જ તેવા થવાના માર્ગનું સેવન થઈ શકે છે અને ધ્યાતા, ધ્યાન અને ધ્યેયની એકતા થાય ત્યારે જ સાચી કાર્યસિદ્ધિ થાય છે એટલે અહીં શુદ્ધાત્માને પ્રભુ તરીકે ઉદ્દેશીને કહે છે કે– હે પ્રભુ! હું તમારે શરણે આવ્યો છું અને તમારા દેમ પર મને એટલો બધો વિશ્વાસ છે કે હવે મને રાગ, દ્વેષ કોઈ પ્રકારનો ધક્કો મારે એવો ભય રહેતો નથી. સંસારમાં રખડતા આત્માને અત્યાર સુધી કષાય વગેરે મલિન ભાવોથી વારંવાર ધક્કા લાગતા હતા. એ જરા ઊંચો આવવા જાય ત્યાં ક્રોધ તો અભિમાનથી, લોભથી કે એવા બીજા મનોવિકારથી એની પરિસ્થિતિમાં મોટો ધક્કો લાગી જતો અને એ પાછો સંસાર તરફ સરી જતો. પણ હવે તો એણે પોતાનું સ્વરૂપ જાણ્યું છે, પોતાનું ધ્યેય સમજ્યું છે અને એ શુદ્ધ ભાવ સાથે પ્રેમ લગાડી એમાં જ પોતાનું સર્વસ્વ માન્યું છે એટલે એના અંતરાત્મભાવમાં નિર્ણય થઈ ગયો છે કે હવે બહારના મનોવિકારો તરફથી કોઈ જાતનો માર પડવાનો સંભવ નથી. એનામાં દુર્બળતા જેવું જે કંઈ હોય એની ચૂંથવણો મોટે ભાગે ખલાસ થઈ ગઈ છે. અને એવા પ્રભુશરણમાં એને પૂરો વિશ્વાસ બેસી ગયો છે આવા સંયોગોમાં કદાચ કષાયનો ઉદય થઈ જાય તો તેથી પણ

પાઠાંતર—મૈ– હુ. તમારી–તિહારે. ઔરનસૂ–ઓરનીનુ.

શબ્દાર્થ—મૈં = હું. આયો = આવ્યો. પ્રભુ = ભગવાન, ચેતનરાજ. સરન = શરણ. તુમારી = તમારા. લાગત = લાગે. નાહીં = નહીં. ધક્કો = ધક્કો, હડસેલો, માર. ભુજન = ભુજ, હાથ (ભુજનું બહુવચન અથવા દ્વિવચન) ઉઠાય = ઉંચા કરીને. કહું = કહું. ઔરનસૂ = બીજાને. કરહુ = કરો. જ = જે. કર = કરી. હી = નિશ્ચે. સક્કો = શકો.

અંતરાત્મદશામાં વર્તતો ચેતન મનોવિકાર પર એટલું સામ્રાજ્ય પ્રાપ્ત કરે છે કે એ વિકારોને આહ્વાન પણ કરવાની સ્થિતિમાં આવી જાય છે. એ વિકારને ફાવવા દે આવવા ન જ દે. ત્યાર પછી એ ઉપશમશ્રેણી માંડે તો કષાયો અંદર દબાયા રહે એટલે એ વચ્ચે જરા નરમ વાત કરે છે પણ એવી શ્રેણી તો આખા ભવપર્યટનમાં વધારેમાં વધારે ચાર વાર માંડે છે; બાકી તો અંતે એ કષાયોને મારીકૂટીને આગળ વધે જ જાય છે.

આ સ્થિતિ ક્યારે પ્રાપ્ત થાય છે તે ધ્યાનમાં રાખવું. જ્યારે ચેતન માત્ર આત્મભાવમાં વર્તે જ્યારે એ ભગવાળા મનને ઓળખી શકે અને સાથે મન પર કાબૂ મેળવી શકે છે એમ સમજતો હોય છે ત્યારે બાહ્યાત્મભાવ અને શુદ્ધાત્મભાવ વચ્ચે એકતા થાય છે. પછી એની દશા તદ્દન જુદા પ્રકારની થઈ જાય છે; પછી એ વ્યવહાર અને નિશ્ચયનય વચ્ચે સમન્વય કરી શકે છે અને પછી જગતવ્યવહારની ખટપટ જઈ મરી અંતર વિભૂતિનું ધ્યાન કરતાં મન પર કાબૂ ધરતો જાય છે અને ચેતનાને અવિરત આનંદ આપી વિરહકાળનો છેડો નજીક લાવતો જાય છે

કષાયો કે મનોવિકારોને બરાબર સમજવા જોઈએ. તેઓ અસાવધ અવસ્થામાં વારે આક્રમણ કરી ઘૂસી જનાર છે અને આ અંતરવિકારોથી જેમ ગભરાવાની જરૂર નથી તેમ તેની સાથે ઢીલાપણાથી કામ લેવા જેવું નથી, તે સમજવું જોઈએ. અનંત શક્તિનો ચેતન આત્મદશામાં વર્તે ત્યારે એનો નાશ જરૂર થોડો થાય છે એની ના નથી, પણ એ માર્ગે દૃઢ નિર્ણય, પૂર્ણ આત્મશ્રદ્ધા અને યોગો પર અસાધારણ સંયમની જરૂર છે અને એ જ અંતરાત્મભાવ છે એ જ પ્રાણજીવન પર એકાંત પ્રેમ છે અને એ જ દુનિયાના અભિપ્રાય તરફની બેદરકારી છે ખૂબ પ્રયાસ કરીને આ સ્થિતિ મેળવવા યોગ્ય છે અને મેળવ્યા પછી જમાવવા યોગ્ય છે અને જમાવ્યા પછી અનંતકાળ સુધી જીવવા યોગ્ય છે. બાકી ઘર જન સબરો મીઠો —એવું વચન બોલવાની લાયકાત પણ સાધારણ રીતે આવતી નથી, અને આવી છે એમ માને તે હજુ અંતર્યામીને બરાબર સમજ્યા નથી. એ દશા અસાધ્ય નથી, દુર્લભ છે પણ ચીવટથી સુસાધ્ય પણ છે એ હકીકતની વચ્ચે એના સત્યમાં વિચરવા જેવું છે અને એ દશા પ્રાપ્ત ન થાય ત્યાં સુધી નિસ્તાર નથી એ હંમેશા ધ્યાનમાં રાખવા યોગ્ય છે (૫૬)

## પદ સાઠમું

ભૂમિકા—અંતરઆત્માની સાથે પરિચય થઈ જાય, બાહ્ય ભાવ ખરેખર ત્યાગવા યોગ્ય છે એવી હૃદયમાં જમાવટ થઈ જાય અને પરનો ત્યાગ કરી સ્વના આદરનો દૃઢ નિર્ણય થઈ જાય, ત્યારે હૃદયની અંદર એક જાતનું મસ્તપણું આવે છે કોઈ વખત અણધારી મદદ આવી પડે ત્યારે મનની નિર્બળતા તો ઊડી જ જાય પણ અંદરથી ખરેખરો જોસ જાગી ઊઠે છે તે વખતે અંદરના સાચા ભાવો ઉદ્ગારરૂપે નીકળી પડે છે આવો હૃદય-ઉલ્લાસ આપણે બેતાળીશમા પદમાં અનુભવ્યો હતો 'અબ હમ અમર ભયે ન મરેંગે.' આવી વાત સાધારણ ચેતનથી થઈ શકતી નથી, દુનિયાની ધમાલમાં લપટાયેલા ચેતનને એની કલ્પના પણ આવી શકતી નથી.

અસાધારણ આત્મમસ્તી બતાવનાર ધૂની યોગીની વિભૂતિ જેવું આ પદ છે એવી મસ્તીને વર્ણવનાર પણ ભાગ્યે જ જોવામાં આવશે. એવી મસ્તીને માણનાર તો તેથી પણ ઓછા છે અને છતાં આ ભવ્ય મનોરાજ્ય વિચારતા એ જરૂર ઇચ્છવા યોગ્ય અસાધારણ આત્મવિભૂતિ છે એમ લાગ્યા વગર નહિ રહે. શુદ્ધ આત્માનું સ્વરૂપ યોગિરાજે જોયું ત્યારે તેમને અપૂર્વ આનંદ થયો અને તે વખતે શુદ્ધ ચેતનાએ વિશુદ્ધ ચેતનરાજ પતિને અંગે જે ઉદ્ગારો કાઢ્યા તે આપણે પ્રથમ વિચારી જઈએ. પછી એ ઉદ્ગારને આત્મવિકાસમાં શું સ્થાન છે તે પર છેવટે ચર્ચા કરશું

પદ

( રાગ—સારંગ )

अब मेरे पति गति देव निरंजन;

भटकूं कहा कहा सिर पटकूं, कहा करूं जनरंजन अब० १

અર્થ—હવે તો મારા સ્વામીનાથ મારો આધાર છે મારા દેવ છે મારા મળ વગરના (નાથ) છે (હવે) (જ્યાં ત્યાં) શા માટે ભટકતી ફરું ? શા માટે માથું ફોડું ? અને શા માટે લોકોને રાજી કરું ? (૧)

વિવેચન—ચેતનાનો વિરહકાળ ઓળંગ્યો એની મોટામાં મોટી ઇચ્છા પૂરી થઈ તે શુદ્ધ થયેલી ચેતના કહે છે કે હવે તો મારા નાથ એ જ મારો સાચો આધાર છે મારે ગમે તેવી અગવડ હોય તો તે વખતે મારે બીજા કોઈની સલાહ કે સહાયની જરૂર નથી, મારો કુલ આધાર મારા નાથજી છે

---

પાઠાંતર—જનરંજન—જિનરંજન અથવા દુરજન.

શબ્દાર્થ—અબ=હવે, હવેથી. મેરે=મારે. પતિ=સ્વામી. ગતિ=હાલવાચાલવાની શક્તિ, આધાર, આશ્રય. દેવ=પ્રભુ. નિરંજન=મળ રહિત. ભટકૂં=રખડું. કહા=શા માટે. સિર=માથું. પટકૂં=ફોડું. જનરંજન=લોકોને ખુશી કરવા.

શુદ્ધ નયની અપેક્ષાએ આત્મા અનંત જ્ઞાન, દર્શન, ચારિત્ર, વીર્ય ઉપયોગાદિ અનેક ગુણોથી ભરેલો છે અને ચેતનાને જ્યારે જ્યારે જરૂર પડે છે ત્યારે ત્યારે તેનો પતિરાજ સાથે અભેદ હોઈ એ જ એની ગતિ છે એ મારા નાથ એ જ મારી ગતિ છે એ જ મારા દેવ છે અને કોઈ પણ પ્રકારના મેલ વગરના એ મારા નિરંજન નાથ છે દેવત્વમાં મલિનતા ન હોય ત્યારે તે તરફ ખરો ભાવ આવે છે

અથવા, બીજી રીતે જોઈએ તો, યોગિરાજે આત્માનું ખરેખરું સ્વરૂપ જોયું ત્યારે તેમને અપૂર્વ આનંદ થયો અને તે આનંદમય સ્થિતિમાં નિશ્ચયનયને આગળ કરીને તેઓએ આ પદમાં કથન કરેલું ઉદ્‌ગાર-વચન ગાઈ નાખ્યું. તે કહે છે કે : મેં મારું આત્મસ્વરૂપ અનુભવ્યું છે અને તેથી મને માલૂમ પડે છે કે મારો આત્મા જ મળ રહિત છે, તેમાં અમલ રૂપે કર્મરૂપ મળ નથી અને તેથી તે નિરંજન છે તેમ જ તે દેવ છે કારણ કે લોકાલોકને પ્રકાશ કરે તે દેવ કહેવાય અને તે મારા પતિરાજનો સ્વભાવ જ છે (અનંત જ્ઞાનમય હોઈ લોકાલોકપ્રકાશનું દેવકાર્ય તે કરે છે)

આ પ્રમાણે હોવાથી હું હવે જ્યાં ત્યાં શા માટે આંટા મારું ? પ્રાણી પોતાના દેવને શોધવા અનેક સ્થાને જાય છે મંદિરે જાય છે તીર્થોએ ભટકે છે પણ મારા પતિ પોતે જ દેવ છે પોતે અશરીરી છે પોતે મળ રહિત પવિત્ર છે અને પોતે આનંદમય છે તો મારા દેવને શોધવા હું જ્યાં ત્યાં ક્યાં ભટકું ? એને બહાર શોધવા જવા પડે તેમ નથી; એને મળવા માટે જેની તેની પાસે શિર ઝુકાવવું પડે તેમ નથી.

લોકોનું રંજન કરી તે દ્વારા આત્મપ્રગતિ સાધવા શા માટે પ્રયત્ન કરું ? 'જનરંજન' કરતાં 'જિનરંજન' પાઠ એક રીતે વધારે બંધબેસતો છે હું જિન-પ્રભુને રીઝવવા પણ શા માટે પ્રયત્ન કરું ? મારા ચેતનરાજ મારામાં બેઠા છે હું પોતે જ છું તો પછી જ્યાં ત્યાં આંટા મારવાને બદલે મારા હૃદયકમળમાં સ્થપાયેલા મારા દેવાધિદેવ ચેતનરાજને હું શા માટે ન રીઝવું ? આ સંબંધમાં આનંદઘનજીએ પોતે જ કહ્યું છે :–

દોડત દોડત દોડત દોડિયો, જેતી મનની રે દોડ. જિનેશ્વર૦
પ્રેમ પ્રતીત વિચારો ઢૂંકડી, ગુરુગમ લેજો રે જોડ. જિનેશ્વર૦

દોડી દોડીને દોડ્યા જ્યાં સુધી મનની દોડ પહોંચી શકી ત્યાં સુધી દોડી ગયો, અને તે શા માટે ? પ્રભુને શોધવા માટે પણ એ તો પ્રેમમય છે તારી નજીક જ છે તારામાં જ છે તને શોધવા માટે દોડાદોડ કરવી પડે તેમ નથી. માત્ર એને ઓળખવા માટે ગુરુગમની જરૂર પડે તેમ છે.

આત્માની આવી સ્થિતિ બતાવનાર યોગીરાજ જ્ઞાનસારનાં અનેક કથનો છે તેમાંનાં બે-ત્રણ નમૂના અહીં જોઈ લઈએ :—

બંધ મોખ નિહચૈ નહિ, પુન નિશ્ચે સાર અનંત,
અક્ષત અબાધિત દેખનું હો, પ્રેમ શરીર સમંત.
× × ×
નિજ સરૂપ નિશ્ચય નય નિરખુ, શુદ્ધ પરમપદ મેરો,
હું હી અકલ અનાદિ સિદ્ધ હું, અજરન અમર અનેરો.
× × ×
બંધ મોખ નહિ હમરે કબહી, નહિ ઉતપાત વિનાશ,
શુદ્ધ સરૂપી હમ સબ કાલે, ધ્યાનસાર પદ વાસ

આવા અનેક ટાંચણો દ્વારા સમજાય છે કે આત્મરાજનું સાચું ધ્યાન આનંદઘન મહારાજે બતાવ્યું છે. શ્રી શાંતિનાથ ભગવાનના સ્તવનમાં અનેક યોગની વાત કર્યા પછી તેઓશ્રી બોલી નાખે છે —

અહો અહો હું મુજને કહું, નમો મુજ નમો મુજ રે

આ રીતે પોતે પોતાને જ નમવાની વાત કોને સૂઝે? ક્યારે સૂઝે? અને એ વાત જેને સૂઝે તેને પછી જ્યાં ત્યાં ભટકવાનું રહેતું નથી, જ્યાં ત્યાં શિર પટકવાનું રહેતું નથી અને પોતાને જે જોઈએ છે તે અંદર જ છે એનો એને અનુભવ થઈ જાય છે. અને એ કક્ષાએ પહોંચેલા યોગિરાજને પછી જિનરંજન કરવા માટે જ્યાં ત્યાં ભટકવું પડતું નથી. યોગસિંહાસન પર ચેતનરાજ બેઠા હોય, અજપાજાપનો અંતર ઉચ્ચાર જામતો જતો હોય, ધ્યાતા, ધ્યાન અને ધ્યેયની એકતા થતી જતી હોય, ત્યાં પછી અનેક સ્થાને દેવને શોધવા જવા પડતા નથી. સાડત્રીશમા પદમાં જે યોગમાં ચિત્ત પરોવવાનું જણાવ્યું છે તે યોગ પ્રાપ્તિ થઈ જાય અને યોગસિંહાસન પર બિરાજમાન થઈ જવાય, એટલે એનું ધ્યાન ઘણું આગળ વધી જાય છે. ત્યાર પછી એ કહિ(કાદવ)માં તો ન જ આવે.

યોગની આ મહત્તા છે. આનંદઘનજીની શૈલીની આ વિશિષ્ટતા છે. આત્મારામ-રમણતાનો આ મહાન લહાવો છે. એમાં કોઈને નિશ્ચયનયની વાસ આવે તો તેનો જવાબ એક જ શક્ય છે કે જે અધિકારીને ઉદ્દેશીને આ વાત કરી છે તેને જ્યાં ત્યાં ભટકવાનું ન હોય, કે જ્યાં ત્યાં માથું પટકવાનું ન હોય.

વ્યવહાર અને નિશ્ચયનો સમન્વય કરવો, બન્ને વચ્ચે દેખાતો વિરોધ ટાળવો અને બન્ને વિશુદ્ધ માર્ગમાંથી પોતાના અધિકાર પ્રમાણે પોતાનો માર્ગ શોધી લેવો, એ જૈન તત્ત્વજ્ઞાન અને ખાસ કરીને નયજ્ઞાનથી સુવાસિત થયેલ બુદ્ધિનો વિકાસ છે અને બુદ્ધિ કે અભ્યાસના પ્રસંગ ન હોય તેને નૈસર્ગિક રીતે પણ આ સ્થિતિ પ્રાપ્ય છે. એ દશા પ્રાપ્ત થઈ ન હોય અને વ્યવહારમાર્ગનો ધ્વંસ કરવા વૃત્તિ થઈ આવે, તો કોઈ વાર બન્નેમાંથી ભ્રષ્ટ થવાનું બને છે. વાત કહેવાની એ છે કે આત્મા પોતે જ દેવ છે એ વાત એ અત્યાર સુધી ભૂલી ગયો હતો. હવે એ પોતાને ઓળખતો થયો છે એટલે એને પોતાની ઓળખાણ માટે બીજાને રાજી રાખવા પડે તેમ નથી. આ ભાવ સમજતાં એક વાતનો ખ્યાલ

અર્થ—ખંજન પક્ષી જેવી ચકોર આંખને (પરમાત્મસ્વરૂપ જોવા માટે) ન લગાવું અને ચિત્તનું ઘન ચિંતવન છે તે કાજળની પણ ચાહના ન કરું (કારણ કે) સર્વ પાપ અને ભયને દૂર કરનાવાળા સજ્જન–મહાપુરુષ પરમાત્મા (મારા) શરીરની અંદર બિરાજમાન થયેલા છે સજ્જ થઈને (મોક્ષ જવા માટે) બેઠા છે

વિવેચન—પરમાત્મસ્વરૂપ સમજવા માટે ખંજન પક્ષીના જેવી લાંબી આંખો લગાવું નહિ. ખંજન પક્ષીની આંખો મોટી અને લાંબી હોઈ વધારે શક્તિવાળી હોય છે અને તેથી તે વધારે દૂર અને વધારે સ્પષ્ટ જોઈ શકે છે મારી આંખો આવી લાંબી કે તીક્ષ્ણ કરીને મારે મારા આત્મસ્વરૂપને જોવાની જરૂર નથી, કારણ કે આત્મસ્વરૂપ જોવા માટે આવી સ્થૂળ આંખ લગાવવાની જરૂર નથી સ્થૂળ આંખે દેખી શકાય તેવી એ વસ્તુ (આત્મસ્વરૂપ) નથી વળી એ પરમાત્મસ્વરૂપ સમજવા માટે આંખમાં કાજળ પણ ન આંજુ અથવા એ (કાજળ) મેળવવાની ચાહના પણ ન કરું ચિત્ત એટલે મનનું ઘન ચિંતવન છે અનેક બહારની વસ્તુને એ ચિંતવ્યા કરે છે અને રાગદ્વેષાદિ મળને વધાર્યા કરે છે હું તો માત્ર આત્મસ્વરૂપને જ જોઉં અને આ મળ–કાજળની ચાહના જ છોડી દઉં કારણ કે સર્વ પાપ અને બીકને દૂર કરવાવાળા સતજન–સજ્જન મહાપુરુષ–મારા અંતર–ઘટમાં જ બિરાજમાન થયા છે

આ પ્રમાણે સરલ અર્થ થાય છે અને તે પં શ્રી ગંભીરવિજયજીએ લખાવ્યો છે તેમના મતે ખંજન પક્ષીની આંખ ઘણી ચકોર હોય છે એવા ખંજન પક્ષીના જેવી ચકોર આંખો છે એવા નિર્લેપ સ્વામી પર (નિજ સ્વરૂપ પર) મારી આંખો લગાવું, દૃષ્ટિ લગાવું, અર્થાત્ નિજ સ્વરૂપમાં જ દૃષ્ટિ દઉં છું અહીં દગન શબ્દને બદલે સ્થાને બહુવચનમાં વાપર્યો છે, પાઠભેદ કરીને તેમાંથી ન ને જુદો પાડવાની જરૂર રહેતી નથી. વળી ઓર રૂપના ચિંતવનને હું ચાહું નહિ એટલે આત્માના રૂપને જ જોઉં એમણે છાપેલ પુસ્તકનો ચિંતવન પાઠ કાયમ રાખી અંજન'ને રાગાદિક આવજણ–મેળ–મસનો અર્થ લીધો છે આ અર્થ પણ બરાબર ભાવ આપે છે

ટબાકાર અર્થ જુદી રીતે કરે છે. આ પરમાત્મસ્વરૂપ અવલોકવા, અથવા મારા પોતાના તે ધ્યેય અને મારી વચ્ચે અભેદ હોવાને કારણે તે મારા ધ્યેયને જોવા માટે મારી આંખોને ખંજન પક્ષીની આંખ સામે મેળવું નહિ. તેમ જ મારી આંખમાં અંજન આંજવાની પણ ઇચ્છા કરું નહિ. કહેવાની વાત એ છે કે કોઈ કાળે સ્વરૂપ અપ્રકટ હોય તો પ્રકટ કરવા માટે, અથવા કોઈ વસ્તુ મેળવવાની ઇચ્છા થાય ત્યારે તે મેળવવા માટે, પ્રયાસ કરવામાં આવે છે અને તેના સાધનો તરફ લક્ષ દોડે છે આત્મારૂપી શુભ વસ્તુ, જે પોતાના શરીરમાં જ છે અને જે પોતે જ છે તેને મેળવવા અનેક પ્રયાસ કરવામાં આવે છે યજ્ઞ, પૂજા તીર્થગમન, જપ, તપ, ધ્યાન એમ અનેક પ્રકારે આત્માની ઓળખાણ કરવા પ્રયાસ કરવામાં આવે છે તે લક્ષમાં લઈ જેમને આત્માનું સ્વરૂપ જણાયું છે એવા યોગીરાજ કહે છે કે–

હવે મારે સારા નેત્રની અથવા કોઈ પણ પ્રકારના અંજનની જરૂર રહી નથી, કારણ સમસ્ત પાપો અને ભયનો નાશ કરનાર પરમાત્માને મે મારા શરીરમા જ સહજ બેઠેલા—ગોપ જ્યાને તૈયાર બેઠેલા—જોયા છે. સ્વરૂપ અપ્રકટ હોય ત્યારે એમ થાય છે કે ઉત્તમ હૃદય અને નેત્ર હરી તો ચિત્તપંકજ ખોલીને પરમાત્મસ્વરૂપ પ્રકટ કરીશ. આ આખી જાતિ છે તે જતી રહેલ. તદાકાર વૃત્તિ પ્રકટ થઈ તેથી કર્મકારણભાવને અભેદ અવસ્થા, જ્ઞાન—દર્શન—આત્મા અભેદ છે એવો પરમાતમ એટલે પરમાત્મા મારા શરીરરૂપ ઘટ—અંતરમાહે સહજ એટલે સહજ થઈને ત્રણે કાળે મારો આત્મા પરમાત્મસ્વરૂપી છે જ અને તે સકલ પાપ અને ભયને દૂર કરનાર છે આ પ્રમાણે અર્થ ટબાકારે કર્યો છે. તેમા માત્ર સહજ વાપરીને કરી અત્ર નોંધી લીધો છે[1]

ટબાકારનો અર્થ પાઠાંતર સાથે વધારે મેળ ખાય છે. નિરંજન પતિસંજના આશયનો જે લક્ષ કર્યો છે તેની સાથે મેળ બેસી જાય છે આવો વિશુદ્ધ આત્મા સર્વ પ્રકારના પાપ અને ભયને ભાંગી નાખનાર છે એ વાત તો બન્ને અર્થમાં સમાન છે પરમાત્મસ્વરૂપ પ્રાપ્ત થાય, અથવા એનો પતિદેવ તરીકે સ્વીકાર થાય એ પરિસ્થિતિ સર્વ દોષનો નાશ કરનાર છે અને એમા ઇહલોક ભય, પરલોક ભય કે જગતના પણ આદિનો ભય રહેતો નથી. (૨)

એ પરમાત્મા કેવા છે? ત્યાં ઘટ—અંતરમા બેઠા બેઠા શું કરી રહ્યા છે? તેની વાત કરતા ઉદ્ગારરૂપે છેવટે નીચે પ્રમાણેની ઉક્તિ મુખથી કહી નાખે છે, તે આખા પદનું સામ્ય બતાવે છે

पहि कामगवि पहि कामघट, पहि सुधारस मंजन;
'आनंदघन' प्रभु घट-वन के हरि, काम मतंग गजगंजन ॥ अव० ३

અર્થ—એ (ઘટની અંદર રહેલા પરમાત્મા) કામદુધા ગાય છે, એ જ કામઘટ છે, અમૃતરસમા સ્નાન પણ એ જ છે મારા શરીરરૂપ વનમા રહેલા સિંહ પણ એ જ છે અને કામદેવરૂપ મોટા મત્ત હાથીને અંકુશમા રાખનાર પણ એ જ છે. (૩)

પાઠાંતર—કામગવિ-કામધેનુ. કામ—ઠામ લખે છે મતંગ—મત્ત પ્રતમાં એમનું પાઠ કામગજ મંજન પણ છે

શબ્દાર્થ—એહિ = એ જ ઘટ—અંતરમાં રહેલા પરમાત્મા. કામગવિ = કામદુધા ગાય. કામઘટ = કામકુંભ, કામકુંભ. સુધારસ = અમૃતરસ. મંજન = સ્નાન કરવું તે. આનંદઘન પ્રભુ = આનંદઘનના સ્વામી. ઘટ = શરીર, રૂપ. વન = જંગલ—તેના, તેમાં હરિ = સિંહ. કામ = કામદેવ. મતંગ = મોટા-મત્ત. ગજ = હાથી. ગંજન = (તેને) છતનાર, હરાવનાર, હાંકનાર, અંકુશમા રાખનાર

૧ સકલ અને સજ્જન એ પાઠ હોઈ પં. શ્રી ગંભીરવિજયજી સજ્જનનો અર્થ સજ્જન-ઉત્તમ માણસ—કરે છે સારા માણસ, આ શરીર—ઘટની અંદર રહેલ એવા પરમાત્મા તે સર્વ પ્રકારના ભયને ભાંગનાર છે. મરદ ભીખને શું કરે? આ અર્થ પણ બંધબેસતો થાય છે

વિવેચન—કામદુધા[1] આપ સર્વ ભૌતિક ઇચ્છિત આપે છે એ પ્રચલિત માન્યતા પર અત્ર સૂચન છે ઘટની અંદર રહેલ પરમાત્મા સર્વ મનોવાંછિતને પૂરનાર છે અને તેથી તેમને કામધેનુ કહેવામા આવે છે તેને કામ–ઇચ્છા પૂરનાર ગાયની ઉપમા બરાબર આપી શકાય તેમ છે

'કામઘટ'—એવી જ કલ્પના કામઘટ–કામકળશની છે એ પ્રાપ્ત થઈ જાય તો તેની પાસે જઈ જે વસ્તુ માગે તે અંદરથી હાથ ઘાલીને લઈ શકાય. આ કામકુંભ–કામઘટ–કામકળશ પણ કામધેનુ આપની કક્ષામા આવે છે વગર પ્રયત્ને તૈયાર વસ્તુઓ મળી આવે તેવા ઇચ્છાપૂરક પદાર્થોનું અત્ર સૂચન છે

એવી જ કલ્પના 'કલ્પવૃક્ષ'ની છે એની નીચે ઊભા રહી માગે તે વસ્તુ કલ્પવૃક્ષ નામના ઝાડ પરથી પડે, તેવી પ્રાચીન માન્યતા છે તેવો જ ચિત્રાવલીનો વેલો કોઈ ધ ન્ના ગળા પર બાંધ્યો હોય તો તેમાં ઘી કે તેલ ભરેલ હોય, તેમાથી ગમે તેટલું કાઢતા જાઓ, પણ તે ભરેલું જ રહે.

આ હકીકત બરાબર હશે કે નહિ પારસમણિની કે 'ફિલૉસોફર્સ–સ્ટોન'ની વાસ્તવિક હયાતિ હતી કે નહિ, એના ગુણદોષમાં ઊતરવાનું આ સ્થાન નથી. પ્રચલિત લોકમાન્યતાનો સ્વીકાર કરી યોગિરાજ કહે છે કે પરમાત્મસ્વરૂપ એ મારી નજરે તો લોકો જેને કામધેનુ કે કામઘટ માને છે તે જ છે કારણ કે તેનાથી મારા સર્વ મનોવાછિત ફળ પ્રાપ્ત થાય છે

આત્મદર્શન થવું મુશ્કેલ છે પણ થયા પછી કોઈ વાતની કમીના રહેતી નથી. સમ્યક્ત્વ પ્રાપ્તિ થાય એટલે સમ્યગ્જ્ઞાન થાય, પછી સમ્યક્ચારિત્રપ્રાપ્તિમા પ્રગતિ થાય અને આત્મદર્શનનો અનુભવ થાય એટલે પ્રાણી ધન્ય અને કૃતકૃત્ય બને છે એ અહમિંદ્ર કરતા પણ ઉચ્ચ સ્થાન પ્રાપ્ત કરે છે અને પછી અતીવ લક્ષ્મીપતિનું સ્થાન એને સ્વત. મળી જાય છે આ અંતરાત્મદશા ઉચ્ચ ચારિત્રમા પ્રગતિ થયા પછી અપ્રમત્તદશામા જ શક્ય છે એટલે એવા સિદ્ધ આત્માનો અનુભવ એ ખરેખર અપૂર્વ આનંદનો અવસર છે એની સર્વ ઇચ્છાઓ પૂરી થઈ ગઈ છે અથવા સ્થૂળ ઇચ્છાઓ પર એણે વિજય મેળવ્યો છે એટલે એને રોમ રોમ શાંતિ થાય છે એ અમૃતરસનું સ્નાન છે

આત્માનુભવ અને આત્મદર્શન, અમૃતરસમાં ડૂબકી મારવા બાદ શાંતિ જેવી ઉત્કૃષ્ટ પ્રકારની અંતર શાંતિ આપે છે એ વાત અનુભવે સમજાય તેવી છે, લીધી કહી જાય તેવી નથી. આવી રીતે આ આત્મદર્શન સર્વ ઇચ્છા પૂરનાર કામદુધા કે કામકુંભ છે, અને શાંતિની દૃષ્ટિએ એ અમૃતસરોવરમા અવગાહન તુલ્ય છે આવો 'ઘટ અંતર પરમાતમ'નો અદ્ભુત મહિમા છે. આવા કમળ ગજરના મારા નાથ મારો સર્વ આધાર છે અને

[1] કામદુધા નો સમ્યક્પ્રયોગ મારા જે જોયો એને કામદુધા કહે છે મારો પ્રયોગ પ્રચલિત લોકમતાનો છે —વિવેચનકાર.

એ મારા નાથ તો ઇચ્છા પૂરનાર અને સુખાસ્વાદની શાંતિ આપનાર પરમ સંત હોવા ઉપરાંત એ સર્વ આત્મિક આનંદનો સમૂહ હોઈ મારા અંતર-વનના સિંહ છે.

એક મોટા વિસ્તૃત જંગલની કલ્પના કરીએ. એમાં એક કેસરીસિંહ છે. આખા જંગલમાં સર્વ પ્રાણીઓ ઉપર તેનો હુકમ ચાલે છે. તેને કદી એમ લાગતું નથી કે પોતે એકલો છે. એ નાનકડો હોવા છતાં મોટા હાથીનો મદ ઉતારી નાખે તેવી તેનામાં શક્તિ હોય છે. હાથીઓને હંફાવનાર આ બળવાન સિંહરાજનું રાજ્ય જેમ આખા જંગલમાં પ્રવર્તે છે તેમ મારા ઘટ-અંતરમાં આનંદઘન પ્રભુ સિંહસ્વરૂપે બેઠા છે. એ આનંદઘન પ્રભુ, જે મારા અંતર-વનના સિંહ છે તે કામદેવરૂપ હાથીનું ગંજન કરનાર છે, કામને અંકુશમાં રાખનાર છે. આ ગંજન-ઘટ-અંતરમાં રહેલ પરમાત્મ પ્રાપ્ત કરવાના અત્યારના સર્વ વલખા છે અને એની પ્રાપ્તિ થાય તો અનેક પ્રકારની દોડાદોડ મટી જાય.

આ આખું પદ ચતુર ચપેટી ચેતના અથવા વિશિષ્ટ પદે આરોપિત કરેલ સુમતિ બોલે છે. જેને સ્વાત્માનુભવ થયો હોય તે જ આવા ભવ્ય વિચાર કરી શકે. નિશ્ચય નયને પકડવા જતાં વ્યવહારને ભૂલવો ન જોઈએ તે જેટલી અગત્યની વાત છે તેટલી જ અગત્યની વાત એ છે કે વ્યવહારમાં આખા ભવ સુધી એકડા ઘૂંટવામાં પડી ન રહેવું ઘટે. આત્મની સાથે, પોતાની યોગ્યતા ન હોય તેટલી પ્રગતિ કરી નાખી છે એવી આત્મવંચના કરી વિશેષ પ્રકારની [illegible] પોતામાં પાડી દેવામાં આવે તો પ્રગતિ અટકી જાય છે અને પ્રગતિને બદલે પશ્ચાદ્ગતિ પણ થઈ જાય છે.

અહીં ચેતનરાજને કામદેવરૂપ હાથીનો મદ ઉતારનાર કહ્યા છે એમાં ભારે અનુભવ દર્શન દેખાય છે. બીજા મનોવિકારો કરતાં કામદેવ-અનંગનો વિકાર ભારે આકરો છે. એ સમગ્ર જગતના પ્રાણીને પ્રથમ વિહ્વળ બનાવે છે, પછી પરવશ બનાવે છે અને છેવટે એને માણસાઈમાંથી દૂર કરી વિવેકહીન કરી મૂકે છે. એને સ્વાધીન પડેલા પ્રાણી અનેક પ્રકારના ચેનચાળા કરે છે અને આખો વખત દુર્ધ્યાનમાં પડી રહે છે. મોટા દેવો પણ એનાથી બાવરા થઈ ગયા છે. અનેક ઉત્તમ દેખાતા ઋષિઓને એણે એકાંતમાં પાપાચારી બનાવ્યા છે. મોટા યોગીઓને અને જ્ઞાનીને એણે પગ તળે કચરી નાખ્યા છે અને રાવણ જેવા રાજાઓનાં સિંહાસન રોળાવ્યાં છે.

હાથીને ગંજન કરવું એટલે હાથી પર અંકુશ રાખવો એ એક વાત છે, અથવા હાથીને નમાવી મૂકવો એ બીજી વાત છે. જે વનમાં આવો આનંદઘન યતિ બેઠા હોય, ત્યાં હાથી આવે જ નહિ અને આવે તો સિંહની એક ગર્જનાના અવાજથી ઊભી પૂંછડીએ નાસી જાય. આવા મારા હૃદય-વનના સિંહ-મારા નાથ-મારા દેવ-પ્રભુ હતા તે હવે પ્રગટ થઈ ગયા છે. એટલે હવે મારે જ્યાં ત્યાં દેવને ગોતવા જવું પડે તેમ નથી. પરમાત્મદર્શન થાય, આ આનંદનો અનુભવ થાય, સ્વરૂપનો સાક્ષાત્કાર થાય એટલે આ પદમાં વર્ણવેલી

શાનો અનુભવ થાય છે આવી ઉક્તિ સામાન્ય લેખકને અશક્ય છે વિદ્વાન્ લેખકને દુ:શક્ય છે અને એની શક્યતા માત્ર યોગીઓને જ છે સાક્ષાત્કાર કર્યા વગર કે એના રસને જાણ્યા વગર એવા વચન નીકળે નહિ. યોગીના ઘર તો જુદા જ છે એનો આત્મા નુભવ અલગ છે શુદ્ધ ચેતનની વિશુદ્ધ ચેતનાના આ ઉદ્ગાર કહીએ કે એ ચેતનાને ઓળ ખનાર યોગિરાજનો આ આત્મોદ્ગાર કહીએ—એને ગમે તે અભિધાન આપીએ—પણ એ અજબ ચીજ છે મહાન્ જીવનરજ છે અકથ્ય આત્મવિલાસ છે (૩)

ઉપસંહાર—વ્યવહાર-નિશ્ચયનો સમન્વય કરવાની ખાસ શક્તિ પ્રાપ્ત કરવાની જરૂર છે અને તે જેને ન હોય તે કોઈ વાર ભ્રમણામા પડી જાય છે અહીં તો રસાયણ બન્યું છે એને વિધિસર ઉપયોગમા લેતા આવડે તો બળ, તુષ્ટિ, પુષ્ટિ અને વૃદ્ધિ કરે છે અને એની સાથે કુપથ્ય થઈ જાય તો એ આખે શરીરે ફૂટી નીકળે છે આ બન્નેનો સમન્વય કરવામા ભારે મોજ આવે તેમ છે, માટે હવે તો જેને આ નિરંજન નાથ મળ્યા હોય, તેણે એને બરાબર ઓળખી એનો પરિચય વધારવો, એને જીવનસર્વસ્વ માનવું અને પછી સર્વ દુરિત અને ભયનો નાશ કરનાર એ અંતર-પરમાત્મમય થવા પ્રયત્ન કરવો.

આવા ચેતનરાજને ઓળખ્યા અને એની સાથે એકાંત સાધના કરી એનામય થયા એટલે બેડો પાર છે આધિવ્યાધિનો નાશ છે અને જગતજંજાળની ઉપરવટ જઈ સર્વ કર્મથી મુક્ત થઈ લોકને છેડે વાસ છે એ ઘટ-અંતરમા રહેલ પરમાત્મને ઓળખ્યો એટલે સર્વ વસ્તુઓ ઓળખી સર્વ ભાવો જાણ્યા અને સાધ્યને દરવાજે આવી બારણા ઠોક્યા. આ પરમાત્મસ્વરૂપનો સાક્ષાત્કાર સૂચવનાર પદ, જે આંતરધ્વનિથી નીકળ્યું છે તે વ્યક્ત કરનાર મહાન્ આત્માને ધન્ય છે

અહીં જે દશા વર્ણવી છે તેનો ભાવ યશોવિજય ઉપાધ્યાય શ્રીપાળના રાસની ચોથા ખંડની અગિયારમી ઢાળમાં લાવ્યા છે

'મહાવીર જિનેશ્વર ઉપદિશે, તુમે સાંભળજો ચિત્ત લાઈ રે,
ચેતન છંડ કરી આતમા, અરિહંતરૂપી થાય રે મહાવીર જિનેશ્વર ઉપદિશે'

આ પ્રમાણે કહીને પછી પોતાનો આત્મા જ અરિહંત છે સિદ્ધ છે આચાર્ય ઉપાધ્યાય અને સાધુ છે એટલું જ નહિ પણ એ જ દર્શન છે એ જ જ્ઞાન છે એ જ ચારિત્ર છે અને એ જ તપ છે એમ બતાવતા એમા ચેતનનો ભેદ કરવાની હકીકત કહી છે એની પિછાન થાય તો બેડો પાર છે

આત્મસ્વરૂપનું તીવ્ર સંવેદન થાય અથવા તેને પ્રાપ્ત કરવાની ભારે ચાહી તમન્ના થાય ત્યારે જ આવા અંતરના ઉદ્ગારો નીકળી પડે છે એ ભાવ સમજીને પચાવવા જેવો છે એમાં નિશ્ચયનયનો આશ્રય છે એવી વાત કરી, એ ભાવથી વંચિત રહેવા જેવું નથી. નિશ્ચય અને વ્યવહારને વિરોધ નથી એ વાત સમજાય અને બન્ને વચ્ચે સમન્વય સાધતા આવડે ત્યારે જ કામ થાય તેવું છે, એ વાત મનમા બરાબર સમજવી. અને એ ભવ્ય દશામા

**વિવેચન**—હું જાણું છું કે મારા ઉપર આપનો વિશ્વાસ ન રહે તે માટે તેઓ મારા સબંધી આપની પાસે અનેક સાચી-જૂઠી વાતો કરે છે અને જાણે આપના પર એ રખડુ સ્ત્રીઓ વારી જતી હોય અને આપને જ ચાહતી હોય એવું બતાવે છે પણ આપને ખાતરી આપું છું મારા સોગન ખાઈને કહું છું, કે મારાથી દૂર રહેવાની આપને વાત કરનાર ખરેખર આપની દુશ્મન છે અને આપને મહાયાતનામાં ઉતારનાર છે જેને અત્યારે આપ પોતાની માની બેઠા છો, તે ખરેખર આપની નથી અને અત્યારે આપની પાસે મને એ નકામી બતાવે છે એ સર્વ વાત ખોટી છે ખરે વખતે હું કેવી છું કેવી કુળવાન છું તે આપ વિચારો. અને આપને સંસારમાં રખડાવનાર, પરભાવમાં રમણ કરાવનાર, ઇન્દ્રિયભોગોમાં મોજ મણાવનાર, સ્વભાવને ગરકાવે ચડાવનાર કુમતિ આપની હિતેચ્છુ નથી, આપની પ્રેમાળ નારી નથી, તે આપ વિચારો. (૧)

> रूठेसें देख मेरी, मनसा दु:ख घेरी री;
> जाके संग खेलो सो तो, जगतकी चेरी री मरी २

**અર્થ**—(તમને) રિસાયેલા દેખીને મારી મનીષા (મારું મન) તો દુઃખથી ઘેરાઈ ગયેલ છે અને જેની સાથે તમે ખેલ ખેલી રહ્યા છો, તે તો દુનિયાની ચેડી-ગુલામડી-દાસી છે (૨)

**વિવેચન**—આપ મારાથી દૂર રહો ત્યારે તો હું વિરહતાપમાં બળીઝળી જાઉં છું, એ વાતનો આપ વિચાર ન કરો; પણ આપ મારાથી રિસાયા છો, અને મારી સાથે બોલતા નથી એટલી વાતથી પણ મારી મનીષા દુઃખથી ઘેરાઈ જાય છે અને મને મારું જીવતર નકામું લાગે છે એટલે આપને આટલા રિસાયેલા પણ જોઈ ન શકનારનો આપ તરફ કેવો પ્રેમ હશે, તેનો આપ ખ્યાલ કરો.

કૌંસ ના સબંધમાં બે પ્રકારની હકીકત આવે છે અહીંયા પદમાં ચેતનાને રિસાયેલી બતાવી ચેતનરાજ તેને સમજાવે-મનાવે એવી સૂચના કરી છે અને તેમ કરવામાં વચ્ચે કોઈ દલાલ કે વ્યાવટિયો ન સાંખે એવી પણ જાહેરાત કરી છે અને અહીં ચેતના પતિમહારાજની સામે બેઠાં છે ત્યારે કહે છે કે તમને-પતિરાજને રિસાયેલા જોઉં છું ત્યારે મારું મન દુઃખથી ઘેરાઈ જાય છે આ બન્ને પ્રકાર ઉચિત છે આ બન્ને પરિસ્થિતિ વિકાસમાર્ગની ભિન્ન ભિન્ન અવસ્થા બતાવે છે

---

પાઠાંતર—દેખ-દેખી. મેરી-મેરા.

**શબ્દાર્થ**—રૂઠેસેં = રિસાયેલા, રૂઠ્યે થયેલા. દેખ = દેખીને. મેરી = મારી, મારું મનસા = મનીષા, ખ્યાલ, મન. દુઃખ = પીડા (થી) ઘેરી = ઘેરાઈ જાય છે મારે તરફ ઘેરાઈ જાય છે જાકે સંગ = જેની સાથે. ખેલો = રમો, લહેર કરો છો. સો = તે ચેરી = દાસી, ચેડી, (હિંદી શબ્દ) જગતકી = દુનિયાની.

જાણે એ પતિરાજને કહે છે કે—આપ જેની સાથે અત્યારે ખેલ ખેલી રહ્યા છો, તે તો જગતની લૌંડી છે તમે અત્યારે કુમતિમાં રાચી રહ્યા છો, મારો સંગ છોડી વારંવાર એની સાથે રાચવા જાઓ છો, પણ હું તો તમારામય છું તમારા મસ્તની દાસી છું તમારામાં જીવનસર્વસ્વ અર્પણ કરનારી છું અને એ તો ઘેર ઘેર ભટકનારી ગુલામડી છે. એને મન આપ પતિદેવ નથી; છતાં આપ તેમાં રસ લો છો, આ વાત મેળ વગરની છે પરિણામને શૂન્યતામાં લઈ જનારી છે

હું આપને વીનવું છું કે આપ જરા વિચાર કરો. આપ સમજુ છો, અને સાચ કર્યાં છે તેની તુલના કરી શકો તેટલી શક્તિવાળા છો, અને વિવેકમિત્રની સાથે હો તો આખા જગતના ફેંસલા કરવાની આવડતવાળા છો. તમારા જેવાને તે મારો પરિચય ઘટે કે આવી ગુલામડી અને જ્યાં ત્યાં ભટકનારી પણ્યાંગના સાથે પરિચય ઘટે ?

દાસી અથવા ચેટી ની પ્રથા સત્તરમી સદીમાં હિંદમાં બહુ મોટા પાયા પર ચાલતી હતી દાસી અથવા દાસનું લેવાણ-વેચાણ થતું, એની કિંમત અંકાતી, એની ગણના જનાવરની પેઠે સંખ્યામાં થતી અને મોટા માણસોને ઘેર હજારો દાસ-દાસી રહેતા. રાજા કે જગશિયા દીકરીને લગ્ન કરે અથવા આણું વળાવે તે વખતે દાયજામાં સારી સંખ્યામાં દાસીઓ સાથે આપે. આ દાસીને પોતાનાં જીવન પર કોઈ જાતનો અંકુશ ન હોય. એને જ્યાં વેચે અગર મોકલે ત્યાં પ । જાય, બાપની માફક એને જવાનું હોય. એનું શિયળ એના હાથમાં નહિ. આવી દાસીઓ જેવી કુમતિના હાથમાં પતિરાજ પડ્યા છે અને એને પોતાની માની બેઠા છે એ શુદ્ધ ચેતનાને મન શોકનો વિષય છે

અથવા 'ચેરી'નો અર્થ વેશ્યા પણ થાય છે જે તેનો પ્રેમ કરવા પૈસા આપે તેની તે થોડો વખત થાય, તેને હાવભાવ બતાવે, પણ એને હૃદયનો ભાવ ન હોય. આવી પણ્યસ્ત્રી જેવીની સાથે પતિરાજ ખેલ ખેલી રહ્યા છે એટલે ચેતનાને તો ઉચાટ થાય તેમાં નવાઈ નથી. (૨)

હવે વધારે ખાતરી બતાવી સમજાવટ કરતાં શુદ્ધ ચેતના આગળ કહે છે:—

सिर छेदी आगे धरे, और नहीं तेरी री;
'आनंदघन' की सौं, मा कहुं हुं अनेरी री मेरी २

અર્થ—પોતાનું માથું કાપી આગળ ધરે (તે તમારી સમજવી), બીજી તમારી

---

પાઠાંતર—ઔર-ઔર [illegible]

શબ્દાર્થ—સિર=માથું. છેદી=કાપી. આગે=આગળ, પૂર્વે. આગે ધરે=અર્પણ કરી દે, ધરે. ઔર=બીજી. તેરી=તારી, તમારી. આનંદઘનકી સૌં=આનંદઘનના સોગન ખાઈને, તમારા [illegible] [illegible] =પોતે. અનેરી=જુદી જાતની, [illegible], અણધારેલ [illegible] [illegible] ([illegible])

નહિ. અને હું આપને આનંદઘનના સોગન ખાઈને કહું છું કે હું તદ્દન જુદા પ્રકારની જ છું. સાચી વાત પ્રતિજ્ઞા ઉપર કહું છું કે હું તો એક નોખી વહુ જ છું (૩)

વિવેચન—જ્યારે ખરો અવસર આવી પડે ત્યારે પોતાનું માથું કાપીને તમારા હાથમાં આપે તે ખરેખરી તમારી કહેવાય. મીઠી મીઠી વાતો કરે તેમાં શું વળ્યું? જ્યારે સંકટ આવી પડે ત્યારે પોતાના જાનને જોખમે જે પડખે ઊભી રહે તે જ પોતાની ગણાય. સુખના અવસરે તો અનેક સગાં થવા આવે છે પણ અડીભીડ વખતે જે ઊભા રહે તે જ સાચા સગાં કહેવાય.

આપ જેની સાથે અત્યારે બેઠા બેઠી રહ્યા છો, તે આવા પ્રકારની નથી. એ તો તમારા બાહ્ય વૈભવમાં માણનારી છે એ ખરેખરી રીતે તમારી છે નહીં તમારી થઈ નથી અને કદી થવાની પણ નથી અને હું તો આનંદઘનના સોગન ખાઈને—આપને ગળે હાથ મૂકીને—કહું છું કે હું પોતે તદ્દન જુદા પ્રકારની છું (આ વાત વારંવાર ભાર મૂકીને કહેવાનું કારણ એ છે કે આત્મરાજને એ સંબંધમાં અનેક વખત કહેવામાં આવ્યું, એમના વિરહના કકળાટ ગાયા પણ એ તો પારકે ઘેર ભટક્યા જ કરે છે અને એને પોતાનું કોણ છે અને પારકું કોણ છે તેનો સાચો ખ્યાલ થયો નથી થતો નથી અને એ રાહ-બાટ પર આવતા નથી.)

માટે મારા નાથ! ચેતનરાજ! જેણે આપને મારાથી દૂર રહેવાનું સમજાવ્યું હોય, તે ખરેખર આપની દુશ્મન છે. તમે મને સમજો (ઓળખો) અને મારા મનમાં આપને માટે કેટલું દુઃખ થાય છે તે વિચારો. આપને જરા રિસાયેલા જોઉં છું ત્યાં મારા મનમાં શું શું થઈ જાય છે આપ આ વાત બરાબર સમજી મારો સ્વીકાર કરો.

શિરછેદનો ભાવ એકનિષ્ઠાભાવ કરવાનો જણાય છે જે પોતાની જાતનો પતિમાં લય કરી નાખે, જે અડીભીડને વખતે પડખે ઊભી રહે, તે સાચી પતિપરાયણા પત્ની કહેવાય. આપ જેને અત્યારે ચાહી રહ્યા છો, તે અવસર આવે ત્યારે આપને માટે માથું આપે તેવી નથી. એને તો પુદ્‌ગળાનંદી થઈ મોજ માણવી છે આવી રખડુ વેશ્યામાં આપ મોહ કરી રહ્યા છો અને તમારે માટે જીવ પટકી આપનારને આપ ઓળખતા પણ નથી; આ અર્થમાં શિરછેદ શબ્દ વપરાયો છે આનંદઘનના વિરહ ગાનાર, એને પોતાને મંદિરે પધારવા વિજ્ઞપ્તિ કરનાર અને એની અનેક પ્રસંગે રાહ જોઈ બેસનાર ચેતના અત્યારે પતિની સંમુખ ખડી થઈ ગઈ છે પતિ એની નજીક આવ્યા છે અનાદિનો વિરહકાળ ટળવાની સંભાવના જાગી છે તેવે વખતે પોતાની સાચી ઓળખાણ આપવા માટે આ પ્રકારની મનામણા શુદ્ધ ચેતના કરે છે અને પતિ પોતાની બરાબર પિછાન કરે તેટલા માટે તેને ભાર મૂકીને—સોગન ખાઈને પ્રતીતિ આપે છે (૩)

ઉપસંહાર—ઓગણત્રીસમા પદમાં ત્યાં (કુમતિને ઘેર) શું છે અને અહીં (સુમતિને ઘેર) શું છે તેનો ખ્યાલ દૂરથી કોઈ જાણકારે આપ્યો છે. આ પદમાં ચેતના પોતે પતિની

સામે ઊભી સ્ત્રી તેને પોતાના પ્રેમની–પાતિવ્રત્યની ખાતરી આપે છે અને પોતે તદ્દન અનેરી –જુદી જ જાતની–છે તે વાત બાર મૂકીને કહે છે. પતિ દૂર હોય ત્યારે વિરહનાં ગાન ગાનાર પત્નિની સન્મુખ કેટલી પ્રબળતાથી છતાં મર્યાદાપૂર્વક વાત કરે છે તે જોવા જેવું છે વિભાવદશા છોડી આત્મભાવ સન્મુખ ચેતન આવે ત્યારે શરૂઆતમાં એના મનમાં જે આહટદોહટ થાય, ઘડીભર એને ચેતના સન્મુખ જવા ઇચ્છા થાય, ઘડીભર વળી પોતે સંસાર તરફ ઢળી પડે, તે વખતે મના વિચારોનો ખ્યાલ આ પદમાં આપ્યો છે ચેતનને હજુ શુદ્ધ ચેતનાની ઓળખાણ બરાબર થઈ નથી, એ સારી છે એવો ભાસ માત્ર થયો છે, મનડું જ્યારે ત્યારે પરભાવમાં–પુદ્ગળમાં રાચવા લલચાઈ જતું હોય છે છતાં અંદર પ્રકાશ જાગતો થયો હોય છે. તે વખતે સ્વમાં અને પરમાં રમણ કરતો ચેતન જે અભિલાષ પણ સ્પષ્ટ દશા અનુભવે છે તેનું અત્ર ચિતરામણ છે

આ પદનો ભાવ વિચારવામાં એક વાત છેવટે ધ્યાનમાં રાખવાની છે : ચેતન અને ચેતનાનો અંગાંગીભાવ છે ચેતનની જ ચેતના છે માત્ર એનો ગુણ આવરિત થયેલો છે અને જ્યારે એનામાં ક્ષયોપશમ થાય અને પરભાવની તુચ્છતા એનામાં જામતી જાય અને એ પોતાને ઘેર આવતો થાય, સ્વરમણમાં રસ જમાવતો થાય, ત્યારે આ પદના ગાનમાં કહેલ ભાવ તેને થાય છે એ પણ પ્રગતદશા પૂરતી તો ન કહેવાય, પણ બાહ્ય વ્યવહારદશા કરતાં જરા આગળ વધતી દશા છે એ વાત ધ્યાનમાં રહે. સામે એ પણ ધ્યાનમાં રહે કે વિચાર બતાવનાર ચેતન તથા વિજ્ઞપ્તિ કરનાર ચેતનાનો હજુ એકીભાવ થયો નથી, એટલે અંતર તૂટ્યું છે પણ અંતરાત્મદશા પૂરી જામી નથી, કે અનાહત નાદ થયો નથી આ સર્વ સ્પષ્ટતા લક્ષ્યમાં રહેવાથી પદનો ભાવ સમજવામાં વધારે મોજ આવશે. (૬૧)

## પદ બાસઠમું

ભૂમિકા—આ આખું પદ સમતા–શુદ્ધ ચેતના–ના મુખમાંથી નીકળ્યું છે પતિદેવ તો વિભાવદશામાં રખડ્યા કરે છે એ એક ગતિમાંથી બીજીમાં જાય છે પૌદ્ગલિક વિલાસમાં આનંદ માને છે કામાવસ્થિતિમાં રમે છે પોતાની આદર્શ નિશ્ચિત દશાનું એને ભાન પણ નથી, પરભાવરમણતામાં કેટલી ઉપાધિ વહોરવામાં આવે છે તેનો તે વિચાર પણ કરતો નથી અને પોતાના વેનમાં એ તો સંસાર તરફ વધારે વસવાનો જાય છે સમતા એની પરમ સાધ્વી આદર્શ પત્ની છે એ પતિને ઘેર આવવાની અને આવીને અંતરાત્મદશામાં પરિણત થવાની રાહ જોયા કરે છે પતિ ક્યે માર્ગે અને ક્યારે આવશે તેની રાહ જોઈ રહેતી સમતા–સુમતિને વિરહકાળ અતિ દીર્ઘ લાગે છે અસહ્ય લાગે છે. પછી તો જ્યારે ધીરજની હદ આવી જાય છે, ત્યારે એ પોતાની દશા કેવી થઈ છે તે અનુભવ–મિત્ર પાસે વર્ણવે છે

આવી જ્યારે પોતાનું દુઃખ બીજા પાસે વર્ણવે છે ત્યારે હૃદય પરનો બોજો હળવો

પડે છે અને જરા ઠંડક વળે છે અનુભવ મહાકાબેલ અને મોટો આશાવાદી છે એ સમતાની મૂંઝવણ સમજે છે અને પ્રસંગે સમતા પાસે આવી આશા આપી જાય છે, ધીરજ ધરવાનું કહે છે અને સર્વે સારા વાના થઈ રહેશે એમ કહ્યા કરે છે. આજે અનુભવ સમતાની નજીક થઈ મંદિરે પધાર્યો છે તે વખતે સમતા-શુદ્ધચેતના પોતાની વિરહદશાનું વર્ણન તેની પાસે કરે છે આ વિરહદશાનું વર્ણન સાંસારિક દૃષ્ટિએ કરેલ હોવા છતાં એમાં યોગીને છાજતી ભવ્યતા છે એમાં સંસારી ચેનચાળાનો અભાવ છે, એમાં દિવ્ય પ્રેમતા છે હૃદયોર્મિના ઉલ્લાસ છે અને ધ્વનિકાવ્યની રેલછેલ છે

સમતા-શુદ્ધ ચેતના-ચેતનની પત્ની છે એની પડખે અનુભવ-મિત્ર આવ્યો છે એ મેળાપનું સ્થાન ચેતનનું હૃદયમંદિર છે એ વખતે ચેતનરાજ ઘેર નથી, પણ એ ઘર ચેતનરાજનું જ છે આ દશા ક્યારે થાય તે ખૂબ વિચારવા યોગ્ય છે આ અત્યંત આકર્ષક વિષય પર આ પદના વિવેચનમાં વિચારણા કરી છે આપણે ચેતનાની-સમતાની વિરહદશા તેના પોતાના શબ્દોમાં જ વિચારી જઈએ, અને સાથે તેનું રહસ્ય પણ વિચારતા જઈએ.

૫૮

(રાગ-મારુ*)

पिया बिन सुध बुध मूंदी हो;
बिरह-भुयंग निसा समे, मेरी सेजडी खूंદી हो पिया० १

અર્થ—પતિ વગર મારા શરીરનું ભાન અને મનનું જ્ઞાન-મારું ભાનસાન-સર્વ ખોઈ નાખ્યું-ચાલી ગઈ રાતને વખતે વિરહરૂપ સાપે મારી શય્યાને કચડી નાખી-ખૂંદી નાખી. (૧)

વિવેચન—પતિને સુખે સુખી અને પતિની અવકૃપા થતાં જીવનને અફળ માનનારી આર્યબાળાને પતિ સર્વસ્વ છે એવા પતિરાજ જ્યારે પત્નીને યાદ કરે નહિ, એના મંદિરે પધારે નહિ, ત્યારે પત્નીના દુ:ખનો પાર રહે નહિ. એ પતિની છબી જોઈને સમસમી જાય. એનું નામ યાદ કરીને એ રડવા મંડી જાય. તેનું આબેહૂબ વર્ણન ૪૦મા પદમાં કર્યું એની વિરહવ્યથા પાત્રીસમા પદમાં વર્ણવી, તેત્રીસમા પદમાં અનુભવ-મિત્રને મેળાપ કરાવી આપવા વિજ્ઞપ્તિ કરી અને વિરહના અનેક પ્રસંગો આપણે વિચારી ગયા. આ ચાલુ

---

પાઠાંતર—સુધ બુધ-સુધિ બુધિ. મુંદી-મૂંદી. ખૂંદી-ખુંદી.

શબ્દાર્થ—પિયા = પ્રિય, પતિ, ભરતાર. બિન = વગર. સમાસમાં પૂર્વ પદ તરીકે નિષેધ કે અભાવ સૂચવે છે. સુધ = શરીરની શુદ્ધિ, ભાન. બુધ = મનનું જ્ઞાન, બુદ્ધિ. સુધબુધ = ભાનસાન. મૂંદી = ગુપ્ત થઈ ગઈ જાય થઈ ગઈ છુપાઈ ગઈ. વિરહભુયંગ = વિરહભુજંગ, વિયોગરૂપ સાપ. નિસા = નિશા, રાત. સમે = સમયે, વખતે. મેરી = મારી. સેજડી = પથારી, શય્યા. ખૂંદી = કચડી નાખી, ખૂંદી નાખી.

---

* આ પદ વેલાવલ રાગમાં પણ ગવાય છે આ પદ સાથે એકતાળીસમું પદ સરખાવો.

પદને લગભગ બરાબર મળતું આવે તેવું પદ જણાય. આ સાથે ખાસ વિચારવા યોગ્ય છે. એ પદ પર ટબો પણ ઉપલબ્ધ થયો હતો. આ બન્ને પદના ભાવમાં બહુ સામ્યતા હોઈ સદર પદનો અત્ર ખાસ ઉલ્લેખ કરવામાં આવ્યો છે. વ્યવહારમાં પતિપ્રેમી પત્નીને જેવું દુઃખ થાય તેવું અત્ર વર્ણવ્યું છે. એની અંદર આત્મભાવ બહુ ઊંડો છે તે આખું પદ-વિવેચનને અંતે વિચારશું. હાલ તો વ્યવહારમાં વિરહી સ્ત્રીની કેવી દશા થાય છે તે વિચારી જઈએ.

ચેતના અને સુમતિ સખીઓ છે. અનુભવ-મિત્ર પાસે બેઠો છે. ચેતના પતિના વિરહથી પોતાની કેવી દશા થઈ છે તેનો આછો ખ્યાલ એ સખીને આપે છે. નજીકમાં બેઠેલ અનુભવ આ સર્વ હકીકત સાંભળે છે. તેનું કામ છેવટે આવશે. ચેતના અને સમતા એક જેવી છે. સુમતિ જુદી સખી છે, પણ ચેતનરાજની સાથે એકમેક છે. આથી ચેતના સુમતિ પાસે પોતાના મનના દુઃખની વાત કરે છે. ચેતના કહે છે કે—પતિ વગર મારી તો શુદ્ધ અને બુદ્ધ સર્વ ખલાસ થઈ ગઈ છે. શુદ્ધ એટલે શરીરની શુદ્ધિ અથવા ભાન, અને બુદ્ધ એટલે માનસિક બુદ્ધિ. એટલે પતિરાજ વગર મારું સર્વ ભાનસાન હું ખોઈ બેઠી છું. આવી દશા પ્રાણીની પોતાની મુરાદ પાર ન પડે ત્યારે થાય છે. જ્યારે વિરહદશામાં પ્રાણી ઊંડા શોકમાં ગરકાવ થાય છે ત્યારે એના શરીરનું ઠેકાણું રહેતું નથી, એના મનના આંદોલનો વિચારશક્તિના અંકુશ વગર આકાશગમનમાં રખડ્યાં કરે છે. પુત્રના વિરહે માતાની, ભાઈના મરણે બહેનની અને મિત્રના વિયોગે મિત્રની જે દશા થાય છે તેવી પતિવિરહે ચેતનાની દશા થઈ છે.

ચેતના કહે છે કે એક તો મારી પોતાની શુદ્ધ-બુદ્ધ નાશ પામી ગઈ અને તે ઉપરાંત રાત્રિને વખતે વિરહરૂપ સર્પે મારી આખી પથારીને ઢંગધડ વગરની બનાવી મૂકી. આ રીતે દિવસના વખતમાં શુદ્ધબુદ્ધ ચાલી જાય અને રાત્રે સેજડીમાં વિરહભુજંગ હેરાનગતિ કર્યા કરે એટલે પતિવ્રતા સ્ત્રીની તો બરાબર ઉન્મત્ત દશા થઈ જાય. પથારીમાં સર્પ પડ્યો હોય તો કેવી હાલત થાય તે કલ્પનાથી વિચારવા જેવી છે. એક વખતે નિદ્રાનાશ (Insomnia)નો વ્યાધિ થયો હોય તો પ્રાણીને જરા પણ શાંતિ થતી નથી, સર્પની હાજરી ભયંકર છે. તેમાં પણ સૂતાની પથારી નજીક એનો સળવળાટ શાંતિનો ભંગ કરે છે. એટલું જ નહિ પણ એક પળ એ નિરાંતે સૂવા દેતો નથી. આવી રીતે વિરહ-રૂપ સર્પ જ્યારે શય્યાને ઘેરી નાખે, ત્યારે ચેતનાની દશા કેવી થાય તેની સહજ કલ્પના કરી શકાય તેવું છે.

વિરહી સ્ત્રીને દિવસના કરતાં પણ રાત્રિનો સમય વિતાડવો વધારે આકરો પડે છે. એને પતિના સ્વપ્નાં આવે છે. એને તરંગોની પરંપરા ચાલે છે, એને આખા શરીરમાં બળતરા થતી લાગે છે અને એને જીવન અસહ્ય લાગે છે. વિરહસર્પ તો કલ્પના માત્ર છે, પણ જેમ સર્પ નિરાંતે સૂવા દેતો નથી, તેમ વિરહી સ્ત્રી જમણે પડખેથી ડાબે પડખે

અને ઠામે પડએથી જમણું પડખે અફળાયા કરે છે અને શારીરિક અસ્થિરતા વ્યક્ત કરે છે

વિભાવદશામા પ્રાણી વર્તતો હોય, એની દશા થોડો વખત સસાર તરફ થતી હોય અને કોઈવાર અતર સમુખ થવાની અણી પર હોય, ત્યારે ભારે અસ્તવ્યસ્ત પરિસ્થિતિ થાય છે સસારનો એક નાનો બનાવ એને આકુળવ્યાકુળ કરી મૂકે છે એને લાગે પોતાનુ કાઈ ખોવાઈ ગયુ હોય કે નાશ પામ્યુ હોય એવું લાગે છે અને પછી તો તે હાંફળોફાંફળો થઈ માથે હાથ દઈ પોક મૂકી રડવા લાગી જાય છે અને અનેક ચેનચાળા કરે છે આ સર્વ વિરહભુજગની આસક્તતા, રાત્રિનો સમય અને સેજડીની ભૂતાવળ સાથે સરખાવવા યોગ્ય છે ચેતના ચેતનની જ છે, વિભાવદશા પણ ચેતનની છે અને અસ્તવ્યસ્ત વ્યાકુળતા પણ ચેતનજીની જ છે આ વિરહકાળમા ચેતનાની જે દશા થાય છે તે વિરહી સ્ત્રીની પતિની ગેરહાજરીમા થતી દશા સાથે બરાબર બધબેસતી આવે છે (૧)

मोयण पान कथा मिटी, किसकुं कहुं सुधी हा !
आजकाल घर आनकी, जीउ आस विलुद्धी हो पिया० २

અર્થ —ખાવાની અને પીવાની વાત તો ટળી ગઈ છે સાબસ્તી પણ નથી પછી એની વાત સીધી-સમી રીતે કોને કહુ ? (મારા નાથ) આજે કે કાલે ઘરે આવશે એ આશાને અવલબીને ટગાઈ-લટકી રહી છુ (એટલી આશા ન હોત તો પ્રાણ પણ ટકત નહીં) (૨)

વિવેચન—રાત્રિના વખતમા શુદ્ધ ચેતનાની કેવી દશા થાય છે તે એણે વર્ણવી હવે પોળે દહાડે એની કેવી દશા થાય છે તે પણ પોતે જ બતાવે છે ચેતના કહે છે કે મને તો ખાવુંપીવું ભાવતુ નથી, એટલુ જ નહિ, પણ એ સબધી વાત પણ અટકી ગઈ છે જ્યારે પ્રાણીને એક વાતની લત લાગે છે ત્યારે એના ઉપર સવ મનોવૃત્તિઓ કેંદ્રિત થાય છે અને તે વખતે કોઈ ખાવાપીવાની વાત કરે તો એ કાન આડા હાથ દે છે અને એ વાત બોલતા જ નહિ એવું જણાવી દે છે

દરેક મહાકાવ્યમા વિરહનો એક પ્રસગ જરૂર આવે છે. તે વખતે વિરહીની દશાનું વર્ણન આપ્યુ હોય તેને આ વર્ણન આબેહૂબ લાગે તેવું છે લકાના બગીચામાં સતી સીતાનુ વાલ્મીકિએ કરેલુ વર્ણન કે પવનજયપત્ની અજનાના બાવીશ વર્ષના વિરહને પ્રસગે થયેલી દશાનુ વર્ણન વાચતા રોમાચ ખડા થાય તેમ છે એને મળતું વર્ણન અહીં

---

પાઠાંતર—આનકી—આવનકી જીઉ—જીવ

શબ્દાર્થ—ભોયણ=ભોજન, ખાવાનુ, નક્કર ચીજનું જમવું તે પાન=પીવું પ્રવાહી પદાર્થને પીવું તે. કથા=વાત. મિટી=મટી ગઈ ટળી ગઈ બંધ થઈ ગઈ કિસકુ=કોને. સુધી=સીધી-સમી વાત. આનકી=આવવાની, આવશે તેની. જીઉ=જીવુ છુ આસ=આશાએ. વિલુદ્ધી=વિલુબ્ધ, લોભાયેલી.

યોગીરાજ દૂર મુસાફરના માર્મિક શબ્દોમાં કહી નાખે છે પ્રાણીનો બધો પ્રયાસ ખાવાપીવા માટે હોય છે કપાળે કપાળે જુદી મતિ, પણ ખરે બપોરે એક મતિ એ કહેવતમાં ભારે અક્કલ છે. જુદી જુદી દરેક બાબતમાં મતભેદ પડે, પણ ભૂખ લાગે ત્યારે ખાવું જોઈએ એ વાતમાં બે મત પડતા નથી. પણ આ સાર્વજનિક કહેવતને વિરહી સ્ત્રી ખોટી પાડે છે એને ખાવું ભાવતું નથી, એની પાસે ખાવાપીવાની કોઈ વાત કરે તો તે તેને ગમતી નથી. એટલે એ કહે છે કે જેની વાત પણ બંધ થઈ ગઈ છે તેની સીધી-સાદી વાત બીજાને શું કહેવી? ખાવાપીવા સંબંધીની કે બીજી કોઈ વાત એને ગમતી નથી, એ તો પતિના નામની રટના અને એના વિરહથી પોતા પર થયેલી અસરના વિચારમાં ગરકાવ થઈ ગઈ છે

ત્યારે ગમે છે શું? મારા પતિરાજ આજે ઘરે આવશે, કાલે ઘરે આવશે—એ આશાના તાંતણા પર મારી જીવાદોરી ટીંગાઈ રહી છે આશા ઉપર જીવન છે શરીરમાં અનેક વ્યાધિઓ થયા હોય, વૈદ કે ડૉક્ટરે કેસને અસાધ્યની કોટિમાં જાહેર કર્યો હોય, તો-પણ મનમાં રહે છે કે કદાચ સારું થઈ જશે. લાખો રૂપિયા સટ્ટામાં ખોઈ બેઠા હોય તેને પણ તે પાછા મેળવવાની આશા હોય છે આશા ન હોય તો જીવનમાં પ્રાણનો ઓજસ પણ રહેતો નથી અને જીવવાની હોંશ પણ રહેતી નથી. (આ આશા અને 'આશા ઓરનકી ક્યા કીજે'માં બતાવેલી આશા તદ્દન જુદી ચીજ છે એ ધ્યાનમાં રાખવું [1]) મારા દિલમાં પૂરી આશા છે કે મારા પતિરાજ આજકાલ મારે મંદિરીએ પધારશે, મારો વિરહકાળ પૂરો થશે અને મારે ત્યાં પતિમિલાપના હર્ષની નોબતોનો ગડગડાટ થશે. અત્યારે તો આ આશાને દોરડે હું ટીંગાઈ રહી છું (૨)

वेदन विरह अथाग है, पाणी नव नेजा हो;
कौन हबीब तबीब है, टारै कर करेजा हो पिया ३

અર્થ—વિરહ (વિયોગ)ની પીડા તો કાંઈ અથાગ છે એનું નવ નેજા પાણી થયું છે અને એ (વિરહ) હાથે કરીને કાળજાને કાઢી નાખે છે અથવા એ કાળજાને કા

પાઠાંતર—હબીબ—હીબાબ કર—કરી

શબ્દાર્થ—વેદન=વેદના પીડા વિરહ=વિયોગ અથાહ=અથાગ, પાર વિનાની નેજા=વાવટો, નિશાન કૌન=કોણ હબીબ=હકીમ, યુનાની વૈદું કરનાર અથવા શસ્ત્રક્રિયાનું કામ કરનાર. તબીબ=વૈદ અથવા વૈદું કરનાર, વૈદ્ય. ટારે=કાઢી નાખે, હાથ કર=કરીને, હાથે કરીને કરેજા=કલેજું, કાળજું અથવા જીવ, મુખ્ય, તત્ત્વ

૧ જુઓ પદ ૨૮મું પૃ ૨૫૧-૨૬૭ ત્યાં આ વિષય પર વિસ્તારથી વ્યાખ્યાન કર્યું છે સાથે પદના એક સાખી આપી છે જ્યાં આશા જરૂરી એના વિવેચનમાં આ વિષયની જરૂરી ચર્ચા થઈ ગઈ છે (પૃ ૧૯-૬૦ આનંદઘનજીપદરત્નાવલી ભાગ પ્રથમ.) —વિવેચનકાર.

ચઢાવી દે છે એવા વિરહના રોગને શમાવે અથવા કાળજાની કળ ઉતારે એવો કોઈ હકીમ કે વૈદ્ય અથવા કોઈ ઇલાજ–ઉપાય છે ? (૩)

**વિવેચન**—મારી વિરહની પીડા તો એટલી અપાર અને આકરી છે કે એનું નવ નેજા પાણી ચઢ્યું છે. આ પીડાની મને તો કળ ચઢી ગઈ છે. એને લઈને મારું માથું ભમે છે, અને મારું ભાન ચાલ્યું ગયું છે. હવે તો એવો કોઈ હકીમ કે તબીબ મળે તો આ મારી કળ–મૂર્છાને ટાળે, દૂર કરે. ચેતના તો અત્યારે પોતાની શુદ્ધબુધ ખોઈ બેઠી છે એટલે હકીમ કે તબીબ કોની પાસે જેવું તે નક્કી કરી શકે તેવી સ્થિતિમાં પણ નથી. એટલે એ તો વલવલે છે કે એવો કોણ હકીમ કે તબીબ મળે કે જે આ મારા મનની કળ વાળી આપે, મારા અંતરની કળને ટાળી નાખે. કાળજાની કળ એટલે હૈયાની મૂર્છા, હૃદયના ઘા સમજવા. માણસને શારીરિક ઘા વાગ્યો હોય તે તો કોઈ રીતે મટે છે, પણ હૃદયના ઘા વાગ્યા હોય તો તે ટળવા કે મટવા બહુ મુશ્કેલ છે. ચેતના પૂછે છે કે એવો હકીમ કે તબીબ છે જે મારા હૃદયની કળને ઠેકાણે લાવે, એને મટાડી આપે એ કળ મટી જાય એવું ઓસડ આપે ?

અથવા કઢનો અર્થ હાથ કરીએ તો એ કાળજાને હાથે કરીને બહાર કાઢે–એવો પણ અર્થ થાય. કાળજું કરવું એટલે 'કાળજું કાઢી નાખવું' એવો અર્થ પણ શક્ય છે. આ વિરહ છે તે હાથે (કર) કરીને કાળજાને કાઢી નાખે છે. તે વિરહના શોકને શમાવે–દૂર કરે–તેવો હકીમ કે ઇલાજ કોઈ છે ? આ પ્રમાણે અર્થ પં. શ્રી ગંભીરવિજયજીએ લખાવ્યો છે અને તે પણ બંધબેસતો લાગે છે.

વાત એ છે કે પતિપ્રેમમાં શુદ્ધ ચેતનાને ચેતનરાજના રંગઢંગ જોઈ મૂંઝવણ વધતી જાય છે. એની અસહ્ય વિરહદશાનો એના હૃદયને કારી ઘા વાગ્યો છે અને એમાંથી બચવા માટે, એ સ્થિતિમાંથી બહાર નીકળવા માટે એ અનેક પ્રકારના વલવલાટ કરે છે. (૩)

गाल हथेली लगाय के, सुरसिंधु समेली हो;
अंसुअन नीर बहाय के, सिंचु कर–वेली हो पिया० ४

**અર્થ**—(વિરહની પીડાને પરિણામે) મારી હથેળીને લમણા પર લગાવી–મૂકીને હું શોકસમુદ્રમાં ડૂબી ગઈ છું અને આંસુની જળધારા વહેવડાવીને હું મારા હાથની વેલડીને સીંચી રહી છું. (૪)

---

પાઠાંતર—સમેલી–સભેલી. અંસુઅન–અંસુઅન. સિંચુ–સીંચો.

શબ્દાર્થ—ગાલ=લમણું. હથેલી=૫ંજાનો સપાટ ભાગ. લગાય=લગાવીને. સુરસિંધુ=શોકસમુદ્ર (માં) સમેલી=ડૂબી ગઈ. અંસુઅન=આંસુઓ (નું) નીર=પાણી, જળ, જળધારા. બહાય=વહાવીને, વહેવરાવીને. સિંચુ=છાંટું, સીંચું. કરવેલી=હાથરૂપ વેલડી, હાથે.

**વિવેચન**—અત્યારે શ્રાવણ-ભાદરવો માસ વર્તે છે આકાશ વાદળાંથી ભરાઈ ગયુ છે, ઘનઘટા ચારે તરફ છવાઈ રહી છે, આખી દુનિયા વરસાદથી લીલીછમ થઈ ગઈ છે નદીઓ પોતાના પટથી દૂર દૂર ફેલાઈ જઈ પોતાના સમુદ્રપતિ તરફ દોડતી દેખાય છે આવી ઘનઘટા વચ્ચે વીજળી થાય છે ચારે તરફ લીલી વનરાજી હાલીફૂલી રહી છે સરોવરમા પાણી સમાતા નથી, તળાવો ભરાઈ ગયા છે કૂવાઓ માથા સુધી આવી ગયા છે અને આખી કુદરત આનંદમા આવી જઈ નાચતી હોય તેવી લીલીછમ દેખાય છે.

આવે વખતે જ્યારે કુદરત હસી રહી છે અને સરોવર ભરાઈ ગયા છે અને નદીઓ બે કાંઠે થઈ ગઈ છે ત્યારે, મારુ હૃદયસરોવર તદ્દન સુકાઈ ગયુ છે એ સરોવરમા નથી કલ્લોલ કે નથી રમઝટ. સરોવરનો ઉલ્લાસ પૂરે તેવા પતિરાજ ઘેર આવતા ન હોય, એની બેરીની કેવી દશા હોય?

દુનિયાને શ્રાવણ-ભાદરવાનો કલ્લોલ થાય ત્યારે એને વિરહની અંધારી રાતોમા પોતાની આંખમાથી શ્રાવણ-ભાદરવો રેલાવવો રહ્યા. તેત્રીસમા પદમા એવું કહ્યુ છે ભાદુ કાદો મે કિયા ધ્યારે, અસુઅન ધાર વહાઈ એટલે આંસુઓની ધાર વહાવીને મે ભાદરવા મહિનાને કાદવવાળો કર્યો છે[1] આ હકીકત વહેવારુ છે અને વિરહી સ્ત્રીની દશાનો ખ્યાલ કરવાથી બરાબર સમજાય તેવી છે. વાત એ છે કે પતિના વિરહે આર્ય સ્ત્રીને તો આખો સસાર ખારો ધૂધવા થઈ પડે છે જ્યારે પૃથ્વી હિલોળે ચઢી છે જ્યારે કુદરત આનંદ-પમરાટ રેલી રહી છે જ્યારે વનરાજી ખીલી રહી છે, ત્યારે ચેતનાને ત્યા સર્વ સૂકુ છે ઉલ્લાસહીન છે દુખદંભય છે. જ્યારે બાજુ સરોવરો પાણીથી છલકાય છે ત્યારે ચેતનાનું હૃદયસરોવર સાવ સૂકુ છે (૫)

> अनुभव नाथ बनाय के, कहे जैसी भाव हो;
> समता, टुक धीरज धरे, 'आनंदघन' आवे हो पिया॰ ६

**અર્થ**—(આવે વખતે) અનુભવ હકીકત બનાવીને મને જેવી વાત ગમે તેવી કહે છે: સમતા! થોડી ધીરજ ધારણ કર, આનંદઘન આવશે. (તારે મંદિર પધારી તારો વિયોગ દૂર કરશે.) (૬)

**વિવેચન**—પણ આશા અમર છે એના તાંતણા પર જીવન ટકે છે અનુભવમિત્ર તે વખતે ચેતના પાસે આવે છે એ ભારે ચાલાક, ચબરાક અને આશાવાદી છે એ

પાઠાંતર—જેસી-જૈસી. ધરે-ધરો.

શબ્દાર્થ—બાત બનાય=વાત બનાવીને. જૈસી=જેવી. ભાવે=ગમે પસંદ આવે. ટુક=જરા, થોડી. ધીરજ=ધૈર્ય ધરે=ધારણ કર.

1. આનંદઘનજીપદરત્નાવલી પ્રથમ ભાગ, પૃ ૩૧૬

ચેતનાને ધીરજ આપી એને નાસીપાસ થતી અટકાવે છે અને એને ટકાવી રાખવા ચાહે છે —

બહેન સમતા! તું ગભરા નહિ, આમ હિંમત હાર નહિ, આમ ગુંચવણ ઊભી કરીને હેરાનપરેશાન થઈ જા નહિ અને આમ ઉતાવળ કરીને વલોપાત કર નહિ. હું તને ખાસ આગ્રહ કરીને કહું છું કે તું ધીરજ ધર, થોડી હિંમત રાખ, થોડો વખત નભાવી લે અને મને લાગે છે કે આનંદઘન—તારા પ્રભુ ચેતનરાજ—પૂર્ણ આનંદઘન—અનંત આનંદના સમૂહ—જરૂર તારે મંદિરે આવશે, આનંદ આનંદ થઈ રહેશે અને તારી વિરહની પીડા દૂર કરશે. પતિરાજ ગમે તેટલા બહાર ભટકતા હશે, પણ અંતે એ સમજણના દરિયા છે. એ કોઈક દિવસ પોતાનું ઘર સંભારશે, પોતાની વહાલીને ઓળખશે, પોતાનાને જાણશે અને કુમતિનો સંગ તજશે. આવી વાતમાં ઉતાવળા થવામાં માલ નથી, તાણ્યું તૂટી જશે અને નજીક આવેલા પતિરાજ પાછા ફરીને ત્યાં થાક્યા જશે. જરા ધીરજ રાખ, પતિની નૈસર્ગિક વિચારશક્તિ પર ભરોસો રાખ અને અત્યારની આકળામણ છોડી દે.

વિરહ, વિરહના પ્રસંગો, વિરહીની દશા અને વિરહ વખતની પરિસ્થિતિ પર ૪૧મા પદમાં જરૂરી વિવેચન, મને સમજાયેલ અર્થ અને ખાસ થયેલ પ્રાચીન ટબા પ્રમાણે, આવી ગયું છે ત્યાં શ્રાવણ માસની હકીકત છે; અહીં આવવું—આદરવાની વાત છે. પતિ પરભાવમાં રમણ કરે છે એ વિભાવદશા છે અને ચેતના સાથે પ્રેમ કરે તે તેના મૂળ ગુણો છે. અને ચેતન અને ચેતના વચ્ચે વસ્તુત અભેદ હોવા છતાં પરભાવરમણતાથી દ્વિધાભાવ લાગે છે એ દૂર થાય એટલે સ્વભાવની જમાવટ થાય, તેમાં રમણ થાય અને એટલું થતાં દુનિયાની ખટપટ, ગૂંચવણ અને ગોટાળાનો અંત આવે. આ સર્વ હકીકત સ્પષ્ટ છે. અનુભવનો આશાવાદ આનંદ આપે છે અને તે વગર બીજો ઉપાય પણ નથી એ પણ ઉઘાડી વાત છે. અહીં 'હૂંફ' શબ્દ વાપરી આશાને નવપલ્લવિત કરી છે તે આશાની નજરે તો સુંદર છે પણ ચેતનજીના રંગઢંગ તપાસી તે વાતને સાચી બનાવવી એ કોનું કામ છે તે પતિરાજોએ વિચારવા જેવું છે. બિચારી આર્ય પત્ની કકળાટ કરે, ઉજાગરા કરે અને પતિરાજ નાટકાઈ કરી પારકે ઘેર ભટકે એ વાત ઉચિત છે? ઉચિત નથી. માટે અનુભવ કહે છે તેવી દશા થાય એવી પરિસ્થિતિ નીપજાવી ઘેર આવવું સારું છે. વિરહકાળ દૂર થતાં ભારે મોજ આવશે. ઘરની નારીની વાત જુદી જ છે પારકી તે અંતે પારકી છે. માટે ખરો આનંદ અનુભવવો હોય તો અનુભવમિત્રની વાત માનો, એને સાચી પાડો, ઘરમાં લહેર કરો, આનંદ મચાવો અને પરમેશ્વરને આનંદજળથી ભરી દો. (૧)

ઉપસંહાર—પતિ ચેતના સંમુખ થવાના માર્ગે પર આવ્યા હોય, જરા જરા એને સમભાવ થવા લાગ્યો હોય, જરા સંસારરસ ઓછો થવા લાગ્યો હોય, જ્યારે આધ્યાત્મદૃષ્ટિને લઈને અંત ઃકરણનો ઝગઝગાટ થવાની શરૂઆત થઈ હોય, જ્યારે સ્વપરનો વિવેક થવા માંડ્યો હોય, ત્યારે આ પદમાં બતાવેલ ભાવના જાગે છે એ ખાસ ધ્યાનમાં રાખવા

યોગ્ય છે. ચાલુ પ્રમાણમાં સમતા કે ચેતના કયા પડેલ છે તેનો વિચાર ક્યારેક કે ઉચ્ચાર પણ હોય નહિ પણ પરભાવ સહજ ઘટતો આવે અને આત્મલક્ષીપણું પ્રાપ્ત કરવાનું સૂઝે ત્યારે અત્ર વર્ણવેલી વિચારણા અંતરથી જાગે છે. પછી અંતરના બે ભાગ પડે છે કોઈવાર એનું પાસું આત્મા તરફ થાય છે ત્યારે એની નજરમાં સમતા-ચેતનાની વિરહદશાનો ખ્યાલ આવે છે; વળી પાછા બાઈથી સંસાર તરફ ઓસરે એટલે સમતાને તો ઘર રીને ઘર દહાડા થાય છે નવીન જાગૃતિ, અંતરનો સળવળાટ અને સ્વભાવસુખતાની શરૂઆત આવી વિચારણામાં થાય છે એટલા માટે અનુભવ ધીરજ ધરવાની વાત કહે છે તે સુયોગ્ય છે અને હિંમત હારવી ચેતનાને વખતસરની ભલામણ છે આ આખો ભાવ ગાથામાં પદમાં અને આ પદમાં ભર્યો છે અને વિચારણા કરતાં સ્પષ્ટ રીતે સમજાઈ જાય તેવો છે અનુભવે જે સલાહ આપી તેનો અમલ કરવો ચેતનજીના હાથમાં છે, પણ તે ન બને ત્યાં સુધી ધીરજ ધરવાની તેની સલાહ કીમતી છે. (૬૨)

## ૫૬ ત્રેસઠમું

ભૂમિકા—આ પદ આનંદઘનજીના સર્વ પદોમાં મોટામાં મોટું છે એના પર પૂર્ણ વિવેચન કરવામાં આવે તો મોટો ગ્રંથ થઈ જાય એટલું અર્થ-રહસ્યથી એ ભરપૂર છે. એ પદમાં ભારે ચમત્કાર અને ગૌરવ છે એની કૃતિના સંબંધમાં ઘણું વિચાર કરવા યોગ્ય છે જે પર વિવેચન ઉપોદ્ઘાતમાં જોવામાં આવશે. આ પદના વિવેચનમાં સુધા સ્પષ્ટ કરવાનું જ બને તેમ છે. શરૂઆતમાં ગુલામીનો ખ્યાલ કરવા જેવો છે અત્યારે દાસ-દાસી કે ગુલામીની પ્રથા લગભગ બંધ છે એટલે એને લગતી હકીકત લગભગ વિસારે પડી ગઈ છે ગુલામી ચાલતી હોય ત્યાં ગુલામને લગભગ જનાવર જેવા ગણવામાં આવે. એના ક્રયવિક્રય થાય. એની બજાર ભરાય, ત્યાં તેના સોદા થાય. એને ગમે તેવું ધરકામ કરવું પડે. એને ખાવામાં, પીવામાં, પહેરવામાં, હરવાફરવામાં સંપૂર્ણ પરતંત્રતા જ હોય. એને અંધારી કોટડીમાં પૂરી રાખવામાં આવે. કલ્પના પણ ન કરી શકાય તેવી સર્વ આફતો—આપત્તિઓ તેને માથે પડે.

આવા ગુલામ તરફ સારું વર્તન રાખનાર શેઠને સુનાથ—સારા માલેક—કહેવામાં આવતા.

કોઈ નસીબદાર ગુલામને આવા ઉદાર શેઠ—સુનાથ મળી જાય તો એક સ્થાનકે ઠામ કરીને બેસે, એને મનુષ્ય તરીકેના સર્વ હક્કો બેડીની નીચે મળી જાય અને પરાધીન છતાં એ જીવનરસમાં કાંઈક માણે. બાકી આવા સારા નાથ ન મળે તો એ તો એક ઘરથી બીજે ઘેર અને એક બજારેથી બીજી બજારે વેચાયા કરે. એની સ્થિતિ અચેતન ઉપકરણ જેવી થાય અને એ વસ્તુના મૂલ્યે ક્રયવિક્રયનું સાધન બને.

આપનાર અરિહંત પરમાત્મા જેવા સુનાથ વગર હું તો ગતિએ ગતિએ રખડ્યો, નીચમાં નીચ અને અધમમાં અધમ યોનિએ ગયો અને મારે માથે થવામાં બાકી રહી નથી. આ બીજો યૌગિક અર્થ પં શ્રી ગંભીરવિજયે બતાવ્યો છે અને તે પણ ખાસ વિચારવા યોગ્ય છે

આવા શરણાગતવત્સલ મારી નજરે હજુ સુધી કોઈ પડ્યા નથી. એટલે મારી રખડપટ્ટી અને એક ખાડામાંથી બીજામાં પડવાની અથવા ઠરીઠામ ન બેસવાની સ્થિતિ ચાલુ જ છે (૧)

આ બાજુ પર પ્રભુ સંમુખ ઊભા રહી અતિ નમ્ર ભાવે પ્રસન્ન વદને પણ ખેદ ભરેલા ચિત્તે બોલાયેલું છે અને એની ચાવી હાથમાં આવી ગયા પછી એનો આખો ભાવ બરાબર જમાવવા સંભવ છે પ્રથમ મારે માથે કેવા કેવા સંસ્કાર પડ્યા છે અને મેં કેવા કેવાં સગપણો કર્યાં છે તેની વાત કહે છે—

जननी कहुं जनक कहुं, सुत सुता कहायो;
भाइ कहु भगिनी कहु, मित्र शत्रु भायो प्रभु० २

અર્થ—(કોઈને) મા કહેવી પડી, (કોઈને) બાપ કહ્યા, (કોઈને) દીકરા–દીકરી કહેવાં પડ્યા, ભાઈ કહ્યા, બહેન કહી અને (કોઈને) શત્રુ અને (કોઈને) મિત્ર માન્યા માનવા પડ્યા. અથવા કોઈ વાર મા થયો, કોઈ વાર બાપ થયો, કોઈ વાર દીકરો થયો વગેરે. (૨)

વિવેચન—કોઈને મા કહી, કોઈને પિતા કહ્યા, કોઈને દીકરા કહ્યા કોઈને દીકરી કહી, કોઈને ભાઈ અને કોઈને બહેન કહી, કોઈને દુશ્મન માન્યા, કોઈને સ્નેહી માન્યા. અથવા કોઈ વાર હું મા થયો, કોઈ વાર બાપ થયો, કોઈએ મને દીકરો કહ્યો કોઈએ દીકરી કહી, કોઈ વાર ભાઈ થયો, કોઈ વાર કોઈની બહેન થયો, કોઈએ મને શત્રુ માન્યો, કોઈએ મને મિત્ર માન્યો. આ બન્ને રીતે અર્થ થઈ શકે છે મહારાજા કર્મ-પરિણામ અને એની દેવી (પત્ની) કાલ-પરિણતિ નાટકના ભારે શોખીન છે એ ચેતનજી પાસે નવા નવા નાટક કરાવે છે અને એનું નાટક જોઈ એમાં આનંદ માને છે*

વાત એ છે કે કર્મ-પરિણામને લઈને પ્રાણી આજે જેને માતા કહે, તે જ પાછી આગળ જતા તેની બૈરી થાય; ભાઈ હોય તે દીકરો થાય; આજે જેનો પોતે મિત્ર હોય

શબ્દાર્થ—જનની = મા. કહું = કહેવી પડી, કહી. કોઈ વાર, કોઈ અનિર્દિષ્ટ સ્થાનમાં. જનક = બાપ. સુત = પુત્ર, દીકરો. સુતા = પુત્રી, દીકરી. કહાયો = કહેવડાવ્યો, કહેવા પડ્યા. ભગિની = બહેન. ભાયો = ભાવ્યો, કહેવા-માનવા પડ્યા.

* આ નાટકનું બાજુ વર્ણન વાંચવું હોય, તેમાં વેશ ભજવનારનાં રૂપોનો અભ્યાસ કરવો હોય, તો તે માટે ઉપમિતિભવપ્રપંચા કથાનો બીજો પ્રસ્તાવ જોવો. –વિવેચનકાર

ભોગથી તરબોળ થઈ ગયેલો, અને કોઈ વાર સંપત્તિ વગરના દરિદ્રી જેવું શરીરરૂપ ધર ધારણ કરેલો—આવાં આવા અનેક પ્રકારના (રૂપો) ધારણ કર્યાં (૪)

વિવેચન—અને કોઈ વાર અનેક વસ્તુઓની ઇચ્છા કરનાર અથવા વિષયલંપટી થયો. સર્વ ઇંદ્રિયના ભોગો ભોગવવામાં જીવનનું સર્વસ્વ હોય એવી રીતે વર્ત્યો. અને કોઈ વાર નામદાર મહારાજા, નગરશેઠ, રાયસાહેબ, રાજરત્ન કે સ. રા.ના નામથી ઓળખાયો. વળી કોઈ વાર આખા ભવનો રોગી થયો. અને કોઈ વાર ભોગ ભોગવવાના જ ભવ મળ્યા અને હું તો એ ભોગમાં તરબોળ થઈ ગયો. કોઈ વાર બિલકુલ સંપત્તિ નહિ ધારણ કરનાર ભિખારી થયો; ઉપર આભ અને નીચે પૃથ્વી, નહિ ગામમાં ઘર કે સીમમાં ખેતર અને એવા દળદરના અવતાર સમા શરીર અને રૂપ ધારણ કરી આ રીતે વિવિધ પ્રકારો ધારણ કર્યા. (૪)

विधि निषेध नाटक धरी, भेद आठ छायो;
भाषा षट् वेद चार, सांग शुद्ध पढायो प्रभु० ५

અર્થ—નવા નવા રૂપ ધારણ કરવા (વિધિ) અને જૂના જૂના રૂપોને છોડવા (નિષેધ)—એવા નાટકો કરી આઠે પ્રકારના સાજ (કર્મ)થી ઢંકાઈ ગયો અને (કોઈ વાર) છયે ભાષાઓ ભણ્યો, ચારે વેદ ભણ્યો અને વેદના છયે અંગો પણ ભણ્યો અથવા એ સર્વ મેં બીજાને પઢાવ્યાં—હું અનેકનો ગુરુ થયો. (૫)

વિવેચન—મેં વિધિ અને નિષેધના અનેક પાઠો ભજવ્યા. આ વાત કે અમુક ક્રિયા અમુક રીતે જ કરવી જોઈએ એ વિધિ અને અમુક પ્રકારનું વર્તન કરવું ન જોઈએ એમ કહેવું તે નિષેધ. પ્રતિક્રમણમાં ગુરુવંદન કરવું જોઈએ કે મંદિરમાં ત્રણ ખમાસમણ દેવા જોઈએ એમ પ્રતિપાદન કરવું તે વિધિ; અને કંદને અભક્ષ્ય, અનંતકાય ન ખાવા જોઈએ એમ કહેવું તે નિષેધ.

હિંદીમાં 'આઠ'ની સંખ્યા અનેકના અર્થમાં વપરાય છે. 'આઠ આઠ આંસૂ રોના' એટલે ખૂબ રડવું. એટલે વિધિ અને નિષેધના નાટકો કરીને અનેક પ્રકારના ભેદોથી હું છવાઈ ગયો, ઢંકાઈ ગયો. જ્યારે મને ગુરુસ્થાન પ્રાપ્ત થયું ત્યારે આમ કરવું જોઈએ અને આમ ન કરવું જોઈએ, આમ કરે તે સ્વર્ગમાં જાય અને ન કરે તે નર્કમાં જાય—આવાં

પાઠાંતર—ભેદ-ભેખ. આઠ-ઠાઠ.

શબ્દાર્થ—વિધિ=નવા નવા વેશ કરવા. નિષેધ=જૂના વેશ છોડી દેવા. નાટક ધરી=ખેલ ખ્યાલમાં રાખી. ભેદ=પ્રકાર. આઠ=અનેક (ઘણા). ભાષા ષટ્=છ ભાષા. (સંસ્કૃત, પ્રાકૃત, શૌરસેની, માગધી, પિશાચી, અપભ્રંશ) વેદ ચાર=ચાર વેદ. ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ, અથર્વવેદ. સાંગ=છ અંગ સહિત. શિક્ષા, કલ્પ, ન્યાય, જ્યોતિષ, મીમાંસા, વ્યાકરણ અથવા નિરુક્ત. શુદ્ધ=બરાબર. પઢાયો=ભણાવ્યા, ભણ્યો.

આવાં અનેક નાટકો મેં કર્યાં. આવા વિધિ-નિષેધના નાટકો કરી લોક રંજન કર્યો એટલે લોકના સ્થાનોથી છવાઈ ગયો.

અથવા પૂર્વનાં રૂપોને છોડવાં તે 'નિષેધ' અને નવા રૂપો ધારણ કરવાં તે 'વિધિ'. આ વિધિ-નિષેધના અનેક નાટકો કર્યાં અને ભવિતવ્યતા જેટલી આપે તે લઈ એક એક ભવ કરી આવ્યો અને આવા નવા નવા અનેક વેશ લીધા અને છોડ્યા. આ રીતે અનેક પ્રકારના સાજથી છવાઈ ગયો. અને હું કોઈ વાર છ ભાષા[1] ભણ્યો, ચાર વેદ[2] ભણ્યો, એનાં છ અંગોનો[3] બરાબર અભ્યાસ કર્યો. જ્યારે મેં આ પ્રવર્તક ધર્મોનો અભ્યાસ કર્યો ત્યારે અમુક વિધિ આમ જ કરવી જોઈએ એવી જાતના વિચારમાં ગૂંચવાઈ ગયો અને તે પર મેં ખૂબ ધ્યાન આપ્યું.

આ વિધિ-નિષેધની ચર્ચા સાંભળી હોય તો તેમાં એક નાની વસ્તુ આવી જ હોવી જોઈએ, આટલી લાંબી જ હોવી જોઈએ, આવા રંગની જ હોવી જોઈએ વગેરેની ખૂબ ચર્ચા ચાલે છે. આ વિધિ-નિષેધ પ્રવર્તક ધર્મોનું મૂળ છે અને તેની ચર્ચા ચાલતી હોય ત્યારે ખૂબ ગરમી દેખાય છે. કહેવાની વાત એ છે કે જ્યારે જ્યારે મને પ્રસંગ મળ્યો અને હું કાંઈક ભણ્યો ત્યારે મેં વિધિ-નિષેધના નાટક કર્યાં. ચીવટથી એની ચર્ચામાં ઓતપ્રોત થઈ ગયો અને જાણે સાધનધર્મો તે અંતિમ ધ્યેય અને સાધ્ય હોય તેમ માની મેં મારું વર્તન ચલાવ્યું. મેં વિધિ-નિષેધની બાબતમાં ઇતિકર્તવ્યતા માની અને અનેક વેશો કાઢ્યા. (૫)

तुमसें गजराज पाय, गर्दभ चढी धाया;
पायस सुमधुर बिसारी, भीख नाज खाया ॥ ब्रज॰ ६

અર્થ—તમારા જેવો મોટો હસ્તીરાજ મેળવ્યા છતાં (તેને છોડી દઈને) ગધેડા ઉપર બેસીને (હું તો) દોડ્યો. સારા ઘરની મજાની ખીર કે દૂધપાકને બાજુએ મૂકી કે વીસરી જઈને મેં તો ભિક્ષાનું અનાજ ખાધું. (૬)

વિવેચન—મને તો તમારા જેવા મોટા ઐરાવત હાથી-હાથીના સાથ-મળ્યા, છતાં

શબ્દાર્થ—તુમસેં = તમારા જેવા. ગજરાજ = ગજેન્દ્રરાજ, મોટા હાથી. પાય = પામી, મેળવી. ગર્દભ = ગધેડો. ચઢી = તેના પર સ્વારી કરી. ધાયો = દોડ્યો. પાયસ = દૂધ, ખીર. સુમધુર = સારા ગળ્યાં. બિસારી = વીસરી, ભૂલી જઈને. ભીખ = માગેલું તાજું. નાજ = અનાજ ખાવાનું. ખાયો = ખાધું.

૧. છ ભાષા : સંસ્કૃત, પ્રાકૃત, શૌરસેની, માગધી, પિશાચી, અપભ્રંશ. તે યુગમાં આ છ ભાષાઓ જાણીતી હતી. કેટલીક પ્રચલિત હતી અને કેટલીક વિદ્વદ્ભોગ્ય હતી.

૨. ચાર વેદ : ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ (આ પ્રથમના ત્રણ મુખ્ય વેદ) અને ચોથો અથર્વ વેદ.

૩. છ અંગ : વેદનાં છ અંગ છે તે સહિત છ અંગ આ પ્રમાણે—શિક્ષા, કલ્પ, વ્યાકરણ, છંદ, નિરુક્ત, જ્યોતિષ.

લીલાભૂમિમાં નાચ કે રાસ હોય તો તેનો પ્રકાર જ જુદો છે. ત્યાં અપ્સરાનાં ગીત કે ગોપીઓનાં નૃત્ય, રમણીઓના રાસ કે બાળાઓના ગરબા જુદા જ હોય. ત્યાં મોરલીના નાદ કે વેણુના રણકાર અલગ જ હોય. આવી લીલાભૂમિમાં હે પ્રભુ! મને કોઈ વખત નચાવો, સાચી લીલાભૂમિનો મને બરાબર ખ્યાલ કરાવો અને એક વાર તો કહી દો કે મારો દાસ આવ્યો છે. આપના આટલા એક ટૂંકા વચનથી મારા હૃદયમંદિરમાં જ્યોત જાગી જશે અને મારે આનંદની પરંપરા ચાલશે.

ભગવાન 'મારો દાસ આવી પહોંચ્યો છે' એમ કોને માટે કહે? ક્યારે કહે? એ કાંઈ જેવા તેવાનું કામ કે નામ નથી. ભગવાનના 'દાસ' કહેવરાવવાની આકાંક્ષા રાખનાર પણ જે તે ન હોય; એ તો અનેરી ભૂમિકા છે. આવો પરમ લાભ પ્રાપ્ત થાય તો જીવન અનેરું થઈ જાય. જ્યારે આત્માનંદ થાય છે, જ્યારે સ્વનું સાચું ભાન થાય છે ત્યારે જે અનિર્વચનીય આનંદ થાય છે તેનું બાહ્ય સ્વરૂપ પ્રભુનું વચન 'દાસ આવ્યો' એ છે. આ વચન પ્રાપ્ત થાય તો પરમ લાભ થઈ જાય. (૭)

अरि पतित के उधारन तुम, कहियत पीवत मामी;
मोसुं तुम कब उधारो, क्रूर कुटिल कामी प्रभु० ८

અર્થ—અરે પતિતનો ઉદ્ધાર કરનારા તમે મને કહેશો કે 'તું તો મમતાને પીનાર છે—પીવાવાળો છે' તો (જવાબ આપો કે) મારા જેવા નિર્દય, વાંકી ચાલવાળા અને સર્વ કામનાથી ભરેલાને આપે ક્યારે નથી તાર્યા? એવાનો ઉદ્ધાર ક્યારે નથી કર્યો? (૮)

વિવેચન—હવે જરા આક્ષેપક શૈલીએ પ્રભુ સાથે વાત કરે છે. મારા નાથ! આપ તો પતિતનો ઉદ્ધાર કરનારા છો, 'પતિતઉદ્ધારણ'નું બિરુદ ધરનારા તમે મારે માટે કદાચ એવું કહી દેશો કે હું તો મામી—મમતાને પી જનારો છું એટલે આ મારું—આ મારું એમ કરી મોહજાળમાં ફસેલો છું; ધન, માલ, સ્ત્રી, પુત્ર, વાડી, બગીચા અને અનેક વસ્તુની મમતા મારામાં ભરેલી છે; તો એવી માયાથી ભરેલા અને અતિ ક્રૂર—દયા વગરના મને—મારા જેવાને—આપે ક્યારે તાર્યા છે? હું આપને કહું છું કે આપ મને નિર્દય, વાંકી ચાલ ચાલનારો અને અનેક ઇચ્છાઓથી ભરેલો જાણો છો, તો આપ કહો કે આપે મારા જેવાને ક્યારે તાર્યા છે? આપનું 'પતિતઉદ્ધારણ'નું બિરુદ સાચું હોય તો હું તો જેવો છું તેવો છું, તેમાં ફેરફાર નથી, પણ આપ કહો કે આપે મારા જેવા ક્રૂર, કુટિલ અને કામીને ક્યારે તાર્યા છે? ક્રૂરતામાં હિંસાનો ભાવ આવે છે, કુટિલતામાં માયા, છળ અને

પાઠાંતર—મોસું—મોંસું. અરિ—અરી.

શબ્દાર્થ—અરિ = અરે, હે. પતિત = પડેલા. કે = ને. ઉધારન = ઉદ્ધાર કરનાર, પાવન કરનાર. કહિયો = કહેશો. પીવત = પીનારો. મામી = આ મારો, આ મારું—મમતા. મોસું (મોસોં?) મારા જેવાને. કબ = ક્યારે. ઉધારો = ઉગાર્યો, પાવન કર્યો. ક્રૂર = નિર્દય. કુટિલ = વાંકી ચાલ ચાલનારો. કામી = કામ ઇચ્છાથી ભરેલો.

મુત્સદ્દીગીરી આવે છે અને કામીમાં ઇંદ્રિયના વિષયો આવે છે આ ત્રણે વાત ન હોય તો પ્રાણી સીધો મોક્ષે જાય તેમ છે ત્રણે વિશેષણો ખૂબ સૂચક છે આપે આવાને ક્યારે તાર્યા છે? તેથી કાં તો આપે ખોટું બિરુદ ધારણ કર્યું છે અને કાં તો આપ મારા જેવાને તારો તો આપની નામના સાચી કહેવાય!

પ્રાર્થના કરવાની અને ઇચ્છા પ્રમાણે માગણી કરવાની આ પણ એક રીત છે. સામા ભોળા માણસને આ પ્રમાણે કહેવાથી પણ કોઈ વાર કામ બની જાય છે અને અનેક રાજા-મહારાજાઓ ભાટ-ચારણ પાસે પોતાની નામના ન બગડે તે ખાતર આક્ષેપ કરનાર પર પણ વરસ્યા છે, એવા દાખલા જાણવામાં છે બાકી ખરી વાત તો ભગવાન સાથે એકાકાર થવાની છે ભગવાન કાંઈ આપતા નથી, અને આપ્યું મોક્ષ મળતું પણ નથી, પણ ભગવાનને યાદ કરવાની આ એક રીત છે (૮)

और पतित केइ उधारे, करणी बिनुं करता;
एकका ही नाउ लेउं, जूठे बिरुद धरता ॥ व्रज० ९

અર્થ—આપે બીજા અનેક પતિત થયેલાનો ઉદ્ધાર કર્યો છે (એવું આપનું બિરુદ છે-આપની તેવી પ્રસિદ્ધિ થયેલી છે) (સાચી-જરૂરી) ક્રિયા નહિ કરનાર એવા એકનું તો આપ નામ દો (જેનો આપે ઉદ્ધાર કર્યો હોય). (મને તો લાગે છે કે) આપે (પતિત ઉદ્ધારનારનું) ખોટું બિરુદ ધારણ કર્યું છે (૯)

વિવેચન—મારી વાત જવા દો. આપને હું સીધો સવાલ પૂછું છું કે જે ધર્મ કરણી ન કરતા હોય, જે આપો વખત તપયોગ, સંયમયોગ કે ક્રિયાયોગમાં પોતાનો સમય વ્યતીત ન કરતા હોય, જે મહાન ત્યાગ કરી પરભાવનો સંબંધ છોડી સંસારથી વિરક્ત ન રહેતા હોય, ટૂંકમાં જે કોઈ પણ પ્રકારની શુભ કરણી ન કરતા હોય, તેવાને આપે તાર્યા હોય એવા એકનું તો નામ આપો. આપ જેવા ભોળા માણસને સાચા આકરા કહેનાર મારા જેવો કોઈ મળ્યો નહિ હોય હું તો આપને સાફ સાફ કહી દઉં છું કે આપનું પતિતઉદ્ધારણનું બિરુદ જ ખોટું છે (૯)

करनी करी पार भये, बहोत निगम साखी;
शोभा दइ तुमकुं नाथ, अपनी पत राखी ॥ व्रज० १०

અર્થ—(શુદ્ધ) ક્રિયા કરીને તો ઘણાયે પાર પામી ગયા અને એની સાક્ષી તો

શબ્દાર્થ—ઔર = બીજા. કેઈ = કેટલાયે. કેટલા. ઉધારે = ઉદ્ધાર્યા, ઉદ્ધાર કર્યો, તાર્યા. કરણી = ક્રિયા, શુભ ક્રિયા. બિનુ = નહિ. કરતા = કરનારા. એકકા હિ = એકનું તો. નાઉ = નામ. લેઉ = લ્યો, આપો, બતાવો. જૂઠે = ખોટું. બિરુદ = પ્રસિદ્ધિ, પદવી. ધરતા = ધારણ કરો છો.

શબ્દાર્થ—કરની = કરણી, તરી જવાની ક્રિયા. પાર ભયે = પાર પામ્યા, તરી ગયા. બહોત = ઘણા. નિગમ = વેદ, પુરાણ વગેરે શાસ્ત્રો. સાખી = સાક્ષી. શોભા = માન, ક્રેડિટ (credit). તુમકું = તમને. અપની = આપની, પોતાની, તમારી. પત = આબરૂ

વેદ પુરાણ વગેરે નિગમો આપી શક્યા છે અને તેમણે તમને શોભા દીધી છે (અને એ રીતે) આપે પોતાની આબરૂ રાખી છે! (૧૦)

વિવેચન—ખરી વાત, મારી સમજ પ્રમાણે તો એવી છે કે જેઓ પાર પામી ગયા છે જેઓ આ સંસારની જંજાળમાંથી મુક્ત થયા છે તેઓ સર્વ 'મૂળ કરણી' કરીને જ ત્યાં ગયા છે કોઈએ તપયોગ સાધ્યો, તો કોઈએ ધ્યાનયોગ સાધ્યો; કોઈએ શરીર-યાતના સેવી તો કોઈએ સ્વાધ્યાય કર્યું-કરાવ્યું; કોઈએ કાયોત્સર્ગ કર્યો તો કોઈએ વિનયગુણ કેળવ્યો; કોઈએ ક્રિયાયોગ જમાવ્યો તો કોઈએ જ્ઞાનયોગ સાધ્યો—આવી રીતે વિષય-કષાયની મંદતા કરી પોતાને યોગ્ય લાગી તેવી કરણી કરી સર્વ પાર પામ્યા છે સાધનધર્મો અનેક છે. તેમાં જેને જે માર્ગે પોતાનો રસ્તો દેખાયો તે માર્ગે આગળ વધ્યા છે અને એ રીતે પાર પામનાર સર્વેએ કોઈ કોઈ પ્રકારની વિશિષ્ટ કરણી જરૂર કરી છે અને અનેક નિગમો* એની સાક્ષી પૂરે છે કોઈ પણ પુરાણગ્રંથો જુઓ—અને ખાસ કરીને કથાનુયોગ વાંચો—તો તેમાં અંતે પાર પામનારની કરણીનું વર્ણન આવ્યા વગર નહિ રહે.

હું આવા દાખલા વધારે આપવાની જરૂર જોતો નથી; હું તો ઉઘાડી રીતે આહ્વાન કરીને સ્થાપના કરું છું કે કરણી કર્યા વગર કોઈ પાર પામ્યો નથી; અને એવા કરણી કરીને પાર ગયેલા લોકોએ આપ સાહેબની આબરૂ રાખી છે તેમણે દુનિયાને એમ કહ્યું છે કે ભગવાને (આપે) તેમને તાર્યા, ભગવાને તેઓનો ઉદ્ધાર કર્યો અને એમના પાર ઊતરવાનું ફળ માન આપને ઘટે છે પણ સાચી વાત તો આપ જાણો છો કે એ પવિત્ર થયેલા લોકોએ પોતાનો રસ્તો કાઢી લીધો, કરણી કરી અને પરિણામે તેઓ તર્યા. આવી રીતે આપને માન કેમ ઘટે? (૧૦)

निपट अज्ञानी पापकारी, दास है अपराधी;
जानु जो सुधारशो, अब नाथ लाज साधी  मन  ११

અર્થ—આ દાસ (હું) તો બેશરમ, અજ્ઞાની, પાપી કાર્ય કરનારો અને ભારે ગુનેગાર છે નાથ! આપની લાજ સંભાળીને આ સુધારવા લાયકને દાસ સુધારવા યોગ્ય જાણતા હો તો સુધારો. (એમાં તમારી લાજ રહેશે-વધશે) (૧૧)

શબ્દાર્થ—નિપટ = બેશરમ, અત્યંત. અજ્ઞાની = અજાણ, અણસમજુ. પાપકારી = પાપી, પાપ કરનાર. દાસ = સેવક પોતે. અપરાધી = ગુનેગાર. જાનુ = જાણતા હો, હું જાણું. લાજ = લાજ. સુધારશો = સુધારવા લાયક. સુધારો. સાધી = સંભાળી, રાખી.

* નિગમો સામાન્ય રીતે વેદ, પુરાણ છે. એવા નિગમો જૈન સંસ્કૃતિમાં પણ હતાં, એવી માન્યતા છે. પણ વખત જતાં એ નાશ પામી ગયાં અથવા વીસરાઈ ગયાં હોય એમ લાગે છે. આગમનિગમ એ વ્યુત્પત્તિ શબ્દ છે અને નિગમ શબ્દથી વૈદિક ગ્રંથો સ્થાને આવે છે.

વિવેચન—હવે આપ બિરુદધારીને મારી સાચી વાત કહી દઉં અને આપને આપનું બિરુદ સાચું કરવું હોય તો તે માટે યોગ્ય વિજ્ઞપ્તિ કરું પ્રભુ! હું તો તદ્દન લાજ વગરનો છું, અધમ પ્રાણી છું પાપ કરનારો છું અને ભારે મોટો ગુન્હેગાર છું મારા દોષોનો પાર નથી. હું બાહ્ય દૃષ્ટિએ અને આંતર દૃષ્ટિએ અનેક અપરાધોથી ભરેલો છું મને પાપ કરતા શરમ નથી, પાપનો બચાવ કરવામાં શરમ નથી અને પાપમા પચ્યા રહેવામા લાજ નથી. મારું અજ્ઞાન શરમાવનારુ છે મારામા સદસદ્‌વિવેકનો છાંટો નથી. અને વિષય કષાયમા ડૂબેલો, સંસારવાસમાં સ્નેપચી રહેલો હું અનેક રીતે અપરાધી છું મારી નબળાઈઓ હું જાણું છું અને આપની પાસે ખુલ્લા દિલથી તેની કબૂલાત કરતાં મને સંકોચ થતો નથી. આવા પાપી અને અપરાધી પ્રાણીને જો સુધારવા લાયક ગણો, એને સુધારો, તો આપે આપની લાજ રાખી એમ હું માનું અત્યાર સુધી આપે કરણી કરનારને તાર્યા છે અને પતિતઉદ્ધારણનુ ખોટું બિરુદ રાખ્યું છે પણ મારા જેવા પાપી, અજ્ઞાની અને અપરાધીને આપ તારો તો હું માનુ કે આપે જતે કહાડે પણ પોતાની લાજ રાખી છે અમારી દુનિયામાં તો માણસો પોતાનુ નામ જાળવી રાખવા ખાતર અનેક પ્રયાસો કરે છે તો નાથ! આપ આપનું નામ નહિ જાળવી રાખો? આપની આબરૂનો ખ્યાલ નહિ કરો? આપની નામનાનુ મૂલ્ય નહિ કરો? (૧૧)

औरका उपासक हु, कैसे करी उधार;
दुविधा यह राखो मत, पामरी विचार प्रभु० १२

અર્થ—હું પારકાનો સેવક છું એવા કોઈનો હું શા માટે ઉદ્ધાર કરું?—આવું મારાતારાપણું આપ ન રાખો; આપ તો ઊંચી કરણી—આપના મોટાપણાને શોભે તેવી—વાત વિચારો, બોલો. (૧૨)

વિવેચન—મારા નાથ! એક વાતનો ખુલાસો કરી નાખું આપના મનમા એમ આવશે કે હું તો બીજાઓનો ઉપાસક છું અને તેથી આપને મારો ઉદ્ધાર કરવાનું કોઈ ખાસ કારણ નથી; તો મારો આપને એક જ જવાબ છે કે આપ જેવા મોટા માણસને આવું મારાતારાપણું ન હોય. આ પ્રાણી તો રાગ-દ્વેષનો ઉપાસક છે કષાયનો સેવક છે વિષયમાં રાચી રહેલો છે અને બાહ્ય ભાવોની ઉપાસના કરનાર છે આવા અન્યના ઉપાસકને કેમ તારી શકાય?—કદાચ આપના મનમા એવો વિચાર આવતો હોય તો આપનું જે મહાન સ્થાન છે એને અનુરૂપ એ વિચાર નથી. એમાં તો મારતારાપણું દેખાય. આપનું કામ તો તારવાનું છે અન્યનો ઉપાસક' એટલે બીજા દેવની સેવા કરનારો કે તેનો

શબ્દાર્થ—ઔરકા = પારકાનો. ઉપાસક = સેવક. હુ = છું. કૈસે = કેવી રીતે. કોઈ = કોઈને. દુવિધા = દ્વિધાભાવ, ભેદબુદ્ધિ, મારાતારાપણું. પામરી = મોટા માણસને છાજે તેવી વાત. વિચારુ = વિચારો, મનમાં લાવો.

અનુયાયી હોવાથી ભગવાન મનમાં દુવિધા રાખે, એવો અર્થ કરવા કોઈ લલચાઈ જાય, પણ તે આખ અસંગત છે અને જે મતસહિષ્ણુતા આનંદઘનમાં ઠામઠામ દેખાય છે તેને અનનુરૂપ છે આ પદ કોઈ દેવને ઉદ્દેશીને લખાયેલું નથી. એનો આશય આશ્રય તરીકે સુનાથ મેળવવાનો છે અને દ્વૈતપટ્ટી દૂર કરી ઠેકાણે પહોંચવાનો છે એવી વિચાર દશામાં અન્ય દેવ કે પોતાના દેવની ઉપાસનાની વાત બંધબેસતી આવે તેમ નથી અને સાચોસાચ દેવ તો હૃદયમંદિરમાં બેઠા છે દુ બની વાત એ છે કે દેવની ઉપાસના ઊંધી થઈ આ પ્રાણી સત્યદેવની ઉપાસના, એમને દેવ માનીને, કરે છે. પણ એનામાં વિવેક જાગ્યો છે, તેથી એ પોતાની સ્ખલના સમજે છે અને અન્યની ઉપાસના પોતે કરે છે એ વાત એના સુનાથ સારી રીતે જાણે છે એની એને ખબર છે એટલે એમાંથી પણ રસ્તો કરવા ખાતર ભગવાનને દુવિધા ન રાખવા એ વીનવે છે દુવિધા ના ઉપયોગની પાછળ પણ આક્ષેપ છે અને સુનાથ જેવા મોટા માણસને એ શોભે નહિ એવો અગત્યની જણાતો વાત છે એ હવે પછીની ગાથામાં બરાબર સ્પષ્ટ થઈ જશે. (૧૨)

गइ सो तो गई नाथ, फेर नहीं कीजे;
द्वारे रह्या हींग दास, अपनो करी लीजे. मन० १३

અર્થ—અત્યાર સુધી બન્યું તે તો બની ગયું, પણ એ વાત હવે ફરીવાર ન કરવી ઘટે. આપને દરવાજે ખડો રહેલો આ અતિ મૂર્ખ દાસ–સેવક છે તેને પોતાનો કરી લો. (૧૩)

વિવેચન—નાથ! અત્યાર સુધી તો બનવાનું હતું તે બની ચૂક્યું, આપે અત્યાર સુધી મારી સંભાળ ન લીધી અથવા આપે આપના મનમાં મારા સંબંધમાં દુવિધા રાખી, એ વાત તો થઈ ગઈ ઢોળાઈ ગયેલા દૂધ પર વિલાપ કરવો એ સમજુનું કામ નથી હવે તો એક જ વાત કરવાની છે એ વાતનું પુનરાવર્તન ન થવા દેશો. અત્યાર સુધી મારી તરફ ઉપેક્ષા થઈ છે તે સુધારી લેવાનો હજુ અવસર છે હવે આપ ભવિષ્યમાં એ જુલમી રીતિએ ન ચાલો એવી મારી વિજ્ઞપ્તિ છે. આપને દરવાજે આપનો મૂર્ખ સેવક ખડો થયો છે એને આપ પોતાનો કરી લો. આપ સારી રીતે જાણો છો કે વહેવારુ સમજુ માણસ જો કોઈને એકવાર પોતાનો કરી લે છે તો પછી એને નભાવ્યામાં બાકી રાખતા નથી. તો મારે આપને એક જ વિનતિ કરવાની કે આપ મને પોતાનો દાસ કરી લો. પછી મારે બધા સારા વાના થઈ રહેશે.

---

પાઠાંતર— સો તો આથી તો ઉપડી રહે

શબ્દાર્થ—ગઈ સો તો ગઈ = થઈ ગઈ તે તો થઈ ગઈ બની ગઈ ફેર = ફિર, ફરીવાર. દ્વારે = દરવાજે ઠીંગ = ઠેઠ જેવો, મજબૂત પણ અક્કલ વગરનો, મૂર્ખ અપનો = પોતાનો, તમારો. કરી લીજે = કરી લો, સ્વીકારી લો.

આપનો દાસ [1]ઢીંગ છે એટલે શરીરે હટ્ટુ છે મનનો મજબૂત છે અને આપને હારે હવે તો ખરો થયો છે એને હવે પોતાનો કરી લો, એને સેવક કહી દો, એને ઘરના માણસ તરીકે અપનાવી લો અને અત્યાર સુધી આપે જે બિરુદ ધારણ કર્યું છે, અને મારી બાબતમાં સાચું થઈ શક્યું નથી, તેને સાચું કરી નાખો. (૧૩)

दासको सुधारी लेहु, बहुत कहा कहियें;
'आनंदघन' परम रीत, नाउकी निवहियें     श्रम० १४

અર્થ—વધારે શું કહેવું ? દાસને સુધારી લો અને હે આનંદઘન ! આપના નામની ઉત્તમ રીત છે તેનો નિર્વાહ કરો, તેને જાળવી રાખો, તેને પાળો. (૧૪)

વિવેચન—હવે પ્રભુ ! આપ જેવા સમજુ અને કૃપાળુને બહુ બહુ તો શું કહીએ ? એકની એક વાતનો પુનરાલાપ શું કરીએ ? જુઓ સાહેબ ! આપે દુનિયામાં પતિત ઉદ્ધારકની નામના કરી છે, તો આપ આપના પતિતઉદ્ધારકના બિરુદની જે સાચી રીત છે તેનો નિર્વાહ કરો તેને ટકાવી રાખો તેને જાળવી રાખો. અને તેટલા માટે આ દાસને સુધારી લો, દાસનું કામ રસ્તે ચડાવી દો, દાસને પોતાનો માની લો. આપ તો આનંદઘન છો, અનંત આનંદના મૂર્ત સ્વરૂપ છો, આનંદમય છો. આપનું નામ, આપની બિરુદાવલી, આપની કીર્તિ એક વાત તો જરૂર માગે છે : આ દાસને સુધારી લો. મારી સમજ પ્રમાણે મેં હવે તો એવા નાથને પકડ્યા છે કે એ માત્ર મને એકવાર દાસ તરીકે સ્વીકારે તો મારો બેડો પાર છે આનંદઘન નામનો એ ચમત્કાર છે હવે હું વધારે કહેતો નથી, એક જ વાત આપ આપની કીર્તિ જાળવો અને મને સેવક તરીકે સ્વીકારી લો. (૧૪)

ઉપસંહાર—મોટા માણસો પોતાનું ગૌરવ ન મૂકે, આપના નામને શોભે તે રીતે મારું સુધારો, મને તમારા જેવો બનાવો અથવા આપને ગમે તે રીતે મારો ઉદ્ધાર કરો અને મારી સ્ખલનાઓને સુધારો. હું તો હાથી મળે તોયે ગધેડા પર ચઢી દોડું તેવો છું ! પણ જે છું તે છું આપે મારી સામું જોવા જેવું નથી. આપની રીતે આપ મને સુધારો અને

શબ્દાર્થ—દાસકો = દાસને. લેહુ = લો. બહુત = ઘણું. કહા = શું. પરમ = ઉત્કૃષ્ટ. રીત = રીતિ, સ્થિતિ. નાઉકી = નામની, આપની. નિવહિયેં = પાળીએ.

૧ ઢીંગ — આ શબ્દ હિંદી કે ગુજરાતી શબ્દકોશમાં મળતો નથી. વિદ્યાપીઠના શબ્દકોશમાં ધિંગ શબ્દ મળે છે તેનો અર્થ જાડું, મજબૂત, હટ્ટું એવો આપ્યો છે. આનંદઘનજીના સમયમાં આ શબ્દ પ્રચલિત જણાય છે. શ્રી વિમલનાથના સ્તવનમાં 'ધીંગ ધણી માથે કિયા રે' ત્યાં આ ધીંગ કે ઢીંગ શબ્દ વપરાયો છે. ત્યાં એ શબ્દ ભગવાનના વિશેષણ તરીકે વપરાયો છે. એ પ્રાચીન રૂઢ પ્રચલિત શબ્દ જણાય છે. ધિંગો ધણી એટલે પાસેપોતે અને પ્રભાવ કરે એવો માલિક જણાય છે. પણ સેવક સાથે એ વિશેષણ બેસતું આવતું નથી. ધિંગો એટલે સ્થૂળ રીતે મજબૂત, એ અર્થમાં એ બેસે. કાઠિયાવાડમાં પણ ધિંગો [illegible] ઢીંગ ઢીંગ નાચે — ત્યાં પણ આનંદઘને એ શબ્દ વાપર્યો છે. અર્થ એ જ છે. જુઓ પૃ. ૫૪૮. આ પ્રચલિત શબ્દ જણાય છે અને તળપદી ભાષામાં ખૂબ વપરાતો હશે એમ લાગે છે.

વિવેચન—પ્રથમ પતિ મહારાજને ઉદ્દેશીને કહે છે પ્યારા! મારા નાથ! મારા પરમ ગુરુ! મારા દેવ! આપ તો અનંત ગુણથી ભરેલા છો, આપને હવે શું થવું કેમ પાલવે? આપ આપની જાતને સંભાળતા નથી, આપના ઘરને ઓળખતા નથી અને વિભાવદશામાં ચાલુ ઘસઘસાટ ઊંઘ્યા જ કરો છો! આથી આપ જાણે મને–પોતાના વસ્ની પતિપ્રાણા પત્નીને–તદ્દન વીસરી ગયા છો, અને જાણે આપ અને હું તદ્દન જુદાં હોઈએ એવી સ્થિતિ થઈ ગઈ છે પણ આપ તો સમજુ છો, અનંતગુણના સાગર છો, તો હવે જાગો, ખડા થાઓ અને આ મારી અને તમારી વચ્ચે જે ભેદ પડી ગયો છે તેને ભાંગી નાખો! અત્યારની સ્થિતિ તમને રખડાવનાર અને મને વિરહદશામાં મરણી કરી નાખનાર છે તો મારી અને તમારી વચ્ચે જે આંતરો પડી ગયો છે તેનો ગમે તેમ કરીને છેડો લાવો. ગુરુ માર્ગ બતાવનાર હોય છે અને દેવ આદર્શ સ્થાને હોય છે દેવને ઓળખાવનાર ગુરુ છે અને ગુરુના આરાધ્ય દેવ હોઈ દેવ બન્નેને આરાધ્ય છે પણ આપ તો મારા ગુરુ અને દેવ બન્ને છો, આપમાં પ્રચ્છન્ન રીતે દેવના સર્વ ગુણો છે અને એ પ્રયત્નસાધ્ય ગુણને બતાવનાર અને સૂચવનાર પણ આપ પોતે જ છો. તો મારા નાથ! આપ હવે આપની ઊંઘ ઉડાડો, અને મારી અને તમારી વચ્ચે જે અંતર પડી ગયો છે તેનો અંત લાવો. (૧)

आली लाज निगोरी गमारी जात;
सुहि आन मनावत विविध भात मथ० २

અર્થ—સખી લાજ તો બાપડી અણસમજુ મૂર્ખ જાતની હોઈ મારી પાસે આવીને જુદી જુદી રીતે મને સમજાવે છે (૨)

વિવેચન—અને મારા નાથ! આ લજ્જા–શરમ નામની મારી સખી છે તે બાપડી તદ્દન અણસમજુ અને મૂરખી છે. એ કાંઈ લખેલીભણેલી નથી, ગમાર છે. એણે કોઈ વિશાળ દૃષ્ટિવાળા ગુરુ પાસે શિક્ષા લીધી નથી. એટલે એ તો પેલા જૂના જમાનાના લોકોની પેઠે ડહી ડહી વાતો કરે છે જૂના જમાનાના લોકોમાં જૂનો વહેવાર (સંબંધ) જાળવી રાખવાની ખાસિયત હોય છે એને નવું કરતાં કે તડફડ કરતાં અનેક વિચાર આવે છે અને સારા–ખરાબના વિચાર વગર એ તો 'જૂન્નું તે સુન્નુ' (સોનુ)ના મતવાળા હોય છે એ ધક્કા મારીને કે પોતાની અક્કલ વાપરીને કાંઈ નવીન પ્રકારની લાઈન દોરી કરી શકે નહિ. એ તો પડખું પાનું નિભાવી લેવાની વાત કરનારી છે અને આગલો સંબંધ જાળવી રાખવાના મોહવાળી છે લાજ–શરમમાં રહેનાર પ્રાણીને ઘણી વાત નભાવી લેવી પડે છે અને કેટલીક વાર પોતાના પક્ષવાળાની વાત અયોગ્ય કે અણઘટતી હોય તોપણ

શબ્દાર્થ—આલી = સખી, સાહેલી. લાજ = શરમ. નિગોરી = અપઢ, મૂર્ખ (જેણે ગુરુ પાસે શિક્ષા લીધી નથી તેવી.) ગમારી = અણસમજુ ગામડિયું જાત = જાતિ, વર્ગ સુહિ = મને. આન = આવીને. મનાવત = સમજાવે છે વિવિધ = જુદી જુદી. ભાત = રીત.

તેની સાથે ઊભા રહેવું પડે છે આ બાપડી લાજ સખી છે એ અનુભવ અને ગમાર છે એનામાં લાંબી નજર કે અક્કલ નથી એટલે એ તો ઊલટી આવીને મને મનાવવા માટે જાતજાતના પ્રયત્ન કરે છે એ મને કહે છે કે જુઓ ને! આપણે આ કુમતિ કે વિભાવદશા સાથે ઘણા કાળનો સબંધ રહ્યા એટલે એને કાંઈ ધકેલી મુકાય? એ તો ધીમે ધીમે એના સબંધમાં યોગ્ય રસ્તા થઈ રહેશે. પતિરાજને વઢવાડ વાત કરીને સાચાનો સ્વીકાર કરવાનું અને અહિત કરનારને લાત મારવાનું કહેવાને બદલે એ તો ઊલટી મને મનાવવા પ્રયત્ન કરે છે અને મને કંઈક ટીકી ઘણા કર્યા કરે છે એ બાપડીને ભાન પણ નથી કે કેટલીક વાર તો હમ થઈને કામ કરનાર જ વિજય મેળવે છે, પણ લાજને તો બનેનું સાચવવું છે એટલે એ કાંઈ સાચી વાત કરી શકે નહિ. જ્યાં ઘરબાર જ્યાં મિત્ર હોય ત્યાં લાજ કેવી અને શરમ કેવી! પણ લાજ પોતે એ વાત સમજતી નથી અને ઊલટી મને મનાવે છે અને જાણે મેં કાંઈ ખોટું કામ કર્યું હોય એમ જાણવાનું ઉપરાણું લઈ વાતને જોડવે છે (૨)

अलि पर निर्गुनी कुल्टी कान;
मुनि दुरि मिलन विच दत हान    अब ३

અર્થ—અને પેલી બીજી સખી (મમતા-વિભાવદશા) તો મૂળ વગરની અને જાતની કુલટા હોવાથી પતિના (તમારા) કાન ફૂંકયા કરે છે અને મને અને તમને મળવામાં વચ્ચે વચ્ચે બાધા કર્યા કરે છે હાસ વાસ્યા કરે છે (૩)

વિવેચન—લાજ આવી રીતે ઊલટી મને અનેક ચતે મનાવે છે સમજાવે છે અને પેલી પર-પારકી છે તે મારી વહાલી (અલી) તો મૂળ-પાયા વગરની છે અને વળી વેશ્યાના સ્વભાવવાળી છે અને પતિ મહારાજના કાન ભંભેર્યા કરે છે. પારકી સ્ત્રી તે વિભાવ દશા અથવા મમતા છે એ તો ઘર કે મૂળ વગરની છે. એને કાંઈ પાયો જ નથી, એનું ઘર નથી, એનું ઠામઠેકાણું નથી. એ તો રખડુ હેરાન કરનારી ઠગબાજ વગરની અને સ્વભાવે કુલટા-વેશ્યા જેવી છે. વેશ્યાને જેમ ઘર નહિ, ઠેકાણું નહિ, એક પતિ પર પ્રેમ નહિ, તેમ આ કુમતિ કે વિભાવદશાને ઘેર ઘેર ભટકવું છે અને ઉપર ઉપરનો પ્રેમ બતાવી પતિરાજને બાહ્ય આનંદમાં રાખવા છે એને પતિનું ભવિષ્યમાં શું થાય તેની પરવા નથી. એને પતિની રખડપટ્ટી માટે શરમ નથી. એને પતિની વ્યાકુળતા માટે ચિંતા નથી. પતિ રજસગમા પડ્યા રહે, અવર ઊતરે નહિ અને બાહ્યાચારમાં સર્વસ્વ માને એટલે આનંદ થાય તેવો તેનો સ્વભાવ છે પોતાનો પાયો નથી એ તો એ પતિના પાયાને

---

શબ્દાર્થ— અલિ = સખી, સહેલડી. પર = બીજી, પારકી, વિભાવદશા, મમતા નિગૂણી = મૂળ-પાયા વગરની. કુલ્ટી = છિનાળ, પરપુરુષ સાથે રહેનારી કાન = ભરાવનારી, કાન ફૂંકનારી. મુનિ = એને. દુરિ = વને. મિલન = મળવામાં બિચ = વચ્ચે, માં. દેત = દે છે હાન = હાનિ, બાધા, અડચણ, હાસ.

જામવા કે સ્થિર થવા દેતી નથી. એ પતિરાજના કાન ફૂકયા કરે છે એ પતિને આડુ અવળુ સમજાવી પૌદ્ગલિક સુખમા કે મનોવિકારમા મનાવી ભરમાવ્યા કરે છે એનો બધો ઝોક બાહ્ય વ્યવહાર અને સસારરસિકતા પર છે એની વાતોમા પુદ્ગલાનંદીપણુ અને કષાય–નોકષાયમા કે કામસેવનમા મગ્નતા છે. અને એ રીતે એ મારો અને તમારો મેળ મળવા દેતી નથી.

આપ જરા શુદ્ધ દશામા આવો, જરા અતરાત્મભાવ તરફ પ્રવૃત્તિ કરો, જરા આત્મદશાસ સુખ થવા માંડે, ત્યાં વહાલી મમતા કોઈ ને કોઈ તૂત ઊભુ કરી તમને વિષયકષાયના રગરાગમા રગી દે, તમારા વખાણ કરે, તમારી પાસે રહી પછી તમને સસારમા ભોળાવે અને હજાર પ્રકારના જુદા જુદા ચેનચાળા કરી તમારો અને મારો મેળાપ ન થાય એવી સ્થિતિ ઉપજાવે. એ જાણે છે કે મારો અને તમારો મેળાપ તો શુદ્ધ દશામા શકય છે અને એકવાર આપ મારી પાસે આવ્યા એટલે વિભાવદશા કે મમતાનો વારો આવવાનો નથી, એટલે એ મારો અને તમારો મેળ થવા દેતી નથી. આ રીતે આપ અને મારી વચ્ચે લાંબા વખતથી ભેદ પડી ગયો છે મારા નાથ ! હવે આ ભેદ મટાડી દો અને સાચાને ઓળખો.[1] (૩)

पति मतवारे और रंग;
रमे ममता गणिकाके प्रसंग अव० ४

અર્થ—અને પતિ મહારાજ તો નશામા ચકચૂર થઈ બીજા જ રગમા રગાઈ ગયા છે અને મમતા નામની નાયિકાના પ્રસગમા પડી મોજ માણે છે (આવી મારી દશા છે) (૪)

વિવેચન—વિશેષ ઉદ્ગાર કાઢતા સુમતા પતિની બાજુમાં બેઠેલી ચેતના કહે છે કે આ પતિ મહારાજ તો મતવાલા થઈ ગયેલા છે મતવાલા એટલે નિશામાં ચકચૂર અથવા એકાત મતનો આગ્રહ કરી તે મય થઈ ગયેલા છે મતવાલા કેવા હોય, તો તેની વિગત અકતાળીશમા પદમા આપણે સુને નિરપખ કિણહી ન મૂકી એમ શરૂ કરી અનેક પ્રાસ્તાવિક વાતો કરી દીધી છે,[2] અને એકાત મતના આગ્રહથી શુદ્ધ ચેતનાની કેવી દશા

શબ્દાર્થ— મતવારે = નિશામા ચકચૂર, મત્ત, મદાદિ મદથી ભરેલા ઔર = બીજો, પોતાનો નહિ. રગ = (પર) આસક્તિ. રમે = આનદ માણે, મોજ માણે. પ્રસગ = સહવાસ

૧ મમતા પતિરાજ ભેગા છે તે વખતે એના પોતાની સખી મમતાને કહે છે કે પેલી પાપણી મમતા છે તે તો જાણે કુલટા હોઈ પતિના કાન ભભેરવાવાળી છે અને મને અને તને આપને પતિ મળવા દેતી નથી, અને ઉભયા વચ્ચે ફાંટાઓ ઉત્પન્ન કરે છે આવો અર્થ થાય છે અને તે પ ગભીરવિજય મહિમાએ લખાવ્યો છે આખા ઓરડાઓ ઉતરી આવે છે એટલે તે પણ વિચારવા યોગ્ય છે મને પ્રથમ અર્થ વધારે સુપ્રસ્તિ લાગે છે —વિવેચનકાર

૨. શ્રી આનદઘનપદરત્નાવલી ભાગ ૧ પૃ ૫૪

જડની ઉપાસના છોડી દે, જ્યારે એ પોતાનાને બરાબર ઓળખે અને અંતરાત્મદશામા ઊતરી સાધ્યને સાથે માર્ગે આવી જાય ત્યારે મન વિકસ્વર થાય. એ હવે મારા નાથ પોતાનો જડવાસ મૂકી દે અને 'ચેતનવાસ'મા રહેવા આવે, તો ચિત્ત પણ ફૂલે, અને સુપ્રસન્ન થાય. આવી સ્થિતિ થાય ત્યારે આનંદના સમૂહ સાથે ચેતનનો વસંત થાય, ચેતનરાજ પોતે ફાલેફૂલે, વિકાસ પામે અને વસંતકાળમા જેમ વનરાજિ હિલોળે ચઢે છે તેમ પ્રસન્ન મન સાથે ચેતનરાજનો આનંદસમૂહ થનગની ઊઠે. (૫)

ઉપસંહાર—એટલે મારી તો એક જ પ્રાર્થના છે કે ચેતનરાજ! મારા પતિદેવ! મારા ગુરુરાજ! આપ હવે જાગો, આપની ઊંઘ ઉડાડો અને મારી અને તમારી વચ્ચે જે આંતરો પડી ગયો છે તેનો અંત લાવો. એમા આપને લાજ આડી આવે છે એ તદ્દન ખોટી વાત છે. લાજ તો જાતે મૂકી છે કુલટાઓ સાથે રખડવું, એ આપ જેવા મારા દેવને શોભતું નથી. અત્યારની ઉપાધિનું કારણ પતિદેવનો જડવાસ છે અને એ જડવાસને લઈને આખુ વાતાવરણ ડોળાઈ ગયેલું રહે છે જ્યારે પતિદેવ પોતાની હાલહવાલ સ્થિતિ જડવાસને કારણે થયેલી સમજશે, જ્યારે એમને એ વાસમાથી બહાર નીકળવાનુ મન થશે, ત્યારે ચિત્ત વિકસ્વર થશે, ચેતનરાજ (આત્મા) પોતે આનંદના ઘન બની જશે અને અંતર રાજ્યમા વસંતની થનગનાટી થશે. અત્યારે જે બહારની શોભા, પૌદ્ગલિક આનંદ અને વિલાસમા જીવનસાફલ્ય મનાય છે તેને બદલે અનેરા સાચા દીર્ઘ કાળનો આનંદ થશે અને આત્મપ્રદેશમા અજવાળુ ઝોકાર થઈ જશે. (૬૪)

## પદ પાંસઠમુ[1]

ભૂમિકા—આ આખુ પદ ચેતનાના મુખમા મૂક્યુ છે સુમતિ, સમતા, ચેતના એક જ છે સુમતિની નજરે જોઈએ ત્યારે એના જ્ઞાનગુણને આગળ કરવામાં આવે છે સમતાની નજરે જોઈએ ત્યારે એના ચારિત્રગુણને આગળ ધરવાનો હોય છે અને ચેતના તરીકે એને વિચારવામાં આવે ત્યારે એમા અનંતજ્ઞાન દર્શન-ચારિત્રાદિ અનેક ગુણોનો વિચાર કરવાનો રહે છે આ વાત ધ્યાનમા રાખવી.

આનંદઘનજીએ કુલ સાત સાખીઓ બનાવી છે ૧ ૭ ૮ ૧૨ પદની ઉપર ચાર સાખીઓ પ્રથમ ભાગમા આવી ગઈ આ બીજા વિભાગમાં ૬૫, ૭ ૯ મા પદમાં મળીને ત્રણ સાખી છે સાતે સાખી અતિ ભવ્ય, હૃદયસ્પર્શી અને અનિકાવ્યના નમૂના

[1] ૧ આ પદના વિવેચનને અંગે મને ૫ ગભીરવિજયજીના અપ્રસિદ્ધ ટબાકારનો અર્થ અને મારા એક મિત્રની નોંધ સાંપડી છે તેથી વિવેચન કરવામાં વિસ્તાર જરૂર થતા સભવ છે પણ અનેક દષ્ટિબિંદુઓથી પાવિચારવાનો લાભ મળશે. —વિવેચનકાર

છે. સાખીનો સંબંધ દરેક પ્રસંગે તેની સાથે પદને બરાબર લાગતો હોય છે. આ સાખીનું કાવ્યગ્રંથોમાં ખાસ સ્થાન છે. તે પર ઉપોદ્ઘાતમાં વિવેચન જુઓ. અહીં તેના હૃદયસ્પર્શી પણા પર ખાસ ધ્યાન ખેંચવું પ્રસ્તુત છે.

૫૮

(સાખી)

राश शशि तारा कला, जोसी जोइमे जोस;
रमता सुमता कब मिले, भागै बिरहसोस

અર્થ—(સાખીનો) અહો જોશીરાજ! રાશિ, ચંદ્રબળ, ગ્રહબળ અને લગ્નબળ જોઈને કહે કે રમતારામ ચેતન મહારાજ અને સમતા—સુમતિ ક્યારે મળશે કે જ્યારે આ વિરહનો શોક મટી જાય?

વિવેચન—ચેતના દીર્ઘકાળના વિરહથી થાકી ગઈ છે એ પતિને સમજાવી ઘેર લઈ આવવા અનેક પ્રકારના પ્રયાસ છે. કોઈવાર વિરહની વ્યથાના આલાપ કરે છે. કોઈવાર અનુભવ મિત્રની પાસે કકળાટ કરે છે અને કોઈવાર સખી સમતાની પાસે બહેનપણી તરીકે પોતાનું દુઃખ કાઢવી મન હલકું કરે છે. આજે વળી એ પોતાની દશામાંથી મુક્ત થવા એક નવો કિસ્સો કરે છે. પ્રાણીને જ્યારે બીજી ક્રિયા સૂઝતી ન હોય ત્યારે એ ભવિષ્ય જાણવા માટે જોશી મહારાજનો આશ્રય લે છે. લોકો જોશમાં માને છે એ માન્યતા પર આધાર રાખી ચેતના પોતાનો વિરહકાળમાંથી છુટકારો ક્યારે થશે તે પર સવાલ કરે છે.

બાર રાશિ છે (મેષ, મકર, કુંભ વગેરે); એ બાર રાશિમાંથી સૂર્ય પસાર થાય છે. ચંદ્રનો યોગ અને સ્થાન પણ ભવિષ્ય જાણવા માટે ગણવાના હોય છે. તારા એટલે અહીં ગ્રહો સમજવા. મંગળ, બુધ, બૃહસ્પતિ, શુક્ર, શનિ, સૂર્ય, રાહુ, કેતુ, ચંદ્ર ગ્રહો છે. એ ગ્રહોનાં સ્થાન, અરસપરસનો સંબંધ, એને જોવે પડતા ભૂષણ અને એની કળા એટલે અંશ એની ગણતરી કરીને કુંડળી મુકાય છે. કુંડળીમાં ગતિ, વ્યાપાર, લાભ, મેળાપ વગેરેના સ્થાનો હોય છે. અને ગ્રહની ગતિ, સ્થાનો, યોગો અને રાશિનો હિસાબ કાઢી તે પરથી મેળાપનો સમય મુકરર કરી શકાય છે એવી જ્યોતિષની માન્યતા છે.

ચેતના કહે છે કે અત્યારે તો રમતારામ ચેતનજી અને પતિવ્રતા સમતાનો વિયોગ

---

પાઠાંતર—સાખી રાશ-રાસ. શશિ-સસિ. જોઈને-જોઈને, જોઈન. રમતા સુમતા કબ મિલે ના બદલે આતમ મિતા કબ મિલે, આતમ સમતા કબ મિલે, રમતા સુમતા કબ મિલે. ભાગૈ-જાવે, ભાગે. બિરહસોસ-વિરહો સોસ.

શબ્દાર્થ—સાખી રાશ=બાર રાશિ. શશિ=ચંદ્ર, ચંદ્રમાનું બળ. તારા=ગ્રહબળ. કળા=અંશ. જોશી=જ્યોતિષી, જોઈ જોનાર, ગ્રહના પરથી ભવિષ્ય ભાખનાર. જોશ=જ્યોતિષ (જોઈ). રમતા=પતિ, આત્મા. સુમતા=આત્માની સ્ત્રી, સમતા. કબ=ક્યારે. ભાગ=ભાગે, દૂર જાય, મટે, નાશ પામે. સોસ=અફસોસ, શોક, દિલગીરી.

થઈ રહેલો છે અને એકબીજાને ઓળખતાં પણ નથી, અમના પતિદેવ સતી સમતાને ભૂલી જ ગયા છે અને પરિણામે સમતા તો અત્યારે ભારે શોકમાં ડૂબી ગઈ છે આ વિરહનો તેનો અફસોસ કિયે કહ્યો જાય તેમ નથી, પણ રમતારામ ચેતન મહારાજ તો હજુ જ્યા ત્યા રખડયા જ કરે છે અને ઘરની નૈરીને ઓળખતા પણ નથી. અત્યારે સમતાના ઘરમા નજર કરીએ તો ત્યા ભાણે સ્મશાનની દશા દેખાય છે તો જોશી મહારાજ! તમારુ ટીપણુ કાઢે, આ સમતા અને રમતારામ (ચેતન મહારાજ)નો મિલનકાળ ક્યારે થશે તે બરાબર જોઈ આપો. તે માટે તમે રાશિચક્ર તપાસો. સમતાની કુભ રાશિ છે અને રમતા (ચેતન)ની તુલા રાશિ છે, તો આ બન્નેનો મેળાપ ક્યારે થશે તે તેની કુડળી પરથી જોઈને કહી દો. તે માટે તમે ચદ્રનુ સ્થાન, સૂર્યનો અશ નક્ષત્રનો યોગ અને રાશિસ્થાનો સર્વ તપાસજો.

રમતે ઇતિ રમતા – આત્મા'–આ પ્રમાણે અર્થ ટબાકાર કરે છે 'આત્મારામ એમ એનો તે અર્થ કરે છે અને તે સમુચિત છે આત્માના સહભાવી ધર્મોને 'ગુણ કહેવાય અને ક્રમભાવી ધર્મોને પર્યાય કહેવાય. પર્યાય દર વખત ફર્યા કરે છે અને જે પર્યાયમા હોય, તેમા તે રમણ કરતો કહેવાય છે શુદ્ધ ગુણમા આત્મા હોય ત્યારે પણ પર્યાય પલટન થાય છે અને તે મોક્ષમા હોય ત્યારે પણ તેમ જ બને છે. અને તેવા પર્યાયમા રમણ કરનારને રમતા કહેવામા આવે છે આતમ મિત્તા કબ મિલે —આત્મામિત્ર–ચેતન સખા–ક્યારે મળે એવા પાઠાંતરથી પણ આ અર્થના વાજબીપણાની ખાતરી થાય છે મોક્ષમાં–શુદ્ધ દશામા–પણ પર્યાયરમણતા હોઈ આ અર્થ બરાબર સુઘટિત થાય છે

વિરહઅફસોસ —અભિલાષ સબધી સોચ–અફસોસ, ભાંજે એટલે દૂર થાય. આ સર્વ ચેતનાની મેળાપની આતુરતા, ચેતનની સન્મુખદશા, સામ્યની સમીપવર્તી પરિસ્થિતિ અને મુમુક્ષદશાના માર્ગે પ્રગતિ બતાવે છે આવી આતુરતા કઈ દશામા વર્તતા ચેતનની ચેતનાને થાય એનો ખ્યાલ કરવામાં આવશે તો આ ચિતાની સ્થિતિમા રહેલ ભવ્યતાનો ખ્યાલ થશે.

મને મળેલ આ પાનાની નોટમા લખે છે કે– વ્યવ્યાર્થ એ છે કે જે ચેતનને સમતા ઇચ્છે છે તો પ્રીતિની રીત મુજબ આત્માએ પણ તેનો સબધ ઇચ્છવો જોઈએ અને બન્નેની ઇચ્છા થતાં એકસાથે રહેતાં પણ પરસ્પરને અણઇચ્છતાં જે અસહ્ય દુઃખ બન્ને ભોગવે છે તે દૂર થયા વિના રહેશે નહિ. તેથી આત્મા મને–સમતાને ક્યારે ઇચ્છશે તે રૂપ પ્રશ્ન પર આ પદ રચ્યુ છે આ દષ્ટિબિન્દુ પણ વિચારવા યોગ્ય છે અને લગભગ ઉપર કહેલા ભાવને મળતું છે પણ પેટાગુણામાં જરા તફાવત પડે છે, તે ધ્યાનમાં રાખવા યોગ્ય છે

જોશીની પાસે ચેતના વિરહવ્યથા કેવી થાય છે તેનું વર્ણન કરે છે અતે ચેતના અને સમતા એક જ છે અને એ વિરહ કોણ પૂરો કરશે અને કેવી રીતે કરશે તે છેવટે

નિસાસા નાખવાનું, વહાલા પ્રિયતમને યાદ કરવાનું અને આખી રાત વગર ઊંઘે જ પસાર કરવાનું હોય છે એટલે વહાલી જાવ તો મારાથી દૂર જ ખસી બેઠા છે અને મારું તો દીવાની પેઠે ખરેખર ડોલી રહ્યું છે ઊંઘ ગઈ અને માથામાં ડોલા થયા કરે એટલે કેવી દશા થાય તે કલ્પી શકાય તેવું છે અને તેની સાથે આખું શરીર એક આખના પલકારા જેટલા સમય સુધી પણ સ્થિરતા ધારણ કરતું નથી. આવી મારી વિરહની વ્યથા ચાલુ છે તે પતિરાજ વગર કોણ મટાડે ?

આધ્યાત્મિક દૃષ્ટિએ એક બીજો ભાવ ટબાકાર અને નોટ કરનારે સારી રીતે રજૂ કર્યો છે તે પણ વિચારવા યોગ્ય છે શુદ્ધ ચેતનાને તો નિદ્રા–સ્વપ્નદશા–હોતી નથી; એને તો જાગ્રત અવસ્થા પણ નથી અને ચોથી ઉજાગર દશા હોય છે એ રીતે શુદ્ધ ચેતનાને નિદ્રા ન હોય એ એક વાત થઈ અથવા વ્યવહારમાં વિરહીને ઊંઘ ન હોય તે વાત ઊંઘને અંગે થઈ ટબાકારના ભાવમાં વાંચી મને એમ જણાય છે કે શુદ્ધ ચેતનાની ઉજાગર દશા હાલ દબાઈ ગઈ છે એનું વર્ણન અત્ર ન સંભવે. એ દશા તો ઇચ્છવા યોગ્ય છે અને અહીં તો સબંધ પરથી ઊંઘ ન આવે ત્યારે થતા ધનપછાડાનું વર્ણન હોય એટલે ટબાકારના અર્થનો ઘાટ વિચારવા લાયક હોવા છતાં બંધ બેસતો થતો નથી.

દીવાની માફક માથું ડોલે ત્યાં આધ્યાત્મિક ભાવ 'અનુભવ'ને અંગે જણાય છે અનુભવની જ્યોતરૂપ દીવો છે તે મારું–શુદ્ધ ચેતનાનું–દુઃખ દેખીને ડોલે છે એ પતિની વિભાવદશા જોઈ એ અધમ સ્થિતિ માટે પોતાનું માથું ડોલાવ્યા કરે છે એને એ વાત ગમતી નથી, એ પોતાના મસ્તકના ડોલવાથી જણાવ્યા કરે છે અથવા દીપક અસ્થિરતાની નિશાની હોઈ તેની પેઠે ચેતનાનું માથું ભમ્યા કરે છે એમ અર્થ લેવામાં આવે તોપણ આધ્યાત્મિક ભાવ બરાબર આવે છે.

વ્યવહારમાં વર્તતા ચેતનમાં સ્થિરતાગુણ હોતો નથી, એની અસ્થિરતા ઉઘાડી દેખાય છે. સિદ્ધદશામાં ચારિત્ર સ્થિરતારૂપ હોય છે પણ સંસારમાં એ ગુણ ધીમો ધીમો ખીલતો જાય છે પણ જ્યારે ચેતનજી વિભાવદશામાં હોય છે ત્યારે તો એનામાં એક ક્ષણ વાર પણ સ્થિરતા હોતી નથી અને એની એ અસ્થિરતા અનુભવ જુએ છે અને તેની નોંધ લે છે પર્યાય–પરાવર્તન પ્રત્યેક સમયે થયા કરે છે અને અસ્થિરતા એ પરાવર્તન–ભાવમાં દેખાઈ આવે છે આવી રીતે શરીરની અને મગજની અસ્થિરતા ચેતનની દેખાઈ આવે છે અને ચેતન અને ચેતનાને અભેદ હોઈ એની જે દશા થાય તે અનુભવ દ્વારા ચેતના જાણી લઈ પોતાની દશા તરીકે વર્ણવે છે વિરહી સ્ત્રીની પણ આવી જ દશા હોય છે અને ચેતનના આવું વિભાવને કારણે ચેતનાની એવી જ દશા થઈ છે; એને ઊંઘ નથી, એનું માથું ભમે છે અને એનું શરીર ધ્રૂજે છે ચેતન અને ચેતનાના યોગાભીભાવ વિચારતાં આ વિચારણાનો આધ્યાત્મિક ભાવ સમજાઈ જાય તેવો છે (૧)

ससि सरिन तारा जगी रे, बिनगी दामिनी तेग;
रयणी दयण मते दगो प्यारे, मयण सयण विनु वेग    पीया० २

અર્થ—ચંદ્ર (તારાનો પતિ) તારાઓની નજીક જઈને ઝળકે છે અને ખડ્ગની ધાર જેવી વીજળી ચમકે છે (અને વિરહ વ્યથાને વધારે છે) અને રાત મને છળ કીધા કરે છે અને મારા સ્વજન (પતિ) વગર કામદેવનો દોર વધે છે (૨)

વિવેચન—વિરહી સ્ત્રીની રાત્રીઓ કેવી જાય છે કુદરત તેની સાથે કેવી રીતે વર્તે છે અને તે વાતમાં આનુષંગિક બાબતો કેવો ભાગ ભજવે છે તે પ્રથમ બાહ્ય વિરહી વ્યવહારુ પત્નીની નજરે વિચારી જઈએ. પં. ગંભીરવિજયજીના અર્થ પ્રમાણે તારાના પતિ ચંદ્રને તારાઓ (તેની સ્ત્રીઓ) સાથે રમતો દેખીને મારો વિરહ વધારે ઉલ્લસે છે. સરીણ એટલે સમીપ જઈને અને જગી એટલે રમે છે. અને વીજળી ખડ્ગની ધાર જેવી ચમકે છે અને એ પણ વિરહજોર જગાડે છે કે સખિ! તું મને હજો છુપિ નહિ. (મને નહિ પણ મન પાક લેઈએ એવો તેમનો અભિપ્રાય છે) કામદેવ પતિ વગર પોતાનો વેગ વધારી મૂકે છે આ પ્રમાણે તેઓ બીજો સહજ અર્થ કરે છે. આ અર્થ વિચારવા યોગ્ય છે આમાં ચંદ્રમાને તારા નામની તેની સ્ત્રીઓ સાથે રમતો બતાવી તેનાથી અને વીજળીથી વિરહવ્યથા વધે છે એ વાત રજૂ કર્યો છે

ટબાકાર જુદી રીતે વિરહવ્યથા વર્ણવે છે તેનો કરેલો અર્થ સાદી ભાષા કરી અત્ર નોંધી લઉં છું તેઓ એટલે વરસાળ ઉત્પાવળી થઈને રાત્રી (રયણી) મને પ્રોષિતપતિકા (જેનો ધણી પરદેશ ગયો હોય તેવી નાયિકા—સ્ત્રી)-એકલી જાણીને હણી દેવા તૈયાર થઈ છે. એ રાત્રીનું વર્ણન કરતાં કહે છે કે ચંદ્રમા પોતે છુપાઈ રહ્યો અર્થાત્ કાળી અમાવાસ્યાના અંધકારરૂપ રણભૂમિકા છે અને જગી દામની—અગ્નિ-ઝળઝળાટ કરતી વીજળી-તેમ જ જગી તારા-ઝળઝળાટ કરતા તારા—એ બિનગી તેગ છે એટલે વગર મ્યાન કરેલ તરવારો હોઈ તેનાથી મને હણે દે છે. હું અશુદ્ધ ચેતના હોઉં તો તો કામદેવ મને શું નું શું કરી નાખે, પણ હું તો શુદ્ધ ચેતના રહી તેથી કામદેવ, મારો સ્વજન ઘેર ન હોવાને કારણે, મને હણી દેવા વાંછે છે રાત્રી, તારા, દામિની એ સર્વ મળી કામોદ્દીપન દ્વારા મને હણી દેવા વાંછે છે. આ ટબાકારનો અર્થ પણ વિચારવા યોગ્ય છે આપણે તે વિચારી જઈએ.

વિરહવ્યથા, અંધારી રાત, વચ્ચે વીજળીના ચમકારા અને એકાંતવાસ સાથે રૂપનો અભાવ, એ સર્વ એવા પ્રસંગો છે કે મનુષ્યના મગજનો માનસિક અભ્યાસી તે વખતે

---

પાઠાંતર—સરીણ-સરણ બિનગી-બાનગી દયણ-દયન વિનુ-વિણુ, વિનુ.

શબ્દાર્થ—સસિ = ચંદ્ર સરિણ = સમીપ જઈને, પાસે જઈને, સરી જઈને. તારા = બીજા ગ્રહો (સાથે) જગી = રમે છે જાગી છે બિનગી = જાગી છે (ઉઘાડી), વગર મ્યાન કરેલી (વિશેષણ) દામિની = વીજળી તેગ = ખડ્ગ, તરવાર રયણી = રાત મતે = મને દયણ = દે છે દગો = છળ મયણ = મદન, કામદેવ સયણ = સ્વજન, પતિ વિનુ = વગર. વેગ = જોર.

કામદેવની અસર કેવી થાય તે બરાબર સમજી શકે ચંદ્રમા પણ કામોદ્દીપન કરનાર છે, પણ વિરહી સ્ત્રીને અંધકાર (ચંદ્રમાની ગેરહાજરી) તેથી પણ વધારે મૂંઝવણ કરનાર છે એમાં વળી વચ્ચે વીજળી થયા કરતી હોય, તારા પોતાનો પ્રકાશ નાખી રહ્યા હોય, એ સર્વ વગર તરવારે મહાવ્યથા કરે છે

નોંધ કરનાર મિત્ર આ ગાથા પર ભાવ જણાવતાં લખે છે જેમાં ચંદ્ર છુપાઈ ગયો છે અને તારા અને વીજળીના ઝબકારવાળી, વગર ગ્રહણ કરેલી તરવાર વડે મને-અંધકારરૂપ સ્વજન વિનાનીને-રાત્રિ જલદીથી ઘા દેવા ઇચ્છે છે (સમતા અથવા શુદ્ધ ચેતનાનો આત્મા સાથે વિયોગ છે એટલે આ શુદ્ધ ચેતના પ્રોષિતપતિકા થઈ, તેને રાત્રી છળવા આવે છે એ ભાવ અત્ર બતાવ્યો છે અંધારી રાત વગેરે કામોદ્દીપન કરનારા છે અને એકલી સ્ત્રી હોય તો આવા કારણોથી ભ્રષ્ટ થાય; પણ સમતા તો તેમ છતાં દુઃખ ભોગવે છે માટે તેનો તેના પતિ સાથે ક્યારે મેળાપ થશે તે કહે એથી ! એવા એઈને કહે આ પદ દરેક ગાથા સાથે અધ્યાહારથી લેવાનું છે )

રાત્રીને ઘા ન દેવાની પ્રાર્થના કરવી કે રાત્રી ઘા દે છે એવી ફરિયાદ કરવી, એ બન્નેનો ભાવ એક જ આવે છે એટલે જુદા જુદાં દૃષ્ટિબિન્દુઓથી કરેલા અર્થમાં એકતા જળવાઈ રહી છે. વિરહીની દશાનું વર્ણન માનસિક દૃષ્ટિએ ભવ્ય અને વિચારણીય હોઈ કવિની કવિતાને નૈસર્ગિક રૂપ આપે છે (૨)

શુદ્ધ ચેતના હજુ પણ વિરહદશાને વધારે વર્ણવે છે :—

> तनपिंजर झूर पर्यो रे, ऊडी न सके जीउ हंस;
> बिरहानल ज्वाला जली प्यारे, पंख मूल निरवंस पीया० ३

અર્થ—જીવ(ચેતન)રૂપ હંસ શરીરરૂપ પાંજરામાં પડ્યો પડ્યો ખેદ પામે છે કકળાટ કરી ક્ષીણ થાય છે અને વિરહ-અગ્નિની જ્વાળાઓ તો ભારે બળી રહી છે, તેથી (એની) ઊડવાની પાંખો તો મૂળમાંથી સમૂળગી નાશ પામી ગઈ છે (૩)

વિવેચન—આ ગાથામાં કલ્પના ભવ્ય છે એમાં શુદ્ધ ચેતના જીવથી જાણે જુદી હોય તેવો ભાવ બતાવ્યો છે અને તે તો ચેતન-ચેતનાની એકતા છે પણ આપણે ચેતના અને ચેતનને જુદાં કલ્પી આગળ ચાલીએ એ વાત ધ્યાનમાં રહે. ચેતનાનો જીવ અત્યારે તો શરીરરૂપ પાંજરામાં પડ્યો પડ્યો ઝૂર્યા કરે છે, આખી દુનિયામાં ઊડીને જવાની તેની શક્તિ હતી તે અત્યારે દબાઈ ગઈ છે અને વિરહરૂપ અગ્નિની જ્વાળાઓ એવી આકરી સળગી નીકળી છે કે એણે એની ઊડવાની પાંખોને નિર્વંશ કરી દીધી છે

પાઠાંતર—પિંજર-પ ંજર. ઝૂરે-ઝૂરે. જીઉ-જીવ.

શબ્દાર્થ—તનપિંજર=શરીરરૂપ પાંજરું (તેમાં). ઝૂરે=ખેદ પામે છે કલ્પાંત કરી ક્ષીણ થાય છે પર્યો=પડેલો. ઊડી=જેથી ઊડવું. જીઉ=જીવ. બિરહાનલ=વિરહરૂપ અગ્નિ. જ્વાલા=જ્વાળા. જલી=બળી. પંખ=પાંખ. મૂલ=મૂળમાંથી. નિરવંસ=સમૂળગો નાશ થવો તે.

અથવા ચેતનરાજ (જીવ—હંસ) પોતે સ્થૂળ પાંજરામાં પડી ગયા હોઈ એની ઊડવાની શક્તિ નાશ પામી ગઈ છે અને એ તો તનપિંજરમાં પડ્યા પડ્યા ઝૂર્યા કરે છે અને વિરહની જ્વાળા તો એવી આકરી બળે છે કે એણે પાંખોને મૂળમાંથી નકામી કરી દીધી છે. અહીં ચેતન અને ચેતનાનો અભેદ લઈએ તોપણ અર્થ બેસતો આવે છે અને ચેતનાને જુદી વ્યક્તિ ગણી એની શક્તિ ઘટી ગઈ છે એમ અર્થ કરીએ તોપણ ભાવ બેસે છે. વાત એટલી એક છે કે ચેતનરાજ અત્યારે સ્થૂળ વસ્તુઓમાં ફસી રહ્યા છે અને એ કારણે ચેતના દબાઈ ગઈ છે.

ટબાકાર આ ભાવ બહુ સારી પણ અસરકારક રીતે લાવે છે. એમણે ઊડવાની શક્તિનો અર્થ ગુણસ્થાનકઆરોહ કર્યો છે. એમનો ભાવાર્થ આ પ્રમાણે છે: મારું ચેતનરૂપ શરીર પાંજરામાં પડ્યું પડ્યું અત્યંત ઝૂરે એટલે શુદ્ધાત્માના મેળાપને વાંછે અને એવો મેળાપ ન મળતો હોવાથી અત્યંત આરતિ (પીડા) કરે. આવી સ્થિતિમાં વિરહને કારણે ગુણસ્થાનના આરોહણરૂપ મારું ઉડ્ડયન સામર્થ્યવાન ન થાય, ગુણસ્થાનઆરોહણ ન કરી શકે એટલે તેનામાં ઊડવાનું સામર્થ્ય ન રહ્યું—જેમ ભારીપૂંછો હંસ ઊડી ન શકે તેમ. એટલે ગુણસ્થાનનું આરોહણ મૂળથી મટી ગયું. આ રૂપ વિરહઅગ્નિની ઝાળ, જે અનંતાનુબંધીની ચોકડીના ઉદયવંત છે તે; આત્માનું પોતાની આંખોથી જોવું તેથી; ગુણસ્થાનકઆરોહ રૂપ પાંખ તેનું મૂળ એટલે પ્રથમ ગુણસ્થાનકથી જ (બીજેથી નહિ) એટલે મૂળથી જ નિવંશ થયું છે—આત્મારામથી રહિત થયું છે.

બની શકે તેટલી સારી ભાષા કરી ઉપરનો ટબાકારનો ભાવ બતાવ્યો છે. તેમાં ચમત્કાર છે. ભાવ સમજવાનો પ્રામાણિક પ્રયત્ન છે. એમણે ઉડ્ડયનને ગુણસ્થાન—આરોહણ ગણ્યું છે તે ખાસ સમજવા યોગ્ય છે. આ પાંખોના મૂળ જ છેદાઈ ગયાં છે એટલે આખી પ્રગતિ અટકી ગઈ છે. આ ભાવમાં પાંખ બળી જતી નથી, પણ એને ભારે આકરી બનાવી દે છે. આ ભાવ વિચારવા યોગ્ય છે. એક રીતે હંસ પાંજરામાં પડે તેથી તેની પાંખો નકામી બની જાય છે, પણ નાશ પામી જતી નથી. એટલે 'નિવંશ'નો અર્થ 'નકામી' એવો કરીએ તો લગભગ ભાવ બેસતો આવી જાય છે.

તનપિંજર એટલે સ્થૂળ ભાવમાં રમણતા સમજવી. એને ધનનો વિચાર, સ્ત્રીનો વિચાર, છોકરાઓનો વિચાર, પોતાની શારીરિક તંદુરસ્તી જાળવવાનો વિચાર—આ સર્વ તનપિંજરદશા છે, સ્થૂળ વર્તના છે. ચેતનને પોતાને પોતે કોણ છે તેનો કદી સ્પષ્ટ ખ્યાલ આવવા ન દેનાર મર્યાદિત—આવરિત અજ્ઞાનદશા છે અને શુદ્ધ આત્માની નજરે કેદખાનાની સ્થિતિને રજૂ કરનાર તુચ્છ વર્તના છે.

આપણા મિત્ર નોંધકારે વળી નવો જ ભાવ સૂચવ્યો છે. તેઓ નોંધે છે: સમતા કહે છે કે હું ચેતનના મેળાપ વગર દુઃખી થઈ છું, જીવ પણ જઈ શકતો નથી, કારણ કે એને હજુ ચેતનના મેળાપની આશા છે. આત્મા ઊડી શકતો નથી, કારણ પતિ મળવાની

આશામા તેની પાંખોના મૂળ ભેદાઈ ગયા છે અથવા, વધારે સારી રીતે કહીએ તો, વિરહા નલમા તેની પાંખો બળી ગઈ છે આ નોધમાં કરેલ ભાવ ઠીક છે અને તે વિચારવા યોગ્ય હોઈ અત્ર રજૂ કર્યો છે

ઊડવાની હકીકતમા મને જ્ઞાનગુણને આગળ કરવો ઠીક લાગે છે જ્ઞાની જ્ઞાનથી ગમે તે સ્થાને જઈ શકે છે ભૂત-ભાવીના ભાવોને જાણે છે પણ એનો તે ગુણ અવરાઈ જાય ત્યારે એની ઊડવાની શક્તિ હીન થઈ જાય છે પોપટને પાંજરામા રાખ્યો હોય તો તેની ઊડવાની શક્તિ તો રહે છે પણ એની પાંખ એવી ભારે થઈ જાય છે કે એને છૂટો કરવામાં આવે ત્યારે પણ એ થોડો વખત ઊડી શકતો નથી. આત્માનો જ્ઞાનગુણ પાંજરે પડ્યો છે અને એ નિર્વંશ થવાથી એ પરિવારહીન (sterile) થઈ ગયો છે જ્યારે આગ બરાબર લાગે ત્યારે એ ઝાડને મૂળમાથી બાળી નાખે છે અથવા મૂળને પરિવાર વગરનું-ન ફાલેફૂલે તેવું-બનાવી દે છે ચેતન અને ચેતનાના વિરહનું આવું પરિણામ આવ્યુ છે એક તો ઉડ્ડયન ગયુ અને બીજુ પાંખો તદ્દન નકામી થઈ ગઈ (૩)

ऊसासासें वघाउको रे, वाद वदे निशि रांड;
न मम ऊसासा मनी प्यारे, हटके न रयणी मांड पीया० ४

અર્થ—નિસાસાની ગતિથી પણ આગળ વધી જવાની ઇચ્છાવાળી રાંડ રાત તો હોડ કરીને સામે બેસી ગઈ છે અને નિસાસાને મનાવીએ તોપણ એ લગાર માત્ર પણ રોકાતી નથી, વધતી જ જાય છે (૪)

વિવેચન— આ ગાથાનો ગીષ્ટ અર્થ પન્યાસજી મહારાજના કહેવા પ્રમાણે, અત્યારે વિરહકાળના જે નિસાસા આવે છે તેની સાથે રાત્રી વાદે ચઢી છે રાત કહે છે કે હું મોટી અને નિસાસા કહે છે કે મારી પોતાની સખ્યા મોટી. નિસાસા ગમે તેટલી મોટી સખ્યામા આવે, પણ એનાથી એ રાત વધારે મોટી થાય છે એટલે નિસાસા ઉપર નિસાસા આવે, પણ રાત વાદે ચઢી છે તે છૂટતી જ નથી. કહેવાની વાત એ કે વિરહને પરિણામે રાત પૂરી થતી નથી. મને આ નિસાસા ગમતા નથી, અને મારો એના તરફ જરાયે પક્ષપાત નથી, પણ ગમે તેટલું કહીએ તોપણ આ શઠ રાત તો એને જરા પણ રોકતી નથી, ઊલટી એને વધારનારી થાય છે રાત્રી એ અત્ર વિભાવદશા સમજવી. વિરહી સ્ત્રીની રાત્રીઓનું આમા આબેહૂબ વર્ણન છે અને અવ્યવસ્થિત દશામાં નિસાસાઓ રાતને કેટલી લાંબી કરે છે તે તો વિરહદશા અનુભવનાર જાણે તેવી વાતો.

પાઠાંતર—ઊસાસાસેં-ઊસાસે વધાઉકો-વધાઉકા. રાંડ-રાડ. ન મને-ન મન્ન મેં. હટકે-હટે

શબ્દાર્થ— ઊસાસાસે = શ્વાસોશ્વાસથી, નિસાસાથી. વધાઉકો = વધવાની ઇચ્છાવાળી, તેનાથી આગળ ધસવાવાળી. વાદ = હોડ, હરીફાઈ નિશિ = રાત. ન મને = ન ગમે, ન ખૂટે. ઊસાસા મની = નિસાસાએ મનાવી (તોપણ) હટકે = રોકાય, અટકે. રયણી = રાત. માંડ = જરા પણ.

ટબાકાર આ ગાથાનો અર્થ તદ્દન જુદો કરે છે તે બરાબર જણાતો નથી, પણ નોંધી લેવો જરૂરી છે. તે આ પ્રમાણે ભાવ બેસે છે : શ્વાસોશ્વાસરૂપ વટાઉઓ એટલે મોટો મુસાફર એક સ્થાને ક્ષણમાત્ર ન રહે. મુસાફરમાં પણ મોટો મુસાફર એક રાત્રે અહીં તો બીજી રાત્રે ક્યાં હોય. શ્વાસોશ્વાસરૂપ મુસાફર રાત્રિ સાથે વાત કરે, તેને કહે કે આત્માને એક રાત તો અત્યારની ગતિમાં રહેવા દે. પણ આત્મા સોપક્રમી આઉખાવાળો છે અને ઉવક્કમ વિગમ સાત¹ એટલે સાત કારણે આયુષ્ય તૂટી જાય છે એ સાતમાંના કોઈ પણ પ્રકારે આયુસ્થિતિ તૂટવાવાળી છે એને અમે શુદ્ધ ચેતના વિચારે છે કે અંત અવસ્થાએ શુભ પરિણામીપણું થાય તો પોતાનો આત્મા સાથે મેળાપ થાય પરંતુ દુઃખની વાત એ છે કે આત્માની અશુભ ગતિ તો અગાઉ બંધાઈ ગઈ છે કારણ, ભવસ્થિતિના પાછલા ત્રીજા ભાગમાં પ્રાયે આયુષ્યબંધ પડે છે; એટલે એણે જેવું આયુષ્ય બાંધી લીધું હશે તેને અનુસરતી તેની બુદ્ધિ થશે. યથા મતિ તથા ગતિ એટલે જેવી ગતિ થવાની હોય છે તેવી અંત સમયે મતિ થાય છે એટલે અશુભ પરિણામી આત્માથી શુદ્ધ ચેતનાના મેળાપનો તો તે અવસરે પણ અસંભવ જ રહે છે. અને સાત પ્રકારના ઉપક્રમમાંથી કોઈ પણ પ્રકારે આયુષ્ય સ્થિતિ તૂટી જાય છે. આ કારણે ઉસાસા મની એટલે શ્વાસોશ્વાસે મનાવી કોઈ રાત ન માને અને એ પ્રમાણે ન મનાવી શકાતી રાતના મનામણાં થતાં નથી. આવા પ્રકારની રાતને શ્વાસોશ્વાસ માંડ માંડ—કાલાવાલીપણે કરીને—રાત્રી તરફ ઢળતો નથી, એટલે એ રાત્રે એ ગતિમાં આત્માને રહેવા દેતો નથી. આ પ્રમાણે અર્થ ટબાકાર કરે છે.

નોંધ કરનાર મિત્ર લખે છે : શ્વાસોશ્વાસરૂપ વેગગામી પતિ ગતિરૂપ સ્ત્રી સાથે વાત કરે છે કે તું કંઈ ચોક્કસપણે વસ્ત પણ તે કશું માનતી નથી અને આત્માને ક્યાંય પણ કરીઠામ કરવા નહિ દેતા આગળ ને આગળ લઈ જાય છે. શ્વાસોશ્વાસ ઘણા વેગથી આવ્યા જાય છે તે ગતિરૂપ રાત્રી સાથે વાત કરે છે કે તું આત્માને ચોક્કસ વખત સુધી એક ગતિમાં રહેવા દે પણ ગતિરૂપ રાત માનતી નથી અને આયુષ્યરૂપ ચોક્કસ વખતમાં પણ કાપકૂપ કરીને તેને સોપક્રમી બનાવી દે છે તેથી ઘણે આઉખે વચમાં અનેક પ્રકારની તૂટો પડવાથી આત્મા અનિયમિતપણે ભટકતો ફરે છે અને ગતિરૂપ રાત્રી શ્વાસોશ્વાસથી પણ આગળ દોડતી જઈ ત્યારે પાછી પડતી નથી. આયુષ્યમાં અનેક ઉપક્રમ પડતા તેને અરસપરસ રહેવું સુખ નથી.

---

૧ આયુષ્ય સોપક્રમી અને નિરુપક્રમી એમ બે પ્રકારનું હોય છે. આઘાત—ઉપઘાત લાગતાં તૂટી જાય તેવા આયુષ્યને સોપક્રમી કહેવાય છે. નિકાચિત આયુષ્ય જેને કોઈ ઉપઘાત લાગે તો પણ તૂટતું જ નથી. એ તો અવશ્ય આખું ભોગવવાનું જ હોય છે. તીર્થંકર, ચક્રવર્તી, વાસુદેવ આદિના આયુષ્ય અવશ્ય નિકાચિત હોય છે. સોપક્રમ એ આયુષ્યને તૂટવાના પ્રસંગો છે. તે સાત પ્રકારના હોઈ નીચે પ્રમાણે છે —

(૧) અધ્યવસાય (રાગ, સ્નેહ અને ભય) (૨) નિમિત્ત—(દંડ, શસ્ત્ર આદિ) (૩) આહાર (૪) વેદના (આંખ આદિની ભારે પીડા) (૫) પરાઘાત (ખાડામાં પડવું વગેરે કારણે થતા આઘાતથી); (૬) સ્પર્શ (સાપ, વીંછી વગેરેના કરડવાથી); (૭) શ્વાસોચ્છ્વાસનો નિરોધ. [સ્થાનાંગ ૫૬૧]

આ પ્રમાણે જુદા જુદા દષ્ટિબિન્દુથી આ ચોથી ગાથાનો અર્થ સમજવા પ્રયત્ન કર્યો છે

અને આ ગાથા ઘણા ગૂઢ ભાવથી ભરેલી જણાય છે કોઈ કોઈ સ્થાને આયુષ્યનું માન શ્વાસોશ્વાસથી ગણાય છે જ્યારે કોઈ કેસ આશા વગરનો થઈ જાય ત્યારે લોકવાયકા બોલે છે કે હવે તો એ પોતાના શ્વાસોશ્વાસ પૂરા કરે છે કરોડ બે કરોડ, જેટલા શ્વાસોશ્વાસ પૂરા કરવા લખાવી લાવેલ હોય તેટલા ભોગવવા પડે છે રાત્રી-નિશા એ ગતિ હોય તે વાત પણ સમુચિત લાગે છે પણ ગતિ-આગતિનો લાંબી નજરે અભ્યાસ કરના પ્રાણી એક સ્થાને લાંબો વખત ટકી શકતો જ નથી; હજુ જરા ઠેકાણે પડે ત્યા શ્વાસોશ્વાસ પૂરા થઈ જાય છે એટલે ચેતના અને ચેતનની એકતા થવાનો વખત જ આવતો નથી. ચાર ગતિરૂપ સંસારમા ભટકવું, એક ખાડામાથી બીજામા પડવું અને ચક્રભ્રમણ કર્યા કરવું એ જાણે અત્યારે તો ચેતનાનો સ્વભાવ થઈ પડ્યો છે રાત્રિ એટલે વિભાવદશા પણ બની શકાય. એ ચેતનને સ્થિરતા પ્રાપ્ત થવા દેતી નથી, એનું કામ રસ્તે આવવા દેતી નથી અને ચેતનાનો અને તેનો મેળાપ થવા યોગ્ય કોઈ રસ્તો આવે ત્યા તો ગમે તેવું બહાનું કાઢી એને બીજે ઠેકાણે મૂકી દે છે. એ રાંક શત્રીનો દોર ભારે આકરો અને એમદાર છે. આ રીતે આ ગાથા બેસે છે અર્થ સમજવાના આ પ્રયત્નો છે અત્યંત યોગગમ્ય ભાવના વાળી ગાથા છે વધારે પ્રકાશ માગે છે ખાસ વિચારણીય છે. (૪)

इह विधि छे जे घरधणी रे, उससुं रहे उदास।
हर विधि आइ पूरी करे प्यारे, 'आनंदघन' प्रभु आस पीया० ५

અર્થ—જેનો ઘરનો ધણી-પતિ મહારાજ-આવા પ્રકારનો છે તેનાથી તો (સમતા) ગમગીન રહે છે ઉદાસ રહે છે (હવે) આનંદઘન પ્રભુ પોતે પધારીને તેની આશાને હરેક પ્રકારે પૂરી કરે (ત્યારે એની આશા પૂરી થાય તેમ છે એને આધાર આનંદઘન પ્રભુનો છે ) (૫)

વિવેચન—ચેતના છેવટે બોલે છે કે જેનો ઘરધણી આવા પ્રકારનો છે તેના તરફ સમતા ઉદાસ રહે છે; ઘરધણી અત્યારે ઘરને જ ભૂલી ગયા છે એ પરભાવમા એટલા આસક્ત થઈ ગયા છે કે મારી આવી સ્થિતિ થઈ ગઈ છે એ વાતની પણ એને દરકાર નથી.

ટબાકાર લખે છે કે એ રીતનો ઘરધણી છે પર-અશુદ્ધ સ્વભાવ રૂપ ઘર-નો ધણી સ્વામી તે આત્મારામથી ઉદાસ રહે આ ભાવ પણ ઠીક છે

કુમતિના તાબામાં પડેલા જીવથી સમતા બહુ ઉદાસ રહે છે તે અશુદ્ધ ભાવવાળા આત્માનો અને સમતાનો મેળાપ થતો નથી આવો ભાવ મિત્ર નોંધ કરનાર લાવે છે તે

---

પાઠાંતર— ઇહ વિધિ છે ? ઘરધણી ના ભાને ઇહ વિધિ છે ? ધણિ રે. હરે-હરે ન વિધિ-વિધ.

શબ્દાર્થ— ઇહ વિધિ = આવા પ્રકારના. ઘરધણી = પતિ. ઉસસુ = તેનાથી. ઉદાસ = ગમગીન, ખિન્ન. હરવિધિ = હરેક-દરેક પ્રકારે. આઈ = આવી.

પણ સમુચિત જણાય છે. વાત એ છે કે ચેતનની અત્યારની સ્થિતિએ ઘરનું આખું વાતાવરણ બગાડી નાખ્યું છે

આ તો હું પૂરું છું અને પતિ પોતે બેદરકાર રહે છે એનો મેળ કઈ રીતે થાય ? હવે તો આનંદના સમૂહ પ્રભુ કોઈ પ્રકારે જાતે આવીને આશા પૂરી કરે ત્યારે સારું કામ થાય તેમ છે.

ટબાકાર જરા જુદી રીતે એ જ ભાવ લાવે છે એના અર્થ પ્રમાણે આનંદનો ઘન-સ્વરૂપ-પ્રાપ્તિરૂપ પરમાનંદનો સમૂહ-એવો પ્રભુ-સામર્થ્યવાન આત્મા. હરવિધ-નાના પ્રકારના-ગુણસ્થાન-આરોહણરૂપ આશા શુદ્ધ ચેતનાને સ્વભાવરૂપ ઘરે આય એટલે આવીને પૂરી કરે-આશા સંપૂર્ણ કરે. આનંદઘન પ્રભુ જે શુદ્ધ સ્વભાવવાળો આત્મા, તે કોઈક પ્રકારે સમતાને આવીને મળીને તેની આશા પૂરી કરે છે આવો ભાવ ટબાકાર અને મિત્ર નોંધકાર લાવે છે નોંધમાં લખે છે પણ જ્યારે આત્મા ગુણસ્થાનમાં આરોહણ કરે છે ત્યારે તેનામાં સમતા આવે છે અને ત્યારે જ તે સમતાના સબંધથી આનંદના સમૂહને પ્રાપ્ત કરે છે. પર વસ્તુમાં રમણ કરવાની ટેવ હોય ત્યાં સુધી સમતા આવતી નથી. અને ચેતન રાજ પોતે જ આનંદસ્વરૂપ છે સત્તાગતે તે આનંદઘન છે સમતા તેણે જ પ્રાપ્ત કરવાની છે અને ચેતના પણ તેની પોતાની જ છે જે આદર્શ સ્થિતિ ઉપજાવવાની છે તે ક્યારે પ્રાપ્ત થશે તેની આ વર્ણના છે એની સ્થિતિ પ્રાપ્ત ન થાય ત્યાં સુધી સાચા સ્નેહીનો તો વિયોગ જ રહેવાનો છે અને એ વિયોગકાળમાં તો ચેતનના જીવન અટકી જ જાય છે અને ચેતનાના નિસાસા વધારે ઊંડા અને આકરા થતા જાય છે આ સ્થિતિનો અંત લાવવાની ઇચ્છા પતિપ્રાણા ચેતનાની જરૂર હોય તેમાં નવાઈ નથી. એકવાર સમતા અને ચેતન મળ્યાં એટલે શુદ્ધ ચેતનાની વિરહદશા હમેશને માટે ભાંગી જવાની એ વાત પણ સુયોગ્ય છે એટલા માટે એ વર્ણનામાં એ જોશીને પૂછે છે કે ભાઈ જોશીડા ! તારાં જોશ જોઈને કહે કે આત્મારામ અને સમતાનો મેળ ક્યારે મળશે ? અને આનંદઘન પ્રભુ-મારા નાથ-પોતે જાતે પધારીને અમારી આશા ક્યારે પૂરી કરશે ? (૫)

ઉપસંહાર—આ ભાવવાહી પદમાં ઊંડો યોગાભ્યાસ છે અંતરની તાલાવેલી છે ચેતનાના વિકાસમાં પ્રધાન આશા છે અને માર્ગગમનની શુદ્ધ ક્રિયાનું દર્શન છે. અત્યંત વિશુદ્ધ આત્મમંથનનું આ પરિણામ છે અને છતાં ભારે ઉદાસીનતાના દર્શન સાથે આશાનો મોટો આશય છે. ઉદાસીનતા અંતે આશામાં પરિણમે છે ધ્યાતા, ધ્યેય અને ધ્યાનની એકતા થાય, એનો અંતરભાવ સમજાય, એની અંદર રહેલા આત્મજ્ઞાનનો અનાહતનાદ સંભળાય, પ્રભુ આનંદઘન પોતે પધારીને સર્વ આશા પૂરી કરે, અને તેમ થાય એટલે નિસાસા અને ઉદાસીનતાનો સદાને માટે છેડો આવે. બહારની કોઈ ક્રિયા, બહારના કોઈ સ્નેહી સાધ્યપ્રાપ્તિ કરી આપે તેમ નથી. આનંદઘન પ્રભુ અંદર જ બેઠા છે, એને સુયોગ્ય સાધન માર્ગે એ કે એ અંદરથી જ જાગે તેમ છે જાગ્યા એટલે પરભાવ અટક્યો, રજ ખરી દૂર થઈ અને ચેતનાની વિરહદશા પૂરી થઈ

આ સ્થિતિ નીપજાવવાનો મંત્ર ભાવ છે વ્યવહારમાં વિરહી સ્ત્રી બોલે તેવી વાત સાદી રીતે ઉચ્ચ કવનમાં મૂકી યોગીરાજે આ પદમાં ઘણી વિશિષ્ટ વાત કરી નાખી છે અને અંતરાત્મદશાની તાલાવેલી કેવા પ્રકારની હોય તેનો સાચો ખ્યાલ કરાવ્યો છે. આશા અમર છે સાધન બાકી છે ઇચ્છા બળવાન છે અને ચેતનરાજ એને પ્રાપ્ત કરે તે તેનો સહજ સ્વભાવ છે માત્ર પરભાવ તરફ સાચું પારકાપણું જણાય અને પરને દૂર કરી સ્વનો આદર કરવાનો નિશ્ચય થાય તો હૃદયમંદિરમાં બેઠેલો આનંદઘન સર્વ આશા પૂરી કરી શકે તેમ છે (૬૫)

## ૬૬ છાસઠમું

**ભૂમિકા**—પ્રમાણમાં નાના આ પદમાં બહુ મુદ્દાસરના અને ખાસ વિચારણીય વિચારો કવિના અંતરમાંથી નીકળી ગયા છે એમાં વ્યવહાર અને નિશ્ચયનો અદ્ભુત સમન્વય કર્યો છે એમાં હિતની એવી વાતો કરી દીધી છે કે જો અનેકાંત મતનો બરાબર ખ્યાલ ન થયો હોય, વિધિનિષેધના સૂત્રોની મર્યાદાનો હિસાબ ન જણાયો હોય, અધિકારી પરત્વે ભેદ કેટલો અને શા માટે પાડવામાં આવ્યો છે તેની વિચારસ્પષ્ટતા મગજમાં ન થઈ હોય, તો આ પદના લખનારને કે કરાવનારને નિશ્ચયમતવાદી કહેવાની ધૃષ્ટતા સામાન્ય ભૂમિકા પર સ્થિત થયેલા કરી નાખે તેવું છે આ અતિમહત્ત્વની વિચારસ્પષ્ટતાનું પૃથક્કરણ પદને અંતે કરવાનું મુલતવી રાખી પ્રથમ યોગીરાજ શું કહેવા માગે છે તે વિચારી જઈએ. પણ આખી પદવિચારણામાં વ્યવહાર અને નિશ્ચયને વિરોધ નથી અને તેનો સમન્વય કરવાની આવડત એ જ જૈન તત્ત્વજ્ઞાનનું રહસ્ય છે એ વાત પર ખાસ ધ્યાન રાખવાની જરૂર છે પ્રથમ યોગીરાજને સમજીએ.

વિચારણા બે પ્રકારની હોય છે: આત્મિક (subjective) અને બાહ્ય (objective). આત્મિક વિચારણામાં અંદર જોવાનું થાય છે ચેતન સાથે એકાગ્રભાવ થાય છે. પોતાની પ્રગતિ કેમ થાય? ક્યાં કારણે અટકી? અંતિમ ધ્યેય શું? પોતાનું કે પોતાના માન્યા તેની સાથેનો સંબંધ કેવો? ક્યાં સુધીનો? ક્યારે થયો? શા માટે થયો? ક્યાં એનો અંત આવશે?—આવી સર્વ વિચારણા આત્મસન્મુખ છે હૃદયસ્થ મુખ મીટ મટાવનાર છે એકાંત સાધ્ય સમીપ જનાર છે અને વિવેકને જાગૃત કરનાર કોઈ ભારપૂર્વક ભાવ વિશુદ્ધિ દર્શાવનાર છે બીજી વિચારણા બહારના ભાવોને વિચારવાની હોય છે. તેમાં ચેતનેતર ભાવો તરફ નજર રહે છે બાહ્ય વસ્તુનો કે પર વ્યક્તિઓનો ચેતન સાથેનો સંબંધ દેખાય છે એમાં ચેતન તરફ મીટ મંડાતી નથી; એમાં પોતાનાં સત્તા સામર્થ્ય કે ગુણ તરફ લક્ષ્ય ન રહેતાં બાહ્ય ભાવો ઉપર ધ્યાન જ રહે છે અહીં આત્મવિચારણા ઉપર ખાસ ભાર મૂકવામાં આવ્યો છે આવી વિચારણાની બહુ જરૂર છે પણી નમન

અત્યારે જે કરી રહ્યા છીએ તેનો જવાબ કોણ માગશે? એનો હિસાબ કોની સાથે સમજવો પડશે? પ્રશ્નો સાદા છે અને સહજ રીતે ઊઠે એવા છે પ્રાણી ગમે તેટલી દોડાદોડ કરે, પણ એને કોઈ વાર આ સર્વ શાને માટે, કોને માટે અને ક્યાં સુધી?—એવા સવાલો જરૂર ઊઠે છે

પં ગંભીરવિજયજી મહારાજ આ પ્રમાણે અર્થ લખાવે છે હે સાધુઓ! બંધુઓ! આપણું રૂપ (નિજ ચૈતન્ય સ્વરૂપ) ક્ષણ માત્ર જોયું ત્યારે વિચાર-વિવેક જાગ્યો કે કર્તા કોણ છે? મારા સિવાય બીજો નથી. હું જ કર્તા છું અને વળી કરણી પણ કોણ છે? એટલે કરણી પણ હું જ છું કારણ કે કર્તા (ચેતન)ની જે જ્ઞાનાદિક કરણી છે તે બન્ને એક જ છે. અને હારજીતનો સરવાળો કોણ માગશે? પોતે જ હારજીતનો સરવાળો લેશે. આવો ઉપર પ્રમાણેનો વિચાર નિજ સ્વરૂપ દેખવાથી શાથી થયો? સજ્જન પુરુષની સંગત અને ગુરુમહારાજની કૃપાથી થયો અને અનાદિ કાળની જે ટેવ હતી તે રૂપરેખા (ટેક) મટી ગઈ આનંદઘન પ્રભુનો પરચો (પુનઃ પુનઃ મળવું તે-પરિચય) થયો તેથી હૃદયનો જે ભેખ-ખેદ હતો તે ઊતરી ગયો. આ પ્રમાણે સારો સીધો અર્થ પન્યાસજીએ લખાવ્યો છે.

મારા મિત્ર નોંધ કરનારે આ પદનો જુદી રીતે અર્થ કર્યો છે તે આખો નોંધી લેવા લાયક હોઈ લગભગ તેના જ શબ્દોમાં અત્ર નોંધ્યો છે. તેઓશ્રી લખે છે કે હે સાધુઓ! મેં જ્યારે મારું પોતાનું સ્વરૂપ જોયું ત્યારે મને જણાયું અથવા જ્યારે તમે તમારું સ્વરૂપ જોશો ત્યારે તમને જણાશે કે તમામ ક્રિયા-કરણી એ બધું સ્વરૂપપ્રાપ્તિ સુધી છે પછી કાંઈ કરવાનું રહેતું નથી. તેથી જ્યારે સ્વરૂપ જણાયું ત્યારે પછી આત્મામાં કર્મનું કર્તાપણું નથી તેમ કાંઈ કરણી કરવાની રહેતી નથી. અને તેથી કરેલાં કર્મોનો ક્ષય થતો જાય છે તેથી નવા કર્મો સંબંધી કોઈ હિસાબ પૂછનાર પણ નથી. પોતે જ સ્વરૂપ જાણ્યા પછી પરમાત્મદશાને પ્રાપ્ત થાય છે એટલે કર્મનું કર્તાપણું ક્રિયા અને કર્મ રહેતાં નથી. આ સંબંધમાં બીજી જગ્યાએ આનંદઘનજી મહારાજે કહ્યું છે કે "કરમ કરમફળ કામી"—જીવ કર્મનો કર્તા છે અને શુભાશુભ કર્મોનો ભોક્તા વા ઇચ્છુક છે તે વિભાવદશામાં હોય ત્યાં સુધી જ છે અથવા ક્રોધાદિક પરિણામે પરિણમ્યો હોય ત્યાં સુધી છે એમ જાણવું વળી બીજું વચન "કરતા પરિણામી પરિણામો, કર્મ જે જીવે કરિયે રે" આ વચનથી[1] પણ બાધ નથી. "પરિણામી ચેતન પરિણામો જ્ઞાન કરમ ફળ ભાવી —એટલે ચેતનતા[2] પરિણામી છે એટલે ચેતન જ્ઞાન પ્રગટ કરવારૂપ આત્મગુણનો કર્તા છે અને તેનું ફળ સ્વરૂપપ્રાપ્તિ રૂપ છે જ્યારે સ્વરૂપજ્ઞાન પ્રાપ્ત થાય છે ત્યારે આ વાત રહેતી નથી, તેથી સ્વરૂપપ્રાપ્તિ પછી ચેતનમાંથી કર્મ કરવાનું ન હોવાથી કર્તાપણાનો તથા કરણીનો અભાવ થાય છે સાધુપુરુષો માત્ર સ્વરૂપ પ્રગટ કરવાની કરણી જ કરે છે, તે સિવાય બીજી કરણી કરે તો તે સંસારવૃદ્ધિના હેતુરૂપ થાય છે. જ્ઞાનસારજીએ કહ્યું છે કે "જ્ઞાન વિના સંયમ આચરણ,

1 આનંદઘનજીના વાસુપૂજ્યનું સ્તવન. ગાથા ત્રીજી 2. સદર. ગાથા પાંચમી

ચોગતિ ગમન ઉપાયો. વળી આનંદઘનજીએ કહ્યું છે કે[1] "મૂળ અનેકાંત ક્રિયા કરી બાપડા રડવડે ચાર ગતિ માંહી લેખે–" તેથી સ્વરૂપપ્રાપ્તિ કરવા સિવાય અન્ય કરવી કરવાની સાધુઓને હોતી નથી. વળી અન્ય સ્થળે જ્ઞાનસારજીએ કહ્યું છે કે "આતમતત્ત્વ વેદાતમ વિજ્ઞાની અન્ય પ્રમત્ત ન કહાય." શ્રીમદ્ આનંદઘનજી અન્યત્ર કહે છે "નિજ સ્વરૂપ જે ક્રિયા સાધે, તેહ અધ્યાતમ કહિયે રે"–તેથી નીજ સ્વરૂપ પ્રકટ કરવા યા પ્રત્યક્ષ કરવા જે ક્રિયા કરવી તે જ સાધુઓની કરણી છે, જ્યારે પોતાનું સ્વરૂપ પ્રકટ થઈ ગયું, ત્યાર પછી તે કરણી રહેતી નથી અને જ્યારે સ્વરૂપ પ્રત્યક્ષ થયું ત્યારે કર્મબંધનો અભાવ થયો (આ અભાવને કર્મબંધના અલ્પ કાળની સ્થિતિને નહિ જેવી ગણીને કહ્યા છે કારણ સિદ્ધાવસ્થા પ્રાપ્ત થતાં સુધી પણ કર્મબંધ થાય છે પણ તેમા સ્થિતિ બંધ અલ્પકાળનો હોવાથી તેને ગણ્યો નથી) અને જ્યારે કર્મનો આ પ્રમાણે બંધ ન હોય તો પછી ઉદય શાનો? અને જ્યારે ઉદય ન હોય ત્યારે કર્મનું લેણું–હિસાબ શાનો? હિસાબ નહિ તો પછી હિસાબ માગનાર પણ નહિ—એ રીતે આ પદનો ભાવાર્થ લાગે છે પછી જ્ઞાની જાણે.

તે જ નોંધ ચાલુ છે. અત્ર બીજી ગાથા શરૂ થાય છે

સાધુઓએ પૂછ્યું કે તમને સ્વરૂપપ્રાપ્તિ શી રીતે થઈ? તેના ઉત્તરમાં કહે છે કે સાધુપુરુષની સંગતથી–સત્સંગથી અને ગુરુની કૃપાથી મારું મિથ્યાત્વ દૂર થયું છે મારી અન્ય મત પર શ્રદ્ધા હતી તે ગઈ છે અને મને સ્વરૂપપ્રાપ્તિ થઈ છે અને તે આનંદઘન પ્રભુનો પરચો લેખો છે અથવા આનંદઘનજી કહે છે કે મને શુદ્ધ આત્માનો અનુભવ થયો છે અને તેથી મારા મનમાંથી લેખનો–લેણાનો ભેદ ઉતરી ગયો છે બન્ને ગાથાને પરમાર્થ–હે મુનિજનો! સુસાધુઓ! તમે જે ક્રિયા કરો તે સ્વરૂપપ્રાપ્તિને માટે જ કરો, બીજી ક્રિયા કરશો તો સંસારમાં ભટકવું પડશે. અને જો સ્વરૂપપ્રાપ્તિને માટે ક્રિયા કરશો તો સ્વરૂપપ્રાપ્તિ થશે અને સ્વરૂપપ્રાપ્તિનો અનુભવ થતાં પછી જગતની ક્રિયામાંથી કર્તાપણું જશે, કરવાનું કંઈ રહેશે નહિ એટલે કર્મનું કર્તાપણું જઈ માત્ર પૂર્વકર્મ ભોગવવા માટે શરીરની પ્રવૃત્તિ થશે અને તમામ કર્મોનો ક્ષય થતાં સ્વતઃમુક્ત થશો. (આ પદ ખૂબ વિચારવા યોગ્ય છે.)

આ પ્રમાણે પ્રાપ્ત થયેલ માર્ગદર્શક નોંધ અને પન્યાસજીનો બતાવેલ અર્થ વિચારી આપણે કેટલીક સ્વતંત્ર વિચારણા કરીએ.—હવે વિવેચન કરનારના વિચારો આવે છે:—

જ્યારે પોતાનું ખરું સ્વરૂપ શું છે તેનો તાત્ત્વિક વિચાર કરવામાં આવે છે ત્યારે એને આલોચના થાય છે કે અત્યારે જે ધમાલમાં પોતે પડી ગયો છે તે સર્વનો કરનાર કોણ છે? આ સર્વ ક્રિયા શાથી થઈ છે તે શી બાબત છે? અને સ્વભાવે અત્યારનાં સર્વ કર્મનો હિસાબ કોણ માગશે? અનેક જનો એમ માને છે કે આપણા કર્મનો હિસાબ

૧ આનંદઘનજીકૃત અનંતનાથ સ્તવન, ગાથા બીજી

કોઈ રાખે છે ત્યા મોટા ચોપડાઓ હોય છે તે જમે-ઉધાર કરે છે મરણ પછી ત્યા જવાબ આપવો પડશે. એવા લેખા લેનાર કોણ ? હિસાબ આપનાર કોણ ? અને એનો અમલ થયો છે કે નહિ એ જોનાર કોણ ?

—આ તદ્દન સ્વાભાવિક પ્રશ્નો છે વિચાર કરતાં કરતાં એને અંદરથી સૂઝી આવે છે કે (૧) આત્મા છે, (૨) આત્મા નિત્ય છે (૩) એ કર્મનો કર્તા છે, (૪) એ કર્મનો ભોક્તા છે (૫) એનો સર્વ કર્મથી મોક્ષ છે અને (૬) એ મોક્ષ મેળવવાના ઉપાયો છે આ વિચારણા શુદ્ધ માર્ગે આવનારને જરૂર થાય છે અને નિર્ણય પણ તેને સૂઝે છે સમ્યગ્ જ્ઞાનનું એ લક્ષણ છે; સમકિતની એ નિશાની છે અને જૈન પરિભાષામા એને ષટ્સ્થાન કહેવામા આવે છે

આત્મા છે એ મૂળ પાયો પ્રથમ સિદ્ધ થવો જોઈએ. અને તેની ગુણદૃષ્ટિએ નિત્યતા સમજાય ત્યારે કામ આગળ ચાલે છે પછી મિથ્યાત્વ, અવિરતિ, કષાય અને યોગથી કર્મનો અને જીવનો સબંધ થાય છે અને કરેલ કર્મોના ફળ ભોગવવાં પણ આત્માને જ પડે છે. એનો હિસાબ પણ પોતે જ રાખે છે અને એ હિસાબમા જરા પણ ગોટાળો થતો નથી એ વાત તેને બરાબર ન્યાયની નજરે બેસી જાય છે ચિત્રગુપ્તના ચોપડા પોતાની પાસે જ રહે છે અને હિસાબ સમજાવનાર અને અમલ કરનાર પોતે જ છે આટલા આટલા કર્મો એકઠાં થાય છતા એ સર્વથી મુક્તિ પણ થઈ શકે છે, અને એ મુક્તિપ્રાપ્તિના ઉપાયો પણ છે આ સર્વ વિચારણા અને નિર્ણય સ્વરૂપજ્ઞાનને પરિણામે તદ્દન સ્વાભાવિક દશામા થાય છે પણ એ ન થાય ત્યાં સુધી સાચી પ્રગતિની શરૂઆત પણ થતી નથી. આ ‘છ સ્થાન’નો આખો વિષય બહુ રસિક છે અને ખૂબ વિચારણા માગે છે અત્ર તો તેનુ અનુશ્રેણિનિર્દેશ શક્ય છે

બીજી રીતે જોઈએ તો આ આખી સૃષ્ટિ આપણી પાસે ખડી થયેલી છે. તે સાચી છે કે માયારૂપે છે ? એનો કર્તા કોઈ ખરો ? એને આવા રૂપે બનાવવાનો કાંઈ હેતુ ખરો ? કોઈ સમજુ પ્રાણી આવી દુઃખ-દર્દ-ત્રાસથી ભરેલી પૃથ્વી બનાવે ખરો ? એવા કર્તા લીલા કરે તો તે આવી હોય ? પારકાને પીડા થાય તે જોઈને તેમાં આનંદ માણનાર કોણ હોય ? અનંત દયાના સમુદ્રની ભાવના સાથે આવી ધમધમ લડાઈ અને શોક સંતાપ, વિયોગ અને ત્રાસથી ભરપૂર સૃષ્ટિનો મેળ બેસે છે ? અને તેનુ સ્વરૂપ, તેની શરૂઆત હોય તો તેનો કાળ, તેમાં ચેતન અને અચેતનનો સબંધ, તેમા પલટાતા અને સ્થાયી રૂપોનો સબંધ —આ સર્વ વિચારો આવે.

જીવ, જગત અને ઈશ્વરના પ્રશ્નો અનાદિકાળથી ચાલ્યા આવે છે આત્માનો જગત સાથે સબંધ શા માટે, કેવો અને કેવા સ્વરૂપવાળો છે તે પર મનુષ્યે પોતાની ઉપલબ્ધ બુદ્ધિશક્તિનો ઉપયોગ કર્યો છે. અને આપણે અહીં જે જે પ્રશ્નો કરીએ છીએ, વિચારો કરીએ છીએ કે વાણીનો પ્રચાર કરીએ છીએ, તેનો છેવટનો હિસાબ કોણ કરશે, ક્યારે કરશે ? ને કરેલા

કર્મો અહીં જ રહી જવાના હોય તો પછી ફળની નજરે નિષ્ફળતા થાય અને અહીં ધન, સ્વાસ્થ્ય, સગવડની વિષમતાઓનો ખુલાસા વગરની રહી જાય. એટલે પ્રાણીને સંચિતના, કર્મસંબંધના, કર્મફળના, આત્મ મુક્તિના અને કર્મોના હિસાબના વિચારો આવ્યા વગર ન જ રહે. આ જગતમાં પોતાનું સ્થાન, પોતાના સ્થાયી ધર્મો, પોતાના પર્યાય-પલટનો, પોતાની પ્રત્યેક ક્રિયા, અંતરના ભાવો, વિભાવ સાથેનો સંબંધ, ક્રિયામાં રક્તતા, સંસારમાં સરણ, પરભાવનો થઈ બેઠેલો સ્વભાવ, ક્રિયાની સાથે ભાવને સ્થાન, ક્રિયાનો પ્રગતિ સાથે સંબંધ વગેરે સર્વ બાબતોનો વિચાર આવે છે. આ પ્રત્યેકની અંદર અસ્ખલિત વહેતો ચેતનપ્રવાહ નજરમાં આવે છે. ક્રિયા અને ક્રિયાફળનો સંબંધ બેસી જાય છે અને ચેતનને ક્રિયાની ક્યાં સુધી જરૂર છે, શા માટે જરૂર છે વગેરે અવ્યવસ્થિત કે ખુલાસા વગરની લાગતી પ્રત્યેક વાતનો સંબંધ સમજાય છે અને આખી વ્યવસ્થાની સાથે પોતાનો કેવો, ક્યારનો અને ક્યાં સુધીનો સંબંધ છે એની ઝાંખી થાય છે.

પછી એ ક્રિયાની જરૂરિયાત સમજે છે, ક્રિયા એ સાધનધર્મ છે. એ અમુક હદ સુધી જરૂરી છે એ પોતાની નજરમાં આવે છે, ક્રિયામાં સર્વસ્વ માનનાર પ્રગતિમાર્ગની પ્રાથમિક દશામાં છે એમ તે જુએ છે. અમુક ક્રિયા અમુક રીતે જ થવી જોઈએ એવા આગ્રહમાં રહેલ શિષ્ટની મહત્તા એ જુએ છે. ક્રિયાને અંગે વગડા કરનાર ક્રિયાનું રહસ્ય સમજ્યા નથી અથવા ગુણસ્થાન પ્રગતિમાં ઘણા પાછળ છે એમ તે વિચારે છે અને સાધનધર્મોના ઝઘડા કરનાર સાધનને સાધનના સ્થાનમાંથી ફેરવી હળાહળ સાધ્ય બનાવી દે છે તેમાં તેમનું અલ્પ જ્ઞાન કે અજ્ઞાન છે. તેમાં તેની ધર્મભાવનાની અંદર રહેલ ધર્માભાસપણું છે એ જોઈ શકે છે. એ ઝનૂન અને જ્ઞાનસ્થિરતા બન્નેનો તફાવત સમજી શકે છે અને એ સાધનધર્મોના ગૂંચવાડામાં ખૂંચાઈ ન જતાં ચેતન તે દ્વારા પ્રગતિ કેમ સાધી શકે તેના રસ્તા તેને સૂઝે છે.

અત્યાર સુધી અમુક માથે બાંધવું, પહેરવું, ખરચવું, વેપાર કરવો વગેરે કુળધર્મો થઈ ગયા હતા, એ જાણે પોતાના સ્વધર્મો હોય અને તેને અનુસારે જીવન વહવાનું હોય એવી એક ઘરેડ પડી ગઈ હતી. ચાલ્યા આવતા રસ્તે ચાલવું એમાં મોટાઈ માની હતી.

સાધુપુરુષોની સોબતથી અને ગુરુમહારાજની કૃપાથી એ આખી ચાલુ પદ્ધતિની રીત દૂર થઈ ગઈ, કારણ કે પ્રાણી નિમિત્તવાસી છે. એનો સ્વભાવ વેલા જેવો છે. એને જેવી ઓથ મળે તેવો અને તેટલો તે ઊંચે ચઢે છે. એ સંસારરંગમાં ચઢી જાય તો બાહ્ય જાળવવામાં કે લહેર કરવામાં મશગૂલ થઈ જાય છે. એ જ પ્રમાણે એને સાચા સાધુપુરુષોની સોબત થઈ આવે તો એ ત્યાગમાર્ગે ચઢે છે. સોબત ઉપર જનતાના મોટા ભાગના વિકાસમાર્ગનો આધાર રહે છે. સાધુસંગતિ પરત્વે ૬૮મા પદમાં વિવરણ આવવાનું છે.

પ્રાચીન પદ્ધતિમાં સંપ્રદાયજ્ઞાન પણ મહત્ત્વનું સ્થાન ભોગવતું હતું. આત્મલક્ષી

આનંદઘનજીએ આ સંપ્રદાય-જ્ઞાનને કેટલું અગત્યનું સ્થાન આપ્યુ છે તે ખાસ વિચારવા યોગ્ય છે તેઓ (નેમિનાથ સ્તવન ગાથા ૮મા) કહે છે કે

ચુરણી ભાષ્ય સૂત્ર નિર્યુક્તિ વૃત્તિ પરંપર અનુભવ રે,
સમયપુરુષના અંગ કહ્યા એ, જે છેદે તે દુર્ભવ રે

પૂર્વધરકૃત છૂટક પદની વ્યાખ્યા તે ચૂર્ણિ, સૂત્રમાં કહેલ અર્થ તે ભાષ્ય; ગણધરરચિત મૂળ સૂત્ર તે સૂત્ર પૂર્વધરરચિત હોય તે નિર્યુક્તિ અને ટીકા તે વૃત્તિ આ પંચાંગી જેટલું જ મહત્ત્વનું સ્થાન તેમણે સંપ્રદાયજ્ઞાનને—પરંપરાના અનુભવને—આપ્યુ છે અને એમાંના એક પણ અંગને છેદનારને દુર્ભવી કહ્યા છે

સાધુપુરુષોની સોબતથી અને ગુરુમહારાજની કૃપાથી અત્યાર સુધી જે કુળની મહત્તા મારા મનમાં પેસી ગઈ હતી તે સ્વરૂપજ્ઞાનને પરિણામે મટી ગઈ વ્યવહારમા હું અમુક કુળનો છું, અમુક જ્ઞાતિનો છુ, એ વાત પ્રાણીને બહુ સ્વાભિમાનમા રાખે છે અમે બ્રાહ્મણ, બ્રહ્માના મુખમાથી અવતરેલા, અમે ઓશવાળ અમારા બાપદાદા ક્ષત્રિય, અમારા વડીલોએ લોકમરક્ષણ માટે જીવ આપેલા, વીરોના બચાવ કરેલા; અમારા બાપદાદાએ સંઘ કાઢેલા, વગેરે જાતિ-કુળ-મદના પ્રકારો જાણીતા છે એ જ પ્રમાણે સાધુવર્ગમા કુળ, ગણ, ગચ્છની રેખા ભારે આકરી હોય છે. એ કુળમદની રેખા જવી બહુ મુશ્કેલ છે પણ સ્વરૂપજ્ઞાન પ્રાપ્ત થાય એટલે વૃત્તિમા વિશાળતા આવે છે અને કર્મમુક્તિને આંતર તત્ત્વ સાથે જ સંબંધ છે બાહ્ય ભાવને એમા કશુ સ્થાન નથી, એમ સમજાય છે એને પછી સમજાય છે કે હરિકેશિ ચંડાળના કુળમા જન્મે કે મેતાર્યમુનિ મેતર (ઢેઢ) હોય તેને આત્મવિકાસ સાથે સંબંધ નથી. જૈન ઇતિહાસનો અભ્યાસ વિચારતા એમાં વર્ણાશ્રમને કાંઈ પણ સ્થાન નથી એ વાત દીવા જેવી દીસે છે એટલે સાધુપુરુષોની સોબત થાય, ગુરુકૃપાથી સાચુ રહસ્ય સમજાય ત્યારે ગચ્છમોહનો નાશ થાય છે જ્યારે પ્રાણી સ્વરૂપ જુએ, ગુણપર્યાયનો પરસ્પર સંબંધ સમજે ત્યારે આ સંકુચિત માનસદશા નીકળી જાય છે; ત્યારે એ ચેતનના ગુણોની એકતા અને મહત્તા સમજે છે ત્યારે વર્ણાશ્રમ કે કુળમહત્તાની અંદર રહેલ પર્યાયભાવ એના ખ્યાલમાં આવે છે એ પર્યાયભાવ નિત્ય રહેનાર કોઈ સ્થાયી નથી એ વાત એના લક્ષ્યમાં આવે છે અને આ રીતે સ્વરૂપનું દેખવું થતા કુળની રેખા મટી જાય છે

વર્ણાશ્રમધર્મને અંગે થોડી વાત કરી નાખવી પ્રાસંગિક છે. વેદાનુયાયીઓ ચાર વર્ણ પાડે છે અભ્યાસ કરનાર બ્રાહ્મણ, લડનાર અને રક્ષણ કરનાર ક્ષત્રિય, વ્યાપાર કરનાર વૈશ્ય, એ ત્રણે વર્ગની સેવા કરનાર શૂદ્ર. જૈનધર્મમા આવા વર્ણ નથી. શુદ્ધ દેવ, શુદ્ધ ગુરુ, શુદ્ધ ધર્મમા શ્રદ્ધા રાખે તે જૈન અને તેના માતાપિતા કયા કુળના છે એ જોવાનુ જ નહિ, તે જૈન વિકાસક્રમ બ્રાહ્મણોએ ધર્મનો ઇજારો રાખ્યો હતો, વેદાધ્યયનનો હક કબજે કર્યો હતો, એ આખી પરિસ્થિતિ સામે જૈનનો મોટો વાંધો અને વિરોધ હતો. મૂળ મુદ્દા વીસરાઈ જતાં આ દીવા જેવી બાબતમા જરા ગોટાળો વખતના વખતમા થયો છે.

બ્રહ્મચર્યાશ્રમ, ગૃહસ્થાશ્રમ, વાનપ્રસ્થાશ્રમ અને સંન્યસ્તાશ્રમ—એ જીવનક્રમના ચાર આનુક્રમિક પ્રગતિપદો વેદાનુયાયી માને છે. જૈનધર્મ સ્વરૂપપ્રાપ્તિમાં વય કે આશ્રમ માને નહિ. આત્મોત્થાન થાય તો એ ગમે તે વયે છેલ્લા આશ્રમે પહોંચી જઈ સ્વરૂપપ્રાપ્તિ કરે છે. મુદ્દાની વાત એ છે કે જ્યાં આત્મપરિણતિ પર જ પ્રગતિનો આંક બંધાતો હોય ત્યાં વર્ણ કે આશ્રમને સ્થાન ન જ હોઈ શકે.

આનંદઘન પ્રભુ—આનંદનો સમૂહ. લંબાઈ પહોળાઈ અને જાડાઈ—એ ત્રણે જેને સરખી હોય એને ભૂમિતિમાં ઘન (cube) કહે છે. એક લાકડાનો કટકો લઈએ તો એને ત્રણે વિસ્તારમાં લાકડું લાકડું અને લાકડું જ હોય છે. એવી રીતે જે પ્રભુમાં માત્ર આનંદ, આનંદ અને આનંદ જ હોય છે તેને આનંદઘન કહેવાય. આ સ્વસંવેદ્ય આનંદસમૂહ પરમાત્માનું વર્ણન યોગી આનંદઘનજીએ ઠામ ઠામ કર્યું છે.

પરચો—આ યોગમાં વપરાતો શબ્દ છે. મૂળ પરિચય શબ્દનો અપભ્રંશ જણાય છે. પણ યોગ ભાષામાં તેનો ઉપયોગ ખાસ પ્રકારનો થતો લેવામાં આવે છે. હિંદીકોશકાર એનો અર્થ પરીક્ષા, પરિચય અથવા વ્યય કરે છે. વિદ્યાપીઠના ગુજરાતી કોશમાં એનો અર્થ પરિચય અથવા ચમત્કાર આપ્યો છે. ગઈ રાતે મને સ્વપ્નમાં હરીશ(?) મહારાજે પરચો આપ્યો. આજે મને વિમલેશ્વર દેવે પરચો બતાવ્યો—આમાં પરચો શબ્દનો અર્થ દેખાવ, મેળાપ, દર્શન થાય એમ મને લાગે છે. આનંદઘન પ્રભુનો પરચો થાય તો ધન્ય દિવસ અને ધન્ય ઘડી! એટલે ચેતન પોતે કહે છે કે જ્યારે પોતાનું રૂપ દેખ્યું ત્યારે ખુદ આનંદસ્વરૂપ પરમાત્માનો પરચો થયો, તેમને અંતર નજરે નિહાળવાનો લાભ મળ્યો.

એટલે પછી શું થયું? 'ઉતર ગયો દિલ ભેખા' આ પંક્તિના મને બે અર્થ સૂઝે છે. (૧) મારા દિલમાં ભેખ ઉતરી ગયો. (૨) મારું દિલ ભેખ ઉપરથી ઉતરી ગયું. આ બન્ને અર્થ સમીચીન અને બન્નેમાં ગંભીર વિચારણા છે. આમાં વ્યવહાર નિશ્ચયનો સમન્વય કરવાનો છે અને તે બરાબર થાય છે. માત્ર અધિકારીના અધિકારભેદની વિવિધતા અને પ્રગતિમાર્ગના ગુણસ્થાનઆરોહણના ભેદને લઈને કુશળતા કે વિરોધ જણાતો હોય તો તીવ્રની નજરે એ સર્વ પ્રકારના આવાદની શક્યતા અને ઉપયુક્તતા ધ્યાન પર આવશે, એટલું જ નહિ પણ એની પરસ્પર સંગતતાનો ખ્યાલ પણ સ્પષ્ટ થશે.

ભેખ એટલે વેશ. સાધુપણાનો કે સંન્યાસીપણાનો વેશ એટલે ભેખ. મોહનીય કર્મના જોરને કારણે સંસારનો ત્યાગ થવો મુશ્કેલ છે. ધન, માલ, વતન, સ્ત્રી અને સ્વજનોનો ત્યાગ કરી ભિક્ષા પર નિર્વાહ અને પરિગ્રહનો લગભગ સર્વથા ત્યાગ કરવો એ અતિ આકરું મનોબળ બતાવે છે. બાહ્ય ત્યાગ કરવો પણ ભારે આકરો છે. રાજાને રાજ્ય પર જેટલો મોહ હોય છે અને તેને તેનો ત્યાગ જેટલો મુશ્કેલ જણાય છે તેટલો જ મોહ ભિખારીને તેના ભીખ માંગવાના ઠામડા પર હોય છે અને તેને તેનો ત્યાગ એટલો જ મુશ્કેલ હોય છે.

જ્યારે આનંદઘન પ્રભુનો પરચો થાય, જ્યારે સ્વરૂપના દર્શન થાય, ત્યારે આવો બાહ્ય ભેખ મનમાં ઊતરી જાય એ સીધી વાત છે પ્રાણી જીવનની નશ્વરતા, વસ્તુની અનિત્યતા જાણે એટલે એને ભેખ પર મન જરૂર લાગે, એને સંસાર ખારો ઝેર જેવો જણાય, અને એના ઉપર એને જ્ઞાનગર્ભિત વિરાગ થાય. આ ભેખની શરૂઆતમાં બાહ્ય ત્યાગ થાય છે

બાહ્ય ત્યાગથી સંસારના ઘણા પ્રસંગોનો છેડો આવી જાય છે. જૈન ભેખ હોય તો ભૂમિશયન, પાદવિહાર, ભિક્ષાગ્રહણ, જીર્ણપ્રાય વસ્ત્રપરિધાન અને આરંભ સમારંભના ત્યાગથી સંસારનો બાર આના ભાગ તો છૂટી જાય છે અને સાથે અંતર શત્રુ પર વિજય મેળવવાની ઇચ્છા, ભાવના અને આદર્શો જાગે છે કષાય, નોકષાય પર વિજય અને આંતર પાપથી દૂર રહેવાની વૃત્તિ થતા આંતર ત્યાગ વધતો જાય છે આવી રીતે આત્મદર્શન અને આનંદ-પ્રભુના પરચાથી બાહ્ય અને આંતર ભેખ દિલમા ઊતરી ગયો આ પ્રથમ અર્થ બેસતો જણાય છે

આથી વધારે પ્રગત સ્થિતિવાળા ભેખધારીઓને તો ભેખ-વેશ પણ ઉપાધિ કરાવનાર થઈ પડે છે અમુક વેશ ધારણ કરવો એ પણ જાણે આંતરવૃત્તિનું બાહ્ય પ્રદર્શન કરાવવાના ભાવની પોષણાને અંતે એક જાતનું ઊંડું ઊંડું અભિમાન જાગૃત કરે છે એમ એને લાગે છે એને વેશમા પણ વિડંબના લાગે છે જ્યારે બાહ્ય ભાવનો સર્વથા ત્યાગ કર્યો, ત્યારે કંથા કે કપડો શા માટે જોઈએ, ઝોળી કે પાતરા શા માટે જોઈએ કમંડળ કે ઘડો શા માટે જોઈએ ? ખરી વાત તો આંતર વૃત્તિ પર જ છે અને અંતરાત્માને બાહ્ય ઉપાધિ સાથે કોઈ જાતનો સંબંધ નથી. અને જ્યારે આનંદઘન પ્રભુનો પરચો થાય, જ્યારે સ્વરૂપદર્શન થાય, જ્યારે કુળ-ગણ-ગચ્છની રેખા જ ઊઠી જાય, ત્યારે આગળ વધતાં ભેખ-વેશ ઉપરથી પણ દિલ ઊતરી જાય, અને એની નજર તો ચિદાનંદઘન પર લાગેલી રહે. પછી લગભગ જિનકલ્પી જેવી દશા થઈ જાય અને આંતર આત્મદશામાં ઓતપ્રોતતા જામી જાય. પછી એનાથી ઉચ્ચારી પણ શકાય કે —

ગચ્છના ભેદ બહુ નયણ નિહાળતા, તત્ત્વની વાત કરતા ન લાજે;
ઉદર ભરણાદિ નિજ કાજ કરતા થકા, મોહ નડીયા કલિકાલ રાજે.[1]

અને પછી એને બહિરાત્મભાવમા પણ એક પ્રકારનો જગતનો વ્યવહાર જ દેખાય છે:—

બહિરાતમ મૂઢ જગ જેતા, માયા કે ફંદ રહેતા,
ઘટ અંતર પરમાતમ ભાવે, દુરલભ પ્રાણી તેતા,
ખગપદ ગગન મીન પદ જલમેં, જો ખોજે સો બોરા,[?]

1 2. શ્રી આનંદઘનજીનાં પદો, ભાગ ૧ પૃ ૨૭ પૃ ૨૫૮

આખો આનો ઊંડો ભાવ 'અવધૂ મુને નિરપખ કિણહી ન મૂકી' ના (૪૮મા) પદમાં બહુ સારી રીતે પ્રદર્શિત થયો છે.

'જોગીએ મિલીને જોગણ કીધી, જતીએ જતણી બનાવી' અને આ રીતે
કોઈએ મુંડી, કોઈએ લોચી, કોઈએ કેશ લપેટી,
કોઈ જગાવી, કોઈ સુતી છાંડી, વેદન કિણહી ન મીટી.[1]

આ આખા પદમાં જે વાત કરી છે તે દશા જ્યારે પ્રાપ્ત થાય, ત્યારે વેશ ઉપરથી પણ મન ઊઠી જાય તેવું છે. એટલે વેશને છોડી દેવાની એમાં વાત નથી, પણ વેશના બાહ્ય ભાવ ઉપર જે ચીવટ, મમતા અને મમત્વ દેખાય છે તે ભાવ પડતો મૂકી અંતરાત્મદશાનો નિર્દેશ થાય છે, અને તે વખતે વેશ ઉપર નિર્ભરતા હતી એક જાતનું વિશિષ્ટ અભિમાન હતું, તે પણ દૂર થઈ જાય છે.

વેશ એ બચ્ચાના ખેલ નથી. એ પણ પચાવવી પડે તેવી આત્મપ્રગતિ છે. જમાવવી પડે તેવી અંતરાત્મદશા છે અને ગારવમાં પાડી દે તો ઊંધે માર્ગે ઉતારી દે તેવી અદ્ભુત સ્થિતિ છે. અંતે એનો પણ મોહ ન ઘટે. આ વિશુદ્ધ અંતરાત્મદશાની વાત છે અને નિષ્ણાત યોગીને સુલભ છે. એ દશા પ્રાપ્ત ન થાય ત્યાં સુધી વેશ પર અરુચિ ન કરી જોઈએ, કારણ કે ત્યાગ વગર મુક્તિ અશક્ય જ છે અને ત્યાગમાર્ગની પ્રગતિમાં શરૂઆત દાનથી થાય છે. પછી બાહ્ય ત્યાગ આવે છે. પછી અંતર ત્યાગ થાય છે. પછી મનોવિકાર પર વિજય થતો જાય છે અને છેવટે જ્યારે ચેતન પ્રગત થાય છે ત્યારે એની અંતરાત્મદશા લગભગ પરમાત્મદશાની પાસે પહોંચી ગઈ હોય છે. તે વખતે એની માનસદશામાંથી વેશ પણ ઊતરી જાય છે. (૧-૨)

ઉપસંહાર—પોતાનું રૂપ જ્યારે દેખાય, બાહ્ય ભાવનો ત્યાગ થાય, ત્યારે સત્પુરુષની સંગતિ અને ગુરુમહારાજની કૃપાથી આ માર્ગે પ્રગતિ થતી જાય છે. સ્વરૂપદર્શન એ જીવનનો લહાવો છે, પ્રયાસનો પરિપાક છે, આદર્શની અંતિમ સિદ્ધિ છે અને અનુભવ કરવા યોગ્ય અનુપમેય આત્મદશા છે. એ ન સમજાય તો બેસી રહેવું, એ દશા ન મળે ત્યાં સુધી એની ઇચ્છા કરવી, પણ એની નિંદા ન કરવી. વેશ વગર મુક્તિ નથી એ સીધી, સાદી અને સાચી વાત છે. માટે યોગના માર્ગો સમજવા યત્ન કરવો અને ન સમજાય તો એટલા આત્મવિશ્વાસની શ્રદ્ધા લેવી. સ્વરૂપદર્શન એ પ્રયાસસિદ્ધ, પતિતપાવની આંતર દશા છે. બાહ્ય વ્યવહારમાં એ ન પણ સમજાય, તો એની શ્રદ્ધા લેવી, પણ એની અવગણના ન કરવી. એ દશા સમજાય ત્યારે વ્યવહાર અને નિશ્ચયનો સમન્વય કરતાં આવડશે એમ જાણવું. અને એ તો નવવાડની ચીવટની વાતો છે પણ ખાસ સમજવા યોગ્ય છે અને પ્રયાસથી સમજાય તેવી છે. આ સ્વરૂપદર્શન કરવાનો આપણે પણ યોગીરાજ સાથે પ્રયાસ કરીએ. (૧૧)

૧ આનંદઘનજીનાં પદો પદ ૪૮ ભાગ ૧, પૃ. ૫૧૪–૫૧૫.

## પદ સડસઠમુ

**ભૂમિકા**—આ પદનો ભાવ બરાબર સમજવા માટે 'આત્મા' ને સમજવો જરૂરી છે સર્વ પ્રાણીઓમાં રહેલ આત્માના ત્રણ પ્રકાર પાડવામા આવે છે **બહિરાત્મા, અ તરાત્મા અને પરમાત્મા**

શરીર, ધન, સ પત્તિ આદિમા વિભ્રમને પરિણામે આત્મબુદ્ધિ થાય તે બહિરાત્મા. આમા મોહનુ સામ્રાજ્ય હોય છે મદ્યપાનથી નશો ચઢે તેની દશા હોય છે અને અ તરની ચેતના લગભગ ઊંઘી ગઈ હોય એવી સ્થિતિ પ્રવર્તે છે એમા અવિદ્યા(અજ્ઞાન)નુ જોર એટલુ બધુ હોય છે કે પ્રાણી પોતાને રાજા માને છે ભિખારી માને છે શેઠિયો માને છે ગુલામ માને છે એને પોતાની જાત પર બાહ્ય ભાવ સાથે એકતા લાગે છે અને એ ધન જાય તો જાણે પોતે જ ગયો હોય તેમ રડવા બેસે છે અને શરીરમા વ્યાધિ થાય તો પોતે માદો પડ્યો છે એમ માને છે એ જ પ્રમાણે ક્રોધ, માન, માયા લોભમા એ એક રસ થઈ જાય છે ઠઠ્ઠા-મશ્કરી કરવા બેસે તો તેમા તદ્રૂપ થઈ જાય છે શોક કરવા લાગે તો ઊંચે સ્વરે રડવા બેસી જાય છે અને આવા બાહ્ય મનોવિકારોમાં પડે ત્યારે તે ત મય થઈ જાય છે શરીરમા આત્મબુદ્ધિ, પરભાવમા રમણતા અને સ્વ અને પરની ઓળખાણના વિવેકની ગેરહાજરી, એ આખી બહિરાત્મદશા છે

અન ત જ્ઞાન-દર્શન-ચારિત્રસ્વરૂપ આત્મા જ્યારે પોતાના સ્વરૂપનો ખ્યાલ કરે ત્યારે તેને સમજાય છે કે ઇંદ્રિયો પણ પર છે પોતાનુ શરીર પણ પર છે અને બાહ્ય સ બધો પણ પર છે એને આત્મા પાપદોષ રહિત દેખાય, એને સ સારસ બ ધ ત્યાજ્ય લાગે એને નિર્વિકલ્પ અને વિજ્ઞાનમય આત્માના ગોવણા આવે, એને પોતાની દ્વારા પોતામા પોતાપણાનુ જ્ઞાન થવાની દશા જાગે, એને લિંગ અને સ ખ્યાનો ભેદ છૂટી જાય, એને રાગદ્વેષ પર વિજય મેળવવાની તમન્ના જાગે અને પોતે અતિ વિશુદ્ધ સનાતન જ્યોતિર્મય છે એવો ખ્યાલ થાય ત્યારે આત્મપ્રસન્નભાવ જામતો જાય. આ અ તરાત્માનુ સ્વરૂપ છે. અ તરાત્મદશામા વર્તતો ચેતન સ સારમા હોય છે એ દેહધારી હોય છે એને દેહપોષણ અને મનોવિકારો હોય છે પણ એ પોતાનું શુદ્ધ સ્વરૂપ જાણે, બાહ્યભાવને પરભાવ તરીકે ઓળખે અને પોતાની અન ત જ્ઞાન-દર્શન-ચારિત્ર શક્તિ, શક્તિરૂપે અ દર પડેલી છે તેને વ્યક્ત કરવાના કાર્યમા ઉદ્યમવ ત થાય અને શરીર, ધન, સ પત્તિ કે મનોવિકાર સાથેનો સ બ ધ ઓછો કરતો જાય; અને દરમ્યાન તે સર્વને પર-પારકા તરીકે ઓળખે તે અ તરાત્મા છે અને એ દશામાં પ્રાણી વર્તતો હોય ત્યારે એ અ તરાત્મદશામાં વર્તે છે એમ સમજવુ. સામાન્ય પ્રાણીને વિષયાદિકમાં આન દ આવે છે; આ દશામા વર્તનાર પ્રાણી તેમાં આપત્તિસ્થાન દેખે છે અને તપત્યાગમા સામાન્ય પ્રાણી ભય માને છે, ત્યાં આ દશામા વર્તનારને આન દ દેખાય છે. આ દશામા વર્તતો આત્મા આત્મામા જ અવસ્થિત થાય છે એની વિચારણા આત્મિક દૃષ્ટિએ જ થાય છે આ અ તરાત્મદશા થઈ

પરમાત્મદશા તો અદ્ભુત છે એનું વર્ણન કરતાં યોગીઓ કહે છે કે એ સાકાર છે અને નિરાકાર પણ છે (પુદ્ગલ સમાન એનો આકાર નથી) એ નિષ્ક્રિય છે પરમાક્ષર સ્વરૂપ છે વિકલ્પ રહિત છે નિષ્કંપ છે નિત્ય છે આનંદમંદિર છે વિશ્વરૂપ છે સમસ્ત જ્ઞેયોનો આકાર એમાં પ્રતિબિંબિત છે અવિજ્ઞાત સ્વરૂપ છે સદાકાળ ઉદયરૂપ છે કૃતકૃત્ય છે શિવ છે કલ્યાણરૂપ છે શાંત છે નિષ્કલ (શરીર રહિત) છે, ઇંદ્રિય રહિત છે સમસ્ત જ ભ્રમણથી ઉત્પન્ન થતા ક્લેશવૃક્ષને બાળી નાખવાને માટે અગ્નિ સમાન છે શુદ્ધ છે કર્મ રહિત છે અત્યંત નિર્લેપ છે જ્ઞાનસામ્રાજ્યમાં પ્રતિષ્ઠિત છે નિર્મળ દર્પણમાં પ્રાપ્ત થતા પ્રતિબિંબ જેવી પ્રભાસ્વરૂપ છે જ્યોતિર્મય છે અનંતવીર્ય યુક્ત છે પરિપૂર્ણ છે, પુરાતન છે આઠ ગુણથી ઉપેત છે નિર્દ્વંદ્વ છે રાગ અને રોગથી રહિત છે પરિચ્છિન્ન છે સમસ્ત તત્ત્વથી વ્યવસ્થિત છે અને જે બાહ્યભાવથી ગ્રહણ કરવા યોગ્ય ન હોઈ અંતરંગ ભાવથી ક્ષણમાત્રમાં ગ્રહણ કરવા લાયક છે આ પરમાત્મસ્વરૂપ છે એ તદ્દન સ્વાભાવિક છે સંસારઅવસ્થામાં આત્મા વર્તતો હોય ત્યારે શક્તિરૂપ છે અને મુક્ત અવસ્થામાં વ્યક્તરૂપ છે. [1]આ ત્રીજી પરમાત્મદશા થઈ

આમાં ધ્યાનમાં રાખવા યોગ્ય વાત એ છે કે પ્રત્યેક આત્માનાં આ ત્રણ સ્વરૂપો છે: એ બાહ્ય–સાંસારિક ભાવમાં વર્તતો હોય ત્યારે તે બહિરાત્મા; અંતરદશામાં વર્તતો હોય ત્યારે અંતરાત્મા, અને સર્વ બાહ્ય અંતરભાવ ત્યાગ કરી એકાંત શુદ્ધ દશામાં–મૂળ ગુણમાં–રમણ કરતો હોય ત્યારે પરમાત્મા.

પંચાવનમા પદની વિચારણામાં આત્માનું સ્વરૂપ વિચાર્યું ત્યાં જણાવ્યું હતું કે આત્માના સહભાવી ધર્મને ગુણ કહેવામાં આવે છે અને આત્માના ક્રમભાવી ધર્મને પર્યાય કહેવામાં આવે છે પર્યાય ફરતા જાય છે આજે તે અમુક રૂપ ધારણ કરે છે વળી પછી તે અન્ય રૂપ ધારણ કરે છે પણ ગુણને લઈને આત્માની ધ્રુવતા કાયમ રહે છે. એના મૂળ ગુણો સાથે જ હોય છે તે વખતે ઓછા આચ્છાદિત થયેલા હોય, ત્યારે પણ તે ગુણો ત્યાં છે એ ગુણો વ્યક્ત થાય અને એનાં આચ્છાદનો સર્વથા દૂર થાય ત્યારે તે પરમાત્મસ્વરૂપ ધારણ કરી તે દશામાં અનંતકાળ સ્થિર થઈ જાય છે પણ એના ગુણો થોડા આચ્છાદિત હોય ત્યારે તે અંતરાત્મસ્વરૂપે તે દશામાં વર્તે છે. આ દશામાં તેના પર્યાયો પરાવર્તન પામ્યા કરે છે પણ તે વખતે શક્તિરૂપે તેનામાં પરમાત્મદશા જરૂર વર્તતી હોય છે. એ દશા વ્યક્ત સ્વરૂપે કરવાનો આપણો અત્યારનો પ્રયાસ છે

પરમાત્મા જ્યારે સંસારદશામાં વર્તતા હોય છે ત્યારે તેનાં નાના પ્રકારનાં નામો પડે છે. તેને ધ્યેયસ્વરૂપે ભાવવામાં આવે છે અને તેનું પરમાત્મસ્વરૂપ, જે પોતામાં શક્તિરૂપે પડેલું છે તેને પ્રકટ કરવાનું ધ્યેય સાંપડે છે ત્યારે એ આપણામાં ધ્યેયની રમણતા હોય

1 જ્ઞાનાર્ણવ પ્રકરણ ૩૧ શ્લોક ૨૨–૨૭

અને આપણે વિવિધ નામોમાં રહેલ પરમાત્મસ્વરૂપની ઝાંખી કરી શકતા હોઈએ તો આપણું સાધ્ય સુસ્પષ્ટ થાય અને આપણો પથ બરાબર પરખાઈ આવે.

આટલા માટે અનંત જ્ઞાન-દર્શન-ચારિત્રાદિ મૂળ ગુણોપેત પરમાત્મકથા તેના વિવિધ નામોમાં જોઈ શકતા હોઈએ તો આપણને ધર્મને નામે થતા મતભેદમાંથી પણ એકત્વાનુ દર્શન થાય અને વિચારભેદ અથવા વિરોધની પાછળ રહેલી સાધ્યસાપેક્ષ દૃષ્ટિની ઝાંખી થાય. આવા પ્રકારની સહિષ્ણુતા રાખવાથી અંતરશાંતિ ઉપરાંત પ્રગતિને માર્ગે પ્રયાણ થાય છે. તેથી એક અતિ સુંદર નયદૃષ્ટિ ખીલવવાની જરૂર છે.

એ દૃષ્ટિ આ છે: દરેક મત, દર્શન કે ધર્મમાં અંશ સત્ય જરૂર હોય છે. એમાંથી પરમાત્મસ્વરૂપને અનુરૂપ સત્યનો અંશ શોધી તે તરફ તેટલા પૂરતું માન ઉત્પન્ન થાય, ગુણદૃષ્ટિએ પરમાત્મસ્વરૂપ શોધાય, તો ગમે ત્યાંથી પ્રાણી સારો અર્થ મેળવી શકે છે. ધ્યાનમાં રહે કે આપણે તો ઉપર બતાવેલ પરમાત્મસ્વરૂપ શોધવું છે અને તે જે કોઈ સ્થાનેથી જેટલે અંશે પ્રાપ્ત થાય તેટલે અંશે તેને ધ્યેય તરીકે શોધવું છે, તો આપણે એ દૃષ્ટિએ શોધ કરીએ. આનંદઘનજીમાં મતઔદાર્ય ખૂબ જામ્યું હતું, તે વ્યક્ત રૂપે પરમાત્મસ્વરૂપ સારા વિશ્વમાં જોઈ શકતા હતા. તેમની દૃષ્ટિમાં નિર્મળ આત્મપ્રેમ હતો. એમણે એ સાપેક્ષ સ્વરૂપદૃષ્ટિ કેવી રીતે વિકસાવી તે હવે વિચારીએ —

૫૮

( આશાવરી )

राम कहो रहेमान कहो कोउ कहान कहो महादेव री;
पारसनाथ कहो कोउ ब्रह्मा, सकल ब्रह्म स्वयमेव री। राम० १

અર્થ—એને રામનું નામ આપો, કે કોઈ રહેમાનનું નામ આપો; કોઈ એને કહાન-કૃષ્ણનું નામ દો કે એને મહાદેવનું નામ આપો; વળી કોઈ એને પારસનાથ કહો કે બ્રહ્મા કહો, પણ તે સર્વ આ ચેતન પોતે જ છે (૧)

વિવેચન—તમે એ પરમાત્મસ્વરૂપને રામ કહો કે રહેમાન કહો, તમે એને કહાન (કૃષ્ણ) કહો કે મહાદેવ કહો; તમે એને પારસનાથનું નામ આપો કે એને બ્રહ્માનું અભિધાન આપો—એ સર્વ આ ચેતન સ્વયં જ છે. નામની સાથે વસ્તુને ખાસ સંબંધ જ નથી; જ્યાં પરમાત્મસ્વરૂપની પ્રાપ્તિ થાય ત્યાં ચેતન પોતે જ છે. એ અનંત ગુણનો સમૂહ હાજરાહજૂર છે અને એને જુદા જુદા નામ આપવાથી ફેર પડતો નથી.

---

પાઠાંતર—મહાદેવ-માહાદેવ.

શબ્દાર્થ—રામ = એ નામથી પ્રસિદ્ધ રામચંદ્રજી દેવ. રહેમાન = મુસલમાનના દેવ. કોઉ = કોઈ. કહાન = કૃષ્ણ, વૈષ્ણવના દેવ. મહાદેવ = શૈવના દેવ. પારસનાથ = જૈનોના દેવ. બ્રહ્મા = ત્રિમૂર્તિ પૈકીના એક દેવ. સકલ = પૂર્ણ. સ્વયમેવ = પોતે જ.

પરમાત્મસ્વરૂપ શક્તિરૂપે તો પ્રત્યેક આત્મામાં અંદર પડેલું જ છે; તેને માત્ર વ્યક્તરૂપે બહાર લાવવાનું છે. અને તેને જો બરાબર ઓળખી બહાર લવાય તો સર્વ ક્રિયાનું સાર્થક્ય છે. જો સ્વરૂપ બરાબર સમજ્યું હોય તો તેને પ્રકટ કરવાનું ધ્યેય થાય અને ધ્યેયની સ્પષ્ટતા હોય તો પ્રગતિકાર્ય સરળ થઈ જાય. માટે નામને અંગે ગૂંચવણમાં ન પડી જતાં એ સર્વ પરમાત્મસ્વરૂપ, સામાન્ય નયદૃષ્ટિએ જ્ઞેય છે અને વાસ્તવિક રીતે એ સ્વપ્રાપ્ય છે. આપણે ચેતન, આપણે જાતે પ્રકાશસ્વરૂપ છીએ, પરમાત્મસ્વરૂપ છીએ, અનંત ગુણશક્તિ ધરાવનાર છીએ અને પ્રયત્નસિદ્ધ પરમાત્મદશાની શક્તિરૂપ છીએ, એ વાત એક વાર ધ્યાનમાં આવી જાય તો પછી એ દશાનું નામ શું આપવામાં આવે છે તેની સાથે તકરાર ન જ હોવી જોઈએ. (૧)

भाजनभेद कहावत नाना, एक मृत्तिका रूप री;
तैसें खंड कल्पनारोपित, आप अखंड सरूप री राम० २

**અર્થ**—પ્રત્યેક વાસણ અસલ માટીરૂપ હોવા છતાં ભાજનભેદે જુદા જુદા નામે ઓળખાય છે; તે જ પ્રમાણે એક વિભાગની કલ્પના પર આરોપણ કરી (ચેતનના વિવિધ નામો બોલાય છે) પણ પોતે તો એક અખંડ સ્વરૂપી છે (૨)

**વિવેચન**—ગુણ અને પર્યાય જેનામાં હોય તે દ્રવ્ય કહેવાય છે **ગુણપર્યાયવત્ દ્રવ્યમ્**[1] એ દ્રવ્ય ની જાણીતી વ્યાખ્યા છે દરેક દ્રવ્યમાં પરિણામ પામવાનો સ્વભાવ હોય છે અને તેને નિમિત્ત મળે તે પ્રમાણે તે ભિન્ન ભિન્ન સ્વરૂપમાં પરિણામ પામે છે અને તે પરિણામોને વ્યક્ત કરે છે દ્રવ્યમાં પરિણામ ઉપજાવવાની શક્તિને ગુણ કહેવામાં આવે છે અને એ ગુણ જે પરિણામ નીપજાવે તેને પર્યાય કહેવામાં આવે છે. એટલે કે ગુણ કારણ છે અને પર્યાય કાર્ય છે દરેક દ્રવ્યમાં શક્તિરૂપે અનંત ગુણો હોય છે અને દ્રવ્ય સાથે એકરૂપ અભેદ હોવાથી અવિભાજ્ય છે આ ગુણશક્તિના ભિન્ન ભિન્ન સમયે થતા ત્રૈકાલિક પર્યાયો અનંત છે. ગુણ તો દ્રવ્ય સાથે લાગેલા હોવાથી અથવા તેના અંશરૂપ હોવાથી એ નવા ઉત્પન્ન થતા નથી અને હોય તે નાશ પામતા નથી, અને તે કારણે ગુણ નિત્ય છે અથવા અનાદિ અનંત છે આથી ઊલટું પર્યાયો તો પ્રતિક્ષણ ઉત્પન્ન થાય છે નાશ પામે છે. તે કારણે વ્યક્તિશઃ સાદિસાંત છે બાકી પ્રવાહની અપેક્ષાએ તો તે પણ અનાદિ અનંત છે કારણ કે એક પર્યાયનો નાશ થતાં તેની પાછળ બીજો

પાઠાંતર—મૃત્તિકા—મ્રતકા. તૈસેં—તેસેં સ્વરૂપ—સરૂપ

શબ્દાર્થ—ભાજન=વાસણ, ઠામ, વાસણ ભેદ=તફાવત કહાવત=કહેવાય છે નાના=જુદા જુદા મૃત્તિકા=માટી તૈસે=તે પ્રમાણે ખંડ=વિભાગ કલ્પનારોપિત=કલ્પનાથી આરોપણ કરેલ. આપ=પોતે અખંડ=ખંડ વગરનો, એક

૧ તત્ત્વાર્થસૂત્ર ૫-૩૭ આ સૂત્રની પંડિત સુખલાલજીની નોંધ અનુસાર આ વિભાગ લખ્યો છે

પર્યાય આવ્યો આવે છે આ ગુણપર્યાયનું સ્વરૂપ ખાસ ધ્યાનમા રાખવા જેવુ છે આ પરિણામો નીપજાવવાની શક્તિ અનંત હોવાથી દ્રવ્યમા થતા પર્યાયપ્રવાહ ત્રૈકાલિક અને સજાતીય છે અને એ અનંત પર્યાયપ્રવાહ એકીસાથે ચાલુ રહે છે પર્યાય ઉત્પન્ન કરવાની ભિન્ન ભિન્ન શક્તિઓથી ઉત્પન્ન થયેલા વિજાતીય પર્યાયો એક સમયે મૂળ દ્રવ્યમા એકીસાથે મળી આવે છે

આત્મામા ચેતના, આનંદ, વીર્ય વગેરે ગુણ છે એ પ્રત્યેક ગુણનો પર્યાયપ્રવાહ ચાલુ રહે છે એ રીતે પુદ્ગળમા વર્ણ ગંધ, રસ, સ્પર્શ વગેરે અનંત શક્તિઓ માલૂમ પડે છે આ રીતે પર્યાયો અનંત થાય છે અને એ પ્રત્યેક પર્યાયની કારણભૂત એક એક ગુણશક્તિ; અને આવી અનંત શક્તિઓનો સમુદાય તે દ્રવ્ય છે આ વાત ભેદદૃષ્ટિએ થઈ અભેદદૃષ્ટિએ જોતા પર્યાય પોતાના કારણભૂત ગુણસ્વરૂપ અને એ ગુણ દ્રવ્યસ્વરૂપ હોવાથી દ્રવ્ય ગુણપર્યાયાત્મક કહેવાય. આ પ્રત્યેક ગુણશક્તિનો એક સમયમાં એક જ પર્યાય વ્યક્ત થાય છે આત્મામા ચેતના આનંદ, વીર્ય આદિ શક્તિના ભિન્ન ભિન્ન–વિવિધ પર્યાયો એક સમયમા થાય છે કારણ કે આત્મા કે પુદ્ગળની અનુક્રમે ચેતના અને રૂપશક્તિ પણ નિત્ય છે માત્ર ચેતનાથી ઉત્પન્ન થયેલ ઉપયોગ–પર્યાય અથવા રૂપશક્તિથી ઉત્પન્ન થયેલ નીલ–પીતાદિ પર્યાય નિત્ય નથી. આ પર્યાયો વ્યક્તિશ: અનિત્ય છે

આ હકીકત જો બરાબર જામે તો પર્યાયપ્રવાહનું અનિત્યત્વ સમજાઈ જાય તેમ છે માટી નામના દ્રવ્યમાં અનેક રૂપો ઉત્પન્ન કરવાની ગુણશક્તિ છે એનાથી હાંડલા બને, ઘણુ બને, માટલુ બને, તાવડી બને, રમકડાં બને એ સર્વ એની રૂપશક્તિના પર્યાયો છે અને પર્યાયો કોઈ અનિત્ય છે. પણ એનામા માટીપણુ અથવા એની રૂપશક્તિ નિત્ય છે અને આપણે તો નિત્ય પદાર્થ સાથે કામ છે માટીના વિવિધ રૂપોની અંદર રૂપશક્તિ કાયમ છે નિત્ય છે અખંડ સ્વરૂપ છે એનો દેખાવ આજે હાંડલારૂપે હોય, કાલે ફરીને પીરસ થઈ જાય, ત્રીજે દિવસે એનુ માટલુ બની જાય, પણ એમા રૂપશક્તિ તો ગુણસ્વરૂપે નિત્ય છે તે પ્રમાણે પરમાત્મામાં ખંડકલ્પના કરી ગુણશક્તિના આવિર્ભાવરૂપ કોઈ એક પર્યાયને લઈ એમા કલ્પના કરી સંપૂર્ણ પરમાત્મભાવ ધારી લેવામાં આવે તે તેટલે અંશે ગુણશક્તિનો આવિર્ભાવ છે અને એ વિવિધ પ્રસંગો વખતે દ્રવ્યની અનંત ગુણશક્તિ તો તેનામા કાયમ જ રહે છે શક્તિનું વ્યક્ત સ્વરૂપ એકીસાથે, એકીવખતે તો થઈ શકતું નથી, પણ જે ગુણધર્મનું વ્યક્ત દર્શન થતુ હોય તેનો તોલ કરવામાં આવે, તેને દ્રવ્યના અભેદ સ્વરૂપે વિચારવામાં આવે તો આપ પોતે અખંડ સ્વરૂપ છે એ વાત બરાબર નજરમાં આવી જાય તેમ છે ચેતનના એક એક ગુણનો વિસ્તાર એના પ્રત્યેક પર્યાયમાં જોઈ શકાય અને એના મૂળ સ્વરૂપ સાથે સમજી લેવાય, શક્તિ અને વ્યક્તિનાં સ્વરૂપ ધ્યાનમા આવે, તો ગુણપર્યાયની દૃષ્ટિએ વાત બરાબર મગજમાં જામી જાય તેમ છે. શબ્દનયની અપેક્ષાએ ચેતનના ગુણને આ રીતે વિચારીએ તો આત્માના

મૂળ ગુણો સાથે એના જુદા જુદા નામનો મેળ ખાઈ જશે. આત્માના પર્યાયમાંથી માત્ર થોડા જ જાણી શકાય છે કારણ, આપણા (છદ્મસ્થના) જ્ઞાનની મર્યાદા નડી રહી છે. પણ જે આનંદ વીર્ય ચેતના, ચારિત્ર આદિ ગુણો આપણા વિચાર અથવા વાણીનો વિષય થઈ શકે છે તે નજરે લેતા ચેતન પોતે અખંડ સ્વરૂપ છે અને ખંડકલ્પના કરી તેમાં એકાદ ગુણશક્તિનું આરોપણ કરી તેને શબ્દનયે અમુક નામે ઓળખવામાં આવે છે અનંત ગુણોનો અખંડ સમુદાય તે જ દ્રવ્ય હોઈ એના ચિત્રવિચિત્ર પર્યાયની પાછળ એનું ગુણસમુદાયરૂપ અખંડ સ્વરૂપ પ્રાપ્ત થાય છે આ રીતે જોતા છેવટે એનું અખંડ સ્વરૂપ છે એ વાત ધ્યાનમાં આવશે. આપણે ચેતનના આ પ્રકારના સ્વરૂપને વિચારીએ. ચેતનનું સ્વરૂપ ગુણદૃષ્ટિએ અહીં ધ્યાનમાં રાખવાનું છે અને પર્યાય તો ગુણના માત્ર આવિર્ભાવ છે, એ વાત સાથે જ નજરમાં રાખવાની છે (૨)

निज पद रमे राम सो कहियें, रहिम करे रहिमान री;
करष करम कान सो कहिए, महादेव निरवाण री   राम० ३

અર્થ—નિજ સ્વરૂપમાં જે રમણ કરે છે તેને રામ કહેવામાં આવે છે અને બીજા ઉપર મહેર-કૃપા કરે તે રહેમાન કહેવાય છે. કર્મોને જે ખેંચી કાઢે તે કહાન (કૃષ્ણ) કહેવાય. અને મહાદેવ એટલે તો સાક્ષાત્ નિર્વાણ કહેવાય-મોક્ષ. (૩)

વિવેચન—શબ્દનયમાં નામની વ્યુત્પત્તિ કરવામાં આવે છે એ નિરુક્ત-પદ્ધતિ છે. આ નય પર્યાયાર્થિક છે એટલે એમાં પર્યાય-પલટનદૃષ્ટિ પર ખાસ નજર રહે છે અને વિશેષતા ઉપર ધ્યાન કેન્દ્રિત થાય છે. આ દૃષ્ટિએ આપણે ભગવાનના જુદાં નામો વિચારશું તો એના પરમાત્મસ્વરૂપના કોઈ કોઈ ખાસ ભાવ શોધી શકશું અને એ ખંડકલ્પના દ્વારા આપણે અસલ પરમાત્મસ્વરૂપની અખંડ સામાન્ય દશા પ્રાપ્ત કરવાનો માર્ગ હાથ કરી શકશું

રામ—રામ એટલે શું ? रमते इति रामः—રમે-રમણ કરે તે રામ એટલે જે પોતાના આત્મામાં રમણ કર્યા કરે તે રામ. ચેતન જ્યારે પોતાના જ્ઞાન-દર્શન-ચારિત્ર અથવા આનંદ વીર્ય કે ચેતનાગુણમાં રમણ કરે ત્યારે તે 'રામ' કહેવાય છે અંદર તો આ ગુણ છે જ પણ તે શક્તિરૂપ છે તેને વ્યક્ત કરવો તે આત્મરમણતા છે મૂળ પદમાં રમણતા છે અને એ જે કરે તેને શબ્દનયની દૃષ્ટિએ 'રામ' કહીએ.

રહિમાન—જે રહેમ કરે તે રહેમાન. 'રહેમ' કે 'રહમ' એટલે કરુણા, દયા, કૃપા. જે પોતાની અનંત દયાનો ઉપયોગ કરે, કરુણાદૃષ્ટિથી જનતાને જોઈ શકે કોઈના ઉપર

---

પાઠાંતર—કહિયે-કહીએ. રહિમાન-રહેમાન. કરે-કરશે.
શબ્દાર્થ—નિજપદ = નિજ સ્વરૂપ(માં). રમે = રમણ કરે. રહિમ = મહેર, કરુણા (રહેમ). કરે = ખેંચે, કાઢે. કાન = કૃષ્ણ. નિરવાણ = પૂર્ણ આનંદ.

કરી ગુસ્સે ન થાય પણ પ્રાણી સ્વસ્વકર્માધીન છે એવી દૃષ્ટિએ કોઈ માધ્યસ્થ્ય વૃત્તિ ધારણ કરે તે 'રહેમાન

કહાન—એટલે કૃષ્ણ. કૃષ્ણનું બીજું નામ કાન, કહાન છે. કૃષ્ણ શબ્દ કૃષ્ ધાતુમાથી નીકળ્યો છે એનો અર્થ વાવવું, ખેચવું, કાઢવું એવો થાય છે એનો અર્થ દાબવું નાશ કરવો (vanquish overpower) પણ થાય છે દા. ત. बलवानिन्द्रियग्रामो विद्वांसमपि कर्षति (મનુસ્મૃતિ. ૨-૨૧૫). એટલે જે કર્મો ઉપર વિજય મેળવે તે કહાન, કાન. પરમાત્મદશામાં કર્મો પર સંપૂર્ણ વિજય વ્યક્ત રૂપે જાણીતો છે એટલે આ આત્માની પરમાત્મદશાને સૂચવનાર કાન' કે કૃષ્ણનું નામ સ્વયં બ્રહ્મ સ્વરૂપ છે એનો ખ્યાલ તાજો કરે છે

મહાદેવનું સ્વરૂપ બતાવવા શ્રીમાન્ હરિભદ્રસૂરિએ એક આખું અષ્ટક લખ્યું છે જેને ક્લેશોત્પાદક રાગ બિલકુલ નથી, જેને સમતારૂપ ઇંધનનો નાશ કરનાર દાવાનળ જેવો દ્વેષ નથી, જેને સદ્જ્ઞાન આચ્છાદક અશુદ્ધ મોહ પણ નથી, તે ત્રણ લોકમાં પ્રસિદ્ધ મહિમાવાળા 'મહાદેવ' કહેવાય છે જે વીતરાગ છે સર્વજ્ઞ છે શાશ્વત સુખના સ્વામી છે, ક્લેશકર કર્મરજથી રહિત છે શરીર રહિત છે સર્વ દેવને પૂજ્ય છે સર્વ યોગીઓને આરાધ્ય છે સર્વ નીતિના ઉત્પાદક છે તે મહાદેવ છે[1] આ મહાદેવ શબ્દ કોઈ જગ્યાએ શિવના પર્યાયશબ્દ તરીકે પણ વપરાયલો જોવામાં આવે છે મહાદેવની ઉપર જણાવેલ વ્યાખ્યામાં જે પરમાત્મસ્વરૂપ બતાવ્યું છે તે વ્યક્ત પરમાત્મદશા સૂચવે છે અને એમા શરીરનો પણ ત્યાગ જણાય છે મહાદેવ એટલે તો સાક્ષાત નિર્વાણ. નિર્વાણ એટલે શુદ્ધ આત્મદશાનો સાક્ષાત્કાર, પરભાવરમણતાનો સર્વથા ત્યાગ અને અનંત આનંદમાં રમણતા. આ સ્વરૂપે મહાદેવને પિછાનવા, સમજવા કે ધ્યાવવા એ તો જીવનનો ખરો લહાવો છે સ્વયં બ્રહ્મનો સાક્ષાત્કાર છે, આત્મવિભૂતિની પ્રાપ્તિ છે અને આજનલોકમાં સ્નેહ વૈવિધ્યનું સમીકરણ છે (૩)

परसें रूप पारस सो कहिये, ब्रह्म चीन्हे सो ब्रह्म री।
इह विध साधो आप 'आनंदघन,' चेतनमय निःकर्म री राम० ४

અર્થ—જે પોતાના સ્વરૂપને સ્પર્શે–દેખે તેને પારસ કહીએ અને નિજ શુદ્ધ

પાઠાંતર—સો–ત્યાંઃ ત્રણે ઠેકાણે છે નિઃકર્મ–નિઃકર્મ

શબ્દાર્થ—પરસે = સ્પર્શે ત્રણે. ચીને = જાણે. બ્રહ્મ = નિજ શુદ્ધ સ્વરૂપ. ઇહ વિધ = એ રીતે. સાધો = અનુભવસિદ્ધ કરો. આપ = પોતે જ આત્મા. ચેતનમય = ચૈતન્યસ્વરૂપ. નિઃકર્મ = કર્મ રહિત.

१ यस्य संक्लेशजननो रागो नास्त्येव सर्वथा । न च द्वेषोऽपि सत्त्वेषु शमेन्धनदवानलः ॥
न च मोहोऽपि सज्ज्ञानच्छादनोऽशुद्धवृत्तकृत् । त्रिलोकख्यातमहिमा महादेवः स उच्यते ॥
यो वीतरागः सर्वज्ञो यः शाश्वतसुखेश्वरः । क्लिष्टकर्मकलातीतः सर्वथा निष्कलस्तथा ॥
यः पूज्यः सर्वदेवानां यो ध्येयः सर्वयोगिनाम् । यः स्रष्टा सर्वनीतीनां महादेवः स उच्यते ॥

સ્વરૂપને જુએ તે બ્રહ્મા કહેવાય. આ રીતે ક્રમે કરીને સ્વભાવ સિદ્ધ કરો તો આપ (આત્મા–પોતે જ) આનંદઘન છે ચૈતન્યસ્વરૂપ છે અને કર્મ (મળ) થી રહિત છે (૪)

વિવેચન—પારસ–પરસવું એટલે સ્પર્શવું પુરાણી કથામાં પારસમણિની વાત આવે છે. એ એક જાતનો કીમતી પથ્થર અથવા રત્ન હોય છે એનામાં એવી દૈવી શક્તિ હોય છે કે એને લોઢાનો સ્પર્શ થાય એટલે લોઢું સોનું થઈ જાય છે અંગ્રેજીમાં એને Philosopher's stone કહે છે અને આપણી પ્રચલિત ભાષામાં પારસમણિ કે કરસમણિ કહેવામાં આવે છે મંત્રતંત્રના યુગમાં દરેક તાન્ત્રિકનું સાધ્ય આવો પારસમણિ પ્રાપ્ત કરવાનું રહેતું હતું મૂળ સ્વરૂપમય બનાવી દે તે પારસ (પારસનાથ–પાર્શ્વનાથ) કહીએ. એટલે એનો પ્રસંગ પડતાં એ, પારસમણિના સ્વભાવની પેઠે ચેતનને જ્ઞાન–દર્શન–ચારિત્ર વીર્યમય બનાવી દે છે અને શક્તિરૂપે પડેલા ગુણોને વ્યક્ત કરે છે

બ્રહ્મ—એટલે સત્ય. બ્રહ્મ એટલે પરમાત્મતત્ત્વ. બ્રહ્મ એટલે સત્ ગુણાતીત અબાધિત વિશુદ્ધ ચિત્સ્વરૂપ. બ્રહ્મસ્વરૂપ જાણવું મુશ્કેલ કાર્ય છે એના સગુણ–નિર્ગુણ વિભાગ થાય છે એ શબ્દ પર આખો ગ્રંથ લખાયેલ છે બૃહદારણ્યકમાં **અહં બ્રહ્માસ્મિ** એ એક સૂત્રના આશય પર પચાસ પૃષ્ઠો લખાયેલાં છે સામાન્ય રીતે આત્માનું મૂળ સ્વરૂપ, એનો ચેતના ગુણ, એના અનંત રત્નત્રય, એનું અચિંત્ય વીર્ય—એ સર્વનો સમાવેશ એક બ્રહ્મ શબ્દમાં થાય છે. આ બ્રહ્મને ચિહ્નને–જાણે–દર્શાવે તે બ્રહ્મા.

આવી રીતે ચેતનરાજને સાધો, આનંદઘનને સમજો, આનંદઘનને એના સ્થાન પર લઈ આવો. આવા પ્રકારની સાધના કરશો ત્યારે જણાશે કે આપ–પોતે જ આનંદનો ઘન છે. એ ચૈતન્યસ્વરૂપ છે અને જાતે નિષ્કર્મા છે. એને કોઈની પ્રાર્થના કરવી પડે તેમ નથી. પોતે જ અખંડ આનંદ સ્વરૂપ છે અને આનંદનું ધામ છે અને ચેતનને પુદ્ગલથી જુદો પાડનાર ગુણ—ચેતનાશક્તિ—એનામાં છે માત્ર જે શક્તિ અત્યારે અંદર સત્તારૂપે પડેલી છે તેને વ્યક્ત કરવાની છે એ ચેતનની આસપાસ કર્મનું જાળું લાગેલું છે એ પણ પર્યાય વસ્તુ છે ચોંટી ગયેલી છે પણ છૂટે તેવી છે; માત્ર એને દૂર કરવા પુરુષાર્થ કરવો પડે તેમ છે (૪)

ઉપસંહાર—આ પદમાં ભારે વિશાળ દૃષ્ટિથી સહિષ્ણુભાવ બતાવ્યો છે. અત્યારે ધર્મને નામે જે વાદાવાદી અને ઝઘડાઓ જોવામાં આવે છે અપાર નાના મતભેદને કારણે જે મોટાં તોફાનો થાય છે અને હાલમાં પણ ગચ્છ મત, ક્રિયા અને દર્શનના ભેદો, કિંડ મુસ્લીમના ઝઘડા ફાટી નીકળતા જોવામાં આવે છે તેની પાછળ ધર્મની સાચી પિછાન નથી. ધર્મને નામે તકરાર ન હોય. ધર્મને નામે લોહીની નદીઓ ન હોય. ધર્મને નામે તો અખંડ શાંતિ, આત્મવિચારણા અને શમ, સંવેગ અને નિર્વેદના ઉલ્લાસ હોય.

વાત મોટે ભાગનો પ્રકાર કાંઈક આવી રીતે બન્યો લાગે છે. આત્મસાધન કરીને

ઇષ્ટ લાગ્યું તે માટે સાધનો યોજાયાં, પણ જતે દિવસે એ સાધનો જ સાધ્ય મનાઈ ગયાં અને પછી તો ભાવનો કોઈ ભાવ જ પૂછે નહિ! જ્યાં સાધનધર્મમાં સાધ્યપણાનો આરોપ થઈ જાય ત્યાં પછી મતભેદની બાકી જ ન રહે. ખરી વાત એ છે કે સાધન ધર્મના મતભેદમાં આપણે ગૂંચાઈ જવું ન ઘટે. આ ભવસમુદ્રનો પાર પામી સંસારની ખુસરીમાંથી મુક્તિ મેળવવી છે. પછી કોઈને યોગ્ય લાગે તો તપયોગે મેળવે, કોઈ જ્ઞાનયોગે મેળવે, કોઈ ક્રિયાયોગે મેળવે અને કોઈ ધ્યાનયોગે મેળવે એમાં વાંધો શો હોઈ શકે? પ્રત્યેક આત્માના વિકાસના માર્ગો અલગ અલગ હોય છે. કોઈને ક્રિયામાં મઝા આવે, કોઈને જંગલમાં બેસી આત્મચિંતનમાં મજા આવે અને કોઈને સમાજસેવામાં મોજ આવે. જો સાધ્ય સ્પષ્ટ હોય તો માર્ગનો ઝઘડો સમજણ વગરનો છે. આ એક વાત થઈ.

અને દરેક દર્શનકારોએ પોતાને સૂઝ્યું તેવું અને તેટલું સત્ય જ પ્રકાશિત કર્યું છે. સંપૂર્ણ સત્ય શોધવા માટે જીવનભરનો અભ્યાસ અને વિશિષ્ટ તત્ત્વગ્રાહી બુદ્ધિ જોઈએ, પણ એ સર્વને પ્રાપ્ય નથી. તો સત્યના અંશોને સમજી–સ્વીકારી વિકાસના બતાવેલા માર્ગે પ્રયાણ કરવામાં આવે અને દર્શનો તરફ સમબુદ્ધિ રાખવામાં આવે તો કામ થાય તેમ છે. શાંતિથી પોતાનું આત્મસાધન કરવું, પોતાની ચેતનાનો વિકાસ થાય તેવા માર્ગો શોધવા, તેને અનુસરવું અને ફરી પણ વિધિ નિષેધની ગૂંચવણમાં પડી જઈ અન્યની ટીકા કે અવહેલના ન કરવી—એટલું જો કરવામાં આવે તો આત્મસાધના થઈ શકે તેમ છે અને અંશ–સત્યો સર્વ દર્શનમાં છે તે વાત સમજવામાં આવે તો સર્વ કોઈથી સારો અર્થ સમજી શકાય તેમ છે. જે ધર્મક્રિયાથી આત્મશાંતિ મળી ઘટે, જ્યાં સંસારના તાપથી બળેલા આવી ઠંડક મેળવવા જાય, ત્યાં જ ધમધમાટ મારામારી અને કકળાટ મળી આવે તો પછી આત્મવિકાસ ક્યાં થાય? ક્યારે થાય? કયે માર્ગે થાય?

એટલા માટે રામમાંથી કે રહેમાનમાંથી, કાનમાંથી કે મહાદેવમાંથી, પારસનાથમાંથી કે બ્રહ્મમાંથી એનું મૂળ અખંડ સ્વરૂપ શોધી લો, એના નાના–નાના ભેદમાં ભૂલા ન પડી જાઓ, શુદ્ધ ચિદ્ઘનમય આત્મદશાનું અનંત અને અનન્ય સ્વરૂપ વિચારી–ભાવી તેને ત્યાંથી મેળવી લો; સર્વાંશે ન મળે તો મળે તેટલે અંશે પ્રાપ્ત કરો અને અનંત સદાનંદ પ્રાપ્ત કરવાને માર્ગે ચડી જાઓ. બાકી જ્યાં ત્યાં ધર્મને નામે વાડા બંધાઈ ગયા હોય કે દુકાનદારીઓ ચાલતી હોય તેના ઝપાટામાં આવી ગયા અને ત્યાં ચક્કરમાં ચડી ગયા તો ફેરા નામના થશે, પણ સ્વરૂપપ્રાપ્તિ તરફના, સાધ્યમાર્ગે ગમનના કે અંતરદશા પ્રાપ્ત કરવાના માત્ર દર્શનની આશાને નામે મીંડું સમજવું.

વિશાળ દૃષ્ટિ કેળવવાના અનેક દાખલાઓ નોંધાયેલા છે. થોડાક દાખલા અત્ર જોઈ જઈએ —

પ્રથમ સોમનાથ (પાટણ)ના મંદિરમાં પ્રવેશ કરવાનો હતો, કુમારપાળ મહારાજ

હાજર હતા. હેમચંદ્રાચાર્ય એક બાજુએ અને બીજી બાજુએ બૃહસ્પતિ સંન્યાસી હાજર હતા. તે વખતે જૈનાચાર્ય હેમચંદ્રમહારાજે નીચે પ્રમાણે દેવ સોમેશ્વરની સ્તુતિ કરી.—

भवबीजाङ्कुरजनना रागाद्याः क्षयमुपागता यस्य । ब्रह्मा वा विष्णुर्वा, हरो जिनो वा नमस्तस्मै ॥

—ભવ (સંસાર) બીજના અંકુરને ઉત્પન્ન કરનાર રાગ વગેરે (કામ, ક્રોધ, લોભ, મોહ, મદ, મત્સર) જેના ક્ષય પામી ગયા છે તે પછી બ્રહ્મા હો, અથવા વિષ્ણુ હો, અથવા હર (શિવ–મહાદેવ) હો, અથવા જિન (તીર્થંકર) હો—તેમને હું નમસ્કાર કરું છું.

આ પદમાં જે વસ્તુ બતાવી છે તે જ અત્ર બીજા આકારમાં બતાવી છે. મારે નામ સાથે કામ નથી, જેનામાં આત્મસ્વરૂપ જાગ્યું હોય, જેના રાગદ્વેષ ગયા હોય, તેને ગમે તે નામે હું નમસ્કાર કરું છું મારે નામ કે આકાર સાથે સંબંધ નથી; મારે સ્વરૂપ પ્રાપ્તિ કરવી છે અને એ આત્મસ્વરૂપ જ્યાં શુદ્ધ સ્વરૂપે પ્રકટ થયું હોય ત્યાં મારો નમસ્કાર છે માટે તે આદરણીય આદર્શ છે

આવો જ વિચાર શ્રીમાન હરિભદ્રસૂરિએ બતાવ્યો છે :—

पक्षपातो न मे वीरे, न द्वेषः कपिलादिषु । युक्तिमद्वचनं यस्य तस्य कार्यः परिग्रहः ॥

—વીરપ્રભુ પ્રત્યે મારો પક્ષપાત નથી, તેમ જ કપિલ કે કણાદ, બ્રહ્મા કે બુદ્ધ કોઈ તરફ મારો દ્વેષભાવ પણ નથી. જેનું વચન યુક્તિયુક્ત હોય તેનો જ સ્વીકાર કરવો જોઈએ.

આ એક સુંદર જ દૃષ્ટિબિન્દુ છે. બુદ્ધિશાળી માણસની બુદ્ધિને અસર કરે એવી પરીક્ષામાં પસાર થાય, એની તાવણીમાં શુદ્ધ કથનસ્વરૂપે નીકળી આવે એવું જે વચન હોય, જે ન્યાય–તર્કના સર્વ નિયમોને અનુરૂપ હોય, જેમાં હેત્વાભાસ કે ગોટાળા ન હોય, જેમાં પરસ્પર વિરોધ ન હોય, તે વચનનો અને તે દ્વારા તેના પ્રણેતાનો સ્વીકાર કરવા દ્વારા આ સૂત્રમાં મૂળ વિશાળતા રાખવી જણાય છે

જો પરમાત્મસ્વરૂપ પ્રાપ્ત કરવાની તમન્ના લાગી હોય, જો ભેદભાવ કરવાની વૃત્તિ શાંત થઈ ગઈ હોય, જો સત્ય કે તેના અંશો જ્યાં જેટલા મળે ત્યાં તેટલા પૂરતો તેના ઉપર અંતરંગ રાગ થતો હોય, તો આવી દૃષ્ટિ ઊભી અંદર કેળવવાનો આ માર્ગ છે પણ એને રાજમાર્ગ કહી શકાય તેમ નથી. આવી વિશાળ દૃષ્ટિ ઇચ્છનીય હોય છે પણ એ સહજ પ્રાપ્તવ્ય નથી. કારણ, ધર્મના વિકાસ સાથે એક સાંકડી દૃષ્ટિ પ્રગુણપણાને સાથે જ બીજે છે અને પછી તો પોતાની વાત જ સાચી હોઈ શકે અને બીજે સત્ય ન જ હોઈ શકે એ વાત એના મનમાં એવી જડબેસલાક બેસી જાય છે કે એને અન્ય ધર્મીઓને મિથ્યાત્વી કહેવામાં રસ લાગે છે અને પછી તો પક્ષભેદ એવો જામતો જાય છે કે એનામાં અંધતા આવતી જાય છે; બાકી આમાં મજા નથી; મજા વિશાળ દૃષ્ટિમાં છે, અનેકાંતોનું સ્વરૂપ જમાવવામાં છે મધ્યસ્થ ભાવને પોષવામાં છે. અને ખાસ મજા સત્યને ઓળખવામાં છે. આ સ્વરૂપ પ્રકટ કરવું એ આપણું કર્તવ્ય છે.

એ પ્રકટ કરવા માટે શરૂઆતમાં આદર્શ જોઈએ. એ આદર્શ ધ્યેય પૂરું પાડે છે એના સ્વરૂપને સમજવામાં બની શકે તેટલી સ્પષ્ટતા આવશ્યક છે પણ એ વિચારસ્પષ્ટતા ન થઈ શકે તોપણ એક વાત જરૂર કરી શકાય તેવી છે. બની શકે તેટલી સમદર્શિતા રાખવી, ક્ષયોપશમ પ્રમાણે સત્યશોધન કરવું અંશ-સત્યોને સત્ય તરીકે સમજવાં અને સ્વીકારવા, એ ધ્યેયના નામમાંથી પણ આત્મગુણ મેળવવા અને કેળવવા અને જ્યાં નજર ન પહોંચે ત્યાં વિરોધ ન કરતાં પોતાની જ્ઞાનમર્યાદા સમજી લેવી, પણ એવું કોઈ કામ કરી ન બેસવું કે જેથી પ્રગતિનાં દ્વાર બંધ થઈ જાય. આત્મપ્રગતિના માર્ગે પગથિયે પગથિયે આગળ વધાય છે પણ એમાં આંતર વિકારો આવે તો પ્રગતિ અટકી જાય છે અને એનું જોર વધારે પડતું થઈ પડે તો પશ્ચાદ્ગતિ પણ થઈ જાય છે સાથે એ પણ ધ્યાનમાં રાખવું કે આપણો મોક્ષ આપણે જ સાધવાનો છે બહારનો કોઈ વિમાન લઈને આવે અને આપણે મોક્ષ નામના મંદિરે સડસડાટ ચઢી જઈએ એ વાત બનવાની નથી.

આથી ઉદારતાપૂર્વક જ્યાંથી આત્મતત્ત્વ જેટલે અંશે પ્રાપ્ત થાય તેટલે અંશે શોધવું અને જ્યાં આગળ ન વધાય ત્યાં સમભાવ-મધ્યસ્થભાવ રાખવો. પરમાત્મગુણ દુનિયામાં અંશે અંશે છૂટા છૂટા સર્વત્ર ભરેલા છે મારા તમારામાં પણ થોડે-વધતે અંશે જરૂર છે એમાંથી જ્યાંથી પ્રકટ ગુણ મળે ત્યાંથી શોધવામાં જરા પણ વાંધો નથી. પણ અમુકમાં અમુક વાત નથી એવી નકારાત્મક નીતિ ધારણ કરવાને બદલે જ્યાં જ્યાં જેટલે જેટલે અંશે પરમાત્મગુણ મળી આવે ત્યાં ત્યાંથી તેટલે તેટલે અંશે એને સ્વીકારવામાં વાંધો નથી. એમાં અભિનિવેશમિથ્યાત્વ કહી ટીકા કરવામાં આવે તો તેમાં ગભરાવા જેવું નથી.

અંશસત્ય ગ્રાહ્ય છે બુદ્ધિ પારખવી છે અને પૃથક્કરણશક્તિ પાસાદાર છે આદર્શ ચેતનાધર્મને ઓળખવાનો છે અને અંતિમ સાધ્ય આ ચક્રભ્રમણનો ત્યાગ કરી નિષ્કર્મા થવાનો છે આ આત્મગુણ જ્યાંથી મળે ત્યાંથી લેવામાં કોઈ પ્રકારનો વાંધો નથી અને એને અટકાવવા પ્રયત્ન થાય ત્યાં દયા ખાવા જેવી સ્થિતિ છે અન્યની દયા ખાઈ શકાય તેટલું પોતાનું સ્થાન ન હોય તો બેસી રહેવું, પણ ધર્મને નામે ઝઘડામાં ભાગ લઈ આત્મપ્રગતિ આડી વાડ ન થવા દેવી. માર્ગ સીધો અને સરળ છે પણ કાંટા, ટેકરા આવે તેમાં અટવાઈ પડવા યોગ્ય નથી. અંતરાત્મદશાના વાંછુઓએ બહુ ચેતીને ચાલવા જેવું છે અને કોઈ રીતે પોતાનો માર્ગ બગડવા દેવા જેવું નથી. આત્મગુણો શોધતા સમજાય તેવા છે અને તેને રોકનાર તત્ત્વો વિચાર કરતાં જાણી શકાય તેવાં છે ધર્મને નામે વિખવાદ, વાડાબંધી કે ધમાધમ ન ઘટે. શુદ્ધ નિરંજન નિરાકાર સ્વરૂપ પ્રાપ્ત કરવાના શુદ્ધ આશયવાળા તો પ્રત્યેક વાતમાંથી અંતરાત્મસ્વરૂપ શોધી લે, ન મળે તો આંખ મીંચી દે કે ઉંબર પર તાળું મારે, પણ એ વિઘ્નને વધારે નહિ.

## પદ અડસઠમું

**ભૂમિકા**—આ પદમાં સત્સંગનો મહિમા બહુ ભવ્ય રીતે ગાયો છે અને તેને ભગવત્પૂજા કે ઇંદ્રની પદવી કે રાજ્યપ્રાપ્તિ કરતાં પણ ઉચ્ચ સ્થાન આપ્યું છે એ વાતમાં ખૂબ રહસ્ય જણાય છે. આ પ્રાણી નિમિત્તવાસી છે. એનામાં ગમે તેટલી મૌલિકતા કે શક્તિ હોય, છતાં તે પોતાનું આધાર—આપેક્ષ્યસ્વભાવનું તત્ત્વ તજી શકતો નથી. પોતે જે સંયોગોમાં મુકાય, જે દેશકાળના સંયોગોમાં આવી પડે, તેને તે ઘણું ખરું આધીન થઈ જાય છે. એક માબાપના બે પોપટ-બચ્ચાંઓની કથા જાણીતી છે. એક સાધુની સોબતમાં 'આવો, પધારો, મઠમાં આસન કરો, પરમાત્મનામનો પરિચય કરો'—આ શબ્દો બોલતા શીખ્યો; અને બીજો 'મારો, કાપો, ધાડ પાડો, લૂંટો'—એવું ચોરની પલ્લીના પરિચયમાં શીખ્યો. તેથી જો સજ્જન-સંત-સાધુનો પરિચય રાખ્યો હોય તો વાતાવરણની ચોખ્ખી વિશુદ્ધિ રહ્યા જ કરે છે. એક મનુષ્ય કેવો છે એની પરીક્ષા કરવી હોય તો તેના સોબતીઓ કેવા છે તે જોવાથી તેની ચારિત્ર-વર્તના જાણી શકાય છે. હંમેશા સરખા અભિપ્રાયવાળાની સોબત થાય છે અને ટકે છે 'समानशीलव्यसनेषु सख्यम्'—એટલે એકસરખા ચારિત્ર અને ટેવવાળાની મૈત્રી હોય છે. સોબતની અસર જેમ પોતે બીજા પર પાડી શકે છે એમ બીજાની અસર પોતા પર જરૂર થાય છે. માટે સત્સંગનો મહિમા ઘણો મોટો છે. સાધુસંગતિ આખા મનોવિભાગને ફેરવી નાખે છે અને સારે રસ્તે ચઢાવી દે છે. સંતના સંગમાં આવનાર પછી તો દુર્જન કે દુરાચારીના પરિચયમાં આવતા પણ સંકોચાય છે. સારી સોબતમાં ફસનાર ઉન્માર્ગે ચઢી રસ્તે આવી જવાના વ્યવહારમાં અનેક દાખલા નોંધાયા છે અને ખોટી સોબતમાં રહેવાથી ખાનદાનના વંશજો ખોટે રસ્તે ઊતરી આખરે હેરાન-પરેશાન થતા જોવામાં આવ્યા છે. એટલે સાધુસંગતિનો મહિમા જબરો છે.

છાસઠમા પદમાં પ્રભુદર્શન થવાનાં કારણોમાં અને સ્વરૂપદર્શન કરવાના કારણ તરીકે 'સાધુસંગતિ' અને ગુરુમહારાજની કૃપા બતાવી હતી તે ધ્યાનમાં હશે. એ સાધુસંગતિનો મહિમા આ પદમાં ગાયો છે તે આપણે વિચારી જઈએ. આ પદનો અર્થ અને વિવેચન કરવામાં પૂ. શ્રી ગંભીરવિજયજી ગણી મહારાજે બતાવેલ અર્થ ઉપરાંત ટબો અને મિત્રની નોંધ પણ પ્રાપ્ત થયેલ છે એટલે વિવેચનને સંક્ષેપી અર્થ પર વિસ્તાર વધારે કરવાનું બનશે.

साधु संगति बिनुं कैसें पइये, परम महारसधाम री;
कोटि उपाय करै जो बौरो, अनुभवकथा विसराम री. साधु० १

**અર્થ**—સંત-મુનિની સોબત વગર કોઈ ગાંડો માણસ કરોડો (ગમે તેટલા)

---

પાઠાંતર—બિનુ-બિન. પઇયે-પૈયે. ધામ-ધામ. કોટિ-કોટ. બૌરો-વૌરો. વિસરામ-વિરામ.

શબ્દાર્થ—સાધુ = આત્મસ્થિત, સિદ્ધ, આગમાનુસાર કરણી કરનાર સત્પુરુષ, ત્યાગી, મુનિ. સંગતિ = સોબત. બિનુ (બિન) = વગર, વિના. કૈસેં = કેવી રીતે. પઇયે (પૈયે) = પામીએ, મેળવીએ. પરમ = મોટા. મહારસ = આત્માનુભવરૂપ રસ. ધામ = (તેનું) ઘર. કોટિ = કરોડો, ગમે તેટલા. ઉપાય = ઇલાજ. કરૈ = કરે, કરતો છતાં. જો = જે કોઈ. બૌરો = બાવરો, ઘેલો, ભોળો. વિસરામ = આરામ (વિરામ = અંત, છેડો)

ઉપાયો કરે, પણ અનુભવકથાના આત્મરૂપ અતિ ઉત્કૃષ્ટ મહારસના ધામ–સ્થાન (મોક્ષ)ને કેવી રીતે પ્રાપ્ત કરે ? ( ન જ પ્રાપ્ત કરી શકે ) (૧)

વિવેચન— અનુભવ મિત્રનો મહિમા આ પદોમા વારંવાર ગાયો છે ચેતના વારંવાર એની પાસે ફરિયાદ કરે છે એને નાના દિયર જેવો ગણ્યો છે ૮ ૧૩ ૧૪ ૫ મા પદો અનુભવને ઉદ્દેશીને લખાયાં છે ચૌદમા પદમા એનો ચેતન અને ચેતનાની સાથેનો હિતસ્વી સબંધ વ્યક્ત કર્યો છે અને પદોમાં ઠામઠામ અનુભવમિત્રને આગ્રહ કરીને એની સહાય ચેતન અને ચેતનાએ માગી છે. આવી અનુભવની કથા તો હારબંધ ચાલ્યા જ કરે. એના ઉપર પૂર્ણવિરામ ક્યારે થાય ? ક્યાં આવે ? આ અનુભવકથાનું અંતિમ વિશ્રામ સ્થાન પરમ મહારસધામ પ્રાપ્ત કરવામા આવે છે અને કાર્યસિદ્ધિને પરિણામે સર્વ ક્લેશોનો અંત આવે છે આ પદોમાં આનંદનો મહિમા વારંવાર ગાયો છે. આ આનંદ મહારસ જ્યાં સદા પ્રાપ્ત થતો રહે તે મહારસધામ છે, એ મુક્તિપુરી છે એ આનંદની પરાકાષ્ઠા છે અને એ ઉત્કૃષ્ટ અંતરાત્મદશાની પરાકાષ્ઠાએ આવી સ્ટેજ પર પરમાત્મદશા છે. આ આત્મિક આનંદ એક અનોખી વસ્તુ છે એને ચાલુ અનુભવાતા પૌદ્ગલિક આનંદ સાથે સબંધ નથી. આ આનંદ જે સ્થાનકે મળે તેને પરમ મહારસધામ કહેવામા આવે છે એની સ્થિતિ અક્ષય, અનંત, અવ્યાબાધ છે. એ પ્રાપ્ત કરવા સર્વ પ્રયાસ થાય છે. વસ્તુત. એને અમુક સ્થાને શોધવાના વિચારને બદલે એ અમુક પરિસ્થિતિમાં અનુભવનો વિષય થાય છે, એમ સમજવું વધારે સુયોગ્ય છે.

દુનિયામા વીર, શૃંગાર, હાસ્ય, કરુણ, ભયાનક બીભત્સ રૌદ્ર અને અદ્ભુત રસ જાણીતા છે એ ઉપરાંત નવમો શાંતરસ છે એ નવમો રસ એની ઉત્કૃષ્ટ દશામાં હોય ત્યારે ભારે અંતર આનંદ આપે છે અને તે વખતે એને મહારસનું નામ આપવામા આવે છે. એ મહારસ એની ઉચ્ચામા ઉચ્ચી કોટિએ જે આંતરદશામા પ્રાપ્ત થાય તેને પરમ મહારસ ધામ કહેવામાં આવે છે. પણ એ દશાએ પહોંચવા, પહેલા એ રસની સેવના કરવી પડે છે. આવો મહારસ જે આત્મિક દશામા અનુભવાય, અને આખરે જ્યાં સર્વ અનુભવકથાઓનો છેડો આવી જાય, એવી પરમ આત્મિક દશા કેમ પ્રાપ્ત થાય, એવો સહજ પ્રશ્ન થાય છે. તેના જવાબમા કહે છે કે બીજા ગમે તેટલા ઉપાય માણસ કરે, એ સર્વ નકામા છે એ ઉત્કૃષ્ટ મહારસમય આત્મિક પરિસ્થિતિ સાધુપુરુષની સોબત વગર કેમ મળી શકે ? એનું કારણ એમ છે કે આ પ્રાણી નિમિત્તવાસી છે એને જેવું વાતાવરણ મળે તેવો તેને થઈ જતા વાર લાગતી નથી. એટલે સત્પુરુષની સોબત કરે તો તેને ત્યાગ, વૈરાગ્ય અને આંતર સયમના જ વિચાર આવે છે પણ એ જો દુન્યવી રસવાળાની સોબતમાં પડી જાય તો ત્યા એને પૈસા, સ્ત્રી, પુત્રપરિવાર અને પરિગ્રહની જ વાતો નજર સન્મુખ તર્યા કરે છે. અને એ પોતાની જીવનયાત્રાની સફળતા આવી પ્રાપ્તિમાં માની બેસે છે. પણ જ્યારે સત પુરુષોના પરિચયમા આવે છે ત્યારે તેને વસ્તુવિચારણા થાય છે, ધન–યૌવનની

વિવેચન—સાધુસંગતિ કેવી છે? એને કલ્પવૃક્ષ સાથે સરખાવે છે. કલ્પવૃક્ષ એની છાયામાં બેસનારને બહુ સારી ઠંડક આપે, એની નીચે આવી આવી જે ચીજ માગે તે કલ્પવૃક્ષ તેને આપે અને મનની સર્વ વાંછા પૂરી પાડે અને ન ઇચ્છવા યોગ્ય સર્વ અનિષ્ટ વસ્તુઓને ટાળે. કલ્પતરુનો આવો મહિમા આપણું અન્યત્ર સાંભળ્યો છે આ સાધુસંગતિ કલ્પવૃક્ષ જેવી છે કલ્પવૃક્ષ જેમ બહુ શીતળ હોય છે અને તેની નીચે બેસનારને ઠંડક આપે છે તેમ સાધુસંગતિ પણ બાહ્ય અને અંતરની શાંતિ આપે છે. એટલે એનો પ્રસંગ કરવાથી એ જ્ઞાન, શાંતિ, વૈરાગ્ય વગેરે અનેક ફળને આપનારી નીવડે છે એની પાસે જઈને જે ફળ માગો તે મળે તેમ છે.

વળી સાધુસંગતિ સારો ઠંડક આપનાર છે તમે ગમે તેટલા સંસારના તાપથી તપી ગયા હો આ છાંયડાનો આશ્રય કર્યો એટલે શાંતિ થઈ જાય છે અને જાણે ગરમીના જેમ હાશ ! નો ઉદ્ગાર નીકળી પડે છે તેવી અંતર મનોદશા થાય છે. સાધુસંગતિથી મનોવાંછિત ફળે છે અને અવાંછિત કે અનિષ્ટ દૂર થાય છે. સત્સંગ કરનારની વાંછા શી હોય? એ વાંછા એની પૂરી થાય એટલે એ માર્ગે ચઢી જાય, અને ન ગમે તેવાં અનિષ્ટ દૂર થાય. આ તો કલ્પવૃક્ષ કે સત્સંગનો સીધો મહિમા છે. તે ઉપરાંત ભવભ્રમણજન્ય મહાતાપ સાધુસંગતિથી બુઝાઈ જાય. કલ્પવૃક્ષ જેમ ગરમીને ઓછી કરી નાખે તેમ સત્સંગ સંસારના તાપ-તડકાને ખલાસ કરી નાખે. સાધુસંગતિનો આવો મહિમા છે, સત્સમાગમનો આવો ચમત્કાર છે. (૨)

चतुर विरंची विरंच न चाहूं, चरणकमल मकरंद री;
को हरि भगति विचार दिखावे, शुद्ध निरंजन चंद री   साधु० ३

અર્થ—હું તો નાનાપ્રકારના રૂપ ઘડવાવાળા બ્રહ્માને ન ચાહું કે તેના ચરણકમળની સુવાસ ન ચાહું; કોઈક ભાગ્યશાળી હરિભક્તિના વિહારસ્થાનો બતાવે અને કોઈ મેલ-મળ વગરના શુદ્ધ ચંદ્રને બતાવે, પણ (હું તો એ કોઈ વસ્તુની વાંછા) કરતો નથી. (૩)

વિવેચન—કલ્પતરુની ગરજ સારતી આવી સાધુસંગતિ મારી સર્વ ઇચ્છા અને ભાવનાને પૂરી પાડનાર હોઈ હું તો એની જ વાંછના કરું છું હું તો મારા પરમાત્મા પાસે માગું છું કે મને સાધુસંગતિ આપો. સાધારણ રીતે પ્રાણી ભગવાનના ચરણકમળની સેવા માગે, એના એ દાખલા આપે છે અને મારે તો તે પણ જોઈતા નથી, એમ કહે છે. એ ખોલી દે છે કે હું તો ચતુર બ્રહ્માના મનનું રંજન કરી તે દ્વારા પ્રસાદ મેળવવા

ઇચ્છતો નથી અથવા એનાં ચરણકમળની સુવાસને પણ ઇચ્છતો નથી. કેટલાક લોકો મને હરિ–કૃષ્ણને હરવાફરવાનાં સ્થાનો બતાવે; ગોકુળમાં, વૃંદાવનમાં મને સાથે લઈ જઈને બતાવે કે શ્રીવિષ્ણુ પોતે અહીં વિચર્યા હતા અહીં બેઠા હતા, અને તેની સેવના કરવાનું કહે, અને કોઈ મેલ વગરનો અને સ્થામતા વગરનો ચંદ્ર બતાવે એટલે બીજનો ઊગતો ચંદ્ર બતાવી તેને સર્વ સિદ્ધિના કરનાર તરીકે બતાવે, પણ હું તો તેને પણ ન વાંછું અથવા એવો અર્ધ ચંદ્ર જેના લલાટ પર છે એવા ચંદ્રમૌલિ દેવ શંકરને બતાવે, પણ મારે મનથી તો એની પણ વાંછા નથી. આ દેવો ગમે તેવા મોટા હોય, પણ મારા આત્માનુભવને અને પરમ મહારસધામની પ્રાપ્તિને અંગે મારે માટે કશા ઉપયોગના નથી. તેથી હું તેમને ચાહતો નથી કે તેમના ચરણકમળની સેવાની વાંછા કરતો નથી.

એટલે હું તો ભગવાનની ભક્તિ કરતાં પણ સાધુસંગતિને વધારે મહત્ત્વનું સ્થાન આપું છું અને તેમ કોઈને બ્રહ્મપદસેવન, હરિવિહારસ્થાનોની યાત્રા કે ચંદ્રપૂજનની પણ વાંછા–ઇચ્છા કરતો નથી.[1] (૩)

देव असुर इंद्र पद चाहूं न, राज न काज समाज री;
संगति साधु निरंतर पाऊं, 'आनंदघन' महाराज री साधु० ४

અર્થ—અને હું તો દેવતાઓનું કે અસુરોનું કે તેમના ઇંદ્રોનું સ્થાન પણ કદી

---

પાઠાંતર—ચાહું ન–ન ચાહું દેવ અસુર ન ઇંદ્ર પદ ચાહું ન રાજ સમાજ ન કાજ રી એમ પણ પાઠ એક પ્રતમાં છે પાઉં–પાઈં

શબ્દાર્થ—દેવ = ચાર દેવ લોક ભૌમનિક જ્યોતિષી વગેરે. અસુર = ભુવનપતિ વ્યંતર. ઇંદ્ર = તેના ઉપરી ચમરેંદ્ર વગેરે પદ = સ્થાન. રાજ = રાજ્ય, આધિપત્ય, ઠકરાઈ ન કાજ = એવા દેવા નથી. સમાજ = સહકાર, વ્યવહારિક કામની સામગ્રી. પાઉં = મેળવું મેળવવા ઇચ્છું

૧. પન્યાસ શ્રી ગંભીરવિજય ગણિએ આ ગાથાનો અર્થ તદ્દન નવીન પ્રકારનો બતાવ્યો છે તેમાં સંગતિ સાથે ભ્રમર પાઠ લીધો છે અને એ પાઠ બે પ્રતમાં મળ્યો છે તથા ભીમશી માણેકવાળી મુદ્રિત પુસ્તિકામાં પણ છે તે પ્રમાણે આ અર્થ થાય છે તે વિચારવા લાયક છે મધુર વિરચી વિરજ ન ચાહે આ મુદ્રિત પાઠનો અર્થ સમજાવતાં તેઓ બતાવે છે કે મધુર પુષ્પરૂપ ભ્રમર (વિરચનો અર્થ તેમણે ભ્રમર–ભમરો કર્યો છે) તે વિ એટલે વિવિધ પ્રકારે સાધુસંગતિમાં રંજન પામવાનું ઇચ્છે એટલે મધુર પુષ્પરૂપ ભ્રમર અનેક પ્રકારે પ્રસન્ન કરવાનું કામ એ સાધુસંગતિથી ચાહે અને સાધુપુરુષના ચરણકમળરૂપ મકરંદ એટલે સુગંધીદાર રસને પીએ. સાધુ સિવાય એવો બીજો કયો (કોણ) પુરુષ છે જે ભ્રમને હરી–દૂર કરી–સ્વાદી ધ્યાને શુદ્ધ નિરંજન ચંદ્રનો વિહાર દેખાડે. એટલે ભ્રમબુદ્ધિને દૂર કરીને શુદ્ધ–નિર્મળ અને કર્મરૂપ અંજન–કાળાશથી રહિત એવા આત્મચંદ્રને રમવાનું સ્થળ (વિહાર) દેખાડે! એટલે ભ્રમને દૂર કરનાર અને શુદ્ધ નિરંજન આત્મચંદ્રને વિહાર કરવાનું સ્થાન સાધુપુરુષ જ દેખાડે અને તેટલા માટે સાધુસંગતિની હું ચાહના કરું છું તેટલા માટે આનંદઘન કહે છે કે હું તો દેવ પદ કે ઇંદ્ર પદ પણ ન ચાહું વગેરે. આ અર્થ પણ ખૂબ વિચારવા યોગ્ય છે એમાં વિરચિ હરિ અને ચંદ્રને બહુ સરસ રીતે ગોઠવી દીધા છે અને અર્થ કરવાની ચમત્કારિક શક્તિ બતાવી છે મને ટબાકારના અર્થ સાથે કરેલ અર્થ (મૂળમાં ઉપર આપેલ છે તે) વધારે બંધબેસતો લાગ્યો છે પણ આ નોટમાં બતાવેલ અર્થ જરૂર વિચારવા યોગ્ય છે

ઇચ્છું નહિ અને મારે મોટા રાજ્ય કે શેઠાઈ સાથે કે મોટા વહેવારના સામાજિક કાર્યો સાથે પણ કાંઈ લેવા દેવા નથી. અને તો હે આનંદઘન મહારાજ! નિરંતર સાધુનો જોગ (માત્ર) મળે–મળો એમ હું ઇચ્છું છું (૪)

વિવેચન—એટલે હું તો દેવ પદ ઇચ્છતો નથી, અને મારે અસુરનું સ્થાન પણ નથી જોઈતું દેવગતિમાં કે અસુરગતિમાં ક્યાંય કોઈવાર ભગવાનની સેવાની તક સાંપડતી હશે, પણ મારે તો તેનો પણ ખપ નથી.

અથવા મારે ઇન્દ્રનું પદ જોઈતું નથી. અને મારે કોઈ દેશનું આધિપત્ય જોઈતું નથી કે મારે સમાજ–વ્યવહારમાં શેઠાઈનું સ્થાન જોઈતું નથી. મારે તો હે ભગવાન! એક જ ચીજ જોઈએ છે: મારા આનંદઘન ચેતનરાજને નિરંતર સાધુપુરુષની સંગતિ મળ્યા કરે. એ એના વિશુદ્ધ ચારિત્રની છાયામાં પોતાની પ્રગતિ સાધ્યા કરે અને એ વાતાવરણમાં રહી ભવભવના તાપને શમાવે. અને એવું એકાદ વખત થઈ જાય તેમ નહિ, પણ નિરંતર થયા કરે, એમ હું માગું છું.

સામાન્ય રીતે પૌદ્ગલિક સુખનો રસિયો પ્રાણી દેવપદ વાંછે કે દેવેન્દ્ર, વિદ્યાધર ચક્રવર્તિપણું ઇચ્છે. દેવપદમાં માત્ર લહેર કરવાની હોય છે પણ એ મર્યાદિત કાળ સુખનો છેડો આવે તે વખતે પ્રાણીની દશા શી થાય છે તે સમજે તો આવા લાંબા કાળના પણ આખરે મર્યાદિત સુખને વાંછે નહિ. વળી કેટલાક રાજ્યને સુખી માને છે પણ એની અંદરની ખટપટો, કુટુંબમાં કલેશ અને લડાઈ અને દુકાળના સંકટો વખતની જવાબદારી જાણનાર એ સુખ પણ ન વાંછે. અને સમાજના આગેવાન થવાનો મોહ જનતાની પ્રમુખ વ્યક્તિને બહુ રહે છે પણ એમાં પણ માલ નથી. એની ખટપટ અને મમામણ એ તો અત્યંત નીચી હદે ઉતારી દેનાર નીવડે છે. એટલે હું તો બીજું કાંઈ માગતો નથી, મને તો નિરંતર સાધુસંગતિ મળો એટલી જ મારી પ્રાર્થના છે, કારણ કે એના વગર પરમ મહારસ ધામ મળે તેવો બીજો માર્ગ મારા જોવામાં–જાણવામાં આવતો નથી. આનંદઘન મહારાજ આ પ્રમાણે સાધુસંગતિ માટે અંતરની પ્રાર્થના કરે છે. (૪)

ઉપસંહાર—સાધુસંગતિ–સત્સંગ માટે બહુ ઊંચી હદ આ પદમાં બતાવી. એમાં વ્યવહારમાં મનાતા કોઈ પણ સ્થાન, પદ કે હોદ્દા કરતાં એને ઉચ્ચ સ્થાન આપવામાં આવ્યું છે. સુભાષિતોમાં સત્સંગતિ પર એટલું બધું લખાયું છે કે તેનો સંગ્રહ એક મોટું પુસ્તક રોકે. એ વિષયની મહત્તા બતાવવા માત્ર ખાસ અગત્યના દાખલો રજૂ કરીએ —

સત્સંગ શું શું ન કરે તે બતાવતા ભર્તૃહરિ કહે છે—"સત્સંગતિ બુદ્ધિની મંદતાને દૂર કરે છે વાણીમાં સત્યનું સિંચન કરે છે માન અને ઉન્નતિને આપે છે પાપને દૂર કરે છે ચિત્તને પ્રસાદ આપે છે દિશાઓમાં કીર્તિને ફેલાવે છે—પ્રાણીને સત્સંગતિ શું શું નથી કરતી?"[1]

---

1 जाड्यं धियो हरति सिञ्चति वाचि सत्यं मानोन्नतिं दिशति पापमपाकरोति ।
चेतः प्रसादयति दिक्षु तनोति कीर्तिं सत्संगतिः कथय किं न करोति पुंसाम् ॥

ખરી વાત અન્યત્ર કહી છે કે "સર્વ પ્રાણીઓએ સર્વ પ્રકારના સંગનો ત્યાગ કરવો ઘટે પણ તેનો ત્યાગ થઈ શકે તેવું ન હોય તો સજ્જનોનો જરૂર સંગ કરવો, કારણ કે સંત પુરુષો સંગરૂપ વ્યાધિનું ઓસડ છે"[1]

આ વાતનો ઝોક સમજવા યોગ્ય છે. એકંદરે અન્ય પ્રાણીનો સંગ કે અન્ય વસ્તુનો સંગ પ્રાણીને રાગદ્વેષનું કારણ બને છે અને તે કારણે તે ત્યાગ કરવા યોગ્ય છે સ્ત્રી પુરુષસંગ, વ્યસની મિત્ર સંગ કે વ્યાપારી સંગ કેવો પાપી છે તે દરેકના અનુભવનો વિષય છે. તેટલો જ બહીર પૌદ્ગલિક સંગ છે એ પ્રાણીને કેટલા રિબાવે છે। માટે પ્રાણી કે વસ્તુનો સંગ જ ન કરવો. પણ એ દશા શરૂઆતમાં પોસાય તેમ ન હોય, તો સજ્જનનો સંગ કરવો. સત્પુરુષ પાસે સંગ-અસરનો ઉપાય હોય છે એટલે એ પ્રાણીને સાધ્ય સન્મુખ રાખી શકે છે અને સંગના દોષોને દબાવી દઈ એને સાચે રસ્તે લાવી મૂકે છે. આ સત્સંગનો મહિમા છે.

બાકી સાધુને શોધી કાઢવામાં બહુ ધ્યાન આપવાની જરૂર છે દુનિયામાં સાધુપુરુષ નથી એમ તો નથી, પણ એ બહુ સોંઘા પણ નથી. એને વેશ સાથે ખાસ સબંધ નથી. એની શોધ વખતે દંભથી બહુ ચેતવા યોગ્ય છે બાહ્ય દેખાવ કે દુકાનદારી જ્યાં ચાલતી હોય ત્યાં ખરું સાધુપણું નથી હોતું અને એના દંભ અને યુક્તિપ્રયુક્તિના ભોગ ન થઈ જવાની સંભાળ રાખવા જેવું છે બાકી ખરા સત્પુરુષનો સંગ થઈ જાય તો તો ખરેખર કામ થઈ જાય તેવું છે. માટે સોબત સાધુપુરુષની કરવી. એની પ્રાપ્તિ ન થાય તો વગર સોબતે ચલાવવું પણ ગમે ત્યાં ભરાઈ ન પડવું એમાં પણ દંભિસંગ થઈ જાય, પરિચિતની પાસેથી સ્થૂળ-સાંસારિક ઇચ્છાતૃપ્તિની અપેક્ષા થાય, તો એને અને સાધુતાને લાખો ગાઉનું અંતર છે એમ સમજવું અહીં તો હૃદયથી ખરી સાધુતા જેના અસ્થિમજ્જામાં જામી ગઈ હોય, જેનું એક માત્ર ધ્યેય પરમ દશાએ જવાનું હોય તેની વાત છે એવા પુરુષની સોબત, પરમ મહારસધામે જરૂર પહોંચાડે. આવી સાધુસંગતિ નિરંતર મળો એવી પ્રાર્થના છે. એવી સંગતિ અલ્પ વખત થાય તોપણ કલ્યાણ છે એ ચાલુ મળ્યા કરે તો આ પ્રાણીના આકરા સંસારરોગોનો ઉપચાર થાય તેમ છે નિરંતરનો સાધુસંગ પ્રાણીને જરૂર પરમ મહારસધામને રસ્તે બરાબર ચઢાવી દે છે (૬૮)

---

૧ सङ्गः सर्वात्मना त्याज्यः स चेत्त्यक्तुं न शक्यते ।
स सद्भिः सह कर्तव्यः सन्तः सङ्गस्य भेषजम् ॥

૨

मैं बस पिय के पिय सग और के, या गति किनही सीखई;
उपकारी जन जाय मनावो, जो कछु भई सो भई मीतम० २

**અર્થ**—હું તો (મારા) પતિરાજને આધીન છું અને મારા નાથ તો કોઈ બીજીનો જ સગ કરે છે આવી રીત આપને કોણે શીખવી ? હે ઉપકારી સ્નેહીઓ ! તમે જઈને મારા પતિરાજની મનામણી કરો (અને ઉપર જણાવેલો સવાલ પૂછો). અત્યાર સુધી તો જે થવાનું હતું તે થઈ ગયું (તે વાત જતી કરજો.) (૨)

**વિવેચન**—અને મિત્ર વિવેક ! દુઃખની વાત એ છે કે હું તો મારા પતિરાજ ચેતનજીને આધીન છું, અને પતિરાજ તો બીજીઓનો જ સગ કરે છે મને મનમાં થાય છે કે આવી રીત તે એમને કોણે શીખવી હશે ? આ તે કાંઈ દુનિયાદારીની રીત છે ? વાટ જેતા જેતા મારો તો અનતો કાળ નીકળી ગયો અને પતિમહારાજ તો કુમતિને વશ પડી માયા મમતા સામે નાચ્યા કરે છે અને મારો તો ભાવ પણ પૂછતા નથી. આ તો સાદી રીતિથી પણ ઉલટું છે કોઈ આપણને વશ-આધીન હોય, આપણી ખાતર સર્વસ્વ અર્પણ કરી રહ્યું હોય, એની સામે નજર પણ ન માંડવી, એ તો ખરેખર વિચિત્ર વાત છે આ તો ભર્તૃહરિએ કહ્યું છે તેવી વાત થઈ હું જેને ઇચ્છું છું અને જેને માટે નિરતર ચિતવન કરું છું તે મારા તરફ વિરક્ત છે[1] એમા પતિના પ્રેમનો જવાબ પીંગળા નહોતી આપતી; અહીં પત્નીના પ્રેમનો જવાબ પતિ નથી આપતા. હું ભર્તૃહરિના જેવો ધિક્કાર નહિ આપું મારા પતિ મારા જીવનજીવનહાર છે માટે મારાથી તેમને આકરો શબ્દ પણ ન કહેવાય, ન કહેવરાવાય. અત્યાર સુધીનું તેમનું મારા પ્રત્યેનું ગમે તેવું વર્તન હતું અને તેને અગે મને અપરંપાર વિરહવેદના થઈ છે, એ સર્વ થવાનું હતું તે થઈ ગયું એ યાદ કરવામાં કાંઈ લાભ નથી. પણ ઉપકારી મિત્રો ! વિવેક ! અનુભવ ! તમે મારી દયા લેઈ મારા પતિરાજને મનાવી લાવો. તેમને કહો કે તમારી ખાતર તમારી પત્ની ઝૂરે છે પોતાનો સજેલો શણગાર લેઈ વલોપાત કરે છે અને તમારા આવવાની રાહ જોઈ દિવસ ને રાત ન ગણતાં રસ્તો નિહાળ્યા કરે છે એમને પોતાનું ઘર ઓળખાવો, અને પારકી ભટકનારીઓના પાશમાંથી છોડાવો. અનાદિ કાળથી ચેતન વિભાવમાં રખડે છે.

પાઠાંતર—પિય-પિયુ પિય-પિયુ ઔરકે-ઓરકી ગતિ-ગત. કિનહી-કીન. ઉપકારી-ઉારી. જન-જઈ ને કછુ-જન જે.

શબ્દાર્થ—મૈં = હું બસ = વશ, તાબે, આધીન. યા = આવી. ગતિ = ચાલ. કિનહી = કોણે સીખઈ = શિખાવી, શીખવી. ઉપકારી = પરાયું કામ કરી આપનાર. જન = જઈને. જે કછુ = જે કાંઈ ભઈ = થયું સો = તે.

[1] यां चिन्तयामि सततं मयि सा विरक्ता, साऽप्यन्यमिच्छति जनं स जनोऽन्यसक्तः ।
अस्मत्कृते च परितुष्यति काचिदन्या धिक् तां च तं च मदनं च इमां च मां च ॥

આવીને મળ્યા, આવો ભાવાર્થ એમાંથી શકાય છે; પણ પછી 'પ્રીતકી રીત નહિ' એ પદનો છેવટે ઉચ્ચાર કરવાનો અર્થ રહેતો નથી, તેથી પ્રથમ જણાવેલ અર્થ વધારે સમી ચીન જણાય છે. આ બીજા અર્થ પ્રમાણે વિવેક અને શ્રદ્ધામાત્ર થતાં આત્માને પોતાના સ્વરૂપનું ભાન થયું અને તેથી તેણે કલ્પનામાત્રથી હું અને પોતાપણું માન્યું હતું તે છૂટી ગયું અને બધા પર સમાનપણું-સમતા આવી ગયાં અને તેથી આત્મા આનંદઘનરૂપ થઈ ગયો. આવો ભાવ આ ગાથાનો મિત્ર નોંધકાર એમણે છે તે પણ વિચારવા યોગ્ય જરૂર છે.

અને આ બીજા અર્થમાં પ્રક્રમભંગ દેખાય છે. પં. ગંભીરવિજયજી 'દે પઠઈ' નો અર્થ-'મોકલી આપે તો' એમ કરે છે. એમાં ઉપકારી જન સાથે મીઠો વાર્તાલાપ અને તેમની સાથે મોકલેલ સંદેશો યથાસ્વરૂપે ઠેઠ સુધી બરાબર બની રહે છે અને કાવ્યની નજરે આ આશય ચાટસરનો અને સુમેળ ખાનારો લાગે છે. (૩)

ઉપસંહાર—ચેતનાની વિરહદશા વર્ણવનારાં કેટલાંક પદો આવી ગયાં. ચેતનાની તૃષ્ણા ૪૭મા પદમા બતાવી; મેળાપ કરાવી આપનારને મેળાપ કરવા વિજ્ઞપ્તિ તેત્રીસમા પદમાં કરી. વિરહની પીડા ૪૯મા પદમાં વર્ણવી; ૩૫મા પદમાં વિરહવ્યથાનું વર્ણન કર્યું; વિરહવાટ ઉતરવા માટે ૪૫મા પદમાં નાવની યાચના કરી. અને એ જ પદમા વિરહ-સમુદ્રને અથાક બતાવ્યો. ચેતનાની ભાદરવા માસની વિરહી રાત ૫૧મા પદમા વર્ણવી અને ઘણા પદોમાં ચેતનરાજ સાથે મેળાપ થાય તે માટે ઊંડી ઇચ્છા બતાવી, પ્રાર્થના કરી. અને હજુ પણ એ વિષયનાં પદો આવવાના છે.

સંસ્કૃત કવિઓએ નાયક-નાયિકાના વિરહનાં વર્ણનો કરવામાં તો કમાલ કરી છે. કોઈ પણ કાવ્ય વિયોગવર્ણન વગર કાવ્યના નામને યોગ્ય થઈ શકતું નથી. એના વર્ણનમાં કવિઓ અનેક સ્થૂળ અને કલ્પિત ભાવોને લઈ આવ્યા છે. વિરહદશાના વર્ણન વખતે કલ્પનાના ઘોડા છોડી મૂક્યા છે અને હૃદયને સીધી અસર કરે તેવું વર્ણન આ સ્થિતિનું કર્યું છે. સુભાષિત-રત્ન-ભાંડાગારમાં (પૃષ્ઠ ૨૮૭ થી ચાલુ) વિયોગી પુરુષની અવસ્થાવર્ણનના ૯ શ્લોક એકઠા કર્યા છે; વિયોગી સ્ત્રીની અવસ્થાવર્ણનના ૬૫ શ્લોકનો સંગ્રહ કર્યો છે; વિયોગી પુરુષના વિલાપોને અંગે ૧૯૭ શ્લોકો રજૂ કર્યા છે; અને વિયોગી સ્ત્રીના વિલાપો બતાવનારા ૪૯ શ્લોકો છે. એમાં મધુકર, તમાલ, અશોક હંસ, ચંદ્ર ચકોર, મેઘ, પવન અને કૃષ્ણસાર કે સારંગ કે મયૂર પ્રતિની ઉક્તિઓમાં કવિત્વની દૃષ્ટિએ કમાલ કરી છે. મદન (કામદેવ)ને સંભળાવવામાં બાકી રાખી નથી.

વિયોગના પ્રસંગમાં તો બહુધા શૃંગાર કે કરુણ રસને લાવવાનો હોય અને યોગીને તો એ પ્રસંગમાંથી શાંત રસ વહેવડાવવો હોય, ત્યારે અર્થની આખી દિશા ફરી જાય છે. આ અતિ કઠિન કામ કેવા ચાતુર્યથી યોગીશ્વરે કર્યું છે તે ઉપોદ્ઘાતમાં ચર્ચવાનું રહે છે. શુદ્ધ ચેતના એટલે આત્મિક દશા છે. ચેતનજી પોતે માયા મમતા, રાગદ્વેષ અને સાંસારિક પ્રપંચમાં એટલો બધો પડી ગયો છે કે એ પોતાની સાચી સ્થિતિને યાદ પણ કરતો

નથી. વિશુદ્ધ દશામાં ચેતનજીની જે સ્થિતિ હોય તેને શુદ્ધ ચેતના નામની પત્નીનું રૂપક આપવામાં આવે તો તે તો પતિને પોતાને ઘેર આવવાની રાહ જોયા જ કરે છે; અને પૌદ્ગલિક સુખમાં ફસાઈ ગયેલ ચેતન પરભાવમાં-પરરમણીઓમાં રખડયા કરે છે; એ પોતાની પ્રેમી પત્નીને મળતો નથી, પરિણામે પતિના વિરહે બળતી પત્ની આ પદમાં બતાવ્યા તેવા ઉદ્ગારો કાઢે છે. આની અંદરનો આશય ચેતનરાજ જ્યારે કોઈવાર શાંત રીતે શાંત વાતાવરણમાં પોતાના-નિજ સ્વરૂપનો વિચાર કરે, ત્યારે તેના વિચારપથમાં જેવી ધારા ચાલે તેના તરફ ધ્યાન ખેંચવાનો છે. ચેતનરાજ પોતાના મનમાં પોતાનું અંતિમ સ્વરૂપ સમજે તે જ વખતે સાંસારિક માયા તેને સંસાર તરફ ખેંચે, તે વખતે તેના મનમાં જે વિચિત્ર પરિસ્થિતિ અને ખેંચતાણ થાય તે વિરહદશાના વિલાપરૂપે રજૂ કરવામાં આવ્યા છે. એનું મૂળ સ્વરૂપ એને આનંદઘનની દશા અનુભવ કરવા તરફ ખેંચે; એની સંસારદશા એને પૌદ્ગલિક ભાવો તરફ આકર્ષે એના મનમાં જે પરસ્પર વિરુદ્ધ ખેંચતાણોને અંગે આકર્ષણ-અપકર્ષણ થાય તેનું આ વિરહદશાવર્ણનના પદોમાં વિવેચન છે. ઉચાટનીમાં સૂતો પડેલો ચેતન કોઈ સુંદર નદીના કાંઠા પર, વિશાળ તરુ નીચે બેસી, પોતાની જાતનું નિરીક્ષણ કરે, પોતાના અંતરના ભાવોની તુલના કરે અને પોતે શું કરી રહ્યો છે અને કયાંનો કયાં આવ્યો ગયો છે અને કેટલો ઊંડો ઊતરી ગયો છે અને કેવાં નિરર્થક કામો કરતો આવ્યો છે. એવે પ્રસંગે એની ઊંડી ચેતના એક ખાનામાં હોય છે અને એની અત્યાર-પરદશા બીજા ખાનામાં હોય છે. એ બન્નેનો માલિક પોતે જ છે, પણ એક ખાનામાં એ ઊતરે એટલે બીજું બંધ થતું દેખાય છે. એવા વખતમાં પરોક્ષભાવે શુદ્ધ દશાના જે વિપ્રલાપો થાય, જે પ્રાર્થનાઓ થાય, જે વિમર્શનો થાય તેને પુરુષાકાર આપીને તેનું રૂપક સ્વરૂપ અત્ર વિરહવિપ્રલાપો તરીકે રજૂ કરેલ છે

એ વિરહદશા લોકાવનાર, અપકાર કરનાર, કકળાટ કરાવનાર, ગાળ કાઢનાર, ભિક્ષાટન કરાવી આપનાર, મિત્ર કે સખીભાવે વર્તન કરનાર એક જ છે; અને તદ્દન અયોગ્ય નાચ કરનાર, જ્યાં ત્યાં રખડનાર, કાદવ-કીચડમાં આળોટનાર અને પાછો ન હઠનાર પણ એકનો એક જ છે એ વાતની ખરી પ્રતીતિ એ એકલા એક વખતને થશે અને પોતાને અસલ સ્વરૂપે એ ઓળખશે ત્યારે આ વિરહભાવનો અંત આવશે. આવો પ્રબળ વિરહભાવનો છેડો લાવવાનો છે અને મૂળ સ્વરૂપ પર આવી જવાનો છે. આ સ્થિતિ અનુભવવા જેવી છે. ચેતન, ચેતના, અનુભવ, સુમતિ, શ્રદ્ધા સર્વ એક જ હોવા છતાં, એકનાં જ અંગ હોવા છતાં, ચેતન પૌદ્ગલિક સંબંધમાં પડી જવાને કારણે, એને પરભાવમાં રમણ કરવાની ટેવ પડી ગઈ હોવાને લીધે, અને એનો મૂળ સ્વરૂપનો સ્વભાવ એ વીસરી ગયેલ હોવાને કારણે, એ આવી અતિ વિચિત્ર દ્વિધા સ્થિતિ અનુભવે છે એના પર માયા, મમતા, મોહ, રાગ, દ્વેષ આદિ અનેક મનોવિકારોનું સામ્રાજ્ય એવું જામી ગયેલું છે કે પરભાવમાંથી સ્વભાવમાં આવવાની ભાવના કરવી એ પણ એને માટે કોઈવાર બની આવતો બનાવ લાગે છે છતાં

આ રીતે જ એની પ્રગતિ શક્ય છે, તેથી કોઈ કોઈ વાર એ એકાંતમાં પોતાની જાતનો વિચાર કરે છે ત્યારે ત્યાં એ ચેતનાના વિપ્રલાપો જરૂર સાંભળે છે અને એ શુદ્ધ ચેતનાની દૃષ્ટિએ શું સાંભળે એની અત્ર કાવ્યમય રચના છે

આ ચેતનાના વિરહના સર્વ પ્રસંગો ખૂબ વિચારવા લાયક છે ચેતનાએ અનુભવ દ્વારા કહેણ મોકલ્યાં હોય કે વિવેક મારફત આમંત્રણ કર્યાં હોય, તે વખતે ચેતનની મેલી દશાનો ખ્યાલ કરી, સ્વભાવ અને વિભાવનું બરાબર પૃથક્કરણ કરી એ સર્વની અંદર રહેલી એકતા બરાબર ખ્યાલમાં રાખવી, દેખાતો દ્વિભાવ બાહ્ય સંબંધને અનુલક્ષીને છે એ બરાબર અવધારવું અને એ વિચારણામાં અંદરનો આનંદ આવે તો સમજવું કે માર્ગ જરૂર પ્રાપ્ત થયો છે. સાધ્યપ્રાપ્તિ ગમે તેટલી દૂર કે નજીક હોય તે વાત બાજુ પર રાખતાં રસ્તો સાચો છે રીતસરનો છે અને અંતે સાર્વત્રિક એકતાન લાવે તેવો છે એ વાત મનમાં ધારી લેવી.

આટલી માર્ગપ્રાપ્તિ થાય, તે પણ ઘણું પરમાત્મસ્વરૂપદશાની નજરે યોગ્ય છે એ વખતે અંતિમ એકતાનો સાક્ષાત્કાર ન થાય તોપણ સ્વરૂપરૂપે પ્રતીતિ જરૂર થશે; એટલે એટલું થાય તે પણ અભિનંદનીય છે એટલા માટે આનંદઘનને પ્રાપ્ત કરવાની આ વિચારસરણી ભવ્ય, હિતકારક અને આદરણીય છે (૧૯)

## ૫૬ સિત્તેરમું

### પૂર્વાર્ધ—સાખી અને તેનું વિવેચન

ભૂમિકા—આ સિત્તેરમા પદ સાથેની સાખી બહુ ભવ્ય છે કેટલીક પ્રતમાં એને સ્વતંત્ર મૂકેલ છે મારી પાસે જે બહુ ચોકસ પત્રની જૂની પ્રાચીન ભાષામાં અર્થવિચારણા છે તેમાં આ સાખી તદ્દન સ્વતંત્ર મૂકી છે તેમાં આ સિત્તેરમું પદ પ્રતને છેડે અલગ આપ્યું છે એ રીતે સાખીને સ્વતંત્ર ગણવામાં વાંધો નથી. પણ આ પદવિવેચનમાં પદની સંખ્યા પર ખાસ ધ્યાન આપેલ હોઈ ટબાના ઉલ્લેખને અંગે એ સંખ્યાનું મહત્ત્વ હોઈ, એને ૭૦મા પદનો વિભાગ ગણવામાં આવ્યો, છતાં અહીં સ્પષ્ટ કરવાની જરૂર છે કે એને ૭૦મા પદ સાથે કોઈ પ્રકારનો સંબંધ નથી; એ સ્વતંત્ર વિષય છે અને અત્રે તે પર વિવેચન સ્વતંત્ર જ કરવામાં આવશે, અને માત્ર ઉલ્લેખને અંગે એને ૭૦મા પદનો ભાગ ગણવામાં આવશે.

આ સાખીમાં ભારે ગહનતા છે એમાં જીવનના અનુભવનો ઉલ્લેખ છે આખા જીવનપંથને ઉજાળે એવો ચમત્કાર છે અને ધર્મબોધ અને વિશિષ્ટ સમાન દૃષ્ટિ અને નય ગર્ભિત સમાધાનદૃષ્ટિ અને પ્રમાણજ્ઞાનની મહત્તા બતાવનાર ભારે મહાન સત્ય છે આ સાખી સમજવાના પ્રયાસમાં આનંદઘનજી જેવા વિશિષ્ટ અનુભવી યોગી દશા, એમનામાં

થઈ જાય અને એ વિચારણાનો રસ ચાખતા સુખનું પ્રત્યક્ષ જ્ઞાન થાય, એનું નામ અનુભવ કહેવાય.

સ્વાદનું વર્ણન ન થઈ શકે ગોળ અને સાકર બન્ને મીઠાં લાગે, પણ તેના રસની અંદરનો તફાવત શબ્દોમાં વર્ણવી ન શકાય, એ તો ખાનાર જાતે ખાઈને જાણી શકે એવી અનુભવની વાત છે જે સ્થાન બાહ્ય પ્રદેશમાં લોચનટાનું છે તે સ્થાન આંતર પ્રદેશમાં અનુભવનું છે આત્મદર્શનનો સાક્ષાત્કાર થવા પહેલાં જે વચ્ચે વચ્ચે આનંદ થઈ જાય, આંતર કલ્લોલમાં હિલોળા થાય, શાંત વાતાવરણમાં આત્મદર્શનની ઝાંખી થાય, તેનું વર્ણન ન થઈ શકે એવા તે પ્રશાંત વાતાવરણને 'અનુભવ'નું નામ આપવામાં આવ્યું છે વ્યવહારમાંથી એકાદ દાખલો લઈએ. બાળકનો અંગૂઠો દાખલો હોય, એનો ઉકેલ કરવા જતાં કલાકો પસાર થઈ જાય, આખરે એ સિદ્ધ થાય, તે વખતે જે આનંદ થાય છે તેનું વર્ણન ન થઈ શકે; એ માત્ર અંદરનો સ્વામી જ જાણે. અને એટલા જ માટે એકવીશમા પદમાં આનંદઘનજી મહારાજે પોતે જ કહ્યું છે કે "કહન સુનનકો કછુ નહિ"[1]—એના સ્વરૂપને કહેવાનું—સાંભળવાનું કાંઈ જ નથી, કહેવા—સાંભળવાની શક્યતા જ નથી, એ તો એને 'અગોચર વસ્તુકો જાણવો ઘટ ઇલાજ'—જાણવો, જ્ઞાનનો વિષય કરવો એ જ ઇલાજ છે અને એમાં જાણવું એટલે જ્ઞાન, અને જ્ઞાન એટલે સાક્ષાત્કાર. ટૂંકામાં વહેવારુ ભાષામાં કહીએ તો સાકર ખાઈ જુઓ એટલે એનો સ્વાદ જણાશે—એમ વાત આવે છે આ અનુભવ કથા દર્શન આપે છે એટલે આખા ભવપ્રપંચની ચાવી, તેમાંથી છટકવાની બારી અને પ્રશાંતવાહિતામાં ઊંડા ઊતરી જવાની નિસરણીની પ્રાપ્તિ છે

રસકથા—કથામાં રસને મુખ્ય સ્થાન છે રસ વગરની કથા કહેનારને મજા ન આવે અને સાંભળનારને ઝોકાં આવે. અનુભવકથાને રસકથા એટલા માટે કહેવામાં આવે છે કે એનું જ્યારે કથન થાય ત્યારે ચેતન પોતે અત્યંત શાંત દશા અનુભવે છે જેમ બહેરો માણસ કથાને સાંભળે નહિ તેમ અભણ ગમાર કથાનો ઉપદેશ, ધ્વનિગૌરવતા કે અલંકારમયતા સમજી શકે નહિ અને રસિક પ્રાણી હોય તે જ કથાના હાર્દને સમજી શકે અને રસને અનુભવી શકે તેમ આત્માર્થી પ્રાણી હોય તે જ આ રસકથાના સુખને માણી શકે એ રસકથાનો રસ તે આખવા અનુભવેલા શેરડીના રસ જેવો છે અનુભવકથા અને અનુભવરસકથા આ રીતે સમજવા યોગ્ય છે અનુભવવા યોગ્ય છે અને એમાં રહેલા રસને સ્વગ રસ સાથે સરખાવતાં એમાંથી કેટલાક નવીન સત્યો પ્રાપ્ત થાય તેમ છે આ રસની વાનગી મળી જાય તોપણ જીવન સાર્થક છે

મતવાળા—મત એટલે પંથ, સંપ્રદાય. ધર્મ અને સંપ્રદાયમાં ઘણો તફાવત છે. ધર્મમાં તત્ત્વચર્ચા વસ્તુસ્વભાવની ચર્ચા મુખ્ય ભાગ ભજવે છે સામાન્ય ધર્મ શબ્દના

1 જુઓ શ્રી આનંદઘનજીનાં પદો, ભાગ ૧ પૃ ૨૧૨.

ચાર મોટા ભાગ કરી શકાય છે : દ્રવ્યાનુયોગ, ચરણકરણાનુયોગ, ગણિતાનુયોગ ને કથાનુયોગ. આમાં ગણિતની વાત ગૌણ થઈ જાય છે અને કથા માન્યતાનો વિષય બ જાય છે. બાકી દ્રવ્યાનુયોગમાં વસ્તુતત્ત્વચિંતવન અને ચેતન છે કે નહિ, તેની ગતિ કે છે, શા માટે છે, તેનો અને પુદ્‌ગળનો સંબંધ શાથી, કેટલા પ્રકારનો, કેવો અને કે પરિણામવાળો છે વગેરેનું ચિંતવન હોય છે; જ્યારે ચરણકરણાનુયોગમાં ક્રિયામાર્ગ વિધિનિષેધરૂપે દર્શાવ્યો હોય છે.

સંપ્રદાય અને પંથોમાં આ દ્રવ્યાનુયોગને અંગે એકાંત વાત હોય છે. ક્રિયા મનમાં આવે તે સાધનધર્મરૂપે કરવાની પણ મત-સંપ્રદાયોમાં આત્માના સ્વરૂપને અ એકાંત વાત હોય છે : જેણે આત્માને નિત્ય માન્યો તે નિત્ય જ માનશે; અનિત્યવાદી જ વાત સ્વીકારશે; એકવાદી પુરુષ અને પ્રકૃતિના ભેદ પાડશે; દ્વૈતવાદી દ્વૈતને જ માન એ જ પ્રમાણે વિશિષ્ટાદ્વૈત, શુદ્ધાદ્વૈતવાળા પોતપોતાની માન્યતામાં મુસ્ત રહેશે. જે આ બ્રહ્માંડમાં એક પરમાત્મસ્વરૂપ જુએ તે સામે પડેલી વસ્તુમાં માયાનો આવિર્ભાવ દે જે આત્મા નથી પરભવ નથી એમ માને તે તે જ વાતને સ્વીકારે; આ સર્વ મતવ કહેવાય. અમે કહીએ તે જ સાચું અને અમારા અભિપ્રાય સિવાયના સર્વ અજ્ઞાની એવી જેમની માન્યતા હોય તે મતવાળા કહેવાય.

એક વખત જેની એકાંત માન્યતા થઈ ગઈ એટલે પછી એ પોતાને અનુકૂળ દલી શોધી તેનો સમર્થન કરે છે. તેથી અન્યત્ર અન્ય પ્રકારનું સત્ય હોઈ શકે એ વિચારવા દ્વાર એને માટે બંધ થઈ જાય છે અને પછી મુક્તાગીરામાં ધર્મ ચેતનાએ જે પો કર્યો છે— 'આથી મુને નિરપખ કિણહિ ન મૂકી'[1] એ સ્થિતિ થાય છે અને થઈ છે. વખત એકાંતદૃષ્ટિ થઈ એટલે એ વાત પર મન લાગી જાય છે અને જ્ઞાનચક્ષુ એક સ્થિર થઈ જાય છે અથવા જ્ઞાનનો ઉપયોગ એ દૃષ્ટિબિન્દુનું સમર્થન કરવામાં જ થાય. આવી રીતે આત્માની અવસ્થામાં એકાંત નિર્ણય થયા પછી ક્રિયાપ્રવૃત્તિમાં અમુક વિ નિષેધમાં મન એકાંતવાસ સેવી બેસે છે; પછી દર્શન અમુક રીતે જ થાય, અને અ જાતના યોગધતુરા કરવા જ જોઈએ—આવી આવી એકાંત માન્યતા થાય અને જ્ઞાન બંધ જ થઈ જાય, એ દશા મતવાળાની હોય છે.

મતવાળા પોતાના મતમાં કેટલા આસક્ત હોય છે એનું વર્ણન સત્તાવીશમા પ થઈ ગયું છે : 'મતવાળા તો મતમેં રાતા, અને છેવટે 'આશા સબ આશાકે'[2] એ દશા કહી એમાં અહિંસાભાવ બતાવ્યો છે. એ આખો નિષ્કામ યોગીની નજરે જોવા જેવો આપો મીંચી સાંભળીને પોતે કહે તે જ સત્ય, પોતે બતાવે તે જ માર્ગ પ

૧ જુઓ શ્રી આનંદઘનજીનાં પદો, ભાગ ૧ પૃ ૫૨૨ થી.
૨ જુઓ શ્રી આનંદઘનજીનાં પદો, ભાગ ૧ પૃ ૨૩૮–૨૫૯.

બતાવે તે જ તરવાનો ઉપાય, પોતે બતાવે તેવા વેશે, તેવી વિધિએ, તેવી ક્રિયાઓએ અને તેવા વર્તને જ માત્ર પાર પમાય અને તે સિવાય બીજો વિચાર જીવનને હાનિ કરે, પરભવને બગાડે અને રૌરવ નરકમા નાખી મહાયાતના કરાવે—આવા વિચાર ધરાવનારને યોગીઓ મતવાળા કહે છે.

અને જે નયદૃષ્ટિ સન્મુખ રાખી અપેક્ષા-સત્ય સમજવા પ્રયત્ન કરે, જે અંશ-સત્યનો સત્ય તરીકે સ્વીકાર કરે, જે સર્વતોમુખી સત્ય તો અનેક અંશોને લક્ષમા રાખી પ્રાપ્ય છે તેમ સમજે, જે પ્રમાણ-સત્યનું દર્શન કરવા માટે બીજી આખ ઉઘાડી રાખે, જે પર્યાયના પલટન ભાવની સાથે સાથે ગુણના સદ્ભાવને સમજી શકે, સત્યના અંશને પચાવી-જીરવી શકે અને સર્વદા પોતાની જાતને સત્ય સમજવા માટે તૈયાર રાખે અને સત્યપ્રાપ્તિમા આહ્લાદ પામે તેને 'નિમતા'—મત વગરના કહેવાય.

આ સત્યના અંશ (નય) અને સર્વતોમુખી સત્ય (પ્રમાણજ્ઞાન)ની વાત જૈનોને ખાસ થઈ છે. અનેકાંતદૃષ્ટિ દરેક દર્શનકારે ઓછેવધતે અંશે જરૂર સ્વીકારી છે પણ જૈનદર્શનકારોએ એનો વિજ્ઞાન તરીકે પૂર્ણ વિકાસ કર્યો છે. ક્રિયામાર્ગમા એ દર્શનમા પણ જ્યા જ્યા એકાંતમતની સ્થાપના આવી હોય, જ્યા અમુક રીતે જ અમુક વિધિ થઈ શકે એવો આગ્રહ દેખાતો હોય, જ્યાં ક્રિયાવાદને અંગે અભિનિવેશ દેખાય, જ્યા પોતાથી જરા પણ ફેરફારવાળા અભિપ્રાયના દૃષ્ટિબિંદુને સમજવાની દરકાર ન કરતા તેને મિથ્યાત્વી, નરકગામી, ભવાભિનંદીની તુલના આપવાની હાલત થઈ જાય, ત્યા એ દર્શનના અનુયાયીઓ પણ મતવાળાની કક્ષામા આવી જાય એવી કોઈ દલીલ કરે તો એનો જવાબ આપતી વખતે આગળપાછળના ઇતિહાસને જરૂર દેખવો પડે. જ્યા એકાન્તદૃષ્ટિની સ્થાપના હોય ત્યા મતવાળાપણું સમજવું; જ્યા બન્ને આખ ઉઘાડી સત્યશોધન અને પ્રગતિમાર્ગનું અનુસરણ હોય ત્યા નિમતાપણું હોય. આ વાત જેટલી દ્રવ્યાનુયોગને લાગે છે તેટલી જ ચરણકરણાનુયોગને લગાડવા આવવી જોઈએ, એ ખાસ મહત્ત્વની વાત છે

અને એવી વાત થાય ત્યારે, એમ કરનાર નિશ્ચયવાદી થઈ ગયા છે કે વ્યવહારલોપી છે એમ કહેવા પ્રયત્ન કરવો એ નિમતવાદની હાસી કરવા જેવું છે. વ્યવહાર અને નિશ્ચયને વિરોધ છે નહિ, હોઈ શકે નહિ, હોય તો એને વિકાસક્રમમા સ્થાન ન ઘટે. બન્ને એક જ માતાના પુત્રો છે અને સત્યની બે બાજુઓ છે તેનો સમન્વય કરવાની આવડત એ જ નિમતાપણુ સમજવું. આ સમન્વય-સિદ્ધાંતમા મૂળ સ્વરૂપે જૈનધર્મનો વિકાસક્રમ બહુ ઉપયોગી ભાગ ભજવી ગયો, પણ જ્યારથી એનામા 'વાડા' ભાવના આવી ત્યારથી એમા પણ ક્રિયામાર્ગને અંગે ભારે એકાંતવાદ દાખલ થઈ ગયો છે જ્યા જ્યાં એ અંશ પ્રાપ્ય થાય ત્યા ત્યા એ એટલે અંશે મતવાદીનું રૂપ લે છે એ વાત ન ગમે તેવી લાગે તોપણ સત્યનું નિરૂપણ છે એમ સમજાય ત્યારે આરાધના અચિંત્ય પ્રવાહમા પ્રવેશ થઈ શકે તેમ છે

આ મતવાદ સંબંધી ઘણી મોટી ચર્ચા છે. દરેક મતોએ પોતાને સર્વ સત્ય પ્રાપ્ત થયું છે એવો દાવો કર્યો છે નયવાદ અને પ્રમાણવાદની ચર્ચા જૈનોએ અતિ ઉચ્ચ ભૂમિકાથી અને પૃથક્કરણ પૂર્વક કરી છે અને એની ચર્ચામાં એના ભેદ, ઉપભેદ અને પેટાભેદને પણ એમણે વિસાર્યા નથી. આ નય-પ્રમાણ-વાદનો, અનેકાંતવાદનો, સ્યાદ્વાદ સ્વરૂપનો આખો વિષય ખૂબ સમજવા જેવો છે યથાસ્થાને એનું નિરૂપણ કરી. મતવાદ એટલે એકાંતવાદ અને નિમતવાદ એટલે સ્યાદ્વાદ, એટલી વાત અત્ર ખાસ પ્રસ્તુત છે.

પ્યાલા—લગભગ દરેક યોગીઓએ પ્યાલા-પીઆલાનો ઉલ્લેખ ગૂઢ જ્ઞાન બતાવનાર પદોમાં કર્યો છે હિંદી ભાષામાં લખનાર મહાન કવિઓએ પ્યાલા પર ગાન કર્યાં છે. કબીર, દાદુ અને સુરદાસે તો પ્યાલા માટે અદ્ભુત ગાનો કર્યાં છે, તેથી તે પ્યાલો શી ચીજ છે તે સમજવા પ્રયત્ન કરીએ. આનંદઘનજીએ આ 'પ્યાલા' નો ઉપયોગ અઠ્ઠાવીસમા પદમાં કર્યો છે :

અગમ પીઆલા પીઓ મત વાલા, ચીન્હે અધ્યાતમ વાસા,
આનંદઘન ચેતન વ્હૈ ખેલે, દેખે લોક તમાસા,
આશા ઓરનકી ક્યા કીજે ![1]

દારૂ અને અફીણ પીવાના પાત્રને પ્યાલી કે કટોરી કહેવામાં આવે છે અને ભાંગના પાત્રને કટોરો કહેવામાં આવે છે માણસ જ્યારે નશો કરે છે ત્યારે તેને મજાઅમજાનું સૂઝે છે એ પોતાની આસપાસ શું છે તે વીસરી જાય છે તે મસ્ત બની જાય છે. તે પોતાની મનધારી બાબતમાં એકાગ્ર થઈ જાય છે. પોતાની વાતને ચીવટપણે વળગી રહેનાર અને બીજી સર્વ વાતને ગૌણ કરી દેનાર કે ભૂલી જનાર જ વ્યવહારમાં પોતાનું કામ કરી શકે છે અર્જુનની બાણ પરીક્ષા કરવામાં આવી ત્યારે તેણે જવાબ આપ્યો હતો કે હું તો આખી દુનિયામાં અત્યારે મારા બાણની અણી અને સાધ્ય પંખીને જ જોઉં છું અને બીજું કાંઈ જોતો નથી. આ વૃત્તિ, નશો કરનાર બરાબર સમજી શકે છે. આમાં નિર્વિવેકપણું કે તોફાનની વાતને મહત્ત્વ આપવાનું નથી, પણ મસ્તતા, એકાગ્રતા અને મગ્નતાને ખાસ અગત્ય આપવાની છે પ્યાલો લઈને પીધો એટલે વર્તમાન વિસ્મરણ થતું આવે છે એ જ પ્રમાણે ધ્યાનને માર્ગે ચડ્યો, ધ્યેયને લક્ષ્યમાં લીધું અને પ્યાલો ગટગટાવ્યો એટલે સંસાર અને સર્વ પર અને વસ્તુ સર્વ વિસારે પડી જાય છે અને ધ્યેય પર એકાગ્રતા થાય છે આ વર્તમાન વિસ્મરણ, સંયોગનું ભૂલાવાપણું અને અંતરની મસ્તી, એટલી વાત પ્યાલાની એકાગ્રતામાં આવે છે

પ્યાલાને મગજનો ગુરુદેવ છે તેટલો જ પગનો ગુરુદેવ છે જો પચાવતા ન આવડે તો તોફાને ચડી જવાય છે અને નશો કરીને તોફાને ચડી જવાય તો બધી વાત મારી જાય છે.

1. જુઓ શ્રી આનંદઘનજીનાં પદો, ભાગ ૧ પૃ ૪૧૨.

હવે આપણે આ સાખીના અર્થની વિચારણા કરીએ —

આત્માનુભવ–સ્વરૂપાનુભવની રસકથા અંતર સ્વરૂપમાં લય કરી દે તેવી છે. અનુભવ રસકથાના તો છાંટા પણ મળવા મુશ્કેલ છે; મળે તો પીવા મુશ્કેલ છે; અને પિવાય તો પચાવવા મુશ્કેલ છે. એ રસ તો સાહિત્યપ્રસિદ્ધ સિંહણના દૂધ જેવો છે. એ સામાન્ય પાત્રમાં તો રહી શકે નહિ; સુવર્ણ પાત્રમાં જ એને ઝીલી શકાય. અને એ કાચાપોચા તો પી પણ શકતા નથી અને પીવે તો પચાવી શકતા નથી. એને પીનારા જો મતાગ્રહી હોય તો આંખો ને આંખો ફાટી પડે એટલે ઉન્માદવાળો થઈ જાય અને ભોળો થઈ જાય. આવો એ રજ્જબજીનો બોધ છે.

મતવાળા એટલે એકાંત પક્ષ સ્વીકારનારાને એ પ્યાલાનો કેફ ચડે છે, એનો વિવેક નાશ પામી જાય છે. એ પોતાના અભિપ્રાયને મળતો ન હોય તેને વિરોધી ગણે છે, એને પોતાના મત માટે આગ્રહ થઈ જાય છે. એ સર્વ સત્ય પોતાને સમજાયું છે એવો દાવો કરે છે અને પોતાના મનથી જરા પણ જુદા પડે એ મહાપાપી, કુંભી રૌરવ નરકમાં જનારા અને ધર્મદ્રોહી છે એમ માને છે અને મનાવે છે. અને જ્યાં એકાંત મતનો આગ્રહ થયો ત્યાં ગમે તેવો અને તેટલો લાભ હોય પણ વિવેકદૃષ્ટિ બંધ થતી હોવાથી એનો નિસ્તાર થતો નથી. એને અન્યત્ર સત્યની સંભાવના પણ સૂઝતી નથી અને પરિણામે એકાંતવાદી રે તત્ત્વ પામે નહિ. એ કદાગ્રહમાં પડી જઈ એ પોતાની વાતને જ સાચી માને છે અને જ્યાં આવો મતાગ્રહ થયો ત્યાં પછી સત્યશોધનની આખી વૃત્તિ મારી જાય છે. પછી 'સાચું તે મારું' ને બદલે 'મારું તે સાચું', 'મારું તે જ સાચું' એવી ભાવના જન્મે છે અને પછી તો ગમે તે પ્રકારે પોતાની પોતે માનેલ માન્યતાનો બચાવ કરવા વિતંડા અને તર્કજાળ ઊભા કરવામાં જ કાર્યસિદ્ધિ મનાય છે. મતાગ્રહ જેને પડી જાય છે તે પ્યાલો પીને નશાને વશ પડી ગયેલા સમજવા.

એ અગમ પ્યાલાને આગ્રહ વગરના, સત્ય જ્યાં હોય ત્યાંથી તેને સમજનારા અને સ્વીકારનારા બરાબર પચાવી શકે છે. એ અનુભવરસકથાના રસને ગમે તેટલો પીએ, પણ એ પોતાનાં વિવેકચક્ષુ ખુલ્લાં રાખી શકે છે; અર્ધ–સત્યને તેટલા પૂરતા સત્ય તરીકે સ્વીકારી લે છે; એકાંતવાદમાં પૂર્ણ–પ્રમાણ–સત્ય લભ્ય નથી, ન હોઈ શકે એ વાત સમજી સ્વીકારે છે અને આવા મતાગ્રહ વગરના પ્રાણી રસપ્યાલાને બરાબર પચાવે છે. અંદર એની જમાવટ કરે છે અને આત્મિક દુનિયામાં શાંતિ–તુષ્ટિ–પુષ્ટિ મેળવી નિર્મળ આનંદનો અંતરાત્મદશામાં સાક્ષાત્કાર કરે છે. માટે જો આત્માનુભવના રસનું પાન કરવું હોય, તો તેની એક જ શરત છે. અને તે એ છે કે મતાગ્રહ ન રાખવો. સત્ય જ્યાં હોય ત્યાંથી તેને શોધવું, અર્ધ-સત્ય હોય તો તેનો તેટલા તરીકે સ્વીકાર કરવો અને વાત ગળે ન ઊતરે તો વધારે ઊંડા ઊતરી સમજવા પ્રયત્ન કરવો. જ્યારે આવી આધ્યાત્મિક દશા થાય અને સાથે નિર્મળપણું પ્રાપ્ત થાય, ત્યારે અનુભવરસને પચાવ્યો છે એમ સમજવું.

એ અનુભવરસ—આત્મિકરસને પચાવવો એ કાચાપોચાનું કામ નથી; તેમજ એ વહન અશક્ય પણ નથી. ઘણી વખત એક હકીકતને આકરી માની તેની ઉપેક્ષા કરવામાં આવે છે પણ આમ થવું ન ઘટે. સત્યશોધન તો રાજમાર્ગ છે અને યોગ્ય કેળવણી અને પ્રમાણસત્યના માનસિક જોરથી પ્રાપ્ત થઈ શકે છે. ઘણી વખત ધર્મની બાબતમાં પ્રાણી આગ્રહી થઈ જાય છે પોતે જે મતનો સ્વીકાર કર્યો હોય તે સિવાય અન્ય સાચા નથી, ન જ હોઈ શકે—એવી વૃત્તિ એ જમાવે છે જમાડે છે અને તેને પોષે છે આવા મતવાળા પ્રાણી કદી પચ્યા છે એમ સમજવું એને ઘેન ચઢ્યું છે એમ સમજવું.

બાકી દરેક મતવાળાને અંશ—સત્ય પ્રાપ્ત થયું છે; તેટલે અંશે તેનો સ્વીકાર કરી તેને બીજી વિવેકચક્ષુ ઉઘાડવાનું સમજાવવા પ્રયત્ન કરે, ભાષાની કડવાશ છોડી દે અને વિસંવાદ કે વિતંડાવાદ છોડી સત્યશોધનને માર્ગે ઊતરે તો આ અગમ અનુભવરસ-કથાનો પ્યાલો પચાવી શકાય તેમ છે અને પ્રગતિ કરી શકાય તેમ છે અંશ-સત્યને સત્ય તરીકે સમજે પ્રમાણસત્ય શોધવા બીજા અંશો વિચારે, સર્વ અંશોની સમજ માટે પોતાના જાતને ઉઘાડી રાખે અને ખાસ કરીને નય-પ્રમાણ-જ્ઞાનનો સૂક્ષ્મ બુદ્ધિએ અભ્યાસ કરે તો તેવા પ્રાણી આ અગમ પ્યાલાને જરૂર પચાવી શકે છે

નય-પ્રમાણનું જ્ઞાન એના ભેદો, પેટાભેદો, ઉપભેદોથી ભરપૂર હોઈ અટપટું છે, અતિ સૂક્ષ્મ પૃથક્કરણ કરી શકનારને પણ ગોથું ખવરાવી દે તેવું છે એ સાચી વાત છે પણ એટલી વિવેકશક્તિ વગરના પણ મતસહિષ્ણુતા તો વિકસાવી શકે સમજ્યા વગર સામાને ઉતારી પાડનાર, વાત વાતમાં પોતાના મતથી જુદા પડનારને ઉન્માર્ગી કહેનાર અને નજીવી કે સામાન્ય બાબતમાં કદાગ્રહે ચઢી જનાર માર્ગ ન પામી શકે અને પ્યાલો ન પચાવી શકે. એટલે બહુ સૂક્ષ્મ બુદ્ધિમાન ન હોય, તે પણ તટસ્થભાવ રાખી શકે તો દુનિયાના નિરર્થક વઢવાડ ઓછા થઈ જાય. સામાન્ય રીતે શાંત દેખાતા પ્રાણી પણ ધર્મની બાબતમાં જ્યારે ચઢી જાય છે ત્યારે વિવેક ભૂલી જાય છે પોતાનું સ્થાન વીસરી જાય છે મનોવિકારની આત્મપ્રગતિ પર થતી અસરના ખ્યાલને નેવે મૂકી દે છે અને ઝનૂન ભરેલી ભાષા વાપરવામાં પોતે મહાન ધર્મી હોય એમ માની અનેક ચેનચાળા કરે છે સાધન-ધર્મોના વઢવાડના અંતરમાં ઊતરીએ તો ઘણું દેખી શકાય છે: મૂર્તિ માનનાર તેને નહિ માનનારને જે રીતે ભાંડે છે કંઠી બાંધનાર તે નહિ બાંધનારને જે રીતે વગોવે છે ઉદયતિથિ માનનાર અસ્તતિથિ માનનાર પ્રત્યે જે માનસ ધરાવે છે—તેનું અવલોકન કરતાં મતવાળા તો હદ પરે એનો ખ્યાલ આવે છે

અહીં ખુલાસારૂપે પ્રાસંગિક જણાવી દેવાની જરૂર છે કે સાધનધર્મોને સાધનની કક્ષામાં જ રાખવા ઘટે. જે સાધનથી સાધ્ય સન્મુખ થાય તેનો સ્વીકાર કરવો, પણ અન્ય પ્રાણી આપણા સાધનોને ન સ્વીકારે કે બીજા સાધનો સ્વીકારે તો તેનો વિરોધ ન કરવો. આપણી પ્રગતિને જે માર્ગ આપે તે આપણે માટે ઉચ્ચ અને ખાસ સાધન છે એમ જાણવું.

પણ સર્વને માટે એ એક જ સાધન હોઈ શકે અને અન્ય સાધન ન જ હોઈ શકે એમ માનવાની મૂઢતા કરવી નહિ. જ્યાં એકાંતવાદ આવે ત્યાં હસી પડવાની વાત દાખલ થઈ ગઈ છે એમ સમજવું. મતમતાંતરના ઝઘડાને દૂર કરવા માટે આ વિચારધારા અતિ ઉપયોગી અને માર્ગદર્શન કરાવે તેવી છે અને અનુભવરસના પ્રાધાન્ય વગર આપણો અન્ય માર્ગ નથી એ તો આ પત્રોમાં વારંવાર બતાવ્યું છે, પુનરાવર્તનને ભોગે પણ બતાવ્યું છે. માટે આત્માનુભવના રસનો કટોરો પીવો હોય, અને પીને પચાવવો હોય, તો સત્યશોધનની બુદ્ધિ રાખવી અને મતાગ્રહ છોડી દેવો.

શ્રી જ્ઞાનસારે[1] આ સાખીને અલગ પાડી નાખી છે. તેના પર રહસ્યાર્થ લખતાં કેટલીક ખૂબી કરી છે. એમનો ભાવ ભાષામાં આ રીતે મૂકી શકાય. એમણે આ સાખીને સત્તાવીસમા પદની આગળ મૂકી છે. મારા અભિપ્રાય પ્રમાણે આ સાખીને ગમે તે પદને મથાળે મૂકવામાં આવે તો ચાલે તેમ છે. એનો વિષય જ સ્વતંત્ર છે તેથી તેની વિચારણા સ્વતંત્ર કરવી એ જ ઉચિત છે.

શ્રી જ્ઞાનસાર આ સાખીના ટબામાં લખે છે કે આત્માનુભવ એ શી વસ્તુ છે? એનું લક્ષણ શું? નિજજ્ઞાનઅનુભવ એટલે આત્માનુભવ. તે રસ જ પીની એટલે આત્માના સ્વરૂપની પ્રાપ્તિરૂપ પરમ આનંદરસ, તેની કથાવાર્તા સંબંધી પ્યાલો પીધો ન જાય. પીવું એટલે સ્વરૂપ ગ્રહણ કરવું—એટલે સ્વરૂપ ગ્રહણ કર્યું ન જાય. આ હકીકત સાંભળીને કોઈ બોલ્યો : આવો અજર પ્યાલો મતવાલો—મતવાલો કરણવાળો—એટલે મહામદને પીનારો એવા અજર પ્યાલાને પી ન શકે લ્હી પરે એટલે ગઠડાપેલ થઈ જાય. ત્યારે પૂછ્યું કે એ પ્યાલાને કોણ પચાવે? તેનો ઉત્તર આપે છે : મહામદવાળા એને ન પી શકે, પણ નિમતા એટલે નિર્મદી હોય તે એને પચાવી પાડે, પચાવી જાય. ત્યારે તેણે કહ્યું : નિર્મદી એટલે મદને નહિ પીવાવાળો પચાવી જાય અને મદને પીવાવાળો ગઠડાપેલ થઈ જાય એ વાત તો વિરુદ્ધ લાગે છે. એ કથન ગળે ઊતરતું નથી; આ વિરોધાભાસના અક્ષરો છે. હવે અર્થાંતર કરીને એ વિરોધને ટાળે છે : મતવાળા એટલે મમત્વવાળા એટલે મતનો મમત્વ ધારે તે તો હહિ પરે, એટલે આત્માનુભવરસકથાનો પ્યાલો પી ન શકે, ગિર પરે.

એટલે કહેવાની મતલબ એ છે કે મતમમત્વી પ્રાણી પોતાના મતથી ભિન્ન કથન શુદ્ધ સ્યાદ્વાદમાર્ગાનુયાયી હોય તોપણ આત્મસ્વરૂપપ્રાપ્તિને અપાવનાર (પ્રાપક) કથન સાંભળતાં જ હહિ પરે એટલે ઢેર થઈ જાય; જેમ કે આનંદઘનજી પોતે જ કહે છે; 'નયવાદી પાસો ગ્રહી, કરે લરાઈ ઠાન.'[2] આવો પ્રાણી સ્વરૂપપ્રાપ્તિની કથા પોતાના મતવાદ

---

૧ એ નામના એક જૈન પંડિત. એમણે શ્રી આનંદઘનજીનાં પદો પર બુદ્ધિપૂર્વક વિવેચન કર્યું છે.
૨ જુઓ શ્રી આનંદઘનજીનાં પદો, ભાગ ૧ પદ ૨૧ ગાથા ૪ પૃ. ૨૫૮

આગળ પૂરી સાંભળી ન શકે પ્રથમથી જ ટેર થઈ જાય. નિમતા એટલે નિર્મળની શુદ્ધ સ્યાદ્વાદમતાનુસારી. જેનું કથન સત્ નયાશ્રિત છે અને જેની મતિ પણ સાત નયાશ્રિત છે તે તો સાંભળતાં જ પરખાઈ જાય, રોમરોમમાં હુલસત થાય અને હું પરખાઉં છું એ જ્યાલથી અત્યંત હર્ષ પામે.

આ પ્રમાણે અર્થ જ્ઞાનસારે ટબારૂપે લીધો છે એમના વિચાર પ્રમાણે મદ, મમત અને મત સર્વે પર્યાયવાચી શબ્દો છે. મદપાનને આગળ કરી તેમણે પ્રથમ વિરોધ રજૂ કર્યો અને પછી મદનો અર્થ આગ્રહ કે મમત્વ કરી વિરોધનો ખુલાસો કર્યો આ દૃષ્ટિબિન્દુ પણ વિચારવા યોગ્ય છે

એક વાત નોંધવા જેવી છે જેને સર્વ પદોમાં 'સાખી' તરીકે નિર્દેશેલ છે તેને જ્ઞાનસાર મૂળમાં દુહા તરીકે બતાવે છે અને વિવેચન પૂરું કરી છેવટે એ દુહાનો અર્થ એમ લખે છે આથી એક નવીન પ્રશ્ન ઊભો થાય છે ઉપર જેને સાત સાખી તરીકે વર્ણવેલ છે તે વસ્તુત 'સાખી' છે કે દુહા છે?—તે સંગીતના અભ્યાસીએ વિચારવા યોગ્ય પ્રશ્ન છે આ સંબંધી ચર્ચા જરૂરી આધાર સાથે આ ગ્રંથના ઉપોદ્ઘાતમાં લેવી. એને અનેક સોરઠા પણ કહેલ છે આ સર્વ ચર્ચા વર્તમાન સાહિત્યપદ્ધતિ અનુસાર પ્રસંગે ઉપોદ્ઘાતમાં થશે. (૭૦—સાખી)

## ઉત્તરાર્ધ—પદ અને તેનું વિવેચન

ભૂમિકા—આ પદમાં સુમતિ અને શ્રદ્ધા વચ્ચે સંભાષણ છે. સુમતિ—ચેતના નારી ખાસ થઈ જાય છે વિરહથી આકુલ થઈ જાય છે અને અત્યંત કફોડી દશામાં આવી જાય છે ત્યારે તેની સખી શ્રદ્ધા ચેતનરાજનું વર્ણન કરવા એને માટે નરમ એવું વિશેષણ વાપરે છે એટલે ચેતન પોતે નરમ છે અને નરમ પડતા જાય છે એવું તે ધીરજરૂપે બોલે છે.

આ પ્રમાણે મિલવાનો પ્રસંગ આવી રીતે પ્રાપ્ત થાય છે એમ આપણે વિચારપૂર્વક જોડવી શકીએ. ચેતન સંસારબજારમાં રખડતો-કૂટાતો કોઈક દ્રવ્ય આવવાના કે સાધુના ગુણોને ધારણ કરતો જણાય છે ક્ષમા, માર્દવ, આર્જવ લોભમુક્તિ, તપ, સંયમ, શૌચ, અકિંચનત્વ અને બ્રહ્મચર્યમાં પ્રવેશ કરતો દેખાય છે એટલે શ્રદ્ધા એના પર આશા બાંધે છે એને લાગે છે કે હવે ચેતનજી માર્ગ પર આવતા જાય છે અને નરમ પડતા જાય છે

શુદ્ધ ચેતના યા સુમતિનું પીરસણ પરમ નિશ્ચિત—અતિશય (absolute) હોઈ એને ચેતનરાજમાં લાંબો ફેરફાર લાગતો નથી. ક્યાંય ચેતનરાજે થોડો બાહ્ય ત્યાગ કર્યો હોય તોપણ ચેતનાની નજરે તો એની સત્તાપ્રીતિ બની રહે છે એમ તેને લાગે છે. અને એને શ્રદ્ધાના નરમ વિશેષણ તરફ ખાસ ખટકો લાગે છે એટલે ચેતનરાજના સંબંધમાં એ

વિશેષણ વાપરવા માટે સખી શ્રદ્ધાને ટોણો મારતી સુમતિ પ્રથમની ત્રણ ગાથામાં ચેતન સામે 'નરમ' શબ્દ વાપરવામાં શ્રદ્ધા કેવી ભૂલ કરે છે તે પોતાના સખ્ત પીરસ્યે કહી બતાવે છે ('સુમતિ' અને 'શુદ્ધ ચેતના' પર્યાયવાચી શબ્દ છે શુદ્ધ દશામાં આત્માની પરિસ્થિતિ એટલે 'શુદ્ધ ચેતના' અને એ દશામાં વર્તના તે 'સુમતિ' એમ સમજવું)

ચેતનાની શુદ્ધ દશાની વાત આવે ત્યારે નિશ્ચયનયની દૃષ્ટિએ જોવાનું રહે છે અને વહેવારુ આશાવાદી શ્રદ્ધા વ્યવહારની નજરે જુએ છે આ વ્યવહાર અને નિશ્ચયને વિરોધ નથી, પણ તેનો દેખીતો વિરોધ શમાવી તેનો સમન્વય કરવો એ તત્ત્વજ્ઞાનનો અતિ આકર્ષક વિષય છે. અલગ અલગ દૃષ્ટિબિંદુને સમજવાં અને તેનો સમન્વય કરવો એ જૈન પરિજ્ઞાનના અનેકાંતવાદની મહાન ફિલસૂફી છે અને એ પ્રકારની આવડત એ વિશિષ્ટ જૈનત્વ છે

શ્રદ્ધાનો આશાવાદ અમર હોય છે એના ભાવો સુપરિણામદર્શી હોય છે અને તેથી જ્યારે ત્યારે એ ચેતનાની પાસે ચેતનના વખાણ કર્યા કરે, અને 'સૌ સારું થઈ રહેશે' એવા શબ્દો ઉચ્ચારી ચેતનનાં વખાણ કરવા લાગી જાય, તેવા પ્રસંગે સુમતિ શ્રદ્ધાને ટોણારૂપે જવાબમાં કહે છે એની ઉક્તિ સુમતિના મુખમાં મૂકી છે આ પદ ખૂબ વિચારવા યોગ્ય છે દશમા પદમાં 'પરમ નરમ મતિ' ઓસર આવે ત્યાં 'નરમ' શબ્દનો ઉપયોગ વદન જુદી રીતે કર્યો છે ત્યાં ચેતનાએ ફરિયાદ કરી છે કે ચેતનરાજ મમતા વગેરે તેની પાસે આવે ત્યારે નરમ ઘેંસ બની જાય છે અને મારી (ચેતનાની) વાત આવે ત્યારે નિષ્ઠુર બની જાય છે આ આખો 'નરમ' શબ્દનો પ્રયોગ ખૂબ સમજવા યોગ્ય છે આટલો ઉપોદ્ઘાત કરીને હવે પદનો ભાવ સમજવા પ્રયત્ન કરીએ

પદ

(રાગ—વસંત—ધમાલ)

छबिले लालन नरम कहे, आलि गरम करत कहा बात   नेक.
मांके आगे मामूकी कांई, बरनन करत गिमार;
मग हू कपटके कोपरा हो, कहा करे सरधा नार   छबिले० १

અર્થ—(સમતા શ્રદ્ધાને કહે છે—) (હે સખી) મારા છેલછબીલા મનમોહન પતિને

પાઠાંતર—માંકે—માકે મામૂકી—મામકી કરત—કરન બગ હુ—બગ હું કોપરા—કોપરી કરે—કરે—કહે. સરધા—સારધા.

શબ્દાર્થ—છબિલે = છબીલા, રંગીલા, રૂપાળા, સુંદર. લાલન = મોહન, પ્રિય. નરમ = ઢીલું, મુલાયમ, સમરસી, કોમળ કહે = કહેવાય છે આલિ = સખી. ગરમ = ઉગ્ર કહા બાત = શી વાત, કેવી વાત. માં(મા)કે = માતાની. આગે = પાસે. મામૂકી = મામાની, મામા સંબંધી. બરનન = (વર્ણન) કીર્તન, ખ્યાપન. ગિમાર = ગમાર, મૂર્ખ બગ હુ = હજુ પણ, આજ સુધી. કપટકે = કપટના. કોપરા = કોપરા, ઘેલા. સરધા = શ્રદ્ધા. કહા = શું, શી રીતે, કેમ. નાર = સ્ત્રી નારી

નરમ-સમરસી કહે છે ત્યારે સખી! એ ગરમાગરમ વાતો કેમ કરે છે? (એ નરમપણું કહેવામાત્ર છે) માની પાસે મામાનું વર્ણન તો કોઈ ગમાર આપી હોય તે જ કરે. કહે પણ એ તો કલ્પના-મામાના કોળબા છે. ત્યારે અહો શ્રદ્ધા આઈ! તેના ઉપર કેવી રીતે વિશ્વાસ કરાય? એનો ભરોસો કેમ આવે? (૧)

વિવેચન—સુમતિ પોતાની સખી શ્રદ્ધાને કહે છે સખી! તું મારા છબીલા લાલન પતિદેવને 'નરમ' કહીને વર્ણવે છે! એ લાલન એટલે એ મોહક છે એ વાત ખરી છે, પણ તું એને 'નરમ' કહીને વર્ણવે છે એ વાત તેમનું અત્યારનું વર્તન જોતાં મને ઠીક લાગતી નથી. એમને જરા ચારિત્ર સન્મુખ જોઈને, મોટા મોટા 'પતિત મહદ [illegible]' વગેરે આત્મધર્મની સન્મુખ આવતા જોઈને તું એનાં વખાણ કરવા મંડી પડી છે અને જાણે એ હવે જરૂર ઘેર આવી પહોંચશે એમ ધારવા લાગી ગઈ છે પણ હું તને એની અત્યારની દશા કહું ત્યારે તને તેનો સાચો ખ્યાલ આવશે.

તું તો એને માટે નરમ નરમ વાત કરે છે પણ એ તો ગરમ છે, પરભાવની ઉષ્ણતાવાળી દશામાં ચાલુ રહે છે અને વાત કરતાં પણ લાલપીળા થઈ જાય છે. એને તું કયા કે નરમ કઈ રીતે કહે છે તેનો તું જરા વિચાર કર. આ જે નરમપણાની તું વાત કરે છે તે તો કહેવા માત્ર છે, તે વાતમાં અત્યારે તો જરાયે માલ નથી અને ચેતનના અત્યારના વર્તન સાથે એ વિશેષણ અનુરૂપ પણ નથી. તું અત્યારે પતિરાજનાં વખાણ કરવા લાગી ગઈ છે એ તો નાનો ભાણેજ મોસાળથી આવી પોતાની મા પાસે મામાના વખાણ ઉપર વખાણ કરવા માંડી જાય, ત્યારે મા એને જવાબમાં કહે કે–લાડકા! હવે બસ રાખ! તારા તો મામા પણ મારા તો ભાઈ! હું તો એને જનમના ઓળખું છું એ તારે ચેતનરાજનું ખરું વર્ણન આપવું હોય તો સાંભળ.

પતિરાજ ચેતન જો નરમ હોય તો એની વાતમાં ગરમપણું કેમ હોય? મોહરાજ સાથે ગરમી કરનાર છે એ તો જાણીતી વાત છે. એની ગરમ વાત પરથી એને માટે નરમ વિશેષણ વાપરવું ઉચિત નથી એમ મને લાગે છે. અત્યારે એણે મોટા મોટા ત્યાગ કર્યો છે તારી નજરે એ પ્રમત્ત-અપ્રમત્ત દશામાં આવી છઠ્ઠે-સાતમે ગુણસ્થાનકે વર્તતા દેખાય છે અને તેથી જાણે એ નરમ પડ્યા હોય એમ તને લાગે છે પણ તારી એમ મોટી ભૂલ થાય છે. એ તો આજે પણ કલ્પના કોળબા જ છે! એને ઓઠો દેખાવ કરી ધર્મને નામે ચરી ખાવું છે એને અનુયાયી વગ કરવા પોતાના નામની વધારે પડી છે. એ દેખાવમાં નરમ દેખાતા હોય તોપણ અંદર કષાયથી ભરેલા છે અને કષાય દબાવેલા હોય તોપણ અંદરથી એ ભારેલો અગ્નિ હજુ ત્યાં મોજૂદ છે. તો એવા પતિરાજ પર શ્રદ્ધા કેમ આવે? આ માટે મતિરૂપ પધારશે અને અનંત કાળ આનંદ આપશે એવી વાત કેમ કરાય અને

એમને માટે 'નરમ' વિશેષણ કેમ વાપરી શકાય ? એવા પતિ પર શ્રદ્ધા કેમ રખાય ? એને ફરીજવા વાર શી ?

આ ગાથા પર વિવેચન કરતા જ્ઞાનસારજી લખે છે કે, આ પદમા સુમતિ અને શ્રદ્ધા વચ્ચેની વાતચીત લાવવામા આવી છે સુમતિ અત્યંત શોકમાં પડેલી છે તેના તરફ શ્રદ્ધાના પીરજના વચન છે સુમતિ આત્માની કુટિલતા બતાવતા કહે છે કે હે સખી ! મારા શોભાવત આત્મારામની બાબતમા પરમેશ્વર-પ્રવચનમા શાંતિ-માર્દવ-આર્જવ આદિ ગુણ ગુણાવણુ ન કરી તેની શોભા બતાવી છે અથવા આત્મસ્વરૂપના પરિણમનરૂપ શોભા તેનામા છે, તેથી તેને નરમ કેમ કહેવાય ? એ તો સર્વ નિશ્ચયનયની વાત છે જ્યા સુધી આત્મા વિભાવદશામાં છે ત્યાં સુધી એ કષાયથી તપ્ત છે કારણ કે જ્યા સુધી તેનો કષાયનો યોગ ગયો નથી ત્યા સુધી તેમાંથી કષાયો ગયા નથી. જ્યારે તેને તથાપ્રકારનો કાળાદિ સામગ્રીનો યોગ મળશે ત્યારે તે સુખી થશે. સદુક્તિ

કાલ પાક કારણ મિલે, સદ્દિજ સિદ્ધ વે જાય,
બીન વરસા ફૂલે ફલે, જ્યોં વસંત વનરાય.

એટલે જ્યાં સુધી કારણ-સામગ્રી મળી નથી ત્યા સુધી એ મારા પતિ આત્માને નરમ ન જાણવા. વળી મમતા કહે છે કે જેમ કોઈ ગમાર પોતાની મા પાસે મામાનું વર્ણન કરે તેમ તુ કરે છે કારણ કે મામાના ગુણ ભાણેજ કરતા તેની બેન વધારે જાણી શકે તેમ છે તેમ આ મારા પતિને તારા કરતાં હુ વધારે જાણું છું માટે તું એમને સર્વ વિરતિ-છઠ્ઠે સાતમે-ગુણસ્થાનકે જોઈને તેમને નરમ કહેવાનું કહેતી હો તો તેમાં તારી ભૂલ છે ! હજુ તેઓ કપટના કોથળારૂપ છે તેમા હજુ કપટ-માયારૂપ કષાય અને બીજા કષાયો પણ રહેલા છે એમ તું જાણ.

આ જ્ઞાનસારના ટબા પર વિવેચન સબધમાં મારા મિત્ર નોંધમા લખે છે કે આ પદમા મમતા અને શ્રદ્ધાના સવાદરૂપે આત્માની દશાનું વર્ણન છે અને તમા શુષ્ક અધ્યાત્મીઓ આત્માને શુદ્ધ માની ગફલતીમા રહે છે તે વાતનું નિરાકરણ કરી તેની વાતની શુદ્ધિ માનનારાઓને ઉપદેશ આપ્યો છે કે જ્યાં સુધી વિભાવદશામા આત્મા પડ્યો છે ત્યા સુધી તેને શુદ્ધ માની કારણની ઉપેક્ષા ન કરશો, પણ તે શુદ્ધતાને પ્રાપ્ત થાય-તેની શુદ્ધતા પ્રગટ થાય-તેવા કારણો મેળવતા રહેજો. ચેતનરાજ સહજ મ સુખ થઈ જાય, યોગ બાહ્ય ત્યાગ કરે, વેશપલટો કરે તેથી રાચી ન જવું પડે, હજુ જ્યા સુધી તેની કષાયપરિણતિ દૂર થઈ નથી અને તેને યોગ પર કાબૂ આવ્યો નથી ત્યા સુધી તેનું નરમ તરીકે વર્ણન કરી નાખવું એ સુમતિની ઉત્કૃષ્ટ ચતુરતાએ અયોગ્ય અને અનુચિત છે અને એ તો માની આગળ મામાના ગુણ ગાવાની બાલિશતા જેવું છે (૧)

સુમતિ પોતાના અંતર પતિની વધી આગળ બતાવતા કહે છે:

चौगति महिल न छांडही हो, कैसे आत भरतार;
खानो न पीनो इन बातमें हो, हसत भानत कहा हाड.   छबिले० २

અર્થ—(સમતા વધારે જણાવે છે—) નાથ તો હજુ ચારગતિરૂપ મહેલને છોડતા-મૂકતા નથી. (તો પછી) પતિરાજ (મારે ઘેર મંદિરે) કેવી રીતે આવશે? એ વાતમાં નથી ખાવાનું કે નથી કાંઈ પીવાનું—એમાં રમ જેવું કાંઈ નથી (ખાલી વખત કાઢવા જેવી એ વાત છે). એમ કરીને તો તું હસતા હસતા મારા હાડ ભાંગી નાખે છે. (અથવા તું હસે છે પણ તને ભાન નથી, આમાં હસવા જેવું નથી. એ કથા તો છેલ્લી હદની છે. (૨)

વિવેચન—હે બહેન શ્રદ્ધા! હજુ તો પતિરાજ ચારગતિરૂપ મહેલને છોડતા નથી; એ તો દેવ, મનુષ્ય, તિર્યંચ અને નરકગતિમાં ફર્યા કરે છે. એને એ ગતિ છોડવી ગમતી નથી. એને મોક્ષમાં જઈ આનંદનો શું અનુભવ થશે તેની સૂઝ પણ પડતી નથી. જેને ચાર ગતિ તરફ આટલી આસક્તિ છે તે મારે ઘેર કેવી રીતે આવશે? મને તો આ વાતમાં કાંઈ ખાવાપીવા જેવું—રમ જેવું—લાગતું નથી. અને તું તો પતિરાજને નરમ કહી વર્ણવે છે ઊભી ઊભી હસ્યા કરે છે અને તેમ કરીને મશ્કરીમાં હસતાં હસતાં તું તો મારાં હાડ ભાગી નાખે છે અથવા આવી ઠેકડી કરીને શા માટે મારાં હાડ ભાગે છે? મશ્કરી નજીવી વાતની કોઈ થાય પણ મારો જીવ ઊકળી આવે અને હું ખોખરી થઈ જઉં એવી છેલ્લી હદની મશ્કરી તે હોય? બહેન શ્રદ્ધા! હવે તું બસ કર અને મારી કથા વાળી મશ્કરીને પરિણામે કેવી ખરાબ થઈ છે તેનો વિચાર કર.[1]

આ બીજી ગાથા પર મિત્રની નોંધનો ભાવ આ પ્રમાણે છે: હે શ્રદ્ધા! તું કહે છે કે ભરતાર નરમ છે અને ઘરે આવવાના છે તે વાત (સુમતિ કહે છે) હું કઈ રીતે સાચી માનું? કારણ કે મારો ભરતાર ઘણીએ ચેતન આત્મા ચાર ગતિરૂપ મહેલને છોડતો નથી તો પછી શી રીતે મારી પાસે આવશે? હું વિરહિણી છું અને મને ખાવાપીવાનું ભાવતું નથી, તેના

પાઠાંતર—ચૌગતિ—ચઉગતિ. છાડહી—છાંડિહી, છાડહી. ખાનો ન પીનો—ખાનો ન પીનો. ભાનત—ભાન ન. હાડ—હાર.

શબ્દાર્થ—ચૌગતિ = ચારગતિ (દેવતા, મનુષ્ય, તિર્યંચ, નારકી) મહિલ = મહેલ. છાંડહી = છોડતા, મૂકતા. કૈસે = કેવી રીતે. આત = આવશે. ભરતાર = પતિ. ઇન = એ. હસત = હસતાં હસતાં. ભાનત = ભાંગે. અથવા ભાન ન = તને ભાન નથી. કહા = શા માટે કથા. હાડ = હાડકાં, છેલ્લી હદની.

૧ બીજી પંક્તિમાં ભાનત અને ભાન ન એમ બે વિચારવા યોગ્ય પાઠો છે પ્રથમ પાઠનો અર્થ ઉપર કર્યો છે તે છે. ભાન ન એવો પાઠ લેતાં તેનો અર્થ આ પ્રમાણે થાય. મારી વાત સાંભળીને તું ઊભી ઊભી હસ્યા કરે છે અને મારી મશ્કરી કરે છે પણ તને ભાન નથી. તું શા માટે મારાં હાડકાં ભાગી નાખે છે? આ તો કોઈને મશ્કરી થાય અને કોઈનો જીવ જાય એવી વાત છે. છોકરાંઓ પથરા ફેંકે દેડકાંને પથ્થર મારી દુઃખી કરે ત્યારે દેડકાં બોલે કે ભાઈઓ! તમારે મન તો ખેલ થાય છે પણ અમારો જીવ જાય છે! આ કંઈ હસી કાઢવા જેવી કે ઠેકડી કરવા જેવી વાત નથી. આ પ્રમાણે પાઠાંતરનો અર્થ બેસે છે.

વિવેચન—સખી ! તું એક જ વાતનો વિચાર કર. જે મમતા દાસી મારી રાત-દિવસ નિંદા કરે છે એની સુખશય્યા પર પતિરાજ રમણ કરે છે. કોઈ સારી બેઠીની સાથે પતિરાજ આનંદ કરતા હોય તો મને બહુ દુઃખ ન થાત, પણ આ તો આખો વખત હું અને મારું કર્યા કરવું એમાં જ એને મોજ પડે છે. થોડા બંગલા-બગીચા મળે તો તેમાં એ આસક્ત થઈ તેનું અભિમાન કરે છે, લાખ-પચાસ હજાર કે કરોડ જમા થયા તો જાણે તેનો પોતે માલિક છે એવું ગૌરવ ધરાવે છે. પોતાના શરીર પર હદપાર મમતા કરી એ જરા માંદુ પડે એટલે પોતે મોટો થઈ ગયો એમ માને છે. દરજ્જાના ખ્યાલ કરતાં મોટાપણાનો ખ્યાલ વધારે. કોઈ એ સેવા કે સુકૃત્ય કરે છે ત્યાં પણ મોટાપણું તો આગળ જ રહે છે અને માલ-તાલનો મોહ એની સર્વ વિચારણામાં અને એના પ્રત્યેક કાર્યમાં એટલો ઓતપ્રોત થઈ જાય છે કે એના ખરેખર પ્રશંસા યોગ્ય કાર્યમાં પણ મમતાને લઈને કાલિમા પડી જાય છે અને એ મમતા દાસી એટલી તુચ્છ છે કે એ તો જાણે મારી શોક હોય તેમ આખો વખત મારી નિંદા કરે છે. એને સુમતિ (મારી) સાથે વિરોધ છે. એને ચોખ્ખું દેખાય છે કે જો પતિ એકવાર સુમતિને (મારે) મંદિરે ગયા તો મમતાનો ભાવ પૂછનારા નથી, એટલે એ તો મારી નિંદા જ કર્યા કરે છે. આવી મમતાના હાથમાં પડીને પતિ તો એના પર વારી જાય છે.

અથવા પતિરાજ મમતાની ખાટ ઉપર રમે છે અને બાકીનો વખત ઊંઘે છે. એટલે જે પ્રાણી સંસારમાં જાગતો હોય છે તે આત્મસમૃદ્ધિમાં ઊંઘતો હોય છે. એ ન્યાયે એ મમતાએ પાયેલ પ્રમાદરૂપ દારૂના ઘેનમાં આખો વખત ઊંઘ્યા કરે છે. એને પોતાનું શું છે તેની પિછાણ નથી, અને કોઈવાર ઉપરછલ્લી પિછાણ થઈ જાય તો તે અનુસાર વર્તાવ નથી. એ તો પરભાવમાં મસ્ત અને આખો વખત આત્મદશામાં ઊંઘતા રહે છે. આવા મારા પતિને તું નરમ કહે છે એટલે મને તો તારે માટે પ્રશ્ન થાય છે કે તારા જેવી ચતુર સખી આવી ભૂલ કેમ કરતી હશે ! મને તો એમ લાગે છે કે આ કથા કરવામાં લેવાદેવા જેવું કાંઈ નથી, એમાં લાભ-નુકસાન કાંઈ નથી. આવી રીતે દરરોજ સવાર પડે છે અને યુગના યુગ ચાલ્યા જાય છે અને કથા તો એની એ રહી છે. પતિને મમતાની ખાટ પર રમવું છે અને મારા મંદિર તરફ નજર પણ નથી કરવી.

જ્ઞાનસારના ટબા પ્રમાણે મમતા અને આશા એક છે તેથી આશા તૃષ્ણારૂપ ખાટલે-ખાટ ઉપર—ચારપાઈ ઉપર—પતિરાજ મમતા સાથે રમે, કારણ કે મમતા સાથે એની એકતા થાય છે. તે ખાટ પર મમતા સાથે રમે અને રાત-દિવસ ત્યાં નિદ્રા કરે—આરામ કરે. એ પતિરાજ મમતામાં આરામ માની રહ્યા છે તેથી હે ભદ્રા ! એમાં મારે કાંઈ લેવાનું નથી કે દેવાનું નથી, એટલે એ વાતમાં કાર્યસિદ્ધતા નથી. એ ઉપર કહેલી એમની કથા જાણે પણ નિરર્થક છે, એનું કારણ એ છે કે વિભાવરૂપ રાત જતાં કોઈ વાર સ્વભાવરૂપ સૂર્યનો ઉદય આવે એટલે ચેતન સન્મુખ-ઘર-સન્મુખ આવે એટલે એમાં પ્રવૃત્તિ કરે, ત્યાં તો રાત એટલે તે જ વખતે નિવર્તી જાય અને તેટલા માટે એ આખી વાત જ નિરર્થક છે નકામી છે.

ચિત્ત નોધકાર ઘોર એટલે વિવેકરૂપ પ્રભા અર્થ કરે છે અને કોઈવાર એવી પ્રભાની પ્રાપ્તિ થાય છે પણ તે પાછી ખસી જાય છે, એટલે પતિરાજ તો માયાના પાશમાં લુબ્ધ થયા છે એ પ્રમાણે અર્થ કરી એ સંબંધી વાત નિરર્થક છે એવો ભાવ તારવે છે, તે થી જ્ઞાનસારના ભાવને મળતો જ આશય તારવે છે એ છેવટે લખે છે કે જ્યારે માયાનો ત્યાગ થશે ત્યારે જ આત્માને નિજ સ્વરૂપની–નિજઘરની–પણીઆણી સમતા–સ્ત્રી મળશે.

આત્મસ્વરૂપનો કોઈવાર ઝબકાર થઈ જાય છે, પણ ચેતન હજુ મમતાની ખાટ પર જ રાતદિવસ રમે છે તેથી કોઈવાર પતિરાજ ક્યાંય ચોટે ઉપર ઉપરનો ત્યાગ દેખાડે તો પણ હજુ તેની માયા–મમતા ગઈ નથી અને એમ ને એમ દિવસો જયા કરે છે અને માયાના પૂતળાને નચાવ્યા કરે છે એવા પતિરાજને હું શું જોઈને નરમ શબ્દમાં વર્ણવે છે ! (૩)

આટલું વર્ણન–વિવેચન સુમતિ–શુદ્ધ ચેતનાએ કર્યું એને હવે શ્રદ્ધા જવાબ આપે છે

कहे सरधा सुनि सामिनी हो, एता न कीजे खेद;
हेरे हेरे प्रभु आवसी हो, वदे 'आनंदघन' भेद छबिले० ४

અર્થ—(જવાબમાં) શ્રદ્ધા કહે—બાઈ ! સાંભળ, આટલો બધો ખેદ (તારે) ન કરવો જોઈએ. પ્રભુ (પતિરાજ) હળવે હળવે જરૂર આવશે—આ પ્રમાણે આનંદઘન સ્નેહપૂર્વક–હેતથી કહે છે (૪)

વિવેચન—શ્રદ્ધા ખૂબ આશાવાદી છે એને ઉચ્ચ ગામિની નજરે જોવાની ટેવ છે ધીમે ધીમે સવ સારું થઈ રહેશે એવી એની નજર અને આત્માના મૂળ ગુણમાં ભરોસો છે એ પોતાની સખી સુમતિને પૂર્ણ આત્મવિશ્વાસ સાથે જવાબ આપે છે કે બાઈ ! આટલો બધો નકામો ખેદ તું શા માટે કરે છે ? એ પ્રભુ ચેતનરાજ ધીમે ધીમે તારે મંદિરિયે જરૂર આવશે, તારી ખાટ પર આનંદ કરશે અને તારી વિરહવ્યથા ભાંગશે આ વાત આનંદઘન અત્યંત સ્નેહપૂર્વક કહે છે અને મારી તો ખાતરી છે કે તારી અત્યારની સ્થિતિ ફરી જશે, સારા દિવસ આવશે અને લીલાલહેર થશે. આ વાત હું એકલી કહું છું એમ નથી, પણ આનંદઘન પ્રભુ–પરમ પરમાત્માના વચનને આધારે હું કહું છું કે ચેતનરાજ ધીમે ધીમે તારે મંદિરે જરૂર આવશે, એટલે એની વાટમાં બેચારેના નથી એવું બોલી ખાલી ખોટો ખેદ કરે છે તે મૂકી દે મને તો ભરોસો છે કે આખરે ઘીને ઠરે ઘી થશે અને સૌ સારું થઈ રહેશે. અથવા ભેદ એ શબ્દ 'વદતી ' વદ્યા એ અર્થ લઈએ તો તેનો ભાવ 'અધિકતા' થાય છે એટલે એ વાતની આનંદઘન અધિકતાથી સાક્ષી પૂરે છે. એ પોતે આનંદનો સમુદ્ર છે, અનંત જ્યોતિમય છે ચેતનને અસલના

પાઠાંતર—સામિની–સામની. હેરે હેરે–હેર હર.

શબ્દાર્થ—સરધા = શ્રદ્ધા. સુનિ = સુણ સાંભળ સામિની = સ્વામિની, શેઠાણી, બાઈ એતો = એટલો. હેરે હેરે = ધીમે ધીમે, હળવે હળવે. આવસી = આવશે. વદે = બોલે. ભેદ = સ્નેહ, સ્નેહપૂર્વક હેતથી અથવા અધિકતા.

પિછાણનાર છે અને જ્યારે તે એ વાત હોંશથી કરે છે ત્યારે તારે પણ ચેતન કેવું કપટના કોથળા છે એ વાત પર ભાર મૂકી દીધા પડતું ન ઘટે. જ્ઞાન, શ્રદ્ધા, સુમતિ, વિવેક અનુભવ વગેરે અનેક ગુણો ચેતનાના છે એના અંશ રૂપના છે આ વચન ચેતનાના શ્રદ્ધાગુણને ઉદ્દેશીને છે આનંદઘનનું આ અધિકારથી બોલાયેલું વચન શ્રદ્ધાગુણને ઉદ્દેશીને છે હવે જ્યારે દર્શનમોહની ગઈ છે અને એ ચેતનરાજ સત્યમાર્ગમાં આગળ આવ્યા છે તો હવે ધીમે ધીમે તારો નિસ્તાર આવશે અને સહુ સારા વાના થશે. માટે સ્વામિની ! તું આટલો બધો ખેદ ન કર, નિરાશ ન થા અને એ વાતમાં ઠેકાણાં નથી એવું આકરું વચન બોલ નહિ.

જ્ઞાનસારનું આ ગાથા પરનું વિવેચન વિચારવા જેવું છે તેઓ જણાવે છે: આ પ્રમાણે સુમતિએ શ્રદ્ધાને કહ્યું. શ્રદ્ધા એ સુમતિને અત્યંત વિષાદમય દેખીને તેને (સુમતિને) ધીરજ દેવા ઉત્તર આપે છે તે કહે છે કે સ્વામિની ! સાંભળ, આવડો ખેદ કર નહિ. આવડો બધો ખેદ શા માટે કરે છે? એમ કહેવાનો રહસ્યાર્થ એ છે કે સ્વસ્વરૂપી ભર્તાર તમારા મહેલ વિના અન્ય મહેલમાં ગમન કરે છે તેથી આટલો મોટો ખેદ ન કર સ્વામિની ! નિરુદ્યમી થઈને, બે હાથે પગની આસપાસ લપેટીને, ઢીંચણના આગળ માથું મૂકીને બેસી રહેશો તો તો કોઈ કામની સિદ્ધિ નથી થવાની, કારણ કે ઉપાસકદશા સૂત્રમાં (સૂત્ર ૩૬) કહ્યું છે કે **उट्ठाणेण कम्मेणं बलेणं वीरिएणं पुरिसक्कारपरक्कमेणं**—એટલે ઉત્થાનથી, કર્મથી, બળથી, વીર્યથી, પુરુષાર્થથી—આત્માનું ઉત્થાન કરવું. એટલે ઠેર ઠેર નામ ઉદ્યમથી સિદ્ધતા છે તેથી તમે પણ ઉદ્યમ કરશો તો સામર્થ્યવાન પ્રભુ—આત્મા શમ સ્વરૂપ-ઘરે આવશે-પ્રવેશ કરશે, કારણ કે એ સમર્થ છે. આ પ્રમાણે સુમતિ પ્રત્યે શ્રદ્ધા કહે છે આ પ્રમાણે આનંદઘન—મૂળ નામ લાભાનંદ—મહામુનિરાજ બોલે એટલે સ્નેહ કરીને કહે છે. સુમતિ પ્રત્યે શ્રદ્ધા સખી કહે-સ્નેહ કરીને કહે—અહો સ્વામિની ! આનંદઘન પ્રભુ ઘેર ઘેર આવશે. આનંદ—આત્મસ્વરૂપાનંદનું ઘન-સઘનપણું પ્રભુ એવા જે સ્વામી દેવો દેવા તમારું જે પરમ શુદ્ધ સ્વરૂપ-બારમું અને તેરમું ગુણસ્થાન—જે તમારું નિજઘર—છે ત્યાં આવશે. આ આખો પ્રેરક ભાવ ખાસ વિચારવા લાયક છે અને આચાર્યસિદ્ધ છે.

મિત્ર નોખકાર બાહુ ભાવ કરી ઉપર ઉમેરે છે: જો કે ચેતન વિભાવદશામાં કર્મને લીધે પ્રમાદમાં પડેલ હોય છે અને આશા કર્યા કરે છે પણ સમ્યક્ત્વ પ્રાપ્ત થયું હોય એટલે તત્ત્વવિવેક થયો હોય તો અનંતાનુબંધિ અશુભ કર્મો છૂટી જતાં તે જરૂર સુજ્ઞ થાય છે, માટે મારી સ્થિતિ બદલાતી નથી એમ ખેદ કરી કોઈએ ઉદ્યમ છોડવો નહિ. ઉદ્યમ કરવાથી મમતાનો સંગ છૂટી જશે, આત્મા જાગૃત થશે અને સમતાને પામી રાગદ્વેષથી વિરમી મોક્ષ જશે, સુખી થશે અને આને માટે ઉપાસકદશા સૂત્રની પણ સાખ છે.

આ બન્ને અર્થમાં દૃષ્ટિબિન્દુ એક જ છે. સહજ પ્રગતિ થઈ હોય તોપણ બેદરકાર થઈને બેસી રહેવા જેવું નથી, મૂળ સ્થિતિ પ્રાપ્ત કરવા માટે ઉદ્યમ ચાલુ રાખવા જેવું

છે માયામમતા ચોર છે એનાથી નિત્ય સાવધ રહેવા જેવું છે જરા પણ ગફલતી થતા એ ચોરો રાગદ્વેષની ગલીકૂચીમાથી આડે રસ્તે નિજ મંદિરને ઘેરી ધર્મધન હરી લેવાની ટેવવાળા છે એને અનેક રસ્તા આવડે છે અને ગમે ત્યારે ચક્કરમા નાખી ચેતનને પરા ધીન બનાવે છે માટે તેનાથી સાવધ રહેવું, પણ હિંમત હારી બેસી જવું નહિ. મનમા ભરોસો રાખવો કે જાગ્રત રહેવાથી અંતે સ્વરૂપપ્રાપ્તિ જરૂર થશે અને સાચે માર્ગે ગમન હોય તો અંતે સાધ્યસ્થાને જરૂર પહોંચી જવાશે. એમા જેમ ખૂબ ભરોસો રાખી બેસી રહેવા જેવું નથી, તેમ જ મોહરાયના ચેનચાળાથી ગભરાઈ પ્રયત્ન મૂકી દેવા જેવું પણ કાંઈ નથી. (૪)

ઉપસંહાર—અત્યારથીમા પદમા મહાનંદ સુખનું વર્ણન થવાનું છે અને વિવેક તે વર્ણવી બતાવે છે તે પણ સાચી વાત છે અને અહીં ચેતના–સુમતિ તેને કૂડકપટના હેવાળા કહી વર્ણવે છે તે પણ સાચી વાત છે ચેતનની જુદી જુદી દશા વર્ણવવાની અને તે રીતે તેનું ખરું સ્થાન વર્ણવવાની આ અલગ અલગ ભૂમિકા છે એમા વિરોધ નથી, પણ નય જ્ઞાન છે પર્યાયપલટનનું આલેખન છે અને ઉદ્યમ કરવાની પુરુષાર્થ ચાલુ રાખવાની અને આંતરવીર્ય ફોરવવાની વિશાળ પ્રેરણા છે ઉદ્યમ ન છોડવો એ ખરી વાત, પણ ડેરે ડેરે પ્રભુ મંદિરે જરૂર પધારશે એ વાત ભૂલવી નહિ, અને છતા પ્રભુ જરૂર આવશે માટે અંતે સારું થવાનું છે તો હમણા સ્થૂળ સુખ માણી લો, એવી તુચ્છ મનોદશા પણ થવી ન ઘટે. આ સર્વની વચ્ચે માર્ગ કાઢે અને પ્રગતિ સાધે તે ચેતન નય જ્ઞાનપૂર્વક પ્રમાણજ્ઞાન સુધી પહોંચી તે જ્ઞાનનો સાચો લાભ ઉઠાવે છે એમ સમજવું માત્ર જ્ઞાનથી કાંઈ વળે નહિ, જ્ઞાન વગરની શ્રદ્ધા ટકે નહિ અને ચાલુ પ્રગતિ અને વિવેક સાથેની વિચારણા વગર પ્રગતિ ચાલુ રહે નહિ. આ સર્વ વાતની અંદર ખૂબ શ્રદ્ધા જોઈએ, આત્મવિશ્વાસ જોઈએ, આગળવધવા માટે ચડી જતા મોટી ખુવારીનો ખ્યાલ જોઈએ અને આ આગળ સામાની મોટી વાત ન કરતા સામાને સાચે સ્વરૂપે ઓળખી એને રસ્તા પર ચઢાવી દેવા જોઈએ. ખાલી ખોટા અક્રિય વિશ્વાસમા બેસી રહેવા જેવું નથી, તેમજ આનો આરો આવનાર નથી એમ ધારી ગભરાઈને પુરુષાર્થ મૂકી દેવા જેવું પણ નથી.

આ પદની વિચારણા કરતી વખત અત્યારથીમા પદનો સાથે ખ્યાલ કરવામા આવશે તો વધારે મજા આવશે અને તે વિચાર્યા બાદ નિશ્ચય અને વ્યવહારનો સમન્વય થઈ જશે. આ પદનો મૂળ આશય આ પ્રમાણે હોય એમ ગુરુરૂપાથી અને જ્ઞાનસારના ટબાથી લાગે છે એમાં બહુ ઊંડો લાભ છે તે ખાસ વિચારવા યોગ્ય છે અને ચેતનને હજુ પણ કપટના હેવાળા કહી નિર્દેશ થયો છે તે બાબત પોતાને કેટલી લાગુ પડે છે તેનો ખ્યાલ કરી ચેતવા જેવું છે આ પદમા ચેતનની ચાલુ સ્થિતિનું વર્ણન વ્યવહારનયને આશ્રયીને આલેખાયું છે (૭૦)

# પદ ઇકોતેરમુ

ભૂમિકા—મૂળ સ્વરૂપે ચેતનને સમજવામા આવે તો તેનું વર્તમાન વિકૃત સ્વરૂપ સુધારી તેના મૂળ સ્વરૂપમા તેને બિરાજમાન કરવાની રીતિની શોધખોળ થાય, તેને માટે સાધનો યોજાય, તેને સાચા રસ્તા પર મૂકી શકાય અને તેને યોગ્ય દોરવણી આપી શકાય. અનંત ગુણનો એ સ્વામી અત્યારે તો કાદવમા રગદોળાય છે અને સ્થિરતા, શાંતિ કે સગવડ વગર સર્વત્ર કુટાય છે. એના ઉપર જો બહારના આક્રમણો ન હોય, જો એને મૂળ સ્થિતિમા આવી જવાની ભાવના થઈ હોય, તો પછી એ પસ્તાવામાં આવશે નહિ, અવિરામ સધે નહિ અને પોતાના શુદ્ધ સ્વરૂપમાં રમણ કરવાનો એને સ્વેચ્છા પડી જાય અને એકવાર એ માર્ગે એનું ગમન થાય એટલે પછી એને આ પસ્તાવાના દુઃખમા ભમવું પણ ન આવે. માટે પોતે વસ્તુસ્વરૂપે કેવો છે અને ક્યા ગુણનો ધારક પ્રેરક શોધક અને ધણીરણી છે એ વાત એના સન્મુખ ચિત્રરૂપે ફરી ફરીને રજૂ થવી ઘટે. એમ થાય એટલે એને વર્તમાન દશા માટે વિચાર થશે, એ વિચાર થતાં તેમાંથી નીકળવાનો એનો અભિપ્રાય થશે, એમ થતા તેના માર્ગની શોધ ચાલશે અને દૃઢ નિર્ણય અને આંતર શ્રદ્ધાથી એ પોતાના મૂળ સ્થાનકે આવી જશે. માટે એ પોતે કોણ છે અને કેવો છે, એને વિચારી લઈએ.

આત્માનો પરિચય અનેક દૃષ્ટિબિન્દુથી થઈ શકે છે. તેના ગુણનો વિચાર કરતાં પણ એને ઓળખાય. એના ગુણો પણ એટલા છે કે એની વ્યાખ્યા કરતાં જીવન આખું પસાર થઈ જાય. એક સ્થાનકે કહ્યુ છે કે મુખમા હજાર જીભ હોય અને આયુષ્ય પલ્યોપમોનું હોય અને આખો વખત આત્માના ગુણનું વર્ણન ચાલુ કર્યાં કરવામા આવે તો પણ આખા જીવનને અંતે એનું પૂરું વર્ણન થઈ શકે નહિ. આ વાત પ્રથમ દૃષ્ટિએ અતિશયોક્તિ ભરેલી કોઈને લાગે, પણ વસ્તુતઃ તેમ નથી. ચેતનજીના અનંત ગુણો તો અનાખ્યેય છે. છે તેટલા વર્ણવી શકાય તે કો સમય નથી. ખુદ કેવળી પણ આત્માના સર્વ ગુણોને વર્ણવી શકે તેમ નથી, કારણ કે ભાષા અને સમયની મર્યાદા તેમને પણ જરૂર લાગુ પડે છે. તેઓ જાણી શકે પણ સર્વ કહી ન શકે. આવા ચેતનજીને એના મૂળ સ્વરૂપે, એની કર્મથી અનાવૃત દશાએ, એના જગદીશ સ્વરૂપે ઓળખીએ, એને ઓળખવાની અને એનો પરિચય કરવાની-કરાવવાની જરૂર પડે એ જ દુઃખની વાત છે છતાં વસ્તુગતે આપણે આપણી જાતને પૂરેપૂરી ઓળખી શક્યા નથી એ સાચી વાત છે. એને ઓળખ્યા વગર જ્યાં ત્યાં ભટકવું એ નકામું હોઈ આપણે પોતે કોણ છીએ એ બરાબર જાણવું જોઈએ. આપણે આ પદમા તેવો પ્રયત્ન કરીએ.

૫૪

(રાગ—મારુ)

अनंत अरूपी अविगत सासतो हो, वासतो वस्तु विचार;
सहज विलासी हासी नवी करे हो, अविनासी अविकार अनंत० १

અર્થ—(ચેતનરાજ) અનંત (છે।—અંત વગરનો) છે, રૂપ વગરનો છે, અનેક સ્વભાવી છે સર્વ કાળ રહેનાર છે, વસ્તુના સંપૂર્ણ જ્ઞાનથી વાસિત છે, સ્વાભાવિક રીતે જ મૂળ વસ્તુમાં વિલાસ કરનાર છે, કોઈ (ચેતન કે અચેતન)ની કદી હાંસી ન કરે તેવો (ગંભીર) છે, કદી વિનાશ ન પામે તેવો તેમજ કોઈ પ્રકારના વિકાર (ફેરફાર) વગરનો છે. (૧)

વિવેચન—પ્રથમ ચેતનને મૂળ સ્વરૂપે ઓળખવા એને માટે થોડાં વિશેષણો આપીએ. વિશેષને પરખાવનાર અને અન્યથી જુદા પાડનાર વિશેષણો છે એ તો જાણીતી વાત છે ચેતનજી માટે તો વિશેષણો પાર વગરના છે —

અનંત : એનો અંત નથી, કોઈ કાળે એ હતો ન હતો થનાર નથી. એ તો છે છે ને છે એના નામ ફરે, બાહ્ય રૂપ પુદ્ગળ સબંધે ફરે, એની ગતિ—આગતિ કર્મ સબંધે થાય, પણ એ કદી નાશ પામે નહિ. બાહ્ય દૃષ્ટિએ જેને મરણ કહેવામા આવે છે તેમાં પણ ચેતનનો નાશ નથી, એમા અવસાન એટલે સ્થાનાંતર જ છે એ સર્વ કાળ રહેનાર છે અને એ સિદ્ધ થાય ત્યારે તેનું આ વિશેષણ બરાબર સાર્થક થાય છે

અરૂપી : ચેતનનો પોતાનો કોઈ આકાર નથી એને રૂપ નથી, શરીર નથી, દેખાવ નથી. રૂપ, દેખાવ કે આકાર તો અજીવ—પુદ્ગળને હોય, મૂળરૂપે એ નિરંજન—નિરાકાર છે.

અવિગત : વિગત એટલે મરેલ. આ ચેતન કોઈ દિવસ મરણ પામવાનો નથી. અથવા અનેક ગતિવાળો, અનેક સ્વભાવવાળો એ છે કોઈ સ્થાને 'અવિગીત' પાઠ હોવા સંભવ છે, તો તેનો અર્થ 'ન નિંદાયેલ' એમ સમજવું એના મૂળ સ્વરૂપે એની કોઈ નિંદા ન કરી શકે; એ સત્તાગત ધર્મને અંગે એનું સ્વરૂપ છે. વ્યવહારમા એની અમુક નામે કે ગતિએ નિંદા થાય તો તે તેના વિકૃત સ્વરૂપ અને પુદ્ગળ સંગને આધીન છે. એના મૂળ સ્વરૂપમા નિંદાને સ્થાન નથી, કારણ કે ત્યા તો માત્ર અનંત ગુણો જ ભરેલા છે.

શાસતો : શાશ્વતો, ત્રણ કાળે છે છે અને છે. આ વિશેષણમાં અને પ્રથમના 'અનંત' વિશેષણમા થોડો ફેર છે. અહીં એની ત્રિકાળ સ્થિતિ પર ભાર છે અને 'અનંત'મા

પાઠાંતર—પ્રતમાં ત્રીજી પંક્તિમાં 'હો' નથી. અને પ્રથમ પંક્તિ સિવાય આખા પદમાં કોઈ સ્થાને 'હો' નથી. પણ નીચેના પદમાં તેને સ્થાને 'રે' મૂક્યો છે—(૨—૩ ૩—૧ ૪—૧ ૪—૩ ૫—૧) સહજ—સહિજ

શબ્દાર્થ—અનંત = અંત વગરનું, છેડા વગરનું, અનાદિ વિનાનું, અવિનાશી. અરૂપી = રૂપ વગરનું. અવિગત = એક ગતિ વગરનો, અનેક સ્વભાવી. સાસતો = શાશ્વતો, નિરંતર રહેનાર. વાસતો = વાસિત, વ્યાપેલો. વસ્તુ = કોઈ પણ ચીજ નામ આપી શકાય તેવું દ્રવ્ય. સહજ = સ્વભાવથી, મૂળ વસ્તુ વડે. વિલાસી = વિલાસ કરનાર. હાસી = હાંસી, મશ્કરી, હસવું. અવિનાશી = નાશ ન પામે તેવો. અવિકાર = ફેરફાર જેમાં ન થાય તેવો.

તો અતદ્ધિતપણા તરફ લક્ષ છે શાશ્વતામાં સ્થાપક વ્યાખ્યા છે. અનંતમાં નય પ્રતિષેધ (negative) સ્વરૂપ છે. બન્નેનો અંતિમ આશય લગભગ સરખો છતાં ભાવ અલગ અને સ્પષ્ટ છે. શાશ્વતમાં ભૂત, ભવિષ્યત્ અને વર્તમાન પર નજર કરવાની રહે છે જ્યારે અનંતમાં માત્ર ભવિષ્યત્ પર નજર થાય છે. આ તફાવતને કારણે આ બન્ને વિશેષણની ઉપયુક્તતા છે.

**વાસતો વસ્તુ વિચાર** : વસ્તુના જ્ઞાનથી એ વાસિત છે. એ સંપૂર્ણ દશામાં હોય ત્યારે વસ્તુગત સર્વ ભાવો તે બરાબર જાણે છે. પણ એની ઓછી તે દશા હોય ત્યારે પણ એને અક્ષરનો અનંતમો ભાગ તો જરૂર ઉઘાડો રહે છે અને સત્તાગતે તો એ પૂર્ણવસ્તુ વિચારથી ભરેલ છે. વાસિત શબ્દમાં વાસ–ગંધનો ભાવ છે તે એની સત્તા (Potentiality) સૂચક છે. વસ્તુવિચાર માત્ર આત્માને જ હોય; અજીવથી ચેતનને જુદું પાડનાર આ વિચાર જ્ઞાન–તત્ત્વ ખૂબ ઉપયોગી અને ધ્યાનમાં રાખવા યોગ્ય છે. ચેતનની ઓળખાણ માટે પણ એ વિશેષણ ખાસ લક્ષમાં રાખવા યોગ્ય છે.

અથવા 'વાસતો' અને 'વસ્તુવિચાર' એને છૂટા પણ પાડી શકાય. તેમ કરતાં આ પ્રમાણે અર્થ થાય છે:—

**વાસતો** : વાસવું એટલે વાસવાળું થવું, મહેકવું. 'વાસતો' એટલે સુગંધી, પોતાની સુવાસ ચોતરફ પ્રસરાવતો.

**વસ્તુવિચાર** : એ પોતે જ વસ્તુવિચાર કરનાર છે. એનામાં અનંત જ્ઞાન હોવાથી એ પોતે જ વસ્તુવિચાર છે. બ્યાસીમા પદમાં 'વસ્તુવિચાર' નામનો શબ્દ વર્ણવ્યો છે. એના નિસ્પૃહ દેશ અને નિર્ભય નગરીના વર્ણન માટે જુઓ બ્યાસીમા પદનું વિવેચન.

**સહજ** : એ સ્વાભાવિક છે, કુદરતી છે, અકૃત્રિમ છે. એને કોઈ બનાવ્યું નથી, એ બની શકે તેવી વસ્તુ નથી, એનામાં અચિંત્ય શક્તિ અને ઉપયોગ છે તે સર્વ સહજ છે.

**વિલાસી** : આનંદ કરનાર, રમણ કરનાર. આ ગુણ–વિશેષણ ખાસ વિચારણા માગે છે. સિદ્ધના જીવો–સિદ્ધો પણ નિજ ગુણમાં રમણ કરે છે અને નિજગુણરમણસ્થિરતારૂપ ચારિત્ર સિદ્ધોમાં પણ ઘટે છે. એ દૃષ્ટિએ આ આંતર વિલાસ ઘણો મહત્ત્વનો ભાગ ભજવે છે. એ જ્યારે પુદ્ગલના સંબંધમાં હોય, ત્યારે પૌદ્ગલિક વિલાસ પણ કરે અને મુક્ત થાય ત્યારે માત્ર સ્વગુણમાં વિલાસ કરે. આવો એ વિલાસી છે.

અથવા સહજવિલાસી સાથે લઈએ તો એનો ભાવ સ્વાભાવિક રીતે મૂળ ગુણમાં વિલાસ કરનાર ચેતનરાજનો એ ભાવ સમજાઈ જાય તેવો છે.

**હાંસી નહિ કરે** : એ અન્યની મશ્કરી કદી ન કરે, પોતે અતિ ઉચ્ચ દશામાં—સ્વભાવમાં વર્તનાર છે અને અન્યની હાંસી કરવી એ તો વિભાવદશા છે. શુદ્ધ ચેતન જીવના મુખે એ વાત એને છાજે નહિ.

અવિનાશી : એ અંતે કદી વિનાશને પામે નહિ, એ નથી એમ કદી થાય નહિ. અનતમા અતની વાત છે આમા વિનાશની વાત છે આશય સ્પષ્ટ રીતે જુદા છે પરિણામ લગભગ એકસરખુ છે

અવિકાર : એમાં મૂળ વસ્તુગતે કોઈ જાતનો વિકાર નથી, એ ત્રણુ કાળમાં છે તેવો ને તેવો રહે છે માત્ર પર-પુદ્ગલને સગે એનામા પર્યાયપલટન થાય છે પણ ગુણમાં જરા પણ વિકાર-ફેરફાર થતો નથી.

આવાં કદ વિશેષણો ચેતનજીના આપ્યા એ એની ઓળખાણ માટે જરૂરના છે (૧)

હવે એના એકત્રીશ ગુણ બતાવે છે એ આખો કર્મનો વિષય છે અહીં તો માત્ર કર્મનાં નામો આપી તેના નાશથી કેવા ગુણો પ્રકટ થાય છે તેની વાચ્યતા થવાની છે

ज्ञानावरणी पंच प्रकारनो हो, दरसणना नव भेद;
वदनी मोहनी दोय दोय जाणीए हो, आउखो चार विच्छेद मनत० २

અર્થ—પાચ પ્રકારના જ્ઞાનના આવરણ કરનાર કર્મનો વિચ્છેદ (નાશ) કરનાર દર્શનાવરણ કરનાર નવ કર્મોનો નાશ કરનાર, વેદનીય કર્મ અને મોહનીય કર્મના બે બે ભેદ વિચ્છેદ કરનાર અને ચાર પ્રકારના આયુષ્યનો છેદ કરનાર—(૨)

વિવેચન—'જ્ઞાનાવરણી પંચ પ્રકારનો' વસ્તુનુ જ્ઞાન થાય, એ આત્મસ્વભાવ છે મિથ્યાત્વાદિના યોગાપથી જીવના વ્યાપારથી આકર્ષણ કરેલી કર્મવર્ગણા મહિનો વિશિષ્ટ પુદ્ગળસમૂહ તે આવરણ. જીવનુ જીવત જ્ઞાન વડે જ થાય છે તેના પર આવરણ લાવનાર-દીવા આડુ પડ પરનાર-કમ તે જ્ઞાનાવરણીય કર્મ કહેવાય.

(૧) મતિજ્ઞાનાવરણીય—ઇંદ્રિય અને મન દ્વારા થનારા મતિજ્ઞાનને જે રોકે તે મત્યાવરણ. આમા રોહા પેઠે કુદરતી ઊપજેલ ઔત્પાતિકી બુદ્ધિ ગુરુનો વિનય કરતા ઉત્પન્ન થયેલ વૈનયિકી બુદ્ધિ કામ કરતા કરતા પ્રાવીણ્ય પ્રાપ્ત થતુ જાય તે કાર્મિકી બુદ્ધિ, અને વય-અનુભવની પરિપાક દશાએ અવલોકન, અભ્યાસ કે ધારણા આઈને પ્રાપ્ત થયેલ બુદ્ધિ તે પારિણામિકી બુદ્ધિનો પણ સમાવેશ થાય છે. એમાં અવગ્રહ, ઇહા, અપાય અને ધારણા થાય છે એટલે અહીં કઈક છે' ત્યાથી માંડીને શુ છે તેનો નિશ્ચય થાય છે પાંચ ઇંદ્રિય અને મન દ્વારા આ જ્ઞાન થાય છે એટલે એને પરોક્ષ જ્ઞાન કહેવાય છે એનુ આવરણ થાય તે મત્યાવરણ કર્મ કહેવાય.

(૨) શ્રુતજ્ઞાનાવરણીયમા બીજાને કહી-સમજાવી શકાય તે જ્ઞાનનું આવરણ

પાઠાંતર—પ્રકારનો રો-પ્રકારની (રો-અની જરૂર નથી) દરસણ-દરસન. દોય દોય-દોઈ દોઈ આઉખો-આયુખુ

શબ્દાર્થ—જ્ઞાનાવરણી = જ્ઞાનને આવરાવે આડુ આવે તે, આચ્છાદન કરનાર. દરસણ = દર્શન, દેખવું તે. વેદની = વેદનીય. મોહની = મોહનીય. દોય = બે. આઉખો = આયુષ્ય વિચ્છેદ = નાશ.

થાય છે. આ શ્રુતજ્ઞાન બોલતું છે બાકીના જ્ઞાનો મૂગાં છે. દાખલા તરીકે આ પુસ્તક વાંચ્યું હોય તો તેને જણાવવા માટે 'પુસ્તક' શબ્દ વાચક છે. કોઈ વસ્તુને જણાવી આપનાર વાહન તે શ્રુતજ્ઞાન છે. લેખન, વાંચન, પૃચ્છા, સંજ્ઞા, ઇશારત સર્વનો સમાવેશ શ્રુતજ્ઞાનમાં થાય છે. સાધારણ વાતચીતથી અને અક્ષરજ્ઞાનથી તે મોટા વિજ્ઞાનનો સમાવેશ આ શ્રુતજ્ઞાનમાં થાય છે. એ વ્યવહારથી પ્રત્યક્ષ લાગતું જ્ઞાન ખરી રીતે પરોક્ષ છે, કારણ કે એને પણ પાંચ ઇંદ્રિય અથવા મનની અથવા તેઓમાંના કોઈ કોઈની દરમ્યાનગીરીની અપેક્ષા રહે છે. મતિજ્ઞાન બુદ્ધિવૈભવ છે પણ સ્વમર્યાદિત અને મૂગું છે, ત્યારે શ્રુતજ્ઞાન સાક્ષર છે. પરને આપ્યું-લીધું જાય છે. અક્ષરશ્રુતમાં અનેક પ્રકારની લિપિ (દા. ત. ગુજરાતી, બાળબોધ, ફારસી, રોમન વગેરે)નો સમાવેશ થાય છે. સંજ્ઞાક્ષરમાં અ થી હ સુધીના સ્વર-વ્યંજનનો સમાસ થાય છે, જ્યારે લબ્ધિઅક્ષરથી એનાથી અભિલાપ્ય વસ્તુનું જ્ઞાન થાય છે. આ અક્ષરશ્રુત કહેવાય, જ્યારે ઇશારત, ઓડકાર, છીંક, હસ્તચાલન, સમસ્યા, ખાંસી આદિથી જ્ઞાન થાય તે અનક્ષરજ્ઞાન. આવા જ્ઞાનની સામે આવરણ થાય તે શ્રુતજ્ઞાનાવરણીય કર્મ.

(૩) અવધિજ્ઞાનાવરણીય—ઇંદ્રિય-મનની અપેક્ષા વગર આત્માને સાક્ષાત્ મર્યાદિત જ્ઞાન થાય તે અવધિજ્ઞાન. એ પ્રત્યક્ષ જ્ઞાન છે. એની મર્યાદા રૂપી દ્રવ્યની છે. અમુક હદમાં રહેલા સર્વ રૂપી પદાર્થોને જાણે-દેખે તે અવધિજ્ઞાન. આ જ્ઞાનમાં ઇંદ્રિયની દરમ્યાનગીરી હોતી નથી કે મનને વચ્ચે લાવવું પડતું નથી. આમાં રૂપી દ્રવ્યના સામાન્ય અંશનો બોધ સીધેસીધો થાય છે. એ જ્ઞાનનું આવરણ કરનાર કર્મ હોય તેને અવધિજ્ઞાનાવરણ કર્મ કહેવામાં આવે છે.

(૪) મનઃપર્યવજ્ઞાનાવરણીય—મનના ભાવોવિચારોને જાણવા તે મનઃપર્યવજ્ઞાન. એમાં ઇંદ્રિયની દરમ્યાનગીરી હોતી નથી. એ જ્ઞાન આત્મપ્રત્યક્ષ છે. એ મનના ભાવ જાણે છે. આવા પ્રકારના જ્ઞાનનું આવરણ થાય તે મનઃપર્યવજ્ઞાનાવરણીય કર્મ કહેવાય છે.

(૫) કેવળજ્ઞાનાવરણીય—ભૂત, ભવિષ્યત્, વર્તમાન સર્વ દ્રવ્યોને દેખવા, જાણવા, સર્વ ભાવોને જાણવા અને એમાં ઇંદ્રિય કે મનનું માધ્યમપણું ન હોવું, તે સીધું આત્મપ્રત્યક્ષ જ્ઞાન તે કેવળજ્ઞાન. એ જ્ઞાનનું આવરણ થાય તે કેવળજ્ઞાનાવરણીય કર્મ કહેવાય છે.

દ્રવ્ય-ક્ષેત્ર-કાળ-ભાવ એ ચારે જ્ઞાનમાં વપરાય છે. આપણી આડું કપડું આવે ત્યારે પ્રકાશ ઘટે, એ પડ જાડું હોય, પાતળું હોય તેમ તેમ જ્ઞાનપ્રકાશની મંદતા થાય છે. એ પડ આવરણનો નાશ થતાં જ્ઞાનદીપકનો પ્રકાશ થાય છે. એ સ્વયંજ્યોતિ છે અને આત્મા છે. પ્રકાશમય છે. આ ચાર આવરણના નાશથી મનમાં ચાર ગુણો[1] ઉત્પન્ન થાય છે.

'દર્શનાવરણના નવ ભેદ'—વસ્તુનો સામાન્ય નિરાકાર ઉપયોગ—પ્રથમ સામાન્ય બોધ

૧ મતિ-શ્રુત, અવધિ, મનઃપર્યવ અને કેવળજ્ઞાન.

થાય, પછી વિશેષ બોધ થાય—એના આવરણ ચાર પ્રકારના છે. ચક્ષુદર્શનાવરણ એટલે આંખથી દેખવા આડું આવરણ થાય તે. ચક્ષુ સિવાયની બાકીની ઇંદ્રિયો દ્વારા થતું સામાન્ય દર્શન અટકે તે અચક્ષુદર્શનાવરણ. મર્યાદામાં સ્થૂલ રૂપી પદાર્થોનો સામાન્ય ઉપયોગ ન આપી શકાય તે અવધિદર્શનાવરણ. અને સર્વ દ્રવ્યભાવનો સામાન્ય ઉપયોગ ન થઈ શકે તે કેવળદર્શનાવરણ. આ રીતે વસ્તુના સામાન્ય બોધનું આવરણ ચાર પ્રકારના દર્શનાવરણથી થાય છે. ઉપરાંત નિદ્રાથી ઇંદ્રિયના વિષયો રૂંધાય તેથી સમસ્ત દર્શનનો ઘાત થાય, તેથી નિદ્રાના પાંચ પ્રકારો દર્શનને આવરે છે. એ પાંચે પ્રકાર આ પ્રમાણે છે —

(૧) સુખે-સાદ માત્રે-જાગે તે 'નિદ્રા.'

(૨) ઘણું ઢંઢોળવા પછી મુશ્કેલીએ જાગે તે 'નિદ્રાનિદ્રા.'

(૩) ઊઠતા-બેસતાં નિદ્રા આવે તે 'પ્રચલા.'

(૪) હાલતા-ચાલતાં બળદ હાથી કે ઘોડા પેઠે નિદ્રા આવે તે 'પ્રચલા-પ્રચલા.'

(૫) દિવસનું ચિંતવેલ કાર્ય રાત્રે ઊંઘમાં કરે તે 'સ્ત્યાનર્દ્ધિ' અથવા 'થિણદ્ધિ.' એમાં વાસુદેવ કરતાં અડધું જોર આવે અને મહાપાપો ઊંઘમાં થઈ જાય.

આ રીતે ચાર દર્શનાવરણ અને પાંચ પ્રકારની નિદ્રા સાથે મેળવતાં દર્શનાવરણના નવ પ્રકાર થાય.

'વેદની દોય'—વેદનીય કર્મની બે પ્રકૃતિ : શુભ વેદનીય અને અશુભ વેદનીય. અનુકૂળ વિષયો મળતા સુખ લાગે તે શુભ વેદનીય, પ્રતિકૂળ લાગે તે અશુભ વેદનીય. જ્યારે એનો સર્વથા ક્ષય થાય છે ત્યારે સુખ-દુઃખનો ભોગવટો રહેતો નથી. આ વેદનીયના ક્ષયથી નિરુપાધિક અનંત સુખ ઉત્પન્ન થાય છે, માનેલા સુખદુઃખની કલ્પના ઊઠી જાય છે. પૌદ્ગલિક સુખદુઃખનો આભાસ ખલાસ થઈ જાય છે અને ચેતનદેવ પોતાના આત્મિક સુખમાં લય પામી જાય છે.

'મોહની દોય'—મોહનીય કર્મના બે પ્રકાર છે : દર્શનમોહનીય અને ચારિત્ર મોહનીય. એનો સ્વભાવ દારૂ જેવો છે. એની અસર વડે પ્રાણી ભાન ભૂલી જાય છે અને પરાધીન થાય છે. વસ્તુ જેવી હોય, જેવા ધર્મયુક્ત હોય, તેને તેવી જ જાણે તે દર્શન. અને સદ્દેહ, વિપર્યય કે મૂઢપણાથી જે પ્રાણીને વિકળ કરી મૂકે તે દર્શનમોહનીય. એ દર્શનમોહનીયના ત્રણ પ્રકાર છે : 'સમ્યક્ત્વમોહનીય, મિશ્રમોહનીય અને મિથ્યાત્વ મોહનીય. સમ્યક્ત્વમોહનીયમાં સૂક્ષ્મ પદાર્થબોધ ન થાય અને અંદર શંકા હોય. આમાં રસ એકઠાણિયો હોય છે. મિશ્રમોહનીયમાં કાંઈક કરે, કાંઈક ન કરે, એને અંદર તત્ત્વરુચિ ન હોય તેમજ અરુચિ પણ ન હોય; જ્યારે મિથ્યાત્વમોહનીયમાં આખી દૃષ્ટિ જ ફરી જાય, અને તત્ત્વમાં અતત્ત્વ બુદ્ધિ થાય, અતત્ત્વમાં તત્ત્વબુદ્ધિ થાય. સાચા દેવને દેવ તરીકે પિછાનવા, સાચા ગુરુ પાસેથી તત્ત્વપર્યાપૂર્વક અભ્યાસ કરી ધર્મોપદેશ સાંભળવો અને

સાચા ધર્મને સાચો સમજી અનુસરવો તેનું નામ સમ્યક્ત્વ કહેવાય છે જેનાથી હિત કરનાર ધર્મધ્યાન વગેરે ન આચરી શકાય, જેને વશ પડ્યા પછી મનુષ્ય પોતાનું ખરું હિત ન કરી શકે અને જેનાથી ક્રિયાનો વિપર્યાસ થઈ જાય, ન કરવાનું કરી નખાય, કરવાનું રહી જાય એ ચારિત્રમોહનીય કહેવાય. આખું મનોવિકારનું શાસ્ત્ર અહીં ખડું થાય છે. કષાય એટલે મનોવિકારો અને કષાયના મદદગારો તે નોકષાય.

કષાયમાં ક્રોધ, માન, માયા અને લોભ એવા ચાર પ્રકાર છે. એની તરતમતા, એની સમયની લંબાઈ, એની ગાઢતા અને મન પર થતી અસરને અંગે એના અનેક ભેદ થાય છે એ પ્રત્યેક કષાયો અનેક ગુણોને રોકે છે અને કેટલીક વખત તો ઘણા લાંબા કાળ સુધી રહે છે. સામાન્ય રીતે આજીવન રહે તેવા, એક વર્ષ રહે તેવા, ચાર માસ રહે તેવા અને પંદર દિવસ ટકે તેવા કષાયો પર વિવેચન કરવામાં આવે છે બાકી એની મન પર કેટલી અસર થઈ છે એના પર એની ગાઢતાનો આધાર રહે છે કષાયો અનેક મહાન ગુણોની આડા આવે છે પ્રાણીને સંસાર સન્મુખ રાખે છે અને તદ્દન પરાધીન બનાવી મૂકે છે.

કષાયને ઉત્પન્ન કરનારા નવ નોકષાયો છે કારણ વગર કે કારણસર અન્ય તરફ હાસી ઉપજે તે હાસ્ય. ઇંદ્રિયોને અનુકૂળ વિષયોની પ્રાપ્તિ થાય અને તેમાં અંતર-ચિત્તનો પ્રતિબંધ થાય તે રતિ ઇંદ્રિયોને પ્રતિકૂળ વિષયોની પ્રાપ્તિ થતાં ચિત્તમાં જે ઉદ્વેગ થાય તે અરતિ ઇષ્ટ વિયોગે કે વગર કારણે રડવું આવે, દિલગીરી થાય તે શોક આપણી બીક લાગે, ધાડ પડી જવાની બીક લાગે, દુશ્મન કે ચોરની બીક લાગે કે અપકીર્તિ થવાની આશંકા થયા કરે તે ભય ખરાબ વસ્તુ કે ખરાબ રૂપ જોઈ દુગંછા આવે તે જુગુપ્સા. પુરુષ સાથે દર્શન-સ્પર્શન-ક્રીડા કરવાની અભિલાષા થાય તે સ્ત્રીવેદ સ્ત્રી સાથે વિષયસેવનની ઇચ્છા થાય તે પુરુષવેદ. અને પુરુષ-સ્ત્રી બન્ને સાથે ભોગ ભોગવવાની અભિલાષા થાય તે નપુંસકવેદ. આવી રીતે સોળ કષાય[1] અને નવ નોકષાય (હાસ્ય વગેરે છ અને ત્રણ વેદ) મળી પચીશ મનોવિકારો શુદ્ધ ચારિત્રને આવવા ન દે તે ચારિત્ર મોહનીય

આ રીતે મોહનીયના મૂળ બે ભેદ થયા દર્શનમોહનીય અને ચારિત્રમોહનીય આ બન્નેનો નાશ થતા સંસારનાટક પૂરું થાય છે.

'આઉખો ચાર વિચ્છેદ'—આયુષ્યકર્મના ચાર પ્રકાર. તેના વિચ્છેદથી ચાર ગુણ ઉત્પન્ન થાય. આ આયુષ્યકર્મ ચાર પ્રકારનું છે (૧) દેવગતિ, (૨) મનુષ્યગતિ, (૩) તિર્યંચગતિ અને (૪) નરકગતિ. આ આયુષ્યકર્મ બેડી સરખું છે તે (બેડી) પ્રાણીને પકડી રાખે છે ખસવા દેતી નથી અને કેટલીક વાર તો હાથ-પગ બાંધીને જેવા જકડી રાખે છે કે એનાથી સંચાર થતો નથી.

---

૧ મૂળ કષાય ચાર ક્રોધ, માન, માયા અને લોભ એ પ્રત્યેકના અનંતાનુબંધી, પ્રત્યાખ્યા-ન અને સંજ્વલન, એમ ચાર ચાર ભેદ ગણતાં કષાયના ૧૬ ભેદ સમજવા. —સંપાદક

આ ચારે પ્રકારના આયુષ્યકર્મના નાશથી અટપટેરા ખલાસ થાય છે, અને અનંત શાંત સ્થિતિની જમાવટ થઈ જાય છે અને અક્ષય સ્થિતિ પ્રાપ્ત થાય છે (૨)

આ રીતે જ્ઞાનાવરણીયના પાંચ પ્રકાર, દર્શનાવરણના નવ પ્રકાર, વેદનીયના બે પ્રકાર, મોહનીયના બે પ્રકાર અને આયુષ્યના ચાર પ્રકાર—એ રીતે એકત્રીશ પૈકી બાવીશ પ્રકાર થયા, એનું નિવારણ કરવાનું છે બાકીના નવ પ્રકારોના નિવારણોને હવે વિચારી જઈએ —

शुभ अशुभ नाम दोय वखाणीये हो, ऊंच नीच दोय गोत;
विघन पंचक निवारी आपथी हो, पंचम गतिपति होत अनंत० ३

અર્થ—(નામ કર્મના) શુભ અને અશુભ એવા બે ભાગ વર્ણવીએ, અને ઉચ્ચ ગોત્ર અને નીચ ગોત્રના બે ભેદ થાય; અને પાંચે પ્રકારના વિઘ્નના સમુચ્ચયને પોતાની શક્તિથી (સ્વત.) અટકાવી દઈને એ આખરે પાંચમી ગતિ (મોક્ષ)ના પતિ થાય છે (આ સર્વ પારિભાષિક છે વિવેચન જુઓ) (૩)

વિવેચન—'શુભ અશુભ નામ દોય વખાણીએ હો'—નામ કર્મના બે પ્રકાર છે: શુભ અને અશુભ. આ દુનિયામા નામ કાઢવું, અમુક તરીકે ઓળખાવું, એ સર્વનો આધાર નામ કર્મ પર રહે છે એના સારા અને ખરાબ વિભાગ પાડીએ તો સંક્ષેપમાં એનો ખ્યાલ આવી જાય છે આ કર્મના નાશથી ઉપર અરૂપી ગુણ ગણાવ્યો તે પ્રાપ્ત થાય છે આ ગુણથી ચિતરામણ ખલાસ થાય છે ચિતરામણનું વૈચિત્ર્ય ખાસ જોવા લાયક હોઈ એ સબંધી જરા વિસ્તારથી પરિચય કરીએ.

એ ચિતરામણ સારું અને ખરાબ બે પ્રકારનું હોય છે વ્યવહારથી સારા ચિતરામણને પુણ્ય કહેવામા આવે છે ખરાબ ચિતરામણને પાપ કહેવામા આવે છે આ નામ કર્મની પ્રકૃતિ એક રીતે ૪૨ ગણાય, બીજી રીતે ત્રાણું ગણાય અને ત્રીજી રીતે ૧૦૩ ગણાય.

આ રીતે નામ કર્મના ભેદ થયા. આ પદને અંગે તો તેના શુભ અને અશુભ એવા બે જ ભેદ પાડ્યા છે

'ઉચ્ચ નીચ દોય ગોત'—ગોત્ર કર્મના બે પ્રકાર ઉચ્ચ ગોત્ર અને નીચ ગોત્ર. રાજભોગ, સુખમા ઉછેર, વિશિષ્ટ કુળમા જન્મ થવો એ ઉચ્ચ ગોત્ર. એકેન્દ્રિયાદિમાં પણ કેટલ મહાપુરુષોના ગળામાં પડે કે પ્રભુને શિરે ચઢે, એની સરખામણી કુંભારના ઘડા સાથે કરી છે સારો ઘડો બનાવે તો તેની પૂજા થાય, મંગળ કાર્યમાં તેની સ્થાપના થાય અને ખરાબ ઘડો બનાવે તો તેમા દારૂ ભરાય. દારૂનો ઘડો સારો હોય તોપણ લોકો તેને

પાઠાંતર—નામ દેય—દોય નામ. ઊંચ નીચ—નીચ ઊંચ. વિઘન—વિઘ્ન.

શબ્દાર્થ—વખાણીએ = વર્ણવીએ, વ્યાખ્યા કરીએ. ઉંચ = ઊંચુ ગોત = ગોત્ર કર્મ વિઘન = અંતરાય. પંચક = પાંચનો સમૂહ—સમુચ્ચય. આપથી = સ્વતઃ, પોતાના સ્વરૂપથી, પોતાની શક્તિથી. પંચમ = પાંચમી. પંચમ ગતિ = પાંચમી ગતિ, મોક્ષ. પતિ = માલેક. હોત = થાય.

કોઈ નાક ચઢાવે. રાજકુળ-ક્ષત્રિય કુળ-ને ઉચ્ચ માન્યું જાય છે અને ભિક્ષુક કુળને નીચ ગોત્ર માન્યું જાય છે

'વિઘન પંચક નિવારી આપથી હો'—પોતાના વીર્યથી પાંચ વિઘ્નોને નિવારીને એટલે દૂર કરીને. પાંચ વિઘ્નો-અંતરાયો નીચે પ્રમાણે છે —

(૧) દાનાંતરાય—પોતાની પાસે આપવાની વસ્તુ હોય, સામો માગતો હોય, અને આપવા યોગ્ય પાત્ર હોય છતાં આપી શકાય નહિ. બાજુની દુકાને જાઓ, આગળ ચાલો —આવું બોલે, આપવાની ભાવના પણ ન કરે કપિલા દષ્ટાંત.

(૨) લાભાંતરાય—વ્યાપારમાં કામેલ હોય છતાં નફો ન કરે; યુવાવસ્થા હોય, ભોગ ભોગવવા શક્તિ હોય, પણ વસ્તુની પ્રાપ્તિ ન થાય; લાભ આપનાર હોય છતાં લાભ ન થઈ શકાય તે લાભાંતરાય. ઢંઢણ અણગારનો દાખલો. આદિનાથ ભગવાનનો વરસીતપ.

(૩) ભોગાંતરાય—એકવાર ભોગવીને ફરી લેવાય તે વસ્તુઓને ભોગ્ય વસ્તુ કહેવાય છે દા ત., ફૂલ, મીઠાઈ ખાવાના પદાર્થો. ઘરમાં વસ્તુ હોય, વસ્તુ મેળવવાની જોગ હોય, છતાં ભોગવી ન શકાય તે ભોગાંતરાય.

(૪) ઉપભોગાંતરાય—એક ને એક વસ્તુ અનેક વાર ભોગવી શકાય તે ઉપભોગ્ય વસ્તુ દા. ત., કપડાં, ઘરેણાં વગેરે.

(૫) વીર્યાંતરાય—જાતે યુવાન, રોગરહિત અને સશક્ત હોય, છતાં પોતાની શક્તિ ફોરવી શકે નહિ તે આ કહાવા આવે. સાધુપુરુષ મોક્ષ માટે ક્રિયા કરવા વિચાર કરે પણ કરી ન શકે; પાગલ બળહીન માણસો પણ આ વિભાગમાં આવે.

આ રીતે આઠ કર્મની વિચારણા વિગતથી કરી. જ્ઞાનાવરણીય કર્મના પાંચ પ્રકાર; દર્શનાવરણીય કર્મના નવ પ્રકાર; વેદનીયની બે પ્રકૃતિ; મોહનીય કર્મના દર્શનમોહનીય, ચારિત્રમોહનીય બે પ્રકાર; ચાર પ્રકારના આયુષ્ય નામ કર્મની ૪૨, ૯૩ કે ૧ ૩ પ્રકૃતિના શુભ અને અશુભ એવા બે વિભાગ; ગોત્રકર્મ-ઉચ્ચ ગોત્ર, નીચ ગોત્ર; અંતરાય પાંચ પ્રકારના—આ પ્રકારે ૩૧ કર્મના ત્યાગથી એકત્રીશ ગુણ થાય, તે આગલી ગાથામાં આવશે.

'પંચમગતિપતિ હોત'—દેવ, મનુષ્ય, તિર્યંચ અને નારક એ ચારે ગતિ મૂકી દઈ ને પ્રાણી પંચમી ગતિ-મોક્ષનો પતિ થાય છે એટલે મોક્ષને પામે છે. વસ્તુત તો મોક્ષ એ ગતિ છે જ નહિ. ત્યાં જવું પડતું નથી, પ્રાણી-આત્મા જ્યારે કર્મથી મુક્ત છે ત્યારે સ્વભાવતઃ ચારે ગતિની ઉપર જઈ પહોંચે છે પાણીમાં પડેલ લાકડું કોઈ પ્રકારના પોતાના પ્રયત્ન વગર જેમ પાણીની ઉપર ચાલ્યું આવે તેમ કર્મબંધનથી જકડાઈ ગયેલો આત્મા જ્યારે તેનાથી છૂટાઈ જાય ત્યારે ઉપર ચાલ્યો જાય છે ચાર ગતિની અપેક્ષાએ મોક્ષને ગતિ કહેવામાં આવે છે અને અત્ર તેને પંચમી ગતિ તરીકે બતાવેલ છે બાકી ત્યાં

પ્રાપ્તિરૂપ ગુણ પ્રકટ થાય છે ઉપર 'અવિકાર' વિશેષણ પ્રથમ ગાથામાં જણાવ્યું છે તે અહીં ઉપયોગી થાય છે

(૧૭–૧૮) દર્શનમોહનીય અને ચારિત્રમોહનીયના ક્ષયથી ક્ષાયિક સમ્યક્ત્વની પ્રા કમેશને માટે થાય છે અને ઉત્કૃષ્ટ યથાખ્યાતચારિત્ર ગુણ પ્રકટ થાય છે. સહજ વિલાસ અને હાસી નથી કરે એ બન્ને ગુણો મોહનીય કર્મના ક્ષયથી પ્રકટ થાય છે

(૧૯–૨૨) દેવ, મનુષ્ય, તિર્યંચ અને નરકનું આયુષ્ય બાંધવાનું ન રહેતા અ સ્થિતિ, અવિનાશી ભાવ, ગતિ–આગતિનુ નિવારણ અને શાશ્વત ભાવ પ્રાપ્ત થાય છે ' 'અવિનાશી' વિશેષણ જણાવ્યું તે અહીં લાગુ થાય છે વળી 'અનંત' અને 'શાશ્વતો' વિશેષણો પણ આયુકર્મના ક્ષયે પ્રાપ્ત થાય છે.

(૨૩–૨૪) શુભ અને અશુભ નામ કર્મના ક્ષયથી નામ અને રૂપ ખલાસ થાય અરૂપી ગુણ પ્રકટ થાય છે નિરંજન–નિરાકારતા સાંપડે છે. પછી વર્ણ ગંધ, રસ, સ્પર્શ કોઈ પ્રકારનો સંબંધ રહેતો નથી, ગતિ–જાતિ ખલાસ થાય છે, શરીર અવયવો, અ આકારો ઇંદ્રિયો અને જવાઆવવાપણું સર્વ ખલાસ થઈ જાય છે. અહીં 'અરૂપી' અ 'અવિગત' એ બે વિશેષણો બંધબેસતાં આવી જાય છે

(૨૫–૨૬) ઉચ્ચ ગોત્ર અને નીચ ગોત્રના ક્ષયથી અગુરુલઘુ ગુણ પ્રકટ થાય છે

(૨૭–૩૧) અંતરાય કર્મના ક્ષયે કરી અનંત વીર્ય તેનામાં ઝગમગતું રહે છે. અનં શક્તિને પરિણામે આત્મા ગમે તે કરી શકે જોકે તેનો ઉપયોગ એ સિદ્ધ દશામાં નહિ, પણ એનામાં અનંત બળ પડેલ છે એ ગુણપ્રાપ્તિ ધ્યાનમાં રહેવી જોઈએ.

સમવાયસૂત્ર (પગામ સજ્ઝાય)માં સિદ્ધના જીવોને એકસાથે ઉત્પન્ન થનાર એકત્રીસ ગુણો બીજી રીતે પણ ગણાવ્યા છે તેના ટીકાકાર એકત્રીસનો સરવાળો આ રીતે કરે છે પાંચ સંસ્થાન, પાંચ વર્ણ બે ગંધ, પાંચ રસ, આઠ સ્પર્શ અને ત્રણ વેદ–આ અઠ્ઠાવીસના અભાવરૂપ ૨૮ ગુણ તથા કાયરહિત, સંગરહિત, અને જન્મરહિત એ ત્રણ ગુણ મળીને ૩૧ ગુણ થાય છે

એ જ ટીકાકાર જ્ઞાનાવરણની ૫ પ્રકૃતિ, દર્શનાવરણની ૯ વેદનીયની ૨, મોહનીય (દર્શનમોહનીય અને ચારિત્રમોહનીય)ની ૨, આયુકર્મની ૪ નામકર્મની શુભ અને અશુભ રૂપ ૨, ગોત્રકર્મની ૨ અને અંતરાયકર્મની ૫—એ રીતે ૩૧ પ્રકૃતિ થઈ સિદ્ધોમાં તે પ્રકૃતિનો અભાવ બતાવે છે આ રીતે સમવાયસૂત્રકાર ૩૧ ગુણો બતાવે છે, તે જ ગુણો આનંદઘનજીએ પણ વર્ણવ્યા છે

આ સર્વ ગુણો એકીસાથે પરમાત્મામાં હોય છે આ તો એકત્રીસ ગુણની વાત કરી, પણ તમે પરમાગમનો અભ્યાસ કરો તો બીજા અનંત ગુણો જાણવામાં આવે એ ગુણો એટલા બધા છે કે તેનું વર્ણન કરતા પાર ન આવે.

એના જે ગુણો ઉપર લઈ ગયા, એના જે અનેક નામો અને વિશેષણો વિચારી ગયા તેમાં એમનું 'શિરોમણિ' વિશેષણ કે ગુણનિષ્પન્ન નામ ઉચિત છે સહેતુક છે અથવા એ ચેતનરામ 'સુભાગ્યશિરોમણિ' એટલે નસીબદારમાં પણ મુખ્ય છે.

મારા ચેતનરામ! આ સર્વ વાત તું સાંભળ! આવી વાત સાંભળી, આવા વિશેષણો પર ધ્યાન કરી તન્મય થઈ જા, તેમાં લય પામી જા અને તેનું ભજન-સ્મરણ કરી આનંદઘનના સ્થાનને પામી જા! પરમાત્મતત્ત્વ ચિંતવનનો આ લાભ છે, આ હેતુ છે, આ આદર્શ છે. માત્ર એનો પાઠ કરી જવામાં કાંઈ ખાસ લાભ થાય નહિ. માત્ર એટલો વખત સારી વિચારણામાં જાય એ ઠીક છે બાકી ખરો લાભ મેળવવો હોય તો તો તન્મય થઈ જવું ઘટે, તે વિચારણામાં લય પામી જવું જોઈએ. તે સિવાય બીજું કામ સૂઝે નહિ. ઊઠતાં, ચાલતાં, બેસતાં, બોલતાં એનું જ સ્મરણ અને ભજન થયા કરે, ત્યારે આત્મનિમજ્જન થાય અને આત્મનિમજ્જન થાય એટલે અંતે આનંદઘન સ્થાને પહોંચી જવાય. કારણ કે ઉપર અનંત અરૂપી શાશ્વત વગેરે વિશેષણોથી વર્ણવ્યો તે આત્મા તારામાં બેઠો છે, તું પોતે જ તન્મય છે. તારું એ સ્વરૂપ અવરાઈ ગયું છે પણ અંદર વિદ્યમાન છે. એ કોઈ બહારથી લાવવું પડે તેમ નથી. તારે એને સમારી-સાફ કરી બહાર લાવવાનું છે. માટે હવે જો મનુષ્યપણું સાર્થક કરવું હોય, અનુભવનો લાભ લેવો હોય, તો અંદર છે તે પ્રકટ કર અને તારી આળપંપાળ મૂકી દે. ખોટા ઢોંગધતૂરા છોડી દે અને તન્મય-તદ્રૂપ થવા માટે પરમાત્મપણાનું ભજન કર. તારું આનંદઘન સ્થાન નજીક છે, તારા હાથમાં છે, તારા ઘટમાં છે, તારામાં છે, તું પોતે તે છો. (૫)

### પાંચ સમવાય

આ પદ પર વિસ્તારથી વિવેચન થઈ ગયું છે. હવે માત્ર એક વાત સ્પષ્ટ કરવાની રહે છે અને તે એ છે કે કર્મની પ્રકૃતિ પર આટલું વિસ્તૃત વર્ણન કર્યું તે પરથી કોઈએ એમ ધારવા જેવું નથી કે જૈનો કર્મવાદી છે. જૈનો કોઈ પણ કાર્યને અંગે પાંચ સમવાયી કારણો માને છે. એ પાંચેનો સંયોગ થાય ત્યારે કામ બને. એ પાંચ પૈકી કર્મ એક કારણ છે પણ તે એકલું કારણ નથી. જે જે કારણ ઉપર ધ્યાન આપીએ તે તે કારણ લાગે એવું છે. આપણે આ વાત જરા લઈએ એટલે નયવાદ-પ્રમાણજ્ઞાનનો સહજ ખ્યાલ પણ આવી જશે. પાંચે કારણોનાં અનુક્રમે નામો આ પ્રમાણે છે (૧) કાળ, (૨) સ્વભાવ, (૩) ભવિતવ્યતા, (૪) કર્મ અને (૫) પુરુષાર્થ. એ પ્રત્યેકની મુખ્યતા કરનાર આ પ્રમાણે બોલે —

કાળવાદી પ્રથમ બહાર આવે. વસ્તુનો સમય પાક્યો હોય ત્યારે તે બને. આંબા હોય તે ઉતાવળે ફળી શકે નહિ; છોકરા-છોકરી જુવાન થાય ત્યારે જ વસ્તારી થાય; કેરી ટાણું આવે ત્યારે જ કેરી થાય; દૂધમાં મેળવણ નાખીએ તો અમુક કલાક જાય ત્યાર પછી જ તેનું દહીં થાય; ઉનાળામાં ગરમી જ પડે; ચોમાસામાં વરસાદ થાય; શિયાળામાં ટાઢ પડે. આ રીતે કાળની મુખ્યતા સાર્વત્રિક દેખાય છે માટે કોઈ પણ કાર્ય થવાનું કારણ કાળ છે.

બીજો સ્વભાવવાદી વસ્તુ કે વ્યક્તિના સ્વભાવ પર ભાર મૂકે એ કહે કે જુવાન સ્ત્રી હોય પણ સ્વભાવે વાંઝણી હોય તો તેને છોકરાં ન થાય; લીંબડાના ઝાડ પર કેરી ન પાકે. મોરપીંછને ચીતરનારની જરૂર ન પડે; અગ્નિની જ્વાળા ઊંચે જ જાય; પંખી આકાશમાં ઊડી શકે; તુંબડું પાણીમાં તરે; પથ્થર પાણીમાં ડૂબે; માટે સ્વભાવની મુખ્યતા સાર્વત્રિક છે સ્વભાવ વગર કાંઈ કામ બને નહિ. કોઈ ચીજ કે કાર્ય થવાનું કારણ એનો ‘સ્વભાવ’ છે

ત્રીજો ભવિતવ્યતા( નિયતિ )વાદી કહે કે થવાનું હોય તો થાય, નહિ તો કાળ પાક્યો હોય કે સ્વભાવ હોય તોપણ ન થાય. ઘરે હજારો જતન કરે, સેંકડો ઉપચાર કરે અને છતાં માણસ ખલાસ થઈ જાય અને જંગલમાં કોઈ પાણી પાનાર ન હોય ત્યાં બચી જાય વસંત ઋતુમાં આંબા પર લાખો મોર હોય, પણ તેમાંથી એક ટકો કેરી થાય, બાકીનો કંઈક ખરી જાય, કોહાઈ જાય, એ તો જેની કેરી થવાની હોય તેની જ થાય. શિકારીએ બાણ તાક્યું હોય, માથે સિંચાણો ફરતો હોય, છતાં કોયલ બચી જાય છે કારણ શિકારીને સર્પ ડસે છે અને છટકેલ બાણ સીંચાણાને વાગે છે આમ ભવિતવ્યતાના યોગે કોયલ બચી જાય છે માટે હોનહાર હોય તે થાય, તેવું થાય. એમાં ઉદ્યોગ કે કાળ કે કોઈને સ્થાન નથી.

ચોથો કર્મવાદી કર્મની મુખ્યતા કહે છે નસીબમાં હોય તે મળે, તેવું થાય; રામ જેવાને બાર બાર વર્ષ સુધી વનવાસ મળે; સીતા જેવી સતીને માથે આળ આવે; રાવણ જેવાનું રાજ વિસરાળ થાય; આદીશ્વર ભગવાન જેવાને વરસ દિવસ સુધી ખાવાનું ન મળે; બે ભાઈ એમાંથી એક મોટરમાં બેસે, બીજો પગ ઘસડીને નોકરી કરે—એ સર્વ કર્મના પ્રતાપ છે માટે કરમમાં હોય તે મળે, તેવું થાય, બાકી એમાં ઉદ્યમનું કે ચાલતું નથી અને સ્વભાવનું વળતું નથી. દુનિયામાં કર્મ કરે તે કોઈ ન કરે, માટે કર્મ પ્રધાન કારણ છે

ત્યારે પાંચમો ઉદ્યમવાદી કહે કે બેસી રહો તો કાંઈ ન મળે. રામે સમુદ્ર ઓળંગ્યો, લડાઈ કરી તો સીતા પાછી મળી અને રાજ્ય પણ મળ્યું સિંહ સૂઈ રહે તો તેના મોંમાં હરણો આવીને પડતાં નથી. ગરમ પાણીમાં કોળ ઓરે તો પાકે કાંઈ બેસી રહેવાથી પાકે નહિ. કર્મ તો પુત્ર છે બાપ તો ઉદ્યમ જ છે અને એ તે કર્મનો કરનાર તો ઉદ્યમ જ છે ને ? ઉદ્યમથી તો દઢપ્રહારી જેવા એ ને એ ભવમાં તરી ગયા અને તેમ થવામાં માત્ર ૭ માસનો સમય લીધો. ઉદ્યમથી લડાઈ જિતાય, ઉદ્યમથી ભણાય અને ઉદ્યમથી જગતમાં મગજ કરાય.

આ રીતે કાળ, સ્વભાવ, નિયતિ, કર્મ તથા ઉદ્યોગ એ પાંચ પૈકી એક એકને માનનારા દરેક પોતાના મતવ્યમાં મસ્ત રહે છે પોતાના મત સિવાયના અન્ય ખોટા છે અથવા સત્ય પ્રાપ્ત કરી શકતા નથી એમ જોરશોરથી કહે છે આનું નામ નયવાદ કહેવાય; આનું નામ અંશ–સત્યનું જ્ઞાન કહેવાય; આનું નામ પ્રમાણજ્ઞાનનો અભાવ કહેવાય. આમાં

આ રીતે વિચારતાં 'માજી મજીઠી' શબ્દો કોઈ સખી પ્રત્યે પણ બોલાયા હોય એ બનવા જોગ છે સુમતિએ સમતા સાથે બહેનપણાં કર્યાં છે અને તેની સાથે અનેક વાર મનની વાત કરી છે એ અર્થમાં અહીં 'માજી મજીઠી' સંબોધન મૂકીએ તોપણ બંધબેસતો અર્થ નીકળે છે. મારા ગુરુમહારાજ એને અનુભવને ઉદ્દેશીને વપરાયેલ સંબોધન તરીકે જણાવે છે એ અર્થ પણ બંધબેસતો આવે છે.

મારા પ્રિય સખા! અથવા મારી પ્રેમાળ વડીલ બહેન! અથવા મારા વહાલા અનુભવ ભાઈ! મારી એક વાત સાંભળ. મારા પ્રેમી પતિ વગર હું પ્રસન્ન રહી શકતી નથી. મારે ખાવા, પીવા, પહેરવા કે માણવાની વસ્તુની કમીના નથી, પણ મારા પતિદેવ વગર મને એ સર્વ વસ્તુઓ મૂંઝવનારી છે આનંદને બદલે ક્ષોભ કરનારી છે.

'લાલન'નો અર્થ સર્વ કોષોમાં લાલનપાલન—લાડ લડાવવા તે જ આપ્યો છે હિંદીમાં પણ પ્રેમ—લાડ—પ્યાર એ તેનો અર્થ આપેલ છે લાલનનો બીજો અર્થ 'લાલ' નીચે પ્યારા બચ્ચા, કુમાર કે બાળક એમ હિંદી કોષકાર કહે છે. લાલન એટલે લાડ લડાવનાર પતિદેવ અર્થ મેં જૈન કૃતિઓ સિવાય અન્યત્ર જોયો નથી. ઉપાધ્યાયજીએ કેયની સજ્ઝાયમાં એ શબ્દ વાપર્યો છે એનો અર્થ પ્રેમી પતિ કે પ્રેમી સ્નેહી તરીકે અનેક જૈન સ્તવન-સજ્ઝાયમાં વપરાતો જાણ્યો છે અહીં તો પતિને માટે જ એ યોજાયેલ છે એમ સંબંધ પરથી સ્પષ્ટ જણાય છે.

'મીઠડે' શબ્દ ખૂબ સરસ છે અને સરસ રીતે અહીં વપરાયો છે મીઠા સ્નેહીને જ્યારે મીઠડા કહેવામાં આવે ત્યારે એની મીઠાશ ઘણી વધી જાય છે. એ ગુજરાતી ભાષામાં અલ્પાર્થ પ્રત્યય (diminutive) છે પણ એના વપરાશમાં ભારે સુંદર ભાવ રહેલ છે આનંદઘનજી મીઠડાની પેઠે બાપુડો (પદ છઠ્ઠું) વાટડી (પદ સોળમું) કબડી (પદ બાવીસમું), માવડી (પદ અડતાલીસમું), હારડુ (પદ બાવનમું), બાપુડી (પદ છપ્પનમું) વગેરે અનેક શબ્દ આ અલ્પાર્થ પ્રત્યયના ઉપયોગ સાથે વાપરે છે. એમાં એમનું નૈસર્ગિક કાવ્યત્વ ભારે દીપી નીકળે છે એ પર ચર્ચા યથાસ્થાને કરવામાં આવશે.

મારા અંતરના મિત્ર! મારા વહાલા સખા! મારી એક હૃદયની વાત સાંભળ—આ પ્રમાણે કહેવાનો આશય એ જણાય છે કે જેની તેની પાસે ખાની ઘરની વાતો થતી નથી, લોકો તો હાંસી કરે અને પાછળથી વાતો કરે. એવી વાત તો જાની મિત્રો પાસે જ થાય. લટકાસલામવાળા ઉપર ઉપરના સ્નેહી સાથે હૃદયની વાત થતી નથી. (૧)

रंगीत चूनडी लडी चीडा, काथा सोपारी अरु पानका बीडा;
मांग सिंदूर सदल करे पीडा, तनकठा कोरे बिरहा कीडा मेरे० २

**અર્થ**—લાલ ચટકીલી રંગવાળી ચૂંદડી બાલની લટી કે ડીસ્ટીર, કાથો, સોપારી કે પાનનાં બીડાં સેંથામાં પૂરેલો સિંદૂર—આ સર્વ આકરી પીડા કરે છે અને વિરહનો કીડો શરીર-કાષ્ઠને કરડી કરડીને ખાઈ જાય છે (૨)

**વિવેચન**—અહીં સ્વાભાવિક રીતે સવાલ થાય કે બહેન ચેતના! તારે શી વાતની કમીના છે? તારે તો જે જોઈએ તે છે સ્ત્રીને સારુ ખાવાનું, રહેવાનું અને પહેરવાનું મળે તો તે બસ છે. પછી એને વધારે શું જોઈએ? એ પ્રશ્નનો ઉત્તર પ્રથમથી જ ચેતના આપી દે છે શૃંગારનાં અગત્યના સાધનો એની પાસે છે છતાં તે સર્વ નકામા છે; એટલું જ નહિ પણ ઊલટું પીડામાં વધારો કરનાર છે એ વાત અહીં બતાવે છે.

ભાતીગલ રંગેલી ચૂંદડી પહેરનારને સારી રીતે શોભાવે છે તે જ પ્રમાણે માથાના વાળની સેર પણ સ્ત્રીને ખૂબ સરસ આકારમાં બતાવે છે[1] અને પાનના બીડામાં કાથો, ચૂનો, સોપારી અને બીજી અનેક સુગંધીઓ નાખી હોય ત્યારે તેવું પાન ખાઈ તેના રંગથી હોઠ રંગવા એ શૃંગારનું અતિ સુંદર નિમિત્ત ગણાતું હતું નવયુગમાં લીપસ્ટીક (lipstick)નો જે ઉપયોગ હોઠ રંગવાને અંગે થાય છે તે પ્રાચીન કાળમાં પાનથી થતો હતો. માથામાં સુગંધી તેલ નાખી માથું ઓળવું, વચ્ચેના ભાગમાં સેંથો પાડવો અને તે સેંથાથી ખાલી પડેલી જગ્યામાં સિંદૂર પૂરવો—આ સર્વ ભારતીય શૃંગારનાં અંગ છે

આ અને આવા આવા શૃંગારના સર્વ સાધનો મોજૂદ છે પણ એ સર્વ મારી પીડામાં વધારો કરે છે કારણ કે તનકાષ્ઠને–શરીરરૂપ કાષ્ઠને આખો વિરહકીડો કરડી ખાય છે લાકડામાં એક જાતનો કીડો થાય છે તે લાકડાને કરડીને ખાતો જ જાય છે અને લાકડાને બોદાળ અને નકામું બનાવતો જાય છે જેમ એ કીડો લાકડાને નકામું બનાવે છે તેમ વિરહરૂપ કીડો મારા શરીરને કોરી કોરીને ખાઈ જાય છે અને તેથી ચૂંદડી અને સેંથો

પાઠાંતર—ચૂનડી-ચુનરીનું અરુ-(આ સ્થાને કાંઈ નથી) સદલ-સીસ્સ. તનકાઠા-તનકા

શબ્દાર્થ—રંગીત=રંગેલી. ચૂનડી=(ચૂંદડી) એક જાતનું ભાતીગળ રેશમી કે સુતરાઉ કપડું સ્ત્રીઓ પહેરે છે તેવું રંગીન કપડું લડી=લટ, ચોટા વાળની સેર. બીડા=બીસ્ટીર. અરુ=અને. માંગ=સેંથો. સિંદૂર=સીંદુ તથા ગંધકની મેળવણીનો લાલ ભૂકો. સદલ=આકરી. તનકઠા=શરીર રૂપ કાષ્ઠને કોરે=કરે. બિરહા કીડા=વિરહરૂપ કીડો.

૧ ૫ મનીરત્નિઆછ લડીને સ્થાને લુડી શબ્દ હોવો જોઈએ એમ સૂચવી તેનો અર્થ સ્ત્રીઓ-માળા વગેરે એમ બતાવે છે અને એ અર્થનો સુમેળ બેઠો નથી, તેથી અત્રે તેની નોંધ રાખી છે
—વિવેચનકાર.

એક આંખ પૂર્ણ ઉઘડે તો બીજી બંધ રહે છે; ઘટની એક બાજુ જ દેખાય છે અને બીજી બાજુ છે એમ જાણવા છતાં એની ઉપેક્ષા થઈ જાય છે. પ્રમાણજ્ઞાન કહે છે કે આ પાંચે સમવાયી કારણ એકઠાં થાય ત્યારે જ અને તો જ કોઈ પણ કામ થાય છે. એમાંનું એક પણ કારણ ઓછું હોય તો કાર્યનિષ્પત્તિ ન થાય. અંશસત્યવાળા જૂઠા નથી, પણ તેને સત્યનો વિભાગ સાંપડ્યો છે. અનેક અંશસત્યનો સરવાળો અને સહયોગ થાય ત્યારે પ્રમાણસત્ય મળે.

આટલા ઉપરથી કર્મ પરત્વે જૈન તત્ત્વજ્ઞાનની શી માન્યતા છે તેનો ખ્યાલ થશે. એ કર્મવાદી જરૂર છે પણ એની વિચારધારામાં કર્મ અમુક સ્થાન ભોગવે છે; અને, સંક્ષિપ્તમાં કહીએ તો, તે એકાંત કર્મવાદી નથી. પુરુષાર્થ કર્યા વગર આત્માનાં અનાદિથી વળગેલાં કર્મોનો નાશ થાય નહિ અને તેથી જૈનોને એકાંત કર્મવાદી થવું પરવડે નહિ. પ્રકૃતિને પાકે પકવવા પછી પુરુષાર્થને ઘણો અવકાશ છે. સમુદ્ઘાત, અપવર્તન, સંક્રમણ એ પુરુષાર્થના દાખલા છે.

ઉપસંહાર—આવા સુંદર સદ્રૂપી આતમરામ, જે અનંત, અરૂપી, શાશ્વત છે, જે અવિનાશી અને અવિકારી છે તેનું આનંદઘનપદ હસ્તગત કરવા માટે એને બરાબર ઓળખવાની જરૂર છે અને તેટલા માટે પોતાના ચેતનરામને સંભળાવે છે કે આવા આપ જાતે છો, આપ તન્મય થઈ શકો છો, આપ એમાં લય પામી નિમજ્જન કરી શકો છો અને આપ પુદ્ગળના નહિ પણ આપના અનંત ઉજ્જ્વળ ગુણના સહજ વિલાસી છો. તો આપ આ વાત સાંભળો, વિચારો, સમજો, ધારણ કરો અને આનંદઘનપદનું સ્થાન વરે કરો અથવા એ સ્થાને પહોંચી જાઓ. એ તમારું પોતાનું સ્થાન છે, તમારા હાથમાં છે, તમને પ્રયત્નસિદ્ધ છે, માટે ગુણને જાણો, જાતને ઓળખો અને તન્મય થઈ જાઓ! (૭૧)

## ૫૬ બહોંતેરમું

ભૂમિકા—સુમતિ શુદ્ધ હૃદયવાળી આર્ય મહિલા છે અને પતિવિરહથી અતિ આતુર થયેલી છતાં આર્ય બાળાને છાજતી સતીત્વની ભાવનાથી ભરપૂર છે. તે પોતાના સુખદુઃખની વાત કરે છે. એનો મિત્ર અનુભવ છે અને અનુભવની અને તેની વચ્ચેની અનેક વાતો આપણે અગાઉ ઘણી વિચારી ગયા છીએ. આડત્રીસમા પદમા એ અનુભવને પોતાના પતિદેવને સમજાવવા વિજ્ઞપ્તિ કરે છે અને તેરમા પદમા પોતે આત્મદેવની દાસી છે એમ કહી બતાવે છે; અનુભવને ચૌદમા પદમાં પોતાના ખરેખરા હિતેચ્છુ તરીકે વર્ણવે છે; અને પચાસમા પદમાં અનુભવની પાસે પતિદેવને મનાવવાની રીત પર પોતાના વિચારો બતાવે છે. સાખીઓ પૈકી ૬૮–૭૦ મા પદની સાખીઓ અનુભવ અને સુમતિ વચ્ચેનો સંબંધ વ્યક્ત કરે છે. આ ઉપરાંત અનુભવ અને ચેતના અથવા સુમતિ કે સમતા વચ્ચેનો સંબંધ બતાવનાર અનેક પદો આપણે વિચારી ગયા છીએ અને હજુ આવતા (૭૩ મા) પદમાં અને ત્યાર પછી એકથી વધારે વાર વિચારશું.

જો ચેતનાને આર્ય પત્ની તરીકે બતાવવામાં આવી છે તો પછી તેણે પુરુષ સામે સબંધ કે મૈત્રી શા માટે રાખવી જોઈએ ?—આ વાતના ખુલાસાની જરૂર છે આર્ય મહિલા પતિપરાયણ હોય, એકનિષ્ઠાવાળી હોય અને પતિ સિવાય અન્યનું પ્રાણેશ તરીકે ચિંતવન ન કરે એ વાત યથાસ્થિત છે, પણ તેમાંથી એવો નિષ્કર્ષ નીકળતો નથી કે એ અન્ય પુરુષ સાથે સાફ હૃદયથી મૈત્રી પણ કરી ન શકે એટલે ચેતના અનુભવની સાથે મૈત્રી કરે અથવા તેની સહાયથી પતિને પોતાને મંદિરે આવવા માટે યોજના કરે તેમાં જરા પણ ગેરવાજબી તત્ત્વ આવતું નથી

સતીનો પતિ તરફ કેવો ભાવ છે અને એ આદર્શને સતી કેવી રીતે વળગી રહે છે તેનો ઉલ્લેખ આગામી ૧૦૪મા પદમા આવશે. આ પદમાં વ્યવહારમાં જેને શૃંગારના સાધન માનવામાં આવે છે તેના તરફ પણ વિરહી સતી સ્ત્રીને ખેંચાણ નથી તે વાત બતાવી છે. વ્યવહારના સર્વ સાધનોનો ઉપયોગ યોગમા કેવી રીતે થાય છે તેનો પણ આછો ખ્યાલ આ પદમા આવી જશે. આટલો સંકેત ધ્યાનમા આવી ગયા પછી આ પદને સમજવામા કે તેનુ તાત્પર્ય પામવામા ઘણી સરળતા થશે.

૫૫

(રાગ—જેગારો)

मेरे माजी मजीठी ! सुण एक बाता;
मिठडे लालन बिन न रहुं रमियाता   मेरे० १

અર્થ—મારા જાણકાર અને મજીઠ રંગ જેવા પ્રેમી મિત્ર ! મારી એક વાત તું સાંભળ મારા મીઠા-વહાલા પતિદેવ વગર હું ખુશીમાં રહી શકતી નથી. (૧)

વિવેચન—પોતાના પ્રેમી દોસ્તદારને મજીઠી કહેવાય છે કારણ કે એની સાથે પોતાનો સ્નેહ મજીઠના રંગ જેવો લાગેલો હોય છે મજીઠનો રંગ પાકો હોય છે એના પર ક્ષાર કે સાબૂ લગાડતાં એ જતો નથી કે ઢીલો પણ તો નથી. માજી શબ્દ વધારે વિચારવા યોગ્ય છે. એના અર્થ અનેક થાય છે અને અહીં ઘણાખરા લાગુ પડે છે માજી એટલે નાવ ચલાવનાર ખારવો. માજી એટલે કજિયો પતાવનાર નિષ્પક્ષપાતી લવાદ, મધ્યસ્થ. માજી એટલે વૃદ્ધ સ્ત્રીનું માનવાચક સંબોધન પણ થાય. મા એટલે વૃદ્ધ સ્ત્રી; વડીલ તરફ માનાર્થે જી ઉમેરાય છે તે ભાવ પણ તેમાંથી નીકળી શકે

પાઠાંતર—સુણ-સુન. લાલન-વાલમ. બાતા-બાત. રમિયાતા-રમિયાત.

શબ્દાર્થ—મેરે = મારા. માજી = ધણી (જુઓ ભાવાર્થ ૧૫) માહિતગાર. મજીઠી = મજીઠના જેવા રંગ જેવી પ્રીતિ રાખનાર, અંતરના પ્રેમી દોસ્ત. સુણ = સાંભળ. બાત = હકીકત. મીઠડે = પ્યારો, વહાલો. લાલન = લાડ લડાવનાર, પતિદેવ. બિન = વગર. રમિયાતા = ખુશી, પ્રસન્ન.

આ રીતે વિચારતાં માઈ મછળી શબ્દો કોઈ સખી પ્રત્યે પણ બોલાયા હોય એ બનવા જોગ છે. સુમતિએ મમતા સાથે બહેનપણું કર્યું છે અને તેની સાથે અનેક વાર મનની વાત કરી છે એ અર્થમાં અહીં માઈ મછળી સંબોધન મૂકીએ તોપણ બંધબેસતો અર્થ નીકળે છે. મારા ગુરુમહારાજ એને અનુભવને ઉદ્દેશીને લખાયેલ સંબોધન તરીકે જણાવે છે. એ અર્થ પણ બંધબેસતો આવે છે.

મારા પ્રિય સખા! અથવા મારી પ્રેમાળ વહાલી બહેન! અથવા મારા વહાલા અનુભવ ભાઈ! મારી એક વાત સાંભળ. મારા પ્રેમી પતિ વગર હું પ્રસન્ન રહી શકતી નથી. મારે ખાવા, પીવા, પહેરવા કે માણવાની વસ્તુની કમીના નથી, પણ મારા પતિદેવ વગર મને એ સર્વ વસ્તુઓ મૂંઝવનારી છે. આનંદને બદલે ક્ષોભ કરનારી છે.

લાલન'નો અર્થ સર્વ કોષોમાં લાલનપાલન—લાડ લડાવવા તે જ આપ્યો છે. હિંદીમાં પણ પ્રેમ–ચાહ–પ્યાર એ તેનો અર્થ આપેલ છે. લાલનનો બીજો અર્થ લાલ નીચે પ્યારા બચ્ચા, કુમાર કે બાળક એમ હિંદી કોષકાર કહે છે. લાલન એટલે લાડ લડાવનાર પતિદેવ અર્થ મેં જૈન કૃતિઓ સિવાય અન્યત્ર જોયો નથી. ઉપાધ્યાયજીએ દેવની સજ્ઝાયમાં એ શબ્દ વાપર્યો છે. એનો અર્થ પ્રેમી પતિ કે પ્રેમી સ્નેહી તરીકે અનેક જૈન સ્તવન–સજ્ઝાયમાં વપરાતો જોયો છે. અહીં તો પતિને માટે જ એ બોલાયેલ છે એમ સંબંધ પરથી સ્પષ્ટ જણાય છે.

મીઠડે શબ્દ ખૂબ સરસ છે અને સરસ રીતે અહીં વપરાયો છે. મીઠા સ્નેહીને જ્યારે મીઠડો કહેવામાં આવે ત્યારે એની મીઠાશ ઘણી વધી જાય છે. એ ગુજરાતી ભાષામાં અલ્પાર્થ પ્રત્યય (diminutive) છે. પણ એના વપરાશમાં ભારે સુંદર ભાવ રહેલ છે. આનંદઘનજી મીઠડાની પેઠે બાહુડો (પદ છઠ્ઠું), વાટડી (પદ સોળમું) કંથડો (પદ બાવીસમું) માવડી (પદ અડતાળીસમું), હાટડું (પદ બાવનમું) બાહુડી (પદ છપ્પનમું) વગેરે અનેક શબ્દ આ અલ્પાર્થ પ્રત્યયના ઉપયોગ સાથે વાપરે છે. એમાં એમનું નૈસર્ગિક કાવ્યસૌંદર્ય ભારે દીપી નીકળે છે. એ પર ચર્ચા યોગ્યસ્થાને કરવામાં આવશે.

મારા અંતરના મિત્ર! મારા વહાલા સખા! મારી એક હૃદયની વાત સાંભળ—આ પ્રમાણે કહેવાનો આશય એ જણાય છે કે જેની તેની પાસે આવી ઘરની વાતો થતી નથી, લોકો તો હાંસી કરે અને પાછળથી વાતો કરે. એવી વાત તો જાની મિત્રો પાસે જ થાય. હાય સલામવાળા ઉપર ઉપરના સ્નેહી સાથે હૃદયની વાત થતી નથી. (૧)

रंगीत चूनरी लड़ी बीड़ा, काथा सोपारी अरु पानका बीड़ा;
मांग सिंदूर सदन करे पीड़ा, तनक्षा कोरे विरहा कीड़ा मेरे० २

અર્થ—લાલ ચટકી રંગવાળી ચૂડી; બાહની લડી કે હીરચીર; કાથો, સોપારી કે પાનનાં બીડાં સેંથામાં પૂરેલો સિંદૂર—આ સર્વ આકરી પીડા કરે છે અને વિરહનો કીડો શરીર-કાયને કરડી કરડીને ખાઈ જાય છે (૨)

વિવેચન—અહીં સ્વાભાવિક રીતે સવાલ થાય કે બહેન ચેતના! તારે શી વાતની કમીના છે? તારે તો જે જોઈએ તે છે અને સારું ખાવાનું, રહેવાનું અને પહેરવાનું મળે તો તે બસ છે પછી એને વધારે શું જોઈએ? એ પ્રશ્નનો ઉત્તર પ્રથમથી જ ચેતના આપી દે છે શૃંગારનાં અગત્યના સાધનો એની પાસે છે છતાં તે સર્વ નકામા છે એટલું જ નહિ પણ ઊલટું પીડામાં વધારો કરનારા છે એ વાત અહીં બતાવે છે.

ભાતીગળ રંગેલી ચૂડી પહેરનારને સારી રીતે શોભાવે છે તે જ પ્રમાણે માથાના વાળની સેર પણ એને ખૂબ સરસ આકારમાં બતાવે છે[1] અને પાનના બીડામાં કાથો, ચૂનો, સોપારી અને બીજી અનેક સુગંધીઓ નાખી હોય ત્યારે તેવું પાન ખાઈ તેના રંગથી હોઠ રંગવા એ શૃંગારનું અતિ સુંદર નિમિત્ત ગણાતું હતું નવયુગમાં લીપસ્ટીક (Lipstick)નો જે ઉપયોગ હોઠ રંગવાને અત્યારે થાય છે તે પ્રાચીન કાળમાં પાનથી થતો હતો. માથામાં સુગંધી તેલ નાખી માથું ઓળવું વચ્ચેના ભાગમાં સેંથો પાડવો અને તે સેંથાથી ખાલી પડેલી જગ્યામાં સિંદૂર પૂરવો—આ સર્વ જાણીતા શૃંગારના અંગ છે

આ અને આવા આવા શૃંગારના સર્વ સાધનો મોજૂદ છે પણ એ સર્વ મારી પીડામાં વધારો કરે છે કારણ કે તનકાને—શરીરરૂપ કપડાને આખો વિરહકીડો કરડી ખાય છે લાકડામાં એક જાતનો કીડો થાય છે તે લાકડાને કરડીને ખાતો જ જાય છે અને લાકડાને બેડોળ અને નકામું બનાવતો જાય છે જેમ એ કીડો લાકડાને નકામું બનાવે છે તેમ વિરહરૂપ કીડો મારા શરીરને કોરી કોરીને ખાઈ જાય છે અને તેથી ચૂડી અને સેંથો

પાઠાન્તર—ચૂનરી-ચુનરી લડી—(આ સ્થાને કંઈ નથી) કાથા-કથ્થા તનકા—તનકા

શબ્દાર્થ—રંગીત=રંગેલી. ચૂનરી=(ચૂડી) એક જાતનું ભાતીગળ રેશમી કે સુતરાઉ કપડું જેના પર રંગ છે તેવું રંગીન કપડું લડી=લટ. માથા વાળની સેર. બીડા=બીડલીર. અરુ=અને. માંગ=સેંથો. સિંદૂર=સીંધુ તથા સેંથાની સેંગાચણીનો લાલ ભૂકો. સદન=આકરી. તનકા=શરીર રૂપ કાપડને. કોરે=કરડે. વિરહા કીડા=વિરહરૂપ કીડો.

[1] પ. અજીતસિંહજી લડીને સ્થાને ડુડી શબ્દ હોતો જોઈએ એમ સૂચવે છે. આ અર્થ-ચાપડા વગેરે એમ જણાવે છે અને એ અર્થનો પ્રયોગ જોયો નથી. તેથી અત્રે તેની નોંધ રાખી છે
—વિવેચનકાર.

તથા અનેક શૃંગારની સામગ્રી ઊલટી પીડા કરે છે અને પીડામાં વધારો કરે છે[1] મતલબ કહેવાની એ છે કે જ્યારે વિરહનો તાપ આકરો લાગતો હોય ત્યારે શૃંગારના સાધનો ઊલટાં વધારે ક્ષોભ કરાવે છે. જે સાધનો ભોગીની હાજરીમાં આનંદ કરાવનાર હોય તે જ તેની ગેરહાજરીમાં પીડાને વધારનારા થઈ પડે છે. (૨)

जहां तहां ढुंढुं ढोलन मित्ता, पण भोगी नर विण सब जुग रीता;
रयणी विहाणी दहाडा वीता, अजहू न आये मोहि छेहा दीता ॥ मेरे ॥ ३

અર્થ—હે મિત્ર ! (અનુભવ !) મારા રસિયા પતિને હું જ્યાં ત્યાં શોધું છું, શોધું છું પણ મારો ઉપભોગ કરનાર પતિ વગર આખી દુનિયા સૂનસૂનાકાર લાગે છે. આ પ્રમાણે રાતો પસાર થઈ ગઈ અને દિવસો પણ વહી ગયા, પણ મને વિયોગ કરનારો હજુ સુધી પણ પાછો આવતો નથી. (૩)

વિવેચન— ઢોલન શબ્દનો અર્થ પ્રેમી કે પ્રીતમ થાય છે. જ્ઞાનવિમળસૂરિએ તેનો અર્થ ભોળો અથવા મૂર્ખ બતાવ્યો છે. ક્યાંય "ઢમઢોલને માંહે પોલ" આથી એ અર્થ નીકળતો હશે. કોશમાં તેવો અર્થ મળતો નથી.

મિત્ર અનુભવ ! મારા પતિદેવને ગોતવા પાછળ હું ગાંડી થઈ ગઈ છું. એને ક્રિયા કલાપમાં શોધું છું કે તપશ્ચરણમાં શોધું છું. એને વ્યવહારમાં શોધું છું કે અર્ચન–પૂજનમાં શોધું છું, પણ એનો પત્તો જ લાગતો નથી. આખી રાત એ અહીંથી આવશે અને ત્યાં હશે એમ માની એની શોધ કરું છું અને દિવસે એમને શોધું છું અને આ રીતે મારા દિવસો અને રાતો એક પછી એક ચાલ્યા જાય છે પણ મારા પતિદેવનો મેળાપ થતો નથી. અને મારા ભોગી પતિ વગર આખી દુનિયા[2] મારે માટે તો વસ્તુન શૂન્યાકાર

પાઠાંતર—જહાં તહાં–જિહાં તિહાં ઢુંઢુ–ઢુંઢુ મિત્તા–મિતા. દહાડા–દિહાડા

શબ્દાર્થ—જહાં તહાં = જ્યાં ત્યાં, જ્યાં ત્યાં ઢુંઢુ = શોધું ઢોલન = પ્રીતમ, રસિયા, રસિલા, પ્રેમી મિત્તા = મિત્ર ! જુગ = દુનિયા, જગ રીતા = ખાલી રયણી = રાત, રાત્રી. વિહાણી = ગઈ પસાર થઈ દહાડા = દિવસ વીતા = વીતી ગયા, પસાર થયા. (નામ હોય તો—) મિત્તા = મૈત્ર, શાંતિ, સ્થિરતા. અજહૂ = હજુ પણ મોહિ = મને. છેહા = વિયોગ, વિશ્વાસઘાત, ત્યાગ દીતા = દેનારો, કરનારો.

1. આ ગાથાના છેલ્લા ચરણનો અર્થ ૫. ગંભીરવિજયજીએ જુદી રીતે બતાવ્યો છે તે પણ વિચારવા યોગ્ય છે. તેમનું પદચ્છેદ આ પ્રમાણે છે: તનક એટલે જરા. કાકા એટલે કાં. કોરે એટલે આજુબાજુ. એટલે આ મારો સંતાપ આજુબાજુ કોઈ પડવા લાગે તેમાં તો વિરહનો શ્રીમ આગ્નિને કોરે એટલે કરી ખાય. આ અર્થ કરવામાં 'કોરે' નો અર્થ આજુબાજુને ખાઈ કરી ખાય એ અર્થ કરવાની મતલબ છે. મતલબ એવી જણાય છે કે આ મારો સંતાપ આજુબાજુ કોઈ પડે તેમાં તો વિરહાનલ પામે આગ્નિને મને કોરી ખાય છે કરી ખાય છે. આ રીતે પદચ્છેદ કરવાથી પણ વિચારવા લાયક અર્થ પ્રાપ્ત થાય છે. 'કોરે' ને અત્યારને ભાવે ઉપરના શૈલીથી વધારે સ્પષ્ટ અર્થ થાય છે એમ મને લાગે છે —વિવેચનકાર.

2. જુગ શબ્દનો અર્થ જગત, દુનિયા પણ થાય. અને વર્તમાન જમાનો યુગ–જમાનો પણ થાય. આ અર્થ વિવેચનમાં રાખ્યો છે —વિવેચનકાર.

વિવેચન—નાના પ્રકારના વિલેપનો મળી ગયાં કે મળશે અને તેથી શરીરનો રંગ ફરી જશે. વળી પુષ્પથી ભરેલી ખાટ, હિંડોળો કે પલંગ પણ મળશે. શરીરે વિલેપન કરવા પતિદેવ સાથે ખાટ પર હીંચવું કે શયન કરવું એ સુહાગીને મન સંસારનો ઉત્કૃષ્ટ લહાવો જણાય છે. આ બાહ્ય પ્રેમપ્રદર્શનોને દેવી મનકલ્પનામાં ગોઠવી શકે છે અથવા પતિદેવ નજીક આવતા જાય છે તે વખતે આ વસ્તુઓ મળી છે તે પ્રસાદને એ આશાના ઉંબરે ઊભી ઊભી એ વધાવી લે છે. વિલેપનને મનપ્રસાદ ગણીએ તો ખાટને શરીરપ્રસાદ ગણી શકાય અને મન અને કાયાની પ્રવૃત્તિ પર અંકુશ આવી જાય તો પતિદેવનો મેળાપ જરૂર થઈ જાય, તેથી સતી દેવી વિલેપન અને ખાટને યાદ કરે છે એ અનુમાન સુલભ છે.

પતિ પધારશે ત્યારે ફૂલની કળીઓને વીણી વીણીને તેનો આકાર બનાવીશ. ફૂલકળીના અનેક આકાર બને : એની માથાના અંબોડામાં નાખવાની વેણી બને, ગળામાં પહેરવાનો હાર બને, હાથે પહેરવાના બાજુબંધ બને, પલંગ પર નાખવાની માળાઓ બને અને અનેક નાનીમોટી ચીજો બને. આવી કળીઓને ચૂંટી ચૂંટીને તેના ઘાટ બનાવું, તેની ચીજો બનાવું અને આ રીતે પતિદેવ આવે તો તેનો સત્કાર કરું. સેજડી તૈયાર કરવી અને પોતાના શરીરને શણગારવું એ વ્યવહારમાં સ્ત્રીઓને માટે ખાસ મહત્ત્વની વાત ગણાય છે. એમાં આંખમાં આંજવું, હાથે-પગે મેંદી, પગે-હાથે ઘરેણાં, સાડીની નવનવી ભાત અને પહેરીને સજ્જ થવાની રીતો, માથાનો અંબોડો વગેરે અનેક ચીજો આવે છે. આ મનોરથ વ્યવહારુ છે. એ સખા કે સખી મિત્રને જણાવી દે છે કે એ વખતે રંગોથી રંગાયેલી એટલે વિવિધ રંગના પુષ્પોવાળી ફૂલની માળા પોતે પહેરશે. આ બધા પાછળ લૌકિક ભાવ રહેલ છે તે આપણે નીચે વિચારશું. એની ભાવના એ છે કે મારા નાથ પતિદેવ આનંદઘન પધારે તો પત્નીની શોભા રહે અને આબરૂ જળવાઈ રહે. સ્ત્રી ગમે તેવી પવિત્ર હોય, પણ પતિ તેની પાસે જતા ન હોય તો તે બહારના આક્ષેપને વગર માગ્યે નોતરે છે. લોકો એની સાચી-ખોટી વાત કરે છે. એટલે દેવી અંતઃકરણથી ઇચ્છે છે કે આનંદઘન દેવ પધારે તો હું આ કહું અને તે કરું અને મારા ઘરનો શાખ જળવાઈ રહે, મારી અને મારા ઘરની આબરૂ રહે. વસ્તુતઃ તો એ નાટકનું ઘર છે પણ એને એ ઠેકાણે તો રાખવું જ રહ્યું, કારણ કે એનો ઘાટ રહે તો જ અંતે પતિદેવનો સ્થાયી મેળાપ થાય. નહિ તો નાટકના ઘરની દેકાજેવી થાય અને ઘર આખું ધનોતપનોત થઈ જાય. અથવા નાટકનો અર્થ સ્વાંગ કે નૃત્ય પણ થઈ શકે તેમ છે. બનાવટી વેશ પતિને આકર્ષણ કરવા પહેરવો પડે તે સ્વાંગ છે અને તે રીતે પતિને આકર્ષણ કરવાના પણ ચેતનાના મનોરથ છે. વાત પતિને ઘેર લઈ આવવાની છે અને તેને અંગે અનેક પ્રકારના નાટક-ખેલ કરવા દેવી ચેતના તૈયાર છે.

આમાં મન વચન કાયાના યોગની સ્થિરતા આણવા માટેના પ્રયોગો છે અને તેને કવિત્વમયી રીતે ઉતાર્યા હોય તેમ જણાય છે. શરીરરંગમાં કાયયોગ પર અંકુશ હોય,

કળીઓ ચૂનતી વખત વચનયોગ પર અંકુશ આવે અને રંગરંગીલી કૂલમાળ પહેરવામાં કે સ્વાંગ ધારણ કરવામાં મનોયોગની એકાગ્રતા જરૂર જોઈએ. આમાં અજપાજાપ કે અનાહત નાદ સુધીના સર્વ પ્રયોગો યોગનજરે આવી જાય છે અને ઘરઘાટ રાખવાની ભાવના એ વ્યવહારની—આગરૂની નજરે હોય તે કરતાં સ્થાપી રાગને અંગે બરાબર બેસતી આવે છે એટલે આત્માની અસલ સ્થિતિ લઈ આવવાના, એને ઘેર લઈ આવવાના મનોરથની પાછળ પશ્ચાત્તાપભાગનો મુદ્દો ઉઘાડી રીતે દેખાઈ આવે છે. (૪)

ઉપસંહાર—આખા પદમાં સતી સુમતિ યા ચેતનાના મનોરથ છે. એને પતિને પોતાને મંદિરે કોઈ પણ રીતે લઈ આવવા છે પતિદેવની રખ પાટી દૂર કરવી છે અને પોતાનું સતીત્વ સિદ્ધ કરવું છે. પતિ મંદિરે પધારે તે વખતને અંગે કરેલી કે કરવાની તૈયારીનો લૌકિક ભાષામાં અર્થ કરી શકાય, પણ આનંદઘનજીનો સંકેત જાણી ગયેલાને માટે તેની બહુ જરૂર જણાતી નથી. દાખલ તરીકે ચૂંદડીના વિવિધ રંગોમાં ક્ષાય પર વિજય બતાવી શકાય, સેંથામાં સિંદૂર પૂરવામાં એકાગ્રતાને સ્થાન આપી શકાય પાનમાં કાથા-ચૂનાને નાખવાને પરિણામે લાલાતા રંગમાં કૃષ્ણ, નીલ કે કાપોતને સ્થાને તેજો, પદ્મ અને શુક્લ લેશ્યાને રજૂ કરી શકાય, અને વિરહકાળ એ તો વિરહનો આલાપ સૂચવે છે અને રાત અને દિવસ ચાલ્યા ગયા એ તો અનાદિથી ચાલ્યો આવતો આખો ભૂતકાળ છે આ સર્વ જાણીતા સંકેત છે અને વાચકને હવે સુલભ અને સ્પષ્ટ થઈ ગયા છે

આખી હકીકત ચેતનાના મુખમાં મૂકવામાં અને અનુભવ મિત્ર પાસે રજૂ કરવામાં કર્તાનો ભારે સંકેત છે. અનુભવનો મહિમા અનિર્વચનીય છે અને એની સલાહ કે સૂચના અનુસારે કામ લેવામાં ભારે આનંદ અને દીર્ઘ કાળ માટે થવાના લાભની સંભાવના છે ખાસ કરીને પ્રત્યેક વ્યક્તિને ઠેકાણે લઈ આવવાના માર્ગો અલગ અલગ હોવાને કારણે અને તેનો અભ્યાસ, પૃથક્કરણ અને નિર્ણય કરવાની આવડત અનુભવને જ શક્ય હોવાથી આ પરિસ્થિતિ ખાસ જરૂરી અને ઉપયોગી છે

અને ઘરઘાટ માટેની એની યોજના ખાસ આવકારદાયક છે અને સતીની શોભામાં વધારો કરે તેવી છે એમાં એના પોતાના સ્વાર્થ કરતા પતિદેવની પ્રગતિની ચિંતા વધારે છે તે બાબતની એની તાલાવેલી દેખાઈ આવે છે આનંદઘન મંદિરે પધારે એ આખા સાધ્યની પાછળ પ્રયાસ છે તે ક્રિયા અને જ્ઞાનનો સહયોગ બતાવે છે અને એ પ્રયાસ પાછળ રહેલી તમન્ના મનનો નિર્ણય બતાવે છે અને એ સર્વની પાછળ રહેલી મિલન ભાવના આખા સતીત્વ, પતિપ્રેમ અને આદર્શ આર્ય સંસ્કાર બતાવે છે પદ આવકારદાયક હોવા છતાં ઉચ્ચ આદર્શશાળી અને ભાવવાહી છે.

આ અને હવે પછીનું (૭૩મું) પદ કેદારા રાગનું છે. બન્ને સતીના મુખમાં મૂકાયલા છે અને રાગ ઉતારીને વિચારતા એ બન્ને ખૂબ આનંદ આપે તેવા અને પ્રખર સંગીત વેત્તા પાસે સાંભળ્યાં હોય તો વારંવાર ઉતારી જાય તેવા છે (૭૨)

જોઈ તેમાં આનંદ માને છે તેઓ ઘરવ્યવહાર ચલાવવામાં તથા વ્યાપાર, નોકરી કે વ્યવસાયમાં બાજુ હૂતેક મેળવવામાં એટલા બધા ઓતપ્રોત થઈ ગયેલા હોય છે કે તેમની પાસે આત્માના અનંત કાળના ખરા સુખની પ્રાપ્તિની વાત કરવામાં આવે તે પણ તેમને ગમતી નથી. અથવા તો એવી વાતો તો કોઈ સંત કે ફકીર જ સાંભળ્યા કરે, એમાં કાંઈ ફાયદો વળે નહિ—આ પ્રમાણે ધારીને આવી વાતો કરનારાને તેઓ હસી કાઢે, એ આપણો અનુભવ છે પણ દેવી ચેતના મહાન સતી સાધ્વી છે એ કાંઈ દુનિયાના અપવાદ કે મશ્કરીની દરકાર કરે એવી સાધારણ સ્ત્રી નથી. એ ધણી ખાતર ગમે તેટલો ભોગ આપવા તૈયાર રહેતી પત્ની છે અને પતિના વધામણા માટે સર્વદા તૈયાર છે અને એના નિર્ણયમાં એ જરા પણ ફેરફાર કરે એવી ઢચુપચુ નથી. એ જનતાને ઉઘાડી રીતે કહે છે કે તમારે હસવું હોય તો ભલે હસો, તમે મારા રડવા ઉપર પણ હસો, કે તેને અંગે મારો વરઘોડો ન બતાવો; પણ મારી માન્યતા મારું વતન અને મારો નિર્ણય કાયમ છે અને ચોક્કસ છે તમે ખરેખર ભોળા છો માત્ર ઉપર ઉપરનો ખ્યાલ કરનારા છો અને ખોટી સલાહ આપનારા છો અથવા સમજણ વગરની ટીકા કરનારા છો

તમે કહો છો કે, પતિદેવ ઘેર ન આવે તો શું થઈ ગયું ? એમ ઉજાગરા કરીએ કે બાર જોઈને બેસી રહીએ અને શરીરને સૂકવી નાખીએ તો તો મરી જઈએ. એ તો દુનિયામાં થતું આવ્યું છે તેમ આપણે પણ થાય—આવો તમારો વ્યવહાર છે પણ ખરેખર તમે ભોળા છો. પતિ વગર વસવાસ કેવો ? પતિ વગરનું ઘર અને જંગલ એકસરખાં છે પતિ વગર શણગાર અંગાર છે અને પતિ વગર ખાવુંપીવું હરામ છે આ આર્ય પદ્ધતિ છે સંસ્કારની રીતિ છે અને શિષ્ટ જન સંમત છે એ વાતને વિસારી તમે ખોટી વાત કેમ કરો છો ? અણછાજતો દિલાસો આપવા જતા અઘટિત વાતનો આશરો કેમ લો છો ? તમારે હસવું હોય તો હસો, મશ્કરી કરવી હોય તો કરો, હું તો કહું છું કે પતિ વગર ઘર નહિ, પતિ વગર વસવાટ નહિ, પતિ વગર કંઈ પણ નહિ.

કેટલાકોને 'ભોળા' કહેવામાં ભારે ગમ્મત છે ભોળા એટલે 'સરળ' પણ થાય અને વધારે ઉપયોગ વગરના મૂર્ખ એવો પણ એનો અર્થ થાય. 'ભોળા' શબ્દ કદાચ લાંબી નજર વગરની સાહેલીઓ માટે પણ વાપર્યો હોય. આગળ જતાં આ પદમાં બે વસ્તુ—ગમતા અને શ્રદ્ધા—આવશે. તે તો આવી બાબતમાં ચેતનાને ગમે નહિ, પણ બીજી સાધારણ અનેક સખીઓ હોય તે કદાચ ચેતનાના પતુછપણા પર હસતી હોય તો તેને દેવી ચેતના ગણ્યું ગુણાવી દે છે કે તેઓ ભલે હસે, પણ પોતે તો પોતાની માન્યતા પર મક્કમ છે

'ભલા' શબ્દ ઘણો સૂચક છે હિંદીમાં બાબતની શરૂઆતમાં એ શબ્દ મૂક્યો હોય તો તે નારાજ મારાઅર્થમાં વપરાય છે ગુજરાતીમાં એ ઘણો અલ્પ પ્રયોગ છે ભલા ભાઈ મા ભલા સંબોધનનો ઉદ્ગાર છે અને લગભગ 'આઈલા' એવો એનો અર્થ સંબોધના રૂપમાં થાય છે 'ભલે' અવ્યય છે એનો અર્થ ઠીક કે 'અસ્તુ' એવો થાય છે તમને

જમે તો તમે તમારે કરો—એ તમારી મરજીની વાત છે: આ અર્થમાં હોય તો તે અવ્યય છે અહીં તે શબ્દ આ છેલ્લા અર્થમાં અવ્યયરૂપે વપરાયો હોય એમ મને લાગે છે.

'સલૂણે' શબ્દ યથાસ્થિત અને સુયોગ્ય રીતે વપરાયો છે લૂણ એટલે મીઠા વગર રસોઈ નકામી બની જાય છે અને તેટલા માટે મીઠાને સબરસ કહેવામાં આવે છે. સલૂણુ એટલે મીઠાવાળું એટલે મનોહર, એટલે ભાવે—ગમે તેવું. રસોઈમાં જે સ્થાન મીઠાનું છે તે સતીજીવનમાં પતિનું છે અને તે વાત આ ટૂંકા વાક્યમાં સુયોગ્ય વિશેષણના ઉપયોગથી પાકી બનાવી છે. (૧)

सेज सुंहाली चांदनी राता, फूलडी वाडी ओर सीतल वाता;
सघली सहेली करे सुख साता, मेरा तन ताता मूआ विरहा माता   मोहन० २

**અર્થ**—મજાની સુંવાળી સેજડી (શય્યા-પથારી) છે ચાંદની રાત છે સામે ફૂલવાડી છે મજાનો ઠંડો પવન વાય છે અને સઘળી સાહેલીઓ આનંદથી લહેર કરે છે પણ આ મૂઆ આકરા વિરહને ધિક્કાર છે કે મારું શરીર તો એનાથી ગરમ ગરમ થઈ રહ્યું છે તપી રહ્યું છે (૨)

**વિવેચન**—બાહ્યદૃષ્ટિએ જોઈએ તો મારે કોઈ વાતની કમીના નથી. મારી પાસે સાધનસામગ્રીના અનેક પદાર્થો અને સંયોગો છે અને લોકોમાં પ્રચલિત માન્યતા પ્રમાણે હું ઘણી સુખી ગણાઉં તેવી પરિસ્થિતિ છે. દાખલા તરીકે મારી પાસે સુંવાળી સેજડી છે, એટલે પથારીની તળાઈ છે અને શરદ પૂનમની ચાંદની રાત હોય, માથે ચંદ્રમા ખીલ્યો હોય, સખીઓ ગરબા ગાઈ રહી હોય અને હરિયાળી વસુધા ચોતરફ હસી રહી હોય: આવા ઉત્તેજક વાતાવરણમાં વ્યવહાર નજરે ખૂબ કામોદ્દીપન થાય છે મહાપ્રબળ પુષ્પધન્વા (કામદેવ) તે વખતે પોતાના પાંચ બાણ સાથે મોટું આક્રમણ કરે છે અને યુવક યુવતીઓ તેની અસર નીચે ચકચૂર બની જાય છે અને બહેકતી ફૂલવાડીમાં ચારેતરફથી ચંપો, મોગરો, માલતી, ગુલાબ, જાઈ જૂઈ ડમરો આદિની સુગંધી વાયુ આવ્યા કરતી હોય છે અને વરસાદની ઋતુના પ્રાંત ભાગમાં શરદ ઋતુનો ઠંડો મધુર પવન વાતો હોય છે. આવે વખતે સર્વ સખીઓ સુખશાતાથી લહેર કરતી હોય છે

પણ ચેતના દેવીને આવે વખતે ઠંડક થવાને બદલે આખા શરીરમાં ગરમી થઈ આવે છે. એને પસીનો થાય છે અને આકરો વિરહ એને ખરેખર અકળાવે છે. એને

---

પાઠાંતર—સુંહાલી-સુહાલિ રાતા-રાત ઓર-ઔર. વાતા-વાત સઘલી-સગલી.

શબ્દાર્થ—સેજ = શય્યા (સેજ ? સમજ) પથારી. સુંહાલી = સુંવાળી, ઢીલી અને નરમ. ચાંદની = પ્રકાશવાળી, પૂનમની રાતા = રાત, રાત્રિ. ફૂલડી = ફૂલથી ભરેલી, ફૂલવાડી. ઓર હોય તો અને ઔર = હોય તો સ્થળ (નામ) વાતા = પવન, વાત. સઘલી = સઘળી, સર્વ બધી. સહેલી = સાહેલી, સખીઓ. કરે = કરે છે સુખસાતા = આનંદ અને લહેરથી. મેરા = મારા, મારું તન = શરીર. તાતા = ગરમ, તપી રહેલ. મૂઆ = મૂઈ ગાળ કે વાક્યમાં વપરાતું વિશેષણ, મરવા પડેલું. વિરહા = વિરહ. માતા = મત્ત થયેલ, માતેલ

જેવું થઈ ગયું છે શરીરમાંથી તો હવે લોહી અને માંસ ચાલ્યું જાય છે (ઉચાટો લાગી જાય છે), પણ સ્વામીદેવ આવ્યો જ નહિ. હવે બે સુહિણીઓ છોડીને—તેને યાદ કરતાં—પતિદેવ માટે નિરાશા જ થયા કરે છે. (૩)

વિવેચન—ચેતના પોતાની સ્થિતિનું વર્ણન કરતાં આગળ ચલાવે છે : હું તો તને શોધવા માટે જગતમાં જમીન ઉપર નજર કરું છું, જગતમાં ઉપર અગાસી કે આકાશ પર નજર કરું છું. મને થાય છે કે પતિદેવ અહીં હશે કે ત્યાં હશે, એટલે આપનો મેળાપ કરવા હું તો ઉપરનીચે, આજુબાજુ ચોતરફ, નજીક અને દૂર આપને જોયા જ કરું છું પણ આપશ્રી તો પરભાવમાં એવા ડૂબી ગયા છો, કે આપનો પત્તો જ લાગતો નથી! અને આવી રીતે ધરતી અને આકાશમાં તમારી શોધ પાછળ રખવાટ કરી રહેલી મને જોઈને લોકોને તો ખરેખરો તમાસો થાય છે. એક બાજુએ પતિ પાછળ ગાંડી થઈ ગયેલી મારા જેવી ભોળી ભામિની અને તેની વિરહદશા, આગમન અને રોકકળ; અને બીજી બાજુ આપની દૂર ઊંચે ઊતરી જવાની અને નાસતા ફરવાની દશા જોઈ લોકોને તો એક નાટક જ થાય છે. કોઈનું ઘર બળે અને કોઈને તાપણું થાય એવી લોકોની રાહ—રસમ અજીવી છે! મારા દેવ! આ તો આપણો ફજેતો થાય છે અને જ્યાં ત્યાં તમારી વાતો થાય છે અને આપથી આપની ટીકા સાંભળી સહી જતી નથી. હું તો એ સર્વ સાંભળીને દુઃખી થઈ ગઈ છું અને મારા શરીર પરથી તો લોહી અને માંસ ઉચાટો ભરીને ચાલ્યા ગયા છે.[1] અને હું તો હાડપિંજરનું માળખું બની બેઠી છું. મને તમારી લય લાગી છે. આવા સંયોગોમાં મને તો પતિદેવ (મારા સાંઈ—સ્વામી) ના સંબંધમાં તદ્દન નિરાશા થઈ ગઈ છે. મને તો હવે ચારેતરફ નિરાશા અને અંધકાર દેખાય છે. હું તો જ્યારે જ્યારે પતિદેવ સંબંધી વિચાર કરું છું ત્યારે ચોતરફ ઉચાટ, અંધકાર અને કમવાટ જ દેખાય છે. પતિદેવના મેળાપની આશા દૂર દૂર જતી જાય છે અને મારી સખીઓ કે લોકો એ બાબતમાં મારી તરફ હસી મારી નિરાશામાં વધારો કરે છે. મારી બે સખીઓ શ્રદ્ધા અને સમતા છે તેઓ મને હજુ આશા આપ્યા કરે છે કે અંતે પતિદેવ એ સખીઓને માર્ગે મારે મંદિરે પધારશે અને વિરહનો અંત લાવશે. આ બે સખીઓને બાદ કરતાં મને તો ચારે તરફથી નિરાશા જ છૂટે છે.

બીજી સખીઓ તો બાહ્ય દશાના નાચ કરી રહી છે, અને મને તરગી કે ચેટિયા કહી હસી કાઢે છે. મને તેમની તરફથી કાંઈ આશા રહેતી નથી અને મારી શ્રદ્ધા—સમતા

---

૧ 'ઝમયે' ને બદલે 'ન ગમે' પાઠ પ્રતમાં છે. મ ભાઈ બાંધો પછી શરીર અત્યંત દુરસ્ત સ્થિતિમાં આવે તેને 'શરીર વળ્યું' કહેવાય છે. મારું શરીર નમળું જ રહ્યા કરે છે. મારી સ્થૂળ દશા ખરાબ થાય રહે છે. આ અર્થ ઉચિત છે. —વિવેચનકાર

સિવાયની બીજી કોઈ સખી મને આશ્વાસન પણ આપતી નથી. આ તો જાણે કોઈ રીતનો રસ્તો પણ ન સૂઝતો હોય એવી મારી દશા થઈ ગઈ છે[1] (૩)

विरह कुमावे सो मुझ किया, खबर न पावों धिग मेरा जीआ;
वही वायदा जो बतावे (मेरा) काई पीया, आव 'आनंदघन' करुं घर दीया मोहन० ४

**અર્થ**—મારો અને મારા પતિનો કુભાવે (વિભાવે) વિરહ કર્યો છે હવે પતિના ખબર પણ ન મળે તો તો મારા અવતારને ધિક્કાર છે અરે, કોઈ વાયદે પણ મારા પતિને બતાવી આપે તોપણ સારું છે આનંદઘન આવે તો મારે ઘેર હું દીવા કરું—મારે ત્યાં દિવાળી થાય. (૪)

**વિવેચન**—આવી નિરાશા વચ્ચે દેવી ચેતના પોતાના મનની ઇચ્છા બતાવે છે અને ચોતરફના અંધકાર વચ્ચે પણ મંદિરમાં દીપક પ્રકાશવાની આશા સેવે છે એને પતિમેળાપની ભારે તમન્ના લાગી છે. દેવી આગળ બોલે છે: મારો મારા પતિદેવ સાથે વિરહ તો કુભાવે કરાવ્યો છે. એટલે વિભાવદશામાં પતિ ગયા અને ત્યાં ચાલુ રહ્યા એટલે એ મને વીસર્યા; એમણે મારા મંદિરને તિલાંજલિ આપી અને એ જેમ જેમ વિભાવમાં વધતા ગયા તેમ તેમ મારી આશા નબળી પડતી ગઈ અત્યારે તો કુભાવમાં મારા પતિદેવ એટલા ઊંડા ઊતરી ગયા છે કે એ ક્યાં છે એનો પત્તો પણ લાગતો નથી. અરે અરે, જે પતિને માટે હું આટઆટલી તમન્ના કરી રહી છું તેના ખબર પણ ન મળે, તેઓ ક્યાં છે અને ક્યારે આવશે તેની ભાળ પણ ન મળે, તો તો મારા આવી જીવતરને ધિક્કાર છે!

હવે તો કોઈ ચતુર માણસ વાયદો કરીને માત્ર એટલું પણ ખાતરીપૂર્વક કહી આપે કે પતિદેવ અમુક રસ્તેથી મારે મંદિરે પધારશે કે અમુક સમય પછી મારે ઘેર આવશે, તોપણ હું તો મારે ઘેર દીવા કરું દિવાળી આવે ત્યારે આખું વર્ષ સારું જશે એવી આશામાં જેમ લોકો દીવા કરે છે તેમ પતિદેવ વાયદે પણ મારે ઘેર પધારશે એટલી ખાતરી થાય તો હું તો આજથી દીવા કરી આનંદ માનું અને મારી આશા પૂરી થાય. અત્યારે તો ચારેતરફ નિરાશાનું વાદળ છવાઈ ગયું છે અને પતિદેવનો પત્તો

પાઠાંતર—કુભાવે એ—કુભાવ્યો. દહી વાયદો—દરીભા દેહુ મેરા કોઈ પીયા—કોઈ પીયા.

શબ્દાર્થ—મુજ = મને. કિયા = કરી. પાવો = પામ્યા. જીઆ = અવતાર. પીયા = પતિ(ને). દીયા = દીપ, દીવા. દરિયા = આવો કોઈ હજુ દિરીમાં જાણ્યો નથી.

૧ આ છેલ્લી ગાથામાં સંદિગ્ધ ન આવો પણ છેલ્લી નિરાશા એવો પ્રતમાં પાઠાંતર છે અને અશુદ્ધ પાઠ કે આ પાઠાંતરમાં અશુદ્ધિ લાગે છે પાઠાંતરના અર્થનો મેળ બનતો નથી. દિરીમાં પણ કે પણ ઝખના અર્થ પણ ૪ ના નથી. પાના આ વિભાગનો અત્યંત પાક દીપએ જ ભાસે છે ઉપર અર્થ કર્યો છે તે મુખ્યે લખાતેલ નોકને અનુસરતો કર્યો છે વિશેષ સંશોધનની રીત નવા સારો પાઠ મળે તે પર આધારી રહે છે —વિવેચનકાર.

પણ લાગતો નથી. આવા સંયોગોમાં તો આશા પર અવલંબેલું મન વારંવાર પણ રજરજિયાત કરે. જેમ કોઈ જોશીને પૂછે કે પુત્રપ્રાપ્તિ થશે કે નહિ અને જોશી ગણતરી કરી હા કહે તો પ્રાણી મનમાં મલકાય છે તેમ મને જો કોઈ વાયદો આપી પતિઆગમન જણાવે તોપણ હું તો મારે મંદિરે દીવા કરું આવી પતિદેવને મળવાની મારી તીવ્ર આશા છે ઇચ્છા છે તમન્ના છે ભાવના છે (૪)

ઉપસંહાર—આ પદમાં અને ૭૨મા પદમાં સતી ચેતનાની પતિમિલાપ માટેની તમન્ના બહુ સુંદર રીતે બતાવી છે બન્ને પદો એવાં છે સુંદર કાવ્ય લાક્ષણિક રીતે પૂરા પાડે છે અને સારું મનનું વાતાવરણ જમાવે છે. ઊંડા માનસમાં જ્યારે પ્રગતિ કરવાની તીવ્ર ઇચ્છા થાય ત્યારે ઘરવાસ પણ થાય, ઘરનો ઘાટ પણ જામે અને અંતે ઘરમાં દીવા પણ જરૂર થાય. આવા પ્રકારની તમન્ના વ્યક્ત કરવા માટે આ બન્ને પદ યોજાયેલાં હોય એ તો સ્વયંસ્ફુરણાથી સૂઝે તેવું છે પણ તેમાં કુલાવ રમણમાં રુસાઈ–અટવાઈ ગયેલ પતિદેવ માટે જે માનવતા ભરેલા મોહક પણ માર્મિક શબ્દોમાં વાત કરી છે તે ખરેખર વ્યક્તિ કરે તેવી રચના છે ચેતન પોતે અત્યારે ક્યાં વિહરી રહેલ છે તેનું સાચું અમર સ્થાન ક્યાં છે અને તે પ્રાપ્ત કરવા તેનામાં ચરાક ઊંડી જાગૃતિ અને મનોરથ થવા જોઈએ એટલું જ નહિ પણ તે માર્ગે તેણે વળી જવું જોઈએ અને અત્યારના રખડારખડીના તમાશાનો છેડો લાવવો જોઈએ એ બતાવવાનો આ બન્ને પદોનો વિશિષ્ટ ઉદ્દેશ જણાય છે.

આ બન્ને (૭૨ અને ૭૩) પદો આનંદઘનજીની કૃતિ હોવાનો ઘણો સંભવ છે એમ તેની ભાષાને અંગે અને પ્રતમાં તેને મળેલ સ્થાનને અંગે જણાય છે એમાં પાઠોની અશુદ્ધિને લીધે અર્થમેળ એક બે જગ્યાએ મળતો નથી, પણ સંબંધ પરથી વાટ બેસી જાય છે. યોજકબુદ્ધિએ આ બન્ને પદમાં પ્રેરણા હોઈ અને ભાવનાનું પીણું આકર્ષક હોઈ એ બન્ને પદો ખૂબ વિચારણા માગે છે અને એના ઉદ્દેશમાં કથવિત પરિસ્થિતિ તરફ પ્રેરણા કરી તેનું ઉપાદેયત્વ સૂચવે છે અને એ વાત આકર્ષક રીતે બતાવેલ હોઈ કાવ્ય તરીકેના એના મૂલ્યમાં ખૂબ વધારો કરે છે અને યોગી કવિની અંતઃસ્ફુરણાના નમૂના પૂરા પાડે છે (૭૩)

## પદ ચુમ્મોતેરમું

ભૂમિકા—કેદાર રાગના બે પદ ઉપર વિચારી ગયા. હવે વસંત રાગમાં ગવાતાં ત્રણ પદ આવે છે. એમાં કુમતિ–કુબુદ્ધિની બરાબર પિછાન કરવામાં આવી છે વિભાવની માહિતી આપવામાં આવી છે અને ચેતનનો સાચો માર્ગ કયો છે તેની ઓળખાણ આપવામાં આવી છે.

આનંદઘનજીના પદોમાં કેન્દ્રસ્થ વિચાર સ્વપરના વિવેચનનો અને પરિણતિની નિર્મળતાનો છે આ મૂળ વાત બરાબર સમજાઈ જાય તો આખા જીવનનો પલટો થઈ જાય, અને માર્ગની પ્રાપ્તિ થઈ જાય. આ હકીકત એકથી વધારે વખત કહેવામાં આવી છે કારણ

કે પરભાવરમણતા એટલી બધી વધારે પડતી થઈ ગઈ છે કે એના પર અનેક ક્રિયાઓથી મારો ચલાવવામાં આવે તો જ તેના પર કાબૂ આવે તેમ છે અને તે કામ સ્વસંવેદનથી અથવા યોગીની પરિભાષામાં કહેવામાં આવે, ત્યારે તે અંતરને જરૂર સ્પર્શે છે. બાકી, અનાદિ સ્વભાવ પર અંકુશ મેળવવામાં ભારે મુશ્કેલી છે પણ પ્રબળ પ્રયાસથી એ માર્ગે ગમન થઈ શકે છે અને એમાં પ્રગતિ પણ થતી જાય છે તેટલા માટે એ સાધ્ય કોઈને એને પ્રાપ્ત કરવા માટે પ્રથમ દરજ્જે કુમતિ કોણ છે અને કેવી હોય છે તેણે કેવા કેવાં માઠાં પરિણામો નીપજાવ્યાં છે એનો વિચાર કરવામાં આવ્યો છે

**या कुबुद्धि कुमरी कौन जात; जिहां रीझ चेतन ग्यांन गात या० १**

**અર્થ**—જે કુબુદ્ધિ ગીધડી ઉપર ચેતનરાજ રીઝી-મોહી પડ્યા છે તે કોણ જાતની છે? આ વાત જ્ઞાન ગાઈ આપે છે-સ્પષ્ટ કરી બતાવે છે (૧)

**વિવેચન**—જ્ઞાન-સમ્યગ્જ્ઞાનનો વિષય પ્રકાશ પાડવાનો છે જે વસ્તુને વસ્તુ તરીકે ઓળખાવી આપે, સાચા સ્વરૂપે બતાવી આપે અને તેના પર સાચો પ્રકાશ પાડે તેનું નામ જ્ઞાન કહેવાય. જ્ઞાન એ ચેતનરાજનો મૂળ ગુણ છે દર્શનથી સામાન્ય સ્વરૂપ દેખાય છે ત્યારે જ્ઞાનથી વસ્તુસ્વરૂપનું વિશેષપણે દર્શન થાય છે ચેતનનો કુબુદ્ધિ સાથે ગાઢ સંબંધ થઈ ગયો છે કુમતિ સાથે એ ઓતપ્રોત થઈ ગયેલ છે અને પરભાવ જાણે એનો સ્વભાવ થઈ ગયો છે અને એના પરિચયમાં ચેતન આવે ત્યારે એને ખેદ, સંક્લેશ કે ઘૃણા થવાને બદલે એને એ સહવાસ-સંબંધમાં આનંદ થાય છે આ કારણે જ્ઞાન પેલી કુબુદ્ધિ બાઈનો પરિચય કરાવે છે જેના પરિચયમાં ચેતનરાજ રાજી રાજી થઈ જાય છે તે કેવી છે કેવી છે કયાંની છે તેની ઓળખાણ થઈ જાય તો પછી તેની સાથે પરિચય રાખવા કે વધારવાનાં પરિણામ ચેતન વિચારી શકે

કુબુદ્ધિને કુમરી કહેવામાં ભારે સંકેત છે એ અનેકને પરણે, ઘેર ઘેર રખડે, ભટક્યા કરી ચેતનાને સ્થાને બેસી જાય, અને ખોટા બહાનાં બતાવી એને એનાં ઘરમાંથી તગડાવી મૂકે છતાં એ બાળકુમારી છે તાજીમાજી છે સર્વદા યૌવનમસ્ત છે અને ચપળતા, વિલાસ અને મોજીશોખીમાં અત્યંત આસક્ત છે આ કુમતિબાઈનું નામ પસંદ ન આવે તેવું લાગે તેમ છે પણ એ વાતનું આ કુમરીને કાંઈ નથી. એનું આકર્ષણ અદ્ભુત છે, એની જાળ આંટીઘૂંટીવાળી છે અને એની ચર્ચા અભ્યાસ કરવા યોગ્ય છે

કુમરી'નો અર્થ હિંદી ભાષામાં પડુક જાતનું એક પક્ષી એમ થાય છે એ કબૂતરની જાતનું પક્ષી છે. ગીધનું નામ પણ કુમરી કહેવાય છે આવી હલકી જાતની

---

પાઠાંતર—યા-આ. કુમરી-આ કુમરી. કૌન-કવન.

શબ્દાર્થ—યા = નિર્ગુણ વાચ્ય પરોક્ષ શબ્દ અંકિત ૧૫. કુમરી = ગીધ જાતિનું પક્ષી, ગીધડી. કૌન = કઈ જાત. ગ્યાન = જ્ઞાન. ગાત = ગાય છે કહે છે

આ ગીધડી જેવા સ્વભાવવાળી કુબુદ્ધિ ક્યાંઈ બેઠી છે અને કઈ જાતની છે તેનો પરિચય જ્ઞાન આપે છે (૧)

હવે જ્ઞાન કુબુદ્ધિની અવળચાલનો ખ્યાલ આપે છે તે આપણે વિચારીએ :—

कुच्छित साख विशेष पाई; परम सुधारस वारी जाई। या० २

અર્થ—ખોટી આબરૂને વધારે મોટા પ્રમાણમાં મેળવીને એ ઉત્કૃષ્ટ અમૃતરસને નિવારીને (એને ઘેર) ચેતનરાજ જાય છે (તે કુબુદ્ધિને બરાબર ઓળખો છો ? એની અવળચાલ વધારી છે !) (૨)

વિવેચન—ચેતનરાજ અનેક ખાસ માર્ગ મૂકીને એ કુબુદ્ધિને વળગતા જાય છે. તેને ખાસ ઓળખવાની જરૂર છે. એ જેમ જેમ કુબુદ્ધિનો પરિચય વધારતા જાય છે તેમ તેમ તેમની આબરૂ વધારે વધારે ખરાબ થતી જાય છે માણસનું અંતર કેવું છે તે તેની 'શાખ' પરથી માલૂમ પડે છે સજ્જન વ્યાપારીની શાખ એવી હોય કે જગતમાં અને દરિયાપાર પણ એના નામની હૂંડીના નાણાં મળે. એના એક બોલ પર લાખો રૂપિયા મળે અને એના એક બોલ પર બજારમાં વધઘટનો ફેરફાર થઈ જાય. આ સજ્જનનું લક્ષણ છે. પણ જ્ઞાન કહે છે કે ચેતનરાજ તો અત્યારે કુત્સિત શાખ–ખોટી આબરૂ–વધારે ને વધારે મેળવતા જાય છે અને હીણઆબરૂવાળા થઈને પણ ચેતતા નથી. ત્યારે એ શું કરે છે ?

આબરૂ ખરાબ કરવા ઉપરાંત તેઓ પરમ સુધારસ, જે એમના જીવનનું રહસ્ય છે અને જે અતિ મૂલ્યવાન ખજાનો છે તેની પણ દરકાર ન કરતા એ પેલી કુમતી કુબુદ્ધિને ત્યાં જાય છે. સુધારસ જેવી ચીજને લાત મારનાર પોતાની શાખ વધારે ને વધારે બગાડે એમાં નવાઈ નથી. અનંત જ્ઞાનદર્શનો ભંડાર, અનંત શક્તિનો દરિયો, અને અખંડ સ્થિરતાની રમણતારૂપ સુધારસ ચેતનરાજ પાસે છે તેને વારીને ચેતનરાજ પેલી કુબુદ્ધિને ઘેર જાય છે બહાર રખડ્યા કરે છે અને અંદરને ઓળખતા નથી. આ ખરેખર, વિષમ સ્થિતિ છે.

યોગમાં પરમ અનુભવને ઉદ્દેશીને આવી જ વાત કરી છે ત્યાં ત્રીજી ગાથામાં સમતા કહે છે—"કુલટા કુટિલ કુબુદ્ધિ સંગ ખેલકે અપની પત ક્યું હારો. ત્યાં જે પત (આબરૂ)ની વાત કરી છે તેને મળતો જ ભાવ અહીં 'શાખ' કે શાખ શબ્દમાંથી તારવી શકાય છે. જ્યારે ચેતન ઇંદ્રિયના ભોગોમાં આસક્ત થઈ જાય, અને પરભાવમાં પડી જઈ સ્વભાવને

પાઠાંતર—કુચ્છિત-કુત્સિત. સાખ–સાર. પાઈ–પાય. સુધારસ–સિધિરસ. જાઈ–જાય.

શબ્દાર્થ—કુચ્છિત = નીચ, ખરાબ, નિંદ્ય. સાખ = શાખ, આબરૂ. વિશેષ–(નામ) અધિકતા, અતિશયપણું. પાઈ = મેળવીને. વિશેષ = વધારે પાની (મેળવીને), આબરૂ (નામ). સુધારસ = અમૃતરસ. વારી = નિવારી.

વીસરી જાય, ત્યારે એની આબરૂ ખરાબ થઈ જાય અને પછી એ પોતાની પાસે જે ખરો સુધારસ છે તેને લાત મારી સંસારની સરસો ઘરો થાય એટલે આ આખી પરિસ્થિતિનું કારણ એનો કુબુદ્ધિ સાથે લાગેલો રંગ છે એમ સહજ જણાય. આટલા કારણે કુબુદ્ધિ–કુમતિ કેવી છે અને કેવા સ્વભાવની છે એનો હજુ વધારે પરિચય જ્ઞાન કરાવે છે ઉત્તમ સુધારસ વર્ણને ચેતન કુબુદ્ધિને ઘેર જાય છે તેનું કારણ કુબુદ્ધિના વિશેષ પરત્વે ચેતનનું અજ્ઞાન છે કોઈની સામે પરિચય વધારવા પહેલા તેનામાં વિશેષતા શી છે આ માટે તેનો પરિચય યોગ્ય છે અને એના પરિચયથી આપણને યોગ્ય માર્ગે કેટલો લાભ થશે તે વિચારવું ઘટે. અને અહીં તો ચેતનરાજ કુત્સિત શાખની વિશેષતા જાણ્યા છતાં પણ એને ઘેર જાય છે અને પરમ સુધારસને અટકાવીને ત્યાં જાય છે એ તો તેથી પણ વધારે આકરી વાત છે આવી કુમતિની હજુ વધુ ઓળખાણ કરવા જેવી છે[1] (૨)

जी आगु कछु और नाही; गले पडेंगी पलक मांही   या० ३

અર્થ—જીવ ! એમાં કાંઈ વધારે, બીજો કાંઈ માલ-દમ નથી (અથવા હે જીવ ! ગુણ તે આ જ્ઞાન જ છે બીજું કાંઈ પણ હિતકારી નથી એમ જાણો). એ (કુબુદ્ધિ) તો ઊલટી ક્ષણવારમાં ગળે પડશે (અને મરણ વગર ઘર કરી બેસશે). (૩)

વિવેચન—અને હે જીવ ! આથી વધારે એમાં કાંઈ માલ નથી, એની સાથે વાત કરવામાં કે એનો પરિચય વધારવામાં કાંઈ માલ નથી. એ તો એવી વિચિત્ર જાતિ છે કે એનો પરિચય વધારવા જશો તો તેમાં આગળ કાંઈ સારાં વાનાં થવાનાં નથી અને એમાંથી કોઈ કસ નીકળવાનો નથી.[2]

આ કુબુદ્ધિ જાતિ તો એવી વિચિત્ર છે કે એક ક્ષણવારમાં એ તમારી ગળે પડતી આવશે. એ તો જાણે ઘરની બૈરી હોય અને તમારું સારું ઇચ્છતી હોય એવો ઢોંગ કરી તમને

---

પાઠાંતર—જી આગુ કછુ—જીઆ કુન જાનો. ઔર—ઓર.

શબ્દાર્થ—જી = જીવ, હે. આગુ = વધારે. કછુ = કાંઈ પણ. જીઆ = પ્રાણી (સંબોધન). ઔર = બીજો. ગલે પડેંગી = ઉલટા વિરુદ્ધ પ્રાપ્ત થશે, પાછળ પડશે. પલક માંહી = ક્ષણવારમાં.

૧ આ ગાથાનો અર્થ કરવામાં પં. ગંભીરવિજયજીએ જ્ઞાનેચ્છ નોટમાં ભાવ આ પ્રમાણે આપ્યો છે જેની દુનિયામાં શાખ પણ કુત્સિત એટલે નિંદનીય છે એ તેનો વિશેષ જાણ્યા સિવાય. અહીં વિના અપેક્ષાથી મેં આ અર્થ પણ વાસ્તવિક છે પણ ઉપર જે અર્થ કર્યો છે તેમાં વિના ની જરૂર પડતી નથી અને અર્થ કરતી વખતે જ્યાં સુધી શક્ય હોય ત્યાં સુધી અધ્યાહાર ન કરવો એ ધોરણ માન્ય રાખી મેં ઉપરમાં બતાવેલ અર્થ પ્રથમ કર્યો છે. પંન્યાસજીનો સૂચિત અર્થ જરૂર વિચારવા યોગ્ય છે —વિવેચનકાર.

૨. જીઆ કુન જાનો ઔર નાહી એ પાઠ વિચારીએ તો તેનો અર્થ આ પ્રમાણે થાય હે ચેતન ! જીવ ! ગુણ તો આ જ્ઞાન જ છે અને બીજો કોઈ પણ હિતકર નથી, એમ જાણો. આ અર્થ બરાબર છે પણ તેમ કરવામાં પ્રથમ ગાથાથી જ્ઞાન ભાન કરે છે એ નિર્દેશમાં ક્રમભંગ થાય છે એથી મેં મૂળમાં મૂક્યો એ પાઠ સ્વીકાર્યો છે —વિવેચનકાર.

યાદ આપી છે. એમાં જે પત ની વાત કરી છે તેને આ પદમાં આવેલ સાખ કે શાખ સાથે શો સંબંધ છે તેનો મેળ મેળવવા જેવું છે. એમાં ચેતનને પોતાની આબરૂ જવાની ટકોર કરવામાં આવી છે. આમાં કુબુદ્ધિની આબરૂ ખરાબ છે તે વાત પર ધ્યાન ખેંચવામાં આવ્યું છે.

આ તો કુબુદ્ધિના સંબંધમાં ઉલ્લેખ થયો. કુમતિના ઉલ્લેખો તો અનેક પદમાં આવી ગયા છે. એ કુમતિ અને કુબુદ્ધિમાં કાંઈ ફેર નથી. કુમતિ મતિઅજ્ઞાનનો વિષય છે અને એનો સાકાર ઉપયોગ થાય ત્યારે શ્રુતઅજ્ઞાનરૂપે કુબુદ્ધિ પોતાનો પાઠ ભજવે છે. વસ્તુત: બન્નેનું મૂળ જ્ઞાનના આવરણમાં છે. બન્ને અજ્ઞાનમાં ભટકે છે, સદ્‌જ્ઞાનથી વંચિત હોય છે અને પ્રાણીને ખોટા માર્ગે દોરી જાય છે. આટલું છતાં ચેતનરાજ એનામાં રીઝે છે અને એ જ પોતા પર પ્રેમ રાખનાર ખરી પત્ની છે એમ માની એના તરફ લલચાયા જાય છે અને એની અસર તળે ઘસડાયા કરે છે. આ સ્થિતિનો અંત આવે તો જ ચેતન રસ્તે આવે અને તેટલા માટે કુબુદ્ધિ ખરેખર કોણ છે તેને ઓળખવાની જરૂર હોઈ આ પદમાં તે માટે કેટલાક તેના પરિચયો આપ્યા છે. (૭૪)

## પદ પંચોતેરમું

ભૂમિકા—વસંત રાગનો લય ચાલુ છે. એ મસ્ત રાગમાં કુબુદ્ધિ અને કુમતિ કોણ છે, એના પરિચયથી આબરૂ અને સુધારસપ્રાપ્તિમાં ચેતનરાજને કેટલું નુકસાન થયું છે તે સદ્‌જ્ઞાને સમજાવ્યું. પણ એ તો આખો વખત કુમતિના સંગમાં એટલો રસગૃદ્ધ થઈ ગયેલ છે કે એ પોતાની ઘરની પત્નીને સંભારતો પણ નથી. અને ચેતનાની દશા તો એવી ને એવી ચાલ્યા કરે છે. ચેતના તો અત્યારે સર્વ પ્રકારે હેરાન-પરેશાન થઈ ગયેલી છે. પતિના દર્શન કે મેળાપનો લાભ પણ મેળવી શકતી નથી અને સદ્‌જ્ઞાન જેવા સંબંધી સાચો માર્ગ બતાવે તે તરફ પણ ઉપેક્ષા થતી જુએ એટલે એને પારાવાર ખેદ થાય તે સ્વાભાવિક છે. આવી અતિ નિરાશાજનક પરિસ્થિતિમાં પણ એ પતિ તરફ અવગણના રાખવી નથી, અને કોઈ પણ રીતે પતિદેવ ઘેર આવે અને કુસંગનો સંગ છોડે તે માટે સુવિહિત પ્રયત્નો ચાલુ રાખે છે.

ચેતનાને વિવેક-મિત્રની શક્તિ, સમજ અને આવડત માટે ઘણું માન છે. વિરહ-દુઃખમાં દિલાસો આપનાર, સાચા માર્ગની દોરવણી કરનાર અને આશાવાદથી ભરેલા આ વિવેકે સોળમા પદમાં વાત વાતમાં કહ્યું હતું કે આનંદઘન ભગવાન તારી સેજડી પર આવશે અને રંગરોળ કરી નાખશે.[1] આ હકીકત એના ધ્યાનમાં હતી અને અત્યારે સદ્‌જ્ઞાને સાચા માર્ગની દિશા આગલા પદમાં બતાવી, પણ ચેતનજીએ એ વાત પર ધ્યાન પણ

૧ શ્રી આનંદઘનજીનાં પદો, ભાગ ૧, પદ ૧૬ પૃ. ૨૨૮

ન આપ્યું આવા પ્રસંગે ચેતના હવે વિવેક તરફ પોતાનું ધ્યાન ચલાવે છે અને વિવેક મિત્ર વચ્ચે પડીને ચેતનને સમજાવે એમ ઇચ્છે છે સદ્‌જ્ઞાન જેવા સાચો માર્ગ બતાવનાર અત્યારે ચેતનદેવ પાસે ફાવ્યા નથી એ હકીકત ચેતના જાણતી હતી એથી વિવેકમિત્રનો સખા તરીકે ઉપયોગ કરી લેવા ઇચ્છે છે આ વિવેકમિત્રને સારી રીતે ઓળખવાની જરૂર છે.

સંક્ષેપમાં વિચાર કરીએ તો, સાચા-જોગનો તફાવત બતાવનાર, લાંબી નજરે લાભાલાભની સાચી તુલના કરાવનાર અને અનેક દૃષ્ટિબિન્દુને ધ્યાનમાં રાખી તેનો સમન્વય કરનાર વિશિષ્ટ આંતર તત્ત્વને વિવેક કહેવામાં આવે છે વિવેકનું સ્થાન બહુ ઉચ્ચ છે, પણ એ સદ્‌જ્ઞાન પૂર્વકની વિવેચક શક્તિ વગર આવતો નથી એ ધ્યાનમાં રહે. એ આંખના પડળ ઉઘાડી નાખે છે સાચી ગણતરી સંપડાવે છે સાવ તુલનાનો યોગ કરાવી આપે છે અને ઉત્પાટ, ઉન્માદ કે સહચારીપણાને દૂર રાખે છે. એને ચિત્રકારો પર્વતનું સ્થાન આપે છે અને ઉચ્ચ અવલોકના કરવાનો અને નિર્ણય પહેલા ચારે બાજુ તપાસવાનો અધિકાર આપે છે આવો વિવેક સલાહકાર તરીકે હોય તો તેથી લાભ જરૂર થાય.

દેવી ચેતના મિત્ર વિવેક પાસે મન ખોલીને વાત કરે છે એ વાત કરવામાં એને પોતાના ઘરના છિદ્ર ખોલવાની મુશ્કેલ નથી એ તો પતિપ્રાણા વિનમ્ર દેવી છે એ વિના કારણ ઘરની વાત બીજા પાસે કરે નહિ, પણ અમુક સંયોગોમાં જો સમજુ હિતેચ્છુની પાસે વાત ન કરવામાં આવે તો મુંઝાની વાત મારી જાય છે અને મૂંઝવણનો કોઈનો કોઈ રીતે નિકાલ આવતો નથી. આ સંયોગોમાં ચેતના પોતાની સ્થિતિનું વિવેક પાસે વર્ણન કરે છે. આગળ જોવામાં આવશે કે આ વાત કરતા કરતા પણ એનામાં નિરાશા અને અશક્તિ બન્ને દેખાઈ આવે છે આખા પદમાં માનસવિદ્યાના અભ્યાસનો પરચો દેખાઈ આવે છે તે આગળ જતા સ્પષ્ટ થશે.

प्यारे लालन बिन मेरा कुन हवाल ?
समजे न घटकी निठुर लाल. प्यारे० १

અર્થ—( ચેતના મિત્ર વિવેક પાસે વદે છે —) મારા પ્રિય વહાલા વગર મારા કેવા કેવા હાલ થયા છે અને થશે ! પણ મારો વહાલો અત્યારે તો તદ્દન કઠોર થઈ બેઠો છે તેથી તે મારી અંતરની પીડા સમજતો પણ નથી. (૧)

વિવેચન—વિશુદ્ધ ચેતના મિત્ર પાસે કહે છે કે ભાઈ ! મને લાડ લડાવનાર મારા વહાલા વગર મારા કેવા હાલહવાલ થઈ રહ્યા છે તે તું સાંભળ ! સ્ત્રીને તો પતિ એ સર્વસ્વ છે પતિ વગર એના શણગાર કે અલંકાર દૂર પડી જાય છે એને નિસાસાનો આશ્રય

---

પાઠાંતર—પ્યારે-પ્યારી રે બે હવાલ-હાલ. ન-નહી.

શબ્દાર્થ—પ્યારે = વહાલા. લાલન = પ્રિય, વહાલા. બિન = વગર. હવાલ = અવસ્થા, હાલત, દશા. ઘટકી = અંતરની, મનની. નિઠુર = કઠોર પરિણામી. લાલ = વહાલા, પ્યારા.–

કદી પ્રાપ્ત થતી નથી. મનડું જ્યાં ત્યાં ભટક્યા કરે છે એનામાં સ્થિરતા આવતી નથી, એનો ધીર પવનો ગુણ વિકાસ પામતો નથી અને એ બહારના બહાર ફર્યા જ કરે છે અને ચિત્તની સમાધિ આવી શકતી નથી એટલે પતિદેવનો અને અમારો મેળાપ થતો નથી અને મારે મારા પતિદેવને માટે નિષ્ઠુર જેવું આકરું વિશેષણ વાપરવું પડે છે

પરિણતિની ચળવળતા મટાડી દેવી એ યોગની પ્રાથમિક ભૂમિકા છે જ્યાં સુધી ચળવળતા હોય છે ત્યાં સુધી એકાગ્રતા થતી નથી અને એકાગ્રતા થાય નહિ ત્યાં સુધી ચિત્ત કબજે આવતું નથી. અને મન પર અંકુશ વગર ધ્યાન થતું નથી અને ધ્યાન વગર ચિત્તની સમાધિ થતી નથી અને સમાધિ વગર ચેતનરાજ સાથે સીધો વ્યવહાર થતો નથી, એટલા માટે મન ચળવળતા મટાડવી અને છેવટે સમાધિ કરવી એ યોગના બે છેડા છે એક પ્રાથમિક છે બીજો અંતિમ છે. અને એ ન થાય ત્યાં સુધી ચેતન પોતાને ઘેર આવે નહિ અને ચેતન ઘેર આવે નહિ ત્યાં સુધી શુદ્ધ ચેતનાનો વિરહ ભાંગે નહિ. પરિણામની ચળવળતા એ લય છે અને પ્રાથમિક ભૂમિકામાં અલય સ્થિતિ કરવાની છે એની વાત આનંદઘનજીએ સંભવનાથ પ્રભુના સ્તવનમાં બરાબર કહી છે અને મનડાને મનાવવાની વાત શ્રી કુંથુનાથ ભગવાનના સ્તવનમાં પણ વિસ્તારથી જણાવી છે.

ચેતના જણાવે છે કે અમારાથી તો આધિ–માનસિક વ્યાધિ–જતી નથી, મન ચળવળતા મટતી નથી અને સમાધિ થતી નથી, માટે તું (વિવેક) બને તે કર અને મારા ધીર વાલમનો અને મારો મેળાપ થાય એમ કરી આપ.[1] (૪)

आप विवेक विचार कीन;
'आनंदघन' कीने अधीन प्यार ५

અર્થ—(એ સાંભળીને) વિવેક ચેતન પાસે ગયા, તેની સાથે વિચાર કર્યો અને આનંદઘન ચેતનને (વિવેક) ચેતનાને આધીન કરી આપ્યા. (ચેતને વિવેકના વિચાર માન્યા અને એ આનંદઘન રૂપે આવ્યા.) (૫)

વિવેચન—આટલી શુદ્ધ ચેતનાની વાત સાંભળીને મિત્ર વિવેક ચેતન પાસે ગયો, તેની સાથે વિચાર કર્યો અને અંતે શુદ્ધ ચેતનાએ કહ્યું હતું તેવા પ્રયોગો કરી આનંદઘનને ઘેર લઈ આવ્યો અને તેને ચેતનાને આધીન એવા બનાવી દીધા કે એ પેલી કુબુદ્ધિ–કુમતિ

---

પાઠાંતર—વિવેક–વિવેક. આનંદઘન–આન આનંદઘન. અધીન–આધીન.
શબ્દાર્થ—કીન=કર્યો. કીને=કર્યો. અધીન=સ્વાધીન, કબજે

---

૧ આખરે કહે—આ શબ્દોનો અર્થ ૫ મહીપવિજયજી લેખક કરે. એમ જણાવે છે એટલે દેવ-દેવીની આરાધના કરી, પણ આધિ ન ગઈ ચિત્તની ઉપાધિ મટી નહિ આ અર્થ વિચારવા યોગ્ય છે પણ શુદ્ધ ચેતના દેવ-દેવીઓમાં માને-મનાવે એવા કરતાં ઉપર મુજબ કર્યો છે તે અર્થ વધારે બંધબેસતો લાગે છે શુદ્ધ વાંચો બન્ને અર્થ વિચારવા. —વિવેચનકાર

અને બીજી અનેક વેશ્યા-કુલટાઓ ચેતનને વળગી પડી હતી તેને એ ભૂલી ગયા અને પોતે ચેતનાને વશ થઈ ગયા.

વાતનો સાર એ છે કે શુદ્ધ ચેતના પ્રકટ કરવા માટે આનંદઘન સ્વરૂપની પ્રાપ્તિ કરવી પડે છે તે પ્રાપ્તિ માટે વિવેકપૂર્વક વિચાર કરવો પડે છે વિવેક જે વિચારો જણાવે તેનો અમલ કરવો પડે છે અને એમ કરવાથી આધિ અને ગ ચગળતા મટી જતા સમાધિ થાય છે અને ચેતનદેવ આનંદઘન સ્વરૂપે ચેતનાને આધીન થઈ જાય છે અને એનામાં અત્યાર સુધી જે નિષ્ઠુરતા હતી તે દૂર થઈ જતાં એ ચેતનાના ઘરની-અંતરની વાત સમજે છે, તે વાતનો અને પોતાનો અભેદ વિચારે છે અને પોતાનું સાચું અનંત સુખ ત્યાં જ છે એ વાતનો એને નિર્ણય થતા એની પરિણતિની ગ ચળતા દૂર થઈ જાય છે અને એ આનંદઘન સ્વરૂપ થતા ચેતના સાથે એકાકાર (અભીન) થઈ છે

ચેતનરાજ વિવેકે બતાવેલા વિચારો માન્ય કરે, અને તે પ્રમાણે વર્તે, ત્યારે એ આનંદસ્વરૂપ થઈ જાય, આનંદમય થઈ જાય અને ચેતના સાથે એકાકાર અનુભવી તેને વશ બની જાય; એનામા જે આધિ અને ચ ચળતા હતા તે દૂર થઈ જાય; એ એકાકાર થઈ જાય અને સ્થિરતા, શાંતિ અને ચિત્તની સમતાને પરિણામે એનામાં જે રખડપાટા કરાવે તેવા સ્થૂળ વિલાસના ભાવો હતા તે દૂર થઈ જાય અને સમાધિને પરિણામે સાચા સુખને ઓળખી એ ઘેર આવી જાય. (૫)

ઉપસ હાર—આ પદમા વિવેકનું સ્થાન ખાસ વિચારવા યોગ્ય છે એ જરૂરને વખતે શુદ્ધ ચેતનાને જે સહાય કરે છે તે ખાસ નોંધવા યોગ્ય છે. એના ઉપર ચેતના જે વિશ્વાસ મૂકે છે તેનું રહસ્ય ધ્યાનમા રાખવા યોગ્ય છે અને તે પ્રમાણે જીવનક્રમ ગોઠવવા યોગ્ય છે પ્રાણી બહુધા સ્થૂળ સુખમા રાચી જાય છે તાત્કાલિક બહુ ટૂંકી નજર રાખે છે અને એવા સુખને અંતે શું થશે અને એ સુખ કેટલું ટકશે, તેનો વિચાર કરતો નથી. વિવેક આવે વખતે સાચુ ભાન કરાવે છે. એ સ્થાયી અને ક્ષણિક સુખનો તફાવત સમજાવે છે એ અંતિમ પરમાર્થ કયા છે અને કઈ રીતે પ્રાપ્ય છે તેની ફોડ પાડી આપે છે અને કયા માર્ગે સાચી પ્રગતિ થઈ શકે છે તેની વિગત પૂરી પાડે છે આ હકીકતને સ્પષ્ટ આકારમા બતાવવા શ્રી સિદ્ધર્ષિ મહારાજે વિવેકગિરિની સુન્દર કલ્પના કરી તેનું સ્થાન સાત્ત્વિક માનસપુરની બરાબર સામે આપ્યુ છે અને એ પર્વતની પ્રભાવશીલતા બતાવી એનું વર્ણન કરતા જણાવે છે કે —

" ભવચક્રમા રહેનાર પ્રાણીઓ જ્યા સુધી આ વિવેકમહાગિરિને જોતા નથી, ત્યા સુધી જ તેઓ અનેક પ્રકારના દુઃખોમા સબડતાં હોય છે એવું એક વખત તેઓને આ વિવેક પર્વતનું દર્શન થાય છે કે તુરત જ ત્યાર પછી તેઓની બુદ્ધિ ભવચક્ર તરફ થતી જ નથી, ભવચક્ર ઉપર તેમને પ્રેમ પણ રહેતો નથી અને ભવચક્ર તરફ આકર્ષણ પણ થતું નથી.

એ વિવેકગિરિશિખરનું પરિણામ ઉપર એ થાય છે કે તેઓ લવણકને છોડી ઠઈને વિવેકપર્વત ઉપર ચઢી જાય છે અને સર્વ પ્રકારના દુઃખોથી રહિત થઈ અલૌકિક આનંદના ભોગવનારા થાય છે. સંપૂર્ણ આનંદ હમેશને માટે પ્રાપ્ત કરવાનો માર્ગ આ વિવેકપર્વત પર ચઢવા પછી તેઓને દેખાય છે એમ થવાનું કારણ એ છે કે તેઓ વિવેકપર્વત ઉપર ચઢે એટલે ત્યાંથી તેઓ આખા ભવચક્રનગરને પોતાની હથેળીમાં રહેલા આમળાની માફક જોઈ શકે છે"[1]

આ વિવેકગિરિ ઉપરથી આખા ભવચક્રની અવલોકના કેટલી વિશાળ, સ્પષ્ટ અને અસરકારક તથા વૈવિધ્યથી ભરપૂર થાય છે તે માટે સદર ગ્રંથના ચોથા પ્રસ્તાવમાં રજુ પ્રકરણ આપ્યું છે (પૃ ૯૧૮–૯૮૪). એનો વિચાર કરતા આ વિવેકની મહત્તા ખ્યાલમાં આવે છે અને વિમર્શાલોક નામના યોગાંજનથી એનો અહીં સાક્ષાત્કાર કરી શકાય છે એ વાત આવે ત્યારે વિશિષ્ટ જ્ઞાનનો ચમત્કાર પ્રત્યક્ષ થાય છે[2]

આવા પ્રકારની, સાચા અને ખોટાની વચ્ચેના તફાવતને ઓળખવાની આવડત એ વિવેક છે. એ સમ્યગ્જ્ઞાનને પરિણામે પ્રાપ્ત થાય છે એ અંતરનો વિષય છે અને એ મળે ત્યારે આખા જગતનો કોયડો ઉકલી જાય છે એનું સાચું સ્થાન સમજાય છે, એ થાય ત્યારે કેવી મોજ આવે છે અને એ ન હોય ત્યાં સુધી કેવી અસ્થિરતા અને ચંચળતા બાહ્ય રહે છે એ વાત આ પદમાં કરી છે એ ખૂબ વિચારવા યોગ્ય છે વિવેકપર્વત પરથી આખી અવલોકના કેવી થાય છે શું શું દેખાય છે દેખતાં જરી કેવા વિચારો આવે છે એને પરિણામે કેવા સાચા નિર્ણયો થાય છે—તેનો બરાબર ખ્યાલ કરવામાં આવે તો વિવેકમિત્રની હરમિયાનગીરીથી વિચાર દ્વારા આનંદઘન શુદ્ધ ચેતનાને બરાબર આધીન થઈ જાય એમાં જરા પણ શક રહે તેવું રહેતું નથી, કારણ કે વિવેક આવતા મનની ચંચળતા અને માનસિક અવ્યવસ્થા દૂર થઈ જાય છે અને ગાડું એક વાર ચીલામાંથી નીકળી રસ્તે ચઢી જાય એટલે આનંદસ્વરૂપ પ્રાપ્ત કરતા કે પ્રગટ કરતા વખત લાગતો નથી.

આવા પ્રકારની પરિસ્થિતિ નિષ્પન્ન કરવા માટે વિવેકની બહુ જરૂર છે. વિવેક વિચારને આધીન છે વિચાર સદ્જ્ઞાનને આધીન છે અને આવરણ ખસેડી દેવામાં આવે કે ખસી જાય તો સદ્જ્ઞાન પોતાના ઘરનો વિષય છે અતિ અગત્યનો વિષય છે અને પ્રયત્નથી સુપ્રાપ્ય છે આ સર્વ વાતને જણાવનાર વિવેકમિત્રની સલાહ, સૂચના અને દોરવણી ચેતના માટે બહુ ઉપયોગી ખાસ જરૂરી અને મહાન લાભકારી છે. અને ચેતના માટે શુદ્ધ ચેતનાએ તેની યોગ્ય રીતે યોગ્ય શબ્દોમાં અને યથોચિત સમયે માગણી આ પદમાં કરી છે અને એ માગણીનો પાકો–મજબૂત પ્રારંભિક રોપી પ્રકાશ્યો છે (૭૫)

---

૧ ઉપમિતિભવપ્રપંચા કથા –ભાષાંતર, પ્ર ૪ પ્ર ૩૩ પૃ ૧ ૮૭

૨ ઉપમિતિભવપ્રપંચા કથા –ભાષાંતર, પ્ર ૪ પ્ર ૩૮ પૃ ૧૧ ૭

# પદ છત્રીસમું

ભૂમિકા—આ વિભાગમાં 'વસંત' રાગના છ પદ આવ્યાં: ૫૮ ૬૪, ૭ ૭૪ ૭૫, ૭૬ છેલ્લા ત્રણ પદો પૈકી આ છેલ્લું પદ છે. વસંત રાગમાં અદ્ભુત શાંતિ અને વાતાવરણમાં અપૂર્વ સૌરભ રહે છે એ રાગનો પુરુષાકાર (Personification) લેતાં એનું આરોપણ અને એની વિશિષ્ટતા હૃદયંગમ થાય તેવાં છે આ રાગમાં હજુ એક પદ (૧૦૭) આવનાર છે તે લગભગ છેલ્લું કોઈ કળશરૂપ છે

એકત્રીશમું પદ શ્રીરાગમાં આઈ બતાવ્યું ત્યારે ત્યાં માયા–મમતાનો પરિવાર કેવો છે અને અહીં શુદ્ધ ચેતનાનો પરિવાર કેવો છે તેનું સામસામું વર્ણન કરી ભારે કમાલ કરી હતી. ત્યાં કામ, કપટ, મદ, મોહ, માન અને અહીં અનુભવ–અમૃતનું પાન બતાવ્યું હતું, અને એ આખી વાત સમતાની સામે મૂકી હતી. ત્યાં જે વિચાર શ્રીરાગમાં બતાવ્યો હતો તેને મળતો વિચાર અત્ર વસંત રાગમાં બતાવ્યો છે અહીં તો શુદ્ધ ચેતના પોતે જ પતિ પાસે સરખામણી અને મુકાબલા કરી વસ્તુગતે શી સ્થિતિ છે તેનો ખ્યાલ આપે છે અને તે રીત ચેતनજીને પોતાને ઘેર પધારવા પ્રેરણા કરે છે

આ જાતની સરખામણીની માનસિક અસર બહુ વ્યાપક બને છે ઘણી વખત પ્રાણી પોતાની ધૂનમાં ચાલ્યો જાય છે પણ પોતે ક્યાં જાય છે ત્યાં કોણ ધકેલીને લઈ જાય છે ત્યાં જવાની પ્રેરણા કોણ કરે છે ત્યાં કેવા કેવા વિભાગો પડેલા છે—તેનો તે વિચાર કરતો નથી. પણ જો એક વખત ત્યાં શું છે અને અહીં શું છે એ વાત સામસામી મૂકી પ્રદર્શન આકારે તેને બતાવી હોય તો, સંભવ છે કે એ ઠેકાણે ઘેર આવી જાય અથવા ભોગ પર વધારે આકર્ષણ રાખતો અટકી જાય. જ્યાં સુધી પ્રાણી વ્યવહારમાં લીન થઈ આગળપાછળનો વિચાર કરતો નથી, અંત્ય પરિણામ કે રખડપાટીનાં કારણોનું પૃથક્કરણ કરતો નથી, ત્યાં સુધી એની સર્વ પ્રવૃત્તિમાં સાધ્યસામીપ્ય થતું નથી અને અવ્યવસ્થિત ધોરણને પરિણામે એ કુટાયા–વલખાયા કરે છે. એટલે એની સમક્ષ શબ્દચિત્ર રજૂ કરવાની રીતિ ખૂબ જરૂરી માનવામાં આવી છે. તેટલા માટે ચેતના આ પદમાં અહીં (એટલે પોતાને ઘેર, પોતાની પાસે) શું છે અને તહીં (એટલે મમતા–માયા–કુમતિને ઘેર, તેમની પાસે) શું છે તેની કેટલીક સુંદર ચિત્રો અહીં રજૂ કરે છે એ ચિત્રો બતાવવાનો આશય ચેતન દેવને પોતાની ખરી પરિસ્થિતિનું ભાન કરાવવાનો છે અને તે દ્વારા તેના વિચાર–વાતાવરણની શુદ્ધિ કરી તેને યોગ્ય પસંદગી કરવા માટેના સાધનો પૂરા પાડવાનો છે

બે સ્ત્રીઓનો એક પતિ હોય ત્યારે તેને પોતાને મંદિરે બોલાવવા શોક્યો જે જાતના કારસ્તાનો કરે છે તેમાંનું આમાં કાંઈ નથી. અહીં તો સાફ સાફ શબ્દોમાં, ત્યાં શું છે અને અહીં શું છે એની ઉઘાડી વાત કરી છે પણ એના હાર્દમાં એટલી ઊંડી વાતો, અને

બતાવીને-પશ્ચાત તરફ નિર્દેશ કરીને ) ત્યા એક તલના ફોતરા જેટલી-લગાર માત્ર-પણ સારાવાટ-ક્લેશ નથી. ( ૧ )

વિવેચન—શુદ્ધ ચેતના પોતાના પતિદેવને નમ્ર ભાવે કહે છે મારા પ્રાણ ! મારા જીવજીવન ! આપ મારે માટે ગમે તે વિચારતા હો, પણ મારે તો તમારો આધાર છે, તમારા પર મારી જીવાદોરી છે અને તમારી ઉપર મારી સર્વ ગણતરી છે એ ( ચેતના ) કહે છે કે મારા દેવ ! તમે જેને ઘેર જાઓ છો અને જેને પોતાની માની બેઠા છો, એ કુમતિ કે માયા-મમતામા કોઈ જાતનો લાભ નહિ થાય, એમા કાંઈ સારાવાટ નથી સારાવાટ નથી એટલુ જ નહિ પણ એ વાતમા એક તલના ફોતરા જેટલી પણ બરકત નથી. તમારા જેવા ( સત્યાગતે ) મહાન પુરુષને એની સામે જવુ કે એનો પરિચય કરવો એ શોભતી વાત નથી ( ૧ )

જુઓ, અહીં મારે મંદિરે કેવી કેવી ચીજો છે અને તમે જ્યા જઈ રહ્યા છો તેને મંદિરે શુ છે તે હુ સંક્ષેપમા તમારી સમક્ષ રજૂ કરવાનું —

उनसें न मांगु दिन नांहि एक,
इत पकरि लाल छ-'री' करि विवेक. प्यारे० २

અર્થ—એની પાસેથી એક દિવસ માટે પણ તમારી માગણી કરુ નહિ. અને મારા લાલ ! અહીં તો વિવેક કરીને છ–રી પકડી લેવાની છે ( ૨ )

વિવેચન—જે પાઠ મળ્યો છે તેનો અર્થ કરતા એમ ભાવ બેસે છે કે એની ( કુમતિની ) પાસેથી એક દિવસ માટે પણ તમારી માગણી કરુ નહિ. પન્યાસજી એનો અર્થ લખાવે છે કે જે વિભાવદશાવાળા છે તેની પાસેથી મે તમને ( ન ? ) માગ્યા હોય તેવો એક દિવસ નથી, એટલે સર્વ દિવસ માગણી કરી છે

આ બન્ને અર્થમા બીજા પાદમા આવેલ છ–રી સાથે કાંઈ મેળ ખાતો નથી. અર્થ તો સુગમ છે માગણી ન કરવાની વાત કરે તે ચેતનાનુ સ્વમાન સૂચન કરે છે. એ તુચ્છ હલકી, કુલટા જેવી માયા-મમતા પાસે પતિની માગણી કરવા ચેતના જાય તેમા એનુ સ્વમાન ઘવાય છે આ એક દૃષ્ટિ થઈ અથવા તમારા જેવા મહાન પતિ માટે ગમે તેવી હલકી સ્ત્રી પાસે હુ માગણી ન કરતી હોઉં એવો એક પણ દિવસ નથી. આ દૃષ્ટિએ

---

પાઠાંતર—પ્રથમ પાદ–ઉનસે ન મંગો દિન ના દિન એક ( આનો અર્થ બેસે નથી. પણ અન્ય પાઠ મેળવી સાચો અસલ પાઠ શોધવાની આવશ્યકતા સ્પષ્ટ થાય છે ) કરિ-પરે.

શબ્દાર્થ—ઉનસે = એની પાસેથી ઇત = અહીં ( બતાવીને ) લાલ = પ્યારા પતિ ( સંબોધન ) છ–રી = છ રીઓ–જેને છ રી–કાર આવે તે—(૧) એકલઆહારી. (૨) પરસ્ત્રીત્યાગી ( પર = પુરુષ ) સ્ત્રી ) (૩) બ્રહ્મચારી. (૪) પાદચારી (૫) આવશ્યક દોહનારી (૬) સચિત્તપરિહારી. ( વિશેષ માટે વિવેચન જુઓ )

ચેતનાની વિશાળતા, નમ્રતા, દીનતા અને પતિપ્રેમમગ્નતા વ્યક્ત થાય છે આવો અર્થ બેસે છે પણ એનો બીજા ચરણ સાથે મેળ થતો નથી. જે સરખામણી પ્રથમ ચરણ અને બીજા ચરણ વચ્ચે મુકાબલા દ્વારા આ પદમાં સર્વ વ્યાપી છે તેનો અત્ર પ્રક્રમભંગ થાય છે. મને લાગે છે કે આ બીજી ગાથાનો પ્રથમ વિભાગ તદ્દન જુદો છે પ્રતમાંથી મળેલ પાઠાંતરનો ભાવ મને બેસતો નથી. આ હકીકત અર્થરહસ્યવિચારણા અને શુદ્ધ પાઠાંતરની અપેક્ષા રાખે છે.[1]

હવે આ ગાથાના બીજા ચરણની વિચારણા કરીએ :—

બીજી પંક્તિ માટે અર્થ ઉપર કર્યો છે તે જ શક્ય છે પણ તેમાં પણ વિશેષ વિચારણાની જરૂર જણાય છે. અહીં તો વિવેક કરીને છ-રી પકડી લેવાની છે— એટલે શુદ્ધ ચેતનામાં તો વિવેકપૂર્વક છ-રી હાથ કરી લેવાની છે પ્રથમ આ છ-'રી શું છે તે વિચારી જઈએ :—

આ જૈન પારિભાષિક શબ્દ છે સમુદાયમાં જૈનો યાત્રાએ જાય ત્યારે આ છ-રી પાળે છે એટલે બાર તપના પ્રકારમાંથી છ વર્તનો એવા પ્રકારના કરે છે એની પાછળ છેલ્લો અક્ષર 'રી' કારમાં આવે. આ અનુપ્રાસના શબ્દો છે અને 'રી' એ છેલ્લો અક્ષર છે. અસલ જ્યારે રેલવે વ્યવહાર નહોતો અને લોકો સંઘસમૂહમાં શત્રુંજય આદિ મહાતીર્થની યાત્રા કરવા જતા માટે દિવસો ગાળતા ત્યારે ઘેરથી નીકળે ત્યારથી આ છ-રી પાળતા હતા એટલે છ નિયમો સ્વીકારી ધીમે ધીમે આગળ વધતા હતા. તે આ પ્રમાણે —

(૧) ભોંયસંથારી—એટલે પોતાનું ઘર છોડે અને તીર્થે પહોંચે ત્યાં સુધી જમીન પર સૂવે, ખાટલો, પલંગ તળાઈ કે બીજી કોઈ વસ્તુ ઉપર ન સૂવે, માત્ર ઊનનું સંથારિયું વાપરે.

(૨) નારીસંગનિવારી—પરણેલ હોય તો પોતાની પત્ની સાથે પણ સંયોગ ન કરે. કુંવારા કે વિધુર હોય તે બ્રહ્મચર્ય પાળે, અને તે પ્રમાણે સ્ત્રી સર્વ પ્રકારે પુરુષ સંગનો ત્યાગ કરે.

(૩) એકલઆહારી—આખા દિવસમાં માત્ર એક વખત આહાર કરે. એમાં [illegible] આ અને આખો દિવસ મોઢું ચાલ્યા કરે એ વાત ન હોય. સંઘયાત્રામાં રાત્રિભોજનનો તો સવાલ જ ન હોય.

---

૧ પાઠાંતરે- ઉત્તમ ન ગમે મિનતા કિન મો. પાઠનો અર્થ પણ બેસતો નથી. પ્રયત્ન કરતાં સુજ્ઞજન રૂપે આમ અર્થ થાય 'મિ' (મમતા-માયા) થી કાંઈ ઉત્તમ (ગમે) ન થાય અને એનાથી મોક્ષ કિન પણ ન થાય આમ સૂચિત અર્થ કરતાં પણ છ-રી સાથે મુકાબલો થતો નથી. એટલે અહીં અત્યાર તો પાઠ છે તેની સ્થિતિ તપાસની આવશ્યકતા રહે છે જ આ અર્થ પણ મેં પ્રયત્ન કરી બેસાડ્યો છે પણ મને એથી સંતોષ થયો નથી. તપાસ ચાલુ રહેશે. વિચારક વાચકની સૂચનાની અપેક્ષા છે.
—વિવેચનકાર

દેખાવને વધારે સ્થાન હોય છે અને માન એટલે અભિમાન, જાત પોતાના ધનનો, રૂપનો, પ્રભુતાનો—એમ અનેક પ્રકારના મદ થાય છે. ઋદ્ધિગારવ, રસગારવ અને શાતાગારવનો સમાવેશ પણ એમાં થાય છે આવા ઠગ—લપટા (કુળ) જેવા હલકા કુટુંબીઓ ત્યાં છે એટલે માયા—મમતાને ઘેર તમે જાઓ છો તેના કુટુંબીઓ આવા—ઠગતા, માયા અને માન જેવા—છે. જે જેવા હોય તેને તેવા મળે છે અને મારા દેવ! મારા કુટુંબીઓ તો ઋજુતા અને કોમળતા જેવા છે એની સાથે સહવાસ કરતા પોતાની ઉન્નતિ અને વિકાસ થાય છે સારા ખાનદાન કુટુંબ સાથે વ્યવહાર કરવો એ પૂર્વકાળની આર્ય સંસ્કૃતિ છે. બાહ્ય દેખાવ, રૂપ કે ધાધલ કોઈ પ્રેમમાં પડી જવાનાં પરિણામો બહુ ખરાબ આવે છે અને માણસને નાશને પંથે દોરી જાય છે ત્યારે સારા સંસ્કારી સગાઓ જરૂર વખતે સારી—સાચી સલાહ આપે છે અને અવસરે આત્માને પોતાની દીસિનવ હાજરીથી શોભતું પવિત્ર કરી વધારે ઉજ્જ્વળ બનાવે છે. આવું મારું કુટુંબ છે (૩)

उत आसा त्रिसना लोभ कोह;
इत शांत दांत संतोष सोह प्यारे० ४

**અર્થ**—ત્યાં આશા, તૃષ્ણા (લાલચ) લોભ અને ક્રોધ છે અહીં શાંતિ, દમન અને સંતોષ શોભા આપે છે (૪)

**વિવેચન**—ત્યાં કેવા કેવા આવો છો તે પણ જુઓ. ત્યાં એક તો આશા દેવી છે એનો છેડો જ નથી, એ આગળ ને આગળ વધતી જ જાય છે ત્યાં તૃષ્ણા દાસી છે. એ આશાના જ વસ્ની છે પણ એ વધારે ઊંડી અતિ ભયંકર અને લાલચની લપ વાળી કોઈ પ્રાણી પામે ત્યારે ઉન્માદ કરાવે છે એ લોભના વસ્ની કોઈ પ્રાણીને અધ્ધર લટકાવે છે દેશવિદેશ રખડાવે છે નીચની સેવા કરાવે છે અને રાજા કે અમલદારની ખુશામત કરાવે છે અને વળી, ત્યાં લોભ નામનો આકરો દૈત્ય છે એ તૃષ્ણાની જેમ કદી ધરાતો નથી અને ઉત્તરોત્તર વધતો જ જાય છે આકાશનું માપ આવી શકે તો જ એ લોભના માપની શક્યતા છે ક્રોધ હળાહળ ઝેર છે મહા કઠોર વિકાર છે પોતાના ઘરને બાળી મૂકનાર છે નરકનું દ્વાર છે અને સંયમનો ઘાત કરનાર છે આવી રીતે ત્યાં માયા મમતાને ઘેર કષાયો છે મહાપાપી વિકારો છે અંતરના ષડ્રિપુઓ છે અને પ્રાણીને સંસારમાં રખડાવનાર ઘર કરી બેઠેલા મહાઆકરા, ભયંકર, નીચે પાડનાર અંતરંગ દુશ્મનો છે

---

પાઠાંતર—ત્રિસના—તૃષ્ણા કોહ—ક્રોધ શાંત—શત દાંત—દાંતિ સોહ—પોહ

શબ્દાર્થ—ત્રિસના=તૃષ્ણા લાલચ કોહ=ક્રોધ શાંત=શાંતિ દાંત=ઇંદ્રિય અને નોઇંદ્રિય—(મન)નું દમન (દાંતિ=નમ્રતા, દમન, આધીનતા) સંતોષ=તૃપ્તિ, સમાધાન, સુખ સોહ=શોભે છે વસે છે

ત્યા આવી સ્થિતિ છે ત્યારે અહીં–મારા મંદિરે–શાંત અને દાંત સંતોષની શોભા છે. સંતોષીના સુખનો પાર નથી. એની માનસિક સ્થિતિ પાસે રાજા, મહારાજા કે ચક્રવર્તીની સમૃદ્ધિ નિરર્થક છે દારિદ્રય તૃષ્ણાની વિશાળતામા છે; ગરીબાઈ મનને ઓછુ પડવામા છે અલ્પતા મનની સરખામણીમાં છે ભિખારીપણુ નજરમા રાખેલ ઉદ્દેશની મર્યાદામા છે; અને આશા, તૃષ્ણા કે લોભ એ સર્વ વિચાર વગરના હવાતિયા છે. અહીં અંદરની શાંતિ છે બાહ્ય વસ્તુઓનું કે વિકારોનું દમન છે મળે કે હોય તેમાં સંતોષ છે અને એ સત અંતરની શોભા આપે તેવા ભવ્ય વિલાસો છે સાચા ઉમળકા છે પ્રેમના નિર્ઝરણા છે (૪)

उत कला कलंकी पाप व्याप,
इत खेलै 'आनंदघन' भूप आप प्यारे० ५

અર્થ—ત્યા કળા–કૌશલ્યને એબ લગાડનાર પાપ વ્યાપીને રહેલ છે, ત્યારે અહીં તો ખુદ મહારાજા આનંદઘન પોતે ખેલ ખેલી રહ્યા છે–રમણ કરી રહ્યા છે (૫)

વિવેચન—આપશ્રીનો વિકાસ ચાલુ રહે તેવી આપનામા કળા છે. આપ નૈસર્ગિક રીતે પ્રગતિશીલ છો. આપમા સુહિતના અનેક તત્ત્વો છે ગુણનો સમુદ્ર છે ઉછળતો પ્રેમ છે અને નૈસર્ગિક સભ્યતા છે આ આપની નૈસર્ગિક કળાને કલંક આપનાર એને ઝાંખી પાડનાર એને શૂન્ય બનાવનાર પાપ વ્યાપી રહેલ છે એ આખા ઘરમા અંધકાર, અધમતા, નાશ અને પીછેહઠ ભરેલી છે એમા લપસાણનો પાર નથી અને એમાં ઉજ્જ્વળતા, પ્રગતિ કે પ્રકાશને સ્થાન નથી. વિભાવદશામા સુખના તો પાપની જ હોય છે કોઈવાર પુણ્યની સહાય મળી આવે તો તે પણ ઝમાર તરફ ઘસડી જનાર હોઈ અંતે અંધકાર કે ચિંતામા વધારો જ કરે છે અને આ રીતે આત્માની–આપની મૂળ કળાને ખરેખર કલંક આપનાર કાળા તત્ત્વોથી જ એ ભરપૂર છે. આપે એને એ સ્વરૂપે ઓળખવાની જરૂર છે.

અને મારે મંદિરે તો ખુદ આનંદઘન પોતે નિત્ય ઉત્સવ કરી રહેલ છે અને આત્મિક આનંદના રસકુવારા ત્યા આખો વખત ઉડ્યા જ કરે છે આ આનંદઘનના ખેલ આપણે અનેકવાર જુદે જુદે સ્વરૂપે જોયા–વિચાર્યા છે એટલે તેનું વર્ણન કરવાની જરૂર ન જ રહે. પણ એક ઘરમા કળાને કલંક આપનાર પાપ ભરેલું હોય અને બીજા ઘરમા આનંદઘન પોતે ખેલી રહ્યા હોય, ત્યા આપ શું પસંદ કરશો? મારા નાથ! આપને આવી વાત કરુ છું કે એને ઘેર બરકત નથી, શાંતિ નથી, સુખ નથી; ત્યારે અહીં તો આનંદના ખેલ ખેલાય છે રસના પ્યાલા ઊડે છે અને શાંતિની ફોરમ ચોગમ પસરે છે એટલે તે સર્વ આપ વિચારી, સરખાવો અને વિચારપૂર્વક નિર્ણય કરો. (૫)

પાઠાંતર—આપ–રૂપ ભૂપ આપ–આપ ભૂપ.

શબ્દાર્થ—કલા=રીત, વિકાસ, હુન્નર. કલંકી=બદનામ કરનાર. વ્યાપ=ફેલાઈ રહે છે ભૂપ=મહારાજ આપ=પોતે. ખેલે=રમે, રમણ કરે.

ઉપસંહાર—આવી રીતે સામસામી સરખામણી કરી ત્યાં શું છે અને અહીં શું છે તેનું સાચું તાદશ ચિત્ર દેવી ચેતનાએ પતિદેવ પાસે ચીતરી જણાવ્યું એમાં અતિશયોક્તિ વગર બન્ને સ્થાને શું શું છે તે મુદ્દામ રીતે વર્ણવી બતાવ્યું અને એ બન્ને ચિત્રો પૈકી જે આદરણીય જણાય તેનો સ્વીકાર કરવા સૂચના કરવાથી ન ચૂકતા અહીં તો શુદ્ધ ચેતનાએ સાફ સાફ જણાવી દીધું કે એ માયા-મમતા કે કુમતિમાં તમારા ખપે તેવું એક પણ તત્ત્વ નથી અને પોતાને મંદિરે તો મહાશાંતિ, નિર્વિકાર આત્મરમણ અને માર્દવ, આર્જવ જેવા મહાગુણવાન કુટુંબીઓ છે. આ પરિસ્થિતિમાં આપને યોગ્ય લાગે તેની સાથે પરિચય કરો, સ્નેહ વધારો અને આગળ વધો. (૭૬)

## પદ સિત્તોતેરમું

ભૂમિકા—આ પદમાં પ્રભુનામની લય લાગવાનો મહિમા બતાવ્યો છે. પ્રાણી પોતે પોતાની ધૂનમાં હોય છે. ધારાસભામાં રસ લેનાર કર આવક ખરચ આદિ બાબતોમાં ધૂન લગાવે છે; રાજકારણમાં રસ લેનાર સમાજવાદ, સામ્યવાદ, વ્યક્તિસ્વાતંત્ર્ય આદિ બાબતોની ધૂન લગાવે છે; ડાક્ટર કે વૈદ્ય રોગના નિદાન અથવા ચિકિત્સાની ધૂન લગાવે છે: આ રીતે દરેક પ્રાણી પોતપોતાના ધંધા, વેપાર કે નોકરીને લગતી ધૂનમાં પડી જાય છે.

કોઈ પણ પ્રાણી સાથે પરિચય વધાર્યો હોય તો તેને કઈ વાતની ધૂન છે એ વાત શોધી કાઢવી જરૂરી છે નહિ તો ઉપરચોટિયા વાતો થાય, પણ એમાં રસ જામે નહિ, દિલની એકતા થાય નહિ અને તમારું કામ તેનાથી કે તેની મારફત સાધી શકાય નહિ. આ તો વ્યવહારની વાતો થઈ. આ પદમાં તો પ્રભુનામસ્મરણની ધૂન લગાડવાનો મહિમા બતાવ્યો છે. જેને એ ધૂન લાગે તેને બીજી વાત ગમતી નથી. જ્યારે પ્રભુનામની ધૂન લાગે ત્યારે પ્રાણી હાલતા-ચાલતા, ઊઠતા-બેસતા કે નહાતા-પીતા પણ પ્રભુનામ લે છે. પોતાના આદર્શને સર્વ સંયોગોમાં પોતાની સમક્ષ રાખે છે અને એને એ સિવાયના બીજા કામમાં રસ કે પ્રેમ લાગતો નથી. આવા પ્રાણીને પછી તો અંદરથી અજપાજપ ચાલે છે. એને વગર પ્રયત્ને અંદરથી પ્રભુસ્મરણ થયા જ કરે છે. એની વાણી કે વિચારણામાં હાલતાં-ચાલતાં પ્રભુનામનો મહિમા સ્થિર થઈ જાય છે અને એના વાતાવરણમાં પણ પ્રભુનામનું ઉચ્ચારણ, સ્મરણ, જલ્પન અને ચિંતન ચાલે છે. લયમાં અને ધૂનમાં બહુ તફાવત નથી. ધૂન બાહ્ય તત્ત્વ છે અને લય અંતર (આભ્યંતર) તત્ત્વ છે. ધૂનમાં બહારનો દેખાવ પણ જણાઈ આવે છે. ઘણીવાર રઘુપતિ રાઘવ રાજા રામ, પતિતપાવન સીતારામની ધૂન સાંભળી હશે. એ બાહ્ય સ્વરૂપે ધૂન કહેવાય. અંદરથી લય લાગે ત્યારે આત્મા તન્મય થાય છે એનું નામ લય કહેવાય. કેટલીક વાર ધૂન અને લય બન્ને સાથે હોય છે અને કોઈ વાર બાહ્ય ધૂન વગર અંદરની લય લાગી હોય છે. પ્રભુનામ સાથે એકાકાર વૃત્તિ બનેલી હોય છે અને અંદરથી અજપાજાપ ચાલુ જ હોય છે. એ જ રીતે કોઈ વાર

માત્ર બાહ્ય ધૂન પણ હોય છે અને અંદર નિરાશા કે ક્લેશ પણ હોય છે

આ પદમાં લય પર વિચારણા છે પ્રભુનામ સાથે એકતાન લાગે, ભગવન્નામનો જાપ અંદરથી ચાલે, એ જાપ સિવાય અન્ય દુનિયામાં સારનારું તત્ત્વ ન જણાય અને એ રીતે પ્રભુનામ સાથે અંદરની સ્વાભાવિકતાપૂર્વક એકરસ જામે, ત્યારે એ દશામાં પહોંચેલા જીવાત્માની દશા કેવી હોય, એનો ચાલતા વ્યવહાર સાથેનો સંબંધ કેવો હોય, તે ખાસ વિચારવા જેવી વાત છે અને, તેની સામે, તે રીતે લય ન લાગી હોય તેવા પ્રાણીની પરિસ્થિતિ કેવી હોય તે વિચારી બન્નેની અત્ર સરખામણી કરવામાં આવશે અને અંતે આનંદ ક્યાં અને કોને મળી શકશે તેની ખાતર પ્રાર્થના થશે.

લયમાં આત્મનિમજ્જન થાય છે એના દૃષ્ટાંતમાં હનુમાનના ચિત્રને ધ્યાનમાં રાખવા જેવું છે એના હૃદયમાં રામ નામ કોતરાઈ ગયું હતું એ એનું લાક્ષણિક દૃષ્ટાંત છે અને અશોકવનમાં તેણે તે બતાવી આપ્યું હતું અનેક સંતો અને મહાપુરુષો પ્રભુનામરટણ કરતી વખતે ખાવાપીવાનું, હરવાફરવાનું ભૂલી જાય છે એ આપણે સાંભળ્યું છે લયમાં આ રીતે અંતર્ગામી તત્ત્વની મુખ્યતા છે ધૂનમાં બાહ્ય તત્ત્વની મુખ્યતા છે લયને માટે કોઈ વા હે એનો આવપ્રયોગ પણ થાય છે, એ એનું લઘુ સ્વરૂપ છે

લય લગાડનાર અને લય વગરનાના વર્તન, વિકાસ અને વ્યવહારમાં એટલો બધો તફાવત હોય છે કે એ તફાવત ઉપરછલ્લી દૃષ્ટિએ ધ્યાનમાં લીધા વગર એનો બરાબર ખ્યાલ પણ આવે તેમ નથી. તેથી ધ્યાનધારાને આગળ ઊભા રહી જિજ્ઞાસુની નજરે આ લય લગાડનાર અને ન લગાડનારને નીરખી લઈએ. પછી આપણે ક્યો માર્ગ લેવો તેની સૂઝ પડશે.

हमारी लय लागी प्रभु नाम, हमारी लय लागी प्रभु नाम;
आम खास अरु गुसलखाने, दर अदालत नहि काम हमारी० १

અર્થ—(અત્યારે) અમારી લે તો પ્રભુના નામની લાગી છે અમારે રાજમહેલના ખાસ વિભાગનું કામ નથી, કે મોટાનાના હમામખાનાનું કામ નથી; અમારે કોઈ છિદ્રનું કામ નથી કે અમારે ન્યાયગૃહ (કોરટ)નું કામ નથી. (૧)

વિવેચન—પ્રભુનામ માટે અત્યારે તો મને લય લાગી છે મને દુનિયામાં વ્યવહારમાં, સ્વપ્નમાં કે જાગ્રત દશામાં સર્વત્ર પ્રભુનામની રઢ લાગી છે મને બીજી બાબતમાં રસ નથી, આજુ બાજુના માણસોને મોટી કાઉન્સીલોમાં બેસવાનો કે તેવા સ્થાનનો લાભ લઈ અમલ ચલાવવાનો શોખ હોય છે આમ ખાસ એ સર્વથી મોટી સભા—હાઉસ ઓફ લોર્ડ જેવી સંસ્થા—કહેવાય જેને પ્રભુનામની લગની લાગે છે તેને આવા અમલની

પાઠાંતર—આમ—અન. અરુ— (નથી) ગુસલ—ગોસલ. દર—અદર.

શબ્દાર્થ—હમારી = આપણી, મારી, પોતાની, લય = લીનતા, એક તાર થઈ જવું તે. નામ = રટણ. આમ ખાસ = રાજ—બાદશાહને બેસવાના મહેલની અંદરનો વિભાગ. અરુ = અને, ને ગુસલખાના = ગુસલખાના, સ્નાનાગાર, નહાવાનું ઘર.

જગ્યા તરફ રુચિ રહેતી નથી.[1] ગુસલખાનું એટલે સ્નાનગૃહ. અસલ રાજમહેલોમાં ગુસલખાના માટે ખાસ સગવડ અને તકેદારી રાખવામાં આવતી હતી. આ મોટા લોકોના રમણસ્થાનો હોય છે ત્યાં પોતાનો ભાવ ઊતરે છે એમ તે માને છે.[2] દર અદાલત – દર એટલે છિદ્ર; અદાલત એટલે કોર્ટ. મારે કોઈના છિદ્ર જોવાનું કામ નથી કે મને કોરટમાં રસ નથી. એક વાર જમીન માટે ત્રણ ત્રણ કોરટોમાં લડનાર સગા ભાઈઓ સેંકડો ખરચી નાખે છે! અથવા દર એટલે પૈસાટકા. પૈસાની વાત બીજી ગાથામાં આવવાની છે એટલે છિદ્ર અર્થ સ્વીકાર્યો છે.

મારે મોટી મોટી રાજસભાનું કામ નથી કે રંગબેરંગી હમામખાનામાં નહાવું નથી. મારે કોરટમાં જઈ ધન માટે ધીંગાણાં કરવાં નથી કે વસૂલ કરવા માટે બજવણી કરવી નથી. મારે નથી મોટા અમીર કહેવડાવવું કે નથી રાજવૈભવ ભોગવવા, નથી ન્યાય માગવા જવું કે નથી ન્યાય આપવાનું સ્થાન સ્વીકારવું. મારે તો એક મારો દેવ એની સેવા, એના નામનું રટણ અને એના સ્મરણમય મારું જીવન! મને એની રટ લાગી છે અને એમાં એકતાન થવું છે (૧)

पंच पचीस पचास हजारी, लाख किरोरी दाम;
खाये खरचे दीये बिनु जात है, आनन कर कर स्याम हमारी० २

**અર્થ**—માણસને પાંચ, પચીસ કે પચાસ, હજાર અને કોઈને લાખ કે કરોડની પૂંજી પ્રાપ્ત થઈ જાય કે મેળવે, પણ અંતે ખાધા, ખરચ્યા કે દીધા વગર માત્ર પોતાનું મુખડું કાળું કરીને ચાલ્યો જાય છે. (અદાલતમાં હારી જઈને અથવા યમના તેડાને આધીન થઈને). (૨)

**વિવેચન**—જેઓ પ્રભુનામનો મહિમા જાણતા નથી, તેઓ વ્યવહારમાં જોડાઈ પૈસા એકઠા કરવાના કામમાં મસ્ત થઈ જાય છે. ઘણાખરા તો પૈસા પણ મેળવી શકતા નથી અને પ્રભુને ભજી પણ શકતા નથી. ન મળ્યા રામ અને ન મળી માયા જેવી દુવિધામાં પડી ગયેલાઓ એકેને મેળવી શકતા નથી. અને કેટલાક માણસો પાંચ, પચીસ,

પાઠાંતર—પચીસ-પચ્ચીસ. કિરોરી-કરોરી. દીયે-દઈ. કર કર-કરી.

શબ્દાર્થ—હજારી=હજારો, લાખ. કિરોરી=કરોડ, સો લાખ. દામ=પૈસા ધન, પૂંજી. ખાય=ખાધા. ખરચે=વાપર્યા. દીયે=દાનમાં આપ્યા. બીનુ=વગર. જાત હૈ=જાય છે, મરણ પામે છે. આનન=મુખ, મોઢું. કર કર=કરીને. સ્યામ=કાળું.

૧ આમ ખાસ નો અર્થ પંન્યાસજીએ ખાસ આમાર્થ કર્યો એમ બતાવ્યો છે. સબંધ બેસતો એ અર્થ મળી મને બેસી શકતો નથી. આમ નો અર્થ આમ ખાસ ખરો, પણ તે અહીં વિચારણીય છે.
—વિવેચનકાર

૨ ગુસલખાના– શોધન પદ રાખી પંન્યાસજી એનો અર્થ પત્રાલનિશા ત્યારે છે. કિંતુ કોશમાંથી એ શબ્દ મને જડ્યો નથી. કાયમ પ્રાચીન શબ્દ હોય અને પ્રચલિત અર્થ ઉપર જણાવ્યો છે.
—વિવેચનકાર

પચાસ રૂપિયા મેળવે છે એટલે નાની નાની રકમ એકઠી કરે છે અને બહુ મોટા કોઈ કોઈ વાર હજાર, લાખ કે કરોડ રૂપિયા એકઠા કરે છે આવા એકઠા કરેલા પૈસાનો કશો અર્થ નથી. એ પોતે ખાતા નથી, આનંદથી નિરાંતે બેસતા નથી, અને અનેક વાર ધન માટે ભૂખ્યા-તરસ્યા રાતના પણ મુસાફરી કરે છે ઘણીખરી વાર તો 'નફામા દો જૂતિયા જ' મળે છે! પણ કોઈ વાર પાંચ, પચીસ પચાસ લાખ મળી જાય છે. એવા માણસો નથી ખાતા નથી ખવરાવતા અને નથી ખરચતા અંતે મરણ પામે છે ત્યારે મુખ કાળુ કરી હાથ ખુલ્લા મૂકી વાંસની ઠાઠડીમા રામ બોલો ભાઈ રામ થઈને જાય છે, ત્યારે એના પાંચ-પચીસ રૂપિયામાથી એક પાઈ પણ સાથે આવતી નથી અને એની ઠાઠડીને એક કે ચાર નાળિયેર બાંધ્યા હોય છે તે પણ અંતે અહીં જ રહી જાય છે! આવા પ્રાણીના મૃતકને અવલોકવામા આવશે તો તેના મુખ પર શ્યામતા-કાળાશ વરતરી આવશે. જીવનમાં પ્રભુનામ લેવુ નહિ અને મોત આવે ત્યા સુધી દાનપુણ્ય કરવું નહિ આવા જીવનમા કે મરણમા માલ નથી. એવા પ્રાણી જીવે ત્યા સુધી ભારભૂત છે પ્રભુનુ નામ લેતા એને ટાઢ વાય છે અને સહજ મળ્યુ હોય તો તેમ, અને ન મળ્યુ હોય તો દેવું દીધા વગર કાળુ મુખ કરીને જાય છે! આવા ધનના વ્યવસાયમા મને મજા નથી આવતી.

ધનવાનોની રાત્રીઓ ચિંતામા જાય છે અને આ સર્વ ધમાલ કોના માટે? અને કેટલા વખત માટે? એ એના ખ્યાલમા રહેતુ નથી અને અંતે પ્રભુનુ નામ લીધા વગર એ મુખ કાળુ કરીને ચાલ્યો જાય છે! આવા ધન પાછળના પ્રયાસોને દૂરથી નમસ્કાર! દાન, ભોગ અને નાશ એ ધનના ત્રણ ઉપયોગ છે. દેતા કે ભોગવતા નથી એના ધનનો અંતે નાશ થાય છે એ સર્વ ધનનું શાસ્ત્ર ધનવાળાને મુબારક! એની સામે પ્રભુપરાયણ જીવન ગાળનારની જીવનમા અને મરણ વખતની શાંતિ જોઈ હોય તો આશ્ચર્ય થાય. એના મુખ પર તેજ દેખાય છે અને આરાધના પણ દુર્ગમ હોય છે (કવિ કહે છે કે-) મને તો પ્રભુનામની લય લાગી છે અને પ્રભુનામમા મારુ જીવન લયમય થયુ છે (૨)

कुनक न उनक त्रिपक न गौउक, उरम रह बिनु ठाम;

संत सयाने कोइ बताया, आनन्दघन' गुण धाम हमारी० ३

અર્થ—(એવા પ્રાણી) ન થયા આના કે ન થયા તેના, ન થયા શિવ-મુક્તિના કે ન થયા જીવના (પોતાના-આત્માના). એની શક્તિ ઠેકાણા વગરની રહી ગઈ કોઈ ડાહ્યા કરેલા સત્પુરુષ હોય તે (અનંત) ગુણના ધામ આનંદઘનને બતાવો. હવે અમારી લીનતા તો પ્રભુનામમા એકવાર થઈ ગઈ છે (૩)

વિવેચન—અને શ્યામ મુખ કરીને જનારા પ્રાણી તો નથી આના કે નથી તેના;

---

પાઠાંતર—ન(નથી). ઇતો-ઇતો. ઉતો-ઉતો. ઉરજ-ઉરઝ. સયાને=સયાનપ. ગુન-ગુ

શબ્દાર્થ—ઇતો=આના. ઉતો=તેના. સિવો=મોક્ષના. જીઓ=જીવના. ઉર=અંતર ભાવ, શક્તિ, ઉરજ ઠામ=ઠેકાણું, સ્થાન. સંત=સાધુપુરુષ. સયાને=ડાહ્યા, પ્રાજ્ઞ, ડહેલ મુનિરાજ.

એટલે પાણીનો કૂતરો જેમ નથી ઘરનો અને નથી ઘાટનો તેમ એ ઠેકાણા વગર જ્યાં ત્યાં ફાંફા માર્યા કરે છે અને થાકી કે ઠેબાં ખાધા કરે છે! એ કોઈ વાર જરા સંયમ કરે તો બીજી વખત વધારે જોરથી ઇન્દ્રિયસેવનમાં પડી જાય છે એ તો એ નથી રહેતો અહીંનો કે નથી રહેતો તહીંનો; એટલે એ નથી રહેતા મોક્ષના કે નથી રહેતા પોતાના આત્માના. મતલબ, એ ઠેકાણા વગરના રહી જ્યાં ત્યાં કુટાયા કરે છે લક્ષ્ય વગરનું જીવન ગાળે છે અને છેવટે ફાંફાં મારી દીર્ઘ શ્વાસ મૂકી અંતે ચાલ્યા જાય છે!

આવા પ્રાણીઓનું તેજ ઠેકાણા વગરનું રહી જાય છે એ મૂર્ખાઈ જોઈ ચાર ગતિમાં ફાંફા માર્યા કરે છે અને એની અંદરની અનંત શક્તિ સત્તામાં પડી રહી ઠેકાણા વગરની થઈ જાય છે. પ્રાણીમાં શક્તિ હોય, પણ તે કામ-ઠેકાણે ન પડે તો નકામી અને નિરર્થક થઈ જાય છે અને વપરાયા વગરની શક્તિ અને શક્તિ હોવાનો અભાવ એ બન્નેમાં કંઈ તફાવત નથી. આવા પ્રકારનું અર્થ વગરનું અને પરિણામશૂન્ય જીવન એ તો મરણથી પણ ખરાબ છે આખો વખત યંત્રની જેમ કામ કરવું અને અંતે સર્વ છોડીને ચાલ્યા જવું અને નકામા દુઃખની શ્યામતા વહોરતા જવું, એમાં કોઈ સમજણ કે અક્કલની વાત લાગતી નથી. ત્યારે હવે શું કરવું?

હવે તો કોઈ સાથી સંત મને ગુણના ધામ આનંદઘનને બતાવે તો મારો રસ્તો થાય તેમ છે હવે તો ચેતન અને વિવેક બન્નેનો યોગ થાય અને આનંદઘનના ગુણને ઠેકાણે પહોંચાય તો કાર્ય ઠેકાણે પડે, બાકી અત્યારે તો ઠેકાણા વગરની સ્થિતિમાં અહીં તહીં અથડાયા કરવાનું થાય છે અને સઢ વગરનું વહાણ પવન પ્રમાણે જાય તે દિશાએ ભટકાય તેવી દશા થઈ રહી છે.

એક વાતની ખાતરી થતી જાય છે કે અત્યારે જે રસ્તો લીધો છે તેમાં તો માત્ર પ્રભુનામની લય લાગી છે એ રસ્તે ચાલતા કોઈ સાચો-સાચો સત્પુરુષ મળી જશે તો આનંદઘનનો માર્ગ બતાવશે, આનંદઘનનું ધામ બતાવશે અને તે રીતે આ અત્યારે ચાલતી સ્થિતિનો છેડો આવશે. અત્યારે તો ભવિષ્યની આશાએ, મને તો હાલ પ્રભુ નામની લય લાગી છે. અહીં આનંદઘનગુણધામ એટલે આત્મધામ સમજવું. એ પદ હજુ મળ્યું નથી એ વાત ધ્યાનમાં રહે. ચેતન ચેતન કરવાથી એ મળતું નથી એ લક્ષમાં રહે અને એને પ્રાપ્ત કરવાનાં અનેક સાધનમાં પ્રભુનામની લય મુખ્ય પ્રબળ સાધન છે એ વાત પર નિગાહ રહે. (૩)

ઉપસંહાર—પ્રભુનામની લય લગાડવાનો મહિમા આ પદમાં વિસ્તાર્યો છે અને આનંદઘન પદ પ્રાપ્ત કરવા માટે એનો સાધન તરીકે કેવો સુંદર ઉપયોગ છે એ વાત બતાવી છે. આનંદ—આત્માનંદ પ્રાપ્ત કરવાની તીવ્ર ઇચ્છા થાય તો પ્રભુનામથી જરૂર લાભ થાય છે એકતાનતાથી એકતાનતા થાય છે નકામા કર્મો ઓછાં થાય છે અને નવાં કર્મો ઓછાં થતાં જાય છે આગળ વધવા માટે કર્મની શુદ્ધિ એટલી જ જરૂર નવીન કર્મો

ન વધવા દેવાની આવશ્યકતાનો અમલ કરવાની છે. અને તે માટે પ્રભુનામમાં લય લગાડવા જેવો મોટો રાજમાર્ગ બીજો નથી. પ્રભુનામમાં લય લાગે એટલે મન-વચન-કાયાના યોગની પ્રવૃત્તિ એક સ્થાને થાય છે અને એથી કર્મપ્રાપ્તિ અને તેની ઘટ્ટતામાં ઘણો ફેરફાર થઈ જાય છે. 'અજપાજાપ' ની અવસ્થા આવે ત્યારે અંદરથી ધ્વનિ થતો જાય છે; એમાંથી આનંદના ઉછાળા આવે છે. આનંદથી સ્થિરતા પ્રાપ્ત થાય છે; સ્થિરતાથી ચપળતા મટે છે અને એક વાર એકાગ્રતા લાવવાની ટેવ સાંપડી જાય એટલે નિજગુણરમણતા સહજ પ્રાપ્ય બને છે.

એક વખતે એક મુમુક્ષુએ યોગી પાસે ફરિયાદ કરી કે પોતે યોગનું અધ્યયન કરે છે પણ યોગની પ્રક્રિયા કરતા નથી, કારણ કે યોગ બતાવનાર કોઈ સાચા ગુરુ મળતા નથી. એને જવાબમાં યોગીએ કહ્યું કે હજુ તમારી ભાવના યોગનો અભ્યાસ કરવાની જ થઈ છે એટલે અભ્યાસના સાધનો મળ્યાં છે. જ્યારે તમારી તીવ્ર ઇચ્છા યોગની પ્રક્રિયા કરવાની થશે ત્યારે તમને તદ્યોગ્ય નિષ્ણાત ગુરુ સહજ મળી આવશે. દૃઢ ભાવના અને પ્રબળ પુરુષાર્થ પાસે કાંઈ અશક્ય કે મુશ્કેલ નથી. અને એ વાત મુમુક્ષુને બરાબર સમજાઈ ગઈ. પ્રભુનામમાં લય લાગે ત્યારે પ્રભુપ્રાપ્તિની ઇચ્છા થાય છે. પછી પોતામાં પ્રભુનો ભાવ દેખાય છે અને અંતે પોતે આનંદમય થઈ પ્રભુસ્થાને બેઠેલા અંતર્યામીને જોઈ-અનુભવી શકે છે. એની શરૂઆત માટે પ્રભુનામની લય લગાડવાની જરૂર છે. તેટલા માટે સુજ્ઞ મુમુક્ષુએ પ્રથમ પ્રભુનામની ધૂન લગાડવી અને પછી એની અંદરખાનેથી લય લગાવવી અને એમાં તન્મય થઈ જવું. એ રસ્તે અનંત આનંદસ્વરૂપ, પૂર્ણ ગુણના ધામ, નિજસ્વરૂપમાં રાચી રહેલ પરમાત્માનો પ્રકાશ દેખાશે અને અંતે તે સ્વયંસિદ્ધ થઈ જશે. માટે પ્રકૃષ્ટ સાધન તરીકે અત્યારે પ્રભુનામની લય વાગી છે. લયને પણ સાધન તરીકે જ સમજવાની જરૂર છે; એ સાધ્ય નથી એ ધ્યાનમાં રહે. પણ અતિ પ્રબળ સાધન અને પુષ્ટ નિમિત્ત છે એ વાત પણ એટલી જ સ્પષ્ટતાપૂર્વક લક્ષ્યમાં રહે. (૭૭)

## ૫૯ અઠ્યોતેરમું

ભૂમિકા—જેને સમજવું છે અને પ્રગતિ કરવી છે તે અમુક પ્રાણીને પોતાનો ગુરુ ધારે છે. એની પાસેથી પોતે પાઠ લે છે અને પોતાની મુશ્કેલીઓ પૂછે છે અને એની સૂચના અનુસાર પોતાનો વ્યવહાર ગોઠવે છે. સર્વ જ્ઞાન પુસ્તકમાં લખાયલું હોતું નથી. ખાસ કરીને પરંપરાથી ઊતરી આવેલ જ્ઞાન તો ગુરુ પોતાના શિષ્યને સામે બેસાડી શીખવે ત્યારે જ પ્રાપ્ત થાય છે. એક ગાથાનો ગોપિત સરળ તર્જુમો કરવો અને એનું આંતર રહસ્ય ગુરુ પાસેથી મેળવવું એમાં ઘણો જ તફાવત છે. આપણા દેશની પદ્ધતિ પણ એવા પ્રકારની હતી કે રહસ્ય જાણવા માટે દરેક વિષયમાં ગુરુજ્ઞાનની જરૂર રહે જ. ઘણી વખત શબ્દાર્થ સાથે પારિભાષિક અર્થની જરૂર રહે છે. કોઈ વાર વસ્તુને નજરે જોવાની આવશ્યકતા રહે

છે કેટલીક વાર પ્રયોગ જ્ઞાનની અથવા પ્રયોગ કરાતા જોવાની કે જાતે કરવાની જરૂર રહે છે અને એ સર્વમાં ગુરુની દોરવણીની આવશ્યકતા સમજાય છે. એક બહુ વિખ્યાત યુરોપીય સ્કોલરે રજોહરણનો કોશ પ્રમાણે અર્થ કરેલો અને એની કલ્પનામાં ઝાડુ-સાવરણી એવો એનો ભાવ રહ્યો હતો. એણે હિંદ આવી સાધુનો ઓઘો જોયો—રજોહરણ જોયું—ત્યારે એને પોતાની કલ્પના પર હસવું આવ્યું. અહીં માત્ર પુસ્તકિયા જ્ઞાન અને અનુભવનો તફાવત જણાય છે. ગુરુજ્ઞાનની સાંકળના તૂટી જવાથી વચગાળેના અંધકાર-યુગમાં જૈનોએ બહુ ગુમાવ્યું છે.

જેમ ગુરુમહારાજ શિષ્યને પાઠ આપે કે પ્રયોગ કરી બતાવે, તે જ પ્રમાણે આંખ ઉઘાડી રાખી વ્યવહારમાં વર્તવામાં આવે, પ્રત્યેક બનાવોના રહસ્યમાં ઊંડા ઊતરવામાં આવે, પોતાની ચાલચલગત, વાણીવિલાસ કે ક્રિયાનો આશય શોધવામાં આવે, તો તેમાંથી ઘણું ઘણું રહસ્ય મેળવી શકાય છે અને એ રીતે એ સર્વ બનાવો, સંયોગો અને વર્તનો ગુરુકાર્ય કરે છે. પ્રાચીન કાળની ગુરુશિષ્યના સંબંધની ભૂમિકા પણ આ પદનો ભાવ વિચારતાં ધ્યાનમાં રાખવાની જરૂર છે. અને ગુરુ એટલે ઉપદેશક, ગુરુ એટલે શિક્ષક અને ગુરુ એટલે વડીલ જન, એ શબ્દના જુદા જુદા ભાવો ધ્યાનમાં રાખી આપણે આ પદની વિચારણા કરીએ.

जगत गुरु मेरा, मैं जगतका चेरा;
मिट गया वादविवादका घेरा. जगत० १

અર્થ—(આખું) જગત મારું ગુરુ છે અને હું જગતનો ચેલો છું. વાદવિવાદ—સામસામા સવાલજવાબ—કરવાની પદ્ધતિએ મારા પર જે ઘેરો ઘાલ્યો હતો, તે (હવે) ખલાસ થઈ ગયો છે. તે પરિસ્થિતિમાંથી હું ઊંચો આવી ગયો છું. (૧)

વિવેચન—આખું જગત મારું ગુરુ છે અને હું જગતનો ચેલો છું. મને જગતના પ્રત્યેક પ્રાણી, પ્રત્યેક બનાવ, પ્રત્યેક ભાવ, પ્રત્યેક પ્રસંગ અને પ્રત્યેક સંયોગ પાસેથી પાઠ મળે છે. હું જોઉં છું અને શીખું છું અને મને હરરોજ નવું નવું શીખવાનું મળે છે અને મારાં જ્ઞાન, અનુભવ અને વિશાળતામાં વધારો થતો જાય છે.

મારા ઉપર અત્યાર સુધી ચર્ચાવાર્તાએ ઘેરો ઘાલ્યો હતો. હું વાતવાતમાં સામાને જૂઠો પાડવા કે પરાસ્ત કરવાની પદ્ધતિ પકડી રહ્યો હતો; જાણે મારા સિવાય અન્યમાં બુદ્ધિ ઓછી હોય અથવા સમજણ ન હોય, એ ધોરણ પર હું કામ ચલાવતો હતો. વાદવિવાદ એ વસ્તુ એવી છે કે એક વખત એમાં રસ જામે એટલે એમાં તો પછી પોતાનો વિજય કઈ રીતે થાય એ જ વાત પર ધ્યાન રહે છે. એમાં મનઃશોધન કે સત્યના દેખાવની

શબ્દાર્થ—જગત = દુનિયા, પૃથ્વી. ગુરુ = શિક્ષક, ઉસ્તાદ, વિદ્યાશાળાના અધ્યાપક, વડીલ જન. ચેરા = ચેલા, શિષ્ય. મિટ ગયા = ખલાસ થઈ ગયા, જતા રહ્યા. વાદવિવાદ = સામસામા સવાલજવાબ. ઘેરા = ચર્ચાવિચારણાનો પૂરો દેખાવ, રોકાણ, અટકાવ.

ઇચ્છા કરતા પોતાનો કક્કો ખરો જ છે અને તે ખરો કરવો જ જોઈએ એ વૃત્તિની જ સામાન્ય રીતે પોષણા થાય છે પણ જ્યારે મેં જગતને જોવા માંડ્યુ, જગતના પ્રાણીના બુદ્ધિ કે વૈભવો, લેખનશક્તિ કે આંતર રહસ્યો તપાસ્યા, ત્યારે મારા મનનો ભ્રમ ભાગી ગયો, મારા દિલમાથી મારી મોટાઈ નીકળી ગઈ અને મને થયુ કે દુનિયામા તો મારાથી શેરને માથે સવાશેર ઘણા માણસો છે! અને આ રીતે ભર્તૃહરિ કહે છે તેવી દશા થઈ જ્યારે હુ થોડુ જાણતો હતો ત્યારે હાથીની જેમ મદથી હું અંધ થઈ ગયો હતો. અને જાણે હુ સર્વજ્ઞ છુ એવા મદથી મારુ ચિત્ત લેપાઈ ગયુ હતુ જ્યારે પંડિતજનો પાસેથી કાંઈ કાંઈ જાણવા મળ્યુ ત્યારે હુ મૂર્ખ છુ એવી મને ખાતરી થઈ અને તાવની પેઠે મારો મદ ઊતરી ગયો.[1]

આ વાત તો જ્ઞાનને અંગે કહી છે તે જ પ્રમાણે તે પ્રસંગો, બનાવો અને પ્રાણીઓને લાગુ પડે છે જ્યારે મે જગતને મારા ગુરુસ્થાને સ્થાપ્યુ અને મે પોતે શિષ્ય-ચેલાનુ સ્થાન સ્વીકાર્યું ત્યારે, પ્રથમ તો મારા મનમા વાદવિવાદ કરવાની સ્થિતિએ જે પેરો ઘાલ્યો હતો તે દૂર થઈ ગયો.

જ્યારે આંખ ઉઘાડી રાખી જગત પાસેથી પાઠ લેવાની અને પોતાની અલ્પતા સમજવાની ટેવ પડે છે ત્યારે આ પેરો ઘાલેલ વાદવિવાદની પદ્ધતિને તિલાંજલિ આપવામા આવે છે અને પ્રત્યેક પ્રસંગમાથી બોધ મેળવી શકાય છે અને આ રીતે આખો જીવનક્રમ પલટાઈ જાય છે જગતને શરણે શિર ઝુકાવવાની ટેવ પડે તેમા સ્વપરને ઘણો લાભ છે. મોટો લાભ પરભાવી વાદવિવાદ કરવાની અપડિયા વૃત્તિ પર કાબૂ આવે છે તે છે આવા જગતગુરુના ઘરમા શુ શુ હોય છે તે જરા તપાસીએ (૧)

गुरुके घरमें नव निधि सारा, चेरेके घरमें निपट अंधारा;
गुरुके घर सब जरित जराया, चेरेकी मढियामें छपर छाया जगत० २

અર્થ—ગુરુદેવના ઘરમા કુલ કુલ નવ નિધાનો છે જ્યારે ચેલાના ઘરમાં તો કેવળ અંધારુ છે ગુરુ મહારાજના ઘરમાં તો ચારેતરફ જરિયાન જડેલુ છે ત્યારે ચેલાની મઢીમાં તો માત્ર છાપરાનો ઝિભો છે (૨)

---

પાઠાન્તર—ઘરેં પાઠ—ગુરુકે ઘિરિ ઘિરિ સબનિ સારી. ચેરો—ચેલો. નિપટ—નપટ. અંધારા—અંધારિ. જરાયા—જરાતા. મઢીયા—મેઢીયા. (કોઈ પ્રત મે આની ગાથા કરી કુલ પાંચ ગાથા કરે છે)

શબ્દાર્થ—નવ નિધિ = નવ પ્રકાર. નવનો આંકડો અક્ષય છે અક્ષય ભંડાર. સારા = કુલ, સમસ્ત, પૂરા. નિપટ = નિશ્ચય, ચોક્કસ કેવળ. જરિત = ઝળકતા, જરિયાન. જરાયા = જડેલા, જડાયેલા. મઢિયામે = કુટિરમાં, ઝૂંપડીમાં. છપર = છાપરાની. છાયા = શોભા.

---

[1] यदा किञ्चिज्ज्ञोऽहं द्विप इव मदान्धः समभवं तदा सर्वज्ञोऽस्मीत्यभवदवलिप्तं मम मनः ।
यदा किञ्चित् किञ्चिद् बुधजनसकाशादवगतं तदा मूर्खोऽस्मीति ज्वर इव मदो मे व्यपगतः ॥

અર્થ—ગુરુજી મને શબ્દરૂપ લાકડી મારે છે અને પોતાની બુદ્ધિ દોષિત અને જાડી છે ગુરુના ઘરનો મમ (ઊંડુ રહસ્ય) સમજાયો-પ્રાપ્ત થયો નહિ. વહાલા આનંદઘનના ઘરની કથા તો ભારે જબરી છે કોઈથી કથી ન જાય તેવી છે (૩)

વિવેચન—ગુરુદેવ આવા શિષ્યને શબ્દરૂપ લાકડી મારે છે. ચેલો બરાબર અભ્યાસ ન કરતો હોય, એની બુદ્ધિ ચકળવકળ થયાં કરતી હોય, એ અમુક બાબતને બેદરકારીથી વીસરી જતો હોય, તો ગુરુ એને ધમકાવે છે એને તાડનાતર્જના કરે છે અને અંતર દયાથી સ્વરૂપમાં દેખાતી હિંસાની અંદર સ્નેહ અનુબંધ દયાનો દાખલો રજૂ કરે છે

ચેતનરાજ અત્યારે વિપર્યાસમા પડી જઈ અનેક અપરાધો કર્યા જાય છે પરઆશામે આનંદવેભવ કરી રહ્યા છે ઘરે આવવાની વાત પણ કરતા નથી ઘરની જેઈને એોળખતા પણ નથી. એને ઠેકાણે લાવવાની વાત છે શિષ્યની જાડી બુદ્ધિ કેમ વિશદ અને સુંવાળી થાય એની પૃથક્કરણ શક્તિ કેવી રીતે સારી વાતને સમજી શકે અને એના આનંદમા અનંતતાનો સહયોગ કઈ રીતે થાય, એ વિચારવાનો વિષય છે અને એ રીતે જગતરૂપ ગુરુ અનેક રીતે શિષ્યને શિક્ષણ આપી રહેલ છે અનેક રીતે એને ઠપકો આપી રહેલ છે કે અનેક શિક્ષણપ્રકારો યોજી રહેલ છે વિશાળ દૃષ્ટિ થાય, ખરુ અને સ્થાયી હિત શ્યા છે અને કેમ મળે તેની વિચારણામા દીપ જ જાગે અને પ્રત્યેક પ્રાણીમાથી, પ્રત્યેક બાબતમાથી કે દરેક બનાવમાથી બોધ લઈ શકાય છે એ બુદ્ધિ કામ કરતી થાય, ત્યારે જગત એનુ ગુરુ બને છે અને પોતે શિષ્યભાવે જગત પાસેથી સબક મેળવી પોતાની જાડી બુદ્ધિને નિર્મળ બનાવી શકે છે અને અપરાધ સામે ગુરુને જોઈ અપરાધોને કાપી નાખી શકે છે. આવી રીતે જગતને ગુરુ બનાવતા આવડે ત્યારે બરાબર કામ થાય, રસ્તો સાંપડે અને સાચી પ્રગતિ થાય.

વળી વિચાર કરતા જણાય છે કે ગુરુદેવના ઘરનો સાચો મરમ જ હજુ સમજાયો નથી. જગતને જોતા વચ્ચેમા એના પર પ્રેમ આવી જાય છે; ઘરના ઘર કરવાનુ મન થઈ જાય છે; મનમા અનેક તરંગો ઊઠી આવે છે અને વળી તેમા વિયોગ, વિનાશ કે વિકૃતિ થાય ત્યારે ચોરી ઊઠાય છે અહીંથી ખાઈ કહાણાને કમાવું આમ નામના મેળવું—આવું આવું અંદર થયા કરે છે અને પાણું સર્વ ખોઈ બેસે કે મેલીને ચાલ્યો જાય ત્યારે વળી નિભાસણમાં પડે છે. જગતગુરુનો સાચો મમ હજુ સમજાયા નથી; એના આંતર તત્ત્વોના પૃથક્કરણનો સાચો અનુભવ થયો નથી. આ મમ જે સમજ્યો હોય તેની દશા જ જુદી હોય.

આ ગુરુનુ ઘર તે અનંત આનંદનુ ધામ છે આનંદઘન સ્વરૂપ છે. અનંત આનંદ તે મગજમય છે સ્વરૂપસ્થિતિ છે ચેતનનો પરમ વિશ્રામ છે અને અનંત શાંતિનુ ધામ છે ત્યા કોઈ જાતનો શોક કકળાટ કે ઉપદ્રવ નથી, છતા હજુ પરભાવમા રોકી જવાય છે અને જ્યા ત્યા નાણુ મારવાનુ મન થઈ આવે છે એટલે આવા મહાન આનંદસ્થાનનો સાચા મમ માત્ર ભાવનામા દેખાયો છે પણ એ સાચો મમ પ્રાપ્ત થયો હોય એમ થાય

વવાની વૃત્તિ જાગે ત્યારે લેવા આનંદઘનની કહાણી આકર્ષક છે ખાસ સમજવા યોગ્ય છે એ ભાવ બેસે અને એ ભાવ બેસે એટલે જગતને વધારે વધારે સમજવા પ્રયત્ન થાય.

આ શિષ્યભાવની વિચારણા તદ્દન અભિનવ દૃષ્ટિબિન્દુથી યોગી મહારાજે કરી છે અને ખાસ વિચારી પચાવવા યોગ્ય છે અને એ વૃત્તિની પાછળ રહેલ નમ્રતા કેળવવા યોગ્ય છે ધ્યાનમા રહે કે અતે તો જગતનુ પ્રતિબિંબ સ્વમાં જ પડેલુ છે અને સમજનાર અને સમજાવનારનો છેવટે એકાકાર જ થવાનો છે પણ વ્યવહારથી જગતગુરુ પાસેથી શિષ્યભાવે પાઠ લેવા યોગ્ય છે

છેવટે એક વાત જણાવવાની રહે છે આ પદમા ઉપર લખ્યો તે કરતા ઘણો ઊડો ભાવ છે એમ સૂઝે છે ગુરુ અને શિષ્ય આલંકારિક અર્થમા જણાય છે આખુ અન્યોક્તિ રૂપે જ આખુ પદ હોય એમ સ્ફુરે છે આવો ભાવ સમજાશે કે કોઈ સમજાવનાર મળી આવશે ત્યારે પુરવણીરૂપે મૂકવાનુ બનશે. બાકી સમજાયુ તેટલુ લખ્યુ છે સૂચનાનુ સાર્થકય વાંચક કરશે. (૭૮)

## ૫૯ અગણ્યાસીમુ

ભૂમિકા—વ્યવહારમા વાત છે કે ઘરમા કોઈ વખત કજીયું માણસ આવી જાય તો આખા ઘરની સુખશાતિને ભાગી નાખે છે પછી તેનો પ્રઘોષ પાડોશી પર અને ત્યાથી વધતો વધતો આખા ગામ પર પડે છે અને ઘરની વાતો આ રીતે જગતને મુખે ચડે છે અને ઘરની વગોવણી થાય છે આટલા માટે માણસો ઘરમા માણસ લાવતાં ખૂબ વિચાર કરે છે રૂપ કરતા સ્વભાવ માટે તપાસ કરે છે અને બાહ્ય દેખાવ કરતા પ્રકૃતિની-ખાનદાનીની બાબતને વધારે અગત્ય આપે છે આટલું કરવા છતા પણ ઘરમા કોઈ વખત કજિયાળુ કે અણઘડનુ માણસ આવી જાય તો ઘરને માથે મોટી આફત આવી પડેલી જણાય છે આવા સંયોગોમા ઘણીવાર પ્રાણીને થાય છે કે શુ કરવુ અને ક્યા જવુ? એ સબધમાં અન્ય કોઈ પાસે અરજી કે પ્રાર્થના કરવાને અવકાશ પણ રહેતો નથી આ કેન્દ્રસ્થ વિચાર પર આ પદની રચના થઈ હોય એવું અનુમાન છે

ऐसी कैसी घरबसी, जिनस अनैसी री;
याही घर रहिसे जगवाही, आपद है इसी री ऐसी० १

---

પાઠાતર—ઐસી-અસી કૈસી-કેસી જિનસ-જિનસ યાહી-આહી. ઘર રહિસે-ઘર રહિસે. ઈ ઈસી રી-ઐસેરી.

શબ્દાર્થ—ઐસી = એવી (પૂર્વે જેનુ સ્વરૂપ કહ્યુ તેવી) કૈસી = કેવી, કેવા સ્વભાવવાળી. ઘરબસી = ઘરમા વસી ગઈ છે ઘૂસી ગઈ છે ઘરભાર્યા થઈ ગઈ છે જિનસ = વસ્તુ અનૈસી = અનેરી, અનિષ્ટ, ભૂરી. યાહી = એના. ઘર રહિસે = ઘરમા રહેવાથી જગવાહી = જગતને માથે, જગતને વહન કરે તેવી. આપદ = આપત્ત. ઈસી = આવા પ્રકારની.

અર્થ—જે વસ્તુ અત્યંત ખરાબ (બૂરી) છે જે ઘરમાં રહેવાથી આખા જગતને માથે લેવાનું થાય છે તેવી ચીજ ઘરમાં કેવી રીતે વસવાટ કરી ગઈ? આવી વાત (બની તે તો) સાચેસાચ આશ્ચર્ય છે ભારે એનો વિસ્મય છે (૧)

વિવેચન—કોઈ વખતે દુનિયાથી બળેલો–જળેલો ચેતન પોતાની સાચી પરિસ્થિતિનો ખ્યાલ કરે છે પોતે માર્ગ ભૂલ્યો છે પોતાનાં અને પારકા વચ્ચેની વહેંચણી સમજવામાં ગોટવાઈ ગયો છે આવી વિચારણા કોઈક જ વાર થાય છે; થાય છે ત્યારે પ્રાણી પોતાની જાત પર કે પોતાના ઘર પર નજર નાખે છે કોઈ મોટી ભૂલ થયેલી છે એવું અનુમાન થતા ઘરમા કોઈ કદરૂપુ માણસ તો આવી ગયુ નથી, તેની શોધ કરવાનો તેને વિચાર જાગે છે એને મનમા થાય છે કે આંતર દૃષ્ટિએ પોતાનું ઘર તપાસતા કોઈ એવી જ જાસૂસ ઘરમા આવી ગઈ લાગે છે કે જેને લઈને પોતે જગતને માથે લઈને વગર કારણે ફરે છે ઘરમા પહેલા માણસની અસર તો જરૂર થાય અને તે અનેરી જાસૂસ અણઈચ્છના જેમ પ્રાણી હોય તો એ તો માથા પર છાણા થાપે, ખ્યાત અને ચોરી બે અને અનેક પ્રકારના ધમપછાડા કરાવે. મૂળ વસ્તુ પારકી ઘરમા ઘૂસી ગઈ અને પછી તો પારકાને કારણે એને ક્યાંયથી ઉત્તેજિત કરે તેવી, અને પરસ્પરરમણતા કરાવતા કરાવતાં અંતે સ્વને ભુલાવી દે તેવી એ નીવડી. આ વસ્તુ કઈ? કેમ આવી? ક્યારે ઘૂસી ગઈ? અને ક્યારે એણે ઘરના માણસ હોવાનો દાવો નોંધાવી દીધો? ચેતન વિચાર કરે છે કે આ તો ભારે આશ્ચર્યની વાત છે આ વાત વિચારતા ભારે દુઃખ અને હાનિ થાય તેવું છે એને ખાતરી છે કે આ પ્રમાણે જે વસ્તુ ઘરમાં ઘૂસી છે એ કોઈ ભારે વિચિત્ર ચીજ છે એની શક્તિ અજબ છે, અને આખરે એ અણઈચ્છના જેમ વસ્તુ છે જે આપણી રીતભાત ઉથલાવી નાખે, આપણને રખડતા કરી દે અને આપણુ સ્વત્વ દબાવી આપણા પર પોતાનુ સામ્રાજ્ય સ્થાપી શકે તે વસ્તુ તો કોઈ અજબ છે અને એ ખરેખર આશ્ચર્ય છે. (૧)

परम सरम देसी, परमउ पेसी री;
याही ते माइनी मेसी, जगत संमेसी री  बैसी० २

અર્થ—એ આકરી શરમને દેનારી છે (અથવા એ આ સુખ–મોહનો ક્ષેપ કરનારી છે). અને જે પેલી મોહનાં માય છે તે ઘરમાં પેસીને જગતના જશ ઉપર મશનો કૂચડો ફેરવનારી છે અથવા આખા જગતને ગળી જનારી છે ઘરમા ઘૂસીને ઘરધણી થઈ બેસી માલિક થઈ જાય તેવી છે. (૨)

વિવેચન—પ્રાણી આ સંસારની જંજાળમાંથી છૂટવા ઇચ્છે છે ત્યારે આ પારકું પણ ઘરમાં ઘૂસી ગયેલું માણસ સાચા સુખનો ક્ષય કરાવનાર થાય છે સંસાર પર રાગ

---

પાઠાંતર—પરમઉ–પરમે. મેસી–મેંસી. જગત–જગત. સમેસી–સમસી

શબ્દાર્થ—સરમ = શર્મ લજ્જા અથવા સુખ. દેસી = આપનારી અથવા દૂર કરનારી. પરમઉ = પરમાં. પેસી = દાખલ થઈ. યાહી = એણી. મેસી = મસી, મશ. સમેસી = ગળી ગઈ છે ભક્ષણ કરી ગઈ છે

થયો એટલે સ્વત. મુક્તિ પર દ્વેષ થયો. અને સંસારમાં રાચે તે તેટલા પૂરતો મુક્તિથી અળગો થાય છે આવી રીતે પારકુ માણસ ઘરમાં આવીને ઉત્કૃષ્ટ, સ્થાયી, શાશ્વત સુખ તરફ દ્વેષ ઉત્પન્ન કરે છે અથવા એ બહારનું માણસ મોટી શરમ[1] ઉપજાવે તેવી સ્થિતિ આપનાર થાય છે આવો સમજુ માણસ લાંબી નજર ન પહોંચાડતા ધન, સ્ત્રી, કુટુંબ પ્રશંસા અને ઘરબારના પ્રપંચમાં પડી જાય કે કષાય જેવા મનોવિકારને તાબે થઈ જાય એ તો ભારે શરમ ઉપજાવે તેવી બાબત ગણાય. ક્યાં એના મહાન ગુણો! ક્યાં એના દર્શન-જ્ઞાન-ચારિત્ર જેવા રત્નો! અને ક્યાં એની પુદ્ગળરસિકતા! એને કામ-ક્રોધાદિને વિવશ જોયો હોય ત્યારે ખરેખર શરમ થાય તેવું તેનું વર્તન દેખાય છે અને એની એ સ્થિતિ નિપજાવનાર આ ઘરમાં પેઠેલું પારકુ માણસ છે એ તો દેખી શકાય તેવી વાત છે, કારણ કે ચેતન પોતે તો અનંત ગુણથી ભરેલ છે અને શરમમાં પાડે કે શરમ ઉપજાવે તેવી એક પણ વાત તેની પાસે કે તેના સંબંધમાં કે સાંનિધ્યમાં અશક્ય છે

આ પ્રકારની સ્થિતિ કરનાર પારકુ માણસ છે એને પરભાવરમણતા કહો કે પરપરિણતિ કહો, કુમતિ કહો કે કુબુદ્ધિ કહો, કર્મ કહો કે વૈચિત્ર્ય કહો, પણ એ આત્મા પોતે નથી, એ બાતે સ્વયં નથી અને એ બહારની વસ્તુ છે, બહારની ચીજ છે અને અનિષ્ટ, તુચ્છ અને નિર્માલ્ય કોઈ ચેતનને હેરાન કરે છે અને ઘરમાં ઘૂસી ઘરને વેરણછેરણ કરી, એનો વિસ્તાર અને તેજ ક્યાં સુધી હણાવે છે એની સ્વયં સ્થિતિ ભુલાવી દે છે એને રખડતો-રઝળતો કરી મૂકે છે અને એની સ્થિરતા એકાગ્રતા અને સ્વાભ્રત્તતા ભુલાવી એને ઘર ઘર રખડતો કુત્તો બનાવી દે છે! આ પારકી વસ્તુ, જે ઘરમાં ઘૂસી ગઈ છે એણે ઘરને ઊથલપાથલ કરી નાખ્યું છે તે મોહરાજાનો મંત્ર છે મોહની રાણીનો દોર છે અને-યમનો મંત્ર છે જગતની પકડ છે અને કેડો ન મૂકનાર વળગાડ છે

વળી એ બહારની સ્ત્રીએ મારા જગતમાં જશ થયેલો હતો અથવા થવાનો હતો તેના ઉપર મશ ફેરવી દીધી છે અને યશને બદલે અપયશ ફેલાવ્યો છે, અનંત ગુણના ધણીને વિષયકષાયના કીચડમાં ફસતો કરી મારી આબરૂ પર પાણી ફેરવી દીધું છે અને મને રખડુ નમાલો અને હરાયો નજરનો બનાવી દીધો છે એ મોહિની દેવી આખા જગતને ગળી ગઈ છે. ( ૨ )[2]

હજુ પણ એ ઘરવાસ કરી બેસેલી અનિષ્ટ વસ્તુ પર વધારે વિચાર કરવા નીચેની હકીકત સાંપડે છે —

---

૧ 'સરમ દેસી' આ અટપટા શબ્દ છે 'સરમ'માં શર્મ આપતા શરમ અને બન્ને લાગે. શર્મ એટલે સુખ અને શરમ એટલે લાજ-શરમ. આ બન્ને અર્થ ઘટાવ્યા છે 'દેસી' એટલે દેનાર અર્થ પણ લાગે અને દેશી-દેશ ફરનાર અર્થ પણ લાગે. આ બન્ને અર્થ પણ ઘટાવ્યા છે વિવેચન આ દૃષ્ટિએ વિચારવું —વિવેચનકાર

૨ સમેસી જેવો કોઈ શબ્દ મને સમજાયો નથી. કોશમાં એવો કોઈ શબ્દ નથી. એનો ગાથા ગઈ આવ ૫ મનોરવિજયજીએ કરાવેલ નોંધ પ્રમાણે લખ્યો છે —વિવેચનકાર.

ઉપસંહાર—આ રીતે આ પદનો અર્થ કરવા અને તેને અનુસાર વિવેચન કરવા પ્રયત્ન કર્યો છે કોઈક ભાષાની અસ્પષ્ટતાથી અને કોઈક પાઠોના વૈવિધ્યને કારણે અંદરનો આશય સ્પષ્ટ ન થવાથી સ્વચ્છ પૃથક્કરણમાં જરા સ્ખલના દેખાણી છે પણ મુદ્દામ આશય તો બરાબર જળવાયો છે એમ લાગે છે ચેતનરાજ પોતે આ પારકી ઘરમાં ઘૂસી ગયેલાની હાજરી છતાં આવા વિચાર કરી શકે એ જ ભારે હર્ષની વાત છે છતાં અનુભવથી દેખાય છે કે કોઈ કોઈ વાર આવો પ્રસંગ જીવનમાં આવી જાય છે આવા પ્રસંગો વધારવાની જરૂર છે ઘરમાં વસી રહેલી પારકી જાસૂસને ઓળખવાની જરૂર છે અને એકવાર એ પરાઈ વસ્તુને વસ્તુરૂપે ઓળખવામાં આવી જાય અને એ આગન્તુક જ છે એમ જણાઈ જાય, તો ભારે પ્રગતિ થાય તેમ છે; કારણ કે પછી તો તેને દૂર કેમ કરવી એવા ઉપાયચિંતવનનું જ કામ બાકી રહે છે

ઘણાખરા માણસો તો આ બહારની વૃત્તિને ઘરમાં દાખલ થઈ ગયેલ તરીકે ઓળખતા જ નથી, એ ઘણીવાર એને પોતાના સ્વભાવના અંગ તરીકે જ માની લે છે અને આવી દશામાં ચેતન પરભાવમાં રોળાય, તે તેમ જ થવું જોઈએ એમ ધારી પરભાવ અને સ્વભાવને એક માની લે છે આવા આતર ભ્રમથી દૂર પડી ગયેલાને નિસ્તારની આશા નથી. સ્વ અને પરનું વિવેચન થાય, સ્વ સ્વીકાર્ય છે અને પર ત્યાગાર્હ છે એમ સમજાય, પર વસ્તુ ઘરધણી થઈ બેઠેલ છે તે નરી નિર્બળતા છે એમ સમજાય, ત્યારે બાબત રસ્તા પર ચઢે છે અને તે વખતે આંતર નિર્મળતાથી જે વિચારો સૂઝે તેની આ પદમાં ઝાંખી કરાવી છે.

પદનો ભાવ અતિ ગંભીર અને ખાસ વિચારવા યોગ્ય છે અને વાત બેસી જાય તો આચરવા યોગ્ય છે જે આગન્તુકના ઓળા માટે અન્યને અરજ કરી શકાય તેમ નથી, અરજ કરવામાં આવે તો તે કોઈ સાંભળે તેમ નથી, જેને માટે અન્યને અરજ કરવા કરતા અંદરની સાથે વિચારણા કરવા યોગ્ય છે અને જેનો ઉપાય પોતાના હાથમાં છે તે આગન્તુકને બરાબર ઓળખીએ, ઓળખીને તેનું પૃથક્કરણ કરીએ અને તેને સન્નિપાત સમજી તેને માટે ઉપાય કરીએ તો તો કાંઈ દહાડો વળે; નહિ તો તો ચાલે છે તેમ ચાલ્યા કરશે અને કોઈવાર વ્યવહારનજરે સુખમાં, કોઈ વાર દુઃખમાં, આંટા ખાવાના છે આવી સમજણ વિચારશે તો આ બહારની ઘરમાં ઘૂસી ગયેલીને ઓળખીને અલગ કરવા યોગ્ય છે સાચુ સ્થાયી સુખ મેળવવાનો એ એક જ માર્ગ છે

આ ભાવભરપૂર પદનું વિવેચન પૂર્ણ કરતા એક વાત છેવટે જણાવવી પ્રાસંગિક લાગી છે ચેતન ગમે તેટલો મોટો માણસ થઈ ગયો હોય તોપણ તેને કોઈવાર સાચા માર્ગનું ધ્યાન થાય છે એ પોતાની જાતને શોધે છે અને તેમ કરે ત્યારે તેને પોતામાં કાંઈ ખોટું તત્ત્વ આમેજ થયેલું દેખાય છે એ હકીકતને જૈન પૂર્વજો તત્ત્વચિંતન કહે છે. એ જૈન તત્ત્વજ્ઞાન (Philosophy)નો ભાગ છે અને એનું દર્શન સાધુ અવસ્થામાં પણ આણીને લખ્યું છે; વિશિષ્ટ જ્ઞાનની એમાં બહુ અપેક્ષા નથી; પણ એ હોય તો વધારે

મોજ આવે છે. વાત એટલી છે કે આવા તત્ત્વદર્શનની શક્યતા પ્રત્યેક પ્રાણીને છે અને જ્યારે એ જાણે કે થઈ આવે ત્યારે એ સમજે એનો લાભ લેવાની ખાસ જરૂર છે. એમ થાય ત્યારે પછી આનંદઘન પાસે અરજની જરૂર પણ નહિ રહે. અને ઘરમાં દાખલ થયેલને પારકા તરીકે ઓળખાઈ જશે, તો પછી આપોઆપ માર્ગસૂચન પણ થઈ જશે. માટે પ્રત્યેક પ્રાણીએ આ અનેરી જાસૂસને શોધવા પ્રયત્ન કરવો અને એનું દર્શન થઈ જાય ત્યારે તેને તે તરીકે ઓળખી અંદર રહેવા આનંદઘનને સાચી અરજ કરવી અને શોધનાર અને આનંદઘન બન્ને એક છે અને ઘરમાં પેસેલ પારકી છે એ વાતની સ્પષ્ટતા કરવી. આ ઘર વસ્તુ કેવી છે તેના વિશેષ પરિચય માટે હવે પછીના એંશીમાં પદની બરાબર વિચારણા કરવાથી આ ઘરમાં પેસેલી પરાઈ જાસૂસનો પરિચય થશે. (૭૯)

## ૫૬ એંશીમું

ભૂમિકા—આનંદઘનના આત્મદર્શનમાં સ્વ અને પરનું વિવેચન કરવાનો અને સ્વના સ્વીકારનો અને પરના ત્યાગનો એકધારો ઉપદેશ અનેક દૃષ્ટિબિંદુઓથી કરવામાં આવ્યો છે. આ વાત વારંવાર કહેવાનું કારણ એ છે કે પ્રાણી વારંવાર તે વાત યાદ કરે તો પણ અનાદિ કાળથી એને અભ્યાસ પડી ગયો છે કે જ્યારે ત્યારે એ જરા પણ બેદરકારીમાં રહે કે તુરત જ વિભાવમાં પડી જાય છે. એને ધનદોલત, માલમિલકત અને કુટુંબના વિષયોનો એટલો બધો મોહ લાગેલો છે અને એનો મનોવિકાર પર કાબૂ એટલો થોડો છે કે વાત વાતમાં એ પરભાવમાં પડી જાય છે અને એમાં એટલો ઓતપ્રોત થઈ જાય છે કે એ જાણે એની સ્વભાવદશા હોય એવું એને લાગે છે. એને એ સંબંધમાં ગમે તેટલું કહેવામાં આવે અને એ વાતનો એ સ્વીકાર કરે, તોપણ એને લપસી જતાં વાર લાગતી નથી.

ત્યારે આ પ્રમાણે વિચાર કરતાં તુરત સમજાઈ જાય અને છતાં વારંવાર વિસારે પડી જાય તેની બાબતમાં ઉપાય શો કરવો ? એનો એક જ ઉપાય છે અને તે એ છે કે એ વાત એની વિચારણા સંમુખ જુદા જુદા મુદ્દાઓસર લાવ્યા કરવી અને એમ ચર્વિતચર્વણ કરતાં કરતાં કોઈવાર એનો આરો આવવાનો સંભવ રહે. દૃઢ નિશ્ચય અને પ્રશાંત આત્મચિંતવન દ્વારા આ નિર્ણય અને વર્તન અશક્ય નથી, પણ એમાં લપસામણી બહુ સંભવિત છે એટલે એના સંબંધમાં બહુ લક્ષ ખેંચવાની જરૂર રહે છે. આપણે પોતાના જીવન પર નજર કરીએ તો જણાય છે કે આ સર્વ આળપંપાળ નકામી છે, યૌવન કાચું છે, મમતા ખોટી છે, આજના મિત્ર કાલના દુશ્મન થાય છે, આ સર્વ ધન કે પરિવાર અહીં રહી જવાના છે—એ સર્વ જાણીએ છીએ અને છતાં વર્તન કરીએ ત્યારે સેંકડો વર્ષ સુધી જાણે આપણો ખીલો અહીંથી ખસવાનો નથી એવું દેખાડીએ છીએ!

જૈનધર્મ નિવૃત્તિપ્રધાન છે એ વાત ખરી છે, પણ એમાં પ્રશસ્ત પ્રવૃત્તિનો પણ

એટલો જ મહિમા ગવાયલો છે અને આ સ્વપર વિવેચનમાં તો સ્વીકાર અને ત્યાગ બન્નેની વાત છે કોનો સ્વીકાર-ત્યાગ કરવો, એની પસંદગીમાં કયા વિવેક રાખવો અને એના વર્તનમાં કેટલી અને કેવી ચીવટવૃત્તિ રાખવી એ બાબત બહુ બહુ રીતે વિચારી પચાવવા યોગ્ય છે એમા પુનરાવર્તન થાય કે એ વાત માટે નવા નવા દૃષ્ટિબિન્દુ બતાવવામાં આવે ત્યારે કવન કે વિવેચન પર નજર ન કરતા પોતાની જાતને તોળી લેવાની જરૂર છે અને એ દૃષ્ટિએ આ વાત વિચારશે તો પ્રત્યેક કવનની સાર્થકતા જણાયા વગર રહેશે નહિ.

બાકી સ્વપર વિવેચન કે તેને અંગે કરેલ નિર્ણય અનુસાર વર્તન અશક્ય નથી, પણ મુશ્કેલ તો જરૂર છે અને તે મુશ્કેલી વર્તનની અંદર નથી, પણ પોતાના વિચારની નિર્બળતા અને વર્તનની અસ્પષ્ટતામા છે. આપણે વ્યવહારમા મક્કમ વિચારના ઘણા માણસો જોઈએ છીએ. આવી બાબતમા તો દુરાગ્રહ કે જક્કીપણું હોય તોપણ ચાલે, પણ ગમે તે લોકો અને કડવી ટીકા સાંભળવી પડે તેની વગર દરકારે જો વર્તન-નિશ્ચયને વળગી રહેવામા આવે તો આ જીવનમા અમીરસના ઘૂટડા પી શકાય તેમ છે આનંદની છોળો ઉડાડી શકાય તેમ છે અને અવતારને સફળ કરી શકાય તેમ છે. તેથી બરાબર અવલોકન કરી ખરી વાત શી છે પોતાનું સ્થાન કયા છે અને ગૂંચવણવાળી સ્થિતિ ક્યાંથી પેસી ગઈ છે અને પોતે જ નિપજાવી કાઢી છે એ શોધી એનો ઉપાય કરવાની આવશ્યકતા છે અને માટે કેવા વિચારની જરૂર છે કેવા જ્ઞાનની આવશ્યકતા છે અને કેવા ભાવો ત્યાગ કરવાની જરૂરિયાત છે તે ખાસ વિચારવા યોગ્ય છે આ હકીકત સમજવા માટે ચેતનનું પોતાનું ઘર ક્યાં છે કેવું છે અને કેમ પ્રાપ્ત થાય તેવું છે તે વાત ખાસ વિચારવા યોગ્ય છે.

પદ[1]
(રાગ—સારંગ)

चेतन ! शुद्धातमकुं ध्यावो;
पर परचे धामधूम सदाई, निज परचे सुख पावो,
चेतन ! शुद्धातमकुं ध्यावो ॥ १

અર્થ—ચેતનજી ! આત્મસ્વરૂપની મૂળ દશાનું ધ્યાન કરો-વિચારો. પર વસ્તુ કે પરનો સંગ કરવાથી તો હમેશાં ધમાલ-ધાંધલ રહે છે એટલે પોતાનો પરિચય કરીને સુખને મેળવો. (૧)

વિવેચન—મારા ચેતનજી ! તમે શુદ્ધ આત્મદશાનું ધ્યાન કરો, બાહ્ય આત્મદશા છોડી દઈ અંતર આત્મદશામા ઊતરી જાઓ અને પરમાત્મદશાનું ધ્યાન કરો. માત્ર એક

શબ્દાર્થ—ચેતન = આત્મન્. શુદ્ધાતમ = શુદ્ધ દશાનું આત્મસ્વરૂપ. ધ્યાવો = નું ધ્યાન કરો. પરચો = પ્રતાપ ચમત્કાર, પરિચય. ધામધૂમ = ધમાલ, ભારે તૈયારી, અથવા ધામ = ઘર. તેમાં ધૂમ = ધુમાડો. નિજ = પોતાના. પાવો = મેળવો.

1. પ્રતમાં આ પદ અને આનું નથી. તે કારણે પાઠાંતરો હોય તો તે નોંધી શકાતા નથી. —વિવેચનકાર

**વિવેચન**—તમારી મોટાઈ તો તમારા ઘરમાં જ છે. તમે શેઠ થવામાં કે મોટી મિલના માલિક કહેવરાવવામાં પ્રભુતા માનતા હશો પણ તે ખોટી વાત છે. તમારી ખરી પ્રભુતા તો તમારા પોતાના ઘરમાં છે. ત્યાં આત્મવીર્ય સિંહાસન ઉપર અનંત ગુણના ધણી—સચ્ચિદાનંદ સ્વરૂપ પરમાત્મા—બિરાજે છે. તેના જ્ઞાનમાં ત્રણ જગત છે. તેના વિલાસમાં આનંદ છે. તેની પ્રભુતા સર્વવ્યાપી છે. આવી પ્રભુતા તમારા ઘરમાં જ છે. તે તમારે સ્વાધીન છે અને તેના પર તમારો કાબૂ છે. આવી સ્વાધીન પ્રભુતા તમારા ઘરમાં હોવા છતાં તમે પારકાનો સંગ કરીને નકામા નીચ કહેવાઓ છો. તમે જ્યારે જ્યારે પારકાનો પરિચય કરો છો ત્યારે ત્યારે તમને ઉપનામો મળે છે. ક્યાં તમે અનંતગુણના ધણી અને ક્યાં આ તમારી વર્તમાન હલકી દશા! જેમાં તમે મહાલી રહ્યા છો એ તમને 'નીચ' કહેવરાવે છે. તમને અનંતગુણના ધણીને હસવા યોગ્ય સ્થિતિમાં મૂકી દે છે અને તમારા વસ્તી ખરી પ્રભુતા ભૂલાવી તમને અનેક નીચ વિશેષણો અપાવે છે. માટે પોતાની પ્રભુતા ક્યાં છે તે શોધી તેને પ્રાપ્ત કરો. સાચો સ્વભાવ છોડી આ પુદ્ગલમાં રાચવાનો તમે ધંધો માંડી બેઠા છો તે તો સર્વ રીતે મહાન આપત્તિ આપનાર છે, સંસારમાં રખડાવનાર છે અને અનંત ગુણના ધણીને નીચનું વિશેષણ લગડાવનાર છે. માટે એ પરભાવ છોડી સ્વભાવમાં આવી જાઓ, અને સ્વમાં મહાલો. કવિ આઈ જશા છે —

આપ સ્વભાવ મેં રે, અવધૂ! સદા મગન મેં રહેના.'

એ સ્વાધ્યાયમાં બતાવેલ દશા આદરી નીચ વિશેષણનો છેડો લાવો. (૨)

यावत् तृष्णा मोह है तुमको, तावत् मिथ्या भाव;
स्वसंवेद ग्यान लही करिवो, छंडो भ्रमक विभाव॥ चेतन० ३

**અર્થ**—જ્યાં સુધી તારામાં સાંસારિક સુખ મેળવવાની ઇચ્છા અને મૂર્છા છે ત્યાં સુધી તારામાં અજ્ઞાનભાવ છે, અવાસ્તવિક દશા છે. આત્મદર્શનનું જ્ઞાન લઈને ગુણાતમનું ધ્યાન કર અને આ ભ્રમને ઉત્પન્ન કરનાર પરભાવો છે તેને છોડી દે. (૩)

**વિવેચન**—પ્રસ્તુત મુદ્દાને અંગે એક ખાસ મુદ્દાની વાત વિચારી જાઓ : જ્યાં સુધી તમને ધન, માલ, સ્ત્રી કે સુખની તૃષ્ણા છે ત્યાં સુધી તમારામાં મિથ્યા ભાવ છે એમ સમજી લો. મિથ્યા ભાવ એ અવાસ્તવિક દશા છે, પરભાવ છે, અને સંસારમાં રખડાવનાર દુષ્ટ રીતભાત છે. મિથ્યા દશામાં પ્રગતિ દેખાય તો તે પણ પાકગતિ છે. ફરી ફરીને ત્યાં ને ત્યાં અવાય છે. આત્મિક નજરે એ અંતે પશ્ચાદ્ગતિ હોય છે અથવા સ્થાનભ્રમગતિ

શબ્દાર્થ—યાવત્ = જ્યાં સુધી. તૃષ્ણા = (સંસારી સુખની) ઇચ્છા. મોહ = પ્રેમ, અજ્ઞાન, મૂર્છા. તાવત્ = ત્યાં સુધી. મિથ્યા ભાવ = અવાસ્તવિક ભાવ, જૂઠો ભાવ. સ્વસંવેદ = પોતાની જાતનું વેદન, અનુભવ. ગ્યાન = જ્ઞાન. કરિવો = કરવો. છંડો = છોડો, મૂકો. ભ્રમક = ભ્રમ—વહેમ કરનાર. વિભાવ = પર ભાવ, બાહ્ય ભાવ, બાહ્ય ઉપાધિથી નીપજતો વિપરીત ભાવ.

હોય છે પણ એમાં સાચું સુખ, પરમ આનંદ કે સ્થાયી શાંતિ મળતી નથી. આ મિથ્યા ભાવ તજવા યોગ્ય છે. એને ઓળખીને અહંત પ્રાણી બાહ્ય દૃષ્ટિએ જુએ તેટલો સુખી દેખાતો હોય તોપણ એ અંતે ત્રાસ પામવાનો છે માટે તૃષ્ણા કે મોહ હોય ત્યાં સુધી તમારો માર્ગ સાચો છે એમ કદી માનશો નહિ એમાંથી જાગવાનો માત્ર સાચા જાણપણાનો છે. માત્ર વસ્તુનું ઉપલક જ્ઞાન થાય તે વિષયપ્રતિભાસ જ્ઞાન કહેવાય; એમાં હેય-ઉપાદેયનો વિવેક થતો નથી. બીજા આત્મપરિણતિમત્ જ્ઞાનમાં શરૂઆતને ઓળખાય, અને રસ્તો જડી આવે; જ્યારે ત્રીજા સ્વસંવેદન કે તત્ત્વસંવેદન જ્ઞાનમાં હેય-ઉપાદેયનો નિશ્ચય હોય, વૃત્તિની સ્વસ્થતા હોય, જીવન પ્રશાંત હોય અને ચારિત્ર ઝળકતું હોય.[1] આવું તત્ત્વસંવેદન જ્ઞાન મેળવી મનમાં જે ભ્રામક ભાવ છે કે જાણે અહીંથી મેળવું કે પણેથી મેળવું જાણે આમ દુનિયામાં નામ કાઢું કે પેલી રીતે કાઢું જાણે આ વેપાર કરી ધનના ઢગલા કરું કે પેલી મુત્સદ્દીગીરી કરી બીજાને નિચાડી દઉં—આવા આવા અનેક ઉધામા થાય છે એને છોડી દો. જ્યાં સુધી ઉપરછલ્લું જ્ઞાન કરો માત્ર દેહનિમિત્તે કે આજીવિકા મેળવવાપૂર્વક જ્ઞાન કરો, ત્યાં સુધી કાંઈ ઠેકાણો વળવાનો નથી. અરે! આત્મપરિણતિમત્ જ્ઞાન થાય તો પણ આરો આવે તેમ નથી. ખરી વાત તત્ત્વ જાણવામાં છે સ્વને ઓળખવામાં છે એને બીને વેદવામાં છે સમજીને જીવવામાં છે. એમ થાય ત્યારે સર્વ ભ્રમણા દૂર થાય, અધ્યાસ ખસી જાય અને જ્ઞાન જીવી શકાય (૩)

> सुमता चेतन पतिकुं इम विध, कहे निज घरमें आवो;
> आतम उच्छ सुधारस पीये, सुख 'आनंद' पद पावो चेतन० ४

અર્થ—સુમતિ પોતાના ચેતન પતિદેવને આ પ્રકારે કહે કે તમે હવે તમારા પોતાના ઘરમાં આવો અને ચેતનરાજના શેરડી જેવા મીઠા અમૃતરસનું પાન કરો અને તેમ કરીને આનંદઘનના સુખને પ્રાપ્ત કરો. માટે ચેતનજી! શુદ્ધ આત્મચેતનનું ધ્યાન કરો-નિવારો. (૪)

વિવેચન—દેવી સુમતિ પોતાના ચેતનદેવ પતિને કહે છે કે મારા નાથ! મારી વાત સાંભળો અને તમારા પોતાના ઘરમાં પધારો અને પારકા ઘરમાં રખડવાની ટેવને મૂકી દો. તમે એકવાર પોતાના ઘરમાં આવી તેનો વૈભવ નિહાળશો ત્યારે તમને એની મહામૂલ્યતા ધ્યાનમાં આવશે, તમને એનું ગૌરવ જણાશે. તમારા ઘરમાં તો ભારે રત્નો ભરેલાં છે મહામૂલ્યવાન સુખો ઠાંસી ઠાંસીને ભરેલા છે અને ત્યાં રસકસનો પાર નથી. તમને એમાં એકવાર રસ લાગ્યો એટલે પછી અત્યારે જેમાં રાચી રહ્યા છો તેમાંનું કાંઈ પણ ગમશે

શબ્દાર્થ—ઇમ વિધ = આ રીતે. ઉચ્છ = શેરડી (?). સુધારસ = અમૃતરસ.

1 વિસ્તાર માટે જુઓ દ્વાત્રિંશદ્દ્વાત્રિંશિકા નામનું ત્રિભંગી વિવેચન માટે જુઓ પા ૧૦૭ પરનું વિવેચન

નહિ. પૌદ્‌ગલિક ચીજોમાં તમારા જેવો રસને શોધનારો પ્રાણી રાચે એ તો ભારે ખેદની વાત કહેવાય. માટે હવે તો તમે આત્મરસ-શેરડીનો રસ-બરાબર પીઓ અને એમ કરીને અનંત આનંદનું ધામ હમેશને માટે મેળવી લો. (૪)

ઉપસંહાર—તુલસીદાસે એક ઠેકાણે ગાયું છે કે

जा पर जा कर सत्य सनेह सो तेहि मिलहि न कछु सन्देहू।

મતલબ, કોઈ પણ વસ્તુ કે પ્રાણીનો સાચો સ્નેહ થાય છે તેને તે વસ્તુ જરૂર મળે છે અને તે વાતમાં કોઈ પ્રકારનો શક કે સંદેહ રહેતો નથી. માટે જો એકવાર તમે શુદ્ધાત્માનું ધ્યાન કરી તેને બરાબર ઓળખવાનો પ્રયત્ન કરશો અને પછી તેના પર સ્નેહ રાખશો તો તે તમને જરૂર મળશે. આપણે તો વાત એવી છે કે પ્રથમ શુદ્ધાત્મભાવને ઓળખતા નથી, ઓળખીએ તો ઉપરછલ્લી મીઠી વાતો કરીએ છીએ. બાકી એના પર સાચો સ્નેહ થાય તો પછી અત્યારની સર્વ ગભરાટ મટી જાય તેમ છે. દુઃખની વાત એ છે કે પ્રાણીને હજુ ધામધૂમ વળી ગમે છે અને એને સાચા સુખને ઓળખવાની પૂરી તાલીમ મળેલી હોતી નથી. જ્યાં સુધી એનામાં તૃષ્ણા કે મોહ હોય, જ્યાં સુધી વિષયકષાયમાં આનંદ મનાતો હોય, જ્યાં સુધી તત્ત્વસંવેદનજ્ઞાનની પ્રાપ્તિ થઈ ન હોય, ત્યાં સુધી સાચો આનંદરસ એને મળતો નથી અને એને મળતો નથી એટલે એના સ્વાદની એને ખબર નથી. માટે જો શુદ્ધ આત્મદશાનું ધ્યાન કરવામાં આવે, એનું પૃથક્કરણ કરી એના સ્વભાવને સમજવામાં આવે, એની ઉપાદેયતા અંતરમાં વસાવવામાં આવે તો એનો રસ્તો થાય. એ સાચું મિષ્ટાન્ન ચાખવું હોય તો નિજ ઘરમાં આવવું જ પડશે. શુદ્ધ આત્મને ધ્યાવતાં એની પ્રાપ્તિ સુગમ છે. વિશુદ્ધ આત્માને એકાગ્રતાથી ધ્યાવતાં ધ્યાવતાં એ પ્રાપ્ત થઈ જશે અને એમ થતાં તમે સાચા શાશ્વત સ્થાને સર્વ કાળ માટે બિરાજમાન થઈ સ્વસંવેદન જ્ઞાનનો અનુભવ કરી, સર્વ ભ્રમણા છોડી, આત્મરસના અમીના ઘૂંટડા પીશો, નિજ ઘરને પ્રાપ્ત કરશો, પોતાના કુટુંબીને ઓળખશો અને નિત્યોત્સવમાં મહાલશો. (૮૦)

## ૫૬ એકપારીશુ

ભૂમિકા—अहं ब्रह्मास्मि, तत्त्वमसि અને सोऽहम्—આ ત્રણે પદો જૈન દૃષ્ટિએ બરાબર છે. સમજી શકાય તેવા છે અને નયની અપેક્ષાએ સાપેક્ષ સત્ય હોઈ સાચા સ્વરૂપને સ્પર્શ કરનાર છે. અપેક્ષાવાદ વગર એનું સ્વરૂપ કોઈ બરાબર બતાવી શક્યું નથી અને નયવાદથી જ એ બરાબર સમજી શકાય છે તે વાત સમજી લેવા જેવી છે. પ્રાણીને અનેક વખત એમ જરૂર લાગે છે કે અત્યારે જે વાત મારી પાસે દીસે તે ખોટી છે અને સંસારને વધારનારી હોઈ બરાબર બંધબેસતી નથી. એમ વિચાર કરતાં એને સમજાય છે કે પોતાનું સ્વરૂપ તો અનેરું જ છે. પોતે અત્યારે જેની વચ્ચે આવી બેઠો છે તે પર છે અને અંતે પોતાનું શરીર પણ પારકું છે. પૈસાટકા, સગાસ્નેહી, ઘરબાર સર્વ પારકાં છે. આવા

પ્રકારનું ભેદજ્ઞાન થાય ત્યારે તે સ્વ અને પરનો વિવેક કરે છે પોતાનો અને પારકાનો વિભાગ પાડે છે અને એ વિચારને પરિણામે એને જીવનની અસ્થિરતા અને દેહાધ્યાસ અને આંતરવિલાસ વચ્ચેનો તફાવત સમજાય છે આટલી વાત થાય ત્યારે એને બાહ્યાત્મભાવ અને અંતરાત્મદશા વચ્ચેનો તફાવત સમજવામાં આવે છે.

શરૂઆતમાં એ બાહ્યાત્મવૃત્તિ અને અંતરાત્મદશા વચ્ચે ઝોલાં ખાયા કરે છે. એ પ્રાણીને અંતરાત્મદશામાં આવે ત્યાં કોઈ બનાવ બને કે વળી બાહ્ય ભાવમાં સરી જાય છે અને ત્યાં પાછો અનેક નાટકો કરવા લાગી જાય છે પછી કોઈ વખતે અંતરાત્મદશામાં વધારે લહેર આવે ત્યારે એમાં સ્થિરતા કેમ થાય એમ એના મનમાં આવે છે ત્યાગ અને ધ્યાન દ્વારા એ અવસ્થા વધારે વધારે પ્રાપ્ત થતી જાય એમ તેના મનમાં એ દશામાં સ્થિરતા મેળવવા ભાવના થયા કરે છે. અંતરાત્મદશામાં નિરંતર પ્રાપ્ત કરવું એ દશાને 'પરમાત્મદશા' કહેવામાં આવે છે એ દશા હંમેશને માટે મેળવવા જ્યારે એને ઔત્સુક્ય થાય છે તે વખતે એ પરમાત્મદશાની મહત્તા વિચારે છે એના સુખો ભાવે છે એમાં આધિવ્યાધિઉપાધિની હંમેશ માટે ગેરહાજરી એ જોઈ શકે છે અને પછી એ દશા પ્રાપ્ત કરવા એને તમન્ના થાય છે. પછી એ હું પોતે જ બ્રહ્મ છું —अहं ब्रह्मास्मि— એ ભાવ ચિંતવે ત્યારે એ નિરંજન નિરાકાર રૂપે શુદ્ધ ચેતનને નજરમાં રાખે છે અને સત્તાગતે પોતે તે જ છે એમ વિચારી પોતાના સાધ્ય ભાવને માનસ સંમુખ ખડો કરી દે છે. એ જ પ્રમાણે જ્યારે એ પરમાત્મભાવમાં રહેલી માત્ર આત્મદશા ઉપર વિચાર કરે છે અને પરભાવને પારકા ગણી તેનાથી દૂર થવાની વિચારણા કરે છે ત્યારે તેને સમજાય છે કે આ શુદ્ધ ચેતનભાવ તે હું પોતે જ છું—तत् त्वम् असि તે તું છે આ ભાવ જ્યારે અંદર જામે અને એ વાતનો બરાબર ખ્યાલ બેસે ત્યારે જે આનંદ થાય તે અનિર્વચનીય છે અને યોગીના પ્રેમનો વિષય છે. આવા પ્રકારની આંતરદશા જગાડનાર ભાવ સાથે પોતાની સત્તાગતે એકતા છે અને બાકી જડ સાથેનો થઈ ગયેલો સંબંધ તાદાત્મ્યસ્વરૂપે નથી, દૂર થઈ શકે તેવો છે આ વાતની ચાલુ વિચારણામાં એકતા એ ઉપરના બીજા સૂત્રમાં છે અને અપેક્ષાદૃષ્ટિએ બરાબર સમજાઈ જાય અને સમજવી શક્ય તેવી એ સૂત્રની હકીકત છે.

સંસારની વિરૂપતાથી, અનેક અનિચ્છનીય બનાવોથી તેમજ અપયશ, ધનનાશ, મરણાદિ વગેરેથી ત્રાસ પામેલો પ્રાણી જ્યારે અંતરાત્મભાવમાં ઊતરી ચેતનને ઓળખે છે પુદ્ગલોનો પરભાવ વિચારે છે અને મનોવિકારની તુચ્છતા સમજે છે કષાયોની ક્લિષ્ટતા વિચારમાં લે છે ત્યારે તેને દુનિયાનો આખો પ્રપંચ સમજાય છે અને એ દશામાંથી મુક્ત થઈ માત્ર આંતરદશામાં તલ્લીન થવાની શોધ કરવાનું મન થાય છે એ પરમાત્માને ઓળખતો થાય છે પરને પર તરીકે પિછાને છે ત્યારે તેને સૂઝે છે કે એ દશાવાળો પ્રાણી તે હું છું 'સોઽહમ્' પ્રયાસથી પરમાત્મા થઈ શકું તેટલી શક્તિવાળો હું છું 'સોઽહમ્' તે હું છું એમ ભાવનાં ભાવતાં નિજાત્મપણું આગળ વધતો જાય અને સાધ્ય સાધનોનો

આગ્રહ હો તો તેનો નિસ્તાર પણ શક્ય છે એ વાતને શાદ કરાવનાર ત્રીજું સૂત્ર સાગર'નું છે આ ત્રણે સૂત્રો પરસ્પર ભિન્ન છતા એક જ મુદ્દો સૂચવનાર છે અને સાપેક્ષદષ્ટિએ વિચારવા યોગ્ય છે

આ ત્રણે સૂત્રોનો અભ્યાસ અતિ ઉચ્ચ દશા સૂચવે છે એનું વ્યવહરણ વીતરાગ દશાને લક્ષ્યે છે અને એમા મધ્યવર્તી ખ્યાલ સ્વપરનું વિવેચન છે પોતે કોણ ? પોતાનું શું ? પોતાનો અને પરનો સબધ કેવો અને ક્યાં સુધીનો છે ? અને આ પરભાવ રમણતા ક્યારથી ચાલી છે ? અને એનો છેડો કેમ આવે ? તે યોગનો અતિ મહત્ત્વનો વિષય છે અને એ એક વાત સમજાઈ જાય તો આ આખા ભવના ફેરાનો છેડો આવી જાય તેમ છે માટે મુદ્દાની વાત સ્વપરના જ્ઞાનની છે અને અતિ મહત્ત્વની વાત સ્વના સ્વીકારની અને પરના ત્યાગની છે ધ્યાનયોગની મહત્તા બતાવવામાં આવી છે ત્યાં પણ આ જ મુદ્દો છે પરમ તત્ત્વ કે ઉત્કૃષ્ટ આદર્શનું વારવાર ચિંતવન કરતાં અને એમા એકા બતા જમાવતાં અને એના જેવા થઈ જવાની ભાવના જ હોય છે એટલે વર્તનદષ્ટિએ કે સાધ્યદષ્ટિએ, વ્યવહારુપણે કે આદર્શ વ્યવહારની નજરે આખી વાતનો આધાર સ્વપર વિવેચનના જ્ઞાનમા આવે છે. અને માત્ર જ્ઞાનથી વળે તેમ નથી, પણ તદનુસાર ચારિત્ર-વર્તનની ખાસ જરૂરિયાત સ્વીકારવામા આવી છે જ્ઞાન અને ક્રિયાના સહયોગ વગર આ વાત બને તેમ નથી. સમજણ વગરની ક્રિયા આંધળી હોઈ જેમ અસ્તવ્યસ્ત થઈ જાય છે તેમ જ વર્તન વગરનું જ્ઞાન પાંગળું હોઈ અર્થ વગરનું થઈ જાય છે

આ સ્વપરવિવેચનની વાત પદોમા અનેક પ્રકારે આવી છે એની વિચારણા જુદા જુદા દષ્ટિબિન્દુઓથી થઈ છે અને થવાની છે બીજી સર્વ વાતો મૂકી દઈ જો પ્રાણી સ્વપરને સમજવાના નિશ્ચય પર આવી જાય અને તે અનુસાર વર્તન કરે તો તેની જીવનસિદ્ધિ ચોક્કસ છે અને ઇષ્ટપ્રાપ્તિનો રસ્તો એના હાથમા આવી ગયો છે એમ સમજવું એટલે આ વાત વારવાર જુદા જુદા મુદ્દાથી કરવામા આવે, તે સમુચિત છે, ઔષધની પેઠે ગુણકર છે

આ મુદ્દો મનમા રાખી હવે આપણે પદનો ભાવ વિચારીએ —

> चेतन! ऐसा ज्ञान विचारो;
> सोहं सोहं सोहं, सोहं अणु न बीया सारो चेतन० १

અર્થ—ચેતનજી! આવા પ્રકારના જ્ઞાન–આપણપણાનો વિચાર કરો. તે હું છું હું એક છું હું અને તે એક જ છીએ, હું તે છું—આવા મોહ પદને વિચારો અને બીજો વિચાર એક લગાર માત્ર પણ સારો નથી. સોહંને વિચારો, કારણ કે તે સર્વનો સાર છે અને તેને જરા પણ વિસારે ન મૂકો ભૂલી ન જાઓ. (૧)

---

શબ્દાર્થ—ઐસા = એ પ્રકારના, એવા. સોહં = સોઽહં તે હું છું. અણુ = જરા, લગમાત્ર. બીયા = બીજા, કોઈ પણ. સારો = સારભૂત, તત્ત્વ, સત્ય. બીસારો = વિસ્મારો, વિસારો, ભૂલી જાઓ.

એ વિચારણાએ ઉત્તેજન મળ્યું, અને પરમાત્મા જેવા થવા નિર્ધાર થયો. એ પરમાત્મા તે હું છું; સત્તાગતે મારો અને તેનો એકીભાવ છે અને વસ્તુતઃ મારામાં અને તેનામાં કોઈ ફેર નથી—આવા પ્રકારની ભવ્ય જ્ઞાનવિચારણા અને અજપાજાપમાં 'સોઽહં' અક્ષરોના ચાલુ ઉપયોગથી ભેદજ્ઞાન દ્વારા અંતિમ સિદ્ધિ કેવી રીતે થઈ જાય એ હકીકત ખાસ લક્ષમાં લેવા યોગ્ય છે તેને માટે આત્માને બરાબર ઓળખવાની જરૂર છે અને તે માટે અમુક ત્યાગ અને અમુક સ્વીકારની સૂચના કરવા યોગ્ય છે આ અતિ વિશાળ પ્રયોગ બતાવવા દ્વારા 'સોઽહં' ની વિચારણાને મધ્યમાં રાખી સ્વપરનિસ્તારની ચાવી અહીં રજૂ કરે છે (૧)

निश्चय स्वलक्षण अवलंबी, प्रज्ञा छैनी निहारो;
इह छैनी मध्यपाती दुविधा, करे जड–चेतन फारो चेतन० २

**અર્થ**—ચેતનનું નિશ્ચયનયે જે લક્ષણ બતાવ્યું છે તેનો આધાર લઈ બુદ્ધિરૂપ છીણીને જુઓ. આ છીણી જ્યારે બરાબર વચ્ચે પડે છે ત્યારે એ બે વિભાગ પાડી દે છે અને જડ અને ચેતનનો વિભાગ પાડી આપે છે (૨)

**વિવેચન**—આ પ્રયોગરૂપ ચાવીમાં પ્રથમ આત્માવલંબન કરવા માટે આત્માના લક્ષણનું આપેક્ષિક કથન કરાવે છે. એ લક્ષણજ્ઞાન વ્યવહારથી અને નિશ્ચયથી બે રીતે થાય. નવ તત્ત્વની શરૂઆતમાં કહે છે કે "વ્યવહારનયે કરી જે શુભાશુભ કર્મનો કર્તા અને ભોક્તા છે અને નિશ્ચયનયે કરી જે જ્ઞાન, દર્શન તથા ચારિત્રરૂપ નિજ ગુણોનો જ કર્તા તથા ભોક્તા છે અથવા દુઃખ–સુખ–જ્ઞાનોપયોગ લક્ષણવંત ચેતના સહિત હોય તથા પ્રાણધારણ કરે તેને પ્રથમ જીવતત્ત્વ કહીએ. આ પ્રકારે ચેતનનું લક્ષણ બતાવ્યું છે

આમાં નયવાદ છે તેમાં વિરોધ નથી, પણ દૃષ્ટિબિન્દુના ભેદ છે વ્યવહારથી કર્મનો કરનારો અને ભોગવનારો આત્મા છે આ સાચી વાત છે. અને નિશ્ચયનયથી એનું લક્ષણ જ્ઞાન, દર્શન, ચારિત્ર, વીર્ય અને ઉપયોગ છે. તત્ત્વાર્થ બીજા અધ્યાયના આઠમા સૂત્રમાં કહે છે उपयोगो लक्षणम्—ઉપયોગ એ જીવનું લક્ષણ છે એ અનાદિસિદ્ધ સ્વતંત્ર દ્રવ્ય છે. એને આત્મા કહે છે ચેતન કહે છે જીવ કહે છે. તાત્ત્વિક દૃષ્ટિએ અરૂપી હોવાથી એનું જ્ઞાન ઇંદ્રિયો દ્વારા થતું નથી. જડમાં ઉપયોગ હોતો નથી, જ્યારે ચેતનમાં વધતોઓછો ઉપયોગ તરતમ ભાવે જરૂર હોય છે

---

શબ્દાર્થ—નિશ્ચય = પાકો નિર્ણય (જૈન પારિભાષિક—વ્યવહાર સાથે. જુઓ વિવેચન) નિશ્ચયનય અનુસાર. સ્વલક્ષણ = આત્મલક્ષણ, આત્મસ્વરૂપ (ચિહ્ન) અવલંબી = સહારો લઈ ટેકો લઈ પ્રજ્ઞા = બુદ્ધિ. છૈની = છીણી લાકડાં કાપવામાં વપરાતી લોઢાની કલમ, છેણી, લોઢાનું તે હથિયાર, જેનાથી લોઢું કે પથ્થર કાપવામાં આવે છે નિહારો = નિહાળો, જુઓ. ઇહ = આ. મધ્યપાતી = વચ્ચે પડતું, વચ્ચે પડેલી હોય ત્યારે. દુવિધા = બે પ્રકારે બે ભાગ–ટુકડા કરનારી હોઈ જડ = અચેતન, પૌદ્ગલિક. ચેતન = આત્મિક આત્માને લગતું, આત્મસંબંધી ફારો = ફાડો, વિભાગ, વહેંચણી, પૃથક્કરણ.

નિશ્ચયદૃષ્ટિએ આ પ્રમાણે આત્માનું જે સ્વરૂપ છે તેને પકડી લેવું જોઈએ. અત્યારે વ્યવહારમાં એને હરતોફરતો, રાજા ધનવાન કે ભિખારી કહેવરાવતો, સાજોમાંદો દેખીએ, પણ એની એ સ્થિતિ વ્યવહારથી છે જડ (કર્મ)ના સંબંધથી ઉપજેલી છે અને એ ક્ષણિક લાગે છે છતાં ક્ષણે ક્ષણે પલટાતી અને બહારની કોઈ આગંતુક છે ત્યારે મૂળ સ્વભાવે તો જ્ઞાન, દર્શન, ચારિત્ર, એના અસલ ગુણો છે એમાં રમણ કરવું એ એની સ્વાભાવિક દશા છે અને એનો અભ્યાસ કરવો—એનું ધ્યાન કરવું—એ સાચું આત્મજ્ઞાન છે.

જીવ અને અજીવતત્ત્વ માત્ર જાણવા યોગ્ય છે પુણ્ય, સંવર નિર્જરા અને મોક્ષ એ ચાર ગ્રહણ કરવા યોગ્ય છે એમાં પણ પુણ્યતત્ત્વ વ્યવહારથી ગ્રહણ કરવા યોગ્ય છે નિશ્ચયનયે ત્યાગ કરવા યોગ્ય છે અને પાપ આશ્રવ અને બંધ ત્યાગ કરવા યોગ્ય છે એટલે જીવતત્ત્વ જાણવા યોગ્ય હોઈ આપણે તેને બરાબર સમજીએ. એનો કર્મ સાથે દેખાતો ઘનિષ્ઠ સંબંધ પણ વારંવાર પલટાતો અને નવાં નવાં સ્વરૂપો ધારણ કરનાર હોવા છતાં પ્રયત્નથી દૂર થઈ શકે તેવો છે એટલે એ દેખીતો, જીવ સાથે મળી ગયેલ લાગતો સંબંધ પણ એનું લક્ષણ નથી, છતાં ચાલુ વ્યવહારમાં એને ધનવાન, સબળ, નિર્બળ કહી શકાય. પણ પાકા પાયે તો એ સર્વ નકામું છે ઉપલકનું છે અને જીવનું પોતાનું ન હોઈ વળગી પડેલું છે વ્યવહારસ્વરૂપ તરફ ન જોતાં એ(ચેતન)નું નિશ્ચયસ્વરૂપ બરાબર વિચારવા યોગ્ય છે કારણ કે સાધ્યદૃષ્ટિએ નિશ્ચયસ્વરૂપ અવલંબન કરવા યોગ્ય છે પરમ આદેય છે અને આજુબાજુનો કચરો નીકળી જતાં અવશેષ રહેલી મૂળ વસ્તુ છે.

આ ચેતનના મૂળ સ્વરૂપના લક્ષણનું અવલંબન લો અને પછી તમારી પાસે બુદ્ધિ-પ્રજ્ઞારૂપ છીણી છે તેને જુઓ. છીણી એકના બે કરવામાં ઉપયોગી થઈ પડે છે. બુદ્ધિરૂપ છીણી ચેતનની અંદર ઊતરે છે એની વર્તમાન દશા અવલોકે છે એના મૂળ સ્વરૂપને વિચારે છે એની હસ્તી લાગેલ મેલ ઓળખે છે એ એની મૂળ વસ્તુ નથી પણ આગંતુક છે એ વાત એ બતાવી આપે છે. જેમ ખાણમાંથી નીકળતા સુવર્ણમાં માટી સાથે હોવા છતાં સુવર્ણનું સુવર્ણત્વ બહાર લાવવા અગ્નિ અને રસાયણનો પ્રયોગ કરવો પડે છે તેમ ચેતન અને જડનો ભેદ પાડવા માટે પ્રજ્ઞારૂપ છીણીનો ઉપયોગ કરવો પડે છે. આ સ્વભાવ અને વિભાવનું પૃથક્કરણ કરી આપનાર પ્રજ્ઞાનો મહિમા મોટો છે, અને નિરંતરના અભ્યાસનો વિષય બનાવવા યોગ્ય છે પોતાના અને પારકાંની વહેંચણીની બેસમજણને પરિણામે ભારે ક્લેશ અને રખડપાટા થયા છે. તેથી આ પ્રજ્ઞા-છીણીને સ્વીકારી તેનો ઉપયોગ કરવા માટે તેને મગજમાં રાખો અને છીણી જેમ લાકડાને ચીરીને તેના બે ભાગ કરી આપે તેમ તેની મારફત જડ અને ચેતનનો ફેંસલો કરી લો. આ જડ અને ચેતનનું જ્ઞાન વહેંચણી સ્થિરતા પ્રાપ્ત કરવાનો રામબાણ ઉપાય છે અને આનંદ પ્રાપ્ત કરવાનો સામાયિક પ્રયોગ છે અને હાથે કરીને ઊભી કરેલી કે માથે આવી પડેલી અનેક ઉપાધિનો છેદ લાવનાર છે એ કારણે પ્રજ્ઞા-છીણીની ખાસ અગત્ય છે. (૨)

અહીં કુબુદ્ધિ માટે જે વિશેષણો આઠ પદમા છે તે જ બરાબર ચૌદમા પદમા વાપર્યા છે અને ચેતનજીને સૂચવ્યું છે કે તમારા જેવા સારા માણસ તે આવી સ્વચ્છંદી, કુટિલ, વાંકી, કુબુદ્ધિ જેવી રખડુ બાઈની સોબતે ચઢીને પોતાની ઇજ્જત શા માટે બગાડે છે? આને મળતો જ ભાવ આઠ પદમાં જુદા સ્વરૂપે બતાવ્યો છે અહીં ચેતનને સીધો ઉપદેશ આપી કુટિલ કુલટા કુબુદ્ધિને છોડી દેવાનું સૂચવન કરે છે.

જે નિજ બારો —આ પ્રમાણે કુબુદ્ધિનો ત્યાગ કરવો એ પોતાનો સાચો ઇલાજ છે આ રસ્તે સંસારવ્યાધિનો છેડો છે દુ:ખદર્દનો ઉપાય છે અને ભવવ્યાધિનો ઇલાજ છે. અથવા કુમતિને તજી દો એટલે પોતાનો ઉપાય–ઇલાજ થાય.[1] આ રીતે પ્રજ્ઞા–છીણીથી જડ–ચેતનનો જુદો કરી સોહંને બરાબર ઓળખી, મોહને હઠી, સમભાવનો વારો લાવો અને કુમતિને છોડી દો. એમ કરીને તમે આનંદ–પદમા બેસી તમારો પોતાનો અને અન્ય ભવ્ય પ્રાણીઓનો નિસ્તાર કરો. આનંદ–પદનો મહિમા અન્યત્ર ખૂબ ગાયો છે. યોગીસરે પોતાના નામ સાથે આનંદ શબ્દ જોડી અથવા આનંદને જ પોતાનું નામ બનાવી આનંદનો મહિમા અનેક પદમાં ગાયો છે અને આનંદ શબ્દ જાતે અતિપ્રેમ ઉત્પન્ન કરનાર હોવા ઉપરાંત ઉચ્ચારણ અને અનુભવમા ભારે લહેર કરનાર છે સ્વ–પરનો નિસ્તાર કરવો સાદી વાત છે, પણ ક્યારે? જ્યારે ઉપરની શરતો પૂરી પાડવામાં આવે ત્યારે; એની વર્તનામા સ્વપરનો નિસ્તાર છે (૪)

ઉપસંહાર—આ રીતે આનંદ પદે બેસવાના માર્ગનું દર્શન કરાવ્યું જ્ઞાનવિચારણા વગર આટલી પૃથક્કરણશક્તિ આવે નહિ અને વ્યવહાર–નિશ્ચયના પાસાને બરાબર પિછાન્યા વગર તુલનાશક્તિ ખીલે નહિ. જ્ઞાનવિચારણાની આવી વિચારધારા બતાવવા ઉપરાંત ચારિત્રમાર્ગમા કઈ રીતે ગમન કરવું એનું શાસ્ત્ર અહીં સંક્ષેપમાં બતાવી દીધું છે. એમાં ખરો ચમત્કાર નિશ્ચય–સ્વલક્ષણના આલંબનમા બતાવ્યો છે. આઠ વ્યક્તિ આત્માનું વ્યવહારુ' લક્ષણ વિચારે, અને તેના પર ચર્ચા–વિચારણા કે ઉપદેશની રચના કરે. યોગી વ્યવહાર પર લક્ષ રાખે, પણ એની નજર નિશ્ચય પર હોય છે અને એના ધ્યાનમાં સોહં 'જ હોય છે.

---

૧. 'જ્યું'નો અર્થ દરે થતો હોય એમ જણાય છે 'વદૃ'નું રૂપક દેશ તો કેટલાથી ૨ થાય નહી. કોઈ અપભ્રંશ શબ્દ જણાય છે આખ સબંધ પરથી જુઓ છે. કુમતિને છોડી દેવી એ ભવવ્યાધિમાંથી છૂટવાનો ઉપાય છે

'બાર'નો અર્થ દરવાજો પણ થાય છે એ અર્થમાં આખ બરાબર બેસતો આવે છે કુમતિ એ દરવાજો છે અને તે કાઢવો એને છોડી દો. જે નો અર્થ અહીં તે કરવો. આખ એ રીતે વધારે સ્પષ્ટ બને છે અથવા બારો એટલે પશુ–પક્ષીનો ખોરાક અર્થ ગુજરાતી ભાષામાં થાય છે ત્યાં અર્થ સ્પષ્ટ છે તમારો અત્યારે જે ખોરાક થઈ પડ્યો છે તેને છોડી દો. આ રીતે પણ મળતો ભાવ આવે છે

–વિવેચનકાર.

જ્ઞાનવિચારણાની જે ધારા અત્ર બતાવી છે એમાં આત્માના નિશ્ચય લક્ષણ પર ભાર મૂકી વિચારણા કરવા પ્રેરણા કરી છે એટલે એમાં ચેતનના જ્ઞાન, દર્શન, ચારિત્ર, વીર્ય અને ઉપયોગ લક્ષણ પર ભાર મૂકવાની વાત કરવા સાથે પ્રજ્ઞા છીણીના ઉપયોગમાં સ્વપરનું વિવેચન કરવા કહ્યું છે અને મોહને કાઢી દઈ સમ 'નો વાસો લઈ આવવાનું બતાવ્યું છે. એમાં માત્ર જ્ઞાનવિચારણા કરી બેસી ન રહેતાં વિશુદ્ધ અને વિશિષ્ટ વિચારણા કરવા આગ્રહ સેવ્યો છે તે ખૂબ સમજવા જેવો છે માત્ર નિશ્ચયદૃષ્ટિની વાતો કરવાથી સાધ્ય નજીક પહોંચી શકાતું નથી, સમતાનો અનુભવ થતો નથી અને આનંદ-પદે પહોંચી શકાતું નથી. માટે જો સ્વપરનો નિસ્તાર કરવો હોય તો સ્વને ઓળખવો, સ્વનો સ્વીકાર કરવો, મોહને કાઢી દેવો અને તે માટે સોહં 'નો નિરંતર જાપ કરવો અને વિષયાશ્રયની બુદ્ધિને છોડી દેવી.

આ વિચારધારા ખૂબ ખ્યાલવા જેવી છે. શુષ્ક વાતોથી કે ઊંચી ભૂમિકા સંબંધી મોટ મોટ કરવાથી કાંઈ વળે તેમ નથી. માત્ર જ્ઞાન નકામું છે; માત્ર ક્રિયા બરાબર રીતે પૂરા કામમાં આવે તેમ નથી; તેથી બુદ્ધિશક્તિનો ઉપયોગ વિચારણા કરવા ઉપરાંત તદનુસાર વર્તના કરવામાં કરવાનો છે આ રીતે આનંદ-પદે બેસાય, આ રીતે સ્વનો નિસ્તાર થાય, અને આ રીતે શાશ્વત આનંદને પોતાનો કરી શકાય. આવી રીતે પરમાત્મા હું પોતે જ (સિદ્ધ) છું એવો ભાવ બેસે, ત્યારે સમજવું કે ખરી જ્ઞાનવિચારણાની ચાવી સાંપડી છે.

આ પદમાં કેટલાક શબ્દપ્રયોગો તદ્દન ગુજરાતી છે ચારો ધારો હારો બેસી વગેરે. એ ઉપરાંત આખું ન બીજા સારો જેવા વિલક્ષણ પ્રયોગ છે એ હકીકત આનંદઘનજીની ભાષાના સંબંધમાં જે વિચાર અને નિર્ણયો ઉપોદ્ઘાતમાં બતાવ્યા છે તેને પુષ્ટિ આપે છે[1] એકંદરે આ પદ આનંદઘનજીનાં બીજાં પદોને અનુરૂપ છે એમાં કુબુદ્ધિ માટે વાપરેલ વિશેષણો અન્યત્ર એ જ રૂપે લગભગ વપરાયલાં છે અને ભાવપ્રયોગ, ભાવ વાહિતા અને આદર્શ દર્શન અતિ ઉચ્ચ છે છતાં પ્રતમાં એ પદ નથી એ નવાઈની વાત છે ગુણપ્રાપ્તિની દૃષ્ટિએ, આદર્શ સ્પષ્ટતાની ખાતાતે અને વર્તનનિર્ણયની અપેક્ષાએ આ પદ ઘણું ઉચ્ચ સ્થાન ભોગવે છે એમ વિવેચકની માન્યતા છે એના કર્તૃત્વની વાત બાજુ પર મૂકીએ તોપણ એમાં ભારે ભાવદર્શન છે એમાં મજબૂત ભેદ તત્ત્વ છે અને હૃદયને અસર કરે તેવી વિચારસરણી છે. આ પદને વારંવાર વિચારવાથી અને એના પુનઃ પુનઃ પરાવર્તનથી માર્ગ સૂઝી આવશે એમ જરૂર લાગે છે એના પર પૂરતી વિચારણા કરવા વિજ્ઞપ્તિ છે (૮૧)

૧ શ્રી આનંદઘનજીનાં પદો, ભાગ ૧ ઉપોદ્ઘાત (શ્રીમદ્ આનંદઘનજી અને તેમનો સમય), પૃ. ૩૮

## ૫૬ વ્યાસીમું

ભૂમિકા—જૈન યોગનો સાર વિષયકષાય પર વિજય છે. વિષયો સ્થૂળ ઇંદ્રિયોને સંબંધે છે ત્યારે આંતર રાજ્યમાં મનોવિકારો કષાયને સંબંધે છે. આ બાહ્ય અને આંતર સંબંધો પર સંયમ એટલે યોગ; યોગનો વિજય એટલે આદર્શસિદ્ધિ અને જૈન યોગ એટલે યોગવિજયની યાત્રામાં પ્રવેશ અને પ્રયાસ. ઇંદ્રિય પાંચ છે. તેના વિષયો ત્રેવીશ છે તે પર અન્યત્ર વિવેચન થયું છે. સ્પર્શન, રસના, ઘ્રાણ, ચક્ષુ અને શ્રોત્ર એ પાંચે ઇંદ્રિયો પ્રત્યે જેટલી પરાધીનતા તેટલો સંસાર અને તેના પર જેમ જેમ વિજય થતો જાય તેમ તેમ નિવૃત્તિનગરીની સન્મુખતા. આ દીવા જેવી વાત છે છતાં પુનરાવર્તનને યોગે પણ માનસ સંમુખ વારંવાર ધરવા યોગ્ય છે. પ્રત્યેક ઇંદ્રિયો પોતપોતાના સ્થાને હોય છે ત્યારે તે બહુ ભાગ ભજવે છે પણ જ્યારે એમાં લપટાતા થાય છે ત્યારે તે ચેતનજીને સંસાર સંમુખ એવી જાય છે. યોગીને પણ પાંચે ઇંદ્રિયો હોય છે અને તે ખાય છે ત્યારે તેને સ્વાદ આવે છે અને જુએ છે ત્યારે આંખ કામ કરે છે. પણ એમાં જ્યારે ગૃદ્ધ થાય, એમાં જ્યારે મોજ આવે, એ ન હોય ત્યારે જીવન આકરું લાગે, ત્યારે એ પ્રાણીને સંસારમાં રઝળાવે છે, એને મોક્ષથી પરાઙ્મુખ કરી દે છે અને એને તદ્દન પરભાવમાં રસ લેતો, અનાત્મદશા અનુભવતો અને બાહ્યાત્મભાવમાં રખડતો કરી મૂકે છે.[1] આ પરાધીન દશામાંથી મુક્ત થવાનો ઉપદેશ યોગીઓ પોતાના દાખલાથી કે એમ કાવ્યો કે ઉપદેશ દ્વારા આપી રહ્યા છે. તેઓ બતાવી ગયા છે કે એક એક ઇંદ્રિયો જ્યારે પરાધીન દશાએ પરાકાષ્ઠા સુધી પહોંચે છે ત્યારે પ્રાણી સંસારમાં મૂર્છા પામે છે. ગાયનના રસમાં મોહકપટ હરણ જીવન ગુમાવે છે. ખાવામાં રસિક બનેલ માછલું મીઠી ગોળી દેખી પકડાઈ જાય છે કે ચોકાઈ જાય છે. અને બનાવટી હાથણીનો સ્પર્શ કરવા દોડી આવતો હાથી હાથણીને જુએ છે પણ ખાડાને સામે હોવા છતાં દેખતો નથી અને પકડાઈ જાય છે. પતંગિયું ઝગઝગતી દીવાની જ્યોત જ જુએ છે પણ એની ગરમી કે એનો દાહકત્વભાવ વિચારતું નથી. એક એક ઇંદ્રિયમાં પરવશ થનાર પ્રાણીની આવી

---

૧ દરેક ઇંદ્રિયોમાં લપટાતા જેનો લાભ બને છે તેની આખી રચના સમજવા માટે નીચેનાં પાત્રોનું કામ વિચારમાં નાખી દે તે રીતે શ્રી સિદ્ધર્ષિએ ઉપમિતિભવપ્રપંચકથામાં ચીતર્યું છે:

સ્પર્શન સાથે અકુશલમાળા (પ્રસ્તાવ ૩ પ્રકરણ ૫); રસના સાથે લોલતા (પ્રસ્તાવ ૪ પ્રકરણ ૨); ઘ્રાણ સાથે ભુજંગતા (પ્રસ્તાવ ૫, પ્રકરણ ૧૮); ચક્ષુ સાથે યોગિની દૃષ્ટિદેવી (પ્રસ્તાવ ૬ પ્રકરણ ૧૩); શ્રવણ સાથે રાગ (પ્રસ્તાવ ૭ પ્રકરણ ૧૨).

આ સ્થાનોમાં ઇંદ્રિયો અને તેમાં લોલુપતાનો એક વિશિષ્ટ દૃષ્ટિએ બતાવ્યો છે તે ખાસ સમજવા યોગ્ય છે. ઇંદ્રિયોમાં આસક્તિ એ પરભાવરમણતા છે. એને ઓળખવી એ ભિન્ન વાત છે અને એના પર વિજય મેળવવો એ પ્રકાર પર સ્થૂલ વિજય મેળવવાની આદર્શસિદ્ધિ છે. —વિવેચનકાર.

દશા થાય છે એ વાત ખાસ ધ્યાનમાં રહે. તેની સાથે જે પાંચેને પરવશ હોય અથવા જેની પાંચે ઇંદ્રિયો મોકળી હોય—જે આજે એને આધીન થઈ જતો હોય તો સાથે મીઠાઈ ખાવામાં રસ લેતો થતો હોય—આવા સર્વ ઇંદ્રિયોને પરાધીન બનેલા પ્રાણીના કેવા હાલ થાય તે વિચારવા જેવું છે

અહિંસા, સંયમ અને તપ પર આખો જૈન યોગ રચાયેલો છે તે પૈકી સંયમ યોગમાં ઇંદ્રિયસંયમ બાહ્યાત્મભાવ પર વિજય સૂચવે છે, જ્યારે કષાય પર વિજય અંતરાત્મભાવ પર વિજય સૂચવે છે. બાહ્યાત્મ ભાવ છોડી અંતરાત્મદશામાં સ્થિર થાય તે પરમાત્મપદ પામે —એ બત્રીશ સૂત્રનો મુખ્ય આધાર સંયમ ઉપર છે અને સંયમમાર્ગે સંચરનાર માટે ઇંદ્રિયો પર કાબૂ એ અતિ મહત્ત્વનો વિષય છે.

એ ઇંદ્રિયના વિષયમાં પણ સ્પર્શેન્દ્રિયનો વિષય બહુ આકરો છે સ્પર્શનો વિષય સ્ત્રી-પુરુષના સંબંધને સૂચવે છે એના પર સંયમ લાવવો વધારે આકરો છે. એટલા માટે પાંચ ઇંદ્રિયો પૈકી સ્પર્શન પર વિજય કરનારને 'બ્રહ્મચારી'નું સુંદર બિરુદ આપવામાં આવે છે કામદેવ-પુષ્પધન્વાની અસર નીચે કેટલીક વાર મોટા મુનિવરો પણ લપસી જાય છે કેટલીક વાર આગેવાન કે દોરવણી આપનારા પણ એને વશ પડી જાય છે વિનમિ કે નંદિષેણ જેવા ત્યાગી એની અસર તળે આવી જતા પરાધીન બની જાય છે છતાં યોગ્ય મનોનિગ્રહથી એના પર વિજય મેળવનારા પણ પડ્યા છે સુદર્શન શેઠ કે સ્થૂલિભદ્રનાં ચરિત્રો વાંચીએ કે વિજય શેઠ જેવા ગૃહસ્થીના ત્યાગનો વિચાર કરીએ ત્યારે એ સુખ પ્રયત્નસિદ્ધ છે એમ લાગ્યા વગર નહિ રહે. બ્રહ્મચર્યની બાબતમાં ઢીલાપોચાપણું બતાવનાર કોઈ પણ મહાન કામ કરી શકતા નથી, ચેતનને આગળ ધપાવી શકતા નથી અને સંસારના ચક્રમાં પડી જાય છે તેનું કારણ એ જણાય છે કે બ્રહ્મચર્ય વગર સર્વ શક્તિનો સંગ્રહ થઈ શકતો નથી. એટલા માટે યોગમાં આગળ ધપવા માટે, ધ્યાનની તાકાત મેળવવા માટે અને સમાધિયોગ સાધવા માટે બ્રહ્મચર્ય રહેવાની પ્રાથમિક આવશ્યકતા છે, એ વાત વૈદકીય દૃષ્ટિએ માન્ય છે યોગ દૃષ્ટિએ સ્વીકાર્ય છે અને આત્મિક દૃષ્ટિએ આવશ્યક છે. આ બ્રહ્મચર્યનો મહિમા અનેક ગ્રંથોમાં ગવાયો છે સર્વ શક્તિનો સંગ્રહ કરનાર, શરીર ઘસતો તેજપુંજ બનાવનાર, અસાધારણ વીર્યવત્તાને પ્રાપ્ત કરાવનાર એ બ્રહ્મચર્યને વિજયની એની મહત્તા શ્રી પાર્શ્વનાથ ભગવાન—ત્રેવીશમા તીર્થંકર—ની સ્તુતિ દ્વારા બાઈએ.

આ ગુણગાનમાં પરની નિંદા કરવાનો કે તેની અલ્પતા બતાવવાનો આશય નથી; એવી વૃત્તિ આનંદઘનમાં હોઈ પણ શકે નહિ જે ઉચ્ચ ભાવનાથી એ યોગી રામ કહો, રહેમાન કહો, કોઈ કાન કહો, મહાદેવ રે એવું બોઈ ગયા છે (પદ સડસઠમું) તે કોઈ પણ પ્રસંગે ટીકા કે નિંદા કરે નહિ પણ એમના ચરિત્રો પરથી સરખામણી કરી વામા નંદનની સ્તુતિ કરે, એમાં એમના વામાનંદનની વીતરાગભાવનાને અને મદન પરના વિજયને બહાર લાવવાની વાત જ હોય. આવા મહાયોગી અન્યની ટીકા કે અપભ્રાજના ન જ કરે

ઉપસંહાર—આ પદમાં બ્રહ્મચર્યનાં ગુણગાન દ્વારા પ્રભુ પાર્શ્વનાથની સ્તુતિ કરી છે એ ગુણ એટલો મોટો છે કે એને અંગે અહીં સ્તુતિના શબ્દો વાપર્યા છે તે વધારે પડતા નથી. કામદેવ જ્યારે પ્રાણી ઉપર જોર ચલાવે છે ત્યારે પ્રાણી આકરા કર્મો બાંધે છે મહા તીવ્ર અધ્યવસાયો સેવે છે અને અનેક રીતે નીચો ઉતરી જાય છે એને પ્રેમપાત્ર સિવાય બીજું સૂઝતું નથી, એને ખાવુંપીવું ગમતું નથી એને વિરહપીડા મહાબાધા કરે છે એને સગપણ, સંબંધ કે સ્નેહ આકરા લાગે છે અને વિક્રમોર્વશીના વિક્રમની પેઠે એ તો જંગલે જંગલે, નદીકાંઠે અને સરોવરની પાળે પ્રિયાને જ ભાળે છે! એને ભ્રમરના ગુંજારવમાં કે ભ્રમણમાં પત્નીના પડઘા દેખાય છે અને એની બોલીચાલી કે વર્તનમાં વિવેકીની નજરે ઘેલછા, દીન અને પરાધીનતા દેખાઈ આવે છે એના ચાળા દારૂ પીધેલ જેવા જણાય છે સ્ત્રી-પરાધીન પ્રાણી એવા આકરાં કર્મ બાંધે છે કે સંબંધની દૃષ્ટિએ એની કર્મોની ગાઢતા બહુ તીવ્ર બની જાય છે અને એમાંથી છૂટવા પ્રાણીના આકરા બંધ તૂટી જાય છે

એક જગ્યાએ શાસ્ત્રકારે કહ્યું છે કે બીજી સર્વ ક્રિયા કરતા પ્રાણી કર્મબંધનો નાશ કરી મોક્ષ મેળવી શકે છે બાહ્ય દૃષ્ટિએ સમાન ક્રિયા કરનાર બે વ્યક્તિઓ પૈકી એક કર્મનો બંધ કરતો હોય છે ત્યારે બીજો કર્મની નિર્જરા કરતો હોય છે. પણ સ્ત્રીસેવન કરનારને તે ક્રિયાની પ્રવૃત્તિ કરતી વખતે મોક્ષ મળ્યો નથી મળવાનો સંભવ નથી, તેમજ એ વખતે કર્મની નિર્જરા થવાનો દાખલો બન્યો નથી. એનું કારણ ઉઘાડું છે સર્વ ઇંદ્રિયોની એકાગ્રતા થાય, મન-વચન-કાયાના યોગો દુરવસ્થામાં એકતાન થઈ જાય અને વિવેક વિચારણા અને ધ્યાન ભુલાઈ જઈ વિષય પર એકરસતા થાય, ત્યારે જ એ સેવનની ભૂમિકા પ્રાપ્ત થાય છે, અને પ્રાપ્ત થાય ત્યારે એમાં વિરાગનો છેદ થઈ જાય છે સમભાવને તિલાંજલિ મળે છે નિર્વેદનો નાશ થઈ જાય છે અને સ્વનું ભાન ભૂલી પ્રાણી એકાંત પુદ્ગલ વશ બની જાય છે પરાધીન થઈ જાય છે અને જાત ઉપરનો કાબૂ ખોઈ બેસે છે. અને તેટલા માટે બ્રહ્મચર્યનો મહિમા સર્વ શાસ્ત્રોમાં ગાયો છે દુનિયામાં એની પ્રશંસા થઈ રહી છે અને એનામાં એક રસ જમાવનારનો મહિમા ગવાઈ રહ્યો છે

જે બ્રહ્મચર્ય યોગની પ્રથમ ભૂમિકા ગણાય, જે અંગીકાર્યા વગર એક પણ યોગ ભૂમિકામાં પ્રગતિ થઈ શકે નહિ, જે બ્રહ્મચર્યનો મહિમા સ્થૂલિભદ્રે વર્તી બતાવ્યો, જેના પ્રતાપે શેઠ સુદર્શનની શૂળી ભાંગી ગઈ જેણે સુભદ્રા પાસે કાચે તાંતણે ચાળણીમાંથી જળ કઢાવી ધર્મનો મહિમા રાખ્યો, જેણે અનેક રજપૂત રણશૂરાઓને નામ અને નામના અપાવ્યા અને જેણે મહાઅભ્યાસી પ્રખર ન્યાયશાસ્ત્રી ઉપાધ્યાય શ્રીમદ્ યશોવિજયજીને મુખે—

મૂળ ચારિત્રનું એ ભલું, સમકિતવૃદ્ધિ નિદાન,
શિયલ સલિલ ધરે જિકે, તસ હુવે સુજસ વખાણ.

એમ ગવરાવી શિયલને ઉચ્ચ પદ અપાવ્યું—આ બ્રહ્મચર્યને નમસ્કાર છે એના પાળનાર

ધન્ય છે, એને સમજનાર વિરલા છે અને એને જીવનાર કેટલા પણ હોય છે. આ સર્વ જનસંમત ગુણને અંગે અનેક ગ્રંથો લખાયા છે પણ એને પકડવા જવું તે સહજસાજ થઈ આવે તેવું કામ નથી. અને તેથી આનંદઘન નામાનંદ શ્રી પાર્શ્વપ્રભુને અભિનંદન આપતાં તેમની કામની સુયોગ્ય પ્રશંસા થઈ છે.

આવા વડવાનલ જેવા કામાગ્નિને પી જનાર મહાયોગી જે હોય, જ્યાં હોય, જેવા હોય, તેને ત્યાં, તેવા હોવાને કારણે હૃદયથી નમન છે! (૮૨)

## પદ ત્યાશીમું

ભૂમિકા—આનંદઘનજીનું આ પદ ઘણી ભાત પાડે તેવું છે. એ અત્યંત આકર્ષક હોવા ઉપરાંત એમાં રૂપકો દાખલ કર્યાં છે. આત્મસંશોધન માટે રૂપકના ઉપયોગની પદ્ધતિ યોગિરાજે કોઈ કોઈ પદમાં સ્વીકારી છે.[1] રૂપકોનું ઉપદેશમાં શું સ્થાન છે, એ પદ્ધતિ જૈન કથાસાહિત્યમાં કોણે દાખલ કરી, ક્યારે ચાલુ થઈ, એને વધારે વેગ ક્યાર પછી મળ્યો, સાહિત્યકારોએ કેવી રીતે આપ્યો અને જૈન-જૈનેતર સાહિત્યમાં એ પદ્ધતિનો મહિમા કેવો વાધ્યો છે તે પર વિસ્તારથી ચર્ચા મેં શ્રીઉપમિતિભવપ્રપંચાકથાના ઉપોદ્ઘાત તરીકે લખેલા શ્રીસિદ્ધર્ષિ નામના ગ્રંથમાં કરી છે. શ્રીસિદ્ધર્ષિ મહારાજે મોટી રૂપકકથા લખી આખા સંસારચક્રનું વર્ણન આકર્ષક રીતે કર્યું અને શ્રીવૈરાગ્યકલ્પલતામાં તેનું અનુકરણ શ્રીયશોવિજય ઉપાધ્યાયે કર્યું. એ તો મોટા ગ્રન્થ ગ્રંથો છે. આ પદમાં શ્રી આનંદઘનજી મહારાજે અંતર્યામીનું સ્થાન બતાવવામાં ઉપમાનોનો ઉપયોગ કર્યો છે અને સુંદર રૂપકો મૂક્યાં છે. એ દરેક રૂપક આંતર દૃષ્ટિએ વિચારવા લાયક છે. અત્ર એ રૂપકશૈલી પર વધારે વિવેચન ન કરતાં માત્ર શ્રી સિદ્ધર્ષિ ગ્રંથનો હવાલો આપી આ પદના ભાવ સુજ્ઞને સૂચવી દઈએ.

પ્રથમ એમાં જે સ્થાન પ્રાપ્ત કરવાનું છે તેનો નિર્દેશ કરવામાં આવ્યો છે. તેનો દેશ, પ્રાંત, ત્યાંના રાજા, પ્રધાન કેવા હોય, કેવા હોય તેનો પરિચય કરાવ્યો છે. એમાં એ સ્થાન-શેરીનું વર્ણન, એના પોળિયાનું વર્ણન, એ નગર કઈ નદી પર આવેલ છે એનું વર્ણન કર્યું છે. સાથે સાથે એ નગરનું વાતાવરણ કેવું છે, એ સ્થાનનો મહિમા કેવો ભારી છે અને એ નગરમાં અનેક સગવડો ઉપરાંત અનેક પ્રકારની અગવડોનો અભાવ છે તે બતાવેલ છે, અને વખતે ફરી આવો અવસર વારંવાર મળતો નથી, માટે મળેલ અવસર ન ચૂકવા પ્રેરણા કરી છે. અવસર ન ચૂકવા માટે ૧મા પદમાં પણ પ્રેરણા આપશે, પણ આ પ્રેરણા તદ્દન જુદી રીતે આપનાર છે. ત્યાં જીવનની અસ્થિરતા, ધનમાલ અહીં રહી જવાની સ્પષ્ટતા બતાવી અવસરનો લાભ લેવા વાત કરી છે. અહીં સાધ્ય સ્થાનની

૧ પદ ૯૮ ૯૯ની હકીકત તથા પદ ૧૨મા વૈરાગ્યને જોયા પછી વર્ણવશે, તથા પદ ૧૨માં પ્રભુને પ્રીતમ કર્યે, એ એના દાખલા છે. —વિવેચનકાર

ધન્ય છે એને સમજનાર વિરલા છે અને એને જીવનાર કેટલા પણ હશે? છે? આ સર્વ જનસંમત ગુણને અંગે અનેક ગ્રંથો લખાયા છે પણ એને પાળવા જવું તે સહજસાધ્ય થઈ આવે તેવું કામ નથી. અને તેથી આનંદઘન વામાનંદન શ્રી પાર્શ્વપ્રભુને અભિનંદન આપતાં તેમની ક્ષમાની સુયોગ્ય પ્રશંસા થઈ છે.

આવા જ વાનગી જેવા કામાગ્નિને પી જનાર મહાયોગી જે હોય, જ્યાં હોય, જેવા હોય, તેને ત્યાં, તેવા હોવાને કારણે, હૃદયથી નમન છે! (૮૨)

## પ ત્યાશીમું

ભૂમિકા—આનંદઘનજીનું આ પદ જુદી ભાત પાડે તેવું છે એ અત્યંત આકર્ષક હોવા ઉપરાંત એમાં રૂપકો દાખલ કર્યા છે. આત્મસંશોધન માટે રૂપકના ઉપયોગની પદ્ધતિ યોગિરાજે કોઈ કોઈ પદમાં સ્વીકારી છે.[1] રૂપકોનું ઉપદેશમાં શું સ્થાન છે એ પદ્ધતિ જૈન કથાસાહિત્યમાં કેવું દાખલ થઈ, ક્યારે ચાલુ થઈ એને વધારે વેગ ક્યારે મળ્યો, મોટા સાહિત્યકારોએ કેવી રીતે આપ્યો અને જૈન-જૈનેતર સાહિત્યમાં એ પદ્ધતિનો મહિમા કેવો આવ્યો છે તે પર વિસ્તારથી ચર્ચા મેં શ્રીઉપમિતિભવપ્રપંચકથાના ઉપોદ્ઘાત તરીકે લખેલા 'શ્રીસિદ્ધર્ષિ' નામના ગ્રંથમાં કરી છે. શ્રીસિદ્ધર્ષિ મહારાજે મોટી રૂપકકથા લખી આખા સંસારચક્રનું વર્ણન આલંકારિક રીતે કર્યું અને શ્રીવૈરાગ્યકલ્પલતા માં તેનું અનુકરણ શ્રીયશોવિજય ઉપાધ્યાયે કર્યું એ તો મોટા ગ્રંથો છે. આ પદમાં શ્રી આનંદઘનજી મહારાજે અંતર્યામીનું સ્થાન બતાવવામાં ઉપમાનોનો ઉપયોગ કર્યો છે અને સુંદર રૂપકો મૂક્યા છે એ દરેક રૂપક આંતર દૃષ્ટિએ વિચારવા લાયક છે. અત્ર એ રૂપકશૈલી પર વધારે વિવેચન ન કરતાં માત્ર શ્રી સિદ્ધર્ષિ ગ્રંથનો હવાલો આપી આ પદના મર્મ સમજવાને સૂચવી દઈએ.

પ્રથમ એમાં જે સ્થાન પ્રાપ્ત કરવાનું છે તેનો નિર્દેશ કરવામાં આવ્યો છે તેનો દેશ, પ્રાન્ત, ત્યાંના રાજા, પ્રધાન કેવા હોય, કેવા હોય તેનો પરિચય કરાવ્યો છે. એમાં એ સ્થાન-શેરીનું વર્ણન, એના પોળિયાનું વર્ણન, એ નગર કઈ નદી પર આવેલ છે એનું વર્ણન કર્યું છે. સાથે સાથે એ નગરનું વાતાવરણ કેવું છે એ સ્થાનનો મહિમા કેવો ભારી છે અને એ નગરમાં અનેક સગવડો ઉપરાંત અનેક પ્રકારની અગવડોનો અભાવ છે તે બતાવેલ છે, અને પ્રાણીને ફરી આવો અવસર વારંવાર મળતો નથી, માટે મળેલ અવસર ન ચૂકવા પ્રેરણા કરી છે. અવસર ન ચૂકવા માટે ૧ મા પદમાં પણ પ્રેરણા આપી, પણ ત્યાં પ્રેરણા તદ્દન જુદી રીતે આપનાર છે ત્યાં જીવનની અસ્થિરતા, ધનમાલ અહીં રહી જવાની સ્પષ્ટતા બતાવી અવસરનો લાભ લેવા વાત કરી છે. અહીં સાધ્ય સ્થાનની

---

૧ પદ ૯૮ ૬૨ની હકીકત તથા પદ ૧ [illegible] તથા પદ ૧૦૨માં પ્રાણને પ્રીતમ કહે, એ એના દાખલા છે. —વિવેચનકાર.

દેવ! જરા સાંભળ, સાંભળ! અને કેવળજ્ઞાનરૂપ લક્ષ્મીના નિવાસ! અને શુભ માર્ગે જનાર મારા દેવ! તું બરાબર શ્રવણ કર શ્રવણ કર! મારા સાહેબા! તું આ તક ચૂકીશ મા! મારા વહાલા! તું આ અવસર જવા દઈશ મા! તને અત્યારે તક મળી છે અવસર સાંપડ્યો છે (૯૬)

વિવેચન—એક 'નિસ્પૃહ' નામનો સોહામણો દેશ છે. સ્પૃહા એટલે ઇચ્છા, આશા, પારકો માણસ ધન આપશે, મહેરબાની બતાવશે આવી આશા રાખવી એ સ્પૃહા છે. અઠ્ઠાવીશમા પદમાં 'આશા'નું જે ચિત્ર આપવામાં આવ્યું છે એના પુત્રોને જગતના દાસ તરીકે રજૂ કર્યા છે અને આશા સેવીઓને ઘર ઘર ભટકનાર કૂતરા સાથે સરખાવ્યા છે. તે આશા અને સ્પૃહામાં બહુ ઓછો તફાવત છે. અને એ સ્પૃહા—ઇચ્છા પર વિજય થાય એટલે પછી સંસારમાં રખડવાપણું રહેતું નથી. નિસ્પૃહવૃત્તિ થઈ જાય; ધન, માન, પ્રશંસા કે અન્ય કોઈ આશા, ઇચ્છા કે સ્પૃહા ન રહે ત્યારે સંસારનો છેડો આવી જાય છે. આ નિસ્પૃહતા એ શી ચીજ છે તે બતાવવા શ્રીમદ્ યશોવિજયજી ઉપાધ્યાયે એક અષ્ટક (જ્ઞાનસાર, બારમું અષ્ટક) લખ્યું છે. જ્યારે પ્રાણીને મનમાં નિશ્ચય થાય કે પોતાના મૂળ સ્વભાવ (જ્ઞાન, દર્શન, ચારિત્રાદિ) સિવાય અહીં બીજું કાંઈ મેળવવા યોગ્ય નથી અને આત્મઐશ્વર્યથી એ સંપન્ન થઈ જાય ત્યારે એ ખરો મુમુક્ષુ બને છે ત્યારે એ પોતાના 'મુનિ' નામને સાર્થક કરે છે. સદર અષ્ટકમાં બતાવ્યું છે કે— સ્પૃહાવાળા માણસોને અનેક વાર મુખદીન થવું પડે છે પોતાનું અણુ નામણું સાંભળવું પડે છે એને બાહ્ય મૂર્છા આવી જાય છે અને એના મુખ પર, વર્તનમાં અને બોલીમાં દીનતા દેખાઈ આવે છે. સ્વાર્થ એવી વસ્તુ છે કે એ પ્રાણીમાંથી વિવેકને પલાયન કરાવી દે છે અને જ્યાં જ્યારે એનો સંપર્ક થાય કે વિનાશ થાય ત્યારે પ્રાણીમાં જરૂર દીનતા આવી જાય છે. ખુશામતખોરો, ચાડિયા, ખબર આપનારા અને શેઠોની મહેરબાની મેળવવાની લાલચમાં પડેલા કે જાહેર સેવામાં આત્મપ્રશંસાની કે સત્તા હસ્તગત કરવાની લાલચે બહાર પડેલાની અંતર દીનતાનો જો અભ્યાસ કરવાથી આનો બરાબર ખ્યાલ આવે. અને અહીં થોડાં વર્ષ માટે રહેવું તેમાં તો અહીંથી લઈ ત્યાંથી લેવું કરું પછીથી તરસવું પોતાને સમજવું આને હુંસાતુંસીમાં નાખી પછી નામના કરું—આ સર્વ સ્પૃહા છે. પારકી આશા છે. પેટ ચોળીને શૂળ ઊભી કરેલી પીડાઓ છે. પારકી સ્પૃહા એ મહાદુઃખ છે અને નિસ્પૃહતા એ જ સાચું સુખ છે. સુખદુઃખનું આ લક્ષણ શાસ્ત્રકારે કહ્યું છે અને ઉપાધ્યાયજીએ એને અપનાવ્યું છે. આવું સ્પૃહાનું ચિત્ર છે.

આની સામે નિસ્પૃહતાને વિચારીએ. જમીન પર સૂવાનું હોય, ભિક્ષાથી ભોજન લઈ આવવાનું હોય, ઓઢવા માટે જીર્ણ વસ્ત્રો હોય અને ગામમાં ઘર ન હોય, સીમમાં ખેતર ન હોય, એવા નિસ્પૃહી મહાત્માને જે સુખ છે તે મોટા ચક્રવર્તી કે વડાપ્રધાનને નથી. જ્યાં આશા આવી, ત્યાં અંદરની મોજ ચાલી જાય છે. નિસ્પૃહી તો નિજાનંદમાં મસ્તી કરનાર, મહારાજાનો પણ મહારાજા છે. એ મન પર સંયમ રાખનાર મહાવીર છે. આવી

વૃત્તિ જે આત્મભૂમિકામા પ્રસરતી હોય તેને નિઃસ્પૃહ દેશ કહેવામા આવે છે. આ ભૂમિકામાંથી અ તર્યામી મેળવવો છે એટલે એ ભૂમિકાને બરાબર ઓળખી લેવાની જરૂર છે

નિઃસ્પૃહ દેશે નિર્ભય નામે નગર છે સ સારમા ભય-બીક અનેક પ્રકારની હોય છે શાસ્ત્રકાર સાત પ્રકારના ભય બતાવે છે (૧) મનુષ્યને મનુષ્યનો ભય તે ઇહલોકભય, (૨) મનુષ્યને સર્પાદિ હિ સક પશુનો ભય તે પરલોકભય. (૩) પોતાની વસ્તુ ચોરાઈ-લૂટાઈ જશે તેવી બીક તે આદાનભય, (૪) વીજળી-મોટરના અકસ્માત, બોબ પડવાનો ભય વગેરે અકસ્માતભય; (૫) ખાશુ શુ આજ્જ્યો બ ટેલ મળશે તેવો ભય તે આજીવિકા ભય; (૬) મરી જશુ અને આ બધી જમાવેલી સ્થાયત મૂકીને હાથી નીકળવુ પડશે તેની ચિ તા તે મરણભય અને (૭) દુનિયામા આબરૂ પર પાણી ફરશે એની ચિ તા તે અપયશભય.

ભય તો પાર વગરના છે ઉપરના સાત મુખ્ય ભય છે. ભયથી પ્રાણી દીન બની જાય છે સાચુ જૂઠુ બોલે છે પોતાના વ્યક્તિત્વને મારી નાખે છે અને મનની મનમાં રાખી મૂઝાયા કરે છે એને સાચી સ્વત ત્રતાનો ખ્યાલ પણ થતો નથી અને ગરીબ-બાપડો બની જાય છે આનદઘનજી પોતે સેવાની ભૂમિકામાં 'અભય, અદ્વેષ અને અખેદ'ને બતાવી શ્રીસ ભવનાથ મહારાજના સ્તવનમાં ભયને પરિણામની ચ ચળતા તરીકે વર્ણવે છે અને નિર્ભય પણા સિવાય વિકાસ નથી તે વાતને ઠસાવવા સેવાની શરૂઆતની ભૂમિકામા[1] મૂકી નિર્ભયતાને બહુ અગત્યનુ સ્થાન આપે છે નિર્ભયપણાને અ ગે ઉપાધ્યાયજી મહારાજે એક આખુ અષ્ટક (જ્ઞાનસાર-સત્તરમુ અષ્ટક) લખ્યુ છે; ત્યા ભયનુ કારણ અપેક્ષા-આશા જ બતાવ્યુ છે અને અપેક્ષા વગરના પ્રાગતિક પ્રમુખને કોઈનો ભય નથી એમ બતાવીને પછી જણાવે છે કે જે મહાત્માને કોઈ પણ વસ્તુ ગોપવવાની કે છુપાવી રાખવાની નથી, જેને કોઈ વાતનુ આરોપણ કરવાનુ નથી, કોઈ ત્યાજ્ય નથી, કોઈ દેવા યોગ્ય નથી, અને જેને જ્ઞાન દ્વારા સર્વ જ્ઞેય છે તેઓ ખરે ખરા નિર્ભય છે આમા જે જાતનો અનાસક્તિભાવ દેખાઈ આવે છે તેનો વિચાર કરીએ ત્યારે નિર્ભયપણાની ભવ્યતાનો ખ્યાલ આવે જેને પોતાના ચારિત્રમાં રમણ કરવુ છે જેની પાસે અખડ જ્ઞાનનુ મહાસામ્રાજ્ય છે તેવા સ ત પુરુષને કોનો ભય હોય? આવી રીતે નિર્ભયપણાની મહત્તા સ તોએ અને સાધુઓએ ગાઈ છે

અને વ્યવહારમા નિર્ભય પ્રાણીને નાનુ સરખુ શક્ય છે એ જાહેરમા યથાવસર યોગ્ય ભાષામાં સાચો અભિપ્રાય આપી શકે છે અને ચારિત્રબળથી સમાજનુ કે સ ઘનુ હિત સાધી શકે છે. મોટાની શેહમાં અ જાઈ જનાર, શ્રીમ તો કે ધનાઢ્યોની ખુશામત કરનાર, કપટી કે ક્રોધી માણસો કદી નિર્ભય થઈ શકતા નથી, અને સ્વપરની પ્રગતિ સાધી શકતા નથી. આવા વાતાવરણવાળુ 'નિર્ભયનગર' છે

વસે અ તરજામી—એવા નિઃસ્પૃહદેશમાં આવેલા નિર્ભયનગરમા અ તર્યામી વસે છે.

---

૧ આનદઘન ભાગ ૪ સ્તવ ૩

અંતર્યામી પ્રભુ પોતે છે અને તું પોતે અંતર્યામી થઈ શકે તેવો છે, તું તે છે જ. માટે ફેંકી દે પ્રમાદ છોડી દે શાંતિમાં બેસી જા, ઓળખવા કર અને સામે જોવાને બદલે અંદર જો એટલે ત્યાં અંતર્યામી દેખાશે. આ અંતરજામીની શોધ—ઓળખાણમાં આગળ વધીએ.

શબ્દ વસ્તુવિચાર—એ નિજઘનગરનો રાજા 'વસ્તુવિચાર' નામનો છે. વસ્તુમાં પૌદ્ગલિક અપૌદ્ગલિક સર્વ ચીજો આવે. વસ્તુની વ્યાખ્યા સમજવા માટે પચાવનમા પદમાં સતની વ્યાખ્યા ઉપર વિવેચન કર્યું એ રીતે આપ્યાને ઓળખી-જાણી શકાય. આવી રીતનો વસ્તુઓનો વિચાર કરી શકે તે આત્મા કહેવાય. એનામાં અનંત જ્ઞાનની શક્તિ છે જે ભૂત, ભાવી, વર્તમાનને જાણી-દેખી શકે છે અને સારાસાર વિચારી આદર-સ્વીકાર અને ત્યાગ કરી શકે છે. જ્યારે એ અંતરાત્મદશામાં આવે ત્યારે એની વસ્તુવિચારણા સ્પષ્ટ થાય છે. વસ્તુવિચાર અને અંતર્યામી વચ્ચે થોડો ફેર છે. અંતર્યામી તો આદર્શ છે, આદર્શસ્થાને પહોંચી ગયેલ છે અને વસ્તુવિચાર તો બાહ્ય કે અંતર બન્ને દશામાં પ્રાપ્ય છે. એની તરતમતા હોય, પણ એ પ્રત્યેક આત્માને જરૂર હોય છે અને છેવટે કોઈ નહિ તો અક્ષરનો અનંતમો ભાગ તો જરૂર ઉઘાડો હોય છે. એ 'વસ્તુવિચાર-રાજા' એટલે ગમે તેવી દશામાં વર્તતા આ ચેતનરાજ પોતે સમજવો. છતાં નિઃસ્પૃહદેશના નિર્મળનગરનો રાજા છે તે તદ્દન બાહ્ય દશામાં વર્તતો ચેતનરાજ ન સમજવો, પણ અંતરાત્મદશા સુધી પહોંચી ગયેલ ચેતનરાજ સમજવો. એ જ વિશેષણ ચેતનના અનેક વિશેષણો સાથે પદ ૭ માની પ્રથમ ગાથામાં વાપર્યું છે. આ ચેતનના મૂળ ગુણને અત્રે સમજવું. આ વસ્તુવિચાર-રાજા પ્રગતિને પંથે ચઢી ગયો છે અને એની નજર અંતર્યામી તરફ છે, પણ હજુ એ અંતર્યામી (પરમાત્મા) થયો નથી. આ તફાવત ધ્યાનમાં રાખવો.

નિર્મળ મન મંત્રી મોટો—એ વસ્તુવિચાર-રાજાને નિર્મળ માનસરૂપ મોટો મંત્રી છે. નિર્મળ ચિત્તનું આબેહૂબ વર્ણન શ્રી ઉપમિતિભવપ્રપંચ કથાના ચોથા પ્રસ્તાવમાં આપ્યું છે (પૃ. ૭૬૬). મનની નિર્મળતા ઉપર વસ્તુવિચાર-રાજાની પ્રગતિનો ઘણો આધાર રહે છે. મનની નિર્મળતા હોય તો જ વસ્તુવિચારમાં સરળતા અને સફળતા આવે. આ પ્રમાણે અંતર્યામીના દેશ-નગર બતાવી રાજા-પ્રધાન કોણ છે તેનો પરિચય કરાવ્યો.

આત્માનું પદસ્થાપન—મારા વસ્તુવિચાર રાજા! અરે તો તું કેવળજ્ઞાનરૂપ લક્ષ્મીનું ઘર છો, તું કેવળજ્ઞાનરૂપ લક્ષ્મીનો પતિ છો, તું કેવળજ્ઞાનરૂપ લક્ષ્મીનો વાસ છો. મારા ખાસ વસ્તુવિચાર-મહારાજા! મારા ચેતનમહારાજ! તું તો ખરેખરો મોક્ષમાં જનાર છે, તું નિષ્કામી છે અને મારી દિશાએ જનાર છે. માટે આ વાત સાંભળ, જરૂર સાંભળ, બરાબર ધ્યાન રાખીને સાંભળ. ચેતનને ઠેકાણે લઈ આવવાની આ વિશિષ્ટ રીત છે. ખરી રીતે એને નરકગામી, દુઃખી, નીચગામી વગેરે વિશેષણોથી નવાજી શકાય તેમ છે, કારણ કે એ પરમગામી અનેક રીતે પતિત થયેલ છે અને અનેક કામનાઓથી ભરેલો છે, પણ શાંત યોગીરાજની ભાષા જુદી જ હોય. એ કોઈને ધમકાવી દેવાની કે આક્ષેપની ભાષા ન વાપરે;

એ ચેતનનું સત્તાગત સ્વરૂપ લક્ષમાં રાખી એને સુયોગ્ય વિશેષણે સંબોધે, અને એ રીતે એનામાં આકાંક્ષા ઉત્પન્ન કરે. આ યોગીરાજની ભાષાશુદ્ધિ અનુકરણ યોગ્ય છે.

**અવસર ચૂકીશ મા**—આવા મારા ચેતનદેવ! અત્યારે તને અવસર મળ્યો છે તું અત્યારે ભૂલમાં ન રહી જતો. આવો અવસર સંસારયાત્રામાં વારંવાર આવતો નથી, મળેલ તકને હારી બેસતો નહિ. આગળ એકસો (૧૦૦)મા પદમાં આ મળેલા અવસરના મૂલ્ય મૂલવશે. અત્યારે તારે ભવના ફેરા મટાડવા છે, માટે ચાલતે પગે તારા આત્મગુણને સમરી સમરી તેના ભાન કર. આ ઢંગધડા વગરના આગ્રહોને મૂકી દે. તકને ઝડપી લે અને પોતાની નગરીએ પહોંચી જા. (૧)

એ અંતર્યામીના સ્થાનનો વધારે પરિચય આપવા સારુ આગળ વર્ણન આપે છે —

गढ संतोष कामामोदसा, साधु संगति दृढ पोळ हो;
पाळिया विवेक सुजागता, आगम पायक ताळ रो वसे० २

**અર્થ**—સંતોષકિલ્લાની અંદર પેટ ભરાય તેટલો આમોદ—આનંદ ભર્યો છે. એ નગરમાં સાધુપુરુષની સંગતિરૂપ મજબૂત પોળ છે. એ પોળના દરવાજા પર સુવિવેક આખો વખત જાગતા રહી પોળિયા—ચોકીદારનું કામ ખરે પગે કરે છે ત્યાં આગમરૂપ પાયદળ છે તેની તુલના કર—કિંમત કર. (૨)

**વિવેચન—ગઢ સંતોષ**—એ નિસ્પૃહદેશમાં આવેલ નિર્ભયનગર, જેમાં અંતર્યામી વસે છે, તે નગરનો કિલ્લો સંતોષ નામનો ગઢ છે. દરિદ્રતા તૃષ્ણામાં છે. જ્યાં એકવાર સંતોષ થઈ ગયો ત્યાં પછી રાજામાં કે રંકમાં ફેર નથી રહેતો. મન તૃપ્ત થયા પછી કોણ રાજા અને કોણ દરિદ્ર? પછી તો એને જગત તે મંગળ છે. ભૂરાખ્યા એ આશ્રમ સ્થાન છે અને અંતરનો આનંદ એ એની પૂંજી છે.

**કામામોદસા**—એ કિલ્લામાં દારૂગોળો ભરેલો નથી પણ ઇચ્છામાં આવે તેટલો આમોદ—આનંદ ભરેલો છે. સાધારણ રીતે કિલ્લા ફરતી ખાઈ હોય અને તેમાં મેલા, પાણી, પતર પાણીની ગંધ આવ્યા કરે; ત્યારે આ સંતોષકિલ્લામાંથી તો મનને ગમે તેવી સુગંધ પ્રસર્યા કરે છે. સા એટલે સદૃશ, સમાન. એ માનવાચક શબ્દ છે. દા. ત. જૈસા.

પાઠાંતર—ગઢ-ગઢ. દૃઢ-દ્રિઢ. પોળિયો-પોળિયા.

**શબ્દાર્થ**—ગઢ = કિલ્લો. દૃઢ = મજબૂત. કામ = ઇચ્છા. કામ (કામા) આમોદ = પ્રસન્નતા, આનંદ, હર્ષ, ખુશી. સંગતિ = મેળાપ. દૃઢ = મજબૂત. પોળ = દરવાજાવાળો મહોલ્લો. સા = સદૃશ, સમાન, માનવાચક શબ્દ. પોળિયો = દરવાન, ચોકીદાર, જમાદાર. સુજાગતો = આખો વખત જાગૃત, ઉંઘણશી ચોકીદાર નહિ. પાયક = દૂત, દાસ, પાયદળ, સેવક, પાળાનું લશ્કર. તોલ = વિચાર કર, કિંમત કર.

વિવેચન—દૃઢ વિશ્વાસ વિતાગરો—એ નગરમા અરસપરસનો વિશ્વાસ ઘણો મજબૂત છે. એટલે એને દરવાજે તાળા દેવાની જરૂર પડતી નથી. એક તો નગરના લોકો નિર્લેપ છે એને મજબૂત ગઢ છે પરિણામે બહારથી ત્યા આવી કોઈ ગુનો કરી જતું નથી અને વિશ્વાસને લઈને અંદર અંદર ગુનાનો સવાલ રહેતો નથી. આસ્થાના અર્થમાં એ ભાવ સમજાય છે.[1]

સુવિનોદ વિવહાર—એ દેશ-નગરમા વેપાર-ધંધો ઊંચા પ્રકારના વિનોદનો છે; એટલે ત્યા લોકો હર્ષ આનંદ કે ક્રીડાનો જ ધંધો કરે છે પણ એમા તુચ્છતા કે ધમાધમી હોતી નથી. મૂરખ મિત્રો મળી ગાળ દઈ ગમ્મત કરશે એવો વિનોદ ત્યા નથી. આત્માને ઉન્નત કરે તેવા સભાષણો વ્યાખ્યાનો અને આનંદો ત્યા હોય છે અને તેનો ત્યા વેપાર ચાલે છે અથવા પં ગંભીરવિજયજીના અર્થ પ્રમાણે એ નગરમા વીતરાગ પરનો દૃઢ વિશ્વાસ છે અને તે રૂપ અતિ આનંદદાઈ (સુવિનોદી) વેપાર-વ્યવહાર છે આ અર્થ પ્રમાણે 'વિતાગરો' અને સુવિનોદ બન્ન વિશેષણો થાય છે આ અર્થ પણ જરૂર વિચારવા યોગ્ય છે

મિત્ર વૈરાગ્ય વિહરે નહિ—એ નગરમાં વૈરાગ્યરૂપ મિત્ર કદી અલગ થાય નહિ એ કાંઈ તાજિયો કે ગાળિયો દોસ્ત નથી; એ તો જીવજાન મિત્ર છે સસારના સ્વરૂપને ઓળખી તેનો પર ભાવ સમજવો, છતા શરીરનો સાધન તરીકે લાભ લેવો, પુસ્તક-પાનાનો જ્ઞાન માટે લાભ લેવો અને છતા એ બાહ્ય વસ્તુમાની કોઈની પણ સાથે તાદાત્મ્ય સબધ ન થવા દેવો એનુ નામ વૈરાગ્ય છે એવી મનોદશા માત્ર કોઈ જ વાર ઉલાસની પેઠે આવી જાય તેમ નહિ, પણ એકવાર થઈ તે કાયમને માટે બની રહે, એવી નગરના લોકોમા થયેલ દોસ્તદારોની મિત્રતા છે

ક્રીડા સુરતિ અપાર—ત્યા ઉચ્ચ પ્રકારની ધમક્રીડાને પાર નથી. ઇન્દ્રિયજન્ય પૌદ્ગલિક વિષયોમા આનંદ માનવો એને સામાન્ય રતિ કહેવામા આવે છે એમા અતર ચિત્તનો પ્રતિબધ થાય છે આ નગરમા સુરતિ (સુ એટલે સારી-પ્રશસ્ય) હોવાને કારણે મનમા આનંદ થાય છે પણ એ ક્રીડાઓને અગે પ્રતિબધ થતો નથી (૩)

હજુ એ દેશ અને નગર કેવા છે એ વિચારવા યોગ્ય છે. આપણે આગળ વધીએ—

---

૧ જિનાગમોનો અર્થ ઉપરોક્ત નથી કોઈ પણ પ્રકાશની મને એ અર્થ એને મળતો કોઈ મળ્યો નથી શ્રીગંભીરવિજયજીની નોંધમા જિનાગમોનો અર્થ વીતરાગ સબધી એમ લખેલ છે અને કોઈ પાઠાંતર મળશે કે અર્થ પ્રાપ્ત થશે તો આગળ ઉપર સુધારો થશે. વાચનાર વિચાર કરી અર્થ બેસાડે તો તે પર વિચાર કરી નવી આવૃત્તિમાં તેનો આભાર દર્શાવ કરવામાં આવશે —વિવેચનકાર

भावना बार नदी वहै, समता नीर गंभीर हो;
ध्यान पवित्रता भर्यो रहे, समपन भाव समीर हो ॥ पस० ४

અર્થ—ત્યાં (એ નગરને પાદરે) બાર ભાવનારૂપ નદી વહે છે. એ નદીમાં સમતારૂપ અગાધ-ઊંડું પાણી વહે છે એમાં ધ્યાનરૂપ ધરો હંમેશા ભરેલો રહે છે અને સમપરિણામરૂપ પવન ત્યાં હંમેશા વાયા કરે છે (૪)

વિવેચન—ભાવના બાર નદી વહે—બાર ભાવનારૂપ નદી એ નિજધનનગરની પાસે વહે છે ૧ અનિત્ય, ૨. અશરણ, ૩. સંસાર, ૪ એકત્વ ૫. અન્યત્વ, ૬ અશુચિ, ૭ આશ્રવ, ૮. સંવર, ૯ નિર્જરા, ૧૦ લોકસ્વભાવ, ૧૧. બોધિદુર્લભ, અને ૧૨. ધર્મ ભાવના—આ બાર પૈકી કોઈ પણ ભાવના વિચારમાં નાખી દે તેવી છે એ પ્રત્યેક ભાવના પર વિસ્તારથી વર્ણન શ્રીવિનયવિજય ઉપાધ્યાયે 'શાન્તસુધારસ' ગ્રંથમાં કર્યું છે અને મેં તેના પર વિવેચન કર્યું છે[1] આ ભાવનાઓ ખરેખર નદી જેવી છે. શ્રીસિદ્ધર્ષિ મહારાજે પોતાના ગ્રન્થમાં ચારિત્રધર્મરાજને ચતુર્મુખ ચીતરી એના દાન, શીલ, તપ સાથે આ ભાવનાને ચોથા મુખ તરીકે બતાવી તેની સ્થાપના ચિત્તસમાધાનમંડપમાં આવેલ નિઃસ્પૃહતા વેદિકા ઉપર મૂકેલા જીવવીર્ય સિંહાસનમાં બતાવી છે[2]

સમતા નીર ગંભીર—એ ભાવના-નદીમાં સમતાનું પાણી ભરેલું હોય છે સર્વ સંયોગોમાં મનને સમભાવે રાખવું, એમાં ખળભળાટ થવા દેવો નહિ, એમાં આકરાશ, કંટાળો કે કોઈ જાતનો મનોવિકાર થવા દેવો નહિ—એ સમતા છે. સમતાના ગંભીર નીર આવે ત્યારે તેમાં ગૂંચવણ, કચવાટ, અભિમાન કે દંભ નથી. એનો અખંડ પ્રવાહ ધીરે ધીરે ચાલ્યો જાય છે એ નદીમાં કદી પૂર આવે નહિ અને કાંઠા ભાંગે નહિ. આખો વખત પાણીનો અતૂટ એકધાર પ્રવાહરૂપે અસ્ખલિત વહ્યા કરે. એ પ્રવાહ ઘણો ઊંડો હોવાને કારણે એને ગંભીર કહ્યો છે ભાવનાનદીના આ ગંભીર જળમાં ડૂબકી મારવા જેવું છે શ્રીસિદ્ધર્ષિએ સમતાનું સ્થાન બીજી રીતે બતાવ્યું છે ચિત્તવૃત્તિમાં ધારણા નદી છે ત્યાંથી નિવૃત્તિનગરીનો આખો માર્ગ બતાવ્યો છે. તેમાં સમતા નામની યોગ નલિકા આવે છે. એ [illegible] દૂરબીન જેવી નાલિકા છે ઉત્તમ સજ્જનને આવે આ આખુ

પાઠાંતર—ભરિયો—ભરિયો (I) સમપન—સમતન

શબ્દાર્થ—ભાવના બાર = અનિત્યાદિ બાર ભાવના. (જુઓ વિવેચન) નીર = પાણી. ગંભીર = અગાધ, ઊંડુ કદી ન મપાય તેવુ ભરિયો = ભરેલો છે, ધરો. (ઊંડાણવાળો = પાણીનો હોજ) સમપન = સમપરિણામિત્વ. સમીર = પવન.

૧ શાન્તસુધારસ, ભાગ પહેલામાં પહેલી નવ ભાવના ઉપર, અને ભાગ બીજામાં બાકીની ત્રણ તથા મૈત્રી વગેરે ચાર ભાવના ઉપર વિવેચન કર્યું છે પ્રકાશક—શ્રી જૈનધર્મ પ્રસારક સભા, ભાવનગર.

૨. શ્રીઉપમિતિભવપ્રપંચા કથા—ભાષાંતર પ્ર. ૪ પ્ર. ૩૩-૩૪ પૃ. ૧૫૦-૫૧ અને ૧૬૨-૬૩

અંતરરાજ્ય છે (ઉપમિતિ ભાષાંતર પ્રસ્તાવ ૬, પ્રકરણ ૧૪, પૃ ૧૬૦૮). સમતાને અંગે શ્રીઅધ્યાત્મકલ્પદ્રુમ ગ્રંથમાં મુનિસુંદર મહારાજે આખો પહેલો પ્રસ્તાવ રચ્યો છે અને તે પર મેં વિવેચન કર્યું છે શ્રીવિનયવિજયજી મહારાજ આરાધનાસ્તવનમાં કહે છે કે—

સમતા વિણ જે અનુસરે, પ્રાણી પુણ્યનાં કામ;
છાર ઉપર તે લીંપણું, ઝાંખર ચિત્રામ. ધન ધન તે દિન માહરો.

ધ્યાન ચહિબચ્ચો ભર્યો રહે—નદીના પ્રવાહમાં વચ્ચે વચ્ચે ધરા આવે છે ત્યાં પાણી ભરેલું રહે છે અને આગળ ઉપર પાછું ચાલતું થાય છે પૂનામાં મૂળા-મૂઠાના સંગમ પર પાણીનો સંગ્રહ થાય છે તે ચહબચ્ચો કહેવાય, પાણીનો હોજ પણ ચહબચ્ચો કહેવાય. મોટી નદીઓમાં આવા ધરા હોય છે જીનોઆ પાસે સ્વીટ્ઝર્લૅન્ડમાં હાનના મોટા ધરાને લેક ઑફ જીનેવા (Lake of Geneva)નું નામ આપ્યું છે નદીનાં પાણી તો ચાલ્યાં જતાં હોય, પણ ધરામાં પાણી ભરેલું રહે છે. ધ્યાનમાં વિચારની સ્થિરતા અને એકાગ્રતા હોય છે ભાવનામાં પાણી ચાલે, ધ્યાનમાં એક સ્થાનકે સ્થિર થાય. નિર્ભયનગરને નાકે આવેલ ભાવનાનદીમાં ધરા છે એ પાણીથી ભરપૂર રહે છે અને અંદરથી ધ્યાન-ધરો શાંતપણાથી સ્થિર રહે છે ધ્યાનયોગને શ્રીસિદ્ધર્ષિ મહારાજ જૈનધર્મનો સાર કહે છે તેના પર વૈદ્ય કથા બતાવી તેનો ઉપનય ઉતારી કમાલ કરી છે ધ્યાનનું સ્થાન સમજવા માટે આ વિભાગનું વાચન ખૂબ લાભકારી થાય તેવું છે.[1] ચહિબચ્ચા'નો અર્થ કોશને આધારે કર્યો છે

સમપન ભાવ સમીર—એ નગરી ઉપર સમપરિણામરૂપ પવન નિરંતર વાયા કરે છે ત્યાં કોઈ ગરીબ તવંગર નથી; ત્યાં કોઈ ઉચ્ચ-નીચ નથી; ત્યાંનું આખું વાતાવરણ સમાનતાથી ભરપૂર છે આ સમાનપણાનું વાતાવરણ અતિ મહત્ત્વની વાત છે (૪)

उचाला नगरी नहीं, दुष्ट दुकाल न जोग हो;
इति अनीति व्याप नहीं, 'आनंदघन' पद भोग हो अव० ५

અર્થ—એ નગરીમાંથી ઉચાળોભરવાપણું જ નથી (એક ઠેકાણેથી બીજા ગામે પધારે કે ઇચ્છાએ જવાપણું નથી.) ત્યાં ચોર, હરામખોર કે એવા પાપીઓનો સંબંધ નથી, તેમજ ત્યાં દુકાળનો સંબંધ નથી. એ નગરીમાં સાત પ્રકારની ઈતિઓ કે ઉપદ્રવો થતા નથી. ત્યાં કોઈ પ્રકારની અનીતિ-અન્યાય થતા નથી અને ત્યાં આનંદઘન પદનો વિલાસ થાય છે. આવા નિસ્પૃહ નામના દેશમાં આવેલા નિર્ભય નામના નગરમાં અવધૂત વસે છે. (૫)

પાઠાંતર—દુકાલ-કાલ જોગ-જોગ ઈતિ-અતિ

શબ્દાર્થ—ઉચાળો=ઉચાળ, ઘરનું ઘરવખરી સાથે સ્થળાંતર (ઘરવખરી) નગરી=તે નગરીમાં. દુકાળ=વરસાદ નહીં, ફેમિન (famine) દુષ્ટ=ચોર વગેરે હરામખોર, પાપીઓ. જોગ=સંબંધ. ઈતિ=અનાજ વગેરેને નુકસાન કરનાર ઉપદ્રવ. અનીતિ=દુરાચરણ, પાપ, અન્યાય. ભોગ=વિલાસ.

1 ઉપમિતિભવપ્રપંચા ભાષાંતર, ભાગ ૩ પ્ર ૮ પ્ર ૧૬-૨ પૃ ૨ ૩૩-૨ ૫૪

વિવેચન—એ નગરીની કેટલીક સામાન્ય વાત પણ જોઈ લઈએ —

ઉચાટો નહિ—આ નિરંજનનગરી તો એવી છે કે એમાંથી કોઈ પણ કારણે કોઈ પણ દિવસે ઉચાટો કરવાનો પ્રસંગ જ આવતો નથી. ત્યાં તમે વગર શંકાએ શાંતિથી, સ્થિરતાથી, આનંદથી રહી શકો છો અને ભાવના-નદીના ગંભીર પાણીમાં સ્નાન કરી સમપણાની હવા ખાઈ શકો છો અને જ્યારે ધ્યાનધારામાં અવગાહન કરી સ્થિર થઈ શકો છો.

એ નગરમાં દુષ્ટ લોકોનો સંબંધ થતો નથી, કારણ કે એ અંતરંગ રાજ્યમાં દોષિત આત્માઓને સ્થાન જ નથી. ત્યાં તો મહાપુરુષવાન, ઉચ્ચ ચારિત્ર્યશાળી, સમતાવાળા જીવોને જ સ્થાન છે.

આ નિઃસ્પૃહદેશ અને એની નિઃસ્પૃહનગરી એવી છે કે ત્યાં કદાપિ દુકાળ પડે જ નહિ. દુકાળમાં માણસ સંપત્તિવાન હોય તોપણ હેરાન-પરેશાન થઈ જાય છે અને ગરીબ માણસોનો તો ભુક્કો નીકળી જાય છે. આ નિઃસ્પૃહ દેશવાસીને તો પર ચીજની સ્પૃહા જ નથી એટલે ત્યાં દુકાળનો સવાલ જ ન હોય.

ત્યાં ઈતિ-ઉપદ્રવ નથી. ઉપદ્રવના સાત પ્રકાર ગણવામાં આવતા હતા : ૧ અતિ વરસાદ થાય, ૨. અનાવૃષ્ટિ થાય, ૩. પાકેલ અનાજ પર તીડ પડે, ૪ પાકેલ અનાજ પર ઉંદરોનો ઉપદ્રવ થાય, ૫. પક્ષીઓ-સૂડા વગેરે મોટી સંખ્યામાં આવી અનાજ ખાઈ જાય, ૬ પર ચક્રનો ભય—અન્ય રાજાઓ ચઢાઈ લઈ આવે, ૭. ચોર અનાજને ઉપાડી જાય. આવા કોઈ ઉપદ્રવ એ નિરંજનનગરમાં થાય નહિ. જ્યાં સ્પૃહા કે ભય નથી ત્યાં પછી ઈતિ-ઉપદ્રવ શેના થાય અને કોને થાય?

અનીતિ—એ નગરમાં કોઈ જાતનો અન્યાય કોઈને થાય નહિ. ત્યાં કોઈ જાતનું પાપ નથી, ભેળસેળ નથી, અત્યાચાર નથી, દુરાચાર નથી. એવું એ નિઃસ્પૃહદેશમાં આવેલું નિરંજનનગર છે.

ત્યાં એક વાત એવી છે કે જે બીજે ક્યાંયે જ જોવામાં આવશે. ત્યાં આનંદઘન પદનો નિવાસ છે. અત્યંત ઊર્મિલ અંતર ભાવ છે અને ઉચ્ચ ભૂમિકાની શાંતિ છે. ત્યાં અવ્યક્તસ્વરૂપનો પરમ આનંદ, પરમાત્મપદનો સાક્ષાત્કાર, સાચા આનંદપદના અનુભવો છે અને પારકી આશાથી નીપજતાં પરાભવ, અપમાન અને હીનતાની ગેરહાજરી છે. સર્વ જીવ તરફ સમભાવ, ગુણાનુરાગ, દીનદુઃખી પર કરુણા અને આવા ભાવમાં રાચી નીચ-અધમ કાર્ય કરનાર તરફ મધ્યસ્થવૃત્તિ હોય છે.

આવા દેશમાં અને આવા નગરમાં અંતર્યામી વસે છે એ ખરા ચેતનનો પ્રદેશ છે. વસ્તુવિચાર કરતાં અને એ અંતર્યામી વચ્ચે કોઈ રીતે જરા પણ ફેર નથી, પણ એને શોધી કાઢવાનો છે, અને, સાચું કહીએ તો, તે તું પોતે જ છે. ધ્યાનમાં રહે કે એ અંતર્યામી

અનંત આત્મલક્ષ્મીનું સ્થાન છે, અમૂલ્ય તેજલક્ષ્મીના પતિ છે અને અંતે શિવગામી અને શુભગામી છે. આ આનંદપદનો આભોગ કર્યો હોય તો નિઃસ્પૃહદેશને ઓળંગી એના નિર્ભયનગરે પહોંચી જાઓ. ત્યાં અનંત આનંદ છે, વિલાસ છે અને સર્વ છે. એટલું જ નહિ પણ ત્યાં કોઈ પણ પ્રકારના ઈતિ-ઉપદ્રવને સ્થાન પણ નથી. માટે મન થાય તો અંતર્યામીને શોધી કાઢો. (૫)

ઉપસંહાર—આ પદને ઉપસંહારની ભાગ્યે જ જરૂર હોય. અંતર્યામીની શોધમાં નીકળેલ યોગિરાજે એનું સ્થાન, એનું નગર વિગતવાર બતાવી એનો પત્તો આપ્યો છે. આવા અંતર્યામીના પ્રદેશમાં પગ મૂકતાં આખો વિકાસક્રમ ફરી જશે, સમસ્ત વાતાવરણમાં મોટો પલટો આવી જશે.

શ્રી યોગીરાજે રૂપકોનો ઉપયોગ સારી રીતે કર્યો છે. શ્રી સિદ્ધર્ષિ મહારાજે રૂપક રૂપે બતાવેલ ચારિત્રરાજ મહારાજાના જૈન નગરમાં અને આ વસ્તુવિચાર-મહારાજાના નિર્ભય નગરમાં ફેરફાર થયો છે. પણ જે અવર્ણનીય આનંદ એની નિઃસ્પૃહતાવેદિકાની કલ્પનાથી થાય છે તે જ ભાવ દેશ, નગર અને પોળ વગેરેના રૂપકોમાંથી આવે છે. બધી વાતનો સાર એ છે કે તારે અંતર પ્રદેશમાં પ્રવેશ કરવો હોય, તો તેની આખી સ્થિતિનો ખ્યાલ આવી શકે તેવી, તને સમજાય તેવા રૂપકવાળી કાવ્યભાષામાં તને માર્ગદર્શન કરાવ્યું છે. આવો અવસર વારંવાર આવતો નથી. પોતાનું સ્વરાજ્ય પ્રાપ્ત કરવું હોય અને હંમેશને માટે અત્યારની મલીન સ્થિતિને દૂર કરવી હોય તો મારા દેવ! મારા રાજેન્દ્ર! મારા સાહિબા! આ તક ચૂકીશ નહિ. તારા ખરા ભાવને સમજ અને તારું પોતાનું વાતાવરણ જમાવ. આ તો પારકા ઘરબારના માલિક બની ગયા છે અને પોતાના જાતને કે પોતાની વસ્તુને પિછાણે એટલી એની શક્તિને પણ હણી રહ્યા છે. માટે આ ભવ્ય દેશ નગરના અદ્ભુત રાજાના પ્રદેશમાં દાખલ થા અને ત્યાં રહેલા રાજાને એના મંત્રીની સહાયથી જો. તને લાગશે કે એ રાજા તારી પાસે જ છે, તું પોતે જ છે. માટે મળેલ ધન્ય તક ન ગુમાવતાં સત્ય યોગ્ય શાશ્વત સુખ કરનાર સાધ્ય સ્થાનને બરાબર પિછાણી લે. તું કોણ છો? કોના ઘરનો? ક્યાંનો રહેવાસી? અને ક્યાંનો ક્યાં ચઢી ગયો છે? જરા અંદર જો, ઊંડો ઊતર અને તારા પોતાના દેશમાં ચાલ્યો જા! (૮૩)

## પદ ચોરાશીમું

ભૂમિકા—યોગીઓ ધ્યાનને ખૂબ પ્રાધાન્ય આપે છે તેનું કારણ છે. પ્રાણી જ્યારે ધ્યાનાવસ્થામાં હોય છે ત્યારે તે સર્વ આધિ, વ્યાધિ, ઉપાધિને વીસરી જઈ પોતાના પ્રેમ સામે જોતા અનુભવે છે અને પછી તો એને આખી દુનિયામાં પ્રેમ જ દેખાય છે અને છેવટે એમાં પ્રગતિ કરતાં એ પ્રેમની સામે જોતા અનુભવતાં તન્મય થઈ જાય છે. યોગ

શાસ્ત્રના સાતમા પ્રસ્તાવમાં યોગિરાજ શ્રી હેમચંદ્રાચાર્ય ધ્યાન કરનારનું વર્ણન કરતા જણાવે છે કે "ધ્યાન કરનાર સંયમની ધુરીણતાને પકડી રાખે છે; પરને પોતા સમાન જુએ છે; સ્વસ્વરૂપમાં અપરિચ્યુત રહે છે; ઠંડી, પવન કે તડકાથી પરિતાપ પામતો નથી; આત્મારામને મનન કરે છે; સર્વ કાર્યથી નિર્લેપ રહે છે; કામભોગથી વિરક્ત રહે છે; પોતાના શરીર પર પણ સ્પૃહા વગરનો હોય છે; રાજા અને ગરીબ સર્વના કલ્યાણને ઇચ્છે છે; સર્વ જીવો પર કરુણાથી ભરેલો હોય છે; સંસારના સુખથી વિરક્ત હોય છે; મેરુ જેવો નિષ્કંપ હોય છે; ચંદ્ર પેઠે આનંદ આપનાર હોય છે; પવન પેઠે સંગરહિત હોય છે અને સદ્બુદ્ધિશાળી હોય છે."[1]

એ યોગ ગ્રંથોમાં ધર્મધ્યાન અને શુક્લધ્યાનના ભેદો, પેટા ભેદો, ધ્યેયનું સ્વરૂપ, સમાધિની કલ્પના આદિ અનેક ઉપયોગી હકીકતો બતાવવામાં આવેલી હોય છે. નિશ્ચિત ધ્યાનમાર્ગ એ આપણા યોગ ગ્રંથોનો સાર છે. જૈન ગ્રંથોમાં બતાવેલ સંયમની પરાકાષ્ઠા છે; સર્વ કર્મથી રહિતપણાની સ્થિતિ માટે અતિ ઉપયોગી, આદેય અને આરાધ્ય તત્ત્વ છે; ગ્રંથોના દોહનનું નવનીત (માખણ) છે અને બુદ્ધિ–વિચારણા અને કર્તવ્ય–ક્રિયાનો સુમેળ બતાવનાર ભવ્ય ભૂમિકા છે.

આ ધ્યાનમાર્ગને પ્રાપ્ત કરવાનું ખમીર મેળવવાનો પ્રયાસ કરવા યોગ્ય છે. યોગીઓ ધ્યાનયોગની વાતો કરવાને બદલે પોતાના જીવનમાં જીવી બતાવે છે. એના વાતાવરણમાં અહિંસાની ફોરમ જામી ગયેલી હોય છે અને એના દેખાવમાં, વર્તનમાં, વિકાસમાં અને વાણીમાં અદ્ભુત સૌમ્ય પ્રસરેલ હોય છે. ધ્યાનયોગનો મહિમા બતાવવા માટે શ્રીઉપમિતિ-ભવપ્રપંચ કથાની છેવટે અનુસુંદર આચાર્યના મુખમાં બહુ સુંદર વિચાર રજૂ કરી દીધા છે. ત્યાં પુંડરીક મુનિ, ગીતાર્થ હોવા છતાં, પોતાના ગુરુમહારાજને પૂછે છે: સાહેબ! શાસ્ત્રો તો મોટા દરિયા જેવા છે. એ ભગવાને ભાખેલી છે. તેનો ટૂંકામાં સાર શો છે તે આપ કહી બતાવો. આ પ્રશ્નનો જવાબ આપતા અનુસુંદર આચાર્ય નીચે પ્રમાણે હકીકત કહે છે –[2]

આર્ય! આપણા જૈન આગમનો સાર તદ્દન નિર્મળ ધ્યાનયોગ છે. બધી વાતનું રહસ્ય એ એક શબ્દમાં આવી જાય છે. એનો હેતુ એ છે કે જૈન શાસ્ત્રમાં નીતિવિભાગને અંગે શ્રાવકોના અને સાધુઓના જે અનેક મૂળ ગુણો બતાવ્યા છે, જે ઉત્તર ગુણો બતાવ્યા છે, જે બાહ્ય ક્રિયાઓ કહી છે—તે સર્વનો અંતિમ સાર, સર્વનું લક્ષ્ય ધ્યાનયોગ છે. એ સર્વ ગુણો અને ક્રિયાઓનો હેતુ ધ્યાનયોગ સાધવાનો છે. શાસ્ત્રમાં કહ્યું છે કે મુક્તિને માટે ધ્યાનસિદ્ધિની જરૂર છે અને તે ધ્યાનની સિદ્ધિને માટે મનપ્રસાદ સાધવો જોઈએ. અને તે અહિંસા વગેરે શુદ્ધ અનુષ્ઠાનથી સાધી શકાય છે. આવી રીતે સર્વ અનુષ્ઠાનોનું

૧. યોગશાસ્ત્ર પ્રકાશ ૭ શ્લોક ૨–૭

૨. ઉપમિતિભવપ્રપંચ કથા ભાષાંતર, પ્ર. ૮ પ્ર. ૬ પૃ. ૨૩૫

અંતિમ ધ્યેય મનપ્રસાદ થયું, એ તારા સમજવામાં આવ્યું હશે. એટલા ઉપરથી તારા જાણવામાં આવ્યું હશે કે સર્વ અનુષ્ઠાનો ચિત્તશુદ્ધિ માટે કરવાનાં છે વિશેષ પ્રકારે શુદ્ધ (વિશુદ્ધ) અને એકાગ્ર મન તે સર્વથી ઉત્તમ પ્રકારનું ધ્યાન છે તેટલા માટે ભાઈ! આખી દ્વાદશાંગીનો સાર શુદ્ધ ધ્યાનયોગ છે અને જે પ્રાણી મોક્ષ મેળવવાની ઇચ્છા રાખતો હોય તેણે તે યોગને સાધવો જોઈએ; તેણે ધ્યાનયોગને સિદ્ધ કરવો જોઈએ. બાકીના સર્વ અનુષ્ઠાનો છે અને બીજા ? મૂળ અને ઉત્તર ગુણો છે તે સર્વ એ ધ્યાનયોગનાં અંગ જેવા છે એના પેટામાં આવી જાય છે અને તેટલા માટે ધ્યાનયોગને સર્વનો સાર કહેવામાં આવ્યો છે ”

યોગાચાર્ય શ્રીમાન્ હેમચન્દ્રસૂરિએ સ્વાનુભવસિદ્ધ હકીકતો યોગશાસ્ત્રના બારમા પ્રકાશમા કહી છે યોગબિન્દુમા શ્રી હરિભદ્રસૂરિએ, જ્ઞાનસારમા શ્રીમદ્ યશોવિજય ઉપાધ્યાયે અને જ્ઞાનાર્ણવમાં શ્રી શુભચન્દ્રાચાર્યે એ જ વાત જુદા જુદા આકારમાં કહી છે ‘મન સાધ્યુ તેણે સઘળુ સાધ્યુ એ વાત આનંદઘનજીએ પણ કહી છે અને તેથી આખા ધ્યાનયોગનો મહિમા બરાબર લક્ષમાં આવી જાય છે

ધ્યાનના અનેક પ્રકાર છે એનો આખો ક્રમ છે એની જુદી જુદી પરિસ્થિતિઓ છે અને તેની પૃથક્ પૃથક્ દશાઓ છે ધર્મ–શુક્લધ્યાનના ભેદો અને એના વિભાગો વિચારીએ, એના પિંડસ્થ પદસ્થથી માંડીને રૂપાતીત દશાના આકારો અભ્યસીએ ત્યારે ધ્યાનનું ધારાપ્રવાહ જ્ઞાન અને એના પ્રગતિમાર્ગોનો ખ્યાલ આવે છે ધ્યેયની વિવિધતા હોય છતા પણ મોક્ષ તો એક જ છે. અને વિશુદ્ધ આદર્શ નજર સન્મુખ રહે તો માર્ગભેદ, અનુષ્ઠાનભેદ કે સાધનભેદ હોવા છતાં છેવટની એકવાક્યતાની શક્યતા કાયમ રહે છે. એટલે સર્વ અનુષ્ઠાનોનો સાર ધ્યાનયોગમા આવી જાય છે

ધ્યાનયોગની ઉપયુક્તતા અનેક પ્રસંગે વિચારી છે છતાં એને અનેક આકારમાં અને જુદા જુદા દૃષ્ટિબિન્દુથી સમજવા–સમજાવવા યોગ્ય છે કારણ કે એ આગમનો સાર કોઈ ક્રિયા–વિચારણાનું મધ્યબિન્દુ બને છે અને એને બરાબર હસ્તગત કરવામાં આવે તો ઘણા કેસનો છેડો આવી જાય છે અને અનેક ગૂંચવણોને દૂર કરી શકાય છે એ ધ્યાનયોગમા ધ્યાતા પ્રાણી પોતે, ધ્યેય આદર્શ મૂર્તિ અને એ બન્નેને જોડનાર સાંકળ તે ધ્યાન ધ્યાન એ ક્રિયા હોવા છતાં નિષ્ક્રિયપણાને અનુસરે છે સ્વયં નિષ્ક્રિયતાને સંપે છે અને ક્રિયામાંથી ઓસરવાનો એનો ઉદ્દેશ હોવાથી એ એક રીતે નિષ્ક્રિયતા જ છે અને છતા એ ક્રિયા છે એ વાત વિચારવાથી બેસી જશે.

આવી અસાધારણ ક્રિયા, આવી અદ્વિતીય નિષ્ક્રિયતા, આવી આત્માની નજીક પહોંચી જવાની પ્રક્રિયા જ્યારે પ્રાપ્ત થાય છે, ત્યારે દુનિયાની સર્વ ઉપાધિ ભૂલી જવાય છે, પરમાત્મની ઓળખાણ થાય છે અને આદર્શ સાથે એક થવાના પ્રયત્નમા તન્મયતા વધી

જાય છે આવા ધ્યેયને પકડી લેવાને માટે પસંદગી તો કરવી જ પડે, પણ પસંદગી કર્યા પછી તો તેના સિવાય કાંઈ સૂઝતું નથી. સર્વત્યાગી વીતરાગ દેવને આવા ધ્યેય કર્યા હોય, વીતરાગભાવના હૃદયમાં વસી ગઈ હોય, ત્યારે એના ઉપર કેવી લગની લાગે, એની લગની લાગે ત્યારે ચેતના કેવી દશા અનુભવે, તે વાત અહીં બતાવવાનું પ્રયોજન છે એનો વિચાર કરતા એક વાતની સ્પષ્ટતા કરી નાખવાની જરૂર છે : યોગમાર્ગના ધ્યાનમાર્ગની જટિલતા છે તેને માટે શરીર અને અમીર જોઈએ. તેવું આ કાળમાં ન મળે તોપણ તેની ભાવના થઈ શકે છે અને તે માટે ત્રાટક વગેરેની પ્રાથમિક કેળવણી લેવા યોગ્ય છે આવી પ્રાથમિક દશામાં પણ ધ્યેય સાથે કેવી એકતા થાય, ધ્યેયને અને માનસ ફેરફારો કેવા થાય, હૃદય અને મનનો મેળ કેવો મળી જાય, દુનિયા તે વખતે કેવી લાગે તેનો વિચાર રજૂ કરવાનો અત્ર પ્રયોજન છે લક્ષમાં રહે કે મહાન ધ્યાનયોગમાં તો હજુ પ્રવેશ થયો નથી, હજુ તો ધ્યાનમંદિર ફરતા ફેરા મરાય છે હજુ એના અભ્યાસ થાય છે તે વખતે પણ એની લગની કેવી લાગે છે તે દશાનું અત્ર વર્ણન છે ધ્યાની યોગીની અવધૂતતા, એકાગ્રતા અને સમચિત્તતાની તો અત્ર ભાવના જ છે અને પ્રાથમિક અવસ્થાને આગળે હજુ તો ઊભા છીએ, એ વખતની એકાગ્રતા, લયલીનતા અને પ્રસન્નતા એકવાર અનુભવાય તો પછી પ્રભુની બલિહારી બોલતા જે આનંદ આવશે તે પણ લભ્ય થઈ પડશે.

પદ[1]

( રાગ—ગ્રામ )

लागी लगन हमारी, जिनराज! सुजस सुन्यो मैं लागी०

काहूके कहे कबहू नहि छूटे, लोकलाज सब डारी;

जैसे अमली अमल करत समे, लाग रही ज्युं खुमारी   जिनराज० १

અર્થ—જિનરાજ! (તમારો) સારો યશ મેં સાંભળ્યો છે (તેથી અથવા ત્યારથી) મારી લગની તમારામાં લાગી રહી છે અને તમારી રઢ—લે લાગી છે (એ રઢ કેવી છે?) કોઈના કહેવાથી કદી ન છૂટે તેવી એ લય છે અને એણે (એ રઢે) લોકલાજનો સર્વ ભય પણ તદ્દન છોડી દીધો છે જેમ અફીણી માણસ કસુંબો પીએ તે વખતે તેને તેનું ઘેન ચઢે, તેમ મને લયનું ઘેન થયું છે અને તમારામાં મને રઢ લાગી ગઈ છે (૧)

શબ્દાર્થ—લાગી = ચોંટી, નથી લગન = રઢ, પ્રીતિ, લગે હમારી = અમારી. સુજસ = સારો યશ, આબરૂ સુન્યો = સાંભળ્યો કાહૂકે = કોઈના, કોઈ કહે = કહેવાથી. કબહૂ = કદી પણ, કદી પણ. છૂટે = નાશ પામે, મુકાઈ જાય લોકલાજ = સમાજની—જ્ઞાતિની—શરમ, લોકોમાં નાકું કહેવાવાનો ડર ડારી = નાખી, પૂરી કરી = છોડી દીધી, બાજુએ કરી. જૈસે = જેમ. અમલી = અફીણી, અમલ = કસુંબો કસુંબો ઇસ્તાર કરત = નશો, ગ્રહણ સમે = વખતે લાગ રહી = લાગી રહી, ચાલુ રહી. જ્યું = જેમ. ખુમારી = આંખમાં રહેલું ઘેન, નશો, ઘન કેફ ઓછા વગેરેનો મદ

1 પ્રતમાંથી આ પદ મળ્યું નથી. પાઠાંતર નોંધી શકાતા નથી.

વિવેચન—જિનદેવ! મે તારો સુયશ સાંભળ્યો મે તારો વિષયકષાય પરનો વિજય સાંભળ્યો મેં તારી અદ્ભુત મૈત્રી-પ્રમોદ-કરુણા-માધ્યસ્થ્ય-ભાવના સાંભળી એટલે હવે મને તો તારી લગની લાગી છે મને તારે પગલે ચાલવાની હોંસ થઈ છે અને તને મે આદર્શ તરીકે સ્વીકારી તારા જેવા થવાનો નિર્ધાર કર્યો છે. જ્યારે પ્રાણીને કોઈની લગની લાગે ત્યારે તે તેને જ દેખે છે તેનો જ વિચાર કરે છે તેના મય થવાની ભાવના કરે છે પ્રથમ પ્રભુને પિછાન્યા; પછી એના ઉપર ભક્તિ થઈ; પછી એની બાહ્ય (દ્રવ્ય) સેવા કરવા માંડી પછી એની ભાવસેવા જામી; પછી એની મૂર્તિ હૃદયમાં સ્થાપવામા આવી, પછી એનું ત્રાટક થયું; પછી ત્રાટક દ્વારા મૂર્તિ મનમાં જામી ગઈ અને પછી તો એના પર એવો પ્રેમ જામ્યો કે જ્યારે ત્યારે એ જ યાદ આવે, અને એનામા લય થઈ જવાનું મન થઈ જાય.

વિચારણા, અભ્યાસ, શાસ્ત્રશ્રવણ અને વિશુદ્ધ પરિચયને અંગે સમજણ પૂર્વક જે નિર્ણય થાય તે બરાબર સચોટ થઈ જાય છે, અને પછી તો એની લગની લાગે છે અને આખી દુનિયામાં પોતાનુ પ્રેમપાત્ર એક જ છે એમ લાગે છે ધ્યાનયોગની પૂર્વસેવામાં દેવ-ગુરુ પૂજન, સદાચાર, તપ અને મોક્ષ-અદ્વેષ, એ ચાર બાબતો પૂજ્યપાદ શ્રી હરિભદ્રસૂરિએ બતાવી છે[1] તેમા આ લગની લાગવાની વાત પ્રથમ પૂર્વસેવામાં (દેવપૂજનમાં) આવી જાય છે

પ્રભુના સુયશવાળી ગુણો તો એવા છે અને તે એટલા ઉચ્ચગામી છે કે એક વાર એના ઉપર જીવ ચોંટ્યો એટલે પછી તો કોઈ એને માટે ગમે તેટલુ કહે પણ એ લાગેલી લગની કદી છૂટતી નથી અને પછી એમ કરવામાં શરમ પણ લાગતી નથી. લોકો આવીને કહે કે ભાઈ! તમે તો ભગત થઈ ગયા કે બાવા થઈ ગયા, તમે બૈરી-છોકરાંને વિસાર્યા કે વેપારધંધા પર ધ્યાન મૂકી—જેને જે મનમા આવે તેવુ સુણાવે—પણ સાચી લગની લાગી હોય તે પોતાની લત છોડે નહિ. સાધારણ વહેવારુ દાખલો સમજવા માટે લઈએ તો અફીણનો કસૂંબો પીનાર જેમ અફીણ માટે તલસ્યા કરે એની આંખમા અફીણનુ ઘેન તરવર્યા કરે, એ કસૂંબો કરે ત્યારે જ એના જીવને ચેન પડે, એ પ્રમાણે લોકલાજની ચિંતા કર્યા વગર પ્રેમી પોતાના ઇષ્ટ દેવ જિનરાજમહારાજમા લગની લગાવે છે આગળ પચાસમા પદમા એસે જિનચરણે ચિત્ત લ્યાઉ રે મના ની ટેક નીચે જે પ્રકારની મન લગાડવાની પ્રેરણા કરવામા આવનાર છે તેવા પ્રકારની લગની પ્રભુમા લાગી જાય છે અને તન્મય થવાના માગ ઉઘાડા થતા જાય છે આવા પ્રકારની ખુમારી જ્યારે લાગે ત્યારે પૂર્વસેવા પરાકાષ્ઠાએ પહોંચે છે, સાધ્યની નજીક પહોંચી જવાય છે અને ધ્યાનયોગના ઉપરના ઘર પર પહોંચવાનાં પગરણ મંડાય છે અફીણીનુ દૃષ્ટાંત હીનોપમા જેવુ લાગે છે પણ તાદૃશ્ય છે અફીણનો રંગ લાગે ત્યારે તન્મય થઈ જવાય છે, એ પ્રમાણે પ્રભુમા

---

૧ યોગબિંદુમુખ્ય શ્લોક ૧૧થી આગળ મારો જૈનદૃષ્ટિએ યોગ પૃ૫૫-૧ —વિવેચનકાર.

લગની લાગે ત્યારે આખી દશા ફરી જાય છે અને પછી તો વ્યવહારમાં કહેવાય છે તેમ—

જૈસી નીત હરામ મે, તૈસી હરિ સે હોય;
ચલ્યા જાય વૈકુંઠ મે પલ્લા ન પકડે કોય.

એ વાળી વાત થાય છે. લગની લાગે ત્યારે દુનિયામા બીજું કાંઈ સૂઝતું નથી, બીજી વાત ગમતી નથી.

जैसें जोगी जोगध्यान में, सुरत टरत नहीं टारी;
तैसें 'आनंदघन' अनुहारी, प्रभुके हुं बलिहारी जिनराज॰ २

અર્થ—જેમ યોગધ્યાનમા લાગેલ યોગીની ધ્યાનમૂર્તિ ટાળી ટળી શકતી નથી, તે પ્રમાણે આનંદઘન સમાન પ્રભુને હું નિછાવર થાઉં છું એની વારંવાર ઓવારું છું; મારા જિનરાજ પર મારી લગન લાગી છે. (૨)

વિવેચન—જ્યારે વધારે ઊંચો દાખલો આપે છે. યોગી યોગમા ઊતરે છે ત્યારે તેના ધ્યાનમા એક આદર્શમૂર્તિ હોય છે. યોગપ્રવૃત્તિના શરૂઆતમાં પ્રાણી પોતાને અભિમત આદર્શનું ધ્યાન કરે છે. કોઈ મહાવીરનું ધ્યાન કરે તો કોઈ આદિદેવનું કરે, કોઈ મત્સ્યેન્દ્રનાથનું કરે, તો કોઈ રામ, કૃષ્ણ, મહાદેવનું કરે. એ વખતે જે ધ્યાનમૂર્તિ હૃદયમા સુકરર થાય તેને 'સુરત' કહે છે. યોગી ત્યારપછી ધ્યાનથી ઊતરે તોપણ પેલી સુરત તો ટાળી ટળતી નથી. આ વાતની સ્પષ્ટતા સોળમા પદમા વિસ્તારથી કરી છે અને આખો યોગનો વિષય છઠ્ઠા પદના વિવેચનમા કર્યો છે. તેથી અત્ર પુનરાવર્તન ન કરતા તે તે સ્થાનોનો નિર્દેશ કરવાથી કામ સરશે. 'જોગી સુરત સમાધિમે' ની વ્યાખ્યામા જરૂરી વિવેચન થઈ ગયું છે અને છઠ્ઠા પદના વિવેચનમા પ્રત્યાહાર સુધીના યોગના અંગોનું સ્થાન અને સમાધિયોગનું સ્થાન બતાવાઈ ગયું છે. તે યાદ કરવા સૂચવન કરી તેવા યોગી જ્યારે યોગમા આત્મનિષ્ઠા કરી ધ્યાનમૂર્તિમા મનને સ્થિર કરે તે વખતે જે સુરત મુકરર કરે તે ટાળવા ધારતા ટળી શકતી નથી—એ વાત લગની કેવી લાગે તેના દાખલારૂપે બતાવે છે.

'સુરત'નો અર્થ સંયોગ પણ થાય છે, પણ તે અહીં લાગતો નથી. અહીં સંબંધ પરથી મૂર્તિની ભાવનાનો મેળ બરાબર બેસે છે. યોગી જેવી રીતે પોતાની યોગમૂર્તિમાં નિમગ્ન થઈ જાય, અથવા આહ્લાદિ—અમલી જેમ પોતાના નિશામા ચકચૂર થઈ જાય, તેમ મારા પ્રભુમા હું મારી લગની લગાવી દઉં છું. પ્રભુને જ જગતમાં જોઉં છું અને પ્રભુમય થવાના પ્રભુતાને પંથે આગળ વધતા હું પ્રભુની બલિહારી જાઉં છું. મારી ધ્યેયમૂર્તિ જેનામાં મને લગની લાગી છે અને જે લાગેલી લગની કોઈ કાળે પણ છૂટે તેમ નથી, તે મૂર્તિ આનંદઘન સમાન છે. આનંદઘનને અનુરૂપ છે.

---

શબ્દાર્થ—સુરત=સંયોગ, પ્રેમ-ધ્યાનમૂર્તિ. ટરત=દૂર થાય. તૈસેં=તેમ. અનુહારી=અનુરૂપ, અનુસાર, સમાન. બલિહારી=ભૂખી, વારવાર, ઓવારણાં કરું.

ચિત્ર અવલોકીએ, રઘુવંશમાં અજવિલાપ વાંચીએ કે હનુમાનની માતા અંજનાસુંદરીનો બાવીશ વર્ષનો વિયોગ વિચારીએ, ત્યારે વિરહીની દશાનો ખ્યાલ બરાબર આવી જાય છે.

યોગી જ્યારે આવરક તત્ત્વના વિભાગ પાડી નાખે છે, ચેતનદેવ એની શુદ્ધ દશામાં હોય તેના ચિત્રો ચીતરવા બેસે છે અને શુદ્ધ દશાવાળી ચેતના તેની ભવ્ય કલ્પના કરે છે, તે ચિત્રની સામે ચેતનની વર્તમાન વિકૃત દશા નજરમાં રાખે છે ત્યારે અંતરાત્મા એક અલૌકિક તાન અનુભવે છે. એને પોતાના વાસ્તવિક સ્વરૂપનું ચિત્ર ખ્યાલમાં આવે છે અને એ દશા પ્રાપ્ત કરવા તેની ઉપયોગમાં ઇચ્છા જાગૃત થાય છે અને એવી આકાંક્ષા ખરેખરી અંતરથી ઊઠે તો એનું કામ થઈ જાય છે. એ નજરે આપણે વિરહગાનો અનેક સાહિત્યમાં અને એની આસપાસ આપણી ભવ્ય કલ્પનાઓ ઊભી કરી. આનંદઘનના લગભગ અરધો અરધ જેટલા પદોની પાછળ આ ભાવના એના જુદા જુદા આકારમાં દેખાઈ આવશે. અને જ્યારે જ્યારે શાંત વાતાવરણની અંદર એનું ગાન કરવામાં આવશે ત્યારે એ અદ્ભુત મનોદશા જાગૃત કરે છે એમ લાગ્યા વગર રહેશે નહિ. આવા પ્રકારનાં વિરહગાન ગાવામાં આનંદઘને ખરેખર કમાલ કરી છે. એમના વેધક શબ્દોની અસર અંદરના તારને હલાવે છે. અને એની એકતા સાંભળીને મુગ્ધ બનાવી દે છે. ચેતના અથવા સમતાની અતિનિર્મળતા, એના શબ્દોની વેધકતા અને એની પતિદેવ તરફની વફાદારી અનુકરણીય, આકર્ષક અને મનોરંજક હોવા ઉપરાંત એની અંતરંગમાં ખૂબ સ્પષ્ટતા હોય છે. એની ઉચ્ચગ્રાહિતામાં ખૂબ તેજ હોય છે. એના સાપેક્ષ વક્તવ્યમાં ખૂબ ઓજસ્ હોય છે. આ દૃષ્ટિએ વિરહગાનના પદો વિચારવાની વિજ્ઞપ્તિ છે.

પદોમાં જે અસરકારક તત્ત્વ છે તેમાં જે ઉચ્ચ રહસ્ય છે એ રહસ્યની અંદર જે ઉચ્ચ આશય છે એ આશયની અંદર જે ઊર્મિ છે અને એ ઊર્મિ પાછળ જે વિશિષ્ટ અધ્યાત્મભાવ છે તે અસાધારણ છે, ઉચ્ચગ્રાહી છે, વિશિષ્ટ છે, વારંવાર વિચારમાં નાખી દે તેવો છે અને સંસ્કારને વિશુદ્ધતર બનાવનાર હોવા ઉપરાંત અસંસ્કારીને પણ સંસ્કારની વાત પાડે તેવી કલાકૃતિ છે. અને એ વિરહગાનના પદોમાં જરા પણ કૃત્રિમ ભાવ નથી, એનો સ્વાભાવિક રસ એને ઉચ્ચ પદ પર મૂકી દે છે. આ દૃષ્ટિએ વિરહગાનનાં પદો વિચારવાના છે. એમાં કાવ્યચમત્કાર સાથે હૃદયંગમતાનો ભવ્ય આસ્વાદ છે અને એની પાછળ યોગનું દૃઢ બળ છે એટલે એને વિરહની સાદી ભૂમિકા પર ન વિચારતાં એના આંતરિક તત્ત્વને ગવેષતાં ભારે આનંદ આવે તેમ છે. આ વિષય પર એના યથાસ્થિત સ્થાને ઉપોદ્ઘાતમાં વર્ણન થશે.

આ પદમાં શુદ્ધ ચેતના પોતાના પતિના અનેક ગુણો યાદ કરી એની સાથેનો વિરહ દૂર થાય તે માટે ભવ્ય કલ્પના કરે છે, વિરહાવસ્થામાં વિરહની પીડ જ્યાં ત્યાં એને દેખે છે અને કોઈ રીતે પોતાની સેજડીમાં પ્રભુ પધારે એ માટે ભવ્ય સંકલ્પ કરી પોતાની ઉર્મિલતા રજૂ કરતાં છતાં પોતાનું પારખ ભવ્ય સ્થાન જરા પણ નીચું થવા દેતી નથી એ એની મહત્તા છે. આખું પદ શુદ્ધ ચેતનાના મુખમાં મૂક્યું છે.

હે સજ્જન! હું તો તમારા મીઠા બોલો પર વારી જઉં છું ધન્ય છે તમારી મહત્તાને! તમારા એક એક મીઠા બોલ એકવાર સાંભળ્યા પછી કાનમાંથી એનો ગુંજારવ ખસતો નથી આપની મીઠાબોલી જીભનો જ્યારે જ્યારે ખ્યાલ કરું છું ત્યારે ત્યારે મને લાગે છે કે મારા સ્વજન! તારા વગર મારું નભે નહિ! જેની વાણી આટલી મનમાં વસી ગઈ હોય, તેને કેમ ભુલાય! અને, તારી પાસે સાચી વાત કહું તો, તારા વગરના સવ મને તો અનિષ્ટ–બૂરા લાગે છે મને એમના ઉપર દ્વેષ નથી, પણ ક્યાં તે અને ક્યાં તું! મે ખૂબ વિચાર કર્યો, પણ તારું ગૌરવ તારી મીઠાશ, તારી ભવ્યતા મે ક્યાય દીઠી નહિ. તારી ભાષામાં વિવેક સૌમ્યતા, જીવદયા અને સાવજનિક દુઃખમુક્તિ કરવાની એવી તીવ્રતર ભાવના દેખાઈ છે કે એ ભાષા પર હું તો વારી જઉં છું અને હું તો એના રસમાં આત્મવિસ્મરણની હદ સુધી પહોંચી જાઉં છું (૧)

मेरे जीयकुं कल न परत है, विनुं तेरे मुख दीठडे;
प्रेम पीयाला पीवत पीवत, लालन! सब दिन नीठडे	प्यारो	२

**અર્થ**—તારું મુખ દીઠા વગર મારા જીવને તો ક્યાય ચેન પડતું નથી, આરામ મળતો નથી. (તારા) પ્રેમના પ્યાલા પીતાં પીતાં તો હે લાલન! વહાલા! મારા સર્વ દિવસો સુખચેનમા જાય છે. (૨)

**વિવેચન**—મારા નાથ! મને તારી એવી લગની લાગી છે કે તારું મોઢું જોઉં નહિ ત્યા સુધી મને તો નિરાત વળતી નથી. તારાથી મારો જીવ જુદો હોય એમ લાગ્યું તો મારા જીવને જરા પણ ચેન પડતું નથી. અને તું જેમ જેમ વધારે દૂર ને દૂર ભટકાવ્યા કરે છે તેમ તેમ તારું મુખ જોવાની અને તારી સાથેનો મારો વિરહ પૂરો કરવાની મારી તાલાવેલી વધતી જ જાય છે તું કટાક્ષમાં પૂછે છે કે તો પછી આટલા દિવસ કેવી રીતે કાઢ્યા! તો એનો જવાબ આપું છું. પ્રેમના પ્યાલા બે પ્રકારના હોય છે એક તો સાચો પ્યાલો પતિદેવની હાજરીમા સાથે બેસી એસી, આનંદ કરી પિવાય છે. અને બીજા પ્રકારનો પ્યાલો કલ્પનાના પ્રેમ પર કટોરાબંધ પિવાય છે એમ ન હોય તો વિરહી જીવને તો આ જીવનમા કોઈ આધાર જ ન રહે. અજનાસુંદરી, સીતા દમયંતી, તારામતી વગેરે વર્ષો સુધી વિયોગમાં રહી ત્યારે પણ એ કલ્પનાથી ભરેલા પ્રેમ પીયાલા ભરી ભરીને પીવાને કારણે જ નભી શકી હતી હું પણ મારા પતિદેવના (તારા) પ્રેમને યાદ કરીને અને એવા તરંગ–કલ્પનાના પ્યાલા પી પીને આટલો વખત રહી શકી છું મને ખાતરી

પાઠાંતર—જીયકું–મનકું કલ–જક નીઠડે–મીઠડે

શબ્દાર્થ—મેરે = મારા જીયકું = જીવને જક = શાંતિ (પ ગભીરવિજયજી) શાંતિ, કરાર, ચેન (હિન્દી કોશ) કલ = ચેન, આરામ ન પરત હૈ = પડતી નથી, મળતી નથી. વિનુ = વગર. પીયાલા = પ્યાલા. પીવત પીવત = પીતા પીતા નીઠડે = નીઠ (જેવાર એનો અનિષ્ટિ = અરુચિ અર્થ કરે છે) સુખે જાય છે મહેરથી જાય છે (ગભીરવિજયજી) લાલન = પ્યારા, પ્રિય, આસક્તિયુક્ત પ્રેમનુ સબોધન

મોટો દીર્ઘ કાળ વિતાવ્યો છે. પણ આશામાં ધકેલ પાડીને કોઈ કોઈવાર વિમાસણ જરૂર થઈ આવે છે (૨)

पूछुं कौन कहांलुं ढूंढुं, किसकुं भेजुं चीठडी;
'आनंदघन' प्रभु सेजडी पाउं, (तो) भागे आन वसीठडी म्हारी० ३

અર્થ—હું તે કોને પૂછું ? અને ક્યાં ક્યાં શોધ કરું ? અને કાગળપત્તર પણ કોને કોને મોકલું ? હવે તો હે મારા આનંદઘન પ્રભુ ! મારા નાથ ! (કોઈ રીતે) સુખશય્યા પ્રાપ્ત કરું તો મારા આધિના સર્વ દુઃખો ભાગી જાય, નાશ પામી જાય, દૂર થઈ જાય. (૩)

વિવેચન—એ ચિંતવે છે કે પતિદેવની વાટ જોઈ જોઈને થાકી ગઈ પણ પતિદેવનો તો કંઈ પત્તો નહિ, એને ઘર સંબંધી વિચાર નહિ પતિ અત્યારે બહાર રખડે છે, તથા જુના ખાડામાં અથડાયા કરે છે અને જન્મમરણના ફેરામાં એક ઠામ ઠરીને બેસતા પણ નથી. અહીં હું એની ખાતર ઝૂરણાં કરું છું અને એ તો મારો વિચાર સરખો પણ કરતા નથી, ત્યારે મારે તે હવે પૂછવું પણ કોને ? ને પતિદેવને ઢુંઢવા પણ ક્યાં ? અને એમને તેડી લાવવાને કાગળપત્તર પણ કોને કોને આપું ? મારો સંદેશો એમને કોણ પહોંચાડે ? મારી દશાની એમને ખબર નથી, એ મને યાદ પણ કરતા નથી અને વિભાવમાં પડી ગયેલા તેઓ હાલ મને ભૂલી પણ ગયા હશે. ત્યારે આમાં મારે તે સંદેશો પણ કોની સાથે મોકલવો અને એવો મારો સંદેશો લઈ પણ કોણ જાય ?

એમની પાસે અત્યારે બે ટોળું એકઠું થયું છે તે તો મારો સંદેશો લઈ જાય નહિ અને કાગળ–ચિઠ્ઠી આપું તો મારા દેવને પહોંચાડે પણ નહિ. ત્યારે મારે કરવું શું ? હવે તો મારી હૃદયની એક ઇચ્છા જણાવું છું કે કોઈ રીતે મારા નાથ મારી સેજડીએ પધારે, અથવા હું મારા નાથની સેજડી પ્રાપ્ત કરું તો મારા આધિનાં સર્વ દુઃખો દૂર થઈ જાય અને હું રસબર પ્રીતમની સાથે અંતરના આનંદકલ્લોલ ઉડાવું.

આર્ય પત્નીની આ એકની એક ઇચ્છા સદૈવ જાગતી હોય છે. આવી ઉન્નત ભાવના ભાવનારી ચેતના કે સુમતિ અથવા સમતા નિરંતર પતિમિલન માટે તલસ્યા કરે છે અને પતિ મળે તો પોતાના અશેષ સર્વ દુઃખોનો છેડો આવી જશે એમ વિચારે છે. આવી રીતે ભાવી મેળાપને તલસતી વિરહી ચેતના પતિદેવની વાટ જોઈને બેઠી છે કોઈ દિવસ પતિદેવ પોતાની સેજડીએ પધારશે અથવા પોતે પતિદેવની સેજડીએ પહોંચી

---

પાઠાંતર—કૌન–કૂન. કિસકું–કિસો. તો–પ્રતમાં નથી. આન–આનુ

શબ્દાર્થ—કૌન = કોને. કહાંલું = ક્યાં સુધી, કઈ જગાએ (ક્યાંલગી). ઢુંઢું = શોધું. કિસકું = કોને. ભેજુ = મોકલું. ચીઠડી = ચિઠ્ઠી, કાગળ, પત્ર. સેજડી = શય્યા, પથારી, સાથરો. પાઉં = પામું. ભાગે = દૂર થાય. આન = દુઃખ (અનિષ્ટમિલન). વસીઠી = (અનિષ્ટ) નાશી જશે

જશે એ પ્રદાભા સ્થિર રહી પતિને અનેક આકારમા વીનવવાના ઓજારનો વાપરી રહી છે એનો આ પદ એક વધારે નમૂનો છે[1] (૨)

ઉપસંહાર—આ પદમા આવેલ ધૂન અન્ય પદોમા પણ આવી છે વિરહગાન એ આનંદઘનની કૃતિમા અનેરુ સ્થાન સાચવે છે એની સરળતા ભેદકતા અને અલંકારિતાની પાછળ ખાસ ચમત્કાર છે પતિપત્નીભાવની ઉન્નત આદર્શ દશા છે અને કેટલીક વાર નવયુગને ન સમજાય તેવી આંટીઘૂંટી છે અને વિરહના ગાન ગાવામા આનંદઘને ખરેખર કમાલ કરી છે આ પદની પ્રસ્તાવનામા તેનું કાંઈક કથન કર્યું છે લૌકિકમા પદમા પતિના વિરહે ઘરવાસનું ઠેકાણું નથી રહી શકતું એ ઘર વિવેચન કરી પતિમેળાપ માટે જે તમન્ના કેવા રાગમા બતાવવામા આવી છે અને વાયરેથી મુલાકાત કોઈ કરાવી આપે તો પેર-મંદિરે દીવા કરવાની જે વાત કરી છે અથવા હવે પછી આવનારા ૧ ૪મા પદમા મેળાપને અંગે જે ભવ્ય આતુરતા ચેતનાએ બતાવી છે તેને અનુરૂપ આ પદ છે પતિવિરહને પરિણામે હમણા ઘેલી થયેલી ચેતના પતિનું રટણ કરે છે પતિની વિશુદ્ધ દશાની ખીલીની કલ્પના કરે છે અને પતિના પ્રેમ પીયાલા પીવાથી એની આશાની મસ્તીમાં અનેક પ્રકારના મનોરથો કરે છે

અને વ્યવહારમા અનુભવાય છે કે કોઈને મળવાની તમન્ના લાગે અને એ આપણાથી દૂર ને દૂર ભાગે ત્યારે એ મિત્ર હોય કે પત્ની હોય, સગો હોય કે સ્નેહી હોય, પણ આખો વખત એના મેળાપની વાત જ યાદ આવ્યા કરે છે આવા પ્રકારની ચેતનાની તમન્ના બતાવનારાં પદો આવેલા છે તેનો કેંદ્રસ્થ વિચાર ચેતનની વર્તમાન પરભાવપરિણતિ અને એના અંદર રહેલ વિચારક દૃષ્ટિથી થતી સ્વભાવપરિણતિ બન્નેની સરખામણી છે એમા ચેતનદેવ વિશુદ્ધ દશામાં આવે ત્યારે તેનામા થવાના સ્પષ્ટ ફેરફારના આદર્શો છે અને એની અંદર એ દશાએ પહોંચવાની ઊંડી ઊંડી વાસનાવેલી છે. વસ્તુત ચેતના અને ચેતનનો અભેદ છે પણ ગુણી ઉપર ગુણનો આરોપ કરવામા આવે ત્યારે ગુણને બહાર લાવી શકાય છે અને તે રીતે ચેતનદેવનું ખરું સામ્રાજ્ય, સાચું સ્થાન અને પ્રગતિગમ્ય પ્રગતિ અને છેવટનો નિવાસ સમજી શકાય છે. એ દિશાએ જેટલું ગમન થાય તેટલો માર્ગ કપાય છે. અને એ જેટલો કપાય તેટલો આવરો ઓછો થાય છે આ દૃષ્ટિએ આ વિરહગાનોને આત્મવિકાસના રસ્તામા અનેરુ સ્થાન છે અને અંતિમ આત્મવિજય અને સ્વરૂપસાધનાના આદર્શ દર્શનને અંગે એનો અતિ વિશિષ્ટ ઉપયોગ છે

આવા પ્રકારનો વિરહગાનનો અદ્ભુત ઉપયોગ અંતિમ આત્મખ્યાતિની દૃષ્ટિએ થયો

૧ આન સલીકે ?ના અર્થ પ ગંભીરવિજયજીએ કરેલ અર્થ પ્રમાણે કર્યો છે મને એ અન શબ્દો કોઈને આધારે પ્રાપ્ત થયા નથી અને એની વ્યુત્પત્તિ કે મૂળ ઉપલબ્ધ નથી એ તત્સમ શબ્દો છે કે તદ્ભવ છે તેનો પણ નિર્ણય થઈ શક્યો નથી. —વિવેચનકાર.

જશે એ શ્રદ્ધામાં સ્થિર રહી પતિને અનેક આકારમાં વીનવવાના આંદોલનો વાપરી રહી છે એનો આ પદ એક વધારે નમૂનો છે[1] (૨)

ઉપસંહાર—આ પદમાં આવેલ ધ્રુવ અન્ય પદોમાં પણ આવી છે વિરહજ્ઞાન એ આનંદઘનની કૃતિમાં અનેરું સ્થાન ભોગવે છે એની સભ્યતા, ભેદતા અને અલંકારિતાની પાછળ આર્ય સંસ્કાર છે, પતિપત્નીભાવની ઉન્નત આદર્શ દશા છે અને કેટલીક વાર નવયુગને ન સમજાય તેવી આટીઘૂંટી છે અને વિરહના જ્ઞાન ગાવામાં આનંદઘને ખરેખર કમાલ કરી છે આ પદની પ્રસ્તાવનામાં તેનું પ્રાસંગિક કથન કર્યું છે તોંતેરમા પદમાં પતિના વિરહે વસવાસનું ઠેકાણું નથી રહી શકતું એ પર વિવેચન કરી પતિમેળાપ માટે જે તમન્ના 'મેવાશ' રાગમાં બતાવવામાં આવી છે અને વાયદેથી મુલાકાત કોઈ કરાવી આપે તો ઘેર-મંદિરે દીવા કરવાની જે વાત કરી છે અથવા હવે પછી આવનાર ૧ ૪મા પદમાં મેળાપને અંગે જે ભવ્ય આતુરતા ચેતનાએ બતાવી છે તેને અનુરૂપ આ પદ છે પતિવિરહને પરિણામે વગભગ ઘેલી થયેલી ચેતના પતિનું સ્મરણ કરે છે પતિની વિશુદ્ધ દશાની બોલીની કલ્પના કરે છે અને પતિના પ્રેમપીયાલા પીવાશે એની આશાની મસ્તીમાં અનેક પ્રકારના મનોરથો કરે છે

અને વ્યવહારમાં અનુભવાય છે કે કોઈને મળવાની તમન્ના જાગે અને એ આપણાથી દૂર ને દૂર ભાગે ત્યારે એ મિત્ર હોય કે પત્ની હોય, સગો હોય કે સ્નેહી હોય, પણ આખો વખત એના મેળાપની વાત જ યાદ આવ્યા કરે છે. આવા પ્રકારની ચેતનાની તમન્ના બતાવનારા પદો આવેલા છે તેનો કેંદ્રસ્થ વિચાર ચેતનની વર્તમાન પરભાવપરિણતિ અને એના અંદર રહેલ વિચારક દૃષ્ટિથી થતી સ્વભાવપરિણતિ વચ્ચેની સરખામણી છે એમાં ચેતનદેવ વિશુદ્ધ દશામાં આવે ત્યારે તેનામાં થવાના સ્પષ્ટ ફેરફારના આદર્શો છે અને એની અંદર એ દશાએ પહોંચવાની ઊંડી ઊંડી તાલાવેલી છે. વસ્તુતઃ ચેતના અને ચેતનનો અભેદ છે પણ ગુણી ઉપર ગુણનો આરોપ કરવામાં આવે ત્યારે ગુણને બહાર લાવી શકાય છે અને તે રીતે ચેતનદેવનું ખરું સામ્રાજ્ય, સાચું સ્થાન અને પ્રકૃતિગમ્ય પ્રગતિ અને છેવટનો નિવાસ સમજી શકાય છે. એ દિશાએ જેટલું ગમન થાય તેટલો માર્ગ કપાય છે. અને એ જેટલો કપાય તેટલો આતશ ઓછો થાય છે. આ દૃષ્ટિએ આ વિરહગાનોને આત્મવિકાસના રસ્તામાં અનેરું સ્થાન છે અને અંતિમ આત્મવિકાસ અને સ્વરૂપસાધનાના આદર્શ દર્શનને અંગે એનો અતિ વિશિષ્ટ ઉપયોગ છે.

આવા પ્રકારનો વિરહજ્ઞાનનો અદ્ભુત ઉપયોગ અંતિમ આત્મખ્યાતિની દૃષ્ટિએ થયો

---

૧ આન વસીકે'નો અર્થ ૫ મનોરથ વાળાએ કરેલ અર્થ પ્રમાણે કર્યો છે મને એ આખો પાઠ ગોઠવીને આધારે પ્રાપ્ત થયો નથી અને એની વ્યુત્પત્તિ કે મૂળ શબ્દાર્થ નથી. એ તદ્ભવ શબ્દો છે કે તત્સમ છે તેનો પણ નિર્ણય થઈ શકતો નથી. —વિવેચનકાર

છે એમાં વ્યવહારમાં પ્રવર્તતા વિરહ વખતે થતી મનની સ્થિતિની અન્ય કલ્પનાઓનો સુમિશ્ર સાધી એનો ઉપયોગ સ્વરૂપસાધનામાં અતિ આકર્ષક રીતે કરવામાં આવ્યો છે. અને એમાં કોઈ વાતનો મેળ ન મળે તો દૃષ્ટાંતની સર્વદેશીયતા ન હોઈ શકે એમ ગણી લેવું સિદ્ધયોગી કવિવરે બનતી એકાકારતા કે અનેકગણી દેશીયતા દૃષ્ટાંત સાથે સાધી છે એ દેખાઈ આવે છે પણ એ ઉપરાંત એની હૃદયંગમતા અને પરિણામદર્શિતા તો ખરેખર અદ્ભુત છે આ દૃષ્ટિએ આ વિરહગાનનાં પદો જરૂર વિચારવા યોગ્ય છે. (૮૫)

## પદ છયાશીમું

ભૂમિકા—આનંદઘનજીએ કેટલાક પદો સુમતિ અથવા ચેતનાના મુખમાં મૂક્યાં છે. કોઈ સુમતિની વિરહદશા વર્ણવે છે; કોઈ સુમતિને ઝૂરતી અને નિસાસા નાખતી બતાવે છે; કોઈ પદ એને પતિની રાહ જોતી વર્ણવે છે કોઈ પદ સુમતિને તેના સગાભાઈ વિવેક સાથે વાત કરતી કે અનુભવને આમન કરતી બતાવે છે આ પદ તે કોટિમાં આવે છે વિવેકનું કામ સાચું અને ખોટું શું છે તાત્કાલિક લાભ દેખાડનાર અને સ્થાયી અખંડ અબાધિત આનંદ આપનાર કઈ વસ્તુ છે કયા ભાવો છે અને અંતિમ પરમ સાધ્ય ક્યા હિતમાર્ગે મળી શકે તેવું છે તેનું માર્ગદર્શન કરાવનાર હોઈ એ પાત્રને બરાબર ઓળખવા જેવું છે એ પાત્રની હાજરી વિચાર-વાતાવરણમાં અપૂર્વ શાંતિ ઉત્પન્ન કરનાર હોઈ ખૂબ ધ્યાન ખેંચનાર છે એની વાણીનો મર્મ વિચારવા યોગ્ય છે અને એના સિદ્ધ નિર્ણયો પર ખૂબ મનન કરવાની જરૂર છે વિવેક એ જ્ઞાનદશા સૂચવે છે અને અનુભવ વિવેકને પરિણામે થયેલ દર્શનશુદ્ધિ બતાવે છે શ્રદ્ધા અને અનુભવમાં પણ થોડો તફાવત છે શ્રદ્ધા જ્ઞાનને પરિણામે થયેલ પણ હોઈ શકે કે સ્વયંસ્ફુરણથી થયેલ પણ હોઈ શકે. શ્રદ્ધા પોતે દર્શનનો વિષય છે એના આવ્યા પછી વિવેક આવે ત્યારે શ્રદ્ધા સ્થિર થઈ જાય છે અને ચેતનાનો ભાગ બની જાય છે. આથી શ્રદ્ધાને સખીનું સ્થાન આપવામાં આવ્યું છે એ ચેતના-સુમતિની બહેનપણી થાય, એમ અનેક સ્થાને બતાવ્યું છે તે યોગ્ય છે અનુભવ એ તદ્દન જુદી જ વસ્તુ છે એ દર્શન અને જ્ઞાનને પરિણામે-શ્રદ્ધા અને વિવેકને પરિણામે-થયેલ ચેતનની પરિસ્થિતિની ચાદમીરી, ખૂબ વિચારવાનું અંગનું પરિણામ અને અંગની સાથેની ચાદમીરીની યોજના બતાવે છે અનુભવનો પાયો દર્શન છે પણ એનું આખું ચણતર જ્ઞાન પર રચાયેલું હોય છે અને જ્ઞાન અને દર્શન બન્ને મળીને જે પરિણામ સ્થાયી રીતે નીપજાવે તેની તેમાં કલ્પના હોઈ એની ખુવાશ અનેરી હોય છે એની વિશિષ્ટતા તદ્દન જુદી ભાત પાડનારી હોય છે એની વ્યાપકતા અતિ અદ્ભુત પરિણામ નિપજાવનાર હોય છે પાત્રોના આ વૈવિધ્ય પર અઠ્યાશીમા પદના વિવેચનમાં વિશેષ ઉલ્લેખ થશે.

આ સુમતિ, વિવેક અને અનુભવને લગતા ઘણાખરા પદો પર જ્ઞાનસારનું વિવરણ છે મને જ્ઞાનસારે કરેલ ૧૨ પદનું વિવરણ પ્રાપ્ત થયુ છે. તે ઉપરાંત તેમનું વિવરણ લભ્ય થતું નથી. જે જે પદનું તેમનું વિવરણ પ્રાપ્ત થયુ છે તેનો તે તે પદોના વિવેચનમા ઉલ્લેખ કર્યો છે મને એમ લાગે છે કે જ્ઞાનસારે માત્ર બહુ જ થોડા પદ પર વિવરણ લખ્યું છે જ્યારે ચોવીશીના બાવીશ સ્તવનો પર વિવેચન કર્યું છે એટલે એમની વિશાળ આત્મીય દૃષ્ટિએ જે પદો ખાસ ધ્યાન ખેચવા લાયક લાગ્યા હશે તે પર તેમણે ભાષામા વિવેચન તૈયાર કર્યું હશે. એ મારી ધારણા સત્ય હોય તો તેમાથી એક ફલિતાર્થ નીકળે છે અને તે એ કે એ પદો જ્ઞાનસારજીને ખૂબ ગમ્યા હશે અને તે અનેરી ભાત પાડનાર હોઈ એમને એવાં જ પદો પર વિવરણ કરવાનું મન થયુ હશે. આ પદોની સંખ્યા ૧૨ થાય છે ૬ ૧૭ ૩૨ ૪૧ ૫૦ ૬૦ ૬૫, ૬૮ ૭ ૮૬ ૮૭ અને ૮૮ છે અને સાખી મે ૬૫ અને ૭ મા પદ પર મૂકેલી તે છે આ એકસરખી વિચારણાવાળાં છતાં પ્રત્યેક પૃથક્ પૃથક્ અનેરી ભાત પાડનારાં પદોને જ્ઞાનસારજીએ શા માટે પ્રાધાન્ય આપ્યુ હશે તે અતિ મહત્ત્વનો કોયડો (problem) છે અને તે ખૂબ વિચારણા માગે છે એ પર વિશેષ વિવેચન આનંદઘન બીજા વિભાગની ઉપોદ્ઘાતમાં લેવું અહીં કહેવાની વાત એ છે કે આ પદ પર જ્ઞાનસારજીનું ભાષાવિવરણ મને પ્રાપ્ત થયુ છે અને આ વિવેચનમા મે તેનો ઉપયોગ કર્યો છે. આ પદ યોજનાનામાં અતિ મહત્ત્વનું સ્થાન ધરાવે છે

મનુષ્ય સ્વભાવમાં એક નબળાઈ છે: જેને આપણે આપણાં માનતાં હોઈએ, જેની સાથે આપણો ઘરોબો હોય, તે જો આપણા વગર ચલાવે, કે આપણી ઉપેક્ષા કરે તો તેવા સંયોગોમા એ જે કામ કરે તેમાં એ ફાવે નહિ, તો આપણી અનિચ્છાએ પણ આપણને અંતરખાનેથી એમ થાય છે કે એ તો એ જ લાગનો હતો. ઉપર ઉપરથી બેદરકારી બતાવવા છતાં અંદરથી એ શુ કરે છે એનું કેમ ચાલે છે એ જાણવાની ઊંડી ઊંડી વૃત્તિ જરૂર રહે છે આપણો વિશેષજન મિત્ર બીજાની સોબતમા જાય કે સગો પતિ પારકી સ્ત્રી સાથે રમણ કરે ત્યારે મિત્રની કે સ્ત્રીની જે દશા થાય તેનું માનસિક પૃથક્કરણ આ સ્વભાવસત્ય રજૂ કરે છે સુમતિના પતિ પારકે ઘેર રખડે છે પરસ્ત્રી-વેશ્યા-કુમતિ સાથે સંબંધ જોડે છે અને પતિવ્રતા પત્નીને વિસારી બેઠા છે તે વખતે તે (પત્ની)ના મનમા જે ચિંતા, સવાલો અને આવજાઓ ઊઠે તેનો અત્ર સાક્ષાત્કાર કરવામાં આવ્યો છે એટલી ઉપોદ્ઘાત કરી આપણે પદનુ હાર્દ વિચારીએ.

પ૧

( રાગ-પ્રભાત )

सखूणें साहिब आवेंगे मर, भाग्नी री, वीर विवक कहा सांच. सखूणे०

નીચે છે તે ખૂબ વિચારવા યોગ્ય છે. તેનો સાર નીચે પ્રમાણે છે. એક વખત એક રાજાને એવો ખ્યાલ થઈ આવ્યો કે તેને કોઈ રોગ લાગુ પડી ગયો છે. તેણે મોટા મોટા વૈદો બોલાવ્યા. ઉપચારમાં હજારો રૂપિયા ખરચ્યા, પણ જરાયે ફેર પડ્યો નહિ. પરિણામે એની મૂંઝવણ વધતી જ ચાલી. એક દિવસ એક ફકીર એ રાજાના પાટનગરમાં આવી ચડ્યો. મહેલમાં જઈ કેટલાક સવાલો પૂછતાં ફકીરને ખાતરી થઈ ગઈ કે રાજાને મનની બીમારી છે. પછી ઊંડો વિચાર કરી બોલ્યો: "મહારાજ! તમારો મંદવાડ દૂર કરવો હોય તો એક જ ઉપાય છે. કોઈ સુખી માણસનું પહેરણ મંગાવી આપ પહેરો." રાજા આ જવાબથી ખૂબ રાજી થયો, કારણ કે એની માન્યતા પ્રમાણે, ઉપાય ઘણો સહેલો હતો. પ્રધાનને હુકમ આપ્યો કે સુખી માણસનું પહેરણ હમણાં ને હમણાં લઈ આવો. પ્રધાન પહેરણની શોધમાં નીકળ્યો. આ ઘેર, પેલે ઘેર, તવંગરને ત્યાં, ગરીબને ત્યાં, એમ બધે ગયો. બધાં પાસે પહેરણ તો જોઈએ તેટલાં હતાં, પણ કોઈ જ સુખી ન હતું, એટલે તેમનાં પહેરણ શા ખપનાં? આખરે નિરાશ થઈ તેણે એક નાના ઝરાના પાણીમાં પગ રાખી એક જણને પથ્થર ઉપર બેઠેલો જોયો. તે માણસ આનંદમાં મસ્ત હતો, ધીમે સાદે ગીત ગાઈ રહ્યો હતો અને તેને કશાની સ્પૃહા ન હોય એમ દેખાતું હતું. પ્રધાન પેલા માણસ પાસે ગયો અને પૂછ્યું: "અલ્યા તું સુખી છે?" પ્રધાન સામે જોઈ તે હસવા લાગ્યો. તેણે કહ્યું: "કોણ હું? અરે, મારા જેવો બીજો કોણ સુખી હશે?" પ્રધાન રાજી થયો. તેને લાગ્યું કે અંતે સુખી માણસ જડ્યો ખરો. તેણે પેલાને કહ્યું, "અરે ભાઈ! હું ક્યારનો તને જ શોધતો હતો. બસ, હવે મારું કામ થઈ ગયું. તું મને તારું પહેરણ..." બોલતાં બોલતાં જ પ્રધાન અટકી ગયો. પેલા માણસના શરીર પર પહેરણ હતું જ નહિ! વાર્તા પૂરી થઈ. હકીકત આમ છે. પૌદ્ગલિક વસ્તુની પ્રાપ્તિના સરવાળામાં સુખ શોધવું એ ઝાંઝવાનાં નીરની પ્રાપ્તિ પાછળના પ્રયાસ જેવું છે અને વસ્તુતઃ એ વાતમાં કાંઈ માલ નથી.

આ પ્રથમ ગાથાના વિવેચનમાં જ્ઞાનસાર ખૂબ ખીલ્યા છે. માત્ર ભાષાશુદ્ધિ કરી વર્તમાન ગુજરાતીમાં તેમનો ભાવાર્થ આ પ્રમાણે રજૂ કરી શકાય. ભાઈ વિવેક આવી પહોંચ્યા, તો તેમને સુમતિ બહેન પૂછે છે કે ભાઈ! મારા પતિ, જેઓ નગુણા છે એટલે આત્માનુભવરસથી ભરેલા છે તે સાહેબ આવશે? આ પદ સંદેહ સહિત વાક્ય છે અને સખી શ્રદ્ધા! જેમ હું વિવેકભાઈને પૂછું છું તેમ તું પણ તેને પૂછ હે વીર! સાચે સાચું કહો, આવવાના હોય તો આવશે એમ કહો, ન આવવાના હોય તો નાવશે (નહિ આવે) એમ કહો—આટલું વાક્ય સુમતિનું છે. વિવેકભાઈ! સાચું કહો—એટલું વાક્ય સખી શ્રદ્ધાનું છે. હવે એકલી સુમતિનું વચન છે: અરે મારા ભાઈ! વીર! તને મારા સોગન છે. મને સાચું કહે, ત્યારે ને મારે શો આવરો છે? અમારાથી વિછૂર્યા પછી એ મારા પતિરાજ સુખ પામ્યા કે નહિ, એટલે સુખશાતાથી પ્રવર્ત્યા કે નહિ, એટલે શાતા

પામ્યા કે થાતા ન પામ્યા ? આવું સુમતિએ વિવેકને પૂછ્યું તેનો વિવેક ઉત્તર આપે છે કે બહેન ! તું મને ત્યાંની કહાણી શું પૂછે છે ? એ વાત પૂછવા જેવી નથી; એ પૂછ માં કું ત્યાંની વાત (કહાણી) શું કહું ! એ વાત મારા મુખથી કહી જાય તેવી નથી. આ પ્રમાણે વિવેકે જવાબમાં કહ્યું એટલે સુમતિએ કહ્યું કે હે વીર ! જેવી હોય તેવી વાત કહો; કે એ થો ગતિમાં એટલે ચાર ગતિરૂપ સંસારમાં ઠોરે એટલે ગત્યાગતિ કરે છે. આ પ્રમાણે ભાવ જ્ઞાનસાર જણાવે છે

આ ગાથા પર મિત્રની નોંધ પણ વિચારવા લાયક છે તેઓ લખે છે કે સુમતિ પોતાના વિવેકરૂપ ભાઈને પૂછે છે કે અમારા સલુણા સાહેબ આત્મા અમારે ઘેર આવશે કે ? વળી પોતાની શ્રદ્ધા સખીને કહે છે કે તું પણ પૂછ કે વિવેકવીર ! સાચું કહો, અમારા પતિ ચાર ગતિમાં કેવું સુખ પામ્યા છે ? આના ઉત્તરમાં વિવેક કહે છે: આની વાત શું કહું ! કહેવા જેવી નથી. તમારા પતિ ચાર ગતિમાં ગોથાં ખાય છે એ કે છે પણ હવે તે આવશે. (જ્યાં સુધી વિવેકની બહેન સમતા અને શ્રદ્ધા ન આવે ત્યાં સુધી આત્મા ચારે ગતિમાં ભ્રમણ કરે છે તો એ સંસારથી છૂટવું હોય તો વિવેકપૂર્વક શ્રદ્ધા રાખી સમતાને ઘેર જવું તો ચાર ગતિમાંથી આત્મા છૂટી શકે નહિ તો ગમે તે ઉપાય કરે તોપણ આ ચાર ગતિરૂપ સંસાર મટશે નહિ.)

'ઉદાકી'નો અર્થ કરતાં પં. ગંભીરવિજયજી લખાવે છે કે ઉદાકી (ત્યાંની) એ બે કુબુદ્ધિના ઘરની અથવા કુબુદ્ધિને ઘેર રમતા પતિરાજની.

વળી ઠોર અને "દિઠોર" બન્ને પાઠ સમીચીન લાગે છે બન્નેમાં ફેરફાર છે; એકમાં માત્ર ગતિ છે જ્યારે બીજામાં ગતિ અને આગતિ બન્ને છે. દિઠોરામાં તો જવું અને આવવું બન્ને થાય છે આ દિઠોરાનો–ઝોલાનો–વિચાર ખૂબ વિચારીને સમજવા જેવો છે અને ચેતનના રઝળાનને બતાવનારો છે (૧)

> भली भइ इत आवही हो, पंचम गतिकी प्रीत;
> सिद्ध सिद्धंत रस पाककी हो, देखे अपूरव रीत समूणे २

અર્થ—(સુમતિ આ જવાબ સાંભળીને કહે છે) એ વાત તો બહુ સારી થઈ. હવે એ (ચેતનરાજ) અહીં આવશે, મારે મંદિરે પધારશે, એને પંચમ ગતિ (મોક્ષ)ની

---

પાઠાંતર—દેખે–દેખ્યું, દૈ

શબ્દાર્થ—ભલી=સારું સારી વાત, થઈ. ભઈ=થઈ થયું ઇત=અહીં આવહી=આવશે પંચમ ગતિ=પાંચમી ગતિ, મોક્ષ સિદ્ધ=નિર્મીત, તૈયાર, પાકો, પરિપક્વ થયેલ. સિદ્ધંત=સિદ્ધાંત ઉત્પત્તિ મુખ્ય મત પાક=પરિપાક (દૂધ ઘી, સાકર વગેરેમાં રાંધી–પકાવી બનાવવામાં આવેલો ખાવાનો પદાર્થ) દેખે=જુએ, પરીક્ષા કરે અનુભવ કરે. અપૂરવ=પૂર્વે કદી ન અનુભવેલી, ન જોયેલી. રીત=રીતિ, પદ્ધતિ, જ્ઞાન

પ્રીતિ થશે અને અતિ ખાસ અને સિદ્ધ થયેલા સિદ્ધાંતના રસની બરાબર પાકેલી ચીજમાં કેવી અદ્ભુત અને પૂર્વે ન જોયેલી–જાણેલી અસાધારણ રીત છે તેને જાતે દેખશે; તેની પોતાને પરીક્ષા થશે. (૨)

વિવેચન—સુમતિ વિવેકભાઈનો ઉપર પ્રમાણેનો જવાબ સાંભળી કહે છે કે એક રીતે તો એ સારુ થયું. હવે એણે ત્યાં આટઆટલા હિલોળા ખાધા તો ચારે ગતિ છોડીને એને પાંચમી ગતિ પર જરૂર પ્રેમ થશે. મારી ધમાધમેલા ખાઈને જ ઠેકાણે આવશે. કર્મથી મુક્તિ મેળવ્યા પછી જ્યાં જવાનું થાય તેને (મુક્તિને) ચાર ગતિને આશ્રયીને પાંચમી ગતિ કહેવામાં આવે છે. ત્યાં ચાર ગતિનાં ગમન–આગમન નથી, ત્યાં દોડાદોડી નથી, ત્યાં ભૂખતરસ નથી, ત્યાં આટીઆપાટીઓ નથી, ત્યાં શોક વિરહ કે રતિ નથી. અને ભાઈ વિવેક તારી મદદથી એને પંચમ ગતિની પ્રીતિ તો થશે, પણ તે પહેલાં એક બીજી વાત પણ થશે. એ ઘણી સારી વાત થઈ. સિદ્ધાંતમાં મૂળ વસ્તુની હકીકત પૂર્વાપરણ પૂર્વક લખેલી હોય છે. દ્રવ્ય ગુણ પર્યાયની વાતો જણાવેલી હોય છે. અનેક દૃષ્ટિબિન્દુઓનો સમન્વય કરેલો હોય છે. જીવ અને પુદ્ગલનો ભેદ બતાવેલ હોય છે. આ સિદ્ધાંત–આગમનો રસ થાય, એમાં આનંદ આવે, ત્યારે ચેતનની આખી સ્કેલીફરણી જુદી થઈ જાય છે. આ સિદ્ધાંતનો રસ એ એક ચીજ છે. એ રસનો પાક થાય. એમાં પાણી તરબોળ થઈ જાય, એ અભિવર્ધિત પ્રગતિ બતાવે છે. ચેતનજી અહીં આવશે ત્યારે આ સિદ્ધ થયેલ સિદ્ધાંતના રસના પરિપાકમાં કેવી અપૂર્વતા છે એ જાતે દેખશે, એ રસને પચાવશે, એ રસમય થશે અને એ બહુ ભલી વાત થશે. મારે ઘેર (સુમતિને મંદિરે) ચેતનજી આવતા આ રીતે બેવડો લાભ થશે: એક તો એને પંચમ ગતિની પ્રીતિ થશે; અને બીજું એને સિદ્ધાંતરસની અપૂર્વ રીતિ નજરમાં આવશે. અહીં દર્શન અને જ્ઞાનનું અજબ મિલાન કર્યું છે તે પર ખાસ ધ્યાન ખેંચવામાં આવે છે. સિદ્ધાંતરસપ્રેમ એ જ્ઞાનસૂચક છે અને પંચમ ગતિની પ્રીતિ દર્શન સૂચક છે. જ્ઞાન હોય તો જ દર્શનશુદ્ધિ ચાલુ બની રહે છે.

આ ગાથા પર જ્ઞાનસારના વિવેચનનો ભાવ નીચે મુજબ છે. પણ હવે તારો સાહેબ ઘેર આવશે એટલે તારા સંયમરૂપી મહેલે આવશે–આ પ્રમાણે વિવેકવીરે કહ્યું તે સાંભળીને સુમતિ વિવેકને કહે છે: ભલી ભઈ' એટલે એ વાત તો ઘણી રૂડી થઈ કારણ કે કેટલાયે કાળનું વિરહદુઃખ હવે જશે; અને અહીં આવશે તો આજની પહેલાં કોઈ જન્માએ ન દેખેલી એવી અપૂર્વ પંચમ ગતિ–મુક્તિગતિ–સંબંધી પ્રીતિ–અભિલાષા–વાંછા દેખશે એટલે પરીક્ષા કરશે. સિદ્ધાંતથી સિદ્ધ થયો એટલે નીપજ્યો એવો જે રસ–આત્મિક સ્વરૂપાનુભવ સંબંધી જે પરમ રસ–તેનો પાક–પરિપાક એટલે સંપૂર્ણ પાકેલ એટલે આત્મા સ્વરૂપને અનુભવવાથી આત્મસ્વરૂપનું તદાકાર વૃત્તિરૂપ પરિપાક અવસ્થાની અપૂર્વ રીત દેખે–પ્રત્યક્ષ કરે.

પામ્યા કે શાતા ન પામ્યા ? આવું સુમતિએ વિવેકને પૂછ્યું તેનો વિવેક ઉત્તર આપે છે:
હે બહેન ! તું મને ત્યાંની કહાણી શું પૂછે છે ? એ વાત પૂછવા જેવી નથી; એ પૂછ મા.
હું ત્યાંની વાત (કહાણી) શું કહું ? એ વાત મારા મુખથી કહી જાય તેવી નથી. આ
પ્રમાણે વિવેકે જવાબમાં કહ્યું એટલે સુમતિએ કહ્યું કે હે વીર ! જેવી હોય તેવી વાત
કહો કે એ ચાર ગતિમાં એટલે ચાર ગતિરૂપ સંસારમાં ઠોર ઠોર ગત્યાગતિ કરે છે.
આ પ્રમાણે ભાવ જ્ઞાનસાર જણાવે છે.

આ ગાથા પર મિત્રની નોંધ પણ વિચારવા લાયક છે. તેઓ લખે છે કે સુમતિ
પોતાના વિવેકરૂપ ભાઈને પૂછે છે કે અમારા વહાલા સાહેબ આત્મા અમારે ઘેર આવશે
કે ? વળી પોતાની શ્રદ્ધા સખીને કહે છે કે તું પણ પૂછ કે વિવેકવીર ! સાચું કહો,
અમારા પતિ ત્યાં ચતુર્ગતિમાં કેવુંક સુખ પામ્યા છે ? આના ઉત્તરમાં વિવેક કહે છે
આની વાત શું કહું ? કહેવા જેવી નથી. તમારા પતિ ચાર ગતિમાં ઝોલા ખાય છે
ભટકે છે પણ હવે તે આવશે. (જ્યાં સુધી વિવેકની બહેન સમતા અને શ્રદ્ધા ન આવે
ત્યાં સુધી આત્મા ચારે ગતિમાં ભ્રમણ કરે છે તો જો સંસારથી છૂટવું હોય તો વિવેક
પૂર્વક શ્રદ્ધા રાખી સમતાને ઘેર જવું તો ચાર ગતિમાંથી આત્મા છૂટી શકે નહિ તો
ગમે તે ઉપાય કરે તોપણ આ ચાર ગતિરૂપ સંસાર મટશે નહિ.)

'ઠકુરાણી'નો અર્થ કરતા પં. ગંભીરવિજયજી લખાવે છે કે ઠકુરાણી (ત્યાંની)
એટલે કુબુદ્ધિના ઘરની અથવા કુબુદ્ધિને ઘેર રમતાં પતિરાજની.

ઠોર ઠોર અને "ઠિઠોરે" બન્ને પાઠ સમીચીન લાગે છે બન્નેમાં ફેરફાર છે;
એકમાં માત્ર ગતિ છે જ્યારે બીજામાં ગતિ અને આગતિ બન્ને છે. ઠિઠોરામાં તો
જવું અને આવવું બન્ને થાય છે. આ ઠિઠોરાનો–ઝોલાનો–વિચાર ખૂબ વિચારીને સમજવા
જેવો છે અને ચેતનના રખડપાટને બતાવનારો છે. (૧)

भली भई इत आवरी हो, पंचम गतिकी प्रीत;
सिद्ध सिद्धंत रस पाककी हो, देखे अपूरव रीत सलुणे० २

અર્થ—(સુમતિ આ જવાબ સાંભળીને કહે છે:) એ વાત તો બહુ સારી થઈ
હવે એ (ચેતનરાજ) અહીં આવશે, મારે મંદિરે પધારશે, એને પંચમ ગતિ (મોક્ષ)ની

પાઠાંતર—દેખે—દેખે, સો.

શબ્દાર્થ—ભલી = સારું, સારી વાત, ઠીક. ભઈ = થઈ, થયું. ઇત = અહીં. આવરી = આવશે.
પંચમ ગતિ = પાંચમી ગતિ, મોક્ષ. સિદ્ધ = નિષ્પત્તિ, તૈયાર. પાક, પરિપાક થયેલો. સિદ્ધંત = સિદ્ધાંત,
ઉપપત્તિ યુક્ત મત. પાક = પરિપાક (દૂધ, ઘી, મસાલો વગેરેમાં ઔષધિ-પાની બનાવવામાં આવેલો
ખાવાનો પદાર્થ). દેખે = જુએ, પરીક્ષા કરે, પ્રત્યક્ષ કરે. અપૂરવ = પૂર્વે કદી ન અનુભવેલી, ન જોયેલી.
રીત = રીતિ, પદ્ધતિ, ચલન.

પ્રીતિ થશે અને અતિ પાકા અને સિદ્ધ થયેલા સિદ્ધાંતના રસની બરાબર પાકેલી ચીજમાં કેવી અદ્‌ભુત અને પૂર્વે ન જોયેલી—અનુભવેલી અસાધારણ રીત છે તેને જાતે દેખશે; તેની પોતાને પરીક્ષા થશે. (૨)

વિવેચન—સુમતિ વિવેકભાઈનો ઉપર પ્રમાણેનો જવાબ સાંભળી કહે છે કે એક રીતે તો એ સારું થયું હવે એવું ત્યાં આટલાંઆટલા હિલોળા ખાધા તો ચાર ગતિ છોડીને એને પાંચમી ગતિ પર જરૂર પ્રેમ થશે. પ્રાણી પ્રથમ પ્રથમ ખાઈને જ ઠેકાણે આવશે. કર્મથી મુક્તિ મેળવ્યા પછી જ્યાં જવાનું થાય તેને (મુક્તિને) ચાર ગતિને આશ્રયીને પાંચમી ગતિ કહેવામાં આવે છે ત્યાં ચાર ગતિના ગમન-આગમન નથી, ત્યાં દોડાદોડી નથી ત્યાં ભૂખતરસ નથી ત્યાં આટીઆપાટીઓ નથી, ત્યાં શોક વિરહ કે રતિ નથી. અને ભાઈ વિવેક તારી મદદથી એને પંચમ ગતિની પ્રીતિ તો થશે, પણ તે પહેલા એક બીજી વાત પણ થશે. એ ઘણી સારી વાત થઈ સિદ્ધાંતમાં મૂળ વસ્તુની હકીકત પૂર્વાપર પૂર્વક લખેલી હોય છે દ્રવ્યગુણપર્યાયની વાતો જણાવેલી હોય છે અનેક દૃષ્ટિબિન્દુઓનો સમન્વય કરેલો હોય છે જીવ અને પુદ્‌ગલનો ભેદ બતાવેલ હોય છે આ સિદ્ધાંત-આગમનો રસ થાય, એમાં આનંદ આવે, ત્યારે ચેતનની આખી રહેણીકરણી જુદી થઈ જાય છે આ સિદ્ધાંતનો રસ એ એક ચીજ છે એ રસનો પાક થાય એમાં પ્રાણી તરબોળ થઈ જાય, એ અનિર્વચનીય પ્રગતિ બતાવે છે. ચેતનજી અહીં આવશે ત્યારે આ સિદ્ધ થયેલ સિદ્ધાંતના રસના પરિપાકમાં કેવી અપૂર્વતા છે એ જાતે દેખશે, એ રસને પચાવશે, એ રસમય થશે અને એ બહુ ભલી વાત થશે. મારે ઘેર (સુમતિને મંદિરે) ચેતનજી આવતા આ રીતે બેવડો લાભ થશે એક તો એને પંચમ ગતિની પ્રીતિ થશે; અને બીજું એને સિદ્ધાંતરસની અપૂર્વ રીતિ નજરમાં આવશે. અહીં દર્શન અને જ્ઞાનનું અજબ મિશ્રણ કર્યું છે તે પર ખાસ ધ્યાન ખેંચવામાં આવે છે સિદ્ધાંતરસપ્રેમ એ જ્ઞાનસૂચક છે અને પંચમ ગતિની પ્રીતિ દર્શન સૂચક છે જ્ઞાન હોય તો જ દર્શનશુદ્ધિ થાય બની શકે છે.

આ ગાથા પર જ્ઞાનસારના વિવેચનનો ભાવ નીચે મુજબ છે: પણ હવે તારો સાહેબ ઘેર આવશે એટલે તારા સંયમરૂપી મંદિરે આવશે—આ પ્રમાણે વિવેકવીરે કહ્યું તે સાંભળીને સુમતિ વિવેકને કહે છે: ભલી ભઈ' એટલે એ વાત તો ઘણી રૂડી થઈ, કારણ કે કેટલાયે કાળનું વિરહદુઃખ હવે જશે; અને અહીં આવશે તો આજની પહેલા કોઈ જમાને ન દેખેલી એવી અપૂર્વ પંચમ ગતિ-મુક્તિગતિ-સંબંધી પ્રીતિ-અભિલાષા-વાંછા દેખશે એટલે પરીક્ષા કરશે. સિદ્ધાંતથી સિદ્ધ થયો એટલે નીપજ્યો એવો જે રસ-આત્મિક સ્વરૂપાનુભવ સંબંધી જે પરમ રસ—તેનો પાક-પરિપાક એટલે સ્વયં પાકેલ એટલે આત્મા સ્વરૂપને અનુભવવાથી આત્મસ્વરૂપનું તદાકાર વૃત્તિરૂપ પરિપાક અવસ્થાની અપૂર્વ રીત દેખે-પ્રત્યક્ષ કરે.

સુમતિ, સુબુદ્ધિ વગેરે સમજવી. વિવેકપર્વત પર ચારિત્રધર્મરાજનો મોટો પરિવાર વર્ણવ્યો છે, તેમાં સંયમને ખાસ સ્થાન છે અને ત્યાં દશ યતિધર્મોની વાત કરી છે.[1] અહીં સુમતાનો પરિવાર બતાવ્યો છે એનો સંબંધ પરસ્પરનો અને ખાસ છે.

જ્ઞાનસાર આ ગાથાનો ભાવ સમજાવતા જણાવે છે આ પ્રમાણે સુમતિ બોલી એટલે વિવેકભાઈ સુમતિબહેન પ્રત્યે કહે છે તમારા પતિ આવ્યા આવ્યા જરૂર આવ્યા, એમાં લગાર માત્ર ઢીલ નથી. આ પ્રમાણે વિવેકે કહ્યું, એટલે સુમતિ પોતાના પરિવારને—શ્રદ્ધા, ક્ષમા, માર્દવ, આર્જવાદિ પરિવારને—કહે કે હું તો અનુભવની દાસી છું સ્વરૂપાનુભવની ચાકર છું અહીં કાર્યકારણનો અભેદ હોવાથી આત્માનુભાવી આત્માની દાસ છું ચાકર છું, આજ્ઞાકારી છું

આ ગાથા પરની મારા મિત્રની નોંધ પણ વિચારી જઈએ. તેઓ જણાવે છે આ પ્રમાણે સમતા તથા વિવેક વાત કરે છે એટલામાં આત્માને સુમતાને ઘેર આવતા જોઈ વિવેકે કહ્યું હે સુમતા! લે, આ તારા પતિ આવ્યા " આ વચન સાંભળીને સુમતા ખુશી થઈ ગઈ અને પોતાના ભાઈને કહેવા લાગી કે હવે હું સપરિવારે પતિની સેવા કરીશ. અનુભવદાસ —આત્માની વિભાવિક દશા—માં તેને પોતાના સ્વરૂપનો અનુભવ હોતો નથી પણ જ્યારે તે વિભાવને મૂકે છે ત્યારે તેને પોતાના સ્વરૂપનો અનુભવ થાય છે અને તેથી સુમતાએ કહ્યું છે કે જેને સ્વરૂપનો અનુભવ થાય છે તેની હું સપરિવારે દાસ થઈ સેવા કરીશ. (૩)

सरधा सुमता चेतना हो, चेतन अनुभव आदि;
सकति फोर निज रूप की हो, लीन्ह 'आनंदघन' मांहि सलूणे० ४

અર્થ—શ્રદ્ધા, સુમતા ચેતના, ચેતન તેમ જ અનુભવ એ જ્યારે પોતાના મૂળ રૂપની શક્તિને ફોરવે છે ત્યારે આનંદઘનમાં (અસલ ચેતનસ્વરૂપમાં) લીન થઈ જાય છે એકાકી ભાવ પામી જાય છે (૪)

વિવેચન—શ્રદ્ધા, સુમતા, ચેતના ચેતન અને અનુભવ એ સર્વ જુદાં જુદાં દૃષ્ટિબિન્દુઓએ ચેતનના જ આવિર્ભાવો છે પર્યાયશબ્દો છે અને કુટુંબીજનો છે એ જ્યારે પોતાના મૂળ રૂપની શક્તિ ફોરવે છે ત્યારે ચેતન મૂળ અનંત આનંદમાં લીન થઈ જાય છે અને એકસ્વરૂપી થઈ ધ્યાતાને બદલે ધ્યેય થઈ જાય છે અને ધ્યાતા, ધ્યેય અને ધ્યાનનો એકી ભાવ રજૂ કરે છે, મતલબ, ચેતન આનંદસ્વરૂપ બની જાય છે સુમતા પોતાના પરિવારને

પાઠાંતર—અનુભવ-અનુભો. આદિ-આદિ. સકતિ-સકત. ફોર-ફોરવે. લીન્હ-લીન.
શબ્દાર્થ—આદિ=છે (?) સકતિ=શક્તિ, પરાક્રમ ફેર=ફોરવીને, વાપરીને. લીન્દ=લીન થઈ ગયા, એકાકીભાવ પામી ગયા.

1 ઉપમિતિભવપ્રપંચા કથા ભાષાંતર પ્ર. ૫. ૪ ૧ ૬૬–૧ ૬૮

સુમતિ : એટલે એને સુખ નહોતું છતાં એ એમાં સુખ માનતા હતા ? એમ કેમ થયું ?

વિવેક : દૂધપાક કે પેંડા ખાધાં પણ પેટમાં ઊતરી ગયેલ વસ્તુ સોનું હોય કે રોટલો હોય એમાં કાંઈ ફેર નથી. અને વિષયસેવન પછી તો બહુધા દુઃખ જ થાય છે. આવા વાંઝવાના નીર પાછળ એ દોડ્યો, એવું સુખની આશા રાખી અને એ છેતરાયો. એમ કેમ થયું એનો જવાબ એક જ છે કે એ સાચું સ્થાયી સુખ ક્યાં છે કોને મળે, ક્યારે મળે, એ સમજ્યો જ નહોતો, એટલે અત્યાર સુધી જાતિમાં ભટકવા કર્યો છે અને નકામા આથડ ખાઈ એક ખાડામાંથી બીજામાં અને અહીંથી તહીં અથડાવા તરછાવા જ કર્યા કર્યો છે.

સુમતિ : ભાઈ વિવેક ! તમે કહો છો તેમ, એ ચેતનરાજ માત્ર ચાર ગતિમાં અથડાવા ને તરછાવા જ હોય તો તો એક રીતે તો ઠીક થયું કહેવાય.

વિવેક : એવું શું બોલી, બહેન ! એ રખડપટ્ટીમાં સારી વાત શી છે કે એ ઠીક થયું એમ કહેવાય ?

સુમતિ : એ તો અપેક્ષાની વાત છે પ્રાણી જ્યારે આથડ મારે, અને મૂંઝાય ત્યારે જ તેને સાચા સુખની કદર થાય છે એટલે ચેતનરાજ એ ચાર ગતિમાં રખડવા અને તરછાવા તો હવે તેને પંચમ ગતિની પ્રીતિ જરૂર થશે.

વિવેક : એ વાત ખરી ચારે ગતિમાં કુટાતાં–પીટાતાં એ હવે કંટાળી ગયા હશે, એટલે એને પાંચમી ગતિ પર પ્રેમ થાય ખરો, પણ એ વાત તો કેમ બને ?

સુમતિ : એ તો તારા જ હાથમાં છે એને જો સિદ્ધાંતના રસ પર પ્રીતિ લાગે, એ સિદ્ધરસમાં મોજ પડે, એ રસપાન કરવાની એને સાચી જિજ્ઞાસા જાગે, તો એ જરૂર પંચમ ગતિની પ્રીતિ કરે અત્યાર સુધી એને પંચમ ગતિ શું છે અને ક્યાં છે તેનો સાચો ખ્યાલ જ નહોતો, એટલે એ એક સ્થાનેથી બીજે અને બીજેથી ત્રીજે ભટકવા કરતા હતા, પણ સિદ્ધાંતરસના પાકમાં બતાવેલી અપૂર્વ રીતિ એ તેને સાંપડી જાય તો કામ સારું બનતું થઈ જાય. ભાઈ વિવેક ! તને લાગે છે કે ચેતનને પંચમ ગતિની પ્રીતિ થઈ છે અને સિદ્ધરસપાનની જિજ્ઞાસા જાગી છે ?

વિવેક : એટલું તો ખાતરીપૂર્વક કહેવાય તેમ હજુ જણાતું નથી. પણ એક વાત તો મને જરૂર જણાય છે કે અત્યાર સુધી એ તારી પાસે પણ આવતા નહોતા, તે હવે તારી પાસે તો જરૂર આવ્યા છે તારી ઉપર નજર તો જરૂર ફેરવી રહ્યા છે.

સુમતિ : એમ થાય તો ઘણું સારું કારણ કે એક વાર એને સિદ્ધના તરફ રસ જાગે, એ સિદ્ધાંતરસમાં રસ લે, તો તો પછી એના રાગદ્વેષ મોળા પડે અને એ કુમતિની સોબત છોડે અને વિભાવમાંથી સ્વભાવમાં આવે.

વિવેક : અત્યારે પતિદેવ તારા ઘર તરફ આવ્યા તો છે હવે એને બીજે ભટકવા ન દેવા એ તો તારું કામ છે તારામાં પતિને વશ કરવાની આવડત હોય તો અત્યારે વખત આવી લાગ્યો છે. અવસરનો લાભ લેવામાં આવડત અને સાવધાની જોઈએ.

સુમતિ : ભાઈ વિવેક ! મારો પરિવાર મોટો છે. આ ખાંતિ, મદ્દવ, અજ્જવ જેવાં મારા પરિવારમાં છે અને વળી અનુભવ તો મારે જબરો છે અમે તો બધા એ અનુભવના દાસ થઈને રહીએ છીએ અને એ અનુભવ જો પાંસરો હોય તો કાર્યસિદ્ધિ થાય વેંતમાં જ છે એમ હું તો ધારું છું

વિવેક : સ્વરૂપાનુભવ સાથે તો મારે ખાસ મૈત્રી છે એને હું સલામણ કરું એ તને જરૂર મદદ કરશે.

સુમતિ : એ તો ભાઈ ! શ્રદ્ધા, હું પોતે અને ચેતના એ સર્વ જો પોતપોતાની શક્તિ ફોરવીએ તો કામ જરૂર થઈ જાય, પણ અમને સર્વને અનુભવની મદદની જરૂર છે

વિવેક : એની મદદ મેળવી આપવી એ મારું કામ છે હું સાચાખોટાના વિવેચનને પરિણામે ચેતનને સાચાનો સ્વીકાર કરવા તો કહું જ છું અને એ વાત એ ધ્યાન પર લે, તો પછી આગળપાછળના દાખલા એના ધ્યાન પર લાવ્યા કરીશ. આ રીતે અનુભવ મદદ જો તો કામ થવાનો સંભવ ઘણો દેખાય છે

સુમતિ : આ આખો પરિવાર જો પોતાની શક્તિ ફોરવે, અનુભવ એમાં મદદ કરે, તો તો આનંદ આનંદ થઈ જાય, અને અમે, તમે અને અનુભવ સર્વ ચિદાનંદના સ્વભાવ(વન)માં લીન થઈ જઈએ.

વિવેક : એટલે હવે વાત અનુભવનું આધિક્ય કરવા ઉપર આવી અટકી છે તો એ કામમાં મારાથી બનતું હું કરવા લાગી જઉં છું. તું અને તારો આખો પરિવાર પોત પોતાની શક્તિનો પૂરતો પરચો કરાવો.

સુમતિ : મારો પરિવાર તૈયાર છે અનુભવને ગતિમાં મૂકી દેવો એ તારે માથે છે અને પરિણામે ચેતનજીને સ્વરૂપાનુભવ થાય એટલી જ વાર છે. પછી એ, તું, હું અને આખો પરિવાર જ્ઞાનાનંદમય થઈ એક થઈ જશું અને પોતાની શક્તિ ફોરવવાને પરિણામે અનંત આનંદમાં લીન થઈ જશું

આ પ્રમાણે વાત થયા પછી શ્રદ્ધા અને સુમતાએ કેવી રીતે કામ લીધું મહાનંદના સુખનું પાન કેવી રીતે થયું અને આનંદઘનનો તાન કેવી રીતે જમાવ્યો તે આગળ કહેવામાં આવશે. (જુઓ પદ ૮૮)

**ઉપસંહાર**—વિવેચન જરા લંબાવવું પડ્યું છે તેથી અત્ર પદનો સમુચ્ચય સાર આપવામાં આવતો નથી. વિવેચનમાં અને સંભાષણમાં એનો ભાવ આવી ગયો છે. આનંદઘનજીનાં ખાસ લાક્ષણિક ઉન્નત પદોમાંનું આ એક પદ છે એ ખાસ ધ્યાનમાં રહે અને એના વિવેચનમાં જ્ઞાનસાર પણ ખૂબ ખીલ્યા છે એ લક્ષમાં રહે. આવું એકાદ પદ અંદર જામી જાય અને અનુભવ જાગ્રત થઈ જાય તો કામ થઈ જાય તેવું છે, તેથી સૂજ્ઞ તેવું અને તેટલું આ પદના વિવેચનમાં લખી નાખ્યું છે તેની અંદરનું રહસ્ય પ્રાપ્ત કરવા પ્રયત્ન કરવા વિજ્ઞપ્તિ છે. (૮૯)

કહે છે કે ચેતન તો હવે આપણે ત્યાં આવ્યા છે, વગારી (પરિવારની) પાસે આવ્યા છે એટલે શાંતિ, સુમતિ, સુબુદ્ધિ પરિવારની પાસે આવ્યા છે અને આપણે સર્વે તો, ઉપર જણાવ્યું તેમ, અનુભવના દાસ છીએ. હવે અત્યારે તો શ્રદ્ધા, સુમતા, ચેતના, ચેતન અને અનુભવ—સર્વે મળીને એ પોતપોતાની શક્તિ ફોરવ—પ્રકાશે તો આપણે બધા આનંદઘનમાં લીન થઈએ, લીન થઈને રહીએ.

શ્રદ્ધા વગેરે શું શું કરે તે કહે છે. શ્રદ્ધા આદરી રુચિ કરે; સુમતા સારી વિચારણા કરે; ચેતના પોતાના સ્વરૂપમાં નિર્મળ રહે એટલે પ્રકટ થાય; ચેતન (આત્મા) તે શ્રદ્ધા, સમતા, ચેતનાની તરફ નજર કરી તેમને અપનાવે અને અનુભવ સાર અસાર વિચાર દર્શાવે તો આનંદઘન ઘરમાં સર્વનો નિવાસ થાય. આ પ્રમાણે અર્થ પં. શ્રી ગંભીરવિજય ગણિએ લખાવ્યો છે.

જ્ઞાનસાર આ ગાથાનો અર્થ કરતાં ટીક વિવેચન કરે છે. તેઓના લખવાનો ભાવ આ પ્રમાણે છે. ઉપર પ્રમાણે (ત્રીજી ગાથાનું વિવેચન થયું તે પ્રમાણે) કહેતા જ શ્રદ્ધા, સુમતિ, ચેતના (ચેતનતાપણું) તેમજ ચેતન છે. એટલે ચેતનતાવાળા ચેતન જેમ પોતે જ કહે ચેત ચેતન અને અન્યત્ર કહ્યું છે કે ચેતનતા પરિણામ ન ચૂકે ચેતન કહે જિનચંદો તેમ જ અનુભવ પણ એમની સાથે જ છે એટલે જેમ શ્રદ્ધા, સુમતિ વગેરે છે તેમ અનુભવ પણ એવો જ છે.[1] ત્યાં છે અને આવી બતાવે છે. એ સર્વે સ્વ સ્વરૂપ સંબંધીની શક્તિ—પરાક્રમ ફોરવીને, એટલે પોતામાં હોય તેટલું સામર્થ્ય ફોરવીને આનંદઘન માંહી (આનંદ શબ્દે ચિદાનંદ—જ્ઞાનાનંદની ઘનતા—નક્કરપણું, તેમાં એટલે ઘનતામાં) લીન થયા, તદ્રૂપ થયા એટલે આનંદઘન સ્વરૂપ થઈ ગયા.

મિત્ર નોંધકાર સહજ જુદા દૃષ્ટિબિંદુથી આ ગાથા પર વિવેચન કરે છે. તેઓ જણાવે છે કે શ્રદ્ધા, સુમતા અને ચેતના એ પોતાની તમામ શક્તિ સહિત આત્મામાં લીન થઈ ગઈ એટલે ચેતનનો અને તેની શુદ્ધ શક્તિઓનો વિયોગ હતો તે ગયો અને તેથી ચેતન પરમાનંદ પદ પામ્યો (જ્યાં સુધી આત્માની અંદર રહેલી શ્રદ્ધા, સુમતા અને ચેતના શક્તિઓ પ્રકટ થતી નથી, ત્યાં સુધી તેની વિભાવદશા મટતી નથી અને તેથી તે પર—પુદ્ગલના સંબંધમાં ચાર ગતિમાં રખડે છે. પણ જ્યારે આત્માને ખરા તત્ત્વ પર શ્રદ્ધા થાય છે એટલે કે સમ્યક્ત્વ પ્રાપ્ત થાય છે ત્યારે તેને સમતા પોતાની મેળે આવે છે અને સમતાની સાથે જ ચૈતન્યશક્તિ, જે પરમ જ્ઞાન, તે પણ પ્રાપ્ત થાય છે અને ત્યાર પછી જ આત્મા ખરેખર અબાધિત અક્ષય સુખનો ભોક્તા થઈ આનંદઘન થાય છે) (૪)

---

૧ આ જૈનશૈલીની ભાષા છે. એક મતમાં એને અદ્વૈત—અભિન્નતાની ભાષા કહી છે. આવી ભાષા ભાવ કેટલાક ? છે માટે એમ આપ્યો છે. જેમ શ્રદ્ધા વગેરે છે તેમ અનુભવ પણ છે એમ કહેવાનો આશય જણાય છે. રહસ્ય હોઈ તેને તે સ્પષ્ટ સમજવા પ્રયત્ન કર્યો છે. —વિવેચનકાર

## પદનો ભાવ સંવાદમાં

આ પદનું સંભાષણ (Dialogue) નીચે પ્રમાણે ગોઠવી શકાય —

સુમતિ : સખી શ્રદ્ધે! આ વિવેકભાઈ આવી પહોંચ્યા છે તો તેને પતિદેવના ખબર અંતર પૂછીએ.

શ્રદ્ધા : હા બહેન! વિવેકભાઈ તો આપણા ઘરના માણસ છે, તેને પૂછશું તો બરાબર પત્તો લાગશે.

સુમતિ (વિવેક પ્રત્યે) : ભાઈ વિવેક! પતિ આજે ઘેર આવશે, કાલે આવશે અને અમારે ત્યાં આનંદ-વધામણીની છોળો ઊડશે, એવી આશામાં અમે તો હવે કંટાળ્યા. તો તમારી રજા હોય તો, તમને પતિરાજ સંબંધી કેટલીક પૃચ્છા કરીએ?

વિવેક : તમારે જે પૂછવું હોય તે નિજતથી પૂછો. હું તમને બરાબર જવાબ આપીશ.

સુમતિ : પતિરાજ અત્યારે તો પર રમણીમાં મોહી રહ્યા છે અને પોતાના ઘરને સંભારતા પણ નથી. તો હું તમને મારા સોગન આપીને પૂછું છું કે પતિરાજને ત્યાં સુખ મળ્યું છે કે નહિ, તેની સાચેસાચી વાત કહો.

વિવેક : બહેન સુમતિ! તમને એ ઘરની શી કથા કહું? એની વાત તો આખી અજાયબીથી ભરેલી છે ત્યાં તો એ ચારે ગતિમાં અથડાય છે માણસ મરી જીવડો થાય છે, દેવતા મટી ઢાંઢુ કાઢનાર થાય છે નારકીનાં અત્યંત આકરા દુઃખોમાં રિબાય છે, શું કે લીમડાની હોડી પીએ છે!

સુમતિ : પણ પતિરાજને એમાં કાંઈ સુખ મળ્યું કે નહિ? એમને કાંઈ મોજ આવી કે નહિ?

વિવેક : બહેન! આમાં મોજનો સવાલ જ ક્યાં રહે છે? પૌદ્ગલિક સુખ થોડો વખત મળે તોપણ શું? સુખની પછવાડે દુઃખ આવે ત્યારે તો પાંચ પચાસ કે હજારો ગણો ખેદ કરાવે છે એ સુખ સ્થાયી ન હોવાથી નિરર્થક છે અને વધારે ખેદ કરાવનાર હોઈ અતિ કષ્ટકર છે આ પ્રમાણે વાત વર્તે છે

સુમતિ : તમારા કહેવા પ્રમાણે આખી કથા અખંડ સામ્રાજ્યના ધણી અને સત્તાગતે મહાસુખના માલિકની દયા માટે ભારે ખેદ કરાવે તેવી છે. ત્યારે એના સંબંધી હવે શું સમજવું?

વિવેક : વાત એ છે કે એને હજુ સુધી ખરા સુખનો સાચો ખ્યાલ આવ્યો નહોતો, એટલે એને ખાવામાં, પહેરવામાં, મહેલાતમાં કે સુંવાળી શય્યામાં સુખ લાગતું કે ધનના ઢગલા એકઠા કરવામાં કે પોતાની નામના કરવામાં મોટપ લાગતી હતી, પણ એ સર્વ ક્ષણિક હતા; એમાં કોઈ પ્રકારનું સ્થાયી તત્ત્વ નહોતું વાસ્તવિક વિચારે તો એની આખી માન્યતા જ ખોટા પાયા પર રચાયેલી હતી.

સુમતિ : એટલે એને સુખ નહોતું છતાં એ એમાં સુખ માનતા હતા? એમ કેમ થયું?

વિવેક : દૂધપાક કે પેંડા ખાધા, પણ પેટમાં ઊતરી ગયેલ વસ્તુ સોનું હોય કે રોટલો હોય એમાં કાંઈ ફેર નથી. અને વિષયસેવન પછી તો ભડકા ઉઠ્યા જ થાય છે. આવાં ચાખવાના નીર પાછળ એ દોડ્યો એણે સુખની આશા રાખી અને એ છેતરાયો. એમ કેમ થયું એનો જવાબ એક જ છે કે એ સાચું સ્થાયી સુખ ક્યાં છે કોને મળે, ક્યારે મળે, એ સમજ્યો જ નહોતો એટલે અત્યાર સુધી ચારગતિમાં ભટકવા કર્યો છે અને નાગા ભાટા ખાઈ એક ખાડામાંથી બીજામાં અને અહીંથી તહીં અફડવા તફડવા જ કર્યા કર્યો છે.

સુમતિ : ભાઈ વિવેક! તમે કહો છો તેમ, જો ચેતનરાજ માત્ર ચારે ગતિમાં અફડવા ને તફડવા જ હોય તો તો એક રીતે તો ઠીક થયું કહેવાય.

વિવેક : એવું શું બોલી, બહેન! એ રખડપટ્ટીમાં સારી વાત શી છે કે એ ઠીક થયું એમ કહેવાય?

સુમતિ : એ તો અપેક્ષાની વાત છે. ખાણી જ્યારે ભાટા ખાય, અને મૂંઝાય ત્યારે જ તેને સાચા સુખની કદર થાય છે. એટલે ચેતનરાજ જો ચાર ગતિમાં રખડ્યા અને તફડ્યા તો હવે તેને પંચમ ગતિની પ્રીતિ જરૂર થશે.

વિવેક : એ વાત ખરી. ચારે ગતિમાં કુટાતા–પીટાતા એ હવે કંટાળી ગયા હશે, એટલે એને પાંચમી ગતિ પર પ્રેમ થાય ખરો, પણ એ વાત તો કેમ બને?

સુમતિ : એ તો તારા જ હાથમાં છે. એને જો સિદ્ધાંતના રસ પર પ્રીતિ લાગે, એ સિદ્ધરસમાં મોજ પડે એ રસપાન કરવાની એને સાચી જિજ્ઞાસા જાગે તો એ જરૂર પંચમ ગતિની પ્રીતિ કરે. અત્યાર સુધી એને પંચમ ગતિ શું છે અને ક્યાં છે તેનો સાચો ખ્યાલ જ નહોતો, એટલે એ એક સ્થાનેથી બીજે અને બીજેથી ત્રીજે ભટક્યા કરતા હતા, પણ સિદ્ધાંતરસના પાકમાં બતાવેલી અપૂર્વ રીતિએ તેને સાંપડી જાય તો કામ સારું બની જાય. ભાઈ વિવેક! તને લાગે છે કે ચેતનને પંચમ ગતિની પ્રીતિ થઈ છે અને સિદ્ધરસપાનની જિજ્ઞાસા જાગી છે?

વિવેક : એટલું તો ખાતરીપૂર્વક કહેવાય તેમ હજુ જણાતું નથી. પણ એક વાત તો મને જરૂર દેખાય છે કે અત્યાર સુધી એ તારી પાસે પણ આવતા નહોતા, તે હવે તારી પાસે તો જરૂર આવ્યા છે. તારી ઉપર નજર તો જરૂર ફેરવી થઈ છે.

સુમતિ : એમ થાય તો ઘણું સારું કારણ કે એક વાર એને સિદ્ધના તરફ રસ જાગે, એ સિદ્ધાંતરસમાં રસ લે, તો તો પછી એના રાગદ્વેષ મોળા પડે, અને એ કુમતિની સોબત છોડે અને વિભાવમાંથી સ્વભાવમાં આવે.

વિવેક : અત્યારે પતિદેવ તારા ઘર તરફ આવ્યા તો છે. હવે એને બીજે ભટકવા ન દેવા એ તો તારું કામ છે. તારામાં પતિને વશ કરવાની આવડત હોય તો અત્યારે વખત આવી લાગ્યો છે. અવસરનો લાભ લેવામાં આવડત અને સાવધાની જોઈએ.

સુમતિ : ભાઈ વિવેક! મારો પરિવાર મોટો છે. આ ખાંતિ, માર્દવ, આર્જવ જેવા મારા પરિવારમાં છે અને વળી અનુભવ તો મારે જબરો છે. અમે તો બધા એ અનુભવના રસ ઘઈને રહીએ છીએ અને એ અનુભવ જો પાસરો હોય તો કાર્યસિદ્ધિ હાથવેંતમા જ છે એમ હું તો ધારું છું.

વિવેક : સ્વરૂપાનુભવ સાથે તો મારે ખાસ મૈત્રી છે. એને હું ભલામણ કરું, એ તને જરૂર મદદ કરશે.

સુમતિ : લે ને ભાઈ! શ્રદ્ધા, હું પોતે અને ચેતના એ સર્વ જો પોતપોતાની શક્તિ ફોરવીએ તો કામ જરૂર થઈ જાય, પણ અમને સર્વને અનુભવની મદદની જરૂર છે.

વિવેક : એની મદદ મેળવી આપવી એ મારું કામ છે. હું સાચાખોટાના વિવેચનને પરિણામે ચેતનને સાચાનો સ્વીકાર કરવા તો કહું જ છું અને એ વાત એ ધ્યાન પર લે, તો પછી આગળપાછળના દાખલા એના ધ્યાન પર લાવ્યા કરીશ. આ રીતે અનુભવ મળતો જશે તો કામ થવાનો સંભવ ઘણો દેખાય છે.

સુમતિ : આ આખો પરિવાર જો પોતાની શક્તિ ફોરવે, અનુભવ એમાં મદદ કરે, તો તો આનંદ આનંદ થઈ જાય, અને અમે, તમે અને અનુભવ સર્વ ચિદાનંદના ભવન (ઘન)માં લીન થઈ જઈએ.

વિવેક : એટલે હવે વાત અનુભવનું આધિક્ય કરવા ઉપર આવી અટકી છે. તો એ કામમાં મારાથી બનતું હું કરવા લાગી જઉં છું. તું અને તારો આખો પરિવાર પોતપોતાની શક્તિનો પૂરતો પરચો કરાવો.

સુમતિ : મારો પરિવાર તૈયાર છે. અનુભવને ગતિમાં મૂકી દેવો એ તારે માથે છે અને પરિણામે ચેતનજીને સ્વરૂપાનુભવ થાય એટલી જ વાર છે. પછી એ, તું, હું અને આખો પરિવાર જ્ઞાનાનંદમય થઈ એક થઈ જશું અને પોતાની શક્તિ ફોરવવાને પરિણામે અનંત આનંદમાં લીન થઈ જશું.

આ પ્રમાણે વાત થયા પછી શ્રદ્ધા અને સુમતાએ કેવી રીતે કામ લીધું, મહાનંદના સુખનું ભાન કેવી રીતે આવ્યું અને આનંદઘનનો તાન કેવી રીતે જમાવ્યો તે આગળ કહેવામાં આવશે. (જુઓ પદ ૮૮)

ઉપસંહાર—વિવેચન જરા લંબાણ થયું છે તેથી આખા પદનો મુખ્ય સાર આપવામાં આવતો નથી. વિવેચનમાં અને સંલાપણમાં એનો ભાવ આવી ગયો છે. આનંદઘનજીના ખાસ ભાવવાળી ઉન્નત પદોમાંનું આ એક પદ છે એ ખાસ ધ્યાનમાં રહે અને એના વિવેચનમાં સાનસાર પણ ખૂબ ભીસ્યા છે એ લક્ષમાં રહે. આવું એકાદ પદ અંદર જામી જાય અને અનુભવ જાગૃત થઈ જાય તો કામ થઈ જાય તેવું છે. તેથી સૂઝયું તેવું અને તેટલું આ પદના વિવેચનમાં લખી નાખ્યું છે; તેની અંદરનું રહસ્ય પ્રાપ્ત કરવા પ્રયત્ન કરવા વિજ્ઞપ્તિ છે. (૮૯)

સુમતિ : એટલે એને સુખ નહોતું છતાં એ એમાં સુખ માનતા હતા ? એમ કેમ થયું ?

વિવેક : દૂધપાક કે પેંડા ખાધા, પણ પેટમાં ઊતરી ગયેલ વસ્તુ સોનું હોય કે રોટલો હોય એમાં કાંઈ ફેર નથી. અને વિષયસેવન પછી તો બહુધા પીડા જ થાય છે. આવા ઝાંઝવાના નીર પાછળ એ દોડ્યો, એણે સુખની આશા રાખી અને એ છેતરાયો. એમ કેમ થયું એનો જવાબ એક જ છે કે એ સાચું સ્થાયી સુખ ક્યાં છે, કેને મળે, ક્યારે મળે, એ સમજ્યો જ નહોતો, એટલે અત્યાર સુધી ગતિમાં ભટક્યા કર્યો છે અને નાહક આંટા ખાઈ એક ખાડામાંથી બીજામાં અને અહીંથી તહીં આથડ્યા-વાથડ્યા જ કર્યા કર્યો છે.

સુમતિ : ભાઈ વિવેક ! તમે કહો છો તેમ, જો ચેતનરાજ માત્ર ચારે ગતિમાં આથડ્યા ને તાથડ્યા જ હોય તો તો એક રીતે તો ઠીક થયું કહેવાય.

વિવેક : એવું શું બોલી, બહેન ! એ રખડપટ્ટીમાં સારી વાત શી છે કે એ ઠીક થયું એમ કહેવાય ?

સુમતિ : એ તો અપેક્ષાની વાત છે. પ્રાણી જ્યારે આંટા મારે, અને મૂંઝાય ત્યારે જ તેને સાચા સુખની કદર થાય છે. એટલે ચેતનરાજ જો ચાર ગતિમાં રખડ્યા અને તડક્યા તો હવે તેને પંચમ ગતિની પ્રીતિ જરૂર થશે.

વિવેક : એ વાત ખરી, ચારે ગતિમાં કૂટાતાં-પીટાતાં એ હવે કંટાળી ગયા હશે, એટલે એને પાંચમી ગતિ પર પ્રેમ થાય ખરો, પણ એ વાત તો કેમ બને ?

સુમતિ : એ તો તારા જ હાથમાં છે. એને જો સિદ્ધાંતના રસ પર પ્રીતિ લાગે, જો સિદ્ધરસમાં મોજ પડે, એ રસપાન કરવાની એને સાચી જિજ્ઞાસા જાગે, તો એ જરૂર પંચમ ગતિની પ્રીતિ કરે. અત્યાર સુધી એને પંચમ ગતિ શું છે અને ક્યાં છે તેનો ખ્યાલ જ નહોતો, એટલે એ એક સ્થાનેથી બીજે અને બીજેથી ત્રીજે ભટક્યા કરતા હતા, પણ સિદ્ધાંતરસના પાકમાં બતાવેલી અપૂર્વ રીતિ જો તેને સાંપડી જાય તો કામ ભારે મજાનું થઈ જાય. ભાઈ વિવેક ! તને લાગે છે કે ચેતનને પંચમ ગતિની પ્રીતિ થઈ છે અને સિદ્ધરસપાનની જિજ્ઞાસા જાગી છે ?

વિવેક : એટલું તો ખાતરીપૂર્વક કહેવાય તેમ હજુ જણાતું નથી. પણ એક વાત તો મને જરૂર દેખાય છે કે અત્યાર સુધી એ તારી પાસે પણ આવતા નહોતા, તે હવે તારી પાસે તો જરૂર આવ્યા છે. તારી ઉપર નજર તો જરૂર ફેરવી રહ્યા છે.

સુમતિ : એમ થાય તો પણ સારું. કારણ કે એક વાર એને સિદ્ધના તરફ રસ લાગે, એ સિદ્ધાંતરસમાં રસ લે, તો તો પછી એના સમ્બન્ધ મોળા પડે, અને એ કુમતિની સોબત છોડે અને વિભાવમાંથી સ્વભાવમાં આવે.

વિવેક : અત્યારે પતિદેવ તારા ઘર તરફ આવ્યા તો છે. હવે એને બીજે ભટકવા ન દેવા એ તો તારું કામ છે. તારામાં પતિને વશ કરવાની આવડત હોય તો અત્યારે વખત આવી લાગ્યો છે. અવસરનો લાભ લેવામાં આવડત અને સાવધાની જોઈએ.

૫૬ સત્યાશીમું

ભૂમિકા—પવિત્ર સુમતા–સુમતિ–ચેતનના અતિ વાત્સલ્યપૂર્ણભાવવાળી શુદ્ધ સત્ત્વશીલ પત્ની છે. એ ચેતનજીનું અંતરાય વગરનું મૂળ સ્વરૂપ લક્ષ્યે છે એ ચેતનજીના સહવાસી ધર્મોને રજૂ કરે છે એ ચેતનના ગુણની પ્રતિનિધિ છે એક આર્ય સ્ત્રી પોતાના પતિને પર રમણીમાં રમણ કરતા દેખીને ખેદ પામે અને પોતાની મર્યાદામાં રહી એને કુસંગતથી વારવા અને પોતાને ઘેર લઈ આવવા વિવિધ પ્રયાસો આદરે, તેના અનેક પ્રયોગો આનંદઘનજીના પદોમાં લેવામાં આવ્યા છે એ પ્રયોગોમાં બે પ્રકાર મુખ્યત્વે કરીને લેવામાં આવશે : એક તો એ અનુભવસખાની મદદ લઈ ચેતનરાજને ઘેર આવવા અને મૂળ સ્વરૂપ પર ધ્યાન આપવા અનેક વાર વીનવે છે (દાખલા તરીકે જુઓ પદો ૮, ૧૩ ૧૪ ૫૦), અને કોઈકવાર વિવેકમિત્રની મદદ લઈ ચેતનને સદ્બુદ્ધિ અર્પણ કરવાનો યોગ મેળવી આપે છે (૧૮ ૯ ૫૬ ૭ ૧૧)

અનુભવ એ જ્ઞાનનું—અવલોકનશક્તિનું પરિણામ છે જ્યારે વિવેક એ જ્ઞાન પોતે છે. અનુભવનો સમાવેશ 'ઉપયોગ'માં થાય, જ્યારે વિવેકનો સમાવેશ 'જ્ઞાન'માં થાય જ્ઞાન અને ઉપયોગ એ બન્ને ચેતનના મૂળ ગુણો છે અને પૂર્ણ વિચારણાથી સમજવા યોગ્ય છે.

ચેતનની વર્તમાન દશા મિશ્ર છે એનામાં જ્ઞાન ગુણ તો અનાદિ સંબંધથી છે પણ એના પર ભારે આચ્છાદનો (આવરણો) આવી ગયા છે. એને ખોટાં–સાચાંના મિશ્રણમાંથી પોતાનું શું છે અને પારકું શું છે તે પારખતા ઘણીવાર મૂંઝવણ થઈ જાય છે એને પૌદ્ગલિક વસ્તુઓ સાથેનો સંબંધ ઘણા વખતથી થઈ ગયો છે તેમાંથી છૂટવું ગમતું નથી અને છૂટવાના માર્ગો સૂઝતા નથી. વિવેક એને આ સ્વપરની ઓળખાણ, સ્વનો સ્વીકાર, પરનો ત્યાગ અને આત્મદર્શન કરાવે છે. વિવેક એનામાં સદ્બુદ્ધિ પ્રેરે છે અને સદ્બુદ્ધિને પરિણામે એના જ્ઞાનનેત્ર ખૂલી જાય છે આ આખી પ્રક્રિયા આકરી છે, પણ વિકાસક્રમમાં ખૂબ વિચારણીય છે અને એને સમજી–સ્વીકારવી તેની બહુ ઉપયોગી છે. કેટલાક ચેતનજીનો વિકાસ અનુભવને માર્ગે થાય છે અને કેટલાકનો જ્ઞાનમાર્ગે થાય છે તેથી આ મત દૃષ્ટિ ધ્યાનમાં રાખવા યોગ્ય છે અનુભવદૃષ્ટિનો વિકાસ દર્શનગુણના વિકાસ સાથે પણ સંબંધ ધરાવે છે ચેતન–વિકાસના વિવિધ માર્ગોનો સમન્વય કરવામાં જૈન દર્શનનું અનેકાન્ત સ્વરૂપ લક્ષ્યમાં આવે છે આ મહત્ત્વનો વિષય વ્યાપક હોઈ તદ્યોગ્ય સ્થાને ચર્ચવાનો છે

ચેતનને મૂળ ગુણ તરફ—એના ઘર તરફ—આવવામાં વિઘ્ન કરનાર અને એને બહાર રખડાવનાર અનેક તત્ત્વોમાં સૌથી વધારે ભયંકર તત્ત્વ મોહનીય કર્મનું છે. એ પૌદ્ગલિક પદાર્થો અને પર ભાવ પ્રત્યે એવું તો આકર્ષણ કરાવે છે કે ચેતન પોતાનું મૂળ સ્થાન, મૂળ ગુણો અને અસાધારણ સંપત્તિ ભૂલી જઈ ક્ષણવિનાશી અને આખરે અનંત ખેદ કરાવનાર પર પદાર્થો-

મા રાચી જાય છે એ ધનના ઢગલામા માચે છે એ સ્ત્રીના વિરહે ઝૂરે છે એ પુત્રના મરણે માથુ કૂટે છે એ નાના ટુકડા જેટલી જમીન ખાતર ઝાટકે આવે છે કે સરકાર-દરબાર જાય છે. એના મનોવિકારોની વિવિધતાનો પાર રહેતો નથી એ લોભમા વધતો જ જાય છે અભિમાનનું પૂતળું બને છે કપટમા ખોટા દેખાવો કરે છે અને ક્રોધમા ધમધમી રહે છે એનાં હાસ્ય, રતિ કે અરતિ જોવા હોય તો એનું ચેતનત્વ પણ ચક્કરમાં નાખી દે છે શોકના આવિર્ભાવ એને પાછો સંસારરસિક બનાવે છે ટૂંકમાં કહીએ તો, આખા સંસારચક્રનું મૂળ મોટે ભાગે આ મોહિની છે તેથી તેને ઓળખી લઈ તેનાથી દૂર થઈ જવાની ચેતનને જરૂર છે

ચેતનજી કોઈવાર શાંત અવસ્થામા પોતાની જાતને અવલોકે છે ત્યારે એને કેવી વિચારણા થાય તે અહી ચેતનાની વિરહવ્યથાના ગાનના આકારમા રજૂ કરી અંતે તે રૂપકને આત્મસ્વરૂપે ઉદ્યમ સામે જોડી લઈ વિકાસક્રમનું એક સફળ સોપાન દશાંકરૂપે બતાવ્યું છે તેમા મોહનીની કાર્યરીતિનું મુદ્દાસર રીતે દર્શન કરાવી વિવેક સાથે વાત કરાવી છે તે બહુ વિચારણીય હોઈ આપણે તે ધ્યાનમા લઈ લઈએ.

૮૭

(રાગ—પ્રભાત)[1]

विवेकी वीरा ! सह्यो न परे, वरजो क्युं न आपके मीत विवेकी॰
कहा निगोडी मोहनी हो, मोहत लाल गमार;
वाके घर मिथ्या सुता हो, रीझ परे कहां यार विवेकी॰ १

અર્થ—વિવેકી ભાઈ! મારાથી તો હવે (બનતી હકીકત અને વિરહ) સહન કર્યો જતો નથી, તો આપના મિત્ર (ચેતનજી) પાસે કેમ છોડાવતા નથી? શા માટે ત્યાગ કરાવતા નથી? પેલી દુરાચારી ભ્રષ્ટ મોહની પર તે આપણા ચેતનજી તદ્દન ગમાર-મૂર્ખ થઈને શું મોહ પામતા હશે! એ મોહિનીને ઘેર તો મિથ્યા નામની દીકરી છે; તેવી (મોહિની) પર તમારા મિત્ર તે શું જોઈને રીઝી પડ્યા હશે? (૧)

પાઠાંતર—વિવેકી-વિવેક. ક્યું-એક પ્રતમા આ અક્ષર છોડી દીધો છે મીત-મિત નિગોડી-નિગોરી મોહત-મોહક. ગમાર-ગિવાર ઘર-પર. રીઝ-રીજ પરે-પરૈ. કહા-ક્યું તુમ

શબ્દાર્થ—વિવેકી=સમજદાર, ડાહ્યા, ચતુર. વીરા=ભાઈ. ક્યું સહ્યો ન પરે=ખમ્યું ન જાય. વરજો=છોડાવો, ત્યાગ કરાવો. મુકાવો. ક્યું=શા માટે. મીત=મિત્ર, દોસ્તદાર. કહા=કર્યા. નિગોડી=અનાથ, દુરાચારિણી, દુષ્ટ, દુષ્કર્મી (ગુજરાતીમાં ગાળ તરીકે વપરાય છે) મોહની=મોહિની, પુરુષ-સ્વભાવ આસક્ત થયા, આસક્તિ. મોહત=મોહ પામે છે આસક્ત થાય છે લાલ=આત્મારામ. ગમાર=(ગિવાર) મૂર્ખ ગામડિયો. વાકે=તેના. મિથ્યા=વિરુદ્ધ આચરણ કરનાર મિથ્યા નામની. સુતા=બેટી, દીકરી. રીઝ પરે=મોહી પડ્યા, રીઝી ગયા. કહાં=શા માટે. યાર=મિત્ર, પ્રિય, દોસ્ત.

૧ એક પ્રતમાં આ પદનો રાગ કાફી લખેલ છે

વિવેચન[1]—શુદ્ધ ચેતના–સમતા પોતાના ભાઈ વિવેકને કહે છે કે ભાઈ વિવેક! અત્યારે જે સ્થિતિ તમારા મિત્ર અને મારા પતિરાજ શ્રી ચેતનદેવની થઈ રહી છે તે મારાથી સહન થઈ શકતી નથી. તો મારા વીરા! તમે તમારા મિત્ર–મારા પતિ–ને માટે કોઈ ઉપાય શોધી માર્ગદર્શન કરાવો અને એ પૌદ્ગલિક સંબંધ છોડે, મનોવિકારને મૂકી દે એમ કરો. તમારા મિત્ર અત્યારે મોહનીમાં મોહ પામી ગયા છે અને મોહની સિવાય બીજા કોઈને દેખતા નથી. ક્યાં એ અનંત ગુણના ધારણ કરનાર ચેતનરાજ અને ક્યાં પેલી કુલટારી નગુરી નગુણી દુષ્ટ મોહિની! પતિ જેવા સત્તાગતે અતિ પવિત્ર મહાશયને કુલટારી મોહિની સાથે સંબંધ શાનો? એ એમના નામને સુયોગ્ય ગણાય? કોઈની સાથે પરિચય કરવા પહેલાં એના સંબંધી, સ્નેહી, કુટુંબકબીલા કેવા પ્રકારના છે તે બરાબર તપાસ કરવી ઘટે. એ રીતે જોતાં એ મોહિનીનો આખો પરિવાર એવો છે કે ગમાર–મૂર્ખ વગર કોઈ એની સાથે સંબંધ જોડે નહિ. તો પ્રથમ એ મોહિનીનો આખો પરિવાર કેવો છે તેનું ટૂંકમાં દિગ્દર્શન કરી જાઓ અને જુઓ કે એમાં એક પણ માણસ સંબંધ કરવા લાયક છે?

જુઓ, એ મોહિનીને ઘેર મિથ્યા નામની દીકરી છે એવી અતિ અધમ દીકરી જેને હોય તેના પર તે યાર–તમારા મિત્ર–ચેતનરાજ શું જોઈને રીઝી પડ્યા હશે? મિથ્યા એટલે અસત્ય, મૃષા. એ નામ પ્રમાણે જ એના ગુણ છે. એ અધર્મમાં ધર્મબુદ્ધિ કરાવે, દેવ ન હોય તેનામાં દેવબુદ્ધિ ઉત્પન્ન કરે, તત્ત્વ ન હોય તેમાં તત્ત્વબુદ્ધિ મનાવે, કુપાત્ર કે અપાત્રમાં પાત્રપણું કરાવે, નામનો ગુણ પણ ન હોય ત્યાં ગુણનો સમૂહ બતાવે અને સંસાર વધવાના હેતુઓને મોક્ષના હેતુ માનવાની ભ્રાંતિ ઉત્પન્ન કરે.[2] આવી વક્ર વિચિત્ર વાત કરનાર અને ઊંધા પાટા બંધાવનાર તો જેને દીકરી છે તેના ઉપર તે તમારા મિત્ર ચેતનરાજ શું મોહી પડ્યા હશે? આ સીધો અર્થ સમજાય તેવો છે.

આ આખી ગાથા પર જ્ઞાનસારે વિસ્તારથી વિવેચન કર્યું છે તેના કેટલાક વિચારવા લાયક છે તે અત્ર વિસ્તારભયે પણ જોઈ લઈએ. સુમતિનું વિવેકનીરથી અહીં કથન છે: અહો વિવેકભાઈ! સહ્યા ન પરે એટલે ખમ્યું ખમાતું નથી. શા માટે ખમાતું નથી? શોક્યની ઉપાધિ એ સ્ત્રીના મનને મરણથી પણ વધારે આકરી લાગે છે. તો તમારા મિત્ર કેમ વરજતા નથી? અનાદિકાળથી અશુદ્ધ આત્મા–સંસારી આત્માઓ–સામે બાથ ભીડીને રમનારી, અનેક પતિવાળી (બહુભર્તૃકા) એટલે દુષ્ટી (શઠ) અને તેટલા માટે અનિપુણા (મૂર્ખા)—આવી મોહિની પર ચેતન કેમ મોહ પામે છે? મોહક[3] એટલે મોહ પામનાર

૧ આ પદના વિવેચનમાં જ્ઞાનસારના સ્થાનો અને મિશ્રની નોંધનો લાભ મળ્યો છે તેનો ઋણ સ્વીકાર કર્યો છે —વિવેચનકાર

૨ ઉપમિતિભવપ્રપંચાકથા ભાષાંતર વિભાગ ૨ પ્રસ્તાવ ૪ પૃ ૮૪૪–૪૫.

૩ એમની પ્રતમાં મોહક પાઠ છે અને તે પ્રમાણે તે અર્થ કરે છે મે મોહન પાઠ સ્વીકાર્યો છે —વિવેચનકાર.

આકરો જોર બતાવનાર મિથ્યાદર્શન સેનાપતિ પોતાની કુદૃષ્ટિઓ સામે રહી આખા ચિત્તવિક્ષેપમંડપની રચના કરે છે અને અનેક સામંતોની મદદથી પોતાના મોટા રાજા વૃદ્ધ મોહરાજનો જોર વધારતો જાય છે

ક્રોધ, માન, માયા અને લોભને શ્રી સિદ્ધર્ષિએ તેઓની બાળકો તરીકે ચીતરી રાજ્યના ભવ્ય સિંહાસન પાસે બેઠેલા કર્યા છે[1] એમને મોહરાજાના પૌત્રો તરીકે વર્ણવ્યા છે મોહરાજાના દીકરા દ્વેષના બે દીકરા—ક્રોધ અને માન અને મોહરાજાના બીજા દીકરા રાગના બે બાળકો—માયા અને લોભ. આ રીતે પણ પરિણામ તો એક જ આવે છે માયા અને લોભ પતિપત્ની થાય કે ભાઈબહેન થાય, પણ એ સંતામણીમાં તો આડો આંક વાળે છે મોહરાજાનો આખો પરિવાર પોતાનાં નિંદનીય કર્મોમાં કેટલો કુશળ છે, અરસપરસ કેટલો સંપીલો છે અને ચેતનરાજને સંસાર સંમુખ રાખવામાં કેટલો સાવધાન છે તે ખાસ જોવા જેવું છે

જ્ઞાનસાર સગપણ-સંબંધ વર્ણવતા જણાવે છે કે તે મોહનીને મિથ્યા નામની પુત્રી થઈ અને ક્રોધ અને માન નામના બે દીકરા થયા. પણ એ બન્ને છોકરાઓના રૂપ જોવા જેવાં થયાં એક (ક્રોધ)નો વર્ણ શ્યામ (કાળો) અને બીજા માનનો વર્ણ લીલો; અને સ્વભાવે જરાયે પસંદ ન આવે તેવા હોઈ, જગત એને હલકા કરે છે અને હડ હડ કરે છે અને હાસ્યવાળાના એ કદરૂપા બાળકોને ગધપાડુ કે હાથથી તમાચા લગાવે છે કે ઈરના શા માટે છે જાણીતી વાત છે કે ક્રોધી કે માની દુનિયામાં જ્યાં જાય ત્યાં અપમાન પામે છે અને ઘહેલા જાય છે—એવા આ બન્ને છોકરા છે અને એની મિથ્યા પુત્રીને લોભ સાથે પરણાવી છે અને આ લોભ જમાઈ થાય. એ જમાઈ સાસુ મોહનીને ખૂબ વહાલો —વલ્લભ છે આ લોભના સંયોગથી મિથ્યા પુત્રીને માયા નામની પુત્રી થઈ છે આનું અત્યારે વિસ્તારથી વર્ણન કરીને વધુ શું કરવું ? એ તો પ્રગટ વાત છે આવો પરિમોહ (પાઠાંતરે-પરિકોહ)-પરિવાર વર્ણવ્યો છે આ પ્રમાણે જ્ઞાનસાર કહે છે તેમાં મિથ્યાના પતિ તરીકે લોભને બતાવી માયાને તેની દીકરી ગણી છે. આ જ્ઞાનસારનો ભાવ પણ વિચારવા યોગ્ય છે.

આ ગાથા પર મિત્રબંધુએ વિવેચન લખ્યું છે તે પણ વિચારવા યોગ્ય હરિબિન્દુ રહ્યું કરતુ હોઈ અત્ર નોંધી લઈએ. તેમનો આશય આ પ્રમાણે છે "વળી આ મોહની સ્ત્રીને ક્રોધ અને માનરૂપ બે પુત્ર થયા છે તેમાં ક્રોધનો વર્ણ કાળો અને માનનો વર્ણ લીલો છે આ બન્ને પુત્રો જગતના લોકોને પ્રિય નથી, તેથી તેઓ જ્યાં જ્યાં જાય છે ત્યાં ત્યાં લોકો તેમને તમાચા મારે છે કારણ કે અતિક્રોધી અને અતિમાની જગતમાં તિરસ્કારને પાત્ર થાય છે વળી મોહનીની મિથ્યાસ્વરૂપ પુત્રીને લોભની સાથે પરણાવે

1 ઉપમિતિભવપ્રપંચાકથા ભાષાંતર પ્ર. ૪ પ્ર. ૧૧ પૃ ૮૭૮-૮૮૨.

અને તે તમારે ખાસ લક્ષ્યમાં રાખવાની છે તે એ છે કે ઘરનો દીકરો તમારા પક્ષમાં છે આ તમે વધુ ભ્યા તે તો પારકાં કરૂપાં બચ્ચાંકચ્ચાં છે પણ અતિ સુંદર 'કેવળજ્ઞાન' રૂપ બાળક તો તમારા ઘરનો દીકરો છે અને તમારા પોતાના પક્ષમાં છે અને તમે આત્મા સાથે મળશો ત્યારપછી એ પુત્ર તમને આવીને મળવાનો છે એ બાપનું નામ રાખવાનો છે અને ફરી સામા પક્ષમાં જાય તેવો નથી. એ પરભાવ–વિભાવનો પરિવાર કેટલી હદ સુધીનું જોર કરશે? એ ચેતનને ચલાવશે તોપણ વધારેમાં વધારે નવ ગ્રૈવેયક સુધી લઈ જશે, કારણ કે એની શક્તિ નવમા ગ્રૈવેયક સુધીની જ છે પણ ચેતનનું સિદ્ધિગમન તો કેવળજ્ઞાન વગર થાય તેમ જ નથી અને એ ઘરનો દીકરો તો તારા જ પક્ષમાં છે એટલે તારે મૂંઝાવાનું કાંઈ કારણ નથી. ઉપર પ્રમાણે ભાવ શ્રી જ્ઞાનસારે દર્શાવ્યો છે એમના અર્થ પ્રમાણે આ આખી ગાથા વિવેકના મુખમાં મૂકી છે.

૫ ગંભીરવિજયે જે અર્થ લખાવ્યો છે તે પણ ખાસ વિચારવા યોગ્ય છે. એમણે સુત શબ્દને સૂત ગણ્યો છે સૂત એટલે વ્યવહાર સૂત્ર, વસ્ત્ર દોરો–આ પ્રમાણે અર્થ કરી એમણે આ આખી ગાથા ભાભુ સુમતાના જ મુખમાં મૂકી છે અને તે રીતે ઘટતો અર્થ પણ બરાબર બેસતો આવે છે તેથી તે પર ધ્યાન આપીએ —

સુમતા કહે છે કે થવાનું હતું તે થઈ ગયું એ ભૂતકાળની વાતને તો એથી પણ વાંધે નહિ, પણ વિવેકભાઈ! તમે હવે તો સુમતાનો ભાવ પૂછો, કાંઈ આ ભાભીની ખબર લો અને પેલો મોહનીનો પરિવાર વધતો જાય છે તે વાત ખ્યાલમાં રાખો. તમારે બીજી વાત એ ખ્યાલમાં રાખવાની છે કે ઘરનો સર્વ વ્યવહાર અત્યારે તમારે આધારે ચાલે છે ઘરનું આખું સૂત્ર તમને સ્વાધીન થયેલું છે અને અમારા ઘરના પ્રત્યેક કામ કે હલન ચલનમાં તમારો દોર ચાલી રહ્યો છે અને એને લઈને વ્યવહાર ઘણો સારો થઈ ગયો છે તો હવે એ (વિભાવ) વધી વધીને કેટલે સુધી વધશે? ક્યાં સુધી પોતાનો પરિવાર વધારે જશે? એનું જોર કેટલે સુધી ફોરવી શકશે? માટે તમે પાછલી વાત ભૂલી જાઓ અને ઘરનો આખો વ્યવહાર બરાબર ચલાવો અને સારી રીતે ચલાવેલા વસ્ત્રનો લાભ અમને આપો. પછી પેલો વિભાવ જખ મારે છે! એનું જોર પછી ક્યાં સુધી વધશે તે સમજી શકાય તેવું છે માટે હવે તમે સુમતાભાભીના–મારા ખબર લો અને ઘરના વ્યવહારમાં તમારી મંત્રણા અને સલાહનો લાભ અમને આપો. આ અર્થમાં બીજી ગાથા પછી ત્રીજી ગાથા એક જ મુખમાં ચાલી આવે છે અને પ્રકમભંગ થયા વગર વિશેષ અર્થ આપે છે એમાં સુતનો અર્થ જરા ખેંચીને કેવળજ્ઞાન કરવો પડતો નથી અને નવ ગ્રૈવેયકની વાત તાણીખેંચીને લાવવી પડતી નથી. બાકી અર્થ સુંદર ભાવ આપે છે અને ખાસ વિચારવા અને મનન કરવા યોગ્ય છે

મિત્ર નોંધકારે આ ગાથાનો ભાવ જણાવતા લખ્યું છે કે હે સુમતા! શા માટે ખેદ કરે છે? અને શા માટે ચેતનની પરાધીનતા વર્ણવે છે? ? થઈ ગયું તેનો શોક કરવો મિથ્યા છે

મારને આધારે પતિનો જે પૂર્વ સંબંધ હતો તે મટાડી દીધો. વિવેકે સાચા હિતેષી કોણ છે એની ચેતનરાજને ઓળખાણ પાડી, ચેતન સર્વ મનોવિકારોને એના સાચા આકારમાં ઓળખી ગયા.

આ વિશિષ્ટ પૃથક્કરણશક્તિ પ્રાપ્ત થતાં ચેતન પોતાનાં કોણ છે અને પારકાં કોણ છે ક્ષણિક આનંદ આપનાર કોણ છે અને વિઘ્નકર્તા કોણ છે તે બરાબર સમજ્યા અને અબાધિત સુખ ક્યાં, ક્યારે અને કેવી રીતે મળે અને તે મળવામાં આ મોહિનીનો આખો પરિવાર કેટલી અગવડ કરે છે એ સમજતાં ચેતને તેનો સંબંધ ધીમે ધીમે ઓછો કર્યો અને પોતાના ખરા હિતેષી કોણ છે તેનું તેને જ્ઞાન થતા એની તત્ત્વબુદ્ધિ જાગૃત થઈ અને એ વિવેકને પરિણામે એણે પરમ સાથે પ્રીતિ જોડી દીધી. પરમ એટલે ઉત્કૃષ્ટ, ઊંચામાં ઊંચી મહત્ત્વની પ્રાપ્તવ્ય ચીજ એને પરમપદ પણ કહી શકાય અને પરમ પુરુષ–પરમાત્મા પણ કહી શકાય. પરભાવમાં રખડતો આત્મા બાહ્યાત્મા કહેવાય છે; બાહ્યને ઓળખી તેને ત્યાગ કરવાની બુદ્ધિવાળો આત્મા અંતરાત્મા કહેવાય છે. એ અંતરાત્મદશામાં વર્તતો હોય ત્યારે બાહ્યનો સંપૂર્ણ ત્યાગ થતો નથી. બાહ્ય ભાવનો સર્વથા ત્યાગ થાય અને તેનો સંબંધ કપાઈ જાય ત્યારે તે પરમાત્મા કહેવાય છે આવા પરમાત્મા સાથે એનું જોડાણ થયું એટલે એ બાહ્યાત્મભાવમાંથી અંતરાત્મભાવમાં દાખલ થયો.

'પરમ'ની સાથે પ્રીતિ જોડવી એ અદ્‌ભુત વાત છે પરમની ઓળખાણ છઠ્ઠા અને સાતમા પદમા ખૂબ વિસ્તારથી કરવામાં આવી છે તેના વિવેચનમાં બાહ્યાત્મભાવ, અંતરાત્મભાવ અને પરમાત્મભાવ પર વિસ્તાર કર્યો છે અને આનંદઘનજીએ પાંચમા સુમતિનાથ પ્રભુના સ્તવનમાં એ પર ખૂબ પ્રકાશ નાખ્યો છે; ત્યાં આ વિષય પર વિસ્તૃત ખુલાસો કરવાનો છે આવો પરમાત્મભાવ પ્રાપ્ત કરવા પહેલાં તેની સાથે પ્રેમ જોડવો પડે છે, એ ભાવ પ્રાપ્તવ્ય છે એમ નિર્ણય કરી એને માટે શરણ અને ક્રિયા કરવાની હોય છે અને એમાં સ્થિરતા પ્રાપ્ત કરવા માટે તત્ત્વબુદ્ધિ કરવાની હોય છે

આ ગાથા પર નોંધ કરતાં મિત્ર લખે છે : વિવેકના ઉપદેશથી સમતાએ પોતાના આત્મા–પતિને મળવાનો ઉદ્યમ કર્યો અને તે આત્મારૂપ પતિને મળી અને તેથી આત્માની મોહની ઉપરની પ્રીતિ ઊતરી ગઈ અને તેથી તેનું બધું કુટુંબ ક્રોધ, માન, માયા અને લોભ વગેરે દૂર થયાં અને આવી રીતે આત્માએ સમતામાં પ્રીત લગાડી તેથી તેને કેવળજ્ઞાનરૂપ પુત્ર મળ્યો અને છેવટે મોક્ષ પામ્યો; અથવા, શાસ્ત્રી આનંદઘનજી મહારાજ કહે છે કે પોતાનું શાન્ત પામ્યો. (વિવેક પ્રાપ્ત થયા પછી આત્મામાં સમતા આવી અને તેથી કષાયો અને મોહ દૂર થયા અને તેને પરમપદની પ્રાપ્તિ થઈ) મિત્રની આ નોંધ પણ વિચારવા યોગ્ય છે એ જ્ઞાનસારના દૃષ્ટિબિન્દુને વધારે સ્પષ્ટ કરે છે. (૪)

ઉપસંહાર—આ પદમાં વિવેકના સ્થાનને બરાબર સમજીને ધ્યાનમાં રાખવા જેવું

છે. જ્યારે ચેતનરાજ મોહનીમાં પડી ગયા હોય છે ત્યારે એનો આખો સંસાર પૌદ્‌ગલિક આનંદ, પરભાવરમણતા અને બાહ્યાત્મભાવમાં રસ લેતો હોય છે ત્યાં સુધી એને સાચાખોટાની ઓળખાણ ન પડે એને પરિણામે એ ઊંચો આવતો નથી, શુદ્ધ આત્મદશામાં ઊતરતો નથી અને આ ભવના ફેરાફેરા ચાલ્યાં કરે છે કદાચ કોઈવાર દુઃખથી કે મોહથી સંસાર પર કંટાળો આવે તો એનો એ ભાવ લાંબો વખત ટકતો નથી. વિવેકપૂર્વક સમજણ સાથે તત્ત્વાનુયાયી ચેતના થાય, ચોક્કસ નિર્ણયપૂર્વક ત્યાગબુદ્ધિ ઉદ્‌ભવી થાય અને તદનુસાર સાચાનો સ્વીકાર કરવા નિર્ણય અને તેને માટે ઉદ્યમ થાય એટલે મર્દ કામ પાર પડતું થાય છે અને એ સંતે વિવેકની સહાયથી ચેતના આનંદઘન પાસે મોહનીનો ત્યાગ કરાવે છે અને પતિદેવને રાજ અપાવે છે આખા પદમાં આ ભાવ બહુ સ્પષ્ટ કર્યો છે ત્યાંથી તેની વિગત જોઈ લેવી.

આનંદઘનને રાજ્ય દીધું—અપાવ્યું એટલે ચેતનરાજે પોતે રાજ્ય પ્રાપ્ત કર્યું એમ સમજવું: ચેતના અને ચેતનની એકતા, વિવેક એનો સહભાવી ગુણ અને મોહની એનો પરભાવ, પણ લાગી જઈ લગભગ તેનો સ્વભાવ બની રહેલો તેનો ત્યાગ—એ સર્વનો ખ્યાલ કરવામાં આવે તો રાજ્યપ્રાપ્તિનો ક્રમ બરાબર બેસી જાય તેમ છે એમાં વિવેકનું સ્થાન, સમતાની પ્રાપ્તિ અને મોહની આદિ પૂર્વપરિચિતનો ત્યાગ કેવી રીતે થાય છે તેનો ક્રમ બેસી જાય તો પછી પરમ સાથે પ્રેમ બંધાઈ જાય છે અને એની પ્રાપ્તિ એ આનંદઘનનું રાજ્ય છે એ અંતિમ સાધ્યપ્રાપ્તિ છે અને વિશિષ્ટ ઉદ્યમનું અંતિમ બિંદુ છે (૮૭)

## પદ અઠ્યાશીમું

ભૂમિકા—વિવેકને દશમો નિધિ કહ્યો છે એ ખરો આત્મિક ખજાનો છે, સમ્યગ્‌ જ્ઞાનનું ફળ છે સાચા ને ખોટા વચ્ચે બરાબર ફેર પાડી આપનાર મહા તત્ત્વ છે ચિરસ્થાયી અનંત સુખને સાધ્યસ્થાને લાવી મૂકનાર વિશિષ્ટ ભાવ છે અને શ્રદ્ધાને—દર્શનને સ્થિર કરનાર અતિ ઉત્કૃષ્ટ આંતર તત્ત્વ છે. માત્ર શ્રદ્ધા હોય તેનો પણ ઉપયોગ તો ઘણો છે અને દર્શન સાથે સંબંધ છે પણ જ્યાં સુધી જ્ઞાનતત્ત્વનો આધાર ન હોય ત્યાં સુધી શ્રદ્ધાને ખસી જતા વાર લાગતી નથી. સાચું જ્ઞાન પ્રાપ્ત થાય એટલે સત્‌ અને અસત્‌નો વિવેક જરૂર આવે છે એથી પરિણામે લાભ ક્યાં અને કેમ મળે તેની વિચારણા જાગે છે અને [illegible] સાધ્યપ્રાપ્તિના કાર્યની લાઈનદોરી આવી વિચારણાને પરિણામે થાય તે ખૂબ ટકે છે. અને કોઈવાર પરચ્યુતિ થઈ જાય તોપણ વિવેક એને ઠેકાણે લઈ આવે છે આથી આત્મવિકાસમાં સમ્યગ્‌જ્ઞાનને ભારે અગત્યનું સ્થાન છે સમ્યગ્‌જ્ઞાનનું પરિણામ વિવેક છે અને વિવેકમિત્ર હોય ત્યારે ચેતનાને ભારે પ્રેરણા મળે છે સોળમા પદમાં એ વિવેકમિત્ર સમતા—સુમતિ પાસે આવી ગયા હતા તે ધ્યાનમાં રાખવું તેવું તે વખતે સુમતિના બોલો

સાંભળીને કહ્યું હતું કે આનંદઘન પ્રભુ તારી (સમતાની) સેજડીએ આવશે અને રંગ જમાવશે.

'મિત્ત વિવેક વાતે કહે, સમતા સુનિ બોલા,
આનંદઘન પ્રભુ આવશી, સેજડી રંગ રોલા.'

ત્યાં તો એની લગભગભગ ઓળખાણ થઈ હતી. અહીં વિવેક પોતે ચેતનરાજનો આખો પરિચય આપવાના છે એટલે આપણે એ વિવેકને બરાબર ઓળખી લઈએ.

દર્શનમોહનીના ક્ષયોપશમથી શ્રદ્ધા પ્રથમ આવે છે. એનાથી સામાન્ય બોધ થાય છે પણ વિવેક જાગૃતિ ન થાય તો પાછું દર્શનમોહનીનું જોર વધી જાય છે. દર્શનથી થતા સામાન્ય બોધ કરતાં જ્ઞાનથી થતો વિશેષ બોધ વિશેષ વિચારપૂર્વકનો અને ચિરસ્થાયી હોય છે અને એનો મહિમા અપાર છે. વિવેક જ્ઞાનનો વિષય છે પણ એના મૂળમાં શ્રદ્ધા હોય તો જ એ આવે છે અને ટકે છે. શ્રદ્ધા આવે એટલે એ તો શુદ્ધ ચેતનાની સખી બની જાય છે જ્યારે વિવેક ચેતનાના મિત્રનું કામ કરે છે.

આનંદઘનજીનાં નાટ્યભૂમિનાં પાત્રોમાં ચેતના, સુમતિ, શ્રદ્ધા, વિવેક અને અનુભવ એટલા આગળ પડતો ભાગ લેનાર જણાય છે. ચેતનાને શુદ્ધ ચેતનાનું નામ પણ આપવામાં આવ્યું છે. કોઈ વાર તેને સમતા અને કોઈ વાર તેને 'સુમતિ'નું નામ આપવામાં આવ્યું છે. આ ત્રણે નામ એક જ પાત્રનાં છે. શ્રદ્ધા ચેતનાની સખીનું કાર્ય કરે છે અને વિવેક તથા અનુભવ સાચા મિત્રનું કામ કરે છે. છતાં દરેક પ્રસંગે શ્રદ્ધા અને ચેતનામાં એકતા જોવામાં આવશે; ત્યારે વિવેક અને અનુભવનો પ્રકાશ જાજ્વલ્યમાન છતાં સ્ત્રીસ્વભાવના નિયમ પ્રમાણે ચેતના અને આ પુરુષમિત્રો વચ્ચે સહજ અંતર રહે છે. એ અંતરને ઓળખવા માટે દર્શન અને જ્ઞાન વચ્ચેનો તફાવત ખાસ ધ્યાનમાં રાખવાની જરૂર છે અને તે આ પદમાં બરાબર દેખાઈ આવે તેમ છે.

આ મુખ્ય પાત્રો ઉપરાંત કુમતિનું પાત્ર પણ આનંદઘનજીએ વર્ણવ્યું છે. એને કોઈવાર કુબુદ્ધિનું નામ પણ આપ્યું છે પણ એને નાટ્યભૂમિ પર કદી આણ્યું નથી. એ નેપથ્યમાં જ રહે છે, જ્યારે વિવેક, અનુભવ, શ્રદ્ધા તો અનેક વાર હાજર થયા છે. બોલ્યા છે. તેમણે મિત્ર ચેતનાને દિલાસા આપ્યા છે અને આખરે સર્વ ઠીક થઈ જશે એવી સાચી આશા આપી ચેતનાના વિરહને નરમ કર્યું છે. આ અગત્યનો તફાવત યોગી પુરુષની યોગનિષ્ઠા સાબિત કરે છે અને એ વિશિષ્ટ તત્ત્વમાં કેટલી મહત્તા છે તે આ વિભાગની ઉપોદ્ઘાતમાં જોવામાં આવશે.

નિશ્ચયથી આત્મસ્વરૂપ કેવું હોય તે સુજ્ઞો છે. તે એક વાર પ્રાપ્ત થઈ જાય, બરાબર સમજાઈ જાય, તો પછી બરાબર ચોખવટ થઈ જાય છે અને એની વર્તમાન પરિસ્થિતિનો વિચાર કરતાં એનું વ્યવહારસ્વરૂપ ધ્યાન પર આવતાં એનું અસલ સ્વરૂપ પ્રાપ્ત કરવાના

પ્રયાસ થાય છે. સિત્તેરમા પદમાં ચેતનાએ પોતે શ્રદ્ધા પાસે ચેતનનું 'નરમ' વિશેષણ વાપરવા માટે ઠપકો આપી તેની સ્થિતિ વર્ણવતાં તેને 'અજ હૂ કપ કા ડોરા' કહી વર્ણવતી વખતે તેની વર્તમાન સ્થિતિ વર્ણવી હતી તે વ્યવહારનયની વાત હતી; આજે વિવેક એનું નિશ્ચયનયે અસલ રૂપે વર્ણન કરી એને અસલ સ્વરૂપે આલેખન ચીતરે છે. માત્ર વર્તમાન સ્વરૂપ વિચારતાં નિરાશ થઈ જવાય તેવું છે. માત્ર નિશ્ચયસ્વરૂપ વિચારતાં અકિંચિત્કર થઈ જવાય તેવું છે. પણ આ બન્ને સ્થિતિ ધ્યાનમાં રાખવા જેવી છે. આ વ્યવહાર અને નિશ્ચયનો સમન્વય કરી રસ્તો શોધી લઈએ તો જ આત્મિક જ્ઞાનનો મહિમા પ્રાપ્ત થાય છે અને એ મહિમાને બરાબર સ્વરૂપે બતાવનાર તત્ત્વ વિવેક છે.

માત્ર જ્ઞાન પણ કોઈ વખત કેવાં મોટાં અનિષ્ટ પરિણામો લાવી મૂકે છે તે તો આપણો દરરોજનો અનુભવનો વિષય છે. બુદ્ધિનો ઉપયોગ કોરટમાંયે પુષ્કળ થાય છે અને મનુષ્યને મોટી સંખ્યામાં મારી નાખવા માટે બોમ્બ, ડિસ્ટ્રોયર વગેરેની શોધખોળમાં થતો જોવામાં આવે છે. આ જ્ઞાનનો દુરુપયોગ કહેવાય. સમ્યગ્જ્ઞાનથી વિવેક આવે છે. વિવેક સાચાખોટાની પરખ કરાવે છે અને સાચું અને ખોટું શું છે તેની વિચારણા આત્મવિકાસને અંગે જ થાય છે. એમાં પૌદ્ગલિક ધનપ્રાપ્તિ, રાજ્યપ્રાપ્તિ કે સત્તાવાદીપણાને સ્થાન ન હોય. આ સમ્યગ્જ્ઞાનને જાગ્રત કરવાની જરૂર છે. એને પરિણામે પ્રાપ્ત થયેલ વિવેક ચેતનને એના મૂળ સ્વરૂપે ઓળખાવે છે. એટલે આ પદના વિષયને ખૂબ અગત્યનું સ્થાન છે. આપણે ચેતના, શ્રદ્ધા અને વિવેક વચ્ચેની વાત સાંભળીએ :–

पूछीए आली! खबर नहीं, आए विवेक वधाय     पूछीये० (टेक)
महानंद सुखकी वरनिका, तुम आवत हम गात;
प्राणजीवन आधार की हो, खेमकुशल कहो बात     पूछीये० १

અર્થ—વિવેક આવી પહોંચ્યા છે તેનો સત્કાર કરીને હે સખી! આપણે તેને પૂછીએ, કારણ કે (હાલમાં) (તેમની) કોઈ ખબર નથી, તેમના તરફના કોઈ સમાચાર નથી. (તેમને –વિવેકને કહીએ) તમારા (અને) આવી પહોંચવાથી મહાનંદના સુખના વર્ણનનાં અમે ગાન કરીએ છીએ. હવે તમે અમારા પ્રાણપ્રભુ અને જીવનના આધાર (ચેતનરાજ)ના ક્ષેમકુશળ–આરોગ્ય તંદુરસ્ત આનંદ સંબંધી વાત–કહો, કહો. (૧)

વિવેચન—શુદ્ધ ચેતના પોતાની સખી શ્રદ્ધાને કહે છે કે બહેન! હવે વિવેકજી

પાઠાંતર—નહીં–નહિ. વધાય–વધાઈ. પૂછીયે–પૂછીએ. કહો–કહી. મહાનંદ–મહાનંદકી વરણી કહે.
શબ્દાર્થ—આલી = સખી. નહીં = નથી (નહિ = નથી). આયે = આવે છે, આવેલ. વધાય = વધાવીને, સત્કારીને. મહાનંદ = પૂર્ણાનંદ. વરનિકા = વર્ણન. આવત = આવવાથી. ગાત = ગાઈએ. ખેમકુશળ = (ક્ષેમ = પ્રાપ્ત વસ્તુની રક્ષા. કુશળ = આરોગ્યતા) રાજીખુશી, સુખશાંતિ અને આરોગ્યતા, વગેરે–આનંદમયતાની સ્થિતિ.

પધાર્યા છે તો તેને વધાવી લઈએ અને પ્રાણપતિ ચેતનરાજની હાલમાં કાંઈ ખબર મળી નથી તો તેમને પૂછીએ કે શી સ્થિતિ છે? એ મિત્ર આવી પહોંચ્યો છે તો મહાનંદ સુખનું વધુન પણ તેની પાસે કરાવશું એ વર્ણન કરશે એટલે આપણે તેનું ગાન કરશું. 'આનંદ' શબ્દ પારિભાષિક છે એ આત્મિક આનંદ અનોખી વસ્તુ છે એ પૌદ્ગલિક આનંદથી પર છે આનંદ શબ્દ પર તો મોટા ભાષ્યો લખાયલાં છે અન્યત્ર વિવેચકે પણ પ્રયાસ કર્યો છે તે વાંચવા લાયક છે[1] 'આનંદઘન' શબ્દમાં એનું રહસ્ય કહેવાનુ છે અને અનેક પદમા એની એકતા સિદ્ધ થઈ રહી છે ચેતના કહે છે કે મિત્ર વિવેક, તમે આવ્યા તો સારું થયું તમે મહાઆનંદ સુખનું વધુન કરો અને અમે ગાન કરીએ, અને સાથે તમને જણાવીએ કે પતિ મહાશયના ખેમકુશળની વાત તમે કરો. પતિરાજ ક્ષેમખેમ તો છે ને?

જ્ઞાનસાર આ ગાથાના ટિપ્પણમાં બહુ સારો ભાવ લાવે છે એને ચાલુ ભાષામા મૂકતા તે આ પ્રથમની આખી ગાથા સુમતિ શ્રદ્ધા તરફ બોલે છે એમ બતાવી સુમતિ પાસે નીચે પ્રમાણે બોલાવે છે હે આલી! પ્યારી સખી! ઉતાવળી થઈને વિવેકને વધાવ. વિવેક સબંધી ઉન્નતિ વધુનરૂપ વધાવવું-વિવેકને વધાવીને, એટલે તમારા આવવાથી સયમ સબંધી ઘરનું આંગણું હર્ષ પામ્યું છતું નાચે છે—આવા સુલલિત મીઠા વચને તેને વધાવીને તેને નવી-પૂર્વે ન સાંભળેલી એની-ખબર પૂછીએ. નવી કહેવાનો હેતુ એ છે કે કર્મની વિચિત્રતા છે માટે નવી ખબર એ બરાબર વાત છે. અથવા ક્ષણે ક્ષણે ભિન્ન હોય છે થાય છે માટે નવી. આ પ્રમાણે સુમતિએ શ્રદ્ધાને કહ્યું એટલે શ્રદ્ધા વિવેકને બતલાવીને કહે છે કે અહો વિવેકજી! તમે કૃપા કરીને આવી પહોંચ્યા તે વખતે મહા-અદ્વિતીય સુખની વધુનિકા-સુખનું વર્ણન અમે ગાઈએ. તમે કથન કરો. એમાં રહસ્ય એ છે કે તમારા અમારા મેળાપને પરિણામે સદા મહાનંદ સુખનું જ કથન હોય, બીજી વાત હોય જ નહિ. પણ પ્રાણજીવન-પ્રાણોની જીવાઈ પ્રાણોના આધાર-ની એટલે સુમતિ શ્રદ્ધાના પ્રાણજીવન આત્મા, તેની; ખેમ-નિરુપદ્રવ (હીન ગતિએ ગમનરૂપ ઉપદ્રવથી રહિત) અને કુશળ-અશાતાના અભાવની-વાત-કહાણી તમે કહો, વચનગોચર કરો. આવો અર્થ જ્ઞાનસારજી કરે છે.

જ્ઞાનસારનો અર્થ પ્રૌઢ છે એમાં સંયમને વધાવ્યો છે અને શ્રદ્ધા વિવેકને ઉદ્દેશીને તેની પાસે મહાનંદના સુખનું વર્ણન કરાવે છે અને તે વર્ણન કરતો જાય તેમ પોતે ગાન કરે છે આ હકીકત સમીચીન છે વિવેક વર્ણન કરે એટલે શ્રદ્ધા એના ગાન કરે, એને ગીતે. આ વાતમાં આત્મિક જ્ઞાનનું રહસ્ય છે તેઓ શ્રીમનો અર્થ પણ સારે સુંદર કરે છે અને તે ખાસ વિચારવા યોગ્ય છે.

---

૧. જુઓ ઉપોદ્ઘાત.

મિત્ર નોધકાર આ ગાથાનો ભાવ જુદી જ રીતે તારવે છે એમની સૂચના પ્રમાણે સમતા સખી શ્રદ્ધાને કહે છે કે પોતાને ઘેર વિવેક આવ્યો છે તેથી હવે મહાનંદના સુખનું વધુન આપણે જાઈએ. માટે હવે વિવેકભાઈ! કૃપા કરીને અમારા પતિ (આત્મા)ના ક્ષેમ કુશળની વાત કરો. વિવેકને પોતાને ઘેર આવતો જોઈ સમતા શ્રદ્ધાને કહે છે કે સખી! આપણે આપણા પતિનું ક્ષેમકુશળ વિવેકને પૂછીએ. વિવેક આવે તો જ આત્માનું ક્ષેમ કરી શકે છે અને વિવેક વિના સમતા અને શ્રદ્ધાનો આત્મા સાથે સંબંધ રહી શકતો નથી; માટે વિવેકને પૂછવાનો આ વખતે વિચાર જણાવ્યો છે. આ વિચારસરણી પણ વિચારવા લાયક છે (૧)

अचल अबाधित देवकूं हो, खेम शरीर लखंत;
विवहारी घटवध कथा हो, निहचें करम अनंत। पूछीये० २

અર્થ—(વિવેક જવાબમાં કહે છે) અચલ અને અબાધિત ચેતનરાજ શરીરે ક્ષેમ કુશળ જ જણાય છે (ચેતનરાજ પોતે ચલાયમાન થતા નથી અને બાધા-પીડા રહિત છે તેથી તેમનું શરીર ક્ષેમકુશળ જ જણાય). એમના વધારાઘટાડાની કથા તો વ્યવહારની વાત છે બાકી તો નિશ્ચયથી તો (તેમને) અનંત સુખ-આનંદ વર્તે છે (૨)

વિવેચન—વિવેક બોલે છે (આ બીજી અને ત્રીજી ગાથા વિવેકના મુખમાં મૂકી છે.) વિવેકમાં જે સાચા ખોટાનું જ્ઞાન થાય છે તેને પરિણામે નિશ્ચય વ્યવહારનો ભેદ પડે છે અને બાહ્ય દષ્ટિએ જે વાત વ્યવહારમાં દેખાતી હોય—પોતે દેખે છે એમ માનતો હોય—તેને અસત્ સ્વરૂપે જોવાની શક્તિ પણ આવે છે વિવેક ચેતનજીના મહાનંદના સુખનું જે વધુન કરે છે તે હવે વિચારીએ.

આપણા દેવ પોતે અચલ છે અને અબાધિત છે અચલ એટલે પોતાના સ્વરૂપથી જરા પણ ખસે નહિ તેવા એટલે જ્ઞાનસ્વરૂપી અને કોઈ પણ પ્રકારની બાધા-પીડા રહિત એવા મૂળ ગુણના ધણી પતિરાજનું શરીર ક્ષેમકુશળ જ હોય. નિશ્ચયદૃષ્ટિએ આત્મા અચળ છે જ્ઞાનસ્વરૂપ છે અને કોઈ જાતની પીડા-ઉપાધિ વગરના છે એટલે એ તો સદાકાળ ક્ષેમકુશળ છે એમ તમારે માનવું, સમજી જ લેવું. અને આત્મરાજમાં જે વધઘટ થતી દેખાય છે અને કોઈવાર એ નીચ ગતિમાં જાય તો દેખાય છે અને કોઈવાર એ મોટો મહારાજ થઈને બેસે છે તે સર્વ વ્યવહારથી દેખાય છે. બાકી નિશ્ચયદૃષ્ટિએ તો એ અનંત સુખનો ધણી છે શાંતિનાથના સ્તવનમાં યોગિરાજ પોતે વદાડે છે કે—

---

પાઠાંતર—વિવહારી—વ્યવહારી. ઘટવધ-ઘટબધ, વતાદિ નિહચેં-નિહચે.

શબ્દાર્થ—અચળ = સ્થાનથી ચલાયમાન ન થાય તેવા. અબાધિત = જેને કોઈ જાતની બાધા-પીડા નથી ખેમ = કુશળ લખંત = જણાય છે સમજાય જ અનુભવાય છે કરમ = શર્મ સુખ આનંદ, હર્ષ વિવહારી = વ્યવહારમાં, ઉપરથી જોતાં સમજવામાં. ઘટવધ = વધારોઘટાડો.

'આતમ ચેતનભાવ જે, એક ચેતનાધાર રે,
અવર સવિ સંયોગથી, એહ નિજ પરિકર સાર રે
શાંતિજિન એક મુજ વિનતિ.'

એક (અદ્વિતીય) સ્વરૂપમયી ચેતના એટલે આત્મા; અને એ ચેતના વિના બીજા સર્વ સાથે જે પૌદ્ગલિક સંબંધ થાય છે અને જેમાં શરીર અને સુખદુઃખ સર્વનો સમાવેશ થાય છે તે સર્વ સંયોગજન્ય છે. આ પાછળના સર્વ આરોપિત ધર્મો છે. જ્ઞાનાદિ મૂળ ગુણો છે એટલે એનામાં જે વધઘટ થાય છે તે સંયોગને કારણે અને આરોપિત હકીકતને અંગે થયેલ છે એમ સમજવું. બાકી તો સંથારાપોરિસીમાં જણાવ્યું છે તેમ—

एगो मे सासओ अप्पा, नाणदंसणसंजुओ ।
सेसा मे बाहिरा भावा सव्वे संजोगलक्खणा ॥

મારો શાશ્વત આત્મા તો એક છે. જ્ઞાનદર્શનથી સંયુક્ત છે. બાકીના સર્વ બાહ્ય ભાવો છે અને તે સર્વ સંયોગજન્ય છે.

આ હકીકતને પંચાવનમા પદમાં સ્પષ્ટ કરી છે "આરોપિત સબ ધર્મ ઔર હૈ" અને "સત્તા એક અખંડ અબાધિત" એ બન્ને કડીઓ નીચે આ વાતની છણાવટ થઈ ગઈ છે. એટલે આ વધઘટ થતી દેખાય છે એ સર્વ પર્યાય છે, અનિત્ય છે અને વારંવાર ફેરફાર કરનારા છે; બાકી તો અનંત શર્મ—અનંત આનંદ—એ ચેતનરાજનું પોતાનું છે, પોતામય છે અને તે અંતિમ સત્ય છે. (૨)

बंध मोक्ष निश्चयें नही हो, विवहारें भज दोय;
कुसल खेम अनादिही हो, नित्य अबाधित होय पूछीये॰ ३

અર્થ—કર્મનું બંધન અથવા કર્મથી મુક્તિ નિશ્ચયનયથી તો છે જ નહિ; વ્યવહારથી એ બન્ને લક્ષણને જાણો. એટલે (ચેતનરાજનું) ક્ષેમ અને કુશળ તો અનાદિ કાળથી છે અને હંમેશને માટે એ બાધા-પીડા વગરના જ છે. (૩)

વિવેચન—આ અંતિમ સત્યની નજરે જોવામાં આવે તો આત્માને બંધ નથી અને બંધ નથી એટલે મોક્ષનો (—બંધનમાંથી મુકાવાનો) સવાલ જ નથી. આ નિશ્ચયનયનો મત છે. આ નજરે—નિશ્ચયનયની દૃષ્ટિએ—અનાદિથી ચેતનરાજ ક્ષેમકુશળ છે અને એ નિત્ય

પાઠાંતર—નિશ્ચેં—નિશ્ચે. અનાદિહી હો—અનાદિહિ હો.

શબ્દાર્થ—બંધ = કર્મનો બંધ, આત્મા સાથે કર્મનો સંબંધ. મોખ = મોક્ષ, આત્માનું કર્મથી સર્વથા છૂટવું. નિશ્ચેં = નિશ્ચયનયથી, (વિવેચન જુઓ) કાક દૃષ્ટિબિંદુથી. વિવહારેં = વ્યવહારનયથી, બાહ્ય દૃષ્ટિબિંદુથી, બહારની નજરે. ભજ = ભાગ, લક્ષણ. ખેમ = ક્ષેમ. અનાદિહી = આદિ વગરના કાળથી, જેની શરૂઆત જ ન માલૂમ પડે તેવા કાળથી. નિત્ય = હંમેશ, નિરંતર. અબાધિત = જેને કોઈ જાતની બાધા-પીડા થતી નથી તેવા.

કોઈ બાધા-પીડા વગરના છે મહાપવિત્ર છે અનંત શર્મના ધણી છે. જ્ઞાનીની નજરે સત્તાગતે ચેતનમાં અનંત સુખ ભરેલું છે અને તેને નિશ્ચયદૃષ્ટિ કહેવામાં આવે છે. હકીકત એમ છે કે વ્યવહારનય ઉપચારપ્રધાન છે અને નિશ્ચયનય સૂક્ષ્મગામી અને તત્ત્વસ્પર્શી હોઈ એ દૃષ્ટિએ જોતાં, ચેતનમાં અનંત શર્મ રહેલ છે એવો ભાવ સમજવાનો છે. વ્યવહારથી એને વધતો ઘટતો, આગળ જતો, પાછળ પડતો દેખી એના ક્ષેમકુશળ માટે શંકા પડે, પણ એની અંતિમ અનંત શર્મની દૃષ્ટિ ધ્યાનમાં રાખી એને કુશળક્ષેમ કહી શકાય.

આ રીતે અક્ષય અબાધિત દેવને સર્વ કાળ ક્ષેમકુશળ જ છે. એમના વધઘટની હકીકત તો વ્યવહાર માત્ર છે. મૂળ વસ્તુ ગતે એ અનંત શર્મનો ધણી છે અને અંતે અંતિમ કોઈ વધઘટને આધીન નથી.

તત્ત્વસ્પર્શી દૃષ્ટિએ જોતાં આ રીતે ચેતનને બંધ કે મોક્ષ નથી; એ તો એના અનંત શર્મમાં વ્યવસ્થિત છે, પણ વ્યવહારમાં એ સુખી દુઃખી, વ્યાધિગ્રસ્ત વગેરે દેખાય છે. નિશ્ચયદૃષ્ટિએ અનંત શર્મનો ધણી હોઈ અંતે નિત્ય છે અને બાધા-પીડા રહિત છે અને પરમેશ્વર મહાન છે. જ્યારે જ્ઞાનાવરણીય કર્મનો ક્ષયોપશમ થાય, જ્યારે હંસની જેમ ક્ષીર અને નીરની તારવણી કરતાં આવડે, ત્યારે આ વિચારણા પ્રકટ થાય છે

તો વિવેકમિત્ર આવી પહોંચ્યા છે તેને ચેતનરાજની ખબર પૂછતાં એ ફોડ પાડીને જણાવે છે કે ચેતનના સંબંધમાં અર્થનયે વિચાર કરશો તો એને બંધ કે મોક્ષ કાંઈ નથી અને અનાદિકાળથી એ ક્ષેમકુશળ વર્તે છે અને અંતે શુદ્ધદૃષ્ટિએ નિત્ય હોઈ કોઈ પણ પ્રકારની ઉપાધિ કે પીડા રહિત છે.

આ બીજી અને ત્રીજી ગાથા પર જ્ઞાનસારજીએ વિચારણા કરી છે. તેઓ અક્ષય અબાધિત દેવમાં અનંત સિદ્ધોના શરીરને ગણે છે દિવ્યન્તીતિ દેવા એટલે અનંત સિદ્ધોના શરીરને નિરુપદ્રવપણું છે એટલે તે જીવોને કોઈ પ્રકારના ઉપદ્રવ નથી અને તેથી સિદ્ધોના અસંખ્યાત આત્મપ્રદેશાત્મક પિંડને ક્ષેમકુશળ વર્તે છે આ નિશ્ચયનયની અપેક્ષાએ કથન કરી પછી વ્યવહારનયનું કથન કરે છે. ગતિ-આગતિરૂપ વ્યવહાર ચેતનનો થાય છે તે વ્યવહરણ છે કર્મવ્યાપારગત આત્માની કથા વટતીવધતી આખ્યા કરે છે, એ એકસરખી રહેતી નથી અને પરિણામે કોઈ ગતિમાં શાતા, કોઈમાં અશાતા એમ આખ્યા કરે છે. નિશ્ચયનયની અપેક્ષાએ આત્માને શર્મ એટલે શાતા જ છે એને અશાતા હોય નહિ છે નહિ, કારણ કે એ જડથી ભિન્ન છે. દાખલા તરીકે ગજસુકુમાળે માથાની ખોપરી બળતાં વિચાર્યું કે જળે છે તે હું નહિ અને મારું કાંઈ જળે નહિ એ વિચારથી શાતા જ છે, તેથી અનાદિનિધનની અપેક્ષાએ અનંતા સિદ્ધોને અનંત શર્મ છે અને વિશેષ વધારામાં કહે છે કે અહો સુમતિ સખે! નિશ્ચયનયની અપેક્ષાએ વાંક કરતા છતાં પણ બંધ નથી કે મોક્ષ નથી, એટલે વ્યવહારી આત્માને બંધ મોક્ષ છે ચેતનાવંત ચેતન જ્ઞાન કર્મકૃતનો

કર્તા છે કર્મબંધનો અકર્તા છે બંધાભાવે મોક્ષનો અભાવ હોવાથી નિશ્ચયનયે આત્માને બંધ-મોક્ષ નથી. તો હે સુમતિ શ્રદ્ધે! વ્યવહારી આત્માને એ બન્ને (બંધ અને મોક્ષ) છે એમ તું જાણ. બન્નેને વ્યક્તિગત કહે છે તેથી 'હે સુમતિ! તું જાણ અને હે શ્રદ્ધે! તું જાણ' એવું એક વચન વાપર્યું છે અને તે બન્નેને ઉદ્દેશીને કહે છે કે પૂર્વે વર્ણન કર્યો એવો બંધ-મોક્ષ રહિત, અનાદિસિદ્ધ એવો ચેતનરાજ છે એ અનાદિ છે એટલે આદિ કે અંત વગરનો છે અને પરપરિણતિની ઉપાધિરૂપ અકુશળ ઉપદ્રવથી રહિત હોવાને કારણે કુશળ છે અનાદિઅબાધિત એટલે અનાદિ કાળથી બાધા-પીડાએ રહિત એવો ચેતનરાજ છે આ ભાવ પણ વિચારવા યોગ્ય હોઈ અહીં લખી લીધો છે

આ બીજી અને ત્રીજી ગાથાનો અર્થ કરતા મિત્ર નોંધકાર લખે છે કે આત્મારૂપી દેવ અચળ છે અને તેથી અબાધિત છે અને તેને શરીરે હંમેશા ક્ષેમ છે એમ વિવેકે પ્રત્યુત્તર આપ્યો. પણ વ્યવહારનયથી આત્મા ચાર ગતિમાં ભટકે છે, ત્યાં કોઈ ગતિમાં સુખી થાય છે તો કોઈ ગતિમાં દુઃખી થાય છે એટલે વિભાવદશામાં વધવાઘટવાપણું હોય છે પણ નિશ્ચયમાં અનંત શાંતિ હોય છે સમતા અને શ્રદ્ધાએ આત્માની કેવી સ્થિતિ છે તે પૂછ્યું અને વિવેકે તેનો ઉત્તર આપ્યો કે આત્મામાં નિશ્ચયનયથી સુખ દુઃખ રૂપ કંઈ છે જ નહિ પણ સુખદુઃખ વિભાવદશામાં વ્યવહારથી છે માટે એને વિભાવદશા મટે તેને પરમ સુખી જાણવો. આગળ ત્રીજી ગાથામાં વિવેક કહે છે કે હે શ્રદ્ધા અને સુમતિ! નિશ્ચયનયમાં વાસ્તવિક આત્મામાં બંધ અને મોક્ષ નથી, પણ વ્યવહારથી એ બન્ને (બંધ અને મોક્ષ) તમે આત્મામાં જાણો બાકી નિશ્ચયનયથી આત્મા અનાદિઅનંતકાળ સુખી અને ક્ષેમકુશળ છે કારણ, આત્મા નિત્ય અબાધિત છે અહીં આત્માનું સ્વરૂપ કેવું છે અને તેમાં સુખ-દુઃખ કેમ ઘટે છે તે બતાવ્યું છે

આ પ્રત્યેક દૃષ્ટિબિન્દુથી ચેતનને સમજવાની ખાસ જરૂર છે (૩)

सुन विवेकमुखतें नई हो, बानी अमृत समान;
सरधा समता दो मिली हो, ल्याई 'आनंदघन' तान पूछीये० ४

**અર્થ**—(ઉપર પ્રમાણે) વિવેકના મુખેથી અમૃત જેવી નવી વાણી સાંભળીને શ્રદ્ધા અને સમતા બન્નેએ મળીને આનંદઘનને ખેંચીને આપ્યા અથવા તલ્લીનતામાં એકરસ કર્યા. (૪)

વિવેચન—વિવેકના મુખેથી આવી અમૃત સમાન નવી વાણી સાંભળીને શ્રદ્ધા અને

---

પાઠાંતર—નઈ—નવી. વાની—બાની. સમાન—સમાંન. સરધા—સિરધા.

શબ્દાર્થ—સુન = સાંભળીને, સરધા = શ્રદ્ધા. મુખતે = મોઢેથી. નઈ = નવી, નહીં સાંભળેલી—અશ્રુતી. બાની = વાણી, વચન. લ્યાઈ = લઈ આવી, લાવી. તાન = તાણીને, ખેંચીને અથવા તલ્લીનતામાં.

ચોથા ગુણસ્થાનકની હકીકત છે; વિવેક એને આગળ ધપાવે છે સુમતિ દશમા ગુણસ્થાનકે સાથે બનાવી વિવેકની મદદથી અને શ્રદ્ધાના ટેકાથી કેવળજ્ઞાન સુધી ચેતનરાજને તાન ઉપજાવે છે, તેમા તેનો રસ જમાવે છે અને સ્વરૂપમા એની જમાવટ કરી દે છે. આ ભાવમા સુમતિનું પાત્ર દશમા ગુણસ્થાનકે બતાવ્યું તે વિશિષ્ટતા છે અને ખાસ વિચારવા જેવું છે

મિત્ર નોધકાર આ ગાથા પર માત્ર આટલી જ નોધ કરે છે આ પ્રમાણે વિવેકને મ્હોઢે એવી અમૃત જેવી વાત સાંભળીને શ્રદ્ધા અને સમતા બન્ને મળીને પોતાના પતિ આત્માને વિભાવદશામાંથી સ્વભાવદશામા એ થી લાવી. (૪)

ઉપસંહાર—આ રીતે આ પદનો ભાવ બેસાડવા પ્રયત્ન કર્યો છે એમા મહાનન્દના સુખનું વર્ણન છે; એમા મૂર્છાઈ જતી ચેતનાને વિવેકનું આશ્વાસન છે; એમા સુમતિ અને શ્રદ્ધાના કાર્યની વહેંચણી છે; એમા વિવેકજ્ઞાનની ખાસ મહત્તા છે; એમા વિવેકની વાણીને અમૃત સાથે સરખાવી છે; અને એમા વ્યવહાર અને નિશ્ચયનો સમન્વય છે

છાસીમા પદમા સમતા અને વિવેક વચ્ચે જે વાતચીત થાય છે સત્યાસીમા પદમા વિવેક પાસે પારકાં છોકરાં—સગાને પોતાના માનવાની ભૂલ પછી પુનઃપ્રીતિ થાદ કરીને આનન્દઘનજીનું રાજ ચેતનજી ભોગવે છે તે પછી આ પદમા એની ક્ષેમકુશળતા બતાવી આ સમાન ભાવના પદો પર શિખર ચઢાવ્યુ છે પદો ૮૦ ૮૬ ૮૭ ૮૮ને એકબીજા સાથે સબંધ છે. એ ચારે પર જ્ઞાનસારનો ટબો ઉપલબ્ધ છે અને ખૂબ વિચારવા લાયક આત્મપરિણતિ બતાવનાર છે એના વિવેચનમા અનેક દૃષ્ટિબિન્દુ બતાવ્યા છે, તે સર્વ પદનો ભાવ સમજવાના પ્રયત્નો છે અને યોગપરિભાષામાં કેટલું ભરી શકાય છે તેનો ખ્યાલ આપનાર એ નમૂના છે એ પદો પર જેમ વિચાર કરવામા આવશે, એનું પદચ્છેદ અને ખુલાસો વધારે એકાગ્રતાથી કરવામા આવશે, તેમ તેમ એમાથી વધારે ભાવભૂત અંતર તત્ત્વોનો ભંડાર મળશે. એ પદો રહસ્યથી ભરપૂર છે, અને વિચારણા કરતા અનુભૂત આવે તેવા છે આનન્દઘનજીના વિશિષ્ટ જીવનમાં રસ લેનાર એ પદોના રસમા રસભીના થઈ સ્વયં વિચારણા કરે તો જ તેનો લાભ વધારે મેળવી શકે તેવું લાગવાથી આ વિવેચન વધારે લંબાવવું યોગ્ય નથી.

છેવટે એક વાત કરવાની જરૂર જણાય છે નયજ્ઞાન સમજી લેવાની જરૂર છે, વ્યવહાર અને નિશ્ચય સમજી જવા જેવા છે; દ્રવ્યાર્થિક અને પર્યાયાર્થિક દૃષ્ટિઓ ખીલવવા યોગ્ય છે અને વિશિષ્ટ અનુભવીઓ દૃષ્ટિબિન્દુની ખીલવણીથી કેવાં સુંદર પરિણામો લાવી શક્યા છે અને દેખીતા વિરોધનું શમન કેવી સુંદર રીતે કરી શક્યા છે એ વસ્તુ શક્તિ હોય તો, જરૂર સમજવા યોગ્ય છે આખું જૈન શાસ્ત્ર સમજવાની ચાવી આ નયજ્ઞાનમા છે. અને એ ચાવી થોડીઘણી સાંપડી જાય તો વિશાળ શાસ્ત્રજ્ઞાનના તાળા ખૂલી જાય તેમ છે. એમા જે અનેક દૃષ્ટિબિન્દુઓનો સમન્વય

કરવાની શક્તિ છે એ શક્તિમાં જે આંતર જ્ઞાનનો ચમત્કાર છે અને એને પરિણામે જે ઊંડી અગાધ દૃષ્ટિ ખીલે છે તેનું વર્ણન મુશ્કેલ છે. પણ એ જીવનના પ્રશ્નોનો નિકાલ કરનાર કોઈ આંતર દૃષ્ટિમાં સમાધાન લાવનાર કોઈ અને શંકાકુશંકા કે આકાંક્ષા પર હડતાલ મૂકનાર કોઈ મૂળ આદેય છે અને એ જ્ઞાન થાય ત્યારે જ આ પદનો ભાવ સમજાય તેમ છે વિચાર્ય તેમ છે ચેતન સાથે ઓતપ્રોત કરી શકાય તેમ છે આમ થાય એટલે સર્વ દર્શનોમાં રહેલ અંશસત્ય સમન્વય, એને અંગે સત્યશોધનબુદ્ધિને પ્રેરણા થાય અને છેવટે એ સમાધાન-સમન્વય-પૂર્વકનું પ્રમાણજ્ઞાન પ્રાપ્ત કરાવે. આ પ્રમાણે થાય ત્યારે આનંદઘનનું તાન, સમતા અને શ્રદ્ધા મળીને થઈ આવે એ આખી વાત મહત્ત્વની વાત સમજાય. આ સર્વાંગસુંદર પ્રયત્ન કરવા પ્રેરણા કરવાની હવે આપણે જ જરૂર હોય. વિવેક મિત્રને જો ઓળખ્યો હશે, તો આ નયપ્રમાણજ્ઞાનનો અગત્યનો વિષય ધ્યાનમાં આવી જ ગયો હશે. પણ એ ન્યાયનો અને જરા ઊંડો વિષય હોઈ વિચારણા અને પ્રેરણા માગે છે આ રીતે આનંદઘનમાં તાન આવે એવી ભાવના કરી અત્ર વિરમીએ. (૮૮)

## પદ નેવ્યાશીમું

ભૂમિકા—રહસ્ય અને ગૂઢતાથી ભરપૂર આ પદમાં આત્મવિચારણાનો ઊંડો ભાવ ભર્યો છે ૫૫ (પંચાવન)મા પદની વિચારણાને અંતે આ પદમાં જરૂરી વિશેષતા ઉમેરવામાં આવશે એમ જણાવ્યું હતું તેને અંગે આ પદના રહસ્યની વિચારણામાં પ્રથમ લક્ષ્ય સાર પંચાવનમા પદના વિવેચન પર એથી તે વાંચી જવા વિજ્ઞપ્તિ કરવામાં આવે છે. આ પદમાં ગૂઢ યોગવિચારણા છે અને આત્મભાવનાં સુરમરણાં છે આ પદના વિવેચનની ભૂમિકા કે પ્રસ્તાવના ન કરતા પ્રથમ પંન્યાસ શ્રી ગંભીરવિજય મહારાજે જે નોટ કરેલી છે તે અનુસાર તેના પર વિવેચન કરું છું ત્યારપછી એની વિશેષ વિચારણા કરવામાં આવશે. અન્ય વિદ્વાનો તે પર વિચાર બતાવશે કે લખાવશે તો તેને સાભાર રજૂ કરવામાં આવશે. માત્ર આટલી ઉપસૂચના કરી પંન્યાસજીએ કરેલા અર્થ ઉપર વિવેચન કરીએ.

પદ

(રાગ—ધન્યાશ્રી)

चेतन सकल वियापक होइ	चेतन
सत असत गुन परजय परनति, भाव सुभाव गति दोई	चेतन०	१
स्व पररूप वस्तुकी सत्ता, सीझे एक न दोई;
सत्ता एक अखंड अबाधित, यह सिद्धांतपख होई	चेतन०	२
अनवय व्यतिरेक हेतुको, समजी रूपभ्रम खोई;
आरोपित सब धर्म और है, 'आनंदघन' तत सोई	चेतन	३

વિવેચન—(૧) પ્રથમ પ્રશ્ન એ થાય છે કે ચેતન પોતે સર્વવ્યાપી છે કે નહિ? અને તેને સર્વવ્યાપી માનવામાં આવે તો વાંધો શો આવે છે અને ક્યાં આવે છે? આને અંગે ચર્ચામાં ખાની વિચારણામાં સત્ (પદાર્થ)ની વ્યાખ્યા વિચારી જવા. ત્યાં ચેતનના સહભાવી ધર્મો (ગુણ) અને ક્રમભાવી ધર્મો (પર્યાય)ની વિચારણા કરતાં આપણે જોયું હતું કે અનંતધર્માત્મક ચેતનમાં અમુક ધર્મો કાયમ છે અને અમુક ધર્મો પલટાતા જાય છે. આ ગુણપર્યાયના ધર્મની વચ્ચે એક ધ્રુવતત્ત્વ કાયમ છે અને તેટલા માટે ઉત્પાદ, વ્યય અને ધ્રૌવ્યસ્વરૂપ સત્ શબ્દની વ્યાખ્યા ચેતનને સર્વાંશે લાગુ પડે છે અને સત્નું તે લક્ષણ લક્ષણ તરીકે બરાબર જવાબ આપે છે.

જો ચેતનને સર્વવ્યાપક માનવામાં આવે, તો પછી સત્ અને અસત્નો ભેદ રહી શકતો નથી; ગુણ અને પર્યાયનો ભેદ રહી શકતો નથી; અને દ્રવ્યોમાં જે પારિણામિક ભાવ છે—એટલે એકબીજા દ્રવ્યમાં પરિણામ પામે છે છતાં એનું અસ્તિત્વ સ્વતંત્ર રહે છે—એ આખી વાત ઊડી જાય છે. ચેતનને વિભુ અને નિત્ય માનવામાં આ મોટો વાંધો આવે છે. એને કૂટસ્થનિત્ય માનવામાં પણ એ જ વાંધો આવે છે. તેટલા માટે જૈનદર્શન ચેતનને અંગે પરિણામી-નિત્યવાદ સ્વીકાર્યો છે. સાંખ્યો પ્રકૃતિ (જડ)ને પરિણામી માને છે. જૈન દર્શન ચેતન અને જડ બન્નેમાં પરિણામી ભાવ માને છે. એટલે પ્રાણીમાં જે પર્યાયભેદો દેખાય છે તે પર્યાયપલટનનો ખુલાસો જૈન દર્શન પારિણામિક ભાવને સ્વીકારીને બરાબર આપે છે. જો ચેતન સર્વવ્યાપક હોય તો મનુષ્ય, તિર્યંચ વગેરે ભેદોનો અર્થ જ ન રહે, એનામાં ફેરફાર થાય નહિ, અને એ છે તેવો ને તેવો રહે. એટલે ગુણ, પર્યાય અને પરિણમન, એ સર્વ પલટનભાવ સર્વવ્યાપકતાની સાથે મેળ ખાય નહિ.

ભાવના બે પ્રકાર છે: શુભ ભાવ અને અશુભ ભાવ. આ બન્ને પ્રકારના ભાવો પણ ચેતનના સર્વવ્યાપીપણા આગળ ટકે નહિ. સર્વવ્યાપી ચેતન એક હોય તો પછી એ કાં તો એકસરખો શુભ હોય અથવા એકસરખો અશુભ હોય. સર્વવ્યાપી એક પદાર્થ એક સ્થાને શુભ ભાવ લે અને અન્યત્ર એથી ઊલટો ભાવ લે એમ બને નહિ. અને દુનિયામાં શુભ અને અશુભ એવા બે પ્રકારના ભાવો આપણને સર્વત્ર પ્રાપ્ત થાય છે. એટલે જો ચેતનને સર્વવ્યાપક માનીએ તો આ સર્વ વ્યાખ્યાઓનો, લક્ષણોનો અને વ્યવહારોનો મેળ મળે નહિ, આપણા દરરોજના અનુભવથી એ તદ્દન ઊલટી વાત લાગે છે.

આ ભાવનો વિષય ખાસ સમજવા જેવો છે. જૈન દર્શન પારિણામિક નિત્યતા માને છે. ચેતનના પર્યાયો એક જ અવસ્થાવાળા નથી હોતા. જુદા જુદા પર્યાયોની અલગ અલગ સ્થિતિને ભાવ કહેવામાં આવે છે. એ ભાવો એ જ આત્માનું સ્વરૂપ છે. આત્માને અન્ય દ્રવ્યથી અલગ પાડનાર તત્ત્વ છે. ગુણ અને પર્યાયની વ્યાખ્યાપરથી પલટનભાવ સમજવામાં આવે છે. મૂળ ગુણો કાયમ રહે, છતાં પર્યાયમાં પલટનભાવ થયા કરે છે. આ ભાવોનું સ્વરૂપ શ્રી તત્ત્વાર્થસૂત્રના બીજા અધ્યાયની શરૂઆતમાં આપવામાં આવ્યું છે.

સંસારી કે મુક્ત કોઈ પણ ચેતનમાં ભાવો જરૂર હોય છે એની સંખ્યામાં વધઘટ જરૂર થાય છે પણ ભાવો વગર કોઈ જીવ હોઈ શકતો નથી. અજીવ પૈકી પુદ્ગળમાં માત્ર પરિણામી ભાવ હોય, બાકીના અજીવમાં ભાવ ન હોય. આ ભાવો અને પદાર્થનો પ્રત્યેક ચેતનમાં છે. ઉપયોગ એનું લક્ષણ છે. વાત કહેવાની એ છે કે જો ચેતન સર્વવ્યાપક હોય તો આ ભાવ તેનામાં હોય નહિ. (૧)

(૨) અને ચેતનને સર્વવ્યાપક માનવામાં આવે તો પછી સ્વરૂપ અને પરરૂપની સત્તાનો ભેદ રહી શકશે નહિ. સર્વવ્યાપક હોય પછી સ્વ શું અને પર શું? આમ સ્વ અને પરના ભેદ સકળવ્યાપકમાં સિદ્ધ થઈ શકે નહિ. એનામાં એક જ સત્તા સિદ્ધ થાય એટલે કે સ્વપરરૂપસત્તા એમાં સાંપડી શકે જ નહિ.

સિદ્ધાંતપક્ષ-મત તો એવો છે કે સત્ત્વ એક છે અખંડ છે અને અબાધિત છે એ મત પ્રમાણે સત્-વસ્તુ ઉત્પાદવ્યયધ્રૌવ્યયુક્ત છે દ્રવ્ય જાતે અખંડ છે અને બાધારહિત છે (એના પર વિવેચન પંચાવનમા પદમાં થઈ ગયું છે) એ રીતે તો સત્તા દ્રવ્યની અખંડ અને અબાધિત છે એ વાત જામી, પણ એ રીતે જોતા તો ચેતન સકળવ્યાપક થઈ શકે નહિ. સિદ્ધાંતપક્ષે તો સત્તા-સત્પણું દ્રવ્યનું છે પણ એનું સર્વવ્યાપકપણું થઈ શકતું નથી અને સત્તા અબાધિત પણ અખંડ હોવાને કારણે સકળવ્યાપકતા સાથે એનો મેળ બેસે તેમ નથી. એટલે પાછો અસલ સવાલ ઊભો રહ્યો કે ચેતન સકળવ્યાપક હોય? હોઈ શકે? હોય તો જે અનેક ગૂંચવણો દેખાડી તેની સાથે સિદ્ધાંતપક્ષે સત્તાની વ્યાખ્યા, સત્નું સ્વરૂપ અને વર્ણન વિચારતા પણ મેળ ખાય એમ બેસતું નથી. આ ઉપરાંત ન્યાયની નજરે સકળવ્યાપકતા બેસતી નથી.

(૩) અન્વય કે એક હોવાથી સત્ અને અસત્ની એકતા થઈ જાય, કારણ કે સર્વવ્યાપક તો પછી એક જ રહે અને એક હોય તો પછી એના સત્ અને અસત્ એવા પરસ્પર વિરોધી બે વિભાગ પડી શકે નહિ. સ્વપરનો ભેદ એ વ્યતિરેક. આ અન્વય અને વ્યતિરેક હેતુનું રૂપ બરાબર સમજી લેવા જેવું છે. જ્યાં ઉત્પાદ વ્યય અને ધ્રુવપણું છે ત્યાં સત્પણું-સત્તા છે. અને જ્યાં જ્યાં અનંતધર્માત્મકપણું ન હોય ત્યાં ત્યાં સત્ ન હોય એ વ્યતિરેકવ્યાપ્તિ. એનો વિસ્તાર પચાસમા પદમાં થઈ ગયો. સહભાવી ધર્મોનું સ્થિર તત્ત્વ અને ક્રમભાવી ધર્મોનું અસ્થિર તત્ત્વ—આ ગુણપર્યાયને અંગે પ્રાપ્ત થતી અન્વયવ્યતિરેક વ્યાપ્તિનો બરાબર ખ્યાલ કરી, એનું સ્વરૂપ બરાબર નજરમાં રાખી સર્વવ્યાપી એક ચેતન છે એ ભ્રમને ટાળી દે-તજી દે.

આ સિવાય બાકીના દાનાદિક ધર્મો છે તે વ્યવહાર છે અને તે ધર્મના સાધન હોવાથી આરોપિત ધર્મો છે અને આનંદઘન, જે ચેતન સ્વરૂપ છે તે તાત્ત્વિક ધર્મ છે માટે આરોપિત ધર્મ અને તાત્ત્વિક ધર્મનો તફાવત લક્ષમાં રાખી ખ્યાલ કરવામાં આવે તો ચેતનની સકળ

વ્યાપકતા હોય નહિ. આત્માનું અસ્તિત્વ છે અને કાયમ છે એ વાત બરાબર લક્ષ્યમાં રાખવા માટે સકળવ્યાપકતા હોઈ શકે કે નહિ એ પ્રશ્ન ઉપાડી તેને અંગે અતિ ઉચ્ચ તત્ત્વવિચારણા કરી બતાવી.

આ દૃષ્ટિબિન્દુ લક્ષ્યમાં રાખી આખા પદનો અર્થ પં. ગંભીરવિજયજીએ નોંધમાં લખાવ્યો તે પ્રમાણે તેનો અર્થ અત્ર રજૂ કર્યો છે. આ મુદ્દા પર પપમા પદમાં જુદાં જુદાં દૃષ્ટિબિન્દુઓથી વિસ્તાર કરવામાં આવ્યો છે તેનો હવાલો આપવાની તક લેવામાં આવે છે, બીનજરૂરી પુનરાવર્તન કરવાની તેથી જરૂર નહિ રહે. આ એક મહાસની ૮૯મા પદની વિચારણા પંન્યાસજીના અર્થ પ્રમાણે થઈ.

[ ૨ ]
વિશેષ વિચારણા

મને આ પદમાં ઘણી ગૂઢાર્થતા દેખાય છે. નયજ્ઞાનને પણ જ્ઞાનનો અંશ માનનાર, સમન્વયની મહાન બાબતને અગ્રસ્થાન આપનાર જૈન તત્ત્વજ્ઞાનીઓ દરેક અંશસત્યજ્ઞાનના દૃષ્ટિબિન્દુઓનો મેળ મેળવવા પ્રયાસ કરે છે. આત્માને વિભુ અને નિત્ય માનનાર તત્ત્વજ્ઞાનીઓનો સમન્વય કરનાર જૈન દર્શનકારો, પ્રત્યેક આત્માનું અસ્તિત્વ અને ગુણ-પર્યાયની દૃષ્ટિએ નિત્યાનિત્યત્વ સ્વીકારતા હોવા છતાં, એક દૃષ્ટિએ ચેતનને સર્વવ્યાપી પણ કહી શકે તેવું જણાય છે. જ્ઞાન અનંત છે અને તે પ્રત્યેક ભાવ અને પદાર્થ સુધી પહોંચી શકે છે. જ્ઞાનનાં આવરણો ખસી જાય, સર્વ ભૂત, ભાવી અને વર્તમાન પદાર્થો ભાવો અને તેમાં થયેલા, થતા અને થવાના ફેરફારો જાણી શકે તે દૃષ્ટિએ જોઈએ તો જ્ઞાનની અપેક્ષાએ ચેતન સકળવ્યાપક પણ થઈ શકે છે એમ કહી શકાય.

આ મુદ્દાથી વિચાર કરતાં મને આ પદમાં એક નવો ભાવ સૂઝે છે તે અત્ર રજૂ કરી દઉં. એ રીતે અર્થ કરતાં યોગીરાજ એમ કહેતા જણાય છે કે ચેતન સકળવ્યાપક—સર્વવ્યાપી હોઈ શકે છે. છે તે કેવી રીતે બતાવે છે તે જોઈ જઈએ. આ અપેક્ષાવાદ છે એટલે એમાં વિરોધ નથી, પણ નયવાદની સમીક્ષા કરનાર પ્રમાણજ્ઞાનની મહત્તા અને જૈનદર્શનના એક મહાન તત્ત્વજ્ઞાન અનેકાંતવાદની વિજયપતાકા છે. વિશાળ દૃષ્ટિનો પાકો પુરાવો પૂરો પાડનાર સાપેક્ષવાદની સિદ્ધિ છે અને દર્શનોને સમજવાની ચાવી પૂરી પાડનાર અગાધ આનંદ સ્વરૂપના દર્શનનાં દ્વાર છે. આપણે તે મુદ્દાથી પદને ફરી વાર સંક્ષેપમાં વિચારી જઈએ.

(૧) મતિશ્રુતજ્ઞાનની પ્રવૃત્તિ સર્વ દ્રવ્યમાં થાય છે પણ સર્વ પર્યાયોમાં થતી નથી, પરિમિત પર્યાયમાં થાય છે, જ્યારે કેવળજ્ઞાનની પ્રવૃત્તિ સર્વ દ્રવ્યોમાં અને સર્વ પર્યાયોમાં થાય છે (તત્ત્વાર્થ અ૦ ૧ સૂત્ર, ૨૭-૩). આ પ્રવૃત્તિની નજરે આત્મા સર્વવ્યાપી મનાઈ શકાય. કારણ કે બૌદ્ધ દર્શનના મતે આત્મા એકાંત ક્ષણિક હોઈ નિરન્વય પરિણામોનો

પ્રવાહમાત્ર છે જ્યારે સાંખ્ય અને વેદાંત દર્શન આત્માને કૂટસ્થનિત્ય માની એમાં કોઈ જાતનો પરિણામ માનતા નથી. સુખદુઃખ અને જ્ઞાનને તેઓ પ્રકૃતિના જ માને છે વૈશેષિકનૈયાયિક દર્શન જ્ઞાનને આત્માનો ગુણ માને છે ખરા, પણ તેઓ આત્માને અપરિણામી નિત્ય માને છે જૈનદર્શન આત્માને પરિણામી નિત્ય માને છે એટલે મૂળ વસ્તુ ત્રણ કાળમાં સ્થિર રહ્યા છતાં દેશ, કાળ આદિ નિમિત્ત પ્રમાણે ફેરફાર પામ્યા કરે છે એ પ્રકારની પરિણામી નિત્યતા આત્માની છે જ્ઞાન આત્માનો સહભાવી ધર્મ હોઈ તે નજરે આત્માને સકળવ્યાપી કહી શકાય.

એની સાથે સત્ અને અસત્‌ની પ્રાપ્તિ તો રહેવાની એટલે આપણે સત્‌ની ઉત્પાદ, વ્યય અને ધ્રુવતાની યુક્તતાની વાત કરી ગયા તે અને તે જ્યાં ન હોય તે અસત્ એ વાત તો જરૂર રહેવાની. એટલે જ્ઞાનદર્શનની નજરે આત્મા સર્વવ્યાપક હોય તોપણ સત્ અને અસત્‌ની બે પ્રકારની ગતિ (પ્રાપ્તિ) તો જરૂર રહેવાની. અને તે જ પ્રમાણે એના સહભાવી ધર્મો (ગુણ) અને એના ક્રમભાવી ધર્મો (પર્યાય) એ બન્નેની પ્રાપ્તિ પણ જરૂર રહેવાની. આ ગુણપર્યાય એ પરિણામવાદની સાથે લાગેલા જ છે અને સ્વભાવ અને પરભાવ એ બન્નેની પ્રાપ્તિ (ગતિ) પણ જરૂર રહેવાની. આ રીતે જૈન દૃષ્ટિએ જે ભેદાભેદભાવ છે તેની જ અંતે તો પ્રાપ્તિ થવાની.

મતલબ, ચેતનને ઓળખવા માટે એના ઉપર કઈ નજરે જોવામાં આવે છે તે પર તેના જવાબનો આધાર રહેશે. એના ગુણ જોતા એ નિત્ય જણાય, તે જ સાથે એના પર્યાય પર નિગાહ કરતા એ અનિત્ય જણાય અને એ બન્ને હકીકત એકીસાથે પ્રાપ્ત થતી હોવાથી એનામાં નિત્યાનિત્યભાવ જણાય. આનું નામ અનેકાંતવાદ છે કહેવાનો આશય એ છે કે ચેતનને સકળવ્યાપક માનવામાં આવે ત્યારે પણ એના ગુણપર્યાયની પરિણતિની નજરે એ બે પ્રકારની ગતિ તો જરૂર દેખાય છે જ્ઞાનથી એ સકળવ્યાપક હોય ત્યારે પણ એના ગુણપર્યાયને અંગે એનો નિત્યાનિત્યભાવ કાયમ રહે છે. (૧)

(૨) આવી બે પ્રકારની ગતિ હોવા છતાં સ્વરૂપ અને પરરૂપની સત્તા, સત્ત્વ એક જ હોય છે તે એકીવખતે એકસાથે જ હોય છે અને એ ચેતનનું સત્પણું એક જ છે એમ સમજશો; એકપણું જ એથી સિદ્ધ થશે કારણ કે સ્વસ્વરૂપે એ છે તે જ વખતે એ પરરૂપે નથી; એ સત્ રૂપે છે તે જ વખતે એ અસત્ રૂપે નથી. આ એનું સત્પણું (સત્તા) એક જ છે બે નથી. સત્‌ની વ્યાખ્યા સાથે એ બરાબર બંધબેસતું આવે છે એમાં ઉત્પાદ, વ્યય અને ધ્રુવતા છે અને તેથી તેનું સત્ત્વ—સત્તા એક જ છે અને બે નથી. એટલે એનું સત્પણું સિદ્ધાંતની નજરે જોઈએ તો અખંડ અને અબાધિત છે અને છતાં એ જ્ઞાનગુણ—સહભાવી ધર્મ—ને અપેક્ષીને સકળવ્યાપક હોઈ શકે છે આ વાત બરાબર વિચારતાં લક્ષ પર આવી જાય છે.

આત્મા પોતે સત્ છે તે ઉત્પાદ-વ્યય-ધ્રૌવ્યરૂપ છે કારણ કે સત્ વસ્તુ તે કેવળ સમગ્ર કૂટસ્થનિત્ય, અથવા કેવળ નિરન્વયવિનાશી અથવા એનો અમુક ભાગ કૂટસ્થનિત્ય અને અમુક ભાગ પરિણામી નિત્ય, અથવા એનો કોઈ ભાગ તો કેવળ નિત્ય અને કોઈ ભાગ તો માત્ર અનિત્ય એમ હોઈ શકતું નથી. જૈનદર્શનના મત પ્રમાણે ચેતન અથવા જડ, મૂર્ત અથવા અમૂર્ત સૂક્ષ્મ અથવા સ્થૂળ બધી સત્ કહેવાતી વસ્તુઓ ઉત્પાદ, વ્યય અને ધ્રૌવ્યરૂપે ત્રિરૂપ છે.[1] અને સત્ પોતાના સ્વભાવથી કદી ચ્યુત થતું નથી માટે સત્ નિત્ય છે. આ રીતે સત્તા એક છે અખંડ છે અને અબાધિત છે સત્‌ની એકતા અને નિત્યતા આવા પ્રકારની છે વસ્તુમાત્રમાં ઉત્પાદ, વ્યય અને ધ્રૌવ્ય ક્યારેક હોય અને ક્યારેક ન હોય એવું હોતું નથી. પણ પ્રત્યેક સમયે ઉત્પાદાદિ ત્રણે અંશ અવશ્ય હોય છે અને એ જ સત્‌નું નિત્યત્વ છે; એ જ બતાવે છે કે સત્તા એક છે અખંડ છે અબાધિત છે (૨)

(૩) આ રીતે અન્વય અને વ્યતિરેક હેતુઓ સમજવા જોઈએ. અમુક અર્થ હોય ત્યાં સર્વત્ર બીજા અસાધારણ અર્થ મળી આવે તે અન્વય હેતુ સાધન હોય ત્યાં સાધ્ય હોય એવા સંબંધનું દર્શન એ અન્વય. અને અમુક વસ્તુ ન હોય તો બીજી અમુક વસ્તુ પણ ન હોય એવો સંબંધ કે નિયમ તે વ્યતિરેકવ્યાપ્તિ. આ અન્વય-વ્યતિરેક અન્વેષણપદ્ધતિ છે. આ અન્વેષણપદ્ધતિ સમજવા સારૂ ચેતને રૂપભ્રમ છોડી દેવા જેવો છે. રૂપભ્રમ એટલે બાહ્ય દેખાવ-આકારનો ભ્રમ. માત્ર બાહ્ય આકારથી કોઈ વસ્તુનો, સ્વભાવનો કે વર્તનનો નિર્ણય કરવામાં આવે અને તેનું તત્ત્વ વિચારવામાં ન આવે, તો દુનિયામાં પણ આપણે માર ખાઈ બેસીએ છીએ. માત્ર રૂપ ઉપરથી નિર્ણય કરવામાં આવે તો ઘણીવાર અપ્રમાણિક જ્ઞાન થાય છે અને પ્રાણી વાદવિવાદમાં પડી જઈ ખોટે ચઢી જાય છે. માટે આ રૂપભ્રમને છોડી દે.

રૂપભ્રમથી જે જ્ઞાન થાય છે તે સર્વ આરોપ કરેલું જ્ઞાન છે રૂપભ્રમથી લડાઈ-ટંટાઓ જન્માય છે માટે અન્વયવ્યતિરેક હેતુને સમજી રૂપભ્રમ છોડીને આપણે કહેવું ઘટે કે અત્યારે જે પ્રમજ્ઞાન છે તે સર્વ આરોપ કરેલી વાતો છે અને આરોપમાં ધર્મ નથી, રૂપભ્રમમાં ધર્મ નથી કે માની લીધેલ માન્યતામાં ધર્મ નથી. આત્મધર્મ તો કોઈ ઓર ચીજ છે. એને ઉપર ઉપરના રૂપ સાથે સંબંધ નથી; એને આધારે જ્ઞાન થાય તો તે પણ ઘણીવાર અપ્રમાણ હોય છે અને આત્મજ્ઞાન એ સાચું જ્ઞાન છે. એ જીવનસિદ્ધિ છે માટે તત્ત્વજ્ઞાનને સમજવું તેના ઉપર પ્રચાર બાંધવો અને આરોપિત ધર્મ ઉપરથી થતા ઉપરછલ્લા જ્ઞાનથી નિર્ણય ન કરતા વસ્તુધર્મ વિચારવો, તે તદ્દન જુદી વાત છે.

ચેતનનું વિશાળ જ્ઞાન સર્વ પદાર્થો સુધી પહોંચી શકે છે એ અપેક્ષાએ સર્વવ્યાપકતા માનવામાં આવે તોપણ ગુણપર્યાય, સત્‌અસત્‌ની વ્યાખ્યાઓ અને સ્વભાવ-પરભાવને

1. પંડિત સુખલાલકૃત તત્ત્વાર્થસૂત્ર વિવેચન અ. ૫, સૂ. ૨૯

વિચારી શકાય તેમ નથી એમ જણાવી, અન્વય-વ્યતિરેક હેતુ ધ્યાનમાં લઈ રૂપકમ દૂર કરી આરોપને વિસારી તત્ત્વધર્મની મુખ્યતા બતાવી, અને ત્યાં આનંદઘનનું સ્થાન બતાવી સર્વ વાતનો મેળ મેળવી આપ્યો. આ પ્રમાણે ભાવ મને સૂઝ્યો છે (૩)

[ ૪ ]

### શ્રી સાગરાનંદસૂરીશ્વરજીની નોંધના આધારે પુનઃ વિવેચન

ઉપર પ્રમાણે વિવેચન લખ્યા પછી આચાર્ય શ્રી સાગરાનંદસૂરીશ્વરને આ પદ બતાવ્યું. તેના વિવેચનમાં તેઓશ્રીએ નોંધ કરાવી તે આધારે આ પદનું વિવેચન ફરીવાર લખવામાં આવ્યું છે. તેઓશ્રીએ લખાવેલ નોંધનો ભાવ નીચે પ્રમાણે છે—

(૧) ચેતક સર્વવ્યાપક છે તે આ પ્રમાણે: **जे एगं जाणइ से सव्वं जाणइ**—એકને જાણે તે સર્વને જાણે. પર્યાયો બે પ્રકારના છે: સત્પર્યાય અને અસત્પર્યાય. સત્પર્યાય એટલે સ્વપર્યાય. આપણે તે માટે વાચ્ય અને વાચકનો ભાવ પ્રથમ વિચારીએ. વાચ્ય પદાર્થ છે જેની વ્યાખ્યા કે જ્ઞાન કરવું હોય તે વાચ્ય. દાખલા તરીકે ઘટ. ઘટ વાચ્ય છે **ઘ્ અ ટ્ અ** મળીને ઘટ થયો. જે જે અક્ષર જે જે શબ્દોમાં મળીને અર્થને કહે તે સર્વ સ્વપર્યાય. એ સિવાયના બાકીના અક્ષરો તે પરપર્યાય.

કોઈ પણ પદાર્થના ભૂત કાળના જે પર્યાયો થયા, વર્તમાનમાં જે પર્યાયો છે અને ભવિષ્યમાં જે પર્યાયો થશે, તે સર્વ સ્વપર્યાય. આ રીતે સ્વપર્યાયનું જ્ઞાન થાય. અથવા બીજી રીતે જોઈએ તો વિધિ દ્વારા અને નિષેધ દ્વારા સ્વપર્યાયનું જ્ઞાન થાય. અમુક પદાર્થ લઈએ; તે પદાર્થ બીજા પદાર્થ સાથે મળે તેથી થતી જુદી જુદી અવસ્થાઓને વિધિરૂપ પર્યાય કહેવાય. કોઈ ચીજમાં બીજી ચીજ ન મળે ત્યાં સુધી તેનામાં જે ધર્મો હોય તે તેનો ગુણ કહેવાય. દૂધમાં છાશ ન મળે ત્યાં સુધી દૂધમાં અમુક ગુણ હોય તે, છાશ મળ્યા પછી ન રહે એટલે દૂધની અવસ્થામાં છાશના મેળાપ પછી થવાના પર્યાયોને નિષેધરૂપ સ્વપર્યાય કહેવાનું પ્રાપ્ત થાય.

ભાવનું જ્ઞાન હોય ત્યારે જ અભાવનું જ્ઞાન થાય. મૂળ પદાર્થ જાણવામાં આવે તેટલા સારુ પ્રતિયોગીનું જ્ઞાન ખાસ જરૂરી છે એટલું જ નહિ પણ અભાવના જ્ઞાનમાં પ્રતિયોગી જ્ઞાનનું કારણપણું છે. ઘટાભાવનો પ્રતિયોગી ઘટ. ઘટ જાણ્યા વગર ઘટ નથી એવું જાણી શકાય નહિ. એટલે અન્યોન્યાભાવને નિયમિત કરનાર ઘટપણું છે અને એ સર્વ અન્યોન્યાભાવો ત્યારે જ જણાય જ્યારે તેના મૂળ પદાર્થો જાણવામાં આવ્યા હોય. એટલા માટે સ્વપર્યાયો જાણવા માટે પર પર્યાય જાણવા જ પડે, અથવા, વધારે સ્પષ્ટ રીતે કહીએ તો, પર પર્યાયનું જ્ઞાન સ્વપર્યાયના જ્ઞાન સાથે જોડાયેલું જ છે.

જ્ઞાતૃત્વનો અર્થ જ્ઞાનકર્તૃત્વ હોવાથી સર્વ ભાવનું જ્ઞાતૃત્વ તે પણ સર્વભાવવિષયક

જ્ઞાનકર્તૃત્વ છે આ રીતે વિચાર કરતા સત્ અને અસત્ પર્યાય દ્વારા એક પદાર્થને જાણવાથી સકળ પદાર્થ જણાઈ જાય છે અને તેટલા માટે એક પદાર્થના જ્ઞાનથી ચેતન સર્વવ્યાપક બને છે

હવે એ જ વાત ગુણપર્યાયની નજરે જોઈએ. સહભાવી એટલે અવિરોધપણે સાથે રહી શકે તે ધર્મો સહભાવી કહેવાય; દા. ત. નિત્યત્વ, જ્ઞાતૃત્વ, સ્થિરત્વ. અને એકની સાથે બીજો ન રહી શકે તે ક્રમભાવી ધર્મ; દા. ત. દૈવત્વ અને મનુષ્યત્વ. દા. ત. તદ્ (that) અને એતદ્ (this). એટલે ગુણપર્યાયની નજરે જોઈએ તોપણ આત્મા સર્વવ્યાપક બને અને પરિણતિ–પરિણામ–પર્યાય રૂપ નજરે જોઈએ તો કોઈ બાકી ન રહે. પરિણામક (પરિણામ પામનાર)ની અને પરિણામની નજરે જોઈએ તો એના ભાવ અને સુભાવ બે થાય. ભાવ એટલે પદાર્થ–ઘટ. અને તેનો સુભાવ–સ્વભાવ તે ઘટત્વ. એટલે આવિ અને આક્રિતની નજરે જોઈએ, ભાવ અને સ્વભાવને વિચારીએ, તો સર્વ આવી જાય. બે ગતિ–બે રસ્તા એટલે પદાર્થ અને તેનો સ્વભાવ, ઘટ અને ઘટત્વ. આ બે રસ્તા દ્વારા એની વ્યાપકતા બતાવી અને એ રીતે ચેતન સકળવ્યાપક થાય. અહીં જ્ઞાતૃત્વની નજરે સકળવ્યાપકતા બતાવી અને પદાર્થ અને પદાર્થપણું એ બે ગતિ બતાવી. જ્ઞાનપ્રવૃત્તિ દ્વારા આ રીતે ચેતનની સકળવ્યાપકતા થઈ. (૧)

(૨) પ્રથમ ગાથામાં બે રસ્તે જ્ઞાન દ્વારા ચેતનની સર્વવ્યાપકતા બતાવી. હવે એક રસ્તે ઉતારી ચેતનની સર્વવ્યાપકતા બતાવે છે પોતાની સીધી આગળી અત્યારે એ સ્વદ્રવ્ય–ક્ષેત્ર–કાળ–ભાવની અપેક્ષાએ વિદ્યમાન છે એ સીધી છે વાંકી નથી એટલે એ અનુલોમ અસ્તિ હવે બીજી પળે એને વાંકી કરી. એટલે એ અનુલોમ આસીત્–સીધી હતી એમ થયું; આ હવે વાંકી થતા ઋજુત્વવાળી પાસરી હતી તે નાશ પામી ગઈ. આ રીતે સ્વદ્રવ્ય–ક્ષેત્ર–કાળ અને સ્વભાવની અપેક્ષાએ દરેકનું સત્પણું છે પરરૂપે અભાવ દ્વારા અને સ્વરૂપે સત્તા દ્વારા એ સત્ છે સત્તા એટલે વિદ્યમાનપણું

આ રીતે દરેક પદાર્થને સ્વરૂપે અને પરરૂપે વિચારીએ તો પછી કાંઈ બાકી ન રહે. સ્વરૂપે વિદ્યમાન હોય તે પર રૂપે વિદ્યમાન અને નહિ. એટલે સ્વરૂપની સત્તા એક જ સીદ્ધિ–સિદ્ધ થાય, એ બે ન હોય. આંગળી સીધી હોય તે હવે એ અન્યથા રૂપે ન હોય એટલે વિદ્યમાન અવસ્થામાં સતરૂપે એ એક જ હોય. આ રીતે પદ સિષ્યતિ ન દ્વે–એક જ સત્તા–વિદ્યમાનતા સિદ્ધ થાય છે અને બે વાત સિદ્ધ થઈ શકતી નથી. પ્રથમ ગાથામાંથી બેમાં ઉતર્યાં (પ્રથમ ગાથા). અહીં બીજી ગાથામાં સ્વપર રૂપમાં એકમાં ઉતર્યા; હવે આ રીતે સકળવ્યાપકતા બતાવે છે.

સત્તા–સત્ત્વ, પ્રમેયત્વ, જ્ઞેયત્વ વગેરે ધર્મોને નૈયાયિકો માત્ર કેવળાન્વયી માને છે. એટલે એનો માત્ર અન્વય જ થાય. અન્વય એટલે વર્તવું તે. એનો અભાવ નૈયાયિક ન માને. સત્તા એવી વસ્તુ છે કે જે એક જ છે પદાર્થમાત્રમાં સત્ત્વ છે હોવાપણું છે.

સત્તા એક છે તેમ જ તે અખંડ છે એના કટકા ન થાય. સો કે હજાર ઘડા હોય તોપણ તે સર્વનું ઘટત્વ અલગ અલગ ન હોય. ઘટત્વ સો ઘડાનું સો નહિ એ તો એક જ રહે. તેમ જ ઘડાના અવયવે અવયવે ઘટત્વ નથી, તેમ જ જુદા જુદા ઘડાએ અલગ અલગ ઘટત્વ નથી. ઘટત્વ એક જ છે અને અખંડ છે ઘડાના એક ભાગ પર આંગળી મૂકી ત્યાં ઘટત્વ છે એમ ન કહેવાય આખા ઘડા પર અને સોયે ઘડામાં અખંડ અને એક ઘટત્વ છે

અને એ સત્તા બીજા પ્રમાણથી તૂટી જાય તેવી નથી. બાધા એટલે દૂષિતપણું દૂરથી કેશનો ઢગલો દેખાતો હોય દૂરથી એક લાગે, પણ નજીક જતાં એમાં દૂષણ જણાય છે એમાં ખંડ ખંડ થઈને દૂરથી એકપણું દેખાય છે તે પ્રમાણે સત્તાનું એકપણું દૂષિત નથી, એ અખંડ છે અને અન્ય પ્રમાણથી અદૂષિત છે અબાધિત છે કોઈ એને માટે દોષ કાઢી શકે તેવું નથી.

આ સિદ્ધાંતપક્ષ છે શીખવા જેવી વસ્તુ છે મતલબ, સત્તા–હોવાપણું–વિદ્યમાનતા એક છે અખંડ છે અને અબાધિત છે આ રીતે સત્તા એક છે અદ્વિતીય છે અને તેના જ્ઞાનથી ચેતન સકળવ્યાપક બને છે

(૩) અન્વય એટલે સમાન ધર્મો જ્યાં ધૂમ ત્યાં અગ્નિ. વ્યતિરેક એટલે જે ન હોય ત્યાં નહિ. ઘડો બતાવે ત્યારે ગોળીપણું નહિ અને ગોળીપણું હોય ત્યાં ઘટપણું નહિ. દરેક વસ્તુના નવા નવા ધર્મો થાય છે, જૂના જાય છે કાળાંતરે માટીના ઘડાની ગોળી પણ થઈ જાય, પણ ઘડો હોય ત્યારે ગોળી નહિ અને ગોળી હોય ત્યારે ઘડો નહિ. એટલે ધર્મો ઠગમગતા છે સત્તા સિવાયના બીજા ધર્મો ઠગમગતા જણાય.

આ રીતે અન્વયહેતુઓ અને વ્યતિરેકહેતુઓ સમજવામાં આવે તો વર્તમાન વસ્તુઓ અથવા સર્વ ભ્રમો ટળી જશે. ઘટ વખતે ઘટત્વ જ રહેશે. એટલે સત્તા સિવાયના સર્વ ધર્મો આરોપ કરેલા છે હાથની મૂઠીને એક વખતે મુઠ્ઠીરૂપે પકડે, બીજે ક્ષણે તેની જ મૂઠી વાળે–તેમાં કાંઈ જતું નથી, આવતું નથી. એટલે મુઠ્ઠી થઈ કે મૂઠી થઈ એ આરોપિત ધર્મ છે

ખરું તત્ત્વ તો સત્તા છે ચેતન સર્વવ્યાપક બન્યો એટલે સર્વવ્યાપક બન્યો. એટલે કર્તૃત્વની અપેક્ષાએ નહિ, પણ જ્ઞાતૃત્વની અપેક્ષાએ સર્વવ્યાપકપણું બને છે એમ કહ્યું તે યોગ્ય છે ઉચિત છે શ્રી વીતરાગસ્તોત્રમાં હેમચંદ્રાચાર્ય જગત્કર્તૃત્વપ્રકાશ (૭–૭)માં યોગ્ય રીતે કહે છે કે :–

सर्वभावेषु कर्तृत्वं ज्ञातृत्वं यदि सम्मतम् ।

એ શ્લોકનો ભાવ વિચારવામાં આવશે તો તેમાં જણાશે કે જ્ઞાતૃત્વની અપેક્ષાએ જ સર્વવ્યાપકત્વ થાય છે આ રીતે જ્ઞાતૃત્વની અપેક્ષાએ ચેતન સર્વવ્યાપક હોય છે હોઈ શકે છે એમ જણાય છે આ પ્રમાણે આનંદઘન કહે છે કે એ તત્ત્વ છે એ સાચી વાત છે એ ચોખ્ખું નિર્ણય છે

ઉપસંહાર—આ રીતે આ પદમાં અગાધ જ્ઞાન ભર્યું છે એના પર જેમ જેમ વિચાર કરવામાં આવે છે તેમ તેમ તેમાંથી નવાં તત્ત્વો મળતા જાય છે કોઈ અલૌકિક આંતર ધ્યાન પ્રસંગે યોગીરાજે આ પદનું કવન કર્યું હોય એમ જણાય. આ પદ સામાન્ય કોટિના ચાલુ કવનો કરતાં તદ્દન અલગ છે પર છે ભાવમય છે અને આત્મારામને વિચારમાં નાખી દે તેવું છે એના પર વધારે વિચાર કરતાં કોઈ વિશેષ સત્ય માલૂમ પડી આવે તો જણાવીશ. વાંચકવર્ગને પણ એ વાત નોંધી લેવા અને બને તો લેખકને સ્વપર લાભાર્થે જણાવવા વિજ્ઞપ્તિ છે દ્રવ્યગુણપર્યાયનું વિશિષ્ટ જ્ઞાન, તર્કન્યાયનાં રહસ્યો, સ્વપરની પિછાન આદિ અનેક બાબતો ઉપર ચેતનનો પરિણામવાદ બરાબર સમજાય ત્યારે આ પદ બેસે તેવું છે એ મૂળ રહસ્યજ્ઞાનની અપેક્ષા રાખે છે અને એ સમજવામાં જેટલી મુશ્કેલી દેખાય છે તેટલી જ ચેતનને ઓળખવામાં મુશ્કેલી છે આ પદ પર ખૂબ વિચાર કરવો અને રહસ્ય જાણનાર તત્ત્વવેત્તાઓ સાથે એના સંબંધમાં ચર્ચા કરવી, એ રીતે વાતની સ્પષ્ટતા થશે. હાલ તો અત્ર વિરમીએ. (૮૯)

## પદ નેવુમું

### પૂર્વાર્ધ—સાખી અને તેનું વિવેચન

ભૂમિકા—સિત્તેરમા પદની સાથે મૂકેલ સાખીમાં સાખી એ શી વસ્તુ છે તે પર વિવેચન કરી તે પર વિસ્તાર ઉપોદ્ઘાત પર મુલતવી રાખ્યો હતો આનંદઘનજીના પદોમાં વચ્ચે વચ્ચે સાત સાખીઓ આવે છે એમાંથી કોઈને મથાળે સોરઠો એમ પણ લખ્યું છે અને કોઈમાં સાખી-સમ સોરઠો એમ લખ્યું છે કોઈ કોઈ સાખીને પદના વિષય સાથે સંબંધ હોય છે કોઈ પ્રતમાં અમુક સાખી એક સ્થાનકે મૂકેલી હોય છે તો બીજી પ્રતમાં અન્ય સ્થાને મૂકી હોય છે. આ પ્રકારની સાખીની સ્થિતિ હોઈ સિત્તેરમા પદ પરની અને આ નેવુમા પદની સાખીને અલગ અને સાથે વળી તે પર વિવેચન કર્યું છે સાખી એટલે [illegible] એક પ્રકારનો દોહરો કે પદ. ગઝલ, લાવણી કે ભજનીમાં આવતી લગાવીને ગાવાની ટૂંકી પંક્તિઓ- સાથે ગુજરાતી લેક્સીકોનમાં તેનો આ પ્રમાણે અર્થ કર્યો છે. આ શબ્દ, દોહરો, સોરઠો વળી વિચારણા માગે છે, તે ઉચિત સ્થાને ઉપોદ્ઘાતમાં થશે એટલું જણાવવું અત્ર પ્રસ્તુત છે.

આ સાખી વળી ગૂઢાર્થથી ભરેલી હોય તેમ લાગે છે એમાં દેખીતો વિરોધાભાસ છે એનો વ્યવહાર રીતે અને આધ્યાત્મિક પ્રગતિની દૃષ્ટિએ ભાવ સમજવા આમ પ્રયત્ન કર્યો છે. એની અર્થવિચારણામાં પં. ગંભીરવિજય ગણિના સૂચન સિવાય કાંઈ મદદ મળી નથી.

## સાખી

( સોરઠો )

**अण जोवतां लाख, जोवे तो एको नहि;**
**लागी जोवण लाल, वाहाला विण एळे गई**

**અર્થ**—ન જોઈએ તેને લાખ (મળે) અને જોઈએ તેને એક પણ ન મળે. આ જુવાનીનો વિશ્વાસ મળ્યો અથવા જુવાનીરૂપ પાકું ફળ પ્રાપ્ત થયું, પણ પ્રેમી પતિ વગર એ પણ ફોકટમાં ચાલ્યું ગયું—નકામું થઈ ગયું

**વિવેચન**—વ્યવહારમાં એવી વાત છે કે આપણે જેની પાછળ દોડીએ તે મળતું નથી, જેને લાત મારીએ તે પાછળ પડે છે અને ધારેલા કરતાં પણ વધારે મળે છે પ્રભુત્વ, ધન-દોલત, માલ-ખજાના અને લક્ષ્મીદેવી આપણા છે ન જોઈએ એને ત્યાં એ દોડતાં જાય છે જોઈએ તેનાથી એ દૂર નાસે છે આ તો વહેવારની વાત થઈ આત્મિક સૃષ્ટિમાં પણ આ નિયમ લાગુ પડે છે એક કર્મબંધનનો જ દાખલો લઈએ. જ્યારે પ્રાણીને કર્મબંધન થાય છે ત્યારે, અથવા કર્મનો મોક્ષ કરવો હોય છે ત્યારે, આવી જ દશા થાય છે પ્રાણીને સારું ગમે છે પણ તે માટે પ્રયાસ કરવો નથી; એટલે પરિણામે ન ગમે તેવાં કર્મો મોટી સંખ્યામાં બંધાય છે અને જે શુભ કર્મોને પરિણામે અનુકૂળ જોગવાઈ મળી શકે તેવાં કર્મો મેળવી શકાતાં નથી. મોક્ષ અને સંસારને સરખાં ગણે, વંદક અને નિંદકને સમ ગણે, કનક અને પાષાણને સમ ગણે ત્યારે મોક્ષ થાય છે. ઇચ્છાથી મોક્ષ મળી શકતો નથી અને મોક્ષની ઇચ્છા જ મોક્ષને દૂર રખાવે છે.

આ અતિશય ગૂઢ આશયવાળી સાખીના આ પ્રથમ વિભાગનો બીજો અર્થ પણ સ્ફુરે છે કોઈ બાબત ન જોઈએ ત્યાં સુધી તે લાખો હોય તેમ જણાય છે પણ અવલોકતાં-તપાસતાં એક પણ રહેતી નથી. આ વદન અશક્ય જેવી વાત સાચી છે દાખલા તરીકે આપણાં કર્મો કેવાં છે કેટલાં છે કેવું ફળ આપનાર છે તેને જોઈએ નહિ ત્યાં સુધી તો તે લાખોની સંખ્યામાં હોય છે તેની ગણતરી કરતાં આપણે છક્કડ ખાઈ જઈએ તેવું લાગે છે પણ જ્યારે તેને શોધવા માંડે, તેનાં મૂળ સુધી ઊતરવામાં આવે, ત્યારે એ કર્મમાંનું એક પણ રહેતું નથી, સર્વે ખલાસ થઈ જાય છે એટલે જ્યાં સુધી ચેતનરાજ જાતે જોતા નથી ત્યાં સુધી જ સંસારઘટનાના લાખો પ્રસંગો હાજર રહે છે દૂરથી દેખાય છે અને

---

પાઠાંતર—લાખ-લાટ. જોવે-જોવો. એકો-એક. જોવણ-જોવન, જેબન. લાખ-લાટ. વાહાલા-વહાલા, વાલા.

શબ્દાર્થ—અણજોવતાં=ન જોતું હોય તેને, ન જોઈએ ત્યારે, ઇચ્છા ન હોય તેને-ત્યારે. લાખ=મોટો, ઘણો, લાખ્ખો. જોવે=જોઈએ, ઇચ્છા હોય. લાગી=પ્રાપ્ત થઈ સાંપડી. જોવણ=જુવાની, મસ્તાની, યૌવન. લાખ=લાખી, વિશ્વાસ, આ ઉપર જ પાકેલ ફળ (દા. ન. કેરી) વાહાલા=પ્રેમી, પ્રિય. વિણ=વગર. એળે ગઈ=નકામી થઈ નિષ્ફળ થઈ

એનું કામ બજાવ્યા કરે છે, પણ જેવું એણે પોતે લેવા માંડ્યું એનું પૃથક્કરણ કરવા માંડ્યું એના આગમન-કારણોને સમજવા માંડ્યા કે એનું પણ કામ રહ્યું નહિ, સત્તાથી એનો મોક્ષ થઈ ગયો. આ રીતે જોઈએ તો સર્વ હકીકત જાણવામાં-સમજવામાં આવવાની જરૂરીઆત પર ધ્યાન ખેંચવું જણાય છે. લેવાની હકીકતને જ્ઞાન સાથે સંબંધ છે

આ દૃષ્ટિએ ચેતનરાજ કર્મને જુએ, તેનો મર્મ સમજે તેના કારણો તપાસે, તેના પરિણામો લક્ષમાં લે તો એક કામ રહે નહિ. પણ જ્યાં સુધી એને ન સમજે ન તપાસે, ત્યાં સુધી તો એ લાખોની સંખ્યામાં લાગેલા રહે છે, ચોગ ભોગવાઈને દૂર થઈ જાય ત્યાં બીજા ચોંટી જાય છે અને એ રીતે પરંપરા ચાલે છે. આ દૃષ્ટિએ પણ સૂચક અર્થ પ્રાપ્ત થાય છે જ્યારે પ્રાણી પોતાનું સ્થાન સમજી ક્ષપકશ્રેણી માંડે છે જ્યારે કર્મને યથાસ્વરૂપે જુએ છે ત્યારે એક પણ કર્મ રહેતું નથી. બાકી એની ઓળખાણ ન હોય, એનાં કારણ પરિણામ સીધી રીતે મન પર લીધા ન હોય, ત્યાં સુધી એ લાખોની સંખ્યામાં હાજરાહજૂર રહે છે

અથવા સમતા પોતાની સખી શ્રદ્ધાને કહે છે કે જેનો પાર નથી, તેવી ચીજ લાખોની સંખ્યામાં મળે છે. ઘરબાર, માલમિલકત, પુત્રપરિવાર અને કુટુંબ કબીલો તો આપણા સંબંધમાં આવતી સેંકડો હજારો વસ્તુઓ, જેની પોતાને પરવા નથી, તે મોટી સંખ્યામાં મળ્યા કરે છે અને મૂઝવણ અપરંપાર વધારો બતાવ્યા કરે છે. અને જેની ચાહના કરવામાં આવે છે તેવા ચેતનરાજને ઘેર લાવી શકે તેવી અનુકૂળ વસ્તુઓ કે ભાવો—શમ, દમ, દયા, શાંતિ, આસ્તિક્ય, અનુકંપા કે ઉદાસતા, સંસારખેદ પરપરિણતિરમણતાનો ત્યાગ એવા એવા ભાવો—તે શોધ્યા જડતા નથી. આ સ્થિતિને પરિણામે વાત એવી બની છે કે મને જુવાનીરૂપ પાકી બેરી મળી છે ઝાડ પર એ પરિપક્વ થઈ છે પણ એને ભોગવનાર વહાલો ન હોવાથી એ અત્યારે તો નકામી થઈ પડી છે અને ઈત્વર અર્થ વગરનું થઈ જાય છે આ અર્થ વિચારતા આખી સાખી સુમતિના મુખમાં મૂકી હોય એમ લાગે છે અહીં સ્વામીના વિયોગ માટે મનનું દુઃખ વ્યક્ત કરવાની ભાવના જણાય છે.

જરા મગજને ચોળીએ તો આ આખી સાખી કુમતિના મુખમાં પણ મૂકી શકાય અને એમ કરીએ તો આની નીચે જેવું પદ આવે છે તેની સાથે એનો ઘાટ પણ મળતો આવી જાય. આ સૂચક અર્થ પણ વિચારવો. આ સાખી એવી ગૂઢ જણાય છે કે એમાંથી અનેક નવા નવા ભાવોની સ્ફુરણા થયા કરે છે આ દૃષ્ટિએ કુમતિના મુખમાં આ સાખી મૂકીએ તો કુમતિ તો પરભાવમાં રાચનારી છે ઇંદ્રિયોમાં આસક્ત થનારી છે મનોવિકારમાં સબડનારી છે અને રખડપટ્ટીમાં લહેર કરનારી છે એનો વખત અત્યારે પાકનારી બેઠો છે. એ વખતનું વાતાવરણ કેવું હોય?—એનો ખ્યાલ કરવો એ બહુ સહેલી વાત છે. કુમતિનું સામ્રાજ્ય ચાલતું હતું ત્યારે તો અનંતાનુબંધીથી માંડીને સંજ્વલન સુધીના કષાયો રાગદ્વેષ,

ભય, શોક, દુગંછા વેદ, અનેકાનેક અંતરભાવો એની ફરતા ફર્યા કરતા હતા. અનેક વ્યસનો આંટા મારતા હતાં. ચોરી, લુચ્ચાઈ, છળ, વિશ્વાસઘાત, નિંદા, કલહ, અભ્યાખ્યાન આદિ આવા અનેક ભાવો કુમતિને જોઈએ કે ન જોઈએ, પણ જુદા જુદા આકારમાં એની પાસે ફેરવ્યા જ કરતા હતા. એ વખતે એ માનીતા મહારાણી હતા. આજે માનીતીના માન મોચકાણાં; આજે માનીતીની જગ્યાએ મોટી વહુ—સુમતિ બાઈ પધાર્યાં; આજે રાજમંદિરનો કાળો રંગ શ્વેત થઈ ગયો; આજે લાલ રંગને બદલે સફેદ રંગના તોરણો બંધાયાં; આજ દાસદાસીનો પરિવાર પલટાઈ ગયો; આજે સામાયિકાદિક ચારિત્રની હાજરી થઈ; આજે ગૃહીધર્મ—યતિધર્મનો મોટો પરિવાર રાજમંદિરે આવી પહોંચ્યો, એટલે કુમતિનો આખો પરિવાર ગચ્છતી કરી ગયો. કુમતિ વિચાર કરે છે કે ખપ નહોતો ત્યારે તો લાખો વિકારો હાજર રહેતા પણ આજે પતિ મોટી વહુના માન વધારી રહ્યા છે ત્યારે તો પેલા મનોવિકારો અને ભાવોમાંનો એક શોધ્યો જડતો નથી. કુમતિ અત્યારે માનીતી મટી અણમાનીતી થઈ એટલે પતિ વગર એની જુવાની નકામી જાય છે એમ તેને લાગે છે

આવો ભાવ સાખીમાંથી નીકળી શકે છે અને તે આ પછીના નેવુમા પદના ભાવને અનુરૂપ થાય છે એમાં એક દેખીતી સ્ખલના લાગે તે પણ વિચારી નાખીએ. કુમતિ તો વેશ્યા છે પતિની હાજરીમાં પણ પતિનો છેહ કરનારી છે એટલે એ પતિની ગેરહાજરીમાં પતિને માટે ઝરણાં કરે કે એના વગર પોતાની જુવાની નકામી જાય છે એમ વિલાપ કરે એમ વિચારતા કાંઈક વ્યાઘાત થાય તેવું છે પણ સુમતિના નજરે એ નાની વહુ છે એમ આ નીચેના પદમા બતાવ્યું છે તે નજરે આ ભાવ પણ વિચારવા યોગ્ય છે એટલે દેખીતી સ્ખલનાનો ખુલાસો થઈ જાય છે નેવુમા પદને અનુરૂપ આ ભાવાર્થનું દૃષ્ટિબિન્દુ પણ તેટલા માટે બરાબર વિચારવા યોગ્ય છે

ગમે તે દૃષ્ટિએ જોતા આ નાનકડી સાખી ઘણા ઊંડા ભાવથી ભરેલી હોય તેમ લાગે છે એમાં યોજનો મહિમા છે ભાવની વિપુલતા છે આશયની ઊંડાઈ છે (સાખી)

## ઉત્તરાર્ધ—પદ અને તેનું વિવેચન

ભૂમિકા—સંસાર તરફ અભિરુચિ, પુદ્ગલાનંદીપણાના વિલાસ, વ્યવહાર વધારવાની તમન્ના, નામ કાઢવાનો મોહ, ધન-માલ-ખજાનાના સંગ્રહની તીવ્ર આકાંક્ષા અને અંતરંગ ધર્મ કે રંગથી ત્યાગભાવ કે વૈરાગ્યસેવનને બદલે વધાવી લેવાની વૃત્તિ—આ સર્વ ભાવો મમતામાંથી જાગે છે અને પોષણ મેળવે છે

શમ સંવેગ નિર્વેદ, આસ્તિક્ય અનુકંપા વગેરે લક્ષણો સમતાના ઘરનાં છે ભાવ દયા, પરોપકાર કરવાની વૃત્તિ, દીનને જોતાં અંતરમા થતું દુઃખ, સંસારથી વિરાગ, સ્વનો સ્વીકાર અને પરનો ત્યાગ અને મનનું કુમળાપણું—આ સર્વ ભાવો સમતામાંથી જાગે છે પોષણ મેળવે છે

આ મમતા અને સમતાને બરાબર ઓળખાય તો જીવનયાત્રાના આખા ક્રમમાં મોટો ફરક પડી જાય તેમ છે અને એ બે પૈકી એકના ત્યાગ અને બીજાના સ્વીકાર પાછળ ચેતનરાજની ઉન્નતિનો અતિ વિશિષ્ટ આશય છે વાત એવી છે કે વિચાર કરતા વાત સાચી, સારી અને સ્વીકાર્ય લાગે તેવી વાત છતાં અનાદિ અભ્યાસને કારણે વર્તન એથી જુદા જ પ્રકારનું થાય છે પોતાના ચિર કાળના સુખને ભોગે તાત્કાલિક આનંદમાં પડી જવાય છે અને મૂર્ખાઈ ભરેલું વર્તન થઈ જાય છે. આમ કેમ ? સમજુ જાણકાર પણ કેમ ભૂલતા હશે ?—આવા પ્રશ્નો સહજ થાય તેવું છે તેનો ઉત્તર આપવા આ અને આવા પદોની કૃતિ થયેલ છે.

મમતા અને સમતાને વિરોધ છે, એક હોય ત્યાં તેટલે અંશે બીજીની ઓછાશની જણાય છે. બન્નેને બે શોક ગણીએ તો એકબીજાની ઈર્ષ્યામાં એમનું જીવન પરિણમે છે અને શોકો પતિદેવને પોતાના મંદિરે ખેંચે, પોતાની વાત પતિ પાસે માંડી માંડીને કહે, અને પતિનું મન શોકમાંથી વિરક્ત થઈ પોતાને વશ થાય તે માટે કામણટ્રમણ પણ કરે. આ રીતે શોકો વચ્ચે હમેશાંના ઝઘડા ચાલ્યા કરે છે મમતા પરભાવ તરફ ખેંચાણ કર્યા કરે, પૌદ્ગલિક ચીજોમાં રસ બતાવે, ચેતનરાજને મનોવિકારને સ્વાધીન બનાવ્યા કરે અને ઇંદ્રિયસુખપ્રાપ્તિમાં જીવન સાર્થક મનાવે એ એક બાજુની વાત છે અને ત્યાગ, વૈરાગ્ય, ઉપશમ, ધૃતિ, શાંતિ, સ્થિરતા, એકાગ્રતા અને આનંદમાં તરબોળ કરવાના માર્ગો ચેતનરાજને બતાવ્યા કરે એ બીજી બાજુના સમતાના માર્ગો છે બન્ને શોકોના માર્ગો એકબીજાથી ઉલટા હોઈ એક હોય ત્યાં બીજી આવી ખસી જાય છે અને માર્ગપ્રતીક્ષા કરતી, લાગ આવે કે પોતાનું અને પોતાના કુટુંબીઓનું પરિબળ સ્થાપવા મથ્યા કરે છે.

મમતા અને સમતાના અથવા કુમતિ અને સુમતિના આવા પ્રકારના ઝઘડાઓ આખા જીવનના ચાલ્યા જ કરે છે કેટલાક પ્રાણીઓ તો મમતામાં જ પડી, તેમાં લોભી, તેમાં રક્ત, ધનદોલત મેળવવામાં, સંતતિને સ્થાપન કરવામાં અને હવેલીઓ મૂકી જવામાં જીવન પૂરું કરે છે બીજી વાત જીવનમાં હોય કે હોવી જરૂરી છે એમ જાણતા પણ નથી, અને આ ભવમાં પીટાતા અને અફળાતા ચાલ્યા જાય છે. એવા પ્રાણીને સુમતિ સૂઝતી નથી, અંતરાત્માનો પરિચય પણ થતો નથી અને આગળ હિસાબ આપવાના છે કે ફળ ભોગવવાનાં છે એ વાતનો ખ્યાલ પણ આવતો નથી. એ જીવોની વાત હાલ ન કરીએ તો સમતા કે સુમતિને ઓળખનાર પણ મમતાના ચકરાવામાં પડી જાય છે અને કોઈ વાર સમતાની રાહે આવે અને કંઈક હૃદયપૂર્વકનો ત્યાગ-વૈરાગ્ય જરા બતાવે, ત્યાં પાછા મમતાના વમળમાં અટવાઈ જાય છે એ વાત ખાસ ધ્યાન પર લેવા જેવી છે. આવા વિષમ ભાવ પ્રાણીઓના અંતરમાં સમતા અને મમતા વચ્ચેના ઝઘડા ચાલ્યા જ કરે છે કોઈવાર સાચી શાંતિમાં આવી ચેતનરાજને ધ્યાવે ત્યાં વળી મન મમતામાં ખેંચાઈ જાય છે એટલે પુત્રમોહમાં, સ્રીના આકર્ષણમાં ધન-માલ-ખજાનાના સંગ્રહમાં લપટાઈ જાય છે. વળી કોઈ

ચેતવનાર આવે કે અહંની જાગૃતિ થાય ત્યારે ભાઈશ્રી અંતરાત્મભાવમાં આવે છે ત્યાગ વૈરાગ્યમાં સાચો રસ લે છે સંસારને ઉપાધિરૂપ માને છે વળી પાછો ઝપાટો આવે એટલે મનોવિકારને તાબે થઈ જાય છે અને ગોટાળે પડી જાય છે

આમ અફળાતા-પિંગાતા જ્યારે ચૈતન્યસ્ફૂર્તિ થાય છે, જ્યારે પશ્ચાત્તાપ અને સ્વનો પરિચય થાય છે જ્યારે સ્વનો સ્વીકાર થાય છે પશ્ચાત્તાપ તરફ ખરેખરી ઘૃણા થાય છે ત્યારે આખા જીવનમાં પલટો આવી જાય છે આત્મિક ભાવનો વિજય થાય છે અને પછી તો વિરાગ એટલો વધતો જાય છે કે પ્રાણી જેમાં આનંદ માનતો હતો ત્યાંથી ખસી જાય છે અને તદ્દન નવીન આદર્શો તરફ જાય છે આવી પરિસ્થિતિ મુશ્કેલ છે, પણ અશક્ય નથી. અત્યાર સુધી મમતાએ વારંવાર તેના પર જોર કરી સમતાનો સાથ થવામાં વિઘ્નો નાંખ્યા હતાં તે હવે પ્રયોજનમાંથી નીકળી જાય છે અને પતિરાજ જ્યારે મમતાની તરફ નજર પણ નથી કરતા તે વખતે મમતાની જે સ્થિતિ થાય તે આ પદમાં બતાવી છે અંતરાત્મ દશામાં ઊતરી જનારને આ સ્થિતિ અનુભવમાં આવે છે અને એક વાર જો એ બરાબર જામી જાય તો પછી આખું ધ્યેય, એના માર્ગો અને એના સાધનો તદ્દન ફરી જાય છે એવું થાય ત્યારે મમતા પોતાની શોક માટે શું બોલે તેનું અત્ર આબેહૂબ વર્ણન છે

જુદા જુદા પદોમાં સમતા કે ચેતનાના, સુમતિ કે શ્રદ્ધાના વિરહગાન સાંભળ્યા છે ભાદરવાની રાતની વિરહવેદના (પદ ૫૧ મામાં) સાંભળી છે આતક ચકોરની આરટ (પદ ૩૩મા મા) સાંભળી છે ચેતનાની સુધબુધ ચાલી જવાના વિલાપ (પદ ૪૧મામાં) સાંભળ્યા છે; વિરહકાળની આતુરતાની આરાટીઓ (પદ ૨૩મામાં) કર્ણગોચર થઈ છે ચેતનાની મૂરઝા (પદ ૪૭મામાં) વિગતવાર કાને અફળાવી છે; આતુરતા ઉદ્ગાર અને વિરહી ચેતનનાં ગાંડપણ (પદ ૩૩મામાં) સૂણ્યાં છે અને એવી રીતે અનેક વિરહગુંજનો સમતા, સુમતિ કે ચેતનાને અંગે વિવિધ આકારમાં સમજાવ્યાં છે અને તે પર વિવેચન થયાં છે. નિશદિન જાગી એવી ચેતનાની માગ પ્રતીક્ષાના ગાન પણ (પદ ૧૬મામાં) મનોરંજિતમાં ચડ્યાં છે રિસાયેલી સુમતાને મનાવવા માટે (પદ ૧૮મામાં) સૂચનાઓ થઈ છે અને આવી રીતે જુદા જુદા દૃષ્ટિબિન્દુથી સમતા-ચેતનાના કકળાટ ચીતરાયેલાં આપણે ગાયાં છે પણ આ પદની વિશિષ્ટતા તદ્દન જુદા પ્રકારની છે અહીં સ્વાધીન પતિ મમતાને ઘેર ગયા પછી, એની શોક મમતા કેવી રીતે હતાશ થઈ જાય છે તેનું વર્ણન છે આ વર્ણનમાં ચમત્કાર છે શોકના સ્વભાવનું વર્ણન છે અને પાછો ઊર્મિનો સાચો ખ્યાલ છે આટલી સ્પષ્ટતા કરી આપણે મમતાની નજરે પ્રગટ થયેલા પતિનો અભ્યાસ કરીએ.

પતિદેવ મમતાને છોડી અત્યારે સમતાને ત્યાં ગયા છે એને પોતાની વસ્તુ શી છે તે સમજાયું છે એને પશ્ચાત્તાપ તરફ અંતરનો ભાવ થયો છે અને પતિદેવની પ્રગતિ માટે સમતા પણ કલ્પના કરી રહી છે અને મમતાનો વિચાર પણ નથી કરતી—એ ભૂમિકા પર આપણે ચેતનરાજને નીહાળીએ છીએ.

આ મમતા અને સમતાને બરાબર ઓળખાય તો જીવનયાત્રાના આખા ક્રમમાં મોટો ફરક પડી જાય તેમ છે અને એ બે પૈકી એકના ત્યાગ અને બીજાના સ્વીકાર પાછળ ચેતનરાજની ઉન્નતિનો અતિ વિશિષ્ટ આશય છે. વાત એવી છે કે વિચાર કરતાં વર્તન સારું, સાફ અને સ્વીકાર્ય લાગે તેવી વાત છતાં અનાદિ અભ્યાસને કારણે વર્તન એથી જુદા જ પ્રકારનું થાય છે. પોતાના ચિર કાળના સુખને બદલે તાત્કાલિક આનંદમાં પડી જવાય છે અને મૂર્ખાઈ ભરેલું વર્તન થઈ જાય છે. આમ કેમ? સમજુ જાણકાર પણ કેમ ભૂલતા હશે?—આવા પ્રશ્નો સહજ થાય તેવું છે. તેનો ઉત્તર આપવા આ અને આવા પદોની કૃતિ થયેલ છે.

મમતા અને સમતાને વિરોધ છે; એક હોય ત્યાં તેટલે અંશે બીજીની ગેરહાજરી જણાય છે. બન્નેને બે શોક્ય ગણીએ તો એકબીજાની ઈર્ષ્યામાં એમનું જીવન પરિણમે છે અને શોક્યો પતિદેવને પોતાના મંદિરે ખેંચે, પોતાની વાત પતિ પાસે માંડી માંડીને કહે, અને પતિનું મન શોક્યમાંથી વિરક્ત થઈ પોતાને વશ થાય તે માટે કામણદૂમણ પણ કરે. આ રીતે શોક્યો વચ્ચે હમેશાંના ઝઘડા ચાલ્યા કરે છે. મમતા પક્ષપાત તરફ ખેંચાણ કર્યા કરે, પૌદ્ગલિક ચીજોમાં રસ બતાવે, ચેતનરાજને મનોવિકારને સ્વાધીન બનાવ્યા કરે અને ઇંદ્રિયસુખપ્રાપ્તિમાં જીવન સાર્થક મનાવે એ એક બાજુની વાત છે; અને ત્યાગ, વૈરાગ્ય, ઉપશમ, ધૃતિ, શાંતિ, સ્થિરતા, એકાગ્રતા અને ધ્યાનકર્મમાં તરબોળ કરવાના માર્ગો ચેતનરાજને બતાવ્યા કરે એ બીજી બાજુના સમતાના માર્ગો છે. બન્ને શોક્યોના માર્ગો એકબીજાથી ઊલટા હોઈ એક હોય ત્યાં બીજી આવી ખસી જાય છે અને માર્ગમર્યાદા કરતી, લાગ આવે કે પોતાનું અને પોતાના કુટુંબીઓનું પરિબળ સ્થાપવા મથ્યા કરે છે.

મમતા અને સમતાના અથવા કુમતિ અને સુમતિના આવા પ્રકારના ખટરાગો આખા જીવનના ચાલ્યા જ કરે છે. કેટલાક પ્રાણીઓ તો મમતામાં જન્મી, તેમાં ઊછરી, તેમાં રહી, ધન દોલત મેળવવામાં, સંતતિને સ્થાપન કરવામાં અને રખડપાટો મૂકી જવામાં જીવન પૂરું કરે છે; બીજી વાત જીવનમાં હોય કે હોવી જરૂરી છે એમ જાણતા પણ નથી; અને આ ભવમાં પીટાતાં અને અફળાતાં ચાલ્યા જાય છે. એવા પ્રાણીને સુમતિ સૂઝતી નથી, અંતરાત્માનો પરિચય પણ થતો નથી અને આગળ હિસાબ આપવાના છે કે ફળ ભોગવવાનાં છે એ વાતનો ખ્યાલ પણ આવતો નથી. એ જીવોની વાત બાદ ન કરીએ તો સમતા કે સુમતિને ઓળખનાર પણ મમતાના ચક્કરમાં પડી જાય છે અને કોઈ વાર સમતાની શહે આવે અને કાંઈક હૃદયપૂર્વકનો ત્યાગ-વૈરાગ્ય જરા બતાવે, ત્યાં પાછા મમતાના વમળમાં અટવાઈ જાય છે. એ વાત ખાસ ધ્યાન પર લેવા જેવી છે. આવા વિભ્રમ પ્રાણીઓના અંતરમાં સમતા અને મમતા વચ્ચેના ઝઘડા ચાલ્યા જ કરે છે. કોઈવાર સાચી શાંતિમાં આવી ચેતનરાજને ધ્યાવે, ત્યાં વળી મન મમતામાં ખેંચાઈ જાય છે. એટલે પુત્રમોહમાં, સ્ત્રીના આકર્ષણમાં, ધન-માલ-ખજાનાના સંગ્રહમાં લપટાઈ જાય છે. વળી કોઈ

દુશ્મનને પકડીને સ્વામીજીને (ચેતનરાજને-પતિદેવને) સોંપ્યું, સામાનું માથું કાપી પતિ દેવના હાથમાં એણે મૂકી આપ્યું (૧)

વિવેચન—ખરેખર મોટી વહુ સમતાએ ભીષણ આંતરયુદ્ધ ચલાવી અંતે મારા મદદગારોને હેરાન-પરેશાન કરી પોતે ધાર્યું હતું તે પ્રમાણે જ કર્યું એ માટે પ્રથમ તો એ સુમતા મારા પેટમાં પેસી ગઈ અને બરાબર ઓળખી લીધી, મારા આખા પરિવારનો ભેદ જાણી લીધો ચેતન અને મારો જબરો મેળો થઈ ગયો હતો તેમા આંતરા પડાવવા માંડ્યા. પછી જ્યારે એનો લાગ આવ્યો ત્યારે એણે માથું કાપી નાંખ્યું, એના દુશ્મન (મોહરાય)ને પકડી સ્વામીને વશ કરી દીધું; અને આ રીતે મારો તો પત્તો જ ચેતનના ઘરમાંથી હંમેશને માટે દૂર કર્યો.

જ્યારે મહામોહ અને મહાપરિગ્રહ પર સત્તા ચેતનરાજના હાથમાં આવે ત્યારે આ સ્થિતિ પ્રાપ્ત થાય છે એમ થવા માટે મમતાને ઓળખવી પડે છે, એ થોડો વખત સુખ આપનારી છે, પણ પરિણામે આપદામાં નાખનારી છે એણે આપેલા કે બતાવેલાં પૌદ્ગલિક સુખમાં સાચું સુખ નથી એ વાત સમજવી જોઈએ; અને એ સમજણ સુમતિ કરી આપે છે. સદાગમના સહકારથી, બુદ્ધિદેવીના પરિચયથી, વિવેકના પ્રકાશથી જ્યારે સ્વ પરની પિછાણ થાય ત્યારે વાસ્તવિક સુખ ક્યારે અને કેમ મળે તેનો સ્પષ્ટ નિર્ણય થાય છે. નિર્ણય થયા પછી તેને વળગી રહેવાની ચીવટ જાગે છે અને, અંતે ધમપછાડા અને અનેક સ્ખલનાઓ કરતાં, આખરે મમતા પર વિજય થાય છે આવી સ્થિતિ સમ્યગ્જ્ઞાનને પરિણામે થાય. તે મમતાના મસ્તકને કાપી નાખવા બરાબર છે અને ખરેખર વૈરી મહામોહને પકડી કેદ કરવા બરાબર છે મમતાનું આવી રીતે પાડવાનું મસ્તક જ્યાં સુધી ચેતનરાજના હાથમાં ન આવે ત્યાં સુધી ખરો ત્યાગ થતો નથી. વચ્ચે વચ્ચે જરા ઉપર ઉપરનો વૈરાગ્ય થઈ આવે, ત્યારે ચેતન સ્વસ્થ જણાય, પણ પાછો એ વિભાવમાં ઉતરી જાય છે એમ કરતાં જ્યારે એ મમતાને બરાબર ઓળખી એનો સર્વથા ત્યાગ કરે, ત્યારે એના પર હંમેશનો વિજય થાય છે આ વાત ક્ષીણમોહ ગુણસ્થાનકે થાય છે એ વાત મુશ્કેલ છે પણ પરમ ઇષ્ટ અદ્ભુત સાધ્ય છે અને સર્વ ક્લેશોનો અંત લાવનાર પ્રાપ્ય પરિસ્થિતિ છે[1] (૧)

---

૧ ૫ મનીષિવિજયની નોટમાં એક નવીન પાઠ અને સરસ અર્થ આપેલ છે એમાં પ્રથમ પંક્તિમાં પાઠ આ પ્રમાણે આપ્યો છે "પેટમેં પેસી મસ્ત કર દેસી"—એ પ્રમાણેના પાઠનો અર્થ કર્યો છે સમતાએ પેટમાં પેસી તેનો સાર સમજી લઈ અને મસ્ત થઈ એટલે તેમાં મગ્ન થઈ પછી એ મશ્કરી (હાંસી) કરે એમ અર્થ બતાવ્યો છે આ પ્રમાણે પણ વાત બરાબર બેસી જાય છે સમતા મમતાના પેટમાં પેસી જઈ મમતાનું સ્વરૂપ સમજી લઈ મમતાના મદદગારોને ઓળખી લઈ પછી ત્યાં મસ્ત થઈ જઈ અને પછી તો એણે મમતાની હાંસી-મશ્કરી કરવા માંડી. આ અર્થ સરસ છે પણ એમાં પછીની પંક્તિમાં [illegible] વિચારવું કામ મસ્તક રહી શકતું નથી અને આખી વાત મેળ વગરની બની જાય છે પ્રતમાં મસ્ત કરે દેસી એવો પાઠ જરૂર છે પણ દેસી નો અર્થ હાંસી કરી શકાય તેમ કોઈ પણ રીતે બેસતું નથી. અને એવો અર્થ કરતાં બીજી પંક્તિ આખી બુઠ્ઠી થઈ જાય છે એક દૃષ્ટિબિંદુ તરીકે આ અર્થ વિદ્વાન વાચકની વિચારણા માટે નોંધી લીધો છે —વિવેચનકાર.

જ્યારે શોક હોય છે ત્યારે એમાંથી એક મોટી (Senior) કહેવાય છે બીજી નાની બહેન (Junior) કહેવાય છે ચેતના ઉર્ફે સુમતિ અસલ ધર્મે તો પ્રથમની પત્ની છે તેના ઉપર શોક આવે એટલે સમતાનાં માનપાન તો જરૂર ઓછાં થાય, છતાં એ મોટી બહેનને સ્થાને જ ગણાય છે. નવીજૂનીની સાથેના વર્તાવની આ જાણીતી રીત છે એમાં નવીનાં માન વધારે હોય છે છતાં મોટાં વહુ તો જૂની શોક જ ગણાય છે. અહીં શુદ્ધ ચેતના કે સુમતિ કે સમતા, એ સર્વે પર્યાયવાચી શબ્દો છે તેને મોટી વહુને સ્થાને સમજવી. ખૂબ માનઅકરામ પામેલી, સ્વભાવે વેશ્યા જેવી મમતા જ્યારે પુરબહારમાં હોય છે ત્યારે એના ધમધમાટ ભારે જણાતા હોય છે પણ જ્યારે ત્યાગ, વૈરાગ્ય ચેતનમાં પ્રધાનપદે આવે છે જ્યારે મોહનું પરિબળ નહિવત્ બની જાય છે જ્યારે કષાય અને નોકષાય પાતળા પડી જઈ અંત નાશના પાટા પર આવી જાય છે જ્યારે પરભાવ દૂર થઈ આત્મરમણતા જાગ્રત થાય છે ત્યારે મમતાનાં માન ધીમે ધીમે ઘટતાં જાય છે મમતા અંતે વીસરાઈ જાય છે.

આ સ્થિતિ બે પ્રકારની હોઈ જરા ખુલાસો માગે છે કેટલીક વાર સમજણવાળો દીર્ઘદર્શી ચેતન ખૂબ વિચાર કરી ચેતનાને અનુસરે છે અને મોહ પર જરા વિજય કરે છે પણ વળી પાછો સાંસારિક બનાવ બને કે એ મમતાની નજીક આવ્યો જાય છે. આવા ઉપશમભાવ આવે અને જાય. કોઈ વાર મમતાનું જોર થઈ જાય, વળી પાછી સમતા આવે, એ પ્રમાણે સમતા–મમતાની વચ્ચે કષ્ટસાધ્ય દશાવાળો ચેતન હિંડોળે ચડે છે અને મમતાને પણ સ્થાન આપે છે આવી સ્થિતિને ક્ષાયોપશમિક ભાવ કહેવામાં આવે છે એમ કરતાં કરતાં જ્યારે કોઈ વાર અચિંત્ય આત્મવીર્યની સ્ફુરણા થાય ત્યારે મોહ–મમતા પર ક્ષાયિક ભાવે વિજય પ્રાપ્ત થાય છે અને અંતે જ્યારે મોહરાજના લશ્કરનો કચ્ચરઘાણ થઈ જાય છે, એનો નાશ થઈ જાય છે ત્યારે નાસીપાસ થયેલી માયા–મમતા પોતાની શોક સુમતિ–સમતાને ઉદ્દેશીને વદન હતાશ થઈ આ પ્રમાણે બોલે છે —

પદ

( રાગ–સોરઠી )

मोरी बहुए मनगमतुं कीधुं, मोरी बहुए॰

परमें पेसी मस्तक रेंसी, वेरी साही सामीजीने दीधुं   मोटी   १

અર્થ—મોટી વહુ (સમતા)એ અંતે પોતાને ગમે તેવું કર્યું એણે સામાના (દુશ્મન–શોક–મમતા–કુમતિના) પેટમાં પેસી–એનું સર્વસ્વ જાણી લઈ–એનું માથું કાપીને અને

---

પાઠાંતર—પ્રતમાં 'વહુ રે' શબ્દ દરેક ગાથામાં વધારે છે તે છાપેલ પુસ્તકમાં નથી. પ્રત પ્રમાણે પાઠ—'વહુ રે મોટી વહુએ મનગમતું કીધું' મોરી–મોટી. રેંસી–રેંસી, બેરી. સાહી–સાઈ દીધુ–દીધું

શબ્દાર્થ—મોટી વહુ = સમતા, (મમતાની શોક) મનગમતું = પસંદ આવે તેવું, અંતરને ગમે તેવું કીધું = કર્યું. પરમેં પેસી = ઊંડા ઊતરી, સર્વસ્વ જાણવાની વાત જાણી લઈ રેંસી = કાપી. વેરી = દુશ્મન. સાહી = પકડી.

એ તમને કેવા રખડાવનારા છે! એ તમારા સર્વ દુઃખના મૂળ છે વગેરે. લાગ આવે ત્યારે મને જણાય તેમ આવા આવા છણકા કર્યા જ કરે અને વળી કતરાતી આંખે એવું સ્વરૂપ ધારણ કરે કે એનાથી પતિદેવનું મન જ વીંધાઈ જાય.

આ છરતી આંખે મનડું વીંધવા'ની વાત ખૂબ મહત્વની છે જ્યા સુધી સુમતિ ચેતનરાજનું મન વીંધી એને એકાગ્ર ન કરે, એના પર વિજયપ્રાપ્તિ ન થાય, ત્યા સુધી મમતા પાછી આવ્યા વગર રહેતી નથી. આ ગાથા પ્રમાણે પોતાનું સામ્રાજ્ય સ્થાપવા માટે સુમતિએ નીચે પ્રમાણે કામો કર્યા :—

(૧) સુમતિએ પતિના ખોળામા બેસી મીઠી મીઠી વાતો કરી.

(૨) એ મીઠી વાતમાં મુખ્ય સ્થાન સ્વરૂપદર્શનને આપ્યુ

(૩) એણે ભાવનાને અગ્રસ્થાન આપી અનિત્ય, અશરણ, એકત્વ અન્યત્વ અને સસારાદિ સાચા સ્વરૂપો પતિ પાસે વારવાર ગણી બતાવ્યાં.

(૪) એણે ચેતનને તેનું પોતાનું શુ છે અને પારકું શુ છે ક્ષણિક શુ છે અને સ્થાયી શુ છે તે સમજાવ્યુ

(૫) જે ભાવો ગાયે પતિનો લાબા કાળનો પરિચય હતો તેની નશ્વરતા, કુત્સિતતા અને બીભત્સપણાનાં એણે વ્યક્ત દર્શન કરાવ્યા.

(૬) એણે પતિને વારવાર અનુભવનો રસ પાયા કર્યો અને તે વાતને મજબૂત કરવા અનેક દાખલા આપતી રહી.

(૭) એણે બની આવે ત્યારે, મારા પર છણકા પણ કર્યા, પતિદેવની પાસે મને હલકી પાડી બનાવી મારામા કાંઈ રૂપ કે સાર નથી, મારા મહમારો મતલબી અને અધમ છે એમ અનેક વાર બતા યુ અને મારુ આખુ વાતાવરણ ચેતનરાજ જેવા મહાપુરુષની સભ્ય તાને માટે અનુચિત અને અસપૃશ્ય છે એમ જણાવ્યા કર્યું

(૮) એ મને સોડી પાડે અને ચેતનરાજની સર્વ આપત્તિ અને રખડપાટનું કારણ હુ છુ એમ ઉઘાડી રીતે બતાવ્યા કરે.

(૯) એણે કતરાતી આંખે ચેતનને વારવર દમ વગરના કરી અંતરથી એનું વીર્ય વાપરતા કર્યું, ચેતનની ખરી તાકાત પાસે મારો આખો પરિવાર અને હુ પોતે નકામાં છીએ એમ બતાવ્યુ.

(૧૦) અને એણે મીઠી વાતો એવી સિફતથી આગ્રહ સાથી કે એણે ચેતનરાજનું મન વીંધી નાખ્યુ.

આ છેલ્લી મનડુ વીંધવાની વાત બહુ ઉચ્ચ કક્ષાની છે જ્યારે પ્રગતિ કરતા ચેતન રાજનું મનડુ સુમતિ વીંધી લે, ત્યારે પછી એની પ્રગતિ ચોક્કસ રીતે ખૂબ આગળ ધપે છે અને એના વર્તન અને કામ તદન ફરી જાય છે સુમતિની કામકુશળતા અને પદ્ધતિ બતાવનાર આ આદર્શ વચન છે

આ અદ્‌ભુત પ્રયોગ સમતાએ કેવી સિફતથી કર્યો અને મમતાને સ્થાને માટે કેવી રીતે મારી હઠાવી દીધી તેની વિગત નીચે આપે છે તે હવે જોઈ જઈએ

खोळे बेसी मीठुं बोले, कांई अनुभव अमृतजल पीधुं;

छानी छानी छरकला करती, छरती आंखे मनडुं विंध्युं माटी० २

અર્થ—એ તો ખોળામાં બેસે, મીઠું મીઠું બોલે અને વળી એણે કેટલુંક અનુભવ અમૃતજળ પણ પી લીધું અને વળી હળવે હળવે છણકા કરતાં કરતાં આંખે એણે તો મનડાને પણ વીંધી નાખ્યું, ભેદીને એના ટુકડા કરી નાખ્યા. (૨)

વિવેચન—પારસી નાટકો કે પુસ્તકોમાં નેકીનો અને બદીનો કોઈ કોઈ સ્થાને ખ્યાલ આપવામાં આવે છે તે પ્રકારે તો નહિ પણ તેને મળતો ખ્યાલ આ મમતા અને સુમતાનો છે કુમતિ અને સુમતિ આ રીતે એક જ માનસમાં પ્રવર્તે છે; એક જમણે ખસે બેસે છે તો બીજી ડાબે ખસે બેસે છે. કુમતિ હવે સુમતિની કાર્યપદ્ધતિ બતાવે છે લાગ આવે ત્યારે એ સુમતિબાઈ-મારી મોટી બહેન, અને ચેતનરાજની મોટી વહુ-પતિદેવના ખોળામાં બેસી સદ્‌ભાવસારતાને બોલાવે, વિવેકને જગાડે, યતિધર્મોને આવાહન આપે, સંયમને બોલાવે અને ચારિત્રરાજના પુત્રોને પડખે રાખી પતિ સાથે મીઠી મીઠી વાતો કરે, પતિને સંસાર પર વિરાગ આવે તેવાં પરો ગાય, અને પતિદેવને અનંત સુખના ધણી અને વસ્તુ ગતે નિરંજન નિરાકાર તરીકે ઓળખાવે. પતિદેવ તો બાપડા ભોળા રહ્યા. એમને અત્યાર સુધી સાચા સુખનો ખ્યાલ નહિ, એટલે એ તો ખાડામાં ફુગાવા કરતા હતા; ત્યારે આ મોટાં બાઈએ તેમને સ્વગના સુખની અને મોક્ષના અનંત સુખની મીઠી મીઠી વાતો કરી; એણે પૌદ્‌ગલિક સુખની તુચ્છતા પતિને સમજાવી. પતિદેવને જ્યારે સ્વાનુભવ થયો ત્યારે એ પ્રથમ તો ધીમે ધીમે મારાથી દૂર જતા ગયા, પણ પાછા આવે વળી જાય, વળી આવે; એમ કરતાં કરતાં એમણે જ્યારે સુમતિના પ્રયાસથી અનુભવ જળપીધું ત્યારે એ આખા ફરી ગયા અને મારે મંદિરેથી સ્થાને માટે આવતી કરી ગયા. અનુભવજ્ઞાનનો મહિમા અજબ છે તે આપણે તેરમા અને ચૌદમા પદમાં જોઈ ગયા છીએ. ત્યાં ચેતન-વિલાસને અંગે અનુભવનું કયું સ્થાન છે તેનો નિર્દેશ કર્યો છે એ અનુભવ જ્યારે ચેતનને પ્રાપ્ત થઈ ગયો અને એના ઘરમાં વસી ગયો, ત્યારે કુમતિ કે મમતાને સ્થાન જ ન રહ્યું સદર ભલે પરો આ સાથે વિચારવાથી અનુભવનું સ્થાન ધ્યાનમાં આવી જશે.

પાછી એ સુમતિબાઈ ચારે પાછી નીકળી. જ્યારે મારું જોર થાય અને પતિદેવ મારે મંદિરે આવે, ત્યારે એ મને ખબર ન પડે તેમ છાનામાના મારા સંબંધમાં કટાક્ષ કર્યાં કરે; એ પતિદેવને દેખાડવા કરે કે જુઓ તમારાં મમતાબાઈ! એ કેવાં વિચિત્ર છે!

પાઠાંતર—ખોળે-ખોળી. છાની છાની-અને અને છરકલા-છરકલા. વિંધ્યુ-વિંધુ

શબ્દાર્થ—છાની છાની = હળવે હળવે છરકલા = છણકા. આંખ. છરતી = આડી અવળી, ફરતી. વિંધ્યુ = ભેદ્યુ

છોડાવ્યું, અને વ્યવહારના પગલાંઓ ભુલાવી દીધા આ રીતે એ મારી શોકે મોહરાજાને બંદીવાન બનાવી દીધા અને મારું માથું સ્વામીદેવને ચરણે ધરી દીધું

આ દૃષ્ટિએ શરૂઆતની સાખી વિચારીએ તો તદ્દન નવીન ભાવ બેસી જશે. કુમતિનો કકળાટ તે સાખીમાંથી તારવી શકાય છે કુમતિ કહે છે કે મારે જ્યારે ખપ નહોતો ત્યારે ક્રોધ, માન વગેરે અનેક મનોવિકારો મારે મંદિરે આંટા દેતા હતા, અને આજે એમાંનો એક શોધ્યો પણ જડતો નથી. આજે હું એકલી પડી ગઈ છું, આજે પરિવાર વગરની થઈ ગઈ છું ! અને મારું જોબન એળે વહ્યું જાય છે અને પતિદેવ વગર મારો અવતાર નકામો થઈ જાય છે આ રીતે સાખીનો ભાવ પદ નેવું સાથે મેળવી શકાય છે (૭)

ઉપસંહાર—આ આખું પદ અને ઉપરની સાખી તદ્દન નવીન ઢબ પર રચાયેલું જણાય છે અત્યાર સુધીમાં વિરહાલાપ કે નિસાસા આપણે સુમતિ કે સમતાના જ સાંભળ્યા છે કોઈ પણ પદમાં મમતાનો કકળાટ સાંભળ્યો નથી, કારણ કે મમતાદેવી એવી લપટી છે કે ગમે ત્યાંથી ઘૂસી જાય, અને મોટા મોટા યોગીઓને પણ ચક્કરમાં નાખી દે ચૌદપૂર્વધરનો પણ પાત કરાવી નાખે અને અનંત સંસારમાં રખડાવી પાડે. મહાપુરુષનો ઉદય થયો હોય, અંતરથી આત્મદશા જાગી હોય, સ્વપરનું જ્ઞાન થવા ઉપરાંત સ્વનો સ્વીકાર અને પરનો ત્યાગ નિર્ણયાત્મક થયો હોય, હાસ્ય કે કુત્સિત ઇચ્છાને તાબે ન થવા જેટલી આત્મશક્તિ આવી હોય અને દૃઢ નિશ્ચયને વળગી રહેવાની વાલમખુમ્મા થઈ હોય તો જ મમતાને કકળાટ કરવાનો વારો આવે છે બાકી એક વાર તેની સંપૂર્ણ હાર થઈ અને એનો કાંટો સદાને માટે નીકળી ગયો પછી તો જે આનંદ થાય છે, જે લોકાલોકના ભાવો નજરે દેખાય છે અને જે આત્મરમણતા થાય છે તેનું વર્ણન અશક્ય છે. એ મમતા બાઈ (નાની વહુ)નો વધારે પરિચય આવતા પદમાં હજુ કરવાનો છે પણ એની વિકાશ શક્તિ અને લપ્પીપણાનો ખ્યાલ અગાઉ પણ થયો થઈ ગયો છે એવી મમતાને કકળાટ કરવાનો વારો આવે એ નૂતન વિષય છે અદ્ભુત વિભ્રમ છે અનનુભૂત અશક્ય પરિસ્થિતિ છે બધી વાતનો સાર અનુભવઅમૃતજળ પીવામાં અને લોકાલોકપ્રકાશક છૈયાને જન્માવવામાં છે; એ એક વાર થયું એટલે કારજ-કામ થઈ જાય છે અને અતિ વિશિષ્ટ અનનુભૂત આનંદમાં રગદોળાઈ જવાય છે (૯૦)

## ૫૯ એકાણુંમું

ભૂમિકા—નેવુંમા પદમાં સુમતિની આખી કાર્યપદ્ધતિને નાની વહુ-મમતા કેવી નજરે જુએ છે એના પર કેવાં મ્હેણાંટોણાં કરે છે એને લોકાલોકપ્રકાશક છોકરો થયો તેના તરફ કેવી માઠી નજર કરે છે અને સારા મુદ્દા પર પણ કેટલી અદેખાઈ કરે છે તે વિચારી ગયા. એની નજરે અનુભવઅમૃતપાન કેવું વિચિત્ર લાગે છે તે આપણે જોયું અને અંતે આનંદઘન પદ લઈ લીધું અને પોતે પતિદેવને હમેશાને માટે ખોઈ બેઠી એ વાતનો

છેકાવ્યું, અને વ્યવહારના પલગાઓ મુલાવી દીધા. આ રીતે એ મારી શોકે મોહરાજાને બદીવાન બનાવી દીધા અને મારુ આખુ સ્વામીદેવને ચરણે ધરી દીધુ

આ દષ્ટિએ શરૂઆતની સાખી વિચારીએ તો તદ્દન નવીન ભાવ બેસી જશે. કુમતિનો કકળાટ તે સાખીમાથી તારવી શકાય છે કુમતિ કહે છે કે મારે જ્યારે ખપ નહોતો ત્યારે ક્રોધ, માન વગેરે અનેક મનોવિકારો મારે મદિરે આગા દેતા હતા, અને આજે એમાંનો એક શોધ્યો પણ જડતો નથી. આજે હું એકલી પડી ગઈ છુ આજે પરિવાર વગરની થઈ ગઈ છુ ! અને મારુ જોબન એળે ચાલ્યુ જાય છે અને પતિદેવ વગર મારો અવતાર નકામો થઈ જાય છે આ રીતે સાખીનો ભાવ પદ નેવું સાથે મેળવી શકાય છે (૭)

ઉપસહાર—આ આખુ પદ અને ઉપરની સાખી તદ્દન નવીન ઢબ પર રચાયેલું જણાય છે અત્યાર સુધીમા વિરહાલાપ કે નિસાસા આપણે સુમતિ કે સમતાના જ સાંભળ્યા છે કોઈ પણ પદમા મમતાનો કકળાટ જણ્યો નથી કારણ કે મમતાદેવી એવી લપટી છે કે જમે ત્યાથી ખૂસી જાય, અને મોટા મોટા યોગીઓને પણ ચક્કરમા નાખી દે ચૌદપૂર્વધરનો પણ પાત કરાવી નાખે અને અનત સસારમા રખડાવી પાડે. મહાપુરુષનો ઉદય થયો હોય, અતરથી આત્મદશા જાગી હોય, સ્વપરનું જ્ઞાન થવા ઉપરાત સ્વનો સ્વીકાર અને પરનો ત્યાગ નિર્ણયાત્મક થયો હોય, લાલચ કે દુન્યવી ઇચ્છાને તાબે ન થવા જેટલી આત્મશક્તિ આવી હોય અને દઢ નિર્બંધને વળગી રહેવાની વાંચ્છના ફુરણા થઈ હોય તો જ મમતાને કકળાટ કરવાનો વારો આવે છે બાકી એક વાર તેની સપૂર્ણ હાર થઈ અને એનો કાંટો સદાને માટે નીકળી ગયો પછી તો જે આનદ થાય છે જે લોકાલોકના ભાવો નજરે દેખાય છે અને જે આત્મરમણતા થાય છે તેનું વર્ણન અશક્ય છે એ મમતા બાઈ (નાની વહુ)નો વધારે પરિચય આપવા પદના લેખ કરવાનો છે પણ એની વિકાસ શક્તિ અને લપ્પીપણાનો ખ્યાલ અગાઉ પણ ઘણો થઈ ગયો છે એવી મમતાને કકળાટ કરવાનો વારો આવે એ નૂતન વિષય છે અદ્દભુત દિવસ છે અભનુભૂત અકલ્પ્ય પરિસ્થિતિ છે. બધી વાતનો સાર અનુભવઅમૃતજળ પીવામા અને લોકાલોકપ્રકાશક ઉપાને જણાવવામાં છે એ એક વાર થયુ એટલે કારજ–કામ થઈ જાય છે અને અતિ વિશિષ્ટ અનનુભૂત આનદમા રગરોળાઈ જવાય છે (૯૦)

## ૫૯ એકાણુમુ

ભૂમિકા—નેવુંમા પદમાં સુમતિની આખી કાર્યપદ્ધતિને નાની વહુ-મમતા કેવી નજરે જુએ છે એના પર કેવા મહેણુટોણા કરે છે એને લોકાલોકપ્રકાશક છોકરો થયો તેના તરફ કેવી ખાટી નજર કરે છે અને સારા સુદા પર પણ કેટલી અદેખાઈ કરે છે તે વિચારી ગયા. એની નજરે અનુભવઅમૃતપાન કેવું વિચિત્ર લાગે છે તે આપણે જોયુ અને અતે આનદઘન પદ લઈ લીધુ અને પોતે પતિદેવને હમેશને માટે ખોઈ બેઠી એ વાતનો

પારકે ઘેર રમતા રમતા એ તો ખોગાબોળી થઈ ગઈ છે! અને (કોઈ એને ઠપકો આપશે તો એ તો ઊલટી) પતિદેવ ઉપર કલંક ચડાવશે, દેવ ઉપર આરોપ મૂકશે! (૧)

વિવેચન—અતિ શાંત, સહૃદયા દેવી સુમતિ પોતાની શોકના આખા વર્તનનો દૂર રહી રહી અભ્યાસ કરતી હોય છે એને પોતાના દુઃખ કરતા પણ પતિદેવની થયેલ દુઃખદ સ્થિતિ, એમના આખા વિકાસક્રમનો થયેલો ગોટાળો અને તેમની ઊપસી જતી કારકિર્દી માટે ભારે ખેદ થાય છે એની વાત કુભાર્યા મમતા તો સાંભળે પણ નહિ, એટલે એ પોતાના પાડોશીઓને વિજ્ઞપ્તિ કરે છે

પોતાની શોક મમતાને—નાની વહુને—પર ઘરમા ભટકવાના હેવા પડી ગયા છે એને મોહરાયને ઘેર રમવુ ગમે, સોળ કષાયો સાથે ઠઠ્ઠા કરવા ગમે, માન–પ્રતિષ્ઠાઓ ગમે, ચાર ગતિમા દોડાદોડ કરવી ગમે, શાતા—અશાતાને ઘેર લપટાવુ ગમે, જ્ઞાન–દર્શનના આવરણોમા નાચવુ ગમે, કામદેવને ઘેર આંટા ખાવા ગમે. એનો પગ ઘરમા છૂટે જ નહિ એને પતિદેવના વકતવ્ય જાળવવા કરતા પારકા ઘરમા પોતાની સાથે એને રખડાવવા ગમે. નાની વહુને આવી રીતે પારકે ઘેર રખડવાના અને પતિને રખડાવવાના હેવાજ પડી ગયા છે. સુમતિ કહે છે કે અરે ભાઈ! આ મારી શોકને પારકે ઘેર રખડવાની અને રમવાની ટેવ પડી ગઈ છે એને કોઈ અટકાવો. એક વખતે પ્રાણીને અમુક વાતનો ચસ્કો લાગે એટલે પછી એને બીજુ સૂઝતુ નથી. આવી દશા મારી શોક મમતાની થઈ પડી છે

'ઢાલ' એટલે રીત અથવા ઢગ અર્થ થાય. એક જાતની ટેવ જ પડી જાય એ ઢાલ કહેવાય એ પ્રમાણે ઉપર અર્થ થયો. અથવા ઢાળ એટલે ઉતાર ઊંચેથી જગ્યાએથી નીચે ઊતરવાનો માર્ગ ઢાળ કહેવાય. ચડવુ દોહ્યલુ છે પણ ઊતરવું સહેલુ છે પરઘર રમવાનો ઢાળ સહેલો હોઈ એ વગર મહેનતે સ્વીકારાઈ જાય છે મમતાના માર્ગો ઢાળ જેવા જ હોય છે ત્યા ઊતરી જતા વાર લાગતી નથી. આ બીજો અર્થ પણ ધ્યાનમા રાખવા યોગ્ય છે.

અથવા ઢાળ એટલે ધાતુ—સોનારૂપા—ને ગાળીને પાડેલી લગડી. મમતામા પરઘર રમવાના અનેક તત્ત્વો એકઠા કરી તેની ઢાળ પાડવામા આવી છે એ પરભાવોનું એકીકરણ છે પરભાવની ઢાળકી છે પરભાવની પેટી છે એ અર્થ પણ ગમે તેવો છે

મારે અને દેવચંદ્રને ઢાળ સારો છે ત્યા ઢાળનો અર્થ સંબંધ અથવા ઘરોબો થાય છે મમતાને પારકા ઘરો સાથે ઢાળ–સંબંધ એવો જામી ગયો છે કે એ એનો ઘરોબો થઈ ગયો છે અને એ સંબંધ સાથે એ એકમેક થઈ ગઈ છે આ અર્થ પણ વિચારવા જેવો છે

સર્વથી અગત્યનો અર્થ ટેવ, ઢબ ઢંગ તરીકે અથવા ઢગ, એ જ લાગે છે અને એ સર્વ એકાર્થવાચી–પર્યાય છે બાકી દૃષ્ટિબિંદુઓ પણ અર્થ નજરે વિચારવા યોગ્ય જરૂર લાગે છે એ હેતુ તે અહીં સૂચવ્યા છે.

સુમતિ નાની વહુ મમતાને પરઘર રમતા જાસ્વાની પ્રેરણા કરે છે તેનાં ઘણા કારણો અત્ર બતાવ્યા છે આપણે તે વિચારીએ. નાની વહુ પારકે ઘરે રખડતાં પોતાની મર્યાદા વીસરી ગઈ છે એ કેવા ખાનદાન-કુળવાન પતિને ઘેર આવી છે તેનો તેને ખ્યાલ નથી. મમતા પારકાં ઘરોમા રખડતા રખડતા જૂઠાબોલી થઈ ગઈ અને એક વાર જૂઠું બોલવાની ટેવ પડે એટલે એના પર કોઈનો વિશ્વાસ રહેતો નથી. આ બોટાબોલાપણાને લીધે જ્યારે કોઈ વાતમા એની ખરેખર ભૂલ હશે અને કોઈ એને ઠપકો આપશે તો એનું આળ પણ એ પતિદેવ પર મૂકશે. એ કામદેવને ઘેર રમવા જશે અને એમા ડોલતા પતિદેવની છે એમ જણાવશે. એ પૌદ્ગલિક ઘરોમા વિલાસ કરશે અને એ સવનું આળ પતિ પર ચઢાવશે. એ પોતા પર કોઈ જાતનો આરોપ રાખશે નહિ. આવી એ મમતા બાઈ છે (૧)

अमथ थामा करती फिरे, लाकडां कहे छे छिनाल;
ओळंभडा जण जणना मावे, हइडे उपासे साम मारो ॥ २ ॥

અર્થ—અહીં તહીં એવી અને નખરા કરતી ચાલે અને એવી રીતભાત કરે છે કે લોકો તો એને કુલટા-વ્યભિચારિણી કહે છે એ તો (દરરોજ) લોકોના ઠપકા-મ્હેણાં લાવે છે એને માટે હૈયામા પીડા થાય છે (૨)

વિવેચન—એ નાની વહુ ચાલે ત્યારે પણ આડુંઅવળું જોયા કરતી ચાલે અને ચાલતા ચાલતા નખરા કરતી જાય. કુળવાન સ્ત્રીની ચાલમાં મર્યાદા, સરળતા અને સૌમ્યતા દેખાશે. ત્યારે આ બાઈની તો ચાલ જોઈને જ લોકો એને વ્યભિચારી, રખડુ કે કુલટા કહેશે. અને કોઈ સ્ત્રીને વ્યભિચારી કહેવી એ એને માટે મોટામા મોટી અને ખરાબમા ખરાબ ગાળ છે લોકો જેને માટે આવું ધારે તેનું જીવતર ધૂળ મળેલું કહેવાય છે પણ જેને છિનાળ કહી વગોવે તે તો હદ આવી ગઈ કહેવાય. આવી રીતે નાની વહુની ચાલમા અને વર્તનમા ખાસ સ્ત્રીને ન છાજે તેવું વર્તન દેખાય ખાસ્તવાર દુઃખ એને માટે થાય છે ખાસ પતિદેવ માટે થાય છે અમારા ઉત્તમ કુળ માટે થાય છે

અને મારા નાનાં બાઈ (મમતા-કુમતિ) તો એવા છે કે એ તો દરરોજ લોકોના ઠપકા અને મ્હેણાં જ લઈ આવે છે! કોઈ એને છડેચોક છિનાળ કહે છે તો કોઈ એને રખડુ વગેરા કહે છે સારા માણસો કે સાધારણ માણસો સર્વે એને માટે હલકો મત ઉચ્ચારે છે. કારણ સમજાય તેવું છે એ કોઈને રમાડે, તોપણ અંતે પૌદ્ગલિક બાબતમા

પાઠાન્તર—ડિ-રેખા

શબ્દાર્થ—અતે = આડી અવળી, અહીં તહીં ચાળા = ચાળા, નખરા, મરડી ચાલવું નખરા. લિ = લોકો. છિનાલ = છિનાળ, કુલટા, વ્યભિચારિણી (છિનાળી = છિનાલ) માણુસ = માણસો. ઓળંભડા = ઉપાલંભ ઠપકા, મ્હેણાં. જણજણના = લોકોના. હઈડે = મનમાં. ઉપાસે = બાળશે, મારા કરે, કારણે, જ્યારે ઘણ = આસ્થાથી, ન તર, પીડા

તો પ્રસગ પૂરો થતા વિયોગ હાનિ કે હીનતા થાય, એટલે એને માટે તો ક્ષણિક આનંદની પાછળ ઓળખા જ રહે. એનામા સ્થિરતા નહિ, ઊંડાણ નહિ અને સ્થાયી ભાવ નહિ એટલે એના પરિચયમા આગળ અને પાછળ કકળાટ અને ઉકળાટ જ હોય, એટલે એના નામની દરરોજ ફરિયાદો, એના સબધમા દરરોજના ઠપકા અને એને માટે દરરોજના કસરત જ ચાલ્યા આવે છે

ખરેખર, એ તો હૃદયમા સાલ ઊભુ કરે છે એ બાઈ પોતાનું સાચવવાને બદલે નવાં નવા તોફાનો મનમા ઊભા કરે છે ઉપાલભ'નો અર્થ 'ઉશ્કેરણી' પણ થાય છે આ બાઈ સાહેબ તો એવા છે કે એ સામાના હૃદયમા નકામુ સાલ ઊભુ કરે છે એનું નામ લેતા આનદ થવાને બદલે, એના તરફ નજર કરતા સહાનુભૂતિ, પ્રેમ કે ઉલ્લાસ થવાને બદલે, એ તો ઊલટી હૃદયમા ન તર કરે છે અતિ પવિત્ર પતિના નામને આવી રીતે વગોવનાર એ બાઈને માટે શુ કહેવું ? અને શુ કરવુ ?—એની સમજ પડતી નથી. એટલા માટે આ નાની વહુને પારકે ઘેર રખડવાનો કાળ પડ્યો છે એને અટકાવો, એને એમ કરતી વારો અને એ કુળવટને છાજે તેવી રીતે વર્તે એવી એને પ્રેરણા કરો. (૨)

घाट रे पाडोसण ! जूओ ने लगारेक, फागट लाशे गाम;
'आनन्दघन' सुरंगे रमतां, गोरे गाल मसूक साम  घारा० ३

અર્થ—અરે પાડોશી બાઈઓ ! બહેનો ! તમે જરા જુઓ તો ખરા ! (મને લાગે છે કે) આ તો નકામી ગાળો ખાશે ! આનદઘન એની સાથે રગ રમે છે ત્યારે એના ગોરા ગાલ પર અગ્નિની જ્વાળા ઝગમગે છે અથવા આનદઘન એની સાથે રગે રમે છે અને એના ગોરા ગાલ ઝપટથી ઝાલીને રમે છે. (૩)

વિવેચન—અને એ મમતાની નજીકમા રહેનારી પાડોસણ બહેનો ! બાઈઓ ! તમે જરા નજર લાંબી કરીને જુઓ તો ખરાં ! આવી વિપત્તિ આવે ત્યારે પડોશીઓને અપીલ કરવાની ભારતીય રીતિ જાણીતી છે પાડોશીને વાત કરવામાં નાની વહુની વગોવણી કરવાનો ઇરાદો નથી પણ પાડોશીઓ સારી લાગવગ વાપરી બાઈસાહેબને (નાની વહુ-ચોકને) ઠેકાણે લાવે તો ઘરનું સૂત્ર સુધરી જાય એટલા માટે એ પાડોશીઓને કહે છે કે તમે જરા જુઓ અને મમતા બાઈને સાચી સલાહ આપો. મને તો લાગે છે કે એ મમતા બાઈ કોઈની ગાળો ખાશે. આવા શુદ્ધ પતિને એક ખાડામાથી બીજા ખાડામાં પાડનાર અને

---

પાઠાંતર—પાડોસણ-પાડોસણ, ફોગટ-ફોકટ. મસુરંગે-સુરંગે

શબ્દાર્થ—લગારેક = જરા માત્ર, ફોગ. = વિના કારણ, નકામી ગાળ = અપશબ્દ, સુરંગે = આનદથી. ગોરે = ગોર, ગૌરવ, ગાલ = મુખ (પર) ઝળો = રગિલ્ની, ઘણી જ્વાળા ઝાળ. (ઉત્તર) ઝ પરી (અત્યત). ઝાપ = કાનમાં પદસ્થાન એક પગેઉ ભૂમી કરે પાડી ઢાળણ આવતા ઝાળ ગિરિએ જ્વાળા, આંખ ઝાલ એટલે ઝાલીને, પકડીને

એને મોટો રખવાટ કરાવી મૂકનાર એ નાની વહુને કોઈ સાચા અક્ષર કહેનાર નીકળશે તો એ જરૂર ગાળો ખાશે, એને આ બાબતનાં સાચા વચનો તિરસ્કાર સાથે કોઈ કહેશે, ત્યારે એનું મોઢું શું રહેશે? અત્યારે તો આનંદઘન પ્રભુ એની સાથે રંગમાં પડી રમી રહ્યા છે, પણ જો કોઈ સુયોગ્ય સ્ત્રી સાથે રમતા હોત તો એના ગાલ પર શેરડા પડતા હોત, એના મુખ પર શાંતિની છાયા દેખાતી હોત, પણ અત્યારે તો એના ગાલ પર લાજ ઝગમગે છે મારા પતિદેવની આવી વલે કરનાર સોગટની ગાળો ખાશે એમ મને તો લાગે છે તો પાડોશણો! તમે જરા જુઓ! અને નાની વહુને શિખામણ આપી સારે માર્ગે લઈ આવો.

આ પાડોશણનું સ્થાન કોઈ પણ સદ્ગુણ લઈ શકે છે શમ, સંવેગ નિર્વેદાદિ એ સ્થાને આવે, સૌજન્ય, પ્રામાણિકતા કે સત્યનિષ્ઠા ત્યાં આવે, ગમે તે યતિધર્મનો કે ગૃહિધર્મનો પરિવાર ત્યાં હોય, તેને સુમતિ વિજ્ઞપ્તિ કરી કહી શકે છે. સ્ત્રીઓને જ ઉચાટ થાય ત્યારે પાડોશી પાસે વાત કરવાથી જીવ હળવો પડે છે પાડોશીમાં તો જેની સાથે જીવ મળે તેની સાથે આવી વાત થઈ શકે છે સુમતિ પોતાનો જીવ મળે તેવી કોઈ પણ આઈ પાડોશીને ઉદ્દેશીને આ કથન કહે છે

ગાલ નામનું કાનમાં પહેરવાનું એક ઘરેણું થાય છે તે ઝગમગ ઝગમગ ઝગઝગે છે ચોથા પાદનો આ દૃષ્ટિએ અર્થ વિચારીએ તો એનો ભાવ આ પ્રમાણે થાય: એ મમતા સાથે આનંદઘન સુરંગે રમતા એના ગોરા ગાલ ઉપર ગાલ નામનું ઘરેણું ઝળકે છે એ ગમે તેટલા ખરાબ થાય તોપણ એના આઠ રુચક પ્રદેશ તો ઉજ્જ્વળ જ રહે છે એ ગમે તેવા છે તોપણ અનંત જ્ઞાન–દર્શન–ચારિત્ર સત્તાગતે તેમની અંદર ભરેલાં છે અને અંતે સિદ્ધસ્વરૂપી અને જ્યોતિસ્વરૂપી છે એટલે એ મમતા સાથે રમે ત્યારે પણ એના ગાલ (ઘરેણા)નો ઝબકાટ તો રહે છે પણ પાડોશણ બહેન! મને ભય લાગે છે કે એ મારી નાની બહેન અંતે કોઈની ગાળ જરૂર ખાશે. સંયમસુભટ આવ્યો તો એના હાલહવાલ કરી મૂકશે. અને ચારિત્રરાજનું લશ્કર આવી પહોંચ્યું તો એને વગોવશે. એની વગોવણીમાં મારા નાથની વગોવણી સાથે રહેલી છે એટલે મને ચિંતા થાય છે અને તેથી તમને વિજ્ઞપ્તિ કરું છું કે એ નાની વહુને પારકે ઘેર રમવા–રખડવાનો લત પડી ગયો છે તેને તેમ કરતી કોઈ વારો–અટકાવો!

અથવા ગાલ એટલે ઝાલીને – પકડીને; ઝળૂક એટલે ઝડપથી ગાલ એટલે મુખ એટલે એના ગોરા ગાલને જ પછી ઝાલીને આનંદઘન એની સાથે અત્યારે રંગભરે નાચી–કૂદી–રમી રહ્યા છે પણ પાડોશણ બહેનો! એમ કરવામાં એ નકામી ગાળ ખાશે, માટે હું તમને વિનતિ કરું છું કે એ મારી નાની બહેનને પારકે ઘેર રખડવાના હેવા પડી ગયા છે તેને તેમ કરતી વારો (૩)

ઉપસહાર—નેવુંમુ અને આ એકાણુંમુ પદ તદ્દન નવીન ઢબના છે એમા સુમતિ-કુમતિના આચરણોને જુદી જ ઢબે બતાવ્યા છે નેવુંમુ પદ કુમતિના મુખમા મૂક્યુ છે ત્યારે એકાણુંમુ પદ સુમતિના મુખમા મૂક્યુ છે નેવુંમુ પદ વાચતાં આશા બધાય છે ત્યારે એકાણુંમુ પદ વાચતા ચેતનરાજની વર્તમાન દશા માટે ખેદ થાય છે અનત આનદનો ધણી શિવસુખનો ભોક્તા, અલખનિરજન અદ્ભુત યોગી ઘેર ઘેર ભટકતો ફરે, પોતાની અમૂલ્ય પરિસ્થિતિને ન પિછાને અને કારણ વગરના મેણાંટોણા સાંભળે એ ખેદ થાય તેવી વાત છે. અને એવા અખડ પ્રૌઢપ્રતાપી, ઉત્તમ ગુણના ધણીને રખડતા અને લોકોના ઠપકા ખાતા જોવામા આવે ત્યારે કોઈ પણ સહૃદય પ્રાણીને એના વલખા અને અપકીર્તિ માટે જરૂર દુખ થાય; તો પછી ઘરની બૈરી, જે વિરહતાપથી તપી રહેલી હોય, દુખમા દહાડા કાઢતી હોય, ઘરના ઠેકઠેકાણા સાભળતી હોય, તેને તો જરૂર દુખ થાય એમા નવાઈ નથી.

સુમતિની ભાષા પ્રૌઢ અને સુંદર છે પણ એક સ્થાને આ પદમા છિનાળ શબ્દ મહાયોગીએ વાપર્યો છે. એનો ખુલાસો મને આ રીતે બેસે છે આનદઘનજીએ સવ પદોમા અને આખી ચોવીશીમા ભાષાપ્રયોગ બહુ સુંદર અને યોગીને છાજતો કર્યો છે એમની ભવ્ય વિચારસરણી અને અતરઉદ્ગારની સાથે છિનાળ અથવા સત્તરમા કુંથુનાથજીના સ્તવનમા સાળો શબ્દ જરા કાનને સાલે તેવા મને લાગ્યા. તે પર વિચાર કરતા મને એક ખુલાસો બેસે છે.

સાળો શબ્દ જેમ ખરાબ અર્થમા તુચ્છતાદર્શક થાય છે તેમ જ તેનો પ્રયોગ ખાસ અર્થમા પણ થઈ શકે છે સાળો એટલે વહાલો એ અર્થમા વપરાય છે અને ઘણીવાર ફુલામણાના અર્થમા હેતમા પણ વપરાય છે સાલો એવો પાક્કો છે કે એની વાત સાંભળતા આપણે તો ચૂપ થઈ જઈએ ત્યા સાલો તુચ્છતા નથી બતાવતો, વહુના ભાઈના અર્થમા પણ નથી જણાતો અને ગાળના અર્થમા પણ નથી વપરાતો. કોઈ વખત લાટ પ્રદેશમા હું સાળો એવો ભોળો એવો ભાષાપ્રયોગ પણ સાભળ્યો છે ત્યા સાળો એટલે વહાલો સમજવું. આવી રીતે છિનાળ'નો કોઈ વાક્યપ્રયોગ દેશવિશેષે થતો હોય તો મારી જાણમાં નથી. વિચારીના વિચારને આકનાર, ગુણહીનની ભવ્ય ભાષા કરનાર, અબ હમ અમર ભયે ન મરેગે —એવા અદ્ભુત આતર કવન ગાનાર છિનાળ એવો તુચ્છ શબ્દપ્રયોગ કરે એ જરા ખટકતું લાગે છે અને કદાચ દેશવિશેષે પ્રયોગ હોય તો તેમા ગાળ જેવું નહિ હોય, તોપણ આનદઘનજીની ભાષાવિભૂતિને અને એ પ્રયોગની ભૂમિકાને મેળ ખાતો નથી એમ તો જરૂર લાગ્યા વગર રહે તેમ નથી. આ ભાષાવિચારણાની વિશેષ ચર્ચા ઉપોદ્ઘાત પર મુલતવી રાખીએ. પ્રથમ વિભાગની ઉપોદ્ઘાતમાં પૃષ્ઠ ૩૮ થી ૫૫ સુધી ભાષાવિચારણા થઈ છે તે કરતાં તદ્દન જુદા દૃષ્ટિબિન્દુથી ભાષાની પર વિચાર તદ્યોગ્ય સ્થાને થશે.

એને મોટો સ્વભાવ કરાવી મૂકનાર એ નાની વહુને કોઈ સાચા અમર કહેનાર નીકળશે તો એ જરૂર ગાળો ખાશે, એને આ બાબતના સાચા વચનો તિરસ્કાર સાથે કોઈ કહેશે, ત્યારે એનું મોઢું શું રહેશે ! અત્યારે તો આનંદઘન પ્રભુ એના સાથે રંગમાં પડી રમી રહ્યા છે પણ જો કોઈ સુશોભ્ય સ્ત્રી સાથે રમતા હોત તો એના ગાલ પર શેરડા પડતા હોત, એના મુખ પર શાંતિની છાયા દેખાતી હોત, પણ અત્યારે તો એના ગાલ પર વાળ ઝગમગે છે. ખાસ પતિદેવની આવી વલે કરનાર હોગટની ગાળો ખાશે એમ મને તો લાગે છે તો પાડોશણો ! તમે જરા જુઓ ! અને નાની વહુને શિખામણ આપી સારે માર્ગે લઈ આવો.

આ પાડોશણનું સ્થાન કોઈ પણ સદ્ગુણ લઈ શકે છે શમ, સંવેગ નિર્વેદાદિ એ સ્થાને આવે, સૌજન્ય, પ્રામાણિકતા કે સત્યનિષ્ઠા ત્યાં આવે, ગમે તે યતિધર્મનો કે બુદ્ધિધર્મનો પરિવાર ત્યાં હોય, તેને સુમતિ વિજ્ઞપ્તિ કરી કહી શકે છે લોકોને ગડબડાટ થાય ત્યારે પાડોશી પાસે વાત કરવાથી જીવ હળવો પડે છે પાડોશીમાં તો જેની સાથે જીવ મળે તેની સાથે આવી વાત થઈ શકે છે. સુમતિ પોતાનો જીવ મળે તેવી કોઈ પણ બાઈ પાડોશીને ઉદ્દેશીને આ કથન કહે છે

ગાલ નામનું કાનમાં પહેરવાનું એક ઘરેણું થાય છે તે ઝગમગ ઝગમગ ઝગારે છે. થોડા પાઠનો આ દૃષ્ટિએ અર્થ વિચારીએ તો એનો ભાવ આ પ્રમાણે થાય : એ મમતા સાથે આનંદઘન સુરંગે રમતા એના ગોરા ગાલ ઉપર ગાલ નામનું ઘરેણું ઝળકે છે એ ગમે તેટલા મગન થાય તોપણ એના આત્મ રૂપક પ્રદેશ તો ઉજ્જ્વળા જ રહે છે. એ ગમે તેવા છે તોપણ અનંત જ્ઞાન-દર્શન-ચારિત્ર સત્તાગતે તેમની અંદર ભરેલા છે અને અંતે સિદ્ધસ્વરૂપી અને જ્યોતિરૂપી છે એટલે એ મમતા સાથે રમે ત્યારે પણ એના ગાલ (ઘરેણા)નો ઝબકાટ તો રહે છે પણ પાડોશણ બહેન ! મને ભય લાગે છે કે એ મારી નાની બહેન અંતે કોઈની ગાળ જરૂર ખાશે. મયમમુકુટ આવ્યો તો એના હાલહવાલ કરી મૂકશે. અને ચારિત્રરાજનું લશ્કર આવી પહોંચ્યું તો એને વગોવશે. એની વગોવણીમાં ગાલ નામની વગોવણી સાથે રહેલી છે એટલે મને ચિંતા થાય છે અને તેથી તમને વિજ્ઞપ્તિ કરું છું કે એ નાની વહુને પારકે ઘેર રમવા-રખડવાનો ચસ્કો પડી ગયો છે તેને તેમ કરતી કોઈ વારો-અટકાવો !

અથવા ગાલ એટલે ઝાલીને – પકડીને ઝબૂક એટલે ઝડપથી ગાલ એટલે મુખ એટલે એના ગોરા ગાલને ઝડપથી ઝાલીને આનંદઘન એની સાથે અત્યારે રંગેચંગે નાચી-કૂદી-રમી રહ્યા છે પણ પાડોશણ બહેનો ! એમ કરવામાં એ નકામી ગાળ ખાશે, માટે હું તમને વિનતિ કરું છું કે એ મારી નાની બહેનને પારકે ઘેર રખડવાના હેવા પડી ગયા છે તેને તેમ કરતી વારો. (૩)

ઉપસંહાર—નેવુંમું અને આ એકાણુંમું પદ તદ્દન નવીન ઢબના છે એમાં સુમતિ-કુમતિના આચરણોને જુદી જ ઢબે બતાવ્યા છે નેવુંમું પદ કુમતિના મુખમાં મૂક્યું છે ત્યારે એકાણુંમું પદ સુમતિના મુખમાં મૂક્યું છે નેવુંમું પદ વાંચતા આશ્ચર્ય ઉપજે છે ત્યારે એકાણુંમું પદ વાંચતા ચેતનરાજની વર્તમાન દશા માટે ખેદ થાય છે અનંત આનંદનો ધણી શિવસુખનો ભોક્તા, અલખનિરંજન, અદ્ભુત યોગી ઘેર ઘેર ભટકતો ફરે, પોતાની અમૂલ્ય પરિસ્થિતિને ન પિછાને અને કારણ વગરના ભેખટાળા સાંભળે એ ખેદ થાય તેવી વાત છે અને એવા અખંડ, પ્રૌઢપ્રતાપી, ઉત્તમ ગુણના ધણીને રખડતા અને લોકોના ઠપકા ખાતા જોવામાં આવે ત્યારે કોઈ પણ સહૃદય પ્રાણીને એના વલખા અને અપકીર્તિ માટે જરૂર દુઃખ થાય તો પછી ઘરની નારી, જે વિરહતાપથી તપી રહેલી હોય, દુઃખમાં દહાડા કાઢતી હોય, ઘરના ઠેકાણાં સાચવતી હોય, તેને તો જરૂર દુઃખ થાય એમાં નવાઈ નથી.

સુમતિની ભાષા પ્રૌઢ અને સુંદર છે પણ એક સ્થાને આ પદમાં 'છિનાળ' શબ્દ મહાયોગીએ વાપર્યો છે એનો ખુલાસો મને આ રીતે બેસે છે આનંદઘનજીએ સર્વ પદોમાં અને આખી ચોવીશીમાં ભાષાપ્રયોગ બહુ સુંદર અને યોગીને છાજતો કર્યો છે એમની શબ્દ વિચારસરણી અને અંતરંગદૃષ્ટિની સાથે 'છિનાળ' અથવા સત્તરમા કુંથુનાથજીના સ્તવનમાં 'સાલો' શબ્દ જરા કાનને સાલે તેવા મને લાગ્યા. તે પર વિચાર કરતા મને એક ખુલાસો બેસે છે.

'સાળો' શબ્દ જેમ ખરાબ અર્થમાં તુચ્છતાદર્શક થાય છે તેમ જ તેનો પ્રયોગ ખાસ અર્થમાં પણ થઈ શકે છે 'સાળો' એટલે 'વહાલો' એ અર્થમાં વપરાય છે અને ઘણીવાર કુહાડાબુના અર્થમાં હેતમાં પણ વપરાય છે 'સાલો' એવો ચાલો છે કે એની વાત સાંભળતા આપણે તો ચૂપ થઈ જઈએ. ત્યાં 'સાલો' તુચ્છતા નથી બતાવતો, વહુના ભાઈના અર્થમાં પણ નથી જણાતો અને ગાળના અર્થમાં પણ નથી વપરાતો. કોઈ વખત હાર પ્રદેશમાં 'હું સાળો એવો ભોળો' એવો ભાષાપ્રયોગ પણ સાંભળ્યો છે ત્યાં 'સાળો' એટલે 'વહાલો' સમજવું. આવી રીતે 'છિનાળ'નો કોઈ વાક્યપ્રયોગ દેશવિશેષે થતો હોય તો મારી જાણમાં નથી. વિચારીના વિચારને જાણનાર, ગુણીજનની શબ્દ ભાષા કહેનાર, 'અબ હમ અમર ભયે ન મરેંગે'—જેવા અદ્ભુત આંતર કવન ગાનાર 'છિનાળ' જેવો તુચ્છ શબ્દપ્રયોગ કરે એ જરા ખટકતું લાગે છે. અને કદાચ દેશવિશેષે પ્રયોગ હોય તો તેમાં ગાળ જેવું નહિ હોય, તોપણ આનંદઘનજીની ભાષાવિભૂતિને અને એ પ્રયોગની ભૂમિકાને મેળ ખાતો નથી એમ તો જરૂર લાગ્યા વગર રહે તેમ નથી. આ ભાષાવિચારણાની વિશેષ ચર્ચા ઉપોદ્ઘાત પર મુલતવી રાખીએ. પ્રથમ વિભાગની ઉપોદ્ઘાતમાં પૃષ્ઠ ૩૮ થી ૫૫ સુધી ભાષાવિચારણા થઈ છે તે કરતાં તદ્દન જુદા દૃષ્ટિબિન્દુથી ભાષાની પર વિચાર તદ્યોગ્ય સ્થાને થશે.

આ વાત બાજુએ મૂકીએ તો નેવું અને એકાણુંનું પદ અનેખ નમૂના છે. આંતર દૃષ્ટિના વ્યવહારુ પ્રયોગો છે. હિંદુ સંસારના આરસા છે. યોગભૂમિકાના ચીરસા છે અને ચેતનજીને એક વિશિષ્ટ અને વ્યવહારુ આકારમાં બતાવનાર અસાધારણ જેવા પ્રયોગો છે. આ નજરે ચેતનને જોવામાં આવે ત્યારે તેને માટે અસાધારણ માન અને પૂજ્ય ભક્તિ થાય તેવું દેખાય છે. યોગ્ય દિશાએ પ્રવૃત્તિ થાય તો તેનું ભવિષ્ય ભારે ઉજ્જ્વળ દેખાય છે અને એની વર્તમાન પૌદ્ગલિક લોલતા પર નજર પડે તો એના જેવા ભવ્યાત્માની દયા માટે ખેદ થાય તેમ છે. એના લોકાલોકપ્રકાશક છેવાની વાત આવે ત્યારે છાતી ગજગજ ફૂલે છે અને કુમતિ તરફ લોલુપતામાં ઓતપ્રોત પર નજર પડે ત્યારે છાતી બેસી જાય છે

આ બન્ને સુમતિ-કુમતિ, સમતા-મમતા આપણા પ્રત્યેકમાં છે. આપણી મહોન્નત કોની સાથે વધારવી તે આપણી શક્તિનો અને ઇચ્છાનો વિષય છે. આપણે ચિદ્ઘનાનંદપદ લેવું કે ખાડામાં પડતાં-આખડતાં ટક્કા માર્યા કરવા એ આપણા વીર્યવ્યાપારનો વિષય છે. પાડોશીની ગાળ ખાવી કે અનુભવઅમૃતજળનું પાન કરવું એ તદ્દન આપણી પસંદગીનો વિષય છે. સુયોગ્યને પરખી, તમારા ગૌરવને ધ્યાનમાં રાખી, તમારા વિકાસની સ્વશક્તિની તુલના કરી, તમારા અનંત સુખ અને ક્ષણિક સુખનો તફાવત લક્ષ્યમાં રાખી, હવે તે કોનીને મંદિરે માલ્યો. સુમતિના મંદિરે જશો તો લોકાલોકપ્રકાશક ચેતન્ય પિતા બનાવો લહાવો મળશે. કુમતિને મંદિરે જશો તો આખી દુનિયામાં ભટકવાનો, હવા ખાવાનો અને દિશાઓ કૂટાતા રખડવાનો લાભ મળશે. વિચારી તમને હવે તેના આવાસમાં દીપમાળા પ્રગટાવો.

વાત તમારા હાથમાં છે. તમારા ભવિષ્યના કર્તા, યોજતા અને નિર્માતા તમે પોતે છો. તમારા સ્વીકાર પર તમારી ભૂમિકાની આકરી છે. વિચારો, પૂછો અને છેવટનું પગલું નિર્ણયાત્મક રીતે પરમાર્થ કે સ્વાર્થને અનુસરીને લો. એકમાં આનંદઘનની સુરંગી રમત છે બીજી બાજુ સાથ પર ઘાત વસૂલવાના છે. ચેતો, જાગો, ઊઠો, વિચારો અને આગળ વધો (૯૧)

## પદ બાણુંમુ

ભૂમિકા—ચેતના અને ચેતનના વિરહગાનો અનેક દૃષ્ટિબિન્દુઓથી ગાયાં. પ્રત્યેક સ્થાને દૃષ્ટિબિન્દુમાં અને મુદ્દાને બહાર લાવવામાં એટલી વિશિષ્ટતા અને નવીનતા જોવામાં આવી છે કે ગાનો વિરહના હોવા છતાં પ્રત્યેક મનને નવો નવો લાભ થાય છે અને જાણે અભિનવ પ્રમાદની પ્રાપ્તિ થતી હોય તેમ લાગે છે. એટલે આ સર્વ વિરહગાનોની અત્ર સમાલોચના નહીં કરીએ, એ કાર્ય ઉપોદ્ઘાતમાં કરવામાં આવશે. અને સંક્ષેપમાં પણ છૂટાં વિવેચનમાંથી એનું સમુચ્ચયીકરણ મળી આવશે. એ સર્વના દૃષ્ટિબિન્દુઓ પૃથક્ પૃથક્ હોવા છતાં મુદ્દા સ્વપરવિભાગનો છે. ચેતન પરભાવમાં રમણ કરે છે તે તરફ ખેદ છે અને ચેતનજીને પોતાના મૂળ રૂપમાં આવી જવું જોઈએ એવી પ્રેરણા છે

આ નજરે જોઈએ તો બધા પદોમાં આ સ્વપરવિવેચનનું તત્ત્વ ઝળકયા જ કરે છે આત્મવિચારણામાં સ્વની ઓળખાણ અને પરનો ત્યાગ જ મુખ્યત્વે કરીને પ્રમુખ ભાગ ભજવતો હોય છે અને એકથી વધારે વખત સ્પષ્ટ કરવા પ્રયત્ન પણ કરવામાં આવ્યો છે કે આત્મિક વિચારણાનું કેન્દ્ર સ્વપરનું વિવેચન અને પરિણતિની નિર્મળતા છે એક રીતે કહીએ તો અહિંસા, સંયમ અને તપ પર નિર્ભર થતા જૈન દર્શનના નીતિવિભાગ(Ethics)નો સાર સ્વપરના વિવેચનમાં અને પરિણતિની નિર્મળતામાં સમાઈ જાય છે અને તેટલા માટે જુદા જુદા મુદ્દાઓ દ્વારા એ વાતને મુખ્યતા આપવાનો પ્રસંગ જૈન તત્ત્વજ્ઞાનીઓ અને યોગીઓ ચૂકયા નથી.

જ્યારે ચેતના પતિવિરહની દુ ખભરી કહાણી વર્ણવે ત્યારે તે સારી રીતે જાણતી હોય છે કે તેનો અને ચેતનરાજનો અભેદ છે પણ તે સાથે જ તે બરાબર જાણતી હોય છે કે ચેતનરાજ અત્યારે પરભાવમાં રમણ કરી રહ્યા છે અને પારકે ઘેર ભટકી રહ્યા છે આવા વખતમાં પતિવિરહે પીડી ગયેલી ચેતના જેવી વિજ્ઞપ્તિ કરે જેવા ઉદ્ગારો કાઢે, તેનું પ્રદર્શન આ પદમાં તેમ અન્યત્ર રજૂ કરવામાં આવ્યું છે

આ પ્રાણીનો ભવવ્યાધિ એટલો આકરો છે એનો સ્વભાવ એટલો પરભાવ થઈ ગયો છે એની અને શુદ્ધ ચેતનાની વચ્ચે એટલો આંતરો થઈ ગયો છે કે એને ઠોકી ઠોકીને ચીજ રાખવાનું કહેવામાં આવે, ત્યારે કદાચ તે કોઈ વાર ઊંચે જુએ છે આગળ પાછળનો ખ્યાલ કરે છે અને ઊંઘમાંથી જરા જાગવાના ચમકારા બતાવે છે આ પદમાં તલસતી ચેતના પતિદેવને તેમના દર્શન દેવા વીનવી રહી છે પોતાની શ્રદ્ધા, સુમતિ આદિ સખીઓને પોતાના એ કાર્યમાં મદદ કરવા વિનંતિ કરી રહી છે એ સર્વનો આશય ચેતનરાજને સાચી વસ્તુસ્થિતિનું ભાન કરાવવાનો છે અને એ ભાન કરાવીને એને શુદ્ધ દશા તરફ લઈ આવવાનો છે આ આશયથી શુદ્ધ ચેતના પારકા ઘરમાં રખડતા પતિદેવને વીનવે છે. આ પ્રકારની અનેક વિજ્ઞપ્તિ અગાઉ થઈ ચૂકી છે આ પદમાં એ દિશાએ એક વધારે પ્રયત્ન છે.

૫૬

(રાગ—કાનડો પ્રતઃ પ્રભાતે—પૂરવી)

दरिसन प्राणजीवन ! मोहे दीजे,

बिन दरिसन मोही कल न परत है, थमक थमक तन छीजे. दरिसन १

અર્થ—મારા પ્રાણાધાર ! મારા જીવનના આધાર ! મને હવે તો આપના દર્શન

---

પાઠાંતર—દરિસન—દરસન. મોહે—મોહિ. તણ તણ—તરફિ તરફિ

શબ્દાર્થ—દરિસન = દર્શન, સાક્ષાત્કાર પ્રત્યે પ્રાણજીવન = નાથ, જીવનના આધાર. મોહે = મને, દીજે = દઈએ, દો, આપો. બિન = વગર, વિના કલ = શાંતિ, આરામ, આરામ, ચેન પરત હૈ = પડે છે તણ તણ = તરફી તરફીને, કકળીને, ઝૂરીઝૂરીને. છીજે = ક્ષીણ થાય છે કમ થાય છે

સ્થાને સોગપરિણતિ–દેવી રતિ–ને મૂકે છે સાસુ સ્થાને ભગવતી લોકસ્થિતિને મૂકે છે અને લોલસ્થાને જેઠાણી સ્થાને મૂકે છે એ બધા થઈ પડેલાં સગાંઓ તો મારી ઉપર ખીજ કરે છે એમને લાગે છે કે હું બહુ સારઈ કરનારી છું

અથવા મારા પતિના નાનાભાઈ સુદીધમ તેમની સ્રી સદ્ગુણરક્તતા,[1] જે મારી દેરાણી થાય, મારા જેઠ અતિધમની પત્ની દેવી સદ્ભાવસારતા,[2] જે મારી જેઠાણી થાય, કે મારી સાસુ મહાદેવી વિશ્રુતિ (ચારિત્રરાજની પત્ની)[3] એ નવ તો મારા ઉપર રીસે ભરાય છે તેમને એમ લાગે છે કે હું પતિને કબજે રાખી શકતી નથી અને તેમને ત્યાં ત્યાં ભટકવા દઉં છું તેમા મારી ઓછી આવડત છે આ કારણે તેઓ મારા ઉપર ખિજાય છે. સખીના મનામણા ચાલે તેમ નથી અને દેરાણી–જેઠાણી ખીજે ભરાય છે મારા દેવ! આપના વગર મારા પ્રાણ ઘડીવાર પણ ટકે તેમ નથી. આ છેલ્લી વાત વહન સાચી છે. મારી સખીઓ મનામણાં કે આગ્રહ કરે કે મારા ઉપર મારા દેર–દેરાણી ખીજે એ સર્વ વાત આપ મન પર ન લો અથવા જરૂર લો, મારે તો આપને એક જ વાત કહેવાની છે કે આપના વગર આ ચેતના એક ક્ષણમાત્ર પણ ટકે તેમ નથી, એને ટકાવવા હજારો ઉપાયો લેવામા આવે કે તેની અનેક રીતે સભાળ લેવામા આવે તે સવ નકામા છે આતે આપ મારા છો અને હું આપની છુ આપ મારે ત્યાં પધારો, મને દર્શન આપી મારી આંખોને પવિત્ર કરો અને મારી સેજડીને શોભાવો. ધન્ય મારા પતિદેવ! વાહ વાહ મારા આનંદઘન (૩)

ઉપસંહાર—ખરી વાત તો એ છે કે આત્મી ચેતનાને હજુ આત્મજીવનના દર્શન કરવાનો સાચો તલસાટ જ લાગ્યો નથી જ્યારે એને મનમા સાચી તાલાવેલી લાગશે ત્યારે એ પતિ જ્યાં ત્યાં રખડતા હશે ત્યાંથી એને પાછી વાળશે. આ તો પતિદેવ રખડયા કરે છે અને દેવી ચેતના મૂર્છાગત દશામાં પડી ગયા છે જ્યારે દેવીને સળવળાટ થયો છે બાકી બન્નેનો મેળ જ્યારે જામશે એ લે પડી દેરદેરાણી, જેઠ જેઠાણી કે સાસુનણંદની ખીજની કે સમજાવટની કાંઈ જરૂર નહિ રહે. માટે ખરી વાત તો ચેતના અને ચેતનનો મેળ મેળવવાની છે અને એ વાત બની તો પછી બાકીનું સવ આવ્યુ આવશે. આવા ભાવનાં બીજ પરો આવી ગયા છે તેથી આ પદના આશય ઉપર જ વધારે ધ્યાન એપવાની જરૂર રહે છે મુદ્દો પતિદેવને ઘેર લઈ આવવાનો છે શુદ્ધ ચેતનાનો અને ચેતનદેવનો મેળ કરાવવાનો છે અને બાકીની સવ બાબતો વ્યવહારનજરે વિરહી સ્રીની દશાને બતાવવાનો છે વસ્તુત તો ચેતના–ચેતનનો અભિલાષ છે, અને તેઓ દૂર છે વિયોગની સ્થિતિમાં છે વિ કદશામા છે એમ કહેવું એનો અર્થ માત્ર એટલો જ છે કે ચેતનદેવ હજુ પરભાવમા

૧ ઉપમિતિભવપ્રપંચા કથા ભાષાંતર, પ્ર ૪ પ્ર ૩૫, પૃ ૧ ૮૧
૨ સિવાય પૃ ૧૦૭૭
૩ એજન પ્ર ૫, પ્ર ૩૪ પૃ ૧ ૧૪

રમણ કરી રહ્યો છે આ સ્થિતિ ફેરવાય અને ચેતન પોતાના સ્વભાવે આવી જાય એટલે આ સર્વ વિરહગાન અને દર્શનઝંખનાનો છેડો આવી જાય તેમ છે

દર્શન શબ્દ એકથી વધારે પારિભાષિક અર્થમાં જૈન ગ્રંથોમાં વપરાયેલ છે દર્શનનો અર્થ મેળાપ થાય—જેમ કે મને તમારાં દર્શન થયે કેટલાયે વખતથી થયાં નથી. જોવાની ક્રિયાના અર્થમાં અહીં દર્શન શબ્દ વપરાયો. બાકી દર્શન એટલે તત્ત્વજ્ઞાનની વિચારણા એવો પણ અર્થ થાય, જેમ કે—જૈન દર્શન, સાંખ્યદર્શન વગેરે. કર્મવિચારણામાં દર્શન શબ્દ દર્શનાવરણીય સાથે વપરાય છે. ત્યાં દેખવું, જોવું એ અર્થમાં એ શબ્દ વપરાય છે જ્ઞાનની સાથે તેની સરખામણીમાં એ શબ્દ વપરાય ત્યાં તેનો અર્થ સામાન્ય બોધ સમજવો. ગાયનું ગોત્વ કે ઘટનું ઘટત્વ એ દર્શન છે જ્યારે ચાર પગવાળી પીળા કે સફેદ રંગની અમુક આકારના શીંગડાવાળી ગાયનો બોધ થાય તે તેનું જ્ઞાન છે દર્શનનો અર્થ શ્રદ્ધા પણ થાય છે જ્ઞાનમાં જાણવાની વાત, ચારિત્રમાં વર્તનની વાત હોય છે ત્યારે દર્શનમાં શ્રદ્ધાની વાત હોય છે સમ્યગ્દર્શન સાથે દર્શન શબ્દ આ અર્થમાં વપરાય છે આવા અનેક અર્થો દર્શન શબ્દના છે અહીં તો પ્રથમ અર્થમાં જ તે વપરાયેલ છે.

ચેતના પતિને મળવા આતુર છે અને પતિના મેળાપ માટે એ તીવ્ર ઇચ્છા બતાવે છે અને સખી સાથે કહેણ મોકલે છે વીસરાયેલી રાણીઓ જાતે પવિત્ર હોય ત્યારે જે વ્યથા અનુભવે છે અને જે આતુરતા બતાવે છે તેનો આ પદમાં આલાપ કર્યો છે; વિરહી દેવીની આકાંક્ષા અત્ર સુંદર રીતે વર્ણવી છે અને ચેતન સાંભળે તો ઘરની ગોરીની આરજૂ કર્ણગોચર કરી તેની ચિંતા દૂર કરી શકે તેવી તેનામાં શક્તિ છે માટે દેવ ! આ વિનતિ સાંભળો અને દેવીની આકાંક્ષા પૂરી પાડો ! (૯૨)

## પદ ત્રાણુમું

ભૂમિકા—શુદ્ધ ચેતના પતિવ્રતા પત્ની છે અનાદિ કાળના વિરહથી હેરાન થયેલી છે; પણ આર્ય પત્ની હોઈ એના વિચારો પતિદેવ સંબંધીના જ છે. એને આપણે સોળમા પદમાં પતિના માર્ગની નિરીક્ષા કરતી જોઈ એને રિસાઈ ગયેલીને મનાવવાના પ્રયત્નો અઢારમા પદમાં વર્ણવ્યા. એની બાહરવાની રાતના વિરહગાન એકાવનમા પદમાં સાંભળ્યાં. બાવનમા પદમાં આલાપ, વલવલાટ, લાજકાજ સબ આણુપતિ આનંદઘન છે એનો આલાપ જેજેવંતી રાગમાં સાંભળ્યો. અને પતિદર્શનની ઝંખના બાણુમા પદમાં વિચારી ગયા. ચેતનાની વિવિધ દશાનું વર્ણન કરતાં પદોની સંખ્યા સાઠ ટકાની ઉપર થાય તેમ છે; અને તદ્યોગ્ય સ્થળે આ વિષયની મહત્તા પર જુદી જુદી દૃષ્ટિથી ધ્યાન ખેંચવામાં આવ્યું છે આ કેંદ્રસ્થ મુદ્દો ખૂબ વિચારવા યોગ્ય હોઈ ખાસ ધ્યાનમાં રાખવા યોગ્ય છે.

ચેતનરાજ પરપરિણતિમાં ખૂબ ભરવાઈ ગયા છે. એની બાહ્ય વૃત્તિ સુખ–આરામ અને ખાન–પાન–સુલતાન તરફ થઈ ગઈ છે એના આંતર લક્ષ્ય પર ક્રોધ, માન, માયા, લોભે સામ્રાજ્ય સ્થાપી દીધું છે અને અત્યારના એના બાહ્ય આચાર કે આંતરનો અભ્યાસ કર્યો હોય તો એ શુદ્ધ ચેતનાનો વહાલો પતિ છે કે એને મહાપતિવ્રતા પતિપ્રાણા પત્ની છે એ વાત પણ ભાગ્યે જ માનવામાં આવે એનો ઇંદ્રિયોના વિષયો તરફનો પ્રેમ, એની સંસાર રસિકતા, અને એની અંતરવાડમાં ચાલુ રહેલી ખટપટો વિચારવામાં આવે તો એને ચેતના જેવી શાંત, વિચક્ષણ આદરવતી પત્ની હશે એમ માનવામાં પણ આવે નહિ—આવી ચેતન દેવની દશા છે.

અને ચેતનાની નજરે જોઈએ તો એના શુદ્ધ પતિવ્રતને અંગે એને અનેક પ્રકારના વિમાસણો થયા કરે છે કોઈ વાર એને પતિની દશા તરફ ખેદ આવે છે કોઈ વાર એને પતિ ઘેર આવશે કે નહિ એ બાબતમાં શંકા થાય છે કોઈ કોઈ વાર પતિના સ્વાંગને નાટકિયાના વેશ સાથે સરખાવવાનું એને મન થઈ આવે છે (પદ ચોત્રીશમું) અને કોઈ વાર વળી એને કતલ મીઠો લાગે છે અને લોક ખાટો લાગે છે (પદ ૪૦મું). આવી વિવિધ દશા અનુભવતી આપ આગા સબ સહન કરી લે છે પણ એ પતિને તજવાનો કે એની સાથે છૂટાછેડા કરવાનો સંકલ્પ પણ કરતી નથી આ એની મહત્તા છે

પતિપ્રાણા પત્નીને નવરાશના વખતમાં કેવા કોડ થાય છે તેનું શબ્દચિત્ર ખાસ આલેખવા યોગ્ય છે પ્રાણીના હૃદયમાં બે પ્રકારની વાસના હોય છે : એક વૃત્તિ પૌદ્ગલિક વિષય સેવન ન કરે અર્ધી બને તે લો માની લીધેલી લાભ લઈ લેવા તરફ અને ભવિષ્યના આદર કે ભાવના તરફ આત્મભિમુખ કરવા ઉત્સુક હોય છે ત્યારે બીજી વૃત્તિ તેથી ઊલટી રીતે લાંબી નજરે જોવા તરફ, અંદરના લાભને જોવે વિકાસમાં પ્રગતિ કરવા તરફ અને આંતરને ઓળખી તેને ધપાવવા તરફ હોય છે આ બાહ્યાત્મદશા અને અંતરાત્મદશાને પુરુષાકાર (personify) કરવામાં આવે ત્યારે અંતરાત્મદશાને કેવા કોડ થાય, એની ભાવના કેવી હોય, તેને પત્નીનું રૂપક (Personification) આપી તેના હૃદયમાં થતા કોડ–કોડરો અત્ર વિચારવામાં આવે છે

આ બીજા પ્રકારના કોડની વિચારણા એક પત્ની તરીકે કેવા પ્રકારની હોય તેની કલ્પનામાં સાથે સાથે આર્ય પત્નીના આદર્શ કેવા સ્પષ્ટ હોય, એના પતિ એને ગમે તેટલી તરછોડતા હોય છતાં એ પતિ તરફ કેવો સદ્ભાવ રાખવતી રહે, તેના સ્પષ્ટીકરણની પણ આ પદમાં યોજના છે પત્નીના કર્તવ્યદર્શનની નજરે અને શુદ્ધ ચેતનાના ભાવવાહક ઉદ્ગારકારક શબ્દચિત્ર તરીકે આ પદ અદ્ભુત છે એટલો ઉપોદ્ઘાત કરી આ પદનો ભાવ સંક્ષિપ્ત રીતે જોઈ જઈએ વિવેચનમાં આ નવ પ્રવાહ એકધારો સાથે સાથે ચાલવા આવશે એ પર લક્ષ્ય એથી આગળ વધીએ.

જણાય છે અથવા કોઇ આગળ 'છે' અધ્યાહાર ગણી આ વાક્યને પૂરું કરીએ તો તેનો અર્થ હું મારું મન નાંદ માર કરીને કબજે રાખું છું મનમાં તો પતિને મળવાના ભારે કોડ થાય છે પણ પતિના વર્તમાન વર્તનને લઈને એવી દશા થઈ ગઈ છે કે જાણે કોઈ ભૂત કે પિશાચ વળગી પડયા હોય અને અનેક ચાળા કરાવે તેવી પોતાની વિપરીત દશા થઈ ગઈ છે (૧)

मोहनीया नाहलिया पाखे म्हारे, जग सवि ऊजड थोड;
मीठाबोला मनगमता नाहजी बीण, तन मन थाय चोड　　सुने　　२

**અર્થ**—મારા મનમોહન પ્રેમી નાથ વગર મારે મન તો આખી દુનિયા વેરાન જ ગલ જેવી છે મીઠું મીઠું બોલતા અને મારા મનને પસંદ આવતા મારા સ્વામીનાથ વગર મને તો મારા શરીરમાં અને મનમાં સખ્ત ચોટ લાગે છે મારી આતુરતા વધી જાય છે અથવા ધીરતાનો પારો ઊંચે ચઢી જાય છે (૨)

**વિવેચન**—પ્રથમ વિરહી સતી પતિવ્રતાની નજરે વિચાર કરીએ. આકર્ષણ કરનાર લહેરીલાલા પતિ વગર એને મન તો આખી દુનિયા વેરાન સમાન છે; એને કોઈ વાતમાં, કોઈ સ્થાનમાં કે કોઈ સંગમાં મજા આવતી નથી અને મીઠું બોલનારા મારા મનમોહન પતિ વગર આખા શરીરમાં અને મનમાં આતુરતા થયા કરે છે. એ અહીંથી આવશે કે પેલે માર્ગેથી આવશે કે એમને કુશળક્ષેમ તો હશે?—આવા આવા વિચારોથી મનમાં આકળામણ અને શરીરે ચોટ થાય છે અને વિરહનો ઉચ્ચાટ વધતો જાય છે

ચેતનાની પણ આવી જ દશા થાય છે. એમાં ફેર માત્ર એટલો છે કે મીઠા બોલા શબ્દનો પ્રયોગ વિરહી પત્ની અનુભવ ઉપરથી કરે છે ત્યારે ચેતના જ્ઞાનચક્ષુથી કરે છે એને તો દીર્ઘ કાળનો પ્રીતમ સાથે વિરહ છે તેથી તેણે મીઠાબોલાની મીઠી વાણી સાંભળી નથી, પણ એને ખબર છે કે પતિદેવ જે દિવસે રીઝશે તે દિવસે એ સુમધુર અને સુંદર બોલશે. ચેતનાને ચેતનજી વગર બીજું કાંઈ ગમતું નથી, એની નજરે પણ જગત વેરાન છે સ્થાન વગરનું છે

ચેતનાનું રૂપેરું શરીર કે મન આ વખતે કેવાં હોય તે ચોડ શબ્દ બહુ વેધક રીતે બતાવે છે અને ચોટ લાગવામાં વપરાતા ચોટ શબ્દ સાથે સામ્ય ગણી શકાય. આઘાત, મારણ કે મૂઢ લાગવાનો એનો ભાવ સમજી શકાય છે અને આતુરતાના અર્થમાં પણ એ સારો ભાવ પૂરો પાડે છે આવી રીતે પતિદેવને મળવાના કોડ સેવતી શુદ્ધ પત્નીની સ્થૂળ અને માનસિક દશા કેવી હોય તેનું વર્ણન કર્યું એ વર્ણનનો પૂર્વાધ અત્ર પૂરો થયો. ઉત્તરાર્ધમાં એથી પણ વધારે ચમત્કાર છે (૨)

---

શબ્દાર્થ—મોહનીયા = મનમોહન, લહેરી, આકર્ષણ કરે તેવા પાખે = વગર, સિવાય (સુ પાખી). જગ = દુનિયા સવિ = આખી ઊજડ = વેરાન થોડ = સમાન, સરીખું નાહજી = નાથ પતિ બિન = વગર. ચોડ = ધીરતા આતુરતા (ચોટ = કોઈને મારવા માટે વિચાર કરવાની ક્રિયા, આઘાત, મારણ, વગેરે)

कांई ढोलीयो खाट पछेवडी तलाइ, भाव न रेशम छांड;
अवर सबै म्हारे भला रे भलेरा, म्हारे 'आनंदघन' सिरमोड सुने० ३

અર્થ—શું ઢોલિયો કે શું હિંડોળો, શું પછેડી કે શું તળાઈ, મને તો રેશમી કપડાંની સોડ પણ ગમતી નથી. એ બીજાં સર્વે તો મારે ભલાં ભલાં છે, ઠીક ઠીક છે; મારે મુગટમણિ તો મારા આનંદઘન છે (૩)

વિવેચન—વિરહી આની નજરે આગળ ઉત્તરાર્ધ વિચારી જઈએ. શું ઢોલિયો કે શું સુંવાળી રેશમી તળાઈ, શું હિંડોળાખાટ કે શું ઓઢવાની મુલાયમ ચાદર, અરે, ગમે તેવી સોડ તાણાવી હોય કે ગમે તેવા સારા સુંદર મૂલ્યવાન સાજો શણગાર્યા હોય, મારે તો આવી આવી સર્વ વસ્તુઓ ઠીક ઠીક જ છે. એ સર્વ વસ્તુથી મારા દિલના આનંદઘનને મળવાના કોડ પુરાતા નથી કે એ વસ્તુથી હું ધરવ પામતી નથી. મારે તો આનંદઘન માથાના મુગટ છે. મારે એ સર્વસ્વ છે. એમની ખોટ તો મારે મન આળુ જ છે અને એમની એ ખાલી પડેલી જગ્યા તળાઈ, ખાટલા, હિંડોળાખાટથી કે રેશમી વસ્ત્રો કે મૂલ્યવાન વસ્તુઓથી પુરાય તેમ નથી.

'ભલા રે ભલેરા' એ વાક્યમાં ઊંડો ભાવ છે. એ ચીજો ભલે સારી છે, પણ મારે માટે તો એ ઠીકઠીક છે. મારે જેને મળવાના કોડ છે એ મળે ત્યારે મારો ઉમળકો વળે. આ ભાવકથનમાં કાવ્યદૃષ્ટિએ ચાતુર્ય છે.

આંતર દૃષ્ટિએ ઢોલિયા, ખાટ કે પિછોડીનું સ્થાન બાહ્ય અનુષ્ઠાન કે ઉપચારિયો ધર્મ વ્યવહાર લે છે. આવા બાહ્ય વ્યવહારોને વિકાસમાર્ગમાં જરૂર સ્થાન છે. બાહ્યમાંથી જ અંતરમાં પ્રવેશ થાય છે. અને બાહ્યની ગણના જરા પણ ઓછી કર્યા વગર ચેતના કહે છે કે મારે મન એ સર્વ સારાં છે; પણ મારા મુગટમણિ તો મારા નાથ જ છે. જ્યારે હું મારા મુગટમણિનો વિચાર કરું છું ત્યારે બાહ્યાચારો ગમે તેવા ભલા હોય, એની ઉપયુક્તતા ગમે તેટલી સ્વીકારવા હું તૈયાર હોઉં, પણ એ સર્વ ઠીકઠીક છે. મારા શિરમોડનો વિચાર કરું છું ત્યારે પેલા ઢોલિયા—તળાઈ સ્થાનને યોગ્ય આચારો વ્યવહારો કે વ્યવસ્થાઓ મને જરા પણ ગમતા નથી. અહીં બાહ્યાચારની અલ્પતા ન કરતાં આનંદઘને મેળાપને મહત્તા અને મુખ્યતા બહુ સરસ રીતે આપી છે. એમાં ઢોલિયા—તળાઈને ફેંકી દેવાની વાત નથી, પણ આનંદઘનને શિરમોડ તરીકે સ્વીકારવાનો આગ્રહ છે. એમાં ઢોલિયા—તળાઈની મૂલ્યવત્તા કાયમ રાખવા છતાં આત્માને મહામૂલ્યવાન, સર્વોપરી અને અતિવિશિષ્ટ ઉચ્ચ

શબ્દાર્થ—કાંઈ = શો (અવ્યય) શું (કઈ વસ્તુની ગણનામાંનો શબ્દ વિશે વિશે, કાંઈ?) ઢોલીયો = પલંગ, ઢોલિયો, સૂવાનો ખાટલો. ખાટ = ખાટલો, હિંડોળાખાટ. પછેડી = ઓઢવાની જાડી ચાદર. છોડ = સોડ, (મુખ પર કપડું લેવું તે) અવર = બીજાં. સબૈ = સર્વ. બીજાં. ભલા રે ભલેરા = ભલાં ટેલ તો ભલાં. સર = માથા (ના). મોડ = મુગટ.

સ્થાનની યોગ્યતાનો સ્વીકાર બતાવ્યો છે એમાં મારે વ્યાપણું અને વ્યવહારનિશ્ચયનો સમન્વય છે જરૂર જણાય ક્રિયા-વગાઈ કે ફી દેવાની ઉપયુક્તતા જણાય તો તેનો તેમાં નિષેધ પણ નથી એ વાત પણ ધ્યાનમાં રહે. એ સંબંધી જરૂરી ચર્ચા પાને અને વિવેચનમાં આવશે.

સામાન્ય રીતે જોવામાં આવે છે કે વરરાજા કરતા સાધારણ સાજ કે જમણને વધારે મહત્ત્વ આપવામાં આવે છે. અંતર નિમગ્ન કે એકાગ્રતાને માટે નમે આવે અમુક વખત પડિલેહણ કર્યાં કે નહિ કે પૌષધ કર્યો તો તેની અંદર દેવવંદન કે ચૈત્યવંદન કર્યું કે નહિ-આવી આવી બાબતોને આગ્રહપૂર્વક વળગી રહેવામાં આવે છે. આ સર્વ અનુષ્ઠાનોને ચોક્કસ સ્થાન છે પણ અનેક વખત બાજનિયાની તહેનાતમાં વરને જ ભૂલી જવા જેવું થઈ જાય છે એનો સમન્વય કરતા આવડે એ જૈનત્વ છે મારે મન એ બાજનીઆ બરાબર છે અને યોગ્ય સ્થાને એની હાજરીની જરૂર હું સમજું છું અને સ્વીકારું છું, પણ મારે મન મહત્ત્વનો વિષય તો મારા નાહલિયા આનંદઘન દેવ છે સર્વથી મહત્ત્વનું સ્થાન હું મારા નાથને આપું છું અને મને તો એને મળવાના જ અવિચ્છિન્નપણે કોડ થયા કરે છે

યાદ રાખવાનું છે કે આપણામાંનો મોટો ભાગ ઢોલિયા વગાઈ કે બાદ, પછેડીની જ ચિંતા કરનારો છે પ્રગતિપથમાં એને અમુક જરૂરી સ્થાન પણ અમુક મર્યાદા સુધી છે જ; પણ ક્રિયારુચિક જીવડા એમાં સર્વસ્વ માની લેવાની ભૂલ કરતા જોવામાં આવે છે. એને મન બાહ્યાચારમાં જરા સ્ખલના થતી દેખાય અને તે સ્ખલના આંતર ધ્યાન, વિચારણા કે ચિંતવનને અંગે હોય, અને તે વિશિષ્ટ ધ્યાન કે યોગપ્રગત સ્થિતિનો પરિપાક હોય, તોપણ તેમાં તેમને વિખવાદ લાગે છે. એમના ભમજણ અને સંતોષને માટે કહે છે કે એ સાધન ધર્મો ઠીક છે સારા છે અને કરવા યોગ્ય છે, પણ એ સર્વમાં કેન્દ્રસ્થાને તો ચેતનરાજને જ રાખવા ઘટે. ચેતનની પ્રગતિનો વિરોધ ન કરે તે સાધનોનો સ્વીકાર કરવાનો છે અને પ્રગત આત્માએ તો ક્રમસર ઢોલિયા-વગાઈને તેને સ્થાને રહેવા દઈ મૂળ મુદ્દા સ્થાને સ્થિર ચેતનરાજને બેસાડવા જોઈએ. આવા કોડ શુદ્ધ ચેતનાને વારંવાર થાય છે અને તેને પૂરા પાડવા માટે તે અનેક મનોરથો કરી ઉમેદ બર લાવવા માટે આતુર ગાન કરે છે. (૩)

ઉપસંહાર—આ પદ ખાસ ભાત પાડે તેવા ઉદ્ગારથી ભરેલું છે એમાં પ્રધાન સૂર તો શુદ્ધ ચેતનાની વેદનાનો છે પણ બીજા પદોમાં આવેલ વિરહગાન અને આ પદના ગાનમાં ઘણો તફાવત છે. પાંસઠમા પદની શાખી અને ગોડી રાગના સૂરમાં ચોખ્ખી વિરહ વાણી વાપી; ઓગણોતેરમા પદમાં પ્રીતિની રીત બતાવી પોતાની વિરહદશાનું ચેતનાએ વર્ણન કર્યું જ્યારે તોતેરમા પદમાં પોતાને વિશ્વાસ જ રહ્યો નથી એ દૃષ્ટિએ પ્રતિજ્ઞાપત્રની તમન્ના ચેતનાએ બતાવી હવે પછી વિવરણ કરવાના ૧૪મા પદમા મેળાપનો આતુરતા બતાવશે. આવી રીતે વિરહગાન તો ચેતનાએ ઘણા ગાયાં અને હજુ ગાશે; પ્રથમ વિભાગમાં પણ લગભગ દશ પદોમાં વિરહગાન ગાયા છે પણ આ પદમાં મનડાના કોડ બતાવી એનું

ગાન કરવા દ્વારા યોગીએ કમાલ કરી છે એમા કોલિયા–વળાઈની વાતને આગળ કરી વ્યવહાર–નિશ્ચયનો સમન્વય કરવાની હકીકતને મહત્ત્વ આપવા દ્વારા સમગ્ર જગતના અને ખાસ કરીને જૈન સમાજના શિક્ષણના પ્રશ્નને સ્થાન આપ્યું છે આજુબાજુનો વિચાર કરતા કે છેલ્લાં બસો–ચારસો વર્ષોનો ઇતિહાસ વિચારતા, અને છેવટે વર્તમાન યુગની ધર્મદુર્બળ દશાના આંતરિક કારણો તપાસવામા આવે તો, કોલિયા–વળાઈને અપાયેલું મહત્ત્વ અને વિચારે પાડી દીધેલ ચેતનરાજની વાત નજર પર આવ્યા વગર રહે તેવું નથી.

એક માસિકમાં મે ગઈ રાત્રે Efficiency નો નાનકડો લેખ વાંચ્યો. તેનો ભાવ ઉપયોગી અને પ્રસ્તુત હોઈ તે બતાવી તેની સાથે આ પદના વિષયનો વિચાર કરી લઈએ; કારણ કે આ પદમા કોલિયા–વળાઈવાળી વાતની પાછળ ભારે અગત્યનો મુદ્દો સમાયેલો છે

વાત એમ બની કે એક મોટા સરોવરની વચ્ચે નાનકડું ગામડું (બેટ) હતું તેમા વસતા બે બોટમેનો(ખારવાઓ)એ રાત્રે ખૂબ દારૂ પીધો. ચકચૂર થઈ રાત્રે બાર વાગે પોતાની બોટ લેવા ગયા, હલેસાં હાથમા લીધા અને પાણીમા હલેસા મારવા લાગ્યા. આખુ પોરહે તેઓ એક કલાકમાં સરોવરને કાંઠે પહોંચી જવા જોઈએ, પણ મળસકુ થતા સુધી તેઓ હલેસા મારતા રહ્યા, તોપણ પેલા વચગાળેના બેટની બાજુમા જ રહ્યા ! વાત એમ બની હતી કે મધરાત્રે તેઓએ હલેસા મારવા શરૂ કર્યા ત્યારે વહાણની પાછળના ભાગ (ભાવર) સાથે બાંધેલ દોરડું તેઓ છોડવું ભૂલી ગયા હતા એટલે આખી રાત કર્યા પણ બેટની ફરતી પ્રદક્ષિણા જ કર્યા કીધી અને મુખ્ય જમીને તેમને પહોંચવું હતું તેને બદલે હતા ત્યાંના ત્યા જ રહ્યા !

આવી રીતે પ્રગતિને માર્ગે પડેલો જીવ ઘણી વખત આગળ વધવા માટે હલેસા તો માર્યા જ કરે છે પણ જો અત્યાર સુધીની વાસનાઓ, રાગદ્વેષની પરિણતિઓ, કામક્રોધાદિ ષડ્રિપુના ધમપછાડા અને લીધેલા વ્યવહારની આટીઘૂંટીઓ સાથે બાંધેલી ગાંઠ એણે છોડી હોતી નથી તો એ ગમે તેટલા હલેસા મારે, પણ સવાર પડે ત્યારે એ તો બેટની આસપાસ ચક્કર મારતો જ માલૂમ પડે છે અને જે ભૂમિ પર પહોંચવા માટે એણે મહેનત આદરી હતી તે તો એટલી ને એટલી જ દૂર રહે છે

આમ આગળ વધતી વખતે કામ ક્રોધ, કષાય, નોકષાય આદિની ગાંઠ કાપવાની વાત તો સર્વમાન્ય છે અને વિચારતા ય બેસી જાય તેવી છે શુભ અનુષ્ઠાનો પૈકી કેટલી સાથે ગાંઠ તોડવી પડે અને ક્યા સબંધ રાખ્યા શકાય તે વાત ચર્ચાસ્પદ છે કેટલાક મતે તો સાધ્યપ્રાપ્તિ સુધી શુભ અનુષ્ઠાનો ચાલુ રાખવાનો આગ્રહ પણ દેખાય છે. વિચારવાની બાબત એ છે કે એકડા ઘૂંટતા ન આવડે તેટલા વખત સુધી તો એકડા ઘૂંટવા જ જોઈએ પણ મહાભક્તિવૃત અને બીજભક્તિની ભૂમિકાએ પહોંચ્યા છતા એકડા ઘૂંટ્યા કરવાનો આગ્રહ ચાલુ રાખવો એ ઘટતી વાત નથી. દરેક શુભ અનુષ્ઠાનની ઉપયુક્તતા

તો છે જ, પણ એની ઉપરની ભૂમિકા આવી જાય તો પછી એકદમ છૂટવાનો અર્થ નથી. પોતાની પ્રગતિ થઈ છે કે નહિ તેનો નિર્ણય કરવા જેટલી આવડત આવી જાય તો એનો દોર તોડવાની જરૂર છે જ; પણ નિજ સ્વભાવે આત્માને પૂછી શકાય અને સાત્ત્વિક સૂરમાંથી અંતરઆલાપ નીકળી શકે તેવું હોય તેણે પ્રથમ યોગ્ય દોરવણી નીચે અને પછી આત્મનિર્ણયે એ દોર પણ તોડવા પડે જ. આ ઉચ્ચ ભૂમિકાની વાત છે. આપણા જેવી સામાન્ય વ્યક્તિઓ માટે સાધનધર્મોની ઉપયુક્તતા પૂરેપૂરી છે, ખાસ જરૂરી છે અને આપણે તો દેશ માર્ગે માર્ગ જ મોડે પહોંચી જવાનું છે. આ વાત ગૂંચવણવાળી છે, પણ ખૂબ વિચારવા યોગ્ય છે.

દાખલામાં 'શુભ'નો ત્યાગ કરી 'શુદ્ધ'ને આદરવાની વાત આવે છે. એમાં પાછી નિશ્ચયદૃષ્ટિ ઉપર ધ્યાન વધારે પડતું અપાય છે. શુદ્ધના સ્વીકારની ના હોય જ નહિ, હોઈ શકે જ નહિ, પણ એમાં ઘણીવાર કદી લેવા જતાં પાઘડી પકવારી બેસવા જેવી સ્થિતિ થાય છે; અને વિવિધ ભેદ સમજવાને બદલે આ સર્વ બનાવને ધ્યાન મળી જાય છે. આ વાત લક્ષમાં રાખી અંતર દૃષ્ટિએ વાત વિચારવા યોગ્ય છે અને પોતાના યોગ્યતાનું વધારે પડતું મૂલ્ય અસાવધપણે અપાઈ ન જાય એ ખાસ ધ્યાનમાં રાખવા જેવું છે. આટલી ચેતવણી સાથે શુદ્ધનો સ્વીકાર કરવામાં વાંધા જેવું લાગતું નથી. બાકી બહોળતાએ તો આપણી ક્રિયા-તત્પરતામાં જ સાધનાની હોય છે. એ વ્યવહારને તોડી શકતા નથી, એ મનોવિકાર પર વિજય મેળવી શકતા નથી અને પ્રગત આત્મદશાની વાત કરવાની કોની યોગ્યતા હોય તે નક્કી-વિચારી શકતા નથી. તેવાઓ માટે તો એક જ વિચાર રહે: તેઓને ક્રિયા-તત્પરતા પણ ભલા રે ભલેરા છે, ઠીકઠીક છે, ઉપયુક્તતા યુક્ત છે, પણ શિરનો મુગટ તો આનંદઘન જ છે, ચેતનરાજ જ છે. આ દૃષ્ટિએ શુદ્ધનો સ્વીકાર છે, પણ શુભના ત્યાગની વાત ગૌણ બને છે. ક્રિયા-તત્પરતા સ્થાને સંગ્રહેલની પરિણતિ હોય કે મનોવિકારનો સંચાર હોય ત્યારે તેની આડ રાખવાની ખાસ જરૂર છે, નહિ તો આખી રાત હલેસાં મારવામાં આવે તોપણ સવારે સસરાનગર—એટલી દૂરતા જ દેશ મારવા હોવાની વાત ચોક્કસ સાચી રહેતી દેખાય છે. 'શુભ'ની આડ છોડવાની વાત ખાસ વિચારવા યોગ્ય છે. અતિ ઊંચી હદની છે અને ઘણીવાર દંભ, વંચના કે મનમનામણાનું સ્થાન લઈ લે છે. તેમાં સાવધતા કરતા અસાવધતાને વધારે સ્થાન મળે છે, માટે એ આડ કાપતાં ખૂબ વિચાર કરવો. કેટલાક વગરના મનોક પ્રાણીઓ પોતાને યોગભ્રષ્ટ, યોગી કે ધ્યાની માનતા અને ધર્મ-શુક્લ ધ્યાનની ભાવના કરવા જતાં પ્રથમ પગથિયું ચૂકી જતાં જોયા છે, એટલે સાચી વાત શોધી લેવી.

બાકી મૂળ માર્ગ તો પ્રકટ છે. પોતાનો રસ્તો શોધી લેવા જેવો છે અને મળી જાય એટલે 'સંમોહ'ના ભાવે એકાકાર સાધવા યોગ્ય છે. આવી પ્રગતિ થઈ ત્યારે સર્વ સૂઝી આવશે. દરમ્યાન વળગેલા રોગનો વળગાડ દૂર કરવા માટે ઔષધ દેવા પડે તો દેવાં અને તનમાં અને મનમાં થતી ચીડ મૂકી દેવી. વખત આવે ત્યાં સુધી ક્રિયા-તત્પરતાને

ઠીકઠીક માની તેનો સવળે માગે લાભ લેવો અને તેની ગરજ મટી જાય ત્યારે તેને વિસારી મૂકવા. ૫ય પ્રકટ છે સાધ્ય સ્પષ્ટ છે અને મનના કોડ પૂરા થઈ શકે તેવી સ્થિતિ છે દૃઢ ભાવના અને પ્રબળ પુરુષાર્થ પાસે કોઈ ચીજ અશક્ય નથી. અત્યારની તકનો લાભ લઈ નાહલીઆને મળવાના કોડ પૂરા કરો. (૯૩)

## ૫૬ ચોરાણુમુ

ભૂમિકા—ચેતનાના બે પ્રકાર કરી શકાય એક વિશુદ્ધ ચેતના અને બીજી વિકૃત ચેતના. છતા બન્ને ચેતનસ્વભાવ છે અને અજીવમાથી જીવને પૃથક્ કરનાર તત્ત્વ છે. ચૈતન્ય એટલે જ્ઞાનલક્ષણ, જાણવાનો ધર્મ આ ચેતના તો સર્વ પ્રાણ ધારણ કરનાર જીવમા અને મોક્ષમા ગયેલા સિદ્ધના જીવો, જે સર્વ કર્મોથી મુક્ત હોય છે તેમા પણ હોય છે પણ ચેતના જ્યારે સંસારમા રખડતા પ્રાણીને અંગે વિચારાય છે તે વખતની ચેતના અને શુદ્ધ સ્વરૂપની ચેતનામા બહુ ફેર છે. વિકૃત સ્વરૂપની ચેતના કુમતિનું સ્વરૂપ ધારણ કરે છે. એનુ જ્ઞાન કેટલીક વાર અજ્ઞાનનુ અને કેટલીક વાર અલ્પ જ્ઞાનનુ રૂપ લે છે અને તે વખતે એ પરભાવમા રમણ કરે છે મોહમાં આસક્ત થાય છે ચેતનને પોતાના કબજામા રાખી એને નચાવે છે અને કોઈ કોઈ વાર તદ્દન નિશ્ચેષ્ટ પણ કરી નાખે છે એને તે વખતે ખ્યાલ રહેતો નથી કે ચેતનમા અનત શક્તિ છે અને કોઈ વખત એ સાચુ જોર કરી નાખશે ત્યારે એ કોઈ રીતે પોતાના તાબામાં નહિ રહે. પ્રગલ્ભ મદાંધ યુવતિની પેઠે એ ચેતનને તાબામા રાખવા પ્રયત્ન કરે છે અને ચેતનને હેરાન–પરેશાન કરી મૂકે છે છતા ચેતના અશુદ્ધ દશામા હોય ત્યારે પણ પતિદેવને પોતાના સૌભાગ્યના રક્ષક તરીકે તો જરૂર સમજે છે અને પોતે તેના ઉપર મદાર બાંધીને રહી છે એ વાત બરાબર જાણે છે છતા એનું અભિમાન એને પતિદેવ પર સામ્રાજ્ય ચલાવવા પ્રેરે છે. આમ પતિદેવ રખડતા–પછડાતા હતા, તેવામા તેને સત્ય જ્ઞાન થયુ સ્વપરનું ઓળખાણ થયુ અને પતિદેવ પોતાની શક્તિનો ઉપયોગ કરી નિરતરને માટે કુલટા કુમતિની છાયામાંથી નીકળી ગયા અને શુદ્ધ સ્વરૂપમા બિરાજમાન થઈ ગયા આમ થ યુ ત્યારે કુમતિને—અશુદ્ધ ચેતનાને—પોતાની ભૂલ સમજાઈ; એને થયુ કે પોતાના દેવને પોતે નકામા રખડાવ્યા અને કચાવ્યા. પછી એને જે પસ્તાવો થાય છે તેનું આ પદમાં વર્ણન કર્યું છે.

જેમ કે ગામને ખીલે બાંધી હોય ત્યારે તે અનેક જાતના ચેનચાળા કરે છે; કોઈ નજીક આવે તો બીક મારે છે; પણ એને તે વખતે ભાન હોતું નથી કે પોતાનું જોર બાજુ ખીલા પર છે ખીલો ખસ્યો તો પોતાના બાર વાગી જશે, વધુ ખરું એ જ્ઞાન ખીલો હલા પડે ત્યા સુધી આવતું નથી. ખસ્યા પછી તો એ ઘેર ઘેર વેચાય છે અને આ કીના હાથમા

પણ પછી જાય છે દુઃખની વાત એ છે કે ખીલો હોય ત્યાં સુધી ખીલાની કિંમત થતી નથી. ઘણુંખરું તને ઠોકા પછી જ્ઞાન આવે છે ગરજ ગયા પછી બુદ્ધિ સૂઝે છે, એવી દશા કુલટા કુમતિની થઈ છે એ પતિ વિરહે ઘેલી થઈ ગઈ છે અને પોતાના વિચારો પ્રસ્તાવના આકારમાં અત્ર રજૂ કરે છે

આવો પ્રસંગ સ્પર્શનની કથા નિરૂપણ કરે છે ત્યાં આવે છે[1] ત્યાં સ્પર્શનનો બાલજતુ નામનો મિત્ર હતો. એ સ્પર્શનને ખૂબ પોષતો હતો. પછી બાલજતુને સદાગમ સાથે પરિચય થયો. સદાગમની સલાહથી એણે સ્પર્શન સાથે દોસ્તી ઓછી કરવા માંડી. એ સ્પર્શનના કાબુમાંથી છૂટયો; એણે હંમેશનો તેની સાથેનો સંબંધ મૂકી દીધો અને અંતે નિવૃત્તિનગરીએ ચાલ્યો ગયો. એ નગરમાં સ્પર્શન જઈ શકતો નથી, તેથી મિત્રવિરહે સ્પર્શન ગળાફાંસો ખાતો હતો. આવા પ્રકારની સ્થિતિ અત્રે અશુદ્ધ ચેતનાની થઈ રહી છે. પતિદેવ અહીં હતા ત્યારે એને હેરાન કરવામાં પોતે બાકી રાખી નહોતી. હવે પતિદેવ સિદ્ધ થયા ત્યારે એના નામ પર નિસાસા મૂકે છે. એ પાછા પોતાને ઘેર આવે એવી ઇચ્છા કરે છે આવે વખતે અશુદ્ધ ચેતના કેવા પ્રકારના આલાપ કરે, કેવો કકળાટ કરે તેનું આ પદમાં વર્ણન કરે છે પ્રથમ આ હકીકતથી પદનો આખો અર્થ કરી જઈએ, પછી બીજી દૃષ્ટિબિંદુથી પણ એની વિચારણા શક્ય છે તે પર છેવટે ધ્યાન ખેંચવામાં આવશે.

પદ

(રાગ—રામેરી)[2]

निराधार केम मूकी, श्याम! मुने निराधार केम मूकी?
कोइ नहु ने हुं कोणसुं बोलुं, सहु आलंबन टूकी श्याम ? १

અર્થ—ચેતના આનંદઘનને કહે છે: મારા નાથ! મારા શ્યામસુંદર! દેવ! મને તદ્દન આધાર વગરની કેમ છોડી દીધી? હવે હું તે કોની સાથે સ્નેહ કરું અને કોની સાથે ગોઠીવાતો કરું? મારાં બીજાં સર્વ આલંબનો તો તૂટક વખતનાં છે અથવા હું ખોઈ બેઠી છું (૧)

વિવેચન—પતિદેવ મોક્ષમાં સિધાવી ગયા પછી અહીં રખડીરઝળી પડેલી ચેતના કાળો કકળાટ કરી મૂકે છે પ્રાણી સત્તાના મદમાં કે સ્થાનની ધૂનમાં હોય ત્યારે કેટલો ધામધૂમમાં હોય છે અને સ્થાનભ્રષ્ટ થાય ત્યારે કેવો નિર્માલ્ય થઈ જાય છે તેનો આ દાખલો છે

પાઠાંતર—નિરાધાર—નિરધારા (ભીમશ્યામપ્રતિ અનુક્રમે છે) કેમ—કઈ શ્યામ—શ્રીમ નિરાધાર—નધારા.

શબ્દાર્થ—નિરાધાર = વગર આધારે વગરની કેમ = શા માટે મૂકી = છોડી, છોડી દીધી. શ્યામ = વહાલા, પતિ, સ્વામી, કાળા દેવ મુને = મને કોઈન = કોને નેહુ = સ્નેહ કરું લગાવ કરું કુણસું = કોની સાથે સહુ = સર્વ આલંબન = ટેકા ટૂકી = ખોઈ બેઠી (ક્રિયાપદ); થોડા વખત માટેના (વિશેષણ)

1. ઉપમિતિભવપ્રપંચ કથા ભાષાંતર પ્ર ૩ પ્ર ૩ પૃ ૩૭૪ થી.
2. ભી. મા રાગ ગેરડ લખે છે અત્રમાં રામેરી રાગ છે

પતિદેવ હમેશને માટે ગયા, ત્યાર પછી દેવી કુમતિ મુકતકંઠે પસ્તાવો કરે છે: મારા દેવ! તમે તો મને અહીં એકલી-અટૂલી મૂકીને ચાલ્યા ગયા. મારે તો હવે કોઈનો આધાર રહ્યો નથી, કોઈ સાથે મારે બોલવાચાલવાનું પણ રહ્યું નથી. મારા દેવ! આપે આ શું કર્યું? આપણો લાખો કરોડો વર્ષોનો સ્નેહ મૂકી દીધો અને મને તદ્દન વીસરી ગયા અને આમ તદ્દન નોધારી કરી દીધી? આપનો જીવ એવી સ્થિતિ નિપજાવતાં કેમ ચાલ્યો? (૧)

माधवनाथ! तुमे दूर पधार्या, मूकी नेह निरासी;
जण जणना नित्यप्रति गुण गाता, जनमारो किम जासी? श्याम० २

અર્થ—મારા પ્રાણાધાર! મારા દેવ! મારો સ્નેહ છોડી દઈને, મને તદ્દન નિરાશ કરીને આપ તો દૂર ચાલ્યા ગયા. (આપની ગેરહાજરીમાં) જેવા તેવા (મામૂલી-નિ બધામના) પ્રત્યેક માણસના હરરોજ ગુણ ગાતાં મારો ભવ હવે કઈ રીતે જશે? (૨)

વિવેચન—મારા નાથ! આપ તો મોક્ષમાં જઈને એટલે દૂર ચાલ્યા ગયા કે ત્યાં મારા અનેક મદદ કરનારાઓનો તમારા પર જોર ચાલતો નથી. ત્યાં વિષયાભિલાષ તમને આકર્ષી શકતો નથી, ખુદ મોહરાયની પણ આપની ઉપર સત્તા ચાલી શકતી નથી. મારો સ્નેહ વિસારી આપ તો કયાંના કયાં ચાલ્યા ગયા છો. એટલે મારે તે હવે શું કરવું? હું તદ્દન નિરાશ થઈ ગઈ છું. અરેરે! પતિની ગેરહાજરીમાં મારે તો અનેક માણસની હરરોજ ખુશામત કરવી પડશે, સાધારણ બાબત માટે તેમને આજીજી કરવી પડશે અને દુઃખમાં પતિના મરણ બાદ હિંદુ વિધવાની જે સ્થિતિ થાય છે તેવી મારી દશા થશે! મારે માથે કેવા કેવા સંસ્કારની પાટીઓ પડશે? મારા નાથ! મારો જન્મારો આ રીતે તો કેમ જશે? (૨)

जेहना पक्ष मूकीने चालु, ते मनमां सुख माणे;
जेहना पक्ष मूकीने चालुं, ते जनम लगे चित्त ताणे. श्याम० ३

અર્થ—હું જે કોઈની તરફેણ લઈ તેની બાજુનું બોલું છું તેના મનમાં તો તે સુખ લાવે છે તે રાજી થાય છે અને જેની તરફેણ છોડી દઈને બોલું છું તે તો આખા જ આયુભર પોતાના ચિત્તને મારી તરફથી ખેંચી લે છે તે મારા દુશ્મન થઈ પડે છે (૩)

પાઠાંતર—નેહ-નેહ. નિત-નિત. પ્રતિ-પ્રતે.

શબ્દાર્થ—માધવનાથ = સ્વામી, સ્વામીનાથ. નેહ = સ્નેહ, પ્રેમ. નિરાસી = આશા વગર, નિરાશ કરીને. નિત્યપ્રતિ = દરરોજ. જનમારો = ભવ. જાસી = પૂરો થશે, જશે.

પાઠાંતર—સુખ-સુઃખ. તાણે-તાને.

શબ્દાર્થ—પક્ષ = તરફેણ, બાજુ. તકરારના પ્રસંગે એક બાજુ. માણે = લાવે. મૂકીને = છોડી દઈને, બીજી બાજુએ તજીને. જનમ લગે = જન્મના છેડા સુધી, મરણ સુધી. તાણે = ખેંચે, વિરુદ્ધમાં રહે, ચિત્ત ન મેળવે.

અને લોકાચાર જ હોય ત્યાં અંતરાત્મદશાના ચારિત્રધર્મરાજ કે દશ યતિધર્મો કે બાર નાયકો ક્યાંથી હોય ? ત્યાં સંયમ કે ત્યાગના આદર્શો કે આંદોલનો ક્યાંથી હોય ? ત્યાં વીર્યોલ્લાસ કે વિશુદ્ધ બાળકો ક્યાંથી હોય ? એટલે અશુદ્ધ ચેતનાનો આ પ્રશ્ન બરાબર છે. દરેકના ઘટમાં અંતરાત્મા અનંત ગુણનો ધણી, પરમાત્મદશા પ્રાપ્ત કરવાની સત્તાવાળો મહાન યોગીશ્વર બેઠો છે. એને અશુદ્ધ ચેતના કેમ દેખી શકે ? એ છે એ વાતનો અશુદ્ધ ચેતના વિચાર પણ કેમ કરે ? એટલે એ પોકો કરે છે કે મારા ઘરમાં આપ તો શોધ્યા જડતા નથી, ત્યારે આપ બીજે ઘટમાં છો તે વાત સાચી કે નહિ ? કે એ વાત એમની એમ જ ચાલ્યા કરી છે ?

અને વાત ખરી છે. જ્યાં સાવ કૂંડામાં દુર્ગંધ ભરી હોય, ત્યાંથી સુગંધની આશા રાખવી તે જેટલો મિથ્યા પ્રયાસ છે તેટલો જ અશુદ્ધ ચેતના કે કુમતિના હૃદયમાંથી—અંતરંગમાંથી શુદ્ધ ચેતનને મેળવવાનો પ્રયાસ નકામો છે. (૫)

હજુ પણ એ આગળ બતાવે છે —

> अवधि कहीनी वाटडी जोउं, जिम जिम अवधि अति दूरं;
> 'आनंदघन' प्रभु वेगे पधारो, जिम मन आशा पूरं. स्याम० ६

અર્થ—કોઈ મુદત આપીને ગયેલ હોય તો તેની રાહ પણ જોઉં માર્ગપ્રતીક્ષા પણ કરું પણ જ્યાં મુદત જ ન આપી હોય ત્યાં તો ઝૂરી હું તલસી તલસીને કલ્પાંત જ કરું માટે મારા આનંદઘન પ્રભુ ! હવે તો આપ વહેલી પાછા પધારો, જેથી મારા મનમની આશા પૂરું મારા મનોરથ પૂરા કરું (૬)

વિવેચન—મારા નાથ ! મુદત હોય તો તો હું રાહ જોઉં પતિ પરદેશ ગયા હોય અને અમુક દિવસે આવવાની અવધ કરી ગયા હોય તો તેની મુદત ધ્યાનમાં રાખી વાટ જોવાનું પણ બને. પણ આપ તો કંઈ અવધિ આપી ગયા નથી, આપ સાદિઅનંત સ્થિતિએ પરદેશ ચાલી ગયા છો, એટલે મારી દશા તો કલ્પાંત કરીને આપઘાત કરવાની જ છે આવી મારી નિરાધાર દશાનો વિચાર કરીને મારા આનંદઘન પ્રભુ ! આપ જલદી પધારો, મારી સેજડીને શોભાવો, મારી મનની ઇચ્છા પૂરી કરો અને મારે મંદિરે આનંદમંગળ વરતાવો, અને મારા મનોરથો પૂરા કરો. (૬)

ઉપસંહાર—આવી રીતે અશુદ્ધ ચેતના-કુમતિએ મોક્ષ ગયેલા પતિને માટે કલ્પના કરી, તેની સાથે મોજ માણવાની ઇચ્છા વ્યક્ત કરી અને તેને પાછા જલદી પધારવા વિજ્ઞપ્તિ કરી. આ એક દૃષ્ટિબિંદુથી પદનો ભાવ સમજવા પ્રયત્ન કર્યો. અને આ અર્થ પ

પાઠાંતર—કહીની-કેની અવધે-અવધિ આશા-આસા

શબ્દાર્થ—અવધિ = મુદત કહીની = કોઈ અનિશ્ચિત સ્થાનમાં, કહેણની. વાટડી = રાહ, માર્ગપ્રતીક્ષા. જિમ = જ્યાં, તિમ તિમ ઝૂરું = કલ્પાંત કરું તલસુ, આતુરાઈ જ્યાં વેગે = જલદી, ઝડપી ગતિએ

પણ તે કોને કહી બતાવું ? તમારી વાત કોને સમજાવું ? ઘરની વાત કોની આગળ ઉઘાડી કરું ? તેઓ એ લહેરી કે લુચ્ચા, કપટી કે હરામખોર હોય, તો તેને જોઈ રહું છું અને તેમની પાસે તો મોટી મોટી વાત જ કરું છું અથવા તેમની પાસે મારું અંતરધન ખોટી બતાવું છું આથી તેમની પાસે ઘરના છિદ્ર ઉઘાડ કરાય નહિ અને આમ મારા કે મન ખોલું તો તેમાં તેઓ મારો ગુહ્ય સમજે નહિ. આવા લહેરી લાલાઓ પાસે મારી વાત કરવામાં મારો શુભસ્વાર્થ બને નહિ અને મારું કામ થાય નહિ. તેમની પાસે તો મોટી મોટી વાતો થાય, સામાન્ય ઉઘાડી વાતો જ્યૂ કરાય, કારણ કે એમ ન કરું તો તેઓ તો મોટી ખટપટ કરે અને પતિની ગેરહાજરીનો લાભ લેવા યત્ન કરે. આ લહેરી લુચ્ચાઓની પાસે ઘરની વાત કેમ થાય ?

(૫) અને મારા નાથ ! આપ તો દરેકના ઘટ–અંતરમાં છો એમ મોટા જ્ઞાનીઓ કહી ગયા છે. પણ મારા અંતરમાં આપને શોધું છું ત્યારે ત્યાં તો આપ ખોવાઈ ગયા જણાઓ છો. મારો આપ પ્રત્યે જેમ તેટલો સ્નેહ છે પણ આપ મૂર્તસ્વરૂપે મારા ઘટમાં દેખાતા નથી. અને જ્ઞાનદૃષ્ટિએ હું મારા ઘટમાં આપના સંબંધી જે સ્વરૂપ દેખું છું તે તો નજરે આવતું નથી. આપના અનંતજ્ઞાનાદિ ગુણો જ્ઞાનદૃષ્ટિએ દેખી શકું છું તે તો ત્યાં નજરે આવતા નથી; માત્ર ત્યાં ગુણકાર વસ્તુઓ ખાસ દેખું છું પણ આપ પોતે ત્યાંથી ચાલ્યા ગયા હો એમ લાગે છે એટલે મારા ઘટમાં–મારા હૃદયમાં–આપને ગુણકાર વસ્તુ દેખાય છે પણ આપ પોતે તો ત્યાં નજરે પણ પડતા નથી.

(૬) હવે તો, કાંઈ નહિ તો, આપ કાંઈ અવધિ તો આપો, કે અમુક સમય પછી મારા ઘરમાં આપ પધારશો. એવી અવધિ હોય તો શ્રદ્ધ પણ જોઉં વાટ જોઉં અને માનું કે અમુક અવધિ પૂરી થશે ત્યારે તો આપ જરૂર પધારશો. કાંઈ પલ્યોપમ, સાગરોપમ, કાળચક્ર કે પુદ્ગલાવર્તોની મર્યાદા થાય તોપણ આશા બંધાય અને વાટ જોવાય. અત્યારે તો કાંઈ અવધિ નથી, ઠામઠેકાણું નથી, આશા નથી, સમય નથી, ત્યારે મારે તો ઝૂરવા સિવાય બીજું કાંઈ નથી ! મારી આ દયા સાંભળી મારા નાથ ! હવે વેગે પધારો, જલદી મારા ઘટમાં તમારા યોગ્ય સ્થળે આવી જાઓ એટલે મારો તમારી સાથેનો વિરહ થયેલો છે તે ખલાસ કરી મારા મનની આશા પૂર્ણ કરું

આ રીતે પણ બરાબર ભાવ આવે છે અને સુમતિએ અનેક પ્રસંગે ધારણ કરેલ વચનને અનુરૂપ અર્થ તે રીતે આપણને મળી આવે છે આ વચન ઊલટા દૃષ્ટિબિન્દુથી કરેલ અર્થ બતાવે છે કે સાપેક્ષ દૃષ્ટિએ વિચારતાં પરસ્પર દેખાતાં વિરોધતત્ત્વોનો સમન્વય ઉકેલન કરી શકે છે અને એ સમન્વય–વ્યાપાર તે નયના જ્ઞાનની ખાસ વિશેષતા છે અને અનેકાંતવાદની મહાન સેવા છે

ઉપસંહાર—આ પદના વિવેચનમાં અનેક દૃષ્ટિબિન્દુઓ વિસ્તારથી ચર્ચેલા હોઈ તે

પર વધારે ચર્ચા કે અપસ્ફોટનની જરૂર લાગતી નથી. ચેતનાની આ ઉપાધિ જાણીતી છે એના વિરહગાનો સમન્વય તેવા છે અને તેની આકાંક્ષા સુયોગ્ય છે કુમતિ એવા જ વિરહ-ગાન કરે તે જરા વિચિત્ર લાગે તેવું છે પણ પતિને રમાડતી–ધમકાવતી–રખડાવતી સ્ત્રીઓ વિધવા થયા પછી પતિને માટે જે તલસાટ કરતી કે પશ્ચાત્તાપ કરતી જોવામા આવે છે તે નજરે તદ્દન સાચા લાગે છે માત્ર એવા મોડા આવેલા જ્ઞાનની કે સહવા પછીના ડહાપણની બહુ કિંમત નથી, પણ એની શક્યતા જરૂર છે

વાત એક જ છે કે ચેતનને એની શુદ્ધ સ્થિતિમા વિચારવામા આવે કે એની વર્તમાન અંતરાયિત દશામા વિચારવામા આવે, પણ એ દરેકમા એને વિચારવાનો રહે છે. આખી બાજી કે આવતની રચના એના પરત્વે છે અને ગમે તેમ કરીને એને એના મૂળ સ્વરૂપમા લઈ આવવાના આ વલખા છે પ્રયત્નો છે એમાનો કોઈ પણ પ્રબલ લાગુ થઈ જાય અને ચેતનરાજ ઘેર આવે, ઘરને સભાળે, ઘરે સ્થિર થઈ જાય અને ઘરનાંને ઓળખે તો કામ થઈ જાય તેવું છે પછી એ કુમતિના છણકા જુએ કે મોડી આવેલી આવડી વિચારે, એ સુમતિની શુદ્ધ ચારિત્રભાવના જુએ કે પતિદેવ તરફની એકનિષ્ઠા જુએ ગમે તે એઈને ઘેર આવે અને રખડુપણું વિસારે એ માટે આ સર્વ ગાન છે અને ગમે તે સુહાણી સત્ય સમજાય અને સમજીને જિવાય તો આશા પૂર્ણ થાય તેમ છે (૯૪)

## ૫૬ પચ્ચખ્ખાણ

ભૂમિકા—જ્યા સુધી એક વાત પર મન લાગતું નથી, ત્યા સુધી એ વાત જામતી નથી, અને સ્થિરતા, એકાગ્રતા કે શાંતિ આવતી નથી. ઘણુંખરુ પ્રાણી ઉપર ઉપરનો ખ્યાલ કરી વાતના આતર સ્વરૂપમા ઊતરતો જ નથી, અને તેથી વસ્તુનો જરા પ્રકાશ પડયા ન પડયો, ત્યા તો તે ખ્યાલ જ ખલાસ થઈ જાય છે અને એક હકીકતથી બીજી હકીકત પર મન લાગી જાય છે મન એ અજબ વસ્તુ છે એને એક ઠેકાણે લગાડવું એ ભારે મુશ્કેલ કામ છે આખો રાજયોગ મનના સ્થિરીકરણ માટે યોજાયેલ છે અને યમ, નિયમ, આસનાદિ સાધનો દ્વારા મનને ઠેકાણે લાવવા અને રાખવા માટે પ્રાણાયામ, પ્રત્યાહાર, ધ્યાન, ધારણા અને સમાધિની હકીકતો બતાવી છે આખો યોગમાર્ગ મનને વશ કરવા માટે જ રચાયો છે અને ખાસ કરીને ધ્યાનયોગની અનેક અટપટી બાબતો મનને એકાગ્ર કરવા માટે જ યોજાયલી છે છતાં મનને વશ કરવાની અને એને સ્થિર રાખવાની વાત સર્વ કાળમા બહુ મુશ્કેલ દેખાણી છે પ્રાણી જોર કરીને, સયમ રાખીને ઉભો રહાય કરીને પણ વચનયોગ અને કાયયોગ પર અંકુશ રાખી શકે છે પણ મન તો એટલું લપટું (elastic) છે કે એને એક બાજુથી હલાવવા જઈએ ત્યા બીજી તરફ છટકી જાય છે સામાયિકની બે ઘડીની મુદતમા એને નિરાંત પડતી નથી અને જગતના એકાતમાં એ

એકાગ્ર થતું નથી. એને જેમ દબાવવા કે ફોસલાવવા માગીએ છીએ તેમ એ વધારે દૂર નાસતું ફરે છે. અને એને સંયમમાં રાખવાના પ્રયત્નોને પણ તે કેટલીક વાર તો ઉથલાવી નાખે છે. મહાન યોગીઓને પણ એ ઉપાધિ કરી મૂકે છે અને પૂ. આનંદઘન જેવા સિદ્ધ યોગીને મુખે પ્રભુ પાસે ફરિયાદ કરાવે છે કે 'હે કુંથુજિન! મનડું કેમે કરીને માનતું નથી.' આ અતિ મહત્ત્વનો યોગનો પ્રશ્ન છે. એમણે તો એ સત્તરમા પ્રભુના સ્તવનમાં ત્યાં સુધી કહી નાખ્યું છે કે કોઈ પ્રાણી કહે કે તેણે મનને સાધ્યું છે, વશ કર્યું છે, તો પોતે તે વાત જ માનતા નથી. આટલી મનની શક્તિ છે.

ઉપર જણાવ્યું તેમ, આખો ધ્યાનયોગ મન પર કાબૂ લાવવા માટે યોજાયેલ છે. આટલી હકીકત હોવા છતાં 'જિમ જિમ જતન કરીને રાખું તિમ તિમ અળગું ભાગે,'—એને (મનને) જેમ જેમ પ્રયત્ન કરીને કબજે રાખવાનો પ્રયાસ કરવામાં આવે છે, તેમ તેમ એ દૂર જ નાસતું જાય છે. જ્યારે જ તમે નિર્ણય કરો કે આજે દૂધપાક ખાવો જ નથી તો દિવસમાં અનેક વખત એની સહેલાઈ એમાં પડેલા મેવા કે બદામના કે પિસ્તાના ટુકડા તમારી અંતર આંખ સન્મુખ આવ્યા વગર નહિ રહે. મતલબ, વચન કે કાયા પર સંયમ પરાણે પણ લાવી શકાય છે, પણ મન પર સંયમ લાવવો એ ભારે મુશ્કેલ વાત છે. અને સંસારમાં પડેલા, પુદ્ગળના વિલાસમાં રાચેલા વહેવારુ પ્રાણી માટે એ તદ્દન અશક્ય નહિ તો ભારે મુશ્કેલ વાત છે. છતાં મન પરના કાબૂ વગર છૂટકો નથી. તે માટે અનેક પ્રકારો અને ઉપાયો યોગીઓએ બતાવ્યા છે. એને માટે અનેક આસન, જપ, સ્થાન શોધન વગેરે બતાવ્યા છે અને શરીર પર જય કરવા કેટલાક તો હઠયોગના પ્રયોગો પણ બતાવ્યા છે. રાજયોગ અને હઠયોગના પરસ્પર સંબંધ અને આપેક્ષિકતાના પ્રશ્ન રસિક વિષય પર અત્ર ચર્ચા કરવા ન રોકાઈએ; પણ મન પર વિજય મેળવવાની આવશ્યકતા સર્વ યોગીઓએ સ્વીકારી છે, એમાં બે મત નથી એ વાતને સ્વીકારી સમજી લઈએ.

*મન એવ મનુષ્યાણાં કારણં બન્ધમોક્ષયોઃ*—એટલે સંસારબંધન કે કર્મબંધનું કારણ મન છે અને સર્વ કર્મોથી મુક્તિ મેળવવારૂપ મોક્ષપ્રાપ્તિનું કારણ પણ મન છે—એ સૂત્રની પાછળ ભારે રહસ્ય રહેલું છે. આખા સંસારભ્રમણમાં નાખનાર એ જ મનને જો કબજે કર્યું હોય તો એ સંસારયાતનામાંથી બચાવે. આટલી મનની શક્તિ અને સ્થિતિ હોવાથી એને એક ઠેકાણે બાંધવાની ખાસ જરૂર છે. જેઓ યોગમાં પ્રગતિ કરી રહ્યા છે, જેઓ સંસારનો સર્વથા ત્યાગ કરી રહ્યા છે, જેઓ જંગલમાં કે પર્વતના શિખર પર બેસી ચેતનરાજને ધ્યાવી રહ્યા છે તેની વાત બાજુ ઉપર રાખીએ, તો આપણા જેવા સામાન્ય વહેવારુ પ્રાણી માટે તો ભારે મૂંઝવણનો સવાલ થઈ પડે. પણ એમ મૂંઝાવાની જરૂર નથી. એ મૂંઝવણ કેવી રીતે દૂર થાય તેનો ઉપાય આ પદમાં બતાવ્યો છે. સંસારમાં રહી સાંસારિક કાર્યો કરનાર પણ ધારે તો યોગમાર્ગે પ્રગતિ કરી શકે છે એનો અહીં માર્ગ સૂચવ્યો છે.

પ્રાણીસમૂહના ત્રણ વિભાગ પાડવામાં આવ્યા છે. જેઓ વિશુદ્ધ માર્ગ સ્વીકારી તેના

ઉપર જ સર્વ ધ્યાન લગાડી પ્રગતિમાં જ સ્થામગ્ન્યા રહે તે 'સુસાધ્ય' કોટીના આત્મા છે તેઓનો ચેતનરાજ તક મળતા સડસડાટ સામે પહોંચી જાય છે આવા ચેતન ભારે આત્મબળવાળા, પણ ઘણી નાની સંખ્યામાં હોય છે એ તો પુદ્ગળપ્રસંગ છોડે એટલે એની સામું ન જુએ; તજવી ત્યારે એક એક શું? એકસાથે ધડાકો અને છેડા છૂટી જાય એવી 'ધન્ના' જેવી એમની દશા હોય. અત્ર કથન છે તે એવા સુસાધ્ય કોટિના જીવ માટે નથી. છેલ્લો વિભાગ અસાધ્ય કોટિનો છે એને પ્રગતિનો દરકાર દેખાવાનો નથી, મળે તો ઓળખાવાનો નથી; અને કદાચ તેની નજીક એ આવી પડે તો તેની પાસે જવાની તેની ઇચ્છા પણ થવાની નથી. આ પ્રકારના પ્રાણીને પણ આ પત્રમાં સ્થાન નથી. પણ પ્રાણીનો ઘણો મોટો ભાગ કષ્ટસાધ્ય'ના વચલા વિભાગ પર હોય છે. એને પ્રગતિના પ્રત્યેક પગથિયે પગ સ્થિર કરવા પડે છે એક પગથું આગળ ચડતા સેંકડો યત્ન કરવા પડે છે અને છતા કોઈવાર પ્રમાદ કે વાવાઝોડું થઈ આવે તો એકાદ કે વધારે પગથિયાં ઊતરી પણ જાય એવી સ્થિતિના હોય છે આ મધ્યમમાર્ગી જીવો પૈકી કેટલાક ત્યાગી હોય છે કેટલાક અવકાશે માર્ગ પર પ્રયાણ કરનારા હોય છે અને કેટલાક ધીમી ઉતાવળી પ્રગતિ કરવામાં ઉત્સુક હોય છે, છતા ઇંદ્રિયના વિષયોનો સર્વથા ત્યાગ કરનારા હોતા નથી.

આ કષ્ટસાધ્ય વર્ગના પ્રાણીએ પોતાની સ્થિતિ સુધારવા મધ્યમ માર્ગ કેવી રીતે સેવવો એની વાત અત્ર કરી છે અહીં જરા સ્પષ્ટતાની ખાતર એક વાત જણાવવાની જરૂર છે કે બાહ્ય ત્યાગને અહીં સંબંધ નથી. સંસારનો ત્યાગ કરનારાઓનો મોટો ભાગ પણ કષ્ટસાધ્યની કોટિમા આવે છે કારણ કે સ્થૂળ ત્યાગ અને આંતર ત્યાગ વચ્ચે ઘણો તફાવત છે આ પત્રમા જે વાત કરી છે તે આત્માને શોધનાર તેની પ્રગતિ માટે પ્રયાસ કરનાર, તેના અંતિમ સાધ્ય મોક્ષમાં માનનાર અને છતા ઇંદ્રિયભોગ, વિષયવિકાર અને પુદ્ગળના સંબંધને ન છોડનાર સામાન્ય કક્ષા પર રહેલા જીવોની જ છે એનાં સાધુ–શ્રાવકના વેશને સંબંધ નથી અંદરની જાગૃતિ અને ત્યાગની વાતને વહેવારુ દેખાવ કે વર્તન સાથે કદી પણ ગૂંચવવા યોગ્ય નથી એ વાત લક્ષમા રાખવી. આટલી પ્રસ્તાવના આ પત્રના સ્પષ્ટીકરણ માટે જરૂરી ધારી છે

પ્રભુનામ લેવાનું કારણ માત્ર સાધ્યને લક્ષમાં રાખવા પૂરતું જ છે પ્રભુ કાંઈ મોક્ષ આપી શકતા નથી; અને પારકાનો આપેલ મોક્ષ મળી પણ શકતો નથી. માત્ર એ જેવા ત્યાગી થઈ ચિદ્ઘનાનંદમાં મગ્ન થઈ ગયા છે એવા પોતાને થવું છે એની સાધ્યસ્મૃતિ રાખવા માટે પ્રભુનામરટણ છે; પણ એના મહિમામાં એક વિશેષતા છે તમે પત્નીની વાત યાદ કરશો તો વિકાર થશે, તમે માલ કે કેસની વાત કરશો તો અનેક વિકારો (ક્રોધ, માન, માયા, લોભ, ઈર્ષ્યા, અસૂયા, મત્સરાદિ) જાગ્રત થશે પણ પ્રભુનામ લેશો તો એમાં કોઈ વિકાર નહિ જાગે, એમાં કોઈ સ્વાર્થની વાતને પ્રાધાન્ય નહિ મળે, એમાં શાંત વાતાવરણ,

કર. (કેવી રીતે? તે પર દૃષ્ટાંત આપે છે ) પોતાનું પેટ ભરવા માટે ગાય જંગલમાં જાય છે ચારો ચરે છે અને ચારે દિશાએ હરે ફરે છે પણ એનું મન—એનું ધ્યાન—તો (સાથે આવેલા કે ઘેર રહેલા) વાછડામાં (આખો વખત) હોય છે (૧)

વિવેચન—રખડુ મન જ્યાં ત્યાં દોડી જાય છે તેને શિખામણ આપે છે મન પોતે પૌદ્‌ગલિક છે એ બાહ્ય સંમુખ હોય ત્યારે ઇંદ્રિય દ્વારા બાહ્ય વસ્તુના સંબંધમાં આવે છે એને ઇંદ્રિયના વિષયમાં લગાડ્યું હોય તો એ રસના સબડકા લીધા કરે, સીસકારે જીવન સફળ માને, સુગંધમાં રાચી જાય, સારા કપડાંમાં મોહી જાય, સારા ઘર—બંગલામાં મુંઝાઈ જાય અને સારી ગાદી કે પેટી વાતોમાં મચી પડે પણ એ જ મનને જો પ્રભુ સેવામાં જોડ્યું હોય, તો એ સાધ્યને સંમુખ રાખવાના કામમાં ખૂબ મદદ કરે. સાધ્ય જ્યાં સુધી સામે ન રહે ત્યાં સુધી તેને માટે પાકો રસ્તો ચીતરવાનો પ્રયાસ થતો નથી, એ તો આપણો દરરોજનો અનુભવ છે સંસારીના મનોરથ સંસારી જ હોય. એને દીકરા દીકરીના વેશવાળ કરવા એને ધનના ઢગલા કરી સરવૈયાં કાઢવાં આવી ક્ષુલ્લક બાબતોમાં પડી રહેવું ગમે છે પણ એને નિર્ણય હોય કે આ સર્વ ક્ષણિક છે અને પોતાનું અવિચળ સ્થાન તો જુદું જ છે; એ જેણે પ્રાપ્ત કર્યું છે તેના જેવા થવા માટે તેને પોતાની ભાવના ભૂમિમાં રાખવા ઘટે; આખો વખત ન બને તો જ્યારે બને ત્યારે એના પર લય લગાડવી ઘટે; એમ થાય ત્યારે એવા થવાય અને એવા થવાય ત્યારે આ રખડાટનો અંત આવે. મધ્ય કોટિના કષ્ટસાધ્ય વર્ગના પ્રાણી આ ભાવનાભૂમિમાં અરિહંત મહારાજને કેવી રીતે રાખી શકે તેને માટે અહીં ચોડા દાખલા આપ્યા છે

હે ચેતન! તું એવી રીતે જિનેશ્વર મહારાજના ચરણમાં મનને લગાડ અને હે મન! તું તારા સાધ્ય અરિહંત પરમાત્માનું એ રીતે ગુણગાન કર. એ રીતે એટલે કઈ રીતે? તેના દાખલા આપે છે પ્રથમ દાખલો તિર્યંચની ભૂમિકામાંથી આપે છે બીજો દાખલો માનવીની ભૂમિકામાંથી આપે છે ત્રીજો દાખલો નટ—નાટકની ભૂમિકામાંથી આપે છે ત્રણે દાખલા ખૂબ મનન કરવા યોગ્ય છે આપણે એ દાખલાઓ વિચારીએ

પોતાનું પેટ ભરવા માટે ગાય જંગલમાં જાય છે એ ચારો ચરવા માટે ખેતરે ખેતરે ફરે છે. એની વાછડી તો એના માલિકના ઘેર બાંધેલી હોય છે; અને આ હરે—ફરે, ચરે કે આગરે, પણ એનું મન તો ઘેર રહેલી પોતાની વાછડીમાં જ હોય છે. આ પ્રમાણે ઉદરભરણ માટે કામ ચાલે ત્યારે પણ તેની લગની અને વૃત્તિ તો પોતાનાં બચ્ચાં તરફ જ હોય છે અહીં ચિત્ત અને મન એકાર્થવાચી—પર્યાય શબ્દો છે. ચિત્તનો વિષય નવું જાણવાનો અને મનનો વિષય જાણેલાનું મનન કરવાનો હોય છે પણ આ પદમાં ચિત્ત અને મનને પર્યાયવાચી શબ્દો તરીકે વાપરેલા જણાય છે કહેવાની વાત એ છે કે અંતરાય કર્મના ઉદયથી કે ભોગાવળી કર્મ બાકી રહેલ હોવાને કારણે કે ત્યાગ માટે જોઈતો પુરુષાર્થ કે હોવું જોઈતું આત્મબળ પૂરતા પ્રમાણમાં અંદર ન હોય તો કદાચ સંસારનો ત્યાગ થઈ શકતો

નથી. તેવા કારણે ઘરબાર કે કુટુંબપરિવારનો ત્યાગ ન થઈ શક્યો હોય તોપણ તેથી નાસીપાસ થવું નહિ. ન બની શકે તેને માટે મનમાં ખેદ રાખવો, પણ ભાવના અને આદર્શ તો સ્પષ્ટ રાખવા, અને જ્યારે એ આદર્શે પહોંચાય તેની છૂટી પણ પાકી રચના રાખવી. આવી રીતે પોતાના કે પોતાના કુટુંબના ભરણપોષણ માટે વેપારધંધો કે નોકરી કરનાર પોતાનું કામ ચાલુ રાખે ત્યારે પણ એની વૃત્તિ તો અંદરખાનેથી ગાયની જેવી રહે છે એ સંસારના કાર્યો ફરજ તરીકે કરે, સાક્ષીભાવે કરે, એની સાથે તાદાત્મ્ય થવા ન દે અને મનમાં જ્યારે જ્યારે ત્યારે પોતાની મૂળ સ્થિતિએ પહોંચવાની ભાવના રાખે. કાર્યની ક્રિયા ચાલે તે દરમ્યાન પણ પ્રભુના નામસ્મરણ તરફ સુરત રાખે અને એમ થાય એટલે એના કર્મબંધનમાં રસબંધ ઓછો પાતળો પડે, એની ચિકાશ ઓછું ઓછી થાય અને એ રીતે એ પોતાના સાધ્ય તરફ ધીમી પણ ચોક્કસ ગતિ કરતો રહે.

આમાં સાક્ષીભાવે કામ કરવાની વાત કહી સાંસારિક ક્રિયા કરતી વખતે પણ સુરત પરમાત્મપદસ્મરણ અને નામોચ્ચારણની રાખવી અને કર્મોદયે ત્યાગ ન થઈ શકે તો આદર્શ સુસ્પષ્ટ રાખવો અને તેને અંતર સંમુખ સતત રાખવો એ અતિ મહત્ત્વની વાત કરી. આ પ્રમાણે જીવનક્રમ ગોઠવાઈ જાય તો ત્યાગ ન કરી શકનાર બાહ્ય નજરે સંસારમાં રહેલા અને પડેલા પ્રાણીને પણ વિકાસક્રમમાં આગળ વધવાનો રસ્તો સાંપડી શકે તેમ છે. (૧)

सात पांच साहेलीयां, हिलमिल पाणी जाय;
ताली दिये खडखड हसे, वाकी सुरति गगरूआ मांहि रे   बेस   २

**અર્થ**—(બીજો દાખલો:) પાંચ-સાત સાહેલી-સખીઓ સાથે હળીમળીને પાણી ભરવા જાય, ત્યારે (રસ્તે) અરસપરસ તાળી આપે, મુખેથી ખડખડાટ હસી પડે, પણ (આખો વખત) એનું ધ્યાન તો (પાણી ભરેલ) ગાગર તરફ જ હોય છે. (૨)

**વિવેચન**—એક બીજો દાખલો આપી સાક્ષીભાવ અને સાધ્યસંમુખ દૃષ્ટિ બીજી રીતે બતાવે છે પનઘટથી પાણી ભરીને પાછી વળતી પાંચ સાત બહેનપણીઓ ભરેલાં બેડાં સાથે રસ્તા પર ચાલી આવતી હોય, વાતો કરતી હોય, સામેથી આવતી સખીઓ સામે હસી હસી તેને તાળી આપતી હોય, તેની સાથે ખડખડાટ હસતી હોય, બીજી સખી વાત કરે ત્યારે તેમાં ટાપસી પૂરતી હોય, મશ્કરીમાં સોગન ખાતાં સાથેની સખીને માથે હાથ મૂકતી હોય, આવી અનેક ઘટના કરતી હોય, છતાં આખો વખત એનું ધ્યાન તો માથા પરની ગાગરમાં જ હોય છે એટલે બાહ્ય નજરે એના ખડખડાટ અને ધમધમાટની પાછળ

પાઠાંતર—ખડખડ-ઢડઢડ. દિયે-દિયે. હસે-હસે.

શબ્દાર્થ—સાતપાંચ = પાંચ-સાત. સાહેલિયાં = બહેનપણીઓ, સખીઓ. હિલમિલ = હળીમળીને, સાથે થઈને. પાણી જાય = પાણી ભરવા-ભરવા જાય. તાલી દિયે = મશ્કરી કરતી, હાથે તાળી આપતી, બે સામસામે હાથ અથડાવી કરાતો અવાજ મશ્કરીમાં કરે. ખડખડ = મોટેથી અવાજ કરીને. ગગરૂઆ = ગાગર, પાણી ભરવાનું વાસણ. દિવાળ મેઢાં ઘડાને ગગરા કહે છે

એની 'સુરત' તો ગાગર ઉપર જ રહે છે તેમ જ પ્રાણી કદાચ કર્મયોગે સંસારમાં હોય કે પૌદ્ગલિક પ્રસંગમાં આવી પડ્યો હોય, પણ એના મનની ઊંડી ભાવના તો પોતાના મૂળ ધ્યેય તરફ જ હોય છે એની નજરમાંથી ગાગર દૂર થતી નથી, એ એ આગરની ઉપેક્ષા કરતો નથી. સંસારમાં રહેવું પડે તોપણ આત્માનું અહિત ન થાય અને એની પ્રગતિમાં પગલા પડે એટલી દૃષ્ટિ એ પ્રાણીની રહે તોપણ એને નકારાત્મક લાભ તો જરૂર થાય. સાવધાન પ્રાણી સંસારમાં રહે તોપણ એ વધારે પતું અહિત કરી ઉત્ક્રાન્તિ બગાડી નાખે નહિ. એ હસે, બેસે દુકાને બેસી વ્યાપાર કરે, પણ એના નજર સન્મુખ અંદર ખાનેથી જિનગુણગાનની લોલુપતા હોય છે જિન જેવા થવાની ભાવના હોય છે પોતે જિન થઈ જાય તેવા માર્ગે વિહરવાની તીવ્ર ઇચ્છા હોય છે આ બીજો દાખલો થયો. (૨)

> नटुआ नाचे चौक में रे, लोक करे लख सोर;
> बांस ग्रही बरतें चढ़, चाको चित्त न चले कहु ठोर रे वैसे० ३

અર્થ—(ત્રીજો દાખલો:) બજાણીઓ—નટ જાહેર રસ્તા પર—ચોકમાં નાચે છે અને ચારે તરફ લોકો ભાતભાતના લાખો અવાજ કરી રહ્યા હોય છે. તે વખતે હાથમાં વાંસડો લઈ એ દોર પર ચડે ત્યારે એનું ચિત્ત બીજી કોઈ જગ્યાએ કે ઠેકાણે ચલાયમાન થતું નથી. (૩)

વિવેચન—એક વધારે દાખલો આપે છે ધાણીમાં પગ રાખી દોર પર નાચતો નટ એવો હતો. ઇલાયચીકુમાર નટડી પરના પ્રેમ ખાતર કેટલો નાચ્યો–કૂદ્યો તે વાંચ્યું હશે. એવો બજાણીઓ જ્યારે હાથમાં મોટો વાંસડો લઈ દોરડા પર ચડે છે ત્યારે લોકો એના સાહસથી ચકિત થાય છે એ પડ્યો! એ ખલાસ! —આવા અનેક ભૂમબરાડા હજારો પ્રેક્ષકો કરે છે; ભરબજારના ચોકમાં નીચે મોટે અવાજે ઢોલના ઠેકાર દેવાતા હોય છે સહાયક નટ એને ઉશ્કેરતો વચ્ચે બચ્ચાં સુવાડતો હોય છે અને ચારે તરફ આશ્ચર્ય અને ઉશ્કેરણીનું વાતાવરણ હોય છે; પણ એનું મન તો વાંસ પર જ હોય છે પોતાની સમતા (equilibrium) ન છૂટી જાય, પોતે જમીન ભેગો ન થઈ જાય, એ ખ્યાલથી એ હજારો લોકોના સારા માઠા અવાજ કે ઢોલના ધ્વનિની દરકાર કરતો નથી; એની નજર તો પોતાના પગના અંગુઠા પર અને હાથમાં પકડેલા વાંસ પર જ હોય છે આ રીતે તમે સંસારના ગમે તે કામ કરતા હો, તે વખતે લોકો તરફ કે લોકોના કહેવા તરફ ધ્યાન ન આપતા તમે તમારું ચિત્ત આત્મહિત તરફ લગાડજો. ક્યારે અવસર મળે અને જિનસેવા કરું ક્યારે અવસર મળે અને જિનસ્તવન કરું—એ વાત પર લક્ષ રાખજો. જીવનનું સાફલ્ય આં છે અંતિમ ધ્યેય

---

પાઠાંતર—ચૌકમેં–ચોકમેં લોક–લખ–લોક વાંસ–વાંસ. વરતેં–વરતે

શબ્દાર્થ—નટુઆ = નટ, બજાણીઆ ચૌકમેં = બજારમાં લોક = જોનાર જનતા, ખિજ્ઞ લખ = સંખ્યે, દ નરો, મોટી સંખ્યામાં, ભાતભાતના. સોર = અવાજ બૂમાટા. બાંસ = વાંસડા, ગ્રહી = પકડી, હાથમાં લઈ વરતે = ઉપર (દોરડા ઉપર) પ્રેક્ષ જગ્યાનો દોર. કહુ = કોઈ ઠોર = ઠેકાણે

પ્રાપ્તિ એ માર્ગ છે—એ વાતને કદી વિસારવી. તમે તમારા પ્રેમ પ્રભુપદસેવા પ્રત્યે અથવા પ્રભુગુણગાન પ્રત્યે આખો વખત સુરત રાખ્યા કરો. આવી ભક્તિ રાખશો તો જ તમારું ઐહિક અને પારલૌકિક કાર્ય થશે એમ વ્યંગથી સૂચવી દીધું છે (૩)

> जूआरी मनमें जूआ रे, कामी के मन काम;
> 'आनंदघन' प्रभु यूं कहे, तुम ल्यो भगवतको नाम रे　ऐसे　४

**અર્થ**—જેમ જુગટીઆના મનમાં જુગાર હોય છે જેમ વિષયાસક્તના મનમાં વિષય (રમણ કરી રહેલ) હોય છે આનંદઘન પ્રભુ કહે છે તે પ્રમાણે તમે ભગવાનના નામનું રટણ કરો. (૪)

**વિવેચન**—સંક્ષેપમાં કહીએ તો જુગારીના મનમાં જુગટા તરફ જેવો પ્રેમ હોય છે તેવો તમારા ચિત્તમાં પ્રભુભક્તિ અને પ્રભુગુણગાન તરફ પ્રેમ હોવો ઘટે અથવા કામી પુરુષ જેમ સર્વત્ર પોતાની સનમને જુએ છે એની મોહીમાહી કે પ્રવૃત્તિમાં ઇંદ્રિયવિષયોની વાસના જ હોય છે વિષયની ઇચ્છાવાળા પ્રાણીના મનમાં કામ કામ અને કામ જ હોય છે તેવી રીતે તમે આખા સંસારને ભગવતમય જુઓ એને માટે તલસાટ કરો, એને માટે ખૂબ પ્રબળ ઇચ્છા કરો, એ મળે ત્યારે સર્વ મળ્યું એ દૂર હોય ત્યારે જીવન આકરું નિરુત્સાહી, રસ વગરનું થઈ ગયું—આવી વૃત્તિનું પોષણ કરો, એટલે તમારો રસ્તો સાફ છે આદર્શ સન્મુખ છે અને ભવ વગરના આંટાફેરાનો અંત છે એમ સમજવું. (૪)

**ઉપસંહાર**—આમાં દંભને સ્થાન ન હોય, મનના મનામણાં ન હોય, એમાં માત્ર અંતરના ઉમળકા હોય, હૃદયના ભાવ હોય, પ્રેમના સિંચન હોય, આનંદના મેઘ હોય. આવી રીતે પૂર્ણ પ્રેમથી અત્યંત ધગશથી, અંતરના ઉમળકાથી પ્રભુસેવન તરફ અને પ્રભુગુણગાન તરફ હે મનડા! પ્રેમ લગાવ, એના ઉપર સ્થિર થઈ જા, એના ઉપર વારી જા. બાણવિદ્યાની પરીક્ષા આપવા અર્જુનની નજરે જેમ પક્ષીની આંખ અને છેદ પાડવાનો મધ્યભાગ જ દેખાતો હતો તેમ ઉઘાડી આંખ કે કાન છતાં તમારું ધ્યાન પ્રભુસેવા કે ગુણગાન ઉપર લાગે તો મુક્તિનો માર્ગ જડી આવશે. આનંદઘન પ્રભુ તમને ભલામણ કરે છે કે હે મનભાઈ! તમે આ રીતે ભગવાન સાથે એકતાન થઈ જાઓ, આ રીતે એને માટે તાલાવેલી જમાવો, બાહ્ય કાર્યમાં નિર્લેપ ભાવ આવે, સાક્ષીભાવે વહેવારું કામ કરવાની આવડત આવે અને અંતર જીવન પરમાત્મગુણમાં રાચીમાચી જાય ત્યારે આ દશા થાય અને એની તાલાવેલી લાગે તો એવા થવાની ભાવના જાગે. બહુ રહસ્યથી ભરપૂર આ સૂચનો છે એ જાણી લેવા યોગ્ય છે (૯૫)

---

પાઠાંતર—તુમ—તુમે ભગવતકો—ભગવતનું

શબ્દાર્થ—જૂઆરી = જુગારી, જુગટીઆ જૂઆ = જુગાર, દ્યૂત કામી = વિષયી, વિષયપર, પરસ્ત્રીઆસક્ત યું = એમ લ્યો = લો, લ્યો, યાદ કરો

## ૯૬ છન્નુંમું

ભૂમિકા—આપણું ઘડતર વિચારીએ તો તેમાં બે પ્રકારની સ્થિતિ દેખવામાં આવે છે: આપણો બાહ્ય વ્યવહાર અને આપણો અંતરંગ વ્યવહાર. બાહ્ય વ્યવહારમાં આપણે સ્થૂલ સંબંધોના ભાવ ભજવતા હોઈએ છીએ અને અંતરંગમાં ચેતન સાથે વ્યવહાર કરતા હોઈએ છીએ. આ બાહ્યાત્મદશા અને અંતરાત્મદશા પર આપણે અનેક દૃષ્ટિબિન્દુઓથી વિચાર કરવાના રહે છે, કારણ કે જ્યાં સુધી આ બન્નેનો તફાવત આપણા ધ્યાનમાં ન આવે અને એની સાથેના વર્તનમાં એનો આદરણીય અને ત્યાગ કરવા યોગ્ય ભાવ સમજી તે નિર્ણય અનુસાર વર્તનને જોડવી ન શકીએ ત્યાં સુધી આપણો નિસ્તાર થવો નથી. બહિરાત્મદશામાં આપણે અનેક પ્રકારના વ્યવહારો કરતા હોઈએ, રાગદ્વેષથી રંગાઈ જતા હોઈએ, શાંતિ, પક્ષ, લાભ, લોભ, માનમહત્ત્વબાજીથી તણાઈ જતા હોઈએ, તે વખતે આપણે મોટે ભાગે બાહ્ય ભાવમાં રમણ કરીએ છીએ અને આપણો ખરો અંતરભાવ શો છે તેને વિસારી મૂકતા હોઈએ છીએ. ઇંદ્રિય, મન, વિષયો અને રાગદ્વેષના જે કોઈ જાતિ ભાવો હોય તે સર્વમાં મુખ્યતયા બહિરાત્મભાવ વર્તતો હોય છે

આ બહિરાત્મદશા પર વિજય કરવો અને અંતરાત્મદશાને પકડી લેવી એ આખા યોગમાર્ગની ચાવી છે અંતરાત્મદશામાં સંયમને ખાસ સ્થાન છે ઇન્દ્રિયો પર વિજય, કષાયો પર વિજય, રાગદ્વેષની પરિણતિ પર વિજય એ એનો નકાર (Negative) વિભાગ છે જ્યારે ધ્યાન, અપ્રમત્તતા અને એકાગ્રતા એ એનો રચનાત્મક (Constructive) વિભાગ છે

આ અંતરાત્મદશા અને બહિરાત્મદશા વચ્ચે અનાદિ કાળથી પરસ્પર વિરોધ ચાલ્યા કરે છે પ્રાણી પોતે આ વાત સમજે છતાં અનેક વખત બાહ્ય ભાવમાં ઊતરી પડે છે અને ન કરવાનું કરી બેસે છે એને ધનના ભામા લાગે છે એને કનકકામિનીના કલ્પિત વશ થાય છે અને એ અર્થ હેતુ કે પરિણામના વિચાર કર્યા વિના વતન દુભવી જાય છે અને નવાણુંને ધક્કે ચઢી જાય છે. એમાં વળી કાંઈ ધક્કો વાગે, કે પોતાને અંગે કે સજપે કોઈ દુઃખદાયી પ્રસંગ બની આવે, ત્યારે એ પાછો ચોંકે છે સહજ વિચારમાં પડી જાય છે પોતાને સંપૂર્ણ સુખી કે ભાગ્યશાળી માનવાની માન્યતામાં પોતાની ભૂલ કે ભ્રમ દેખે છે અને કાંઈક ઓસરવા માંડે છે ત્યાં વળી એકાદ લાલચનો પ્રસંગ આવે કે પાછો લપસી પડે છે અને નીચે વધારે ઊંડા ખાડામાં ગબડતો જાય છે

બાહ્યાત્મભાવમાં ઉપજાવનારમાં કષાયો અને નોકષાયો મુખ્ય ભાગ ભજવે છે એ ઉપરાંત શાતાવેદનીય, જાતિ અને નામ કર્મો, અંતરાય કર્મોનો ક્ષયોપશમ, શારીરિક

૫૮[1]

( રાગ—ધનાશ્રી )

अरी मेरा नाहेरी अतिवारो, मैं ले जोबन कित जाउ ?
कुमति पिता बंभना अपराधी, न उवारे व नमारो अरी० १

અર્થ—અરી (સખીઓ)! મારા નાથ–પતિદેવને ખૂબ વારો, સારી રીતે સમજાવો. હું આ મારા જોબનના ભારને ઉપાડીને ક્યાં જાઉં ? કુમતિના બાપ તો બ્રાહ્મણજાતના–અધમ–હલકા છે અને જાતે ગુનેગાર હોઈ સજાપાત્ર છે. તે કાંઈ મારો જન્મારો નભવા દે કે મને સારાં વાનાં થવા દે તેવું નથી. (૧)

વિવેચન—તેતિરમા પદમાં પતિવિરહે ઘરવાસનું ઠેકાણું નથી એમ રજૂઆત કરી અને બેતેરમા પદમા મિત્ર વિવેક પાસે મીઠી વાતો કરી ઘરબાર ભળાવવાની સુમતિએ વાત કરી અને સોળમા પદમાં સુમતિને પતિ મેળાપ માટે નિશદિન વાટ જોતી બતાવી અને અનેક સ્થાને વિરહગાન ગાયા. ભાઠરવાની મેવલી વાતો વર્ણવી અને કોઈ કોઈ સ્થાને કુબુદ્ધિ કુલટાને એના સાચા સ્વરૂપમા બતાવી, પણ ચેતના–સુમતિનું કાંઈ વળ્યું નહિ, અનુભવમિત્રની દરમિયાનગીરી કામ આવી નહિ અને વિવેકમિત્રની સલાહ ચેતનદેવે સંપૂર્ણ પાળી નહિ. એટલે પછી સુમતિ–શ્રદ્ધાને તો કકળાટ કરવાનો જ રહ્યો.

અરે મારી સખીઓ ! તમે મારા પતિદેવને ખૂબ વારો, મારી સ્થિતિની એની પાસે ચોખવટ કરી એને લગતો બધ કરી દો. હું જુવાન બેઠી મારા પતિદેવની રાહ જોઈ બેસી રહેતી, તે મારું જોબન લઈને ક્યાં જાઉં ? મારાથી કાંઈ પરબારી કે વેશ્યાની જેમ ઘેર ઘેર થોડું જ ભટકાય ? આ તો મને મૂઢ માર પડે છે મારાથી કાંઈ કહ્યું જતું નથી અને સહ્યું જતું નથી, અને મારે છતે ધણીએ ધણી વગરની સ્ત્રીની દશા ભોગવવી પડે છે. તમે મારા પતિદેવ પાસે મારો આ પોકાર રજૂ કરો, અને મારી સાચી સ્થિતિ પર એમનું ધ્યાન ખેંચો. તમે એમ કહો છો કે મારે પડખું પાનું નભાવી લેવું, પણ તમે મારી શોક કુમતિની કથા સાંભળો. તમે એ કુમતિના કુટુંબીઓનો વિચાર કરો તો તમને જણાશે કે મારાથી એની સામે રહી શકાય તેવું જ નથી. એનો બાપ ભીખ માગનારો અને અન્યને ભીખ મગાવનારો છે અને તે ઉપરાંત પોતે અનેક પ્રકારના અપરાધ કરનારો છે. કુમતિનો બાપ મહામોહરાજા જ હોઈ શકે એનું કુળ નીચ છે એના આશયો અધમ છે એનો

શબ્દાર્થ—અરી = એરી, અરિ અરિ સંબોધન કરવાનું પદ. મેરો = મારો. નાહરી = નાથને, પતિદેવને. અતિવારો = ખૂબ અટકાવો, સારી રીતે મના કરો. મ = હું. જોબન = જુવાની, જુવાનીનો ભાર લે = ઉપાડી. કિત = ક્યાં. પિતા = બાપ. બંભના = બ્રાહ્મણ, તુચ્છ જાતિના ભિખારી. અપરાધી = ગુનેગાર. ઉવારે = નભવા દે, સાચવા દે. વ = વધુ નાનું રૂપ, નિરર્થક સંબોધન. નમારો = જન્મારો.

1 પ્રતમાંથી આ પદ મને મળ્યું નથી. તેથી કોઈ પાઠાંતર ઉપલબ્ધ થયા નથી. —વિવેચનકાર

પતિની વિરહી સતી પત્નીના ઉદ્‌ગારોને અંગે પતિદેવની–પોતાની વર્તમાન સ્થિતિ પર ધ્યાન ખેંચવાનો છે એમાં સતી સાધ્વીની અકળામણ છે અને એમાં રહસ્ય છે સતી સ્ત્રીઓ વર્ષો સુધી વિરહ ખમે છે પણ એને જ્યારે પતિને ઘેર આવવાની આશા પણ ન રહેતી હોય, ત્યારે જરૂર એને અકળામણ તો થાય જ તે વખતે પોતાની બહેનપણીઓ આગળ જે પ્રકારની વાતો–વિચારો નીકળી પડે તેનો આ પદ નમૂનો છે

કોઇ પણ પદને છેડે 'આનંદઘન' અભિધાન ન આવ્યું હોય એવું જાણવામાં નથી. અભિધાનની ગેરહાજરી પદના કર્તૃત્વપણાને અંગે શંકા ઉત્પન્ન કરે તેમ છે કારણ કે બધા પદોની પ્રણાલીથી એ ઉલટી વાત છે આ ચર્ચાસ્પદ વિષયને અત્ર સ્થાન નથી. અહીં તો સુમતિ–ચેતનાનો કકળાટ સાંભળી એનું કામ બગાડનારને ઓળખવાની પ્રેરણા છે એટલે એક વાત તરફ ધ્યાન ખેંચવું જરૂરી છે કુમતિનું કુટુંબ પણ ઘરનું જ છે તે પણ અંદર ઘર કરીને બેસી ગયું છે અને અત્યારે તો પતિદેવની માલિકી સ્વાધીન કરી બેઠેલું છે ઘરના માણસને કાઢવામાં મુશ્કેલી છે તેના કરતા ઘર કરી બેઠેલાને કાઢવા વધારે મુશ્કેલ છે, તો પછી આ ઘર કરી બેઠેલ કુમતિ અને તેના સગાંને દૂર કરતા કેટલો વખત અને કેટલી શક્તિનો ઉપયોગ કરવો પડશે એ વિચારથી સુમતિ પોતાનો જ મારો બગાડી મૂકનાર માટે બગના કે અપરાધી જેવા આકરા શબ્દો વાપરે તેમાં ક્રોધ કે ઈર્ષા નથી પણ વસ્તુનિદર્શન છે પદ અર્થવાહી છે અને ભાવા વગેરે દૃષ્ટિએ એનું કર્તૃત્વ શંકાસ્પદ છે (૯૧)

## ૫૬ મત્તાણુમુ

ભૂમિકા—શ્રી તીર્થંકરદેવને વીતરાગ કહેવામાં આવે છે તેની પાછળ બહુ મહત્ત્વનું રહસ્ય છે દુનિયામાં રખડાવનાર, દુનિયા સાથે સંયોગ કરાવનાર અને દુનિયા સાથે ખટપટ કરાવી જીવનને આકરું બનાવનાર મોહરાજાના બે પુત્રો રાગકેસરી અને દ્વેષગજેન્દ્ર છે તેનું વર્ણન ઉપમિતિભવપ્રપંચાકથાના ચોથા પ્રસ્તાવમાં વિસ્તારથી જોવા યોગ્ય છે આ બન્ને પુત્રો ભારે આકરા હોવા છતાં તે બન્ને પૈકી રાગકેસરી વધારે રખડાવનારો થાય છે એ મીઠો દુશ્મન છે ન કળાય તેવી રીતે અંદર પૂસી જનાર છે વિષયા ભિલાષ એનો મંત્રી છે એના સ્પર્શન, રસના, ઘ્રાણ ચક્ષુ અને શ્રોત્ર એ નામના પાંચ અધ્યાઓ છે અને આ જગતનો આખો પ્રપંચ રચનાર એ વિષયો છે દ્વેષ દેખાવમાં ભયંકર લાગે છે સામાને કળાઈ આવે તેવો અને કપટો ખબરાવે તેવો ધાધલીઓ આકરો છે ત્યારે આ રાગભાઈ તો અંદરથી કામ કરી ધાણ કાઢી નાખે તેવો આકરો ખુન્સરી હોવા છતાં દેખાતો ઠાઓઠમરો ઠીકરો છે. એ પોતાનો દોર માણસો તરફ ચલાવે છે ત્યારે આખુંભાઈ સગા–સ્નેહી, મિત્રમાં માહીને આસક્ત બનાવી દે છે અને એ વસ્તુ પર

પોતાના દોર મૂકે છે ત્યારે ઘર, ઘરેણું, સગાસંબંધીઓ, ધનદોલત, ખજાના, વસ્તુઓ અને બીજાઓમાં પોતાનું સામ્રાજ્ય સ્થાપે છે

રાગના વિષયો લાંબા વખત ચાલતા નથી. એ તો થોડી ખાધા પછી ડુચ્ચા રહે તેટલું પણ બાકી રહેવા દેતા નથી; માત્ર પોતાની પાછળ વિયોગનું દુઃખ, કલ્પાંતનો કકળાટ અને નિઃસાસાની પરંપરા એની તરતમતાના પ્રમાણમાં મૂકી જાય છે તેટલા માટે આનંદઘનના યોગમાં સ્વપરના વિવેચનને મુખ્ય સ્થાન અપાયું છે. આપણે કોણ છીએ, આપણી પર સાથે સંબંધ શો કારણે છે કેટલા વખત સુધીનો છે અને કેવી રીતે પરિણામ પામવાનો છે તેની વિચારણા સાથે પર વસ્તુને પર તરીકે ઓળખવી, તેના સ્વભાવનો અભ્યાસ કરવો, તેના સંબંધને સાચા સ્વરૂપે ઓળખવો એ સાચું આત્મદર્શન છે અને તદનુસાર વર્તન થાય તો અંતે મુક્તિ છે આ સ્વપર વિવેચનમાં આસ્તિક અને અનાસ્તિક તફાવત આવે છે, દેહ, ઘર, ધન, માલ સર્વનો પરમાં સમાવેશ થાય છે તે વાતની ચોખવટ કરવી અને તદનુસાર વર્તન કરવું એ સાચું યોગીજીવન છે સાધ્ય તરફ પ્રયાણ છે અને જીવનનો સાર છે માટે છ દ્રવ્યોમાં પુદ્ગળ દ્રવ્યને બરાબર ઓળખી લેવાની જરૂર છે પુદ્ગળના ચાર ભેદ છે સ્કંધ, દેશ, પ્રદેશ અને પરમાણુ પ્રત્યેક સ્કંધમાં સંખ્ય, અસંખ્ય કે અનંત પ્રદેશ હોય છે એ સ્કંધનો એક ભાગ અથવા કંઈ પણ ન્યૂન ભાગ તે દેશ, અને એનો સંપૂર્ણ જ્ઞાનીની બુદ્ધિએ પણ એક ભાગના બે ભાગ ન થઈ શકે એવો અતિ સૂક્ષ્મ સ્કંધનો અભિન્ન ભાગ–નિર્વિભાજ્ય રૂપ–તે પ્રદેશ. એ સ્કંધની સાથે અથવા સ્કંધરૂપે હોય છે ત્યારે તેને પ્રદેશ કહેવામાં આવે છે અને સ્કંધથી ભિન્ન કલ્પના થાય ત્યારે તે પરમાણુ કહેવાય છે અત્યારે સૂક્ષ્મદર્શક યંત્રથી દેખી શકાય છે તે પણ સ્કંધ છે અને પાર્ટિકલ (Particle) અથવા એટમ (Atom)ના નામથી જાણી–દેખી શકાય છે તે પણ સ્કંધ છે અને ઈલેક્ટ્રોન (Electrone) પણ સ્કંધ છે. પ્રદેશ કે પરમાણુ ચર્મચક્ષુથી દેખી શકાતા નથી. વિશિષ્ટ જ્ઞાનથી દેખાતો પરમાણુ એ પુદ્ગળનો અંતિમ અવિભાજ્ય ભેદ છે

પુદ્ગળને વર્ણ ગંધ, રસ અને સ્પર્શ હોય છે વર્ણ પાંચ છે: કાળો, લીલો, લાલ, પીળો અને સફેદ. ગંધ બે છે સુગંધ અને દુર્ગંધ. રસ પાંચ છે કડવો, તીખો કષાયેલો–તુરો, ખાટો અને મીઠો સ્પર્શ આઠ છે કઠિન મૃદુ, ગુરુ, લઘુ, શીત, ઉષ્ણ, સ્નિગ્ધ અને રુક્ષ. આ રીતે વીશ ભેદ થાય છે. એ પ્રત્યેકના સંખ્યાત, અસંખ્યાત અને અનંત ભેદ તરતમભાવથી થાય છે કાળાશ કાળાશમાં વધતાઓછાપણું હોય છે તેમ જ સુવાળાપણામાં પણ વધઘટ–ફેર ઘણો હોય છે એટલે પ્રત્યેક પુદ્ગળમાં તારતમ્ય પ્રમાણે સંખ્યાત, અસંખ્યાત અને અનંત ભેદ થાય છે.

પુદ્ગળનો સ્વભાવ પૂરણ–ગળનનો છે શબ્દ, અંધકાર ઉદ્યોત, જ્યોતિ, છાયા, આતપ એ એનું ઔપાધિક લક્ષણ છે શરીર, વાણી, મન નિઃશ્વાસ અને ઉચ્છ્વાસ એ પુદ્ગળોનું

કાર્ય છે તેમ જ સુખ દુઃખ, જીવન, મરણ એ પણ એનો ઉપકાર (કાર્ય) છે આ વાત ખાસ સમજી લેવા જેવી છે. આપણું શરીર પુદ્ગલનું જ બનેલું છે આપણે બોલીએ છીએ એ વાણી પૌદ્ગલિક છે વચન કે ભાષા એ પુદ્ગલસ્કંધ છે આપણી સ્મરણશક્તિ, ગુણદોષ વિવેચનને સમર્થન આપનાર દ્રવ્યમન પણ પુદ્ગલ છે અને શ્વાસોશ્વાસ લેવામાં આવે તે પ્રાણવાયુ પણ પુદ્ગલ છે અને તે જ પ્રમાણે પ્રીતિરૂપ પરિણામ સાતાવેદનીયના ઉદયથી થાય તેને સુખ કહેવામા આવે છે તે, અને અસાતાવેદનીયના ઉદયથી થતો પરિતાપ, જેને દુઃખ કહેવામા આવે છે તે પણ પુદ્ગલનું કાર્ય છે પુદ્ગલ પરિણામી દ્રવ્ય છે મૂર્ત છે સપ્રદેશી છે અનેક છે ક્ષેત્રી (આકાશ (space)ક્ષેત્રમા રહેનાર) છે સક્રિય છે અનિત્ય છે, કારણરૂપ છે અકર્તા છે લોકવ્યાપી છે ક્ષીરનીર પેઠે પરસ્પર અવગાઢ હોવા છતા પ્રવેશ રહિત છે એટલે અન્ય દ્રવ્યમાં પ્રવેશ કરેલ છતા કદી તદ્રૂપ થઈ જતાં નથી. એનો અધોગમન સ્વભાવ છે જ્યારે જીવનો ઊર્ધ્વગમન સ્વભાવ છે

સ્કંધની સાથે પ્રતિબદ્ધ થયેલ નિર્વિભાગ ભાગને પ્રદેશ કહેવામા આવે છે જ્યારે એ છૂટા પડી ગયેલ નિર્વિભાગ ભાગ હોય ત્યારે તેને પરમાણુ કહેવામા આવે છે આ છેલ્લો નિર્વિભાગ પરમાણુ કારણરૂપ છે અંતે નિત્ય છે સૂક્ષ્મ છે અને ઉપર જણાવેલા પૈકી એક રસ, એક ગંધ, એક વર્ણ અને બે સ્પર્શથી યુક્ત હોય છે આવા એક પરમાણુનું જ્ઞાન ઇન્દ્રિયથી થઈ શકતું નથી; એ આગમ કે અનુમાનથી જ સાધ્ય છે અને એ એના કાર્ય અને હેતુથી અનુમિત થઈ શકે છે. આપણને દૃષ્ટિગોચર થતા પદાર્થોનું અન્તિમ કારણ આ પરમાણુ છે અને, અગાઉ જણાવ્યું તેમ છે તે અદૃશ્ય હોવા ઉપરાંત અવિભાજ્ય છે. આ અણુ-દ્રવ્ય કોઈ દ્રવ્યનું કાર્ય ન હોવાથી એને નિત્ય દ્રવ્ય માનવામા આવે છે અને તે દ્રવ્યરૂપે નિત્ય છે પણ એ ક્યારેક સ્કંધના અવયવરૂપ બની સામુદાયિક અવસ્થામાં રહે છે અને ક્યારેક સ્કંધથી અલગ થઈ વિશકલિત-છૂટીછવાઈ અવસ્થામાં રહે છે આ પરમાણુની પર્યાયઅવસ્થા છે અને તેને બરાબર લક્ષ પર લાવવી એ આ પદનો ઉદ્દેશ છે દ્રવ્યનું આટલું જ્ઞાન પ્રાપ્ત થાય ત્યારે પુદ્ગલના સ્કંધને ઓળખાય, પ્રદેશ અને પરમાણુનો ભેદ ખ્યાલમા રહે, એનો પૂરણ-ગલન સ્વભાવ નજરમા આવે અને એના પરિણામી ભાવની સાથે એની પરમાણુદશામાં રહેલી નિત્યતા કરતા સ્કંધદશામા પર્યાયરૂપે પલટાતી અનિત્યતા લક્ષમા આવે ત્યારે પુદ્ગલ અને જીવના સંબંધની ઓળખાણ થાય. આ રીતે દ્રવ્યાનુયોગની ઉપયુક્તતા પણ ધ્યાનમા આવે અને જીવ-અજીવને સમજવામાં રહેલી વિશિષ્ટતા પણ બરાબર સમજાય.

પુદ્ગલને સૂક્ષ્મતાથી વિચારતા એની અનિત્યતા ખ્યાલમા આવી જશે. પરમાણુ નિત્ય હોવા છતા પર્યાય નજરે એમા પલટનભાવ ચાલુ જ રહે છે અને આપણું શરીર, ભાષા અને મન અને આપણા શ્વાસોશ્વાસ-પ્રાણ પણ પૌદ્ગલિક છે આટલી વાત સ્પષ્ટ કરી હવે આપણે અનિત્ય ઉપદેશક પદની વિચારણામા પ્રવેશ કરીએ. પુદ્ગલના સ્કંધો સંધાન-વિધ્વંસનને આધીન છે એ વાત ધ્યાનમા રાખવાથી આખું પદ બરાબર સમજાઈ જાય તેમ છે. સાથ-જાનો હેતુ પા ના યોગી શુ કહે છે તે જુઓ —

## પદ[1]

( રાગ—કલ્યાણ )

या पुद्‌गलका क्या विसवासा? है सुपनेका वासा रे, या पुद्‌गल०
चमत्कार बिजली दे जैसा, पानी बिच पतासा;
या देहीका गर्व न करना, जंगल होयगा वासा. या पुद्‌गल० १

**અર્થ**—અથવા તો વસ્તુનો કે શરીરનો ભરોસો કેવો? આ તો ખરેખર સ્વપ્નાનો વાસો છે (આંખ ઉઘડી ગઈ એટલે એક ખલાસ જેવો વસવાટ છે). એ વીજળીના ચમકારા જેવો ઝબકારો માત્ર છે. પાણીની અંદર પતાસું મૂક્યું હોય તેમ તે આખરે ગળી જનાર છે. માટે આ શરીરનો ગર્વ ન કરવો, એનું અભિમાન ન આણવું, કારણ કે એનો આખર મુકામ તો જંગલમાં જ થવાનો છે (લાકડામાં કે જમીનમાં) (૧)

**વિવેચન**—આપણે કામ લેવાનું છે હાલ તુરત પુદ્‌ગલ સાથે, ઘરબાર, માલમસાલ, સગાસંબંધી સર્વ પુદ્‌ગલ છે અને તે પૂરણ-ગલનને આધીન છે. પર વસ્તુ છે. આવા પુદ્‌ગલનો શું વિશ્વાસ કરવો? અહીંનો ચમત્કાર તો આખો એક સ્વપ્નાની માયા સરીખો છે. સ્વપ્નમાં જોયું કે રાજ્ય મળ્યું અને આંખ ઉઘડી ગઈ, આખો ખેલ ખલાસ!

તા. ૧૪-૪-૧૯૪૪ને રોજ મુંબઈમાં નજરે જોયું લક્ષાધિપતિ હતા, કરોડની આસપાસ પહોંચી ગયા હતા, સ્ટીમરના દારૂગોળાનો એક ધડાકો થયો, દશપંદર મિનિટ પછી બીજો થયો, શું થયું તે સમજાયું નહિ, ઘરબાર વગરના થઈ ગયા, જમાવેલી મૂડી અને વસાવેલ ઘરવખરી મૂકી નાસી છૂટ્યા અને સેવેલા ધનવૈભવનાં સ્વપ્નાં ક્ષણિક ખલાસ થઈ ગયા. આપણે તો આપણા જીવતરમાં સુપનના ખેલ નજરે જોયા!

આ મુદ્દા પર બે સુંદર દાખલા આપે છે. ઘોર અંધારી રાત હોય, માથે વાદળાં ચઢી આવેલાં હોય, પોતાની આસપાસ એક હાથ છેટે શી વસ્તુ પડેલ છે કે કોણ ઊભો રહેલ છે તે પણ દેખાતું ન હોય, તેવા અંધારામાં વીજળીનો ચમકારો થાય ત્યારે જરા ઝળકાટ નજરે પડે છે, પણ બીજી ક્ષણે તો ઘોર અંધકાર અને ફાંફાં મારવાનું જ બાકી રહે છે. તેના જેવો આ પુદ્‌ગલનો સંબંધ છે. જરા મળ્યું, ખાધું ન ખાધું ત્યાં ઊપડવાનું એટલે ખેલ ખલાસ છે અને પાછું અંધારું ઘોર છે. અથવા ખાંડના પતાસાને

**શબ્દાર્થ**—યા = (અવ્યય) અથવા. સર્વનામ હોય ત્યારે વિભક્તિ વગરના પહેલાં આવતું સંક્ષિપ્ત રૂપ. જોતાં અને વાંચતાંને ખ્યાલ કરતાં નજીકના અન્ય અર્થને લાગુ પડતો શબ્દ. પુદ્‌ગલ = રૂપ-રસ-ગંધવાળી વસ્તુ, શરીર (જૈન). વિસવાસા = વિશ્વાસ, ભરોસો. સુપનેકા = સ્વપ્નના. વાસા = વાસ, ઘર. ચમત્કાર = વિસ્મય, ચમકારો, ઝબકારો. બિજલી = વિજળી, ચપલા, વિદ્યુત. જૈસા = જેવા. પતાસાં = ખાંડની પેંડા જેવી બનાવટ. દેહી = શરીરધારી જીવ, શરીર. ગર્વ = અભિમાન. વાસા = વસવાટ, ઘર, એક ઠેકાણે હમેશને માટે રહેવું તે.

1. પ્રતમાંથી આ પદ મળ્યું નથી અને તેનો પાઠાંતર પ્રાપ્ત થયા નથી. —વિવેચનકાર.

પાણીની વચ્ચે મૂક્યું હોય તો એને ગળતાં વાર શી? તે જ પ્રમાણે આ પુદ્ગળ વસ્તુ, ઘર, શરીર કે મિલકત સર્વ વીજળીના ચમકારા છે. પાણી વચ્ચે પડેલા પતાસા જેવા છે અને કદાચ સારું શરીર મળી ગયું હોય, પ્રમાણમાં નીરોગીપણું પ્રાપ્ત થયું હોય, તોપણ આ શરીરનો ગર્વ કરવા જેવું નથી. સનત્કુમારે એનો ગર્વ કર્યો ત્યારે બે ઘડી પછી માલૂમ પડ્યું કે એ તો ઝેરમય થઈ ગયું છે અને આખરે જંગલનો વાસ અનિવાર્ય છે. આવા જંગલમાં વાસ કરનાર શરીરનો ભરોસો શો કરવો? એની આસનાવાસના શી?

'દેહી'નો સામાન્ય અર્થ શરીરધારી થાય, અહીં દેહીના અર્થ કરતા દેહનો ગર્વ ન કરવો એ વાત સંબંધ પરથી બંધબેસતી લાગે છે અને દેહધારીનો ગર્વ ગણવો હોય તો દેહ ધારવાનો ગર્વ ન કરવો એ પણ બેસે તેવી વાત છે. જે ઓછી સમજણે પુદ્ગલાનંદીપણામાં રાચી રહેલ છે તેણે યાદ રાખવું કે દેહ, દેહિત્વ, પ્રાપ્ત થયેલ ધનમાલ ખજાના કે નાનકડું રાજપાટ કે ચોકાઈ—એમાંના કોઈનો ગર્વ કરવા જેવું નથી. એ સર્વ પર છે. અનંત ગુણવાળા આત્માને જકડી રાખનાર મહામાયા છે અને અંતે નાશ પામી જનાર પારકી માયા છે. એની ઇંદ્રજાળનો ભોગ વિચક્ષણ પ્રાણી ન થાય. (૧)

> જૂઠે તન ધન જૂઠે જોબન, જૂઠે હૈ ઘરવાસા;
> 'આનંદઘન' કહે સબ હી જૂઠે, સાચા શિવપુરવાસા. યા પુદ્ગલ० ૨

અર્થ—શરીર ખોટું છે, ધન, ઘર, માલની સમૃદ્ધિ ખોટી છે અને જોબનિયું પણ ખોટું છે અને છેવટે ઘરવાસ પણ ખોટો છે. આનંદઘન મહારાજ તો (અનુભવથી) કહે છે કે એ સર્વ ખોટું છે, ક્ષણિક છે, માયાવી છે; શિવપુર–મોક્ષ–નો વાસો એ સાચી વાત છે. (૨)

વિવેચન—શરીર પોતે ખોટું છે; નશ્વર દેહનો ભરોસો નહીં. અને ધન તો જૂઠું જ છે. એ તો એક ભવમાં ત્રણ ભવ કરાવે છે. પૂરની જેમ આવે છે, ધડાકા સાથે નાસી જાય છે અને કોઈની સાથે જતું નથી. અને જોબનીઆનો લટકો દહાડા ચાર એ. ધન એ ચાર દહાડામાં પણ દુખાટનો પાર નથી. એની સાથે સંકલિત થયેલા દુર્ધ્યાનો રાગો અને એક પ્રેમપાત્રને અંગે થતી હરીફાઈઓનો વિચાર કરીએ તો ચાર દહાડાના લટકાને લટકો માનતાં પણ સહજ સંકોચ થાય તેમ છે. અને ઘરવાસ પણ જૂઠો જ છે. કોઈ ઘર કે જમીન પચાસ પેઢી ચાલતી નથી. આનંદઘન મહારાજ કહે છે કે આ રીતે તન–ધન–જોબન અને ઘરવાસ સર્વ જૂઠાં છે. પુત્ર–પુત્રીઓ તરીકેની માન્યતા જૂઠી છે; સગાસ્નેહીઓના સગપણ જૂઠાં છે; સ્ત્રી, માતા કે પિતાના સંબંધ જૂઠા છે—સર્વ બાહ્ય સંબંધો જોગ છે. કેટલાનાં નામ દઈએ? સર્વ ખોટું છે, નાશવંત છે, દુઃખકારી છે, દૂરથી તજવા યોગ્ય છે.

ત્યારે આ મકાન, પેલું મકાન, તે મકાન અને સર્વ મકાન; ત્યારે કાંઈ સાચું સારું

---

શબ્દાર્થ—જૂઠે = ખોટું, અસ્થિર, પોતાનું નહિ તેવું. જોબન = યૌવન, જુવાની. ઘરવાસા = ઘરમાં [...] તે. સબ હી = બધું. સાચા = ખરું. શિવપુર = મોક્ષનગર, મુક્તિપુરી.

સ્વીકાર્યું છે કે સંગમાં સંગ આવી ગયું? યોગીરાજ કહે છે કે શિવપુરનો વાસ એ સાચી ચીજ છે એ શાશ્વતી સુખપરંપરા છે એ ચાર કલાકનું આવરણું ન હોઈ એમાં આદિ-અંત વગરનો-નિરંતરનો આનંદ છે અને એ અનંત સુખથી ભરેલ હોઈ સાચો વાસ છે; જે વાસમાં વસ્યા પછી કોઈ ખાલી કરાવનાર નથી, ત્યાં કોઈ ભાગ પડાવનાર નથી અને ત્યાંના અનંત આનંદને પરિસીમા કે અટકાયત નથી. એ શિવપુરવાસ સાચો છે પૂર્વપ્રયોગથી સંગના અભાવથી, બંધન તૂટવાથી અને તે પ્રકારના ગતિપરિણામથી કર્મનો સર્વથા ક્ષય થતા ચેતન લોકને અંતે ઊર્ધ્વ ભાગમાં ચાલ્યો જાય છે એ શિવપુરનું સ્થાન લોકને અંતે એક યોજનના ભાગમાં ઉપર આવેલું છે પ્રત્યેક મુક્ત આત્મા ત્યાં સ્થિરવાસી રહે છે ત્યાં વસનારના આઠ ગુણ વિચારવા યોગ્ય છે —

नाण च दंसणं चेव अव्वाबाहं तहेव सम्मत्तं । अक्खयठिइ अरूवी अगुरुलघु वीरियं हवइ ॥

આઠ કર્મના નાશથી આ આઠ ગુણો શિવપુરવાસમાં ગયેલ પ્રત્યેક આત્માને પ્રાપ્ત થાય છે—

(૧) પ્રત્યેક સિદ્ધને અનંત જ્ઞાન હોય છે જ્ઞાનાવરણીય કર્મનો સર્વથા ક્ષય થઈ જવાથી લોકાલોકસ્વરૂપને એ જાણે છે

(૨) દર્શનાવરણીય કર્મનો સંપૂર્ણ ક્ષય થઈ જવાને પરિણામે પ્રત્યેક શિવપુરવાસી લોકાલોકસ્વરૂપને સર્વથા દેખે છે

(૩) શિવપુરવાસવાળાઓ સર્વ પ્રકારની બાધા-પીડાથી રહિત હોય છે મનુષ્ય કે દેવનું ઊંચામાં ઊંચું સુખ કલ્પવામાં આવે તેનાથી અનંતગણું આત્મિક સુખ નિરંતરને માટે એ અનુભવે છે એનું વર્ણન અશક્ય છે મૂંગો માણસ સાકર ખાય તેનો સ્વાદ વર્ણવી ન શકે પણ અનુભવી શકે એવી એ સુખની અતિમાત્રા અવર્ણનીય છતાં અનુભવગમ્ય છે આ અવ્યાબાધ સ્થિતિ વેદનીય કર્મના નાશથી થાય છે

(૪) શિવપુરવાસીને ક્ષાયક સમ્યક્ત્વ હોય છે. આ સમ્યક્ત્વ શબ્દ ખાસ સમજવા યોગ્ય છે. મોહનીય કર્મના નાશથી આ ગુણ ઉત્પન્ન થાય છે.

(૫) શિવપુરવાસીની એક સ્થાને અક્ષય સ્થિતિ થાય છે જન્મ-મરણના ફેરા ટળી જાય છે એક સ્થાને રહી અનંત ગુણમાં રમણતા કરવાનો મહા સુંદર લાભ મળે છે. આયુષ્યકર્મના ક્ષયને પરિણામે આ ગુણની પ્રાપ્તિ થાય છે

(૬) નામ અને રૂપની વિવિધતા નાશ પામી જાય છે. દેવપણું મનુષ્યપણું કે એક-બે-ત્રણ-ચાર-પાંચ ઇંદ્રિય હોવાપણું કે શરીર, સંઘયણ, સંસ્થાન વગેરે સર્વ ભાવો નાશ પામી માત્ર અરૂપી ગુણ પ્રાપ્ત થાય છે નામકર્મનો ક્ષય થવાથી આ અરૂપી ગુણ પ્રાપ્ત થાય છે.

(૭) ગોત્રકર્મનો ક્ષય થવાથી અગુરુલઘુત્વ પ્રાપ્ત થાય છે સિદ્ધવાસી જીવો હલકા પણ નથી, ભારે પણ નથી, પણ અગુરુલઘુ છે એ કાર્મિક સત્કાર કે સન્માન રહિત હોય છે એટલે વિશ્વની નજરે કે મનપે જોઈએ તો તેઓ સત્કાર રહિત હોય છે. આથી અગુરુલઘુ ગુણ ખાસ વર્ણવવા યોગ્ય છે.

(૮) અને આત્મામા સ્વભાવત. અનત બળ હોય છે એ વીર્યાતરાય નામના કર્મથી ઓછુંવધતું ઢંકાઈ ગયેલું હોય છે તે કર્મનો નાશ થતા એની અનત શક્તિ પ્રકટ થાય છે આ અનત શક્તિના ઉપયોગથી લોકને અલોકમા અને અલોકને લોકમા ફેરવી નાખવાની તાકાત પ્રકટે છે પણ શિવપુરવાસમા કૃતકૃત્ય થયેલા મહાનુભાવો એ શક્તિનો ઉપયોગ કરી કરતા નથી, કર્યો નથી અને કરવાના નથી.

આ આઠ ગુણ શિવપુરવાસીના હોય છે એ વાસમા રહેનાર પોતાના નિજગુણ પ્રકટ કરે છે અને તેની પ્રાપ્તિ પછી એ હમેશને માટે થાય રહે છે એ પ્રાપ્તિ માટે બનતો સર્વ પુરુષાર્થ કરવા યોગ્ય છે (૨)

ઉપસંહાર—સ્વપરનું વિવેચન થઈ જાય, પુદ્‌ગળ અને આત્મા વચ્ચેનો ભેદ સમજાઈ જાય, મર્યાદિત વિચારણામાં પુદ્‌ગળ ગમે તેટલા પોતાના લાગતાં હોય પણ તે પર છે અને વિડબના કરનાર છે એના સાચા વાસથી એને દૂર રાખનાર છે અને અતે ગમે તેટલા મીઠા લાગતા હોય તોપણ પરભાવમા રમણ કરાવનાર છે—આ વાત અનેક રીતે જુદા જુદા આકારે વારવાર પુનરાવર્ત કરીને કહેવા યોગ્ય છે પુદ્‌ગળનો સ્વભાવ નીચગામી છે નાશને આધીન છે ચેતનનો સ્વભાવ ઊર્ધ્વગામી છે અક્ષય અરૂપી, અ બાબાધ સ્થિતિને યોગ્ય છે અને અનત શક્તિને સમજનાર કોઈ પૂર્ણ આનદ આપે તેવો છે આ વિચાર જ્ઞાની સાથે દેહ-શરીર પારકુ છે નાશને આધીન છે એ વાત સમજાય તો દેહનો અધ્યાસ છૂટી જાય, ઘરનો મોહ ગળી જાય અને છેવટે સગાવહાલા તરીકે માનેલા આપ્તજનોના સબધને સાચા રૂપે ઓળખાતા જીવનના આદર્શો તદ્દન પલટાઈ જાય. એ વાતનો સ્પષ્ટ ખ્યાલ કરવા માટે જીવ અને પુદ્‌ગળના સ્વરૂપને બરાબર ઓળખવાની જરૂર છે પછી અતર વિભાગે તેમનું જડપણું, તેનો પૌદ્‌ગલિક સબધ તે સબધનાં કારણો અને તેની અલ્પકાલીન સ્થિતિનો વિચાર કરવામા આવશે તો ક્રોધ, માન, માયા લોભ અથવા હર્ષ શોક, ભય કે વેરોધનો પૌદ્‌ગલિક સબધ સમજાશે, અને મોહની અજ્ઞાનતા અને મોહનો વિરોધ ખ્યાલમા આવશે. માટે સાચા-જૂઠાનો બરાબર કો પાટલો.

સાચુ તેને કહેવાય જે હમેશને માટે પોતાનું બની રહે. બાકી બે-પાચ દહાડા સાથે રહી ઉપર ઉપરનો આનદ દેખાડે અને જાય ત્યારે ભારી પરેશાની કરાવે એને સાચુ ન કહી શકાય. આ સાચી વસ્તુની શોધ કરવા માટે વિવેક, આવ ત અને અભ્યાસની જરૂર છે વસ્તુના ધર્મનો ખરો ખ્યાલ કરવાની આવશ્યકતા છે અને તે અભ્યાસ આવર ગમે તેટલો લોગ આપવાની અને તેમા ઓતપ્રોત થઈ આરપાર નીકળી જવાની જરૂરીઆત છે

આખા યોગમાર્ગનો સાર આ પ્રકારની વિચારણામા છે અને એની પ્રાપ્તિ એ મુખ પ્રયાસની સિદ્ધિનું ફળ છે શિવપુરવાસ સાચો છે સ્થિર થાયી છે અનત છે અરૂપ છે

જ્યારે ઘરવાસ બહુ છે સ્થૂળ છે વાસનાસ જેવો છે એટલે સાચા વાસને મેળવવા સુયોગ્ય પ્રયાસ કરવા યોગ્ય છે અને પ્રયાસથી તે મળે તેવો હોવાને કારણે તેની ખાતર પૂરતી શક્તિનો ઉપયોગ કરવા યોગ્ય છે [1]શિવપુરવાસની નજીક પ્રાણી આવે છે ત્યારે એ નામકર્મની એંશી પ્રકૃતિને છેલ્લા બે સમયમાં ક્ષય કરી નાખે છે શૈલેશીકરણમાં એ બહુ કર્મોનો નાશ કરી દે છે. ચરમશરીરી જીવ ચૌદમા ગુણઠાણાના છેલ્લા બે સમયે દેવદ્વિક, વિહાયોગતિદ્વિક પંચ વર્ણ બે ગંધ, પાંચ રસ, આઠ સ્પર્શ, પંચ શરીર, પાંચ સંઘાતન, પાંચ બંધન, નિર્માણનામકર્મ છ સંઘયણ, અસ્થિર અશુભ, દુર્ભગ, દુઃસ્વર, અનાદેય, અયશ, છ સંસ્થાન, અગુરુલઘુ, ઉપઘાત, પરાઘાત, ઉચ્છ્વાસ, અપર્યાપ્ત, પ્રત્યેક સ્થિર, શુભ, સુસ્વર અને ત્રણ ઉપાંગ એ ૭ પ્રકૃતિઓ ખપાવે છે અને છેલ્લે સમયે મનુષ્યદ્વિક ત્રસત્રિક યશ આદેય, સુભગ, જિનનામ અને પંચેન્દ્રિય જાતિ—એ ૧ પ્રકૃતિઓ ખપાવે છે. પછી અજરામર સિદ્ધ સ્વરૂપે, નિકમા થાવે (નામકર્મ—આઠમી પૂજા, વીરવિજય)—આવી બન્ય હકીકત શિવપુરવાસમાં જતાં જતાં થાય છે. અને પછી તો અનંત કાળ લીલાલહેર વર્તે છે ઉપાધિનો સર્વથા અંત આવી જાય છે અને સ્વરૂપ-રમણતા સાધ્ય થઈ જાય છે એમાં પુદ્ગળને સ્થાન નથી, એના પર આધાર નથી, એની સાથે સંબંધ રહેતો નથી અને એ સ્થિતિ પ્રાપ્ત કરવાનો આ સર્વ પ્રયાસ છે. (૯૭ – પહેલું વિવેચન)

## સત્તાણુમા પદનું બીજું વિવેચન

અભિપ્રાય—આ પદમાં સાદી ભાષામાં ઘણી ઊંડી વિચારણા બતાવી છે ભાષાશૈલી જોતા એનું કર્તૃત્વ સંદિગ્ધ રહે તેવું લાગે છે. એ વિષય અન્યત્ર ચર્ચ્યો. પણ આત્મલક્ષીને એ સવાલ મૂઝવતો નથી; એને તો ઉપલબ્ધ થાય ત્યાંથી સાર ગ્રહણ કરવો છે અને તેને પચાવી જીવી જાણવો છે આ દૃષ્ટિએ આ સાદા પદમાં બહુ માર્મિક અને હૃદયને અસર કરે તેવી વાત કરી છે

આપણું પોતાનું વર્તન તપાસીએ તો જણાશે કે આ પ્રાણીને સર્વથી વધારે પ્રેમ પોતાના શરીર પર, ત્યાર પછી પોતાનાં પરિવાર, માલમિલકત વગેરે પર હોય છે. આ આખી માન્યતા ભૂલભરેલી છે અને પરિણામે પરિતાપ નિપજાવનારી છે એમ આ પદમાં બતાવવા પ્રયાસ કર્યો છે આપણી આખી બાજી જે વસ્તુઓ પર મંડાણી છે એ વસ્તુઓ આખરે ક્ષણિક છે સુંદર આરસાને ભાંગતા વાર લાગતી નથી, બગીચાના ઉકરડા થતા જોઈએ છીએ મહેલનાં ખંડેરો જોઈએ છીએ અને પૌદ્ગલિક પદાર્થ ગમે તેટલી ચીવટથી વસાવ્યો હોય, પણ અંતે એનો નાશ અવશ્ય છે. તો સમજુ પ્રાણી આવી એવી વિનાશશીલ વસ્તુના સંબંધમાં રાચે કેમ? આપણે એને ઓળખીને જાણું અને એ પોતે વિનાશ પામવાની—આવો

૧ મોક્ષનગરી પૂજાના અર્થને આધારે.

બેવડો વિનાશપંથ જ્યાં ખુલ્લો છે ત્યાં એવે માર્ગે કેમ સમજ પડે? સ્વપ્નાની માયા કેવી છે તે આપણે ત્રીજા પદમાં 'સુપનેકા રાજ સાચ કરી માનત'ના વિવેચનમાં વિચારી ગયા છીએ. અને એ એટલી સીધી સાદી, અને સ્પષ્ટ વાત છે કે એના પર લેખ લખવાની જરૂર નથી. પણ એ સીધી વાત છતાં એટલી ભુલાઈ જાય છે કે એના પર વારંવાર ધ્યાન ખેંચવાની જરૂર રહે છે. આ આખી બાજી ખોટા પાયા પર મંડાયલી છે એ બતાવનાર અનિત્યભાવનાને આ પદમાં સ્થાન આપ્યું છે.

> या पुद्गलका क्या विसवासा? है सुपनेका वासा रे. या पुद्गल०
> चमत्कार बिजली दे जैसा, पानी बिच पतासा;
> या देहीका गर्व न करना, जंगल होयगा वासा. या पुद्गल० १

**અર્થ**—અરે, આ વસ્તુઓનો તે ભરોસો શો કરવો? ખરેખર એ તો સુપનાના મહેલ-હવેલી છે. એનો ચમકારો તો જેવી આકાશની વીજળી ચમકારા દે છે તેના જેવો છે અથવા પાણીની વચ્ચે પડેલું ખાંડનું પતાસું જેટલો વખત ટકે તેટલી તેની સ્થિતિ છે. એટલે આ શરીર ગમે તેટલું શોભતું કે તંદુરસ્ત લાગતું હોય તોપણ તેનું અભિમાન ન કરવું, કારણ કે આખરે તો જંગલમાં વાસ થવાનો ચોક્કસ છે. (૧)

**વિવેચન**—પુદ્ગળનો અર્થ અહીં શરીર સમજવાનો છે એમ પં. ગંભીરવિજયજી ગણિ લખાવે છે અને તે અર્થ સમુચિત જણાય છે. પુદ્ગળના સમૂહને શરીર તરીકે ઓળખવામાં આવે છે. આવા તો અનેક પુદ્ગળસમૂહો છે. આ પુસ્તક પણ પુદ્ગળ છે અને તમારી સામે ટેબલ-ખુરશી કે બારી-બારણાં હોય તે સર્વ પુદ્ગળ છે. પણ અત્ર પ્રસ્તુત વાત શરીરની છે. આ શરીરનો ભરોસો શો? એને ગમે તેટલું પાળવા-પોષવામાં આવ્યું હોય, પણ અંતે એ નાશ પામનાર વસ્તુ છે. પુદ્ગળ સડન-પડન-વિધ્વંસનશીલ હોય છે. કોઈ મંદિર કે ઘર અનંત કાળ ટકી શકતું નથી. સ્વપ્ન આવ્યું; સાત માળની હવેલી, અંદર હીંડોળા ખાટ, અત્તરના ફુવારા, મનમાં લોભાણો અને સ્વપ્ન ખલાસ થયું એટલે હતા ત્યાંના ત્યાં! આવો સંસાર છે! આવું શરીર છે! એના પર બે મજાના દાખલા આપે છે —

અંધારી ઘોર રાત હોય, વરસાદની હેલી વરસતી હોય, આખી દુનિયા પર અંધાર પિછોડી પથરાઈ ગઈ હોય, તેવામાં વીજળીનો ચમકારો થાય, ત્યારે જે ચમત્કાર લાગે છે તેવો આ પુદ્ગળનો ચમત્કાર છે. આપણા જીવનનો કાળ વીજળીના ચમકારા જેટલો જ ગણાય. અને પાણીની વચ્ચે પતાસું મૂક્યું હોય તે કેટલું ટકે? ચાના પ્યાલામાં નાખેલ પતાસું જોતજોતામાં ઓગળી જાય છે. તેવી આ શરીરની સ્થિતિ સમજવી. એટલા માટે આ દેહનો ગર્વ ન કરવો. એના પર એક મજાનો દાખલો વિચારવા જેવો છે.

સનત્કુમાર ચક્રવર્તી ખૂબ રૂપાળા હતા. અને રૂપવાન તરીકે એની પ્રશંસા પણ ખૂબ થતી હતી. ઇંદ્રે એના રૂપની પ્રશંસા કરી એટલે એને જોવા બે દેવો આકાશમાર્ગે ચક્રવર્તીના રાજમહેલમાં આવ્યા ત્યારે ચક્રી સ્નાન કરતા હતા. દેવો તો આકાશમાર્ગે આવી એને જોઈ રહ્યા, ખૂબ રાજી થયા, મુખ ઉપર નીચે હલાવ્યું, પ્રશંસા કરી હસ્યા. ચક્રીએ તેનું કારણ પૂછ્યું. જવાબમાં ઇંદ્રે તેના રૂપની પ્રશંસા કરી; તે હકીકત સાંભળી રાજી થયા; પણ જરા ગૌરવ ધરી દેવોને કહ્યું કે મારું ખરું રૂપ જોવું હોય તો કલાક પછી રાજદરબારમાં આવજો. દેવોએ વધારે આશ્ચર્યપૂર્વક સભામાં આવવા સંમતિ દર્શાવી. ચક્રવર્તીએ વસ્ત્રપરિધાન કર્યું, તિલક-અંજન કર્યું અને સુવર્ણ, મોતી, હીરા અને રત્નથી ભૂષિત થઈ બનીઠનીને રાજસભામાં આવી સિંહાસનારૂઢ થયા. એના રૂપનો અંબાર ઝગઝગતો હતો. મોટી વારમાં પેલા બન્ને દેવો આવ્યા, રાજસભામાં બેઠેલ રાજાને દૂરથી જોયો. અત્યંત ખેદકારક વિષાદ ચહેરા પર બતાવ્યો અને ડોક જમણી-ડાબી ધુણાવી. ચક્રવર્તીએ પૂછ્યું કે કેમ આમ ઊલટી વાત કરો છો? વધુ રાજી થવાને બદલે નારાજ કેમ થયા? દેવોએ જવાબમાં કહ્યું કે ચક્રીરાજ! તમારું આખું શરીર ઝેરમય થઈ ગયું છે. જે મજા તમારા શરીરની સ્નાન વખતે હતી તે અત્યારે નથી રહી. ચક્રી નવાઈ પામ્યા. થૂંક નાખ્યું. તે પર માખી બેઠી; ઝેરથી મરી ગઈ! શરીરની સ્થિતિ આવી છે એનો ભરોસો શો? એ તો બે કલાકમાં ઝેરી થઈ જાય, વ્યાધિમય થઈ જાય તો આ દેહનો ગર્વ ન જ કરવો. (૧)

झूठे तन धन झूठे जोबन, झूठ है घरवासा;
'आनंदघन' कहे सब ही झूठे, साचा शिवपुरवासा  या पुद्गल० २

અર્થ—શરીર ખોટું છે ધન પણ અસ્થિર છે અને આ (તારી) જુવાની પણ અંતે જૂઠી છે અને આ તારા ઘરના ઘર અથવા તારા વસવાટો પણ સર્વ બનાવટી છે. આનંદઘન કહે છે કે એ સર્વ જૂઠું છે કૃત્રિમ છે; સાચો તો શિવનગરનો વાસ છે. એ સ્થાયી છે, નિત્ય છે અનંત છે અભંગ છે.

વિવેચન—એટલા માટે શરીર ખોટું છે પરાયું છે વ્યાધિને નોતરનાર છે, અને અંતે બાળી-દાટી દેવા જેવું છે અને થોડા કલાક રાખ્યું હોય તો ગંધાઈ ઊઠે તેવું છે. જે સ્થાયી પોતાનું નહિ તેનો ભરોસો શો? અને ધન તો જૂઠું જ છે. એને મેળવતા મુશ્કેલી, જાળવતાં મુશ્કેલી અને ખોવાઈ-ખરચાઈ જાય કે નુકસાની આવી દેવી પડે ત્યારે એ મનમાં જે વ્યથા કરે છે તે વિચારતાં એનું મૂલ્યાંકન તો ચીંથરા જેવું દેખાય છે લક્ષ્મી દેવી ચપળ છે અને અપલક્ષણવાળાને ત્યાં જાય છે અને સમજુનો કેસ કાઢે છે. આવી ચલ લક્ષ્મી પર ભરોસો શો? હાં રે મારે જોબનીઆનો લટકો દહાડા ચાર જો.—જુવાની—આવી જુવાનીનાનો ભરોસો શો? ઘરવાસ પણ ખોટો જ છે જે ઘરને ભાડું ભરવું પડે, એને વારંવાર સમરાવવું પડે, એનો ભરોસો શો અને એની સ્થિરતા કેટલી!

આમ જો જોઈએ તો સર્વ જૂઠું છે સગાં ખોટાં, સબંધી ખોટાં, બૈરી ખોટી, પુત્ર ખોટા, મિત્રો ખોટા, ઘર ખોટું—સવ ખોટું ત્યારે એમાં કાંઈ સાચું છે? બધું ખોટું ખોટું કહો છો તો એમાં કોઈ ઊગરવાનો માર્ગ છે કે બસ, સર્વ ખોટું, ખોટું અને ખોટું જ છે? આ અતિ સુંદર સવાલનો છેવટે જવાબ આપે છે ભાઈ! શિવપુરમાં-મોક્ષનગરમાં વાસ કરવો તે સાચું છે સ્વીકાર્ય છે હિતકારક છે, અનતકાલીન છે અને પરમ પ્રધાન તત્ત્વ છે! એ સાચો એટલા માટે છે કે ત્યાં એક વાર ગયા પછી પાછા આવવું પડતું નથી. દેવલોકનાં સુખ હોય કે ચક્રવર્તીનો વૈભવ હોય તે છેવટે ખલાસ થાય છે, પણ મોક્ષનગરીમાં એક વાર વાસ થયો એટલે તે હમેશનો છે અને તે પ્રમાણે હોવાથી તે સાચો છે તે છે, છે અને છે અને તેથી સાચો છે (૨)

ઉપસંહાર—આપણી ચારે બાજુએ જોઈએ તો આ વાત દીવા જેવી જણાય તેવું છે આપણા કેટ સ્નેહીઓ ગયા આપણાં ઘરનાં માણસો ગયા, પણ તેમની સવ વસ્તુ અહીં રહી ગઈ! તેમના શરીરને આપણી નજરે ભસ્મ થતાં જોયું, તેમનું નિશાન પણ ન રહ્યું આવા શરીર, ધન કે જોબનનો ગર્વ કેમ થાય? આપણા પણ એવા જ હાલ થવાના છે તે આપણે અનુમાન અને અનુભવથી સમજી શકીએ છીએ છતાં હજુ મનમાં ઊંડું ઊંડું એમ છે કે આપણું થાયનું જશે. આ ખોટો વિશ્વાસ છે.

સાચી વસ્તુ હોય તો તે એક જ છે. જ્યાં જન્મ-જરા-મરણનો ભય નહિ, આધિ-ઉપાધિ નહિ, આવા સ્થાનમાં રહેવું એ સાચી વાત છે· બાકી સવ વાત ખોટી છે માટે પતાસાની પેઠે એ વીજળી જાય કે વીજળીનો ચમકારો પૂરો થઈ જાય તે પહેલાં તેનો બને તેટલો લાભ લઈ લે. પરવસ્તુને પર તરીકે ઓળખવી, સ્વને સમજી લેવી, પરનો ત્યાગ કરવો, સ્વનો સ્વીકાર કરવો—આ આખો જૈન નીતિવિભાગનો સાર છે. એમાં સાધનોની યોજના આ મુદ્દા પર જ થયેલ છે એમાં અહિંસા, સયમ અને તપની પાછળ પણ એ જ મુદ્દો છે અને આખા યતિધર્મોની પાછળ, યોગપ્રગતિના માર્ગોની પાછળ અને કર્તવ્યોની ક્રિયા પાછળ પણ આ જ મુદ્દો છે સ્વ-પરનું વિવેચન એ આખા જૈન શાસ્ત્રનો મુદ્દો છે અને તે પર અનેક દૃષ્ટિબિન્દુથી સૂત્રો, ટીકાઓ, વૃત્તિઓ, ઉપદેશો અને ગ્રંથોની રચના થઈ છે જૂઠાનો ત્યાગ કરો, સાચાનો સ્વીકાર કરો; પરનો ત્યાગ કરો, સ્વનો સ્વીકાર કરો; ઐહિકનો ત્યાગ કરો, આદર્શનો સ્વીકાર કરો; બાહ્યનો ત્યાગ કરો આંતરનો સ્વીકાર કરો; અસ્થિરનો ત્યાગ કરો, શાશ્વતનો સ્વીકાર કરો—આટલું જ્ઞાન જેને થયું તેણે સવ જાણ્યું. આટલાનો જેણે આદર કર્યો તેને સર્વ મળ્યું આટલી વાત બરાબર જામી ગઈ એનો નિસ્તાર થઈ ગયો. આટલી વાત આત્માર્થી માટે છે; બાકી બુદ્ધિના વિલાસ છે (૯૭-બીજું વિવેચન)

## ૯૮ અઠ્ઠાણુમું

ભૂમિકા—કોઈ વખતે કવિઓ મસ્તીમાં હોય છે તે વખતે એનું કથન અદ્ભુત રૂપ લે છે. એવે પ્રસંગે એ એવું સ્વરૂપ રજૂ કરી દે છે કે જેનો સામાન્ય નજરે ભાવાર્થ સમજવામાં વળી મુશ્કેલી દેખાય. આવા કવનો આનંદઘન કૃતિમાં ઠેર ઠેર આવ્યાં અને તેનો આશય સમજવા પ્રયત્ન થયા છે અને થાય છે. યોગીઓ મસ્ત દશામાં હોય છે, એને જગતના વ્યવહારની કાંઈ પડી નથી. એ ચેતન સાથે સીધી વાત કરી શકે છે. એને અંદરથી સીધો જવાબ મળે છે અને તેટલા માટે એની આત્મસ્વરૂપની વાતોમાં પણ વૈચિત્ર્ય દેખાય છે. પણ સામાન્ય વ્યવહારનજરે આપણને અર્થ ન બેસે એટલે એવા, આત્મસ્વરૂપની સાથે અનુસંધાન કરાવનાર કવનોને બાજુએ ન મૂકી શકાય. એવા પદ પર ખૂબ વિચાર કરવો, અને તેટલો અર્થ લઈ આવવા પ્રયત્ન કરવો, બેસે તે તો ભાવ સ્પષ્ટ કરવો અને બાકીનું કામ અન્ય ભાવુક મુમુક્ષુ કરી લેશે એમ રાખવું. આ દૃષ્ટિએ આ ઉપર ઉપરથી વિચિત્ર લાગતા પદ પર ખૂબ વિચાર કરી આત્મદૃષ્ટિવાળા સાથે ચર્ચા કરી પદનો ભાવ સમજવા પ્રયત્ન કર્યો છે. આ પદ પર અને અને હવે પછીના ૯૯મા પદ પર કોઈ જગ્યાએ વિચારસ્પષ્ટતા ન જણાય તો તેટલા પૂરતી મારા પ્રયાસની ખામી સમજવી. આત્માર્થીએ ત્યાંથી આગળ વધવું. ૯૮ અને ૯૯ મા પદો અતિ ઊંડા છે. ખાસ વિચારવા યોગ્ય છે અને ચર્ચા કે વિચારણા કરી પચાવવા યોગ્ય છે.

આવા અતિગૂઢ ભાવવાળી અરેરે એક પદ અગાઉ આવી ગયું : પદ અડતાલીસ (૪૮)માં આપણી ગુને નિરપખ રહેવી ન મૂકી કહીને જે વાત કરી છે તેમાં અદ્ભુતતા છે વિશિષ્ટતા છે ઉત્તમતા છે. એમાં સહિષ્ણુતાનો ભાવ બતાવવા પ્રયાસ કર્યો હતો. તે જ પ્રમાણે આ અને હવે પછીના નવાણુંમા પદનું રહસ્ય તારવવામાં ખૂબ પ્રયાસ કરવાનો છે. એમાં કોઈ ભાગ ન સમજાય તો સ્વતઃ વિચાર કરવો, પણ પદને અર્થ વગરનું કહી કાઢી નાખવા સૂચન કરવું એ મતિમાંદ્ય બતાવે છે. સ્યાદ્વાદશૈલીની એ વિશિષ્ટતા છે કે એ નયનો આશ્રય લઈ વિરોધાભાસને શમાવે, એ જુદા જુદા દૃષ્ટિબિંદુઓને લક્ષ્યમાં લઈ સમન્વય કરે અને પરસ્પર મેળ મેળવી આપે. અંશસત્યના દૃષ્ટિબિંદુ લક્ષ્યમાં લઈ એ સત્યશોધન કરે અને પોતાને યથાસ્થાને બેસાડે.

આ પદના કર્તા કોણ છે એ ચર્ચા દાખલ અસ્થાને છે, અહીં તે વાત પર વિચાર કરવાનો નથી. ગમે તેની કૃતિ હોય તે પ્રશ્ન અલગ છે અને યથાસ્થાને તેનો વિચાર થશે. અહીં તો પદનો ભાવ શો છે તે સમજવા યત્ન કરવો પ્રસ્તુત છે. કૃતિ-કર્તાને ભાવાર્થવિચારણા સાથે સંબંધ નથી. આપણે સહાનુભૂતિ અને પ્રેમપૂર્વક પદને તેટલા માટે સમજવા યત્ન કરીએ.

ટેકનું પદ અને હરિયાળી: અવધૂ : આ શબ્દ પદો નવીન જાતિના અને આનુ પ્રયોગમાં વપરાશ વધારનો કોઈ ખૂબ વિચારણા માગે છે. હિંદી ભાષામાં એને માટે 'અવધૂત શબ્દ

છે જે પ્રાણી વર્ણ અને આશ્રમનો ત્યાગ કરી કેવળ આત્માનું દર્શન કરે છે, આત્મનિમજ્જન કરે છે તેને 'અવધૂત' કહેવામાં આવે છે ગુજરાતી ભાષામાં તેને સ્થાને 'અબધૂત' શબ્દ વપરાય છે; અને તેનો ભાવ બાવો જોગી કે વેરાગી થાય છે આ 'અવધૂ' શબ્દ અસલ 'અબધૂત' શબ્દનું પ્રાકૃત રૂપ હોય તેમ સમજાય છે ગુરુ દત્તાત્રયના ચેલાઓ શરીરે ભસ્મ લગાડી હાથમાં ચીપિયો રાખી અલેક અલેક પોકારે તેને પણ અવધૂ કહેવામાં આવે છે

પાંચમા પદને અંગે અર્થવિચારણા કરતાં આ શબ્દની વ્યુત્પત્તિ વિચારાઈ હતી. ત્યાં કરેલ વિચારણા પર ધ્યાન ખેંચવામાં આવે છે. એ અર્થ પ્રમાણે પોતાના નિશ્ચયથી ન ફરનાર, સ્થિર સમકીતિનો એમાં સમાવેશ થાય છે એ વાત લક્ષમાં રાખવી. અહીં અવધૂ શબ્દ સંબોધનમાં વપરાયો છે કે જોગીની સામે વાત છે તે પણ વિચારણીય છે બંને રીતે અર્થ બરાબર થઈ શકે છે હે આત્મન્!—એવો ભાવ પણ સુયોગ્ય છે અને જે અવધૂત જોગી આ પદનો ખુલાસો કરી આપે તે મારો ગુરુ છે—એવો ભાવ લેવો પણ સમીચીન જણાય છે

ગુરુ વગર જ્ઞાન થતું નથી, પુસ્તકવાંચનથી રહસ્ય પ્રાપ્ત થતું નથી, વસ્તુનું ગૂઢ તત્ત્વ ગુરુ વગર સમજી શકાતું નથી એનું કારણ એ છે કે સર્વ રહસ્ય લખી શકાતા નથી, ઘણી વાતો પરંપરાએ ચાલી આવે છે, ગુરુમહારાજ શિષ્યને સામે બેસાડી સમજાવે ત્યારે જ લક્ષમાં આવે છે અને એ સાંપ્રદાયિક ભાવના આર્યાવર્તમાં ધરમૂળથી સ્વીકારાયેલી ચાલી આવે છે અને તેનો યથાર્થ ઉપયોગ છે એટલા માટે પૂર આનંદઘનજી એકવીસમા નમિનાથજીના સ્તવનમાં સમયપુરુષના પાંચ અંગ સાથે પરંપરા—અનુભવને સમાન સ્થાન આપ્યું છે (૧) પૂર્વધરના છૂટક વાક્યની વ્યાખ્યા તે ચૂર્ણિ; (૨) સૂત્રમાં કરેલો અર્થ તે ભાષ્ય, (૩) સૂત્ર પોતે તે સૂત્ર, વચન માત્ર (૪) પૂર્વધારીએ કરેલ અર્થ તે નિર્યુક્તિ અને (૫) અન્ય લેખકોએ કરેલ વિચારણા—ટીકા તે વૃત્તિ. આને પંચાંગી કહેવામાં આવે છે આનંદઘનજી કહે છે કે:

ચૂરણી ભાષ્ય સૂત્ર નિર્યુક્તિ, વૃત્તિ પરંપર અનુભવ રે,
સમય-પુરુષના અંગ કહ્યાં એ, જે છેદે તે દુર્ભવ રે

આ પદની અંદર રહેલ, પ્રથમ દૃષ્ટિએ તદ્દન વિચિત્ર લાગતી વાતનો જે ખુલાસો કરી આપે, એમાં રહેલો ભાવ જે સમજાવી આપે તે મારો ગુરુ છે એમ સમજવું આ આખું પદ ઘણી વિચિત્ર હકીકતથી ભરેલું છે એની અંદરની વાતો કોયડા જેવી છે એ જે કહી આપે તે મારો ગુરુ છે નયને ઓળખનાર, પ્રમાણને પિછાણનાર, ગુણાત્મક જ્ઞાનના અભ્યાસી ભેદાભેદના તત્ત્વને ઓળખનાર ખરા જ્ઞાની છે.

નયજ્ઞાનની મહત્તા આ રીતે સમજાશે એક પદના અનેક અર્થ કરવાનો ચમત્કાર બુદ્ધિવિશિષ્ટતામાં છે અને છતાં પ્રત્યેક અર્થ દૃષ્ટિબિન્દુથી સત્ય છે એ વાતનું રહસ્ય

સમન્વય તો વિરોધ શમાવવાની બાબત સાથે વિવિધતાની અંદર રહેલ એકતાનું રહસ્ય સમજાય. આ ચમત્કાર નયજ્ઞાનમાં છે. આ ચમત્કાર જગતસત્યનો તેટલા પૂરતો સત્ય વસ્તુ સ્વીકારમાં છે અને આ ચમત્કાર એ અનેકાંતમતની અપૂર્વ વિશિષ્ટતામાં છે. એ નૂતન નથી, છતાં એક રીતે અભૂતપૂર્વ છે; આ વાત બેસે તો જૈન તત્ત્વનો સાર પ્રાપ્ત થયો છે એમ જાણવું.

હવે એક એક પદ કહેતા આવે છે અને તેનો નિવેડો કરવાનું સૂચવતા આવે છે. આપણે એ પદને સમજવાનો અને તેમાંથી રહસ્ય–તાત્પર્યરૂપ નિવેડો લાવવાનો પ્રયત્ન કરીએ. એને જૈન પરિભાષામાં 'હરિયાળી' કહેવામાં આવે છે. કોઈ પણ કોશમાં 'હરિયાળી'નો એવો અર્થ મળતો નથી. ત્યાં તો 'હરિયાળી' એટલે લીલોતરી કે તેની શોભા એ અર્થ આપેલ છે. છતાં મારી જાણ પ્રમાણે આવા અર્થમાં 'હરિયાળી' શબ્દ જૈન પરિભાષામાં વપરાય છે અને હરિયાળીઓનું સાહિત્ય જૈનમાં પ્રસિદ્ધ છે. 'હરિયાળી', 'અન્યોક્તિ', 'વ્યાજસ્તુતિ' એ પ્રત્યેકમાં થોડો ફેર છે. 'અન્યોક્તિ'માં કોઈને કહીને બીજાને સમજાવવાનું હોય છે; 'વ્યાજસ્તુતિ'માં વખાણના દેખાવ નીચે ટીકા કે નિંદા કરવાની હોય છે; જ્યારે હરિયાળીમાં દેખીતી વિરુદ્ધ લાગતી વાતનો મેળ મેળવવાનો હોય છે. આપણે આ દૃષ્ટિએ પ્રથમ ગાથા વિચારીએ.

પદ[1]

(રાગ—આશાવરી)

अवधू सो जोगी गुरु मेरा, इन पदका करे रे निवेडा । अवधू
तरुवर एक मूल बीन छाया, बिन फूल फल लागा;
शाखा पत्र नहीं कछु उनकुं, अमृत गगने लागा । अवधू० १

અર્થ—આ પદનો જે નિવેડો (ફેંસલો) કરી આપે તે ઉદાસી યોગી મારો ગુરુ સમજવો–છે. (હવે એ પદ કહે છે.) એક મોટું ઝાડ છે. એને મૂળ નથી, એની છાયા નથી, વગર ફૂલે એના પર ફળ બેઠાં છે. એ (ઝાડ)ને ડાળી નથી, પાંદડાં નથી અને એનું અમરફળ આકાશને લાગીને રહેલું છે (અથવા ઊંચે તાળવામાં લાગેલું છે). (૧)

---

શબ્દાર્થ—અવધૂ=વસ્ત્ર અને આભૂષણનો ત્યાગ કરી કેવળ આત્માને દેખનારો યોગી, ઉદાસીન યોગી. સો=તે. મેરા=મારા. ઇન=આ. નિવેડા=ફેંસલો, ઉકેલ. (હિંદી કોશમાં આ શબ્દ નથી.) તરુવર=મોટું ઝાડ. મૂલ બીન=મૂળ વગરનું, છાયા વગરનું. બિન=વગર. ફૂલ=પુષ્પ, ફૂલ્યા, બેઠાં. શાખા=ડાળા. પત્ર=પાંદડાં. ઉનકું=એને. ગગને=આકાશમાં ઊંચે, તાળવામાં. લાગા=લાગ્યા. અમૃત=જેના ખાવાથી અમર થઈ જાય તે ખાદ્ય ફળ, રસ.

૧ મારી પાસેની પ્રતમાં આ પદ નથી. પાઠાંતર ઉપલબ્ધ નથી. મારો તો આશય ઉપર ધ્યાન કરવા પ્રયત્ન થયો.

વિવેચન—એક ઝાડ છે પણ નથી એને મૂળ કે નથી એને છાયા, અને એને વગર ફૂલે ફળ લાગેલાં છે નથી એને ડાળી કે નથી એને પાંદડાં—આમાનું કાંઈ નથી—અને છતાં એનો અમૃતરસ આકાશને લાગીને રહેલો છે આવું અસાધારણ—વિચિત્ર વૃક્ષ તે કયું? આવું વડવર તમે ક્યાંય જોયું જાણ્યું, અનુભવ્યું છે? આ વાતનો નિવેડો કરો.

આવું ઝાડ તે ચેતનરાજ પોતે જ છે ચેતનની ઉત્પત્તિનો વિચાર કરીએ તો એ અનાદિ છે, એ કોઈ ભૂમિકામાંથી ફૂટી નીકળેલ ઝાડ નથી, એને કાંઈ પાયો નથી, જેના ઉપર એનું ચણતર થયું હોય. એ અનંતકાળથી છે છે ને છે અને વસ્તુગતે એક સ્વરૂપે ચાલ્યો આવેલ છે કોઈ અન્ય મૂળમાંથી ફણગો ફૂટીને એ નીકળેલ નથી અને એના થડ કે મૂળ કોઈ અનેરી ધરતીમાં દબાયલા કે છૂપાયલા નથી. એ પોતે જાતે સ્વયં ફાલેલફૂલેલ છે અને વગર પાયે એનો વિકાસ થતો જ આવ્યો છે ઇકોતેરમા પદમા એને અનંત, અરૂપી, અવિગત, શાશ્વત વગેરે અનેક વિશેષણોથી વર્ણવેલ છે, એવો એ મહાપ્રભાવશાળી ચેતન પોતાના જોર પર રાચે છે જાતે અધિકારી છે અને એના પોતાના વિકાસ માટે કોઈ અન્ય પર આધાર રાખતો નથી કે એને અન્ય કોઈએ જણી—જમાવી આળજ પંપાળી દીપેલ નથી. એનો કોઈ પિતા નથી, એની કોઈ માતા નથી એને અન્ય કોઈએ પોતામાંથી ઉગાડ્યો નથી. એ પોતાના જોરથી આગળ આવે છે વગર મૂળે પોષણ મેળવે છે વગર પૈસાએ વિકાસ પામે છે અને વગર પાયે સ્થિત અને સ્થિર રહે છે આવો આ વગર પાયાનો ચેતનરાજ અજબ ઝાડ છે એના અનેક પર્યાયો થાય છે ત્યારે તે અનેક રૂપે ફાલતો અને ફુટાતો દેખાય છે એને જાણે અનેક બચ્ચા હોય, એનો મોટો વેપાર હોય, એની મોટર જાહેર રસ્તા પર ફરતી હોય—એવાં એવા એના અનેક ફળ દેખાય છે અને છતા તે સર્વમાં છે સર્વથી પર છે અને તેના વગર ફળ, ફૂલ કે આખો સંસારવિસ્તાર અશક્ય હોવા છતા, અને એ મર્ત્યોમાં હાજર હોવા છતાં, નથી એને મૂળ કે નથી એની છાયા, નથી એનું પાંદડું કે નથી એની શાખા. આવો અસંભવિત એ વૃક્ષરાજ છે અને સર્વથી વધારે ધ્યાન ખેંચે તેવી વાત તો એ છે કે એનો અમર રસ તો આકાશમાં લાગેલો છે દરેક ઝાડનો રસ પોતામા હોય છે કે એના ફળમા હોય છે કે બહુ તો એના પાંદડા કે છાલમા હોય છે પણ ચેતનનો સાચો રસ તો એના અસલ—મૂળ સ્વરૂપમાં છે એના પર્યાયો તો ક્ષણવિનાશી છે ક્ષણિક છે આગંતુક છે, પણ એનો સાચો રસ તો ગગનમા છે એની સાચી સ્થિરતા તો એના અનંત ચારિત્ર્યરમણમાં છે અને તે તો લોકને અગ્રે છે ચૌદ રાજને છેડે છે સિદ્ધશિલા નામના કલ્પના જગમાં લપેટાયલા ગગનસ્થાનમા રહેલા સ્થાને છે

આવું અજબ વાતોથી ભરેલું ઝાડ ચેતનદેવ છે એના કમલાવી ધર્મો વિચારીએ ત્યારે એ ગમે તેટલા ફાલેલ—ફૂલેલ લાગે, પણ અંતે તે એક અવિભાજ્ય અને સ્વતંત્ર વ્યક્તિ છે એ એનું વ્યક્તિત્વ ત્રિકાલાબાધિત છે આવી રીતે જે આ પદનો નિવેડો કરી જાણે તે

ખરેખર યોગી છે, એના મન–વચન–કાયાના યોગમાં એકતા આવી છે એ સ્વપરને ઓળખી ગયો છે અને તે સાથે તો શું પણ આખી દુનિયાનો ગુરુ છે

'અમૃત ગગને લાગ્યું' એ વાત એવંભૂત નયની અપેક્ષાએ બરાબર છે અને આખી ગાથાનો ઝોક એ વાક્યમાં છે એ પર ખાસ ધ્યાન ખેંચવાનું છે એ ગમે તેટલી ક્રિયા કરે, એ ગમે તેનું ધ્યાન કરે, એ ગમે તેટલા તપ, ત્યાગ કે સંયમ કરે, પણ એનું અમૃત તો લોકને અંતે લાગેલું છે ગગનનો અર્થ તાળવું કરીએ તોપણ તે અંતે પ્રાપ્ત થતી લોકાગ્રસ્થિતિને ઉદ્દેશે છે અને એ પણ એટલી જ મહત્ત્વની વાત છે જ્યાં સુધી એનું અમૃત સંસારમાં લાગેલું હોય, જ્યાં સુધી એને કોઈ પણ પૌદ્ગલિક કે વિકારી વસ્તુમાં કે મનોભાવમાં રસ લાગેલો હોય, ત્યાં સુધી એ સાચો તરુવર થતો નથી. એની આખી તાલાવેલી એ અમૃતને સ્વાધીન કરવાની છે અને એ દશા પ્રાપ્ત થાય ત્યારે જ એ એના મૂળ સ્વરૂપે પ્રકટ થાય છે (૧)

तरुवर एक पंछी दोउ बैठे, एक गुरु एक चेला;
चेलेने जुग चुण चुण खाया, गुरु निरंतर खेला अवधू० २

અર્થ—એક ઝાડ પર બે પક્ષી બેઠાં છે એમાંનો એક ગુરુ છે અને એક ચેલો છે. મહારાજીએ તો આખી દુનિયાને વીણી વીણીને ખાવા માંડી છે અને ગુરુ મહારાજ તો આખો વખત ખેલ ખેલી રહ્યા છે—રમત રમી રહ્યા છે (૨)

વિવેચન—એ મજાના ઝાડ પર બે પક્ષી બેઠાં છે એમાંનો એક ગુરુ છે અને બીજો ચેલો છે એ પૈકી ચેલો તો આખી દુનિયાને ચૂંટીચૂંટીને ખાય છે—વીણી વીણીને ગટક કરી જાય છે અને ગુરુ તો આખો વખત ખેલ ખેલી રહ્યા છે. આ શું? આ વિચિત્ર પરિસ્થિતિ છે. એમાંથી જુદા જુદા ભાવ સાંપડે છે. ઝાડ તો એક જ છે તેના પર બે પંખીઓ બેઠાં છે. એક પંખી દોરનાર ગુરુ છે અને બીજો દોરવણી સ્વીકારનાર ચેલો છે પણ એ બન્નેના વર્તનમાં વધો તફાવત છે ચેલો તો આખો વખત અનેક દાણા ચરવે જ જાય છે પેટમાં ઓર્યા કરે છે અને ગુરુ રમત ખેલ્યા કરે છે આ વૃક્ષ કયું? આ ગુરુ કોણ? અને આ ચેલો કયો?

તરુવર'ને તો આપણે ઉપરની પહેલી ગાથામાં જોઈ ગયા. એ તો ચેતનરાજ પોતે છે આ ઝાડ પર બે પંખીઓ બેઠાં છે એમાં એક ગુરુ છે અને એક ચેલો છે આપણે સત્તા વનમાં ખાસ અપૂર્વ ખેલ ની હકીકત જોઈ ગયા છીએ. ત્યાં પોતે જ બાજી છે અને પોતે જ બાજીગર છે અને પોતે જ ગુરુ છે અને પોતે જ ચેલો છે—એ શું છે તે પર વિસ્તારથી વિચાર કરી ગયા અહીં ચેતનવૃક્ષ પર બે પંખી બતાવી એકને ગુરુ અને બીજાને ચેલો બતાવ્યો છે. તેને આપણે બારીકીથી વધારે ઓળખવા પ્રયત્ન કરીએ.

આ ચેલો તે વ્યવહારમાં બેઠેલો સંસારી જીવ છે અને ગુરુ તે સંસારથી વિરક્ત થયેલ

શબ્દાર્થ—પંછી = પક્ષી દોઉ = બે. જુગ = આખું જગત. ચુણ ચુણ = વીણી વીણીને. ખાયા = ખાધું. ખેલા = રમત, રમતા રહ્યા.

અંતરાત્મા છે. સંસારી જીવ એટલે બાહ્ય આત્મા સમજવો. સંસારી જીવ કેવો હોય, તે કેવી રીતે વર્તે, બાહ્ય ભાવમાં કેવી રીતે સર્વસ્વ માની લે અને એની રખડપટ્ટી કેવી હોય તેનું વિસ્તારથી વર્ણન શ્રી સિદ્ધર્ષિ ગણીએ ઉપમિતિભવપ્રપંચાકથામાં વેધક શૈલીએ કર્યું છે ત્યાં લાક્ષણિક રીતે એ ચક્રવર્તી મહારાજા ચોર હોય તે પ્રકારે પોતાનું અનુભવેલું ચરિત્ર આકર્ષક રીતે બીજા પ્રસ્તાવથી વર્ણવે છે એ આખો વર્ણનવિભાગ અને એમાં પ્રાણાતિપાતાદિ અવતાર્યા, ઇન્દ્રિયોની અસર અને કષાયનું કાર્ય એ સર્વ ચેલા સ્થાને છે ચેલો તો એ રીતે આખા જગ (દુનિયા)ને ચણી ચણીને ખાય છે કબૂતરની પેઠે અહીંથી ઊડી ત્યાં અને ત્યાંથી ઊડી બીજે દાણા ખાધા કરે છે આ આખો બાહ્યાત્મભાવ છે અને એ વ્યવહારુ જીવને હોય છે એ ચેલાસ્થાને છે અને વગર સ્થિરતાએ એ ચણવાનું જ કામ આખો વખત કર્યા કરે છે આ એક પંખી થયું અને બીજું પંખી તે અંતરાત્મભાવ સમજવો. બાહ્ય જગતને વિસારી, ચેતનરાજ સંમુખ દૃષ્ટિ રાખી, પરભાવનો ત્યાગ કરી, સ્વમાં રમણ કરવું એ આત્માના ખેલ છે એ ચેતનનો રમણભાવ છે એ અધ્યાત્મદશાના આવિર્ભાવો અને અંતરદશાના વિલાસો છે સંસારને સાચા સ્વરૂપે ઓળખનાર અંતરાત્મા આ રીતે આત્મપરિણતિમાં રમણતા કર્યા કરે છે અને એ એનો ખેલ છે. આ રીતે તરુવર ઉપર બે પંખીઓ બેઠા છે : બાહ્યાત્મા અને અંતરઆત્મા.

અથવા આત્મરાજ નામના તરુવર પર સુમતિ અને કુમતિ નામના બે પંખીઓ બેઠાં છે સુમતિ એ આત્મહિત થાય તેવા માર્ગે પ્રવૃત્તિ કરાવે છે અને ગુરુસ્થાને રહી અંતરના ખેલ ખેલ્યા કરે છે અને કુમતિ શિષ્ય છે સંસારરસિક છે જગતના ભાવોને ચણી ચણી ખાનાર છે આ ભાવ પણ બરાબર બેસે છે એમાં ગુરુ અને શિષ્ય બન્ને નારી જાતિના આવે છે એટલી અલ્પતા છે પણ પુલ્લિંગ હમેશા સ્ત્રીલિંગનો પોતામાં સમાવેશ કરે છે એ વાતનો સ્વીકાર થતા સમીચીન લાગે છે

અથવા ચેતનવૃક્ષ પર શુભ મન અને અશુભ મન નામનાં બે પંખીઓ બેઠાં છે એ ભાવ પણ બરાબર લાગે. શુભ મન હિતકારક માર્ગે દોરવણી આપે છે અને તે તદ્યોગ્ય ગુરુને સ્થાને અવસ્થિત થાય છે અશુભ મન તો સારા–ખરાબ ચિંતવનમાં રગદોળાય છે ઇન્દ્રિયવિષયમાં આસક્તિ ધરે છે અને વગર સંકોચે જગતના ભોગો ચણી ચણીને ભોગવે છે એટલે એ શિષ્યસ્થાને છે શિષ્ય હમેશા દોરવણી માગે છે અને પરાધીન દશામાં રહે છે અને સર્વ શિષ્યો કાંઈ ગુરુસ્થાને પહોંચી શકતા નથી. આ રીતે શુભ મન અને અશુભ મન એ બે પંખીઓ તરુવર પર બેઠા છે એવો ભાવ સ્વીકારી પ્રાનો નિવેડો કરી શકાય. અથવા ચેતનવૃક્ષ પર સદ્બુદ્ધિ અને કુબુદ્ધિ નામનાં બે પંખીઓ બેઠાં છે. આમાં સદ્બુદ્ધિ ગુરુસ્થાને અને કુબુદ્ધિ શિષ્યસ્થાને છે તેમનું કાર્ય ઉપર સુમતિ અને કુમતિના કાર્ય જેવું જ સમજી લેવું એ સદ્બુદ્ધિમાં મૌલિકતા છે સ્વાધીનતા છે દીર્ઘદૃષ્ટિતા છે અને ઘણું ઘણું છે એનું સ્થાન સમજવા માટે શ્રીઉપમિતિભવપ્રપંચાકથા ભાષાંતર પ્રથમ ભાગ પૃ ૧૮૮ આવૃત્તિ બીજી જુઓ એ

અતિવિશિષ્ટ પાત્ર છે અને ખૂબ સમજવા યોગ્ય છે સદ્બુદ્ધિ અંદરથી ઊઠે છે અને ચેતનરાજની સાથે નિરંતર રહેનાર હોવાથી એ નિત્યસહચારિણી છે. એ અન્ય તરફની પ્રેરણાની અપેક્ષા રાખ્યા વગર પોતાના પ્રયત્નથી—અંત પ્રેરણાથી—જ પ્રાણીને અકાર્ય કરતાં અસરકારક રીતે નિવારણ કરી શકે છે. એ ગુરુસ્થાને એટલા માટે છે કે એ પ્રાણીને દોરવણી બરાબર આપી શકે છે દુર્બુદ્ધિ કુટિલ કાર્યમાં પ્રવૃત્તિ કરાવે છે. અને સદ્બુદ્ધિ પોતાના અંતરવિલાસમાં—આત્મરમણતામાં—ખેલવામાં રસ લે છે ત્યારે દુર્બુદ્ધિ આખા જગતના વિલાસોને ચુણી ચુણીને ભોગવવામાં મથોડા માર્યા કરે છે આવો ભાવ પણ આ ગાથાનો નીકળી શકે છે

અથવા ચેતનવૃક્ષ પર નેકી અને બદી નામનાં બે પક્ષીઓ બેઠાં છે નેકી ગુરુસ્થાને અને બદી ચેલાસ્થાને છે નેકી જીવનખેલ ખેલ્યા કરે છે અને બદી આખી દુનિયાને વીણી વીણીને ખાય છે આ નેકી—બદીનો સંગ્રામ નિરંતર અંદર ચાલ્યા જ કરે છે અને પ્રાણીની શક્તિ, આવડત, દીર્ઘદર્શિતા અને મન પર કાબુના પ્રમાણમાં નેકીની અથવા તો બદીની અંત ફતેહ થાય છે. અથવા નેકી અથવા સદ્બુદ્ધિ એ subjective element આંતરદર્શી તત્ત્વ છે જ્યારે બદી અથવા દુર્બુદ્ધિ objective element બાહ્યદર્શી તત્ત્વ છે. આંતરદર્શી તત્ત્વ હમેશા આત્માર્થે કાર્ય લે છે જ્યારે બાહ્યદર્શી તત્ત્વ પરને કેમ ચાટુ લાગે પુદ્ગલવિલાસ કેમ વધારે ભોગવાય, અને કમસંચય કેમ વધારે થાય એમાં રસ લે છે. આ આત્માર્થવૃત્તિ અને પરભાવરમણતા એ તદ્દન દરેક પક્ષનો વિષય કોઈ અનેક દૃષ્ટિબિંદુથી વિચારાયેલો છે તેથી તે પર વધારે વિવેચનની જરૂર નથી. આવી રીતે બે પક્ષીની ઘટના પણ તરુવરને અંગે ઘટી શકે છે. અથવા ચેતનરાજ નામના એક તરુવર પર કુમન અને સુમન નામનાં બે પક્ષીઓ બેઠા છે એ મનને બરાબર સમજવાની જરૂર છે. એ પૌદ્ગલિક છે શરીરની અંદર રહે છે. એ શુભ અને અશુભ માર્ગે પ્રવર્તી શકે છે. એના ઉપર પાંચ ઇંદ્રિયો, મહામોહ, મહાપરિગ્રહ, પાપસ્થાનકો, મનોવિકારો, કષાયો, નોકષાયો અને પ્રમાદો કામ કરે છે ત્યારે તે કુમન કહેવાય છે અને તે વખતે તે પૌદ્ગલિક વિષયોમાં ભાગ મારે છે. તે જ મન જ્યારે શુદ્ધધ્યાનમાં પડી જાય છે તપ, ત્યાગ કે સંયમના માર્ગો સ્વીકારે છે અને આંતરસુખ થાય છે તો તે સુમન કહેવાય છે પ્રથમ પ્રકારનું મન ચેલાસ્થાને છે જ્યારે બીજા પ્રકારનું મન ગુરુસ્થાને છે. સુમન તો આત્મરમણતાનો ખેલ ખેલે છે અને અંતર આનંદમાં વિલાસ કરી નિજાનંદને અનુભવે છે જ્યારે કુમન એશઆરામ, મોજમજા અને સ્થૂલ ભોગવિલાસમાં આવી વિષયોને ચણી ચણીને ભોગવવામાં મોજ માણે છે. આ મનને બરાબર ઓળખવા માટે સંસારસ્વરૂપનું વર્ણન કરતાં કાયા નામના ઓરડામાં પ્રકાશ નામના ગોખલામાં રહેલ ક્ષયોપશમ બારી સામે કાર્મણ શરીર નામનો અરીસો ઓરડો બતાવી તેની અંદર રહેલ ચિત્ત નામનું વાનરબચ્ચું વર્ણવ્યું છે. એ બચ્ચાને

કેટલા તપે છે અને કોના કોનાથી એ હેરાન થઈ ત્રાસ પામી રખડયા કરી કુટાયા કરે છે તે જણાવી એ વાનરબચ્ચાના રક્ષણના ઉપાયો બતાવ્યા છે તે સર્વ વિચારવા યોગ્ય છે[1]

આ રીતે બીજા અનેક રૂપકોને અહીં પક્ષીરૂપે ગોઠવી શકાય છે પક્ષીસ્થાને ત્યાગ અને ભોગને મૂકી શકાય, ગૃદ્ધિ અને દીક્ષાને મૂકી શકાય, વેર અને ઉપશમને મૂકી શકાય. આ રીતે દેખીતા વિરોધનો નિવેડો લાવવા પ્રયત્ન કર્યો. આ હકીકત સમજે તે ખરો જોગી છે અને તેને જાણી જાણે તે સાચો ગુરુ છે (૨)

गगन मंडलमें अधबिच कूवा, उहां है अमीका वासा;
सगुरा होवे सो भरभर पीवे, नगुरा जावे प्यासा अवधू० ३

**અર્થ**—આકાશમંડળની વચ્ચે એક કુવો છે. એ કુવામાં અમૃતનું સ્થાન છે. સદ્ગુરુની છાયામાં રહેલા અને તૈયાર થયેલા હોય તે પેલા અમીરસને ધરાઈ ધરાઈને પીએ છે અને ગુરુ વગરના (નગરા—નગુરા) હોય તેઓ ત્યાંથી તરસ્યા જાય છે (૩)

**વિવેચન**—આકાશમંડળની વચ્ચે આવી રહેલા કુવામાં અમીનો વાસ છે ગુરુની નિશ્રામાં રહેલા એ અમીને ધરાઈ ધરાઈને પીએ છે પણ આપણા નગરા હોય તે અમીરસ સુધી પહોંચીને પણ અંતે તરસ્યા પાછા આવ્યા જાય છે આ ગગનમંડળની વચ્ચે કુવો ક્યો? અને તેમાનું અમી કયું? પ્રથમ આપણા શરીરની વાત કરીએ. એનો આત્મા સાથે સંબંધ છે આત્મા એના સંબંધમાં આવી આખા પુદ્ગળને ચેતનવત્ બનાવે છે એની ગતિ—સ્થિતિ કરનાર એને એક સ્થાનેથી બીજે સ્થાને ફેરવનાર આત્મા છે. એ ચેતનરાજ અંદરથી નીકળી જાય એટલે શરીર લાકડા જેવું નિર્જીવ થઈ જાય છે એ શરીર આત્મા સાથે અગ્નિ—લોહ જેવો સંબંધ ધરાવે છે છતાં પરસ્પર મળી ગયેલા હોવા છતાં બન્ને અલગ છે અને અલગ પડી જાય છે એ ચેતનની આસપાસ કર્મનો કચરો લાગેલો હોઈ, એને દેહાધ્યાસ કરાવે છે, અતિ પવિત્ર આત્મા પાસે અનેક મલિન કામો કરાવે છે અને એની પાસે વિવિધ નાચ નચાવે છે આવી રીતે અતિ પવિત્ર ચેતનને કર્મમળ ખરડી નાખે છે. પણ આવી રીતે કર્મથી વ્યાપ્ત થઈ ગયેલા ચેતનના આઠ રુચક પ્રદેશો તો સર્વ વેળા સર્વોગોમાં નિર્મળ રહે છે એ આઠ પ્રદેશોને કર્મમળ લાગતો નથી. એ અરૂપી હોવા છતાં વિશુદ્ધ જ્ઞાન—દર્શન—ચારિત્રના નમૂના રહે છે અને અત્યંત ખરાબમાં ખરાબ પ્રાણીના મધ્યભાગે તે અવિચ્યુત રહે છે આપણા શરીરમાં એનું સ્થાન નાભિની અંદર છે. ચૌદ રાજલોકમાં બરાબર મધ્ય સ્થાને મેરુ પર્વતની વચલી ચૂલિકા પર ચાર દિશામાં અને ચાર વિદિશામાં

**શબ્દાર્થ**—અધબિચ = વચ્ચે. કૂવા = જમીનમાંથી પાણી કાઢવા માટે ખોદેલ ખાડો. ઉહાં = ત્યાં. અમીકા = અમૃતનો રસ. વાસા = સ્થાન. સગુરા = સદ્ગુરુવાળા ગુરુવાસમાં વસેલા. ભરભર = ભરી ભરીને, ધરાઈ ધરાઈને. નગુરા = ગુરુ વગરના, સગુરાથી ઊલટા. પ્યાસા = તરસ્યા.

1 જુઓ ઉપમિતિભવપ્રપંચાકથા ભાષાંતર પ્ર. ૭ પ્ર. ૮ પૃ. ૧૭૩૭–૧૭૬

આઠ રુચકપ્રદેશો વર્તે છે; તેની બરાબર સમ દિશાએ પ્રત્યેક આત્માના આઠ રુચકપ્રદેશો હમેશાં નિર્મળ રહે છે. ઝળહળતા ચૈતન્યના આ નિર્મળ પ્રદેશો અનંત આનંદનાં શાશ્વત બતાવનાર નિર્મળ રત્ન તુલ્ય અમીના કૂપા છે. આત્મપ્રદેશ અસંખ્યાતા છે અને લોકના આકાશપ્રદેશ પણ અસંખ્યાતા છે. એની સંખ્યા સમાન છે એટલે લોકાકાશના જેટલા પ્રદેશ છે તેટલા પ્રત્યેક આત્માના પ્રદેશ છે. આ રીતે જોઈએ તો મેરુપર્વતના રુચકપ્રદેશો અને ચૈતન્યના આઠ રુચકપ્રદેશોની સમાનતા અને નિર્મળતા પોતાની મર્યાદિત કલ્પનામાં આવી શકે તેમ છે.

આ ગગનમંડળની વચ્ચે આવી રહેલા કૂવામાં અમીનો રસ ભરેલો છે. અનંત જ્ઞાન, અનંત ધ્યાન, અનંત આનંદ, અનંત તેજ, અનંત વીર્ય, અનંત ઉપયોગ તથા શક્તિરૂપે ભરેલા છે. ઓગણોતેરમા પદમાં વર્ણવેલો 'અનંત અરૂપી અવિગત સાસતો....' અને સુંદર સ્વરૂપે સુભગ સોહામણો આત્મારામ ત્યાં બેઠો છે. એનામાં અનંત શાંતિ ભરેલી છે. એનામાં અદ્ભુત ગુણોનો વિન્યાસ છે અને એનામાં ઉપશમરસ ભરેલો છે. એનો બરાબર પરિચય તો સદ્ગુરુ કરાવી શકે; આત્માને બરાબર ઓળખવા માટે ગુરુજ્ઞાનની જરૂર છે. સમજણ વગર એની શોધખોળમાં પડાય તો ઘણીખરી વાર એ પ્રાપ્ત થઈ શકતો નથી. પરિણામે એ ગગનમંડળની વચ્ચે આવેલા કૂવા સુધી પહોંચ્યા છતાં, અમીરસ લેવાનો વિધિ ગુરુ દ્વારા ન જાણવામાં આવે તો, અનેક વાર પ્રાણી તળાવે જઈને તરસ્યો પાછો આવે છે. આવું કેમ બને તે ખાસ વિચારવા યોગ્ય છે. અનંત શક્તિવાળા આત્માને ધ્યાવવાની ચાવી ગુરુ મારફત મળે છે. એનું ધ્યાન કરવા માટે પ્રથમ ધારણા કરવી પડે છે. કારણ કે ધ્યાનની ઇચ્છા કરનાર માણસે ધ્યાતા, ધ્યેય અને ફળને બરાબર જાણવું જોઈએ. પિંડસ્થ ધ્યેયનું સ્વરૂપ બતાવતાં પાર્થિવી ધારણા કરવાની હોય છે. તેમ કરવા માટે પ્રથમ તિર્યક્લોક જેવડા ક્ષીરસમુદ્રને ધ્યાવવો. એ સમુદ્રમાં સોના જેવી કાંતિવાળું હજાર પાંખડીનું કમળ ધ્યાવવું. કમળની કેસરાઓની મધ્યમાં પીળી કાંતિવાળી મેરુપર્વત જેવડી કર્ણિકા ચિંતવવી. એની ઉપર સફેદ સિંહાસન પર બેઠેલા અને કર્મોનો નાશ કરવાને ઉદ્યમવંત થયેલા એવા આત્માને–ચૈતનરાજને ચિંતવવો. આવા શાંતસ્વરૂપ, [illegible] આત્માનું ચિંતન કરવાથી પાર્થિવી ધારણા[1] થાય છે. એને ચિંતવતાં અમીરસ પિવાય છે, અદ્ભુત આનંદ થાય છે, વિશિષ્ટ ધર્મ–શુક્લ ધ્યાનના માર્ગ ખુલતા થાય છે.

આ રીતે ચૈતનનો વિચાર કરતાં સમજાય છે કે પાર્થિવી ધારણારૂપ ગગનમંડળની વચ્ચે કૂવો છે. રુચકપ્રદેશની નિર્મળતા ત્યાં દૃશ્યમાન થાય છે. એ ખરું અમૃત છે, વિશિષ્ટ તત્ત્વ છે, પણ એને ઓળખવા માટે ગુરુગમની જરૂર છે. આવી રીતે વારુણી ધારણા[2] કરવામાં પણ ગુરુગમની જરૂરીઆત છે. ખેચરી મુદ્રામાં પણ માર્ગદર્શનની જરૂર છે અને

૧ હેમચંદ્રાચાર્યકૃત યોગશાસ્ત્ર, પ્ર. ૭ શ્લો. ૧–૧૨ તથા જ્ઞાનાર્ણવ પ્ર. ૩૭ શ્લો. ૪–૯
૨ જ્ઞાનાર્ણવ, પ્ર. ૩૭, શ્લો. ૨૪–૩૧

એક તરફ સાચી પ્રગતિ કરવા માટે ગુરુની દોરવણી સ્વહિતકર છે. ખોટી માન્યતાના ભ્રમમા અનેક પ્રાણી ફસાઈ જતા દેખીએ છીએ અને સાચી દોરવણી વગર ઘણુ યોગમાર્ગના એકડા ન ઘૂટી જાણનાર અને હઠયોગ કે રાજયોગનો તફાવત પણ ન જાણનાર શુક્લ ધ્યાનની વાતો કરવા લાગી જાય છે. વાતો કરે ત્યા સુધી તો ઠીક પણ પોતે તે હદે પહોચી ગયા છે એની વાતો કરે ત્યારે ઘણીવાર એ તળાવે જઈ તરસ્યા રહ્યા હોય એવો ભાસ થાય છે.

અથવા ગગનમડળની વચ્ચે કૂવો તે મોક્ષસ્થાન–સિદ્ધશિલા ગણી શકાય. એનુ સ્થાન ઊંચે ઊંચે આકાશમડળમા બરાબર વચ્ચે છે. લોકને અતે છે અને ત્યાં ખરો અમીનો વાસ છે. એ સિદ્ધ જીવો અત્યત પવિત્ર અમૃતરસમય છે અને એની પ્રેરણા જેને મળે, એના જેવા થવાની જેને ઇચ્છા થાય, એની પવિત્રતાના રસમા જે તબોળાઈ જાય તે એ રસને ધરાઈ ધરાઈને પીએ છે. પણ તેને ઓળખાવનાર સદ્ગુરુ હોય તો જ એ અમીરસ પી શકાય છે. બાકી જે ગુરુ વગરના અથવા અવિશુદ્ધ ગુરુને પનારે પડી ગયેલા હોય છે એ એ રસનુ સ્થાન જાણે તોપણ એમાંથી પ્રેરણા મેળવી શકતા નથી. આ ભાવ બરાબર જામે છે. એમા અમૃત પીવા માટે કૂવા સુધી જવાનુ નથી અને તેટલા પૂરતો ભાવ અધૂરો રહે છે. પણ પ્રેરણાની દૃષ્ટિએ એ ભાવ પૂરતો લાગી જાય છે.

અથવા ગગનમડળ એટલે આપણું શરીર અને તેનો શીર્ષનો ભાગ તે પણ ગગનમડળ ગણાય. મસ્તકની વચ્ચેથી બ્રહ્મરધ્ર શરૂ થાય છે તે નાભિ સુધી પહોંચે છે. આ ગગનમડળની વચ્ચે, નાભિની અદર આઠ રુચકપ્રદેશરૂપ અદ્ભુત કૂવો છે અને ત્યા અમીનો વાસ છે. તેનુ પાન કરવા પ્રત્યેક પ્રાણી ઇચ્છે ખરો, પણ સદ્ગુરુનો જેને યોગ થાય તે એ કૂવેથી પેટ ભરીને પાણી પી જાય છે અને જો કોઈ નગરા બની ગયા કે કુગુરુને હાથે પડી ગયા તો ત્યા સુધી આવીને પણ તદ્દન તરસ્યા જાય છે. (૩)

गगन मंडलमें गउआ बिहानी, धरती दूध जमाया;
माखन था सो विरला पाया, छासें जग भरमाया अवधू० ४

અર્થ—આકાશમડળની વચ્ચે ગાય વિયાણી–એને બચ્ચુ થયુ. એ (ગાય)નુ દૂધ પૃથ્વી પર જમાવવામા આવ્યુ. એ (દૂધ)નુ માખણ થયુ તે તો ચતુરને પ્રાપ્ત થયુ, બાકી જગતનો મોટો ભાગ તો (માખણ લઈ લીધા પછી બાકી રહેલ) છાશથી છેતરાઈ ગયો, તેમાં રાજી રાજી થઈ ગયો! (૪)

વિવેચન—આકાશમડળમા ગાય વિયાણી, એનુ દૂધ જમીન પર જમાવ્યુ જામેલા

---

શબ્દાર્થ—ગઉઆ = ગાયો. બિહાની = વિયાણી, પશુને પ્રસવ થાય તેને વિયાણુ કહેવાય છે. હિંદીમાં તેને મળતો શબ્દ બ્યાની આખ્યા બિયાની છે. ધરતી = પૃથ્વી, ભ્રમ્યુમેઘ તિરૂપિત. જમાયા = મેળવ્યુ માખન = દહીં વલોવવાથી નીકળતુ તત્ત્વ, નવનીત. થા = હતુ. સો = તે. વિરલા = ચતુર, શાણા, પ્રવીણ. છાસેં = છાશ, દહીં મથી કરાતુ પ્રવાહી. જગ = દુનિયા. ભરમાયા = ભરમાયા, ભ્રાંત પામ્યા, આનદ પામ્યા, છેતરાયા.

અને વગર છએ અથવા છએ વગરનાએ (પરમાત્માના) ગુણ ગાવા ગાવાવાળાનું નથી રૂપ કે નથી નિશાની (જણાતી); એને તો સદ્‌ગુરુએ બતાવેલ છે. (૫)

વિવેચન—થ. વગર પાંદડું, પાદ ! વગર તુંબડું અને વગર છએ ગુણગાન થયું; ગાનારનું રૂપ પણ ન દેખાયું અને આ વાત સુગુરુએ બતાવી પ્રથમ નજરે આ આખી વાત તદ્દન અસંભવિત અથવા અસમીચીન લાગે તેવી છે તેને સમજવા યત્ન કરીએ.

આ ગાથા પર ખૂબ વિચાર કરતાં મને એમાં પદસ્થ ધ્યાનનો મહિમા સૂચિત થતો લાગ્યો છે એમાં અનાહતનાદનો ધ્વનિ મેં વાગવા પ્રયત્ન કર્યો છે એમાં મંત્રરાજનો અતિ વિશિષ્ટ પ્રયોગ હોય એવું મને દેખાયું છે આ યોગનો અતિ વિશિષ્ટ વિભાગ છે તેથી પ્રથમ તેને સમજવા પ્રયત્ન કરી આ પદનો નિવેડો લાવવાના કાર્યમાં આપણે ફાળો આપીએ. પદસ્થ ધ્યાનનું સ્વરૂપ બરાબર સમજવા માટે 'જ્ઞાનાર્ણવ[1] અને યોગશાસ્ત્ર (શ્રી હેમચંદ્રાચાર્યકૃત)[2] વિચારવા. અહીં પદસ્થ ધ્યાનનું આખું સ્વરૂપ આપી શકાય તેટલો અવકાશ નથી. 'જૈનદૃષ્ટિએ યોગ'મા (પૃ૦ ૧૬૧)મા એની રૂપરેખા બતાવી છે અહીં તેનો જરા ખ્યાલ કરી જઈએ એટલે જૈન યોગમાં એનું સ્થાન ધ્યાનમાં આવે.

પદસ્થ ધ્યેયમા જુદાં જુદા પદો લઈને ચેતનરાજનું ધ્યાન કરવામા આવે છે. આ આલંબન ધર્મધ્યાન છે અને બહુ લાભ કરનાર નીવડે છે એની અનેક રીતિ બતાવી છે દા. ત., વર્ણમાતૃકામા નાભિ ઉપર કમળકળીની સ્થાપના કરી તેના સોળ પાંદડામા અ થી અઃ સુધીના સોળ સ્વરો પ્રત્યેક પાંદડા પર મૂકી તેને ફરતા કરી તેનું ધ્યાન થાય. હૃદયમા ૨૪ પત્ર અને એક કર્ણિકાવાળા કમળની સ્થાપના કરી તેમા ક થી મ સુધીના પચીશ વ્યંજનની ચિતવના થાય. વદન પર અષ્ટદળ કમળની સ્થાપન કરી ય થી હ સુધીના વ્યંજનો સ્થાપી ચિંતવન થાય.

તે જ પ્રમાણે મંત્રરાજનું ધ્યાન ર્હં અક્ષરથી થાય છે અને તેમા સર્વજ્ઞ જિનદેવનું ચિંતવન થાય છે એ અતિ વિશિષ્ટ બીજતત્ત્વ છે એના ક્રમગુણસ્થાન અને અંતે થતી પરમધ્યાનનિવૃત્તિ અભ્યસવા અને અનુભવવા યોગ્ય છે એમાથી છેવટે અનશ્વરત્વ ધ્યાન સુધી પહોંચી જવાય છે.

એવી જ રીતે ૐ પ્રણવબીજનું ધ્યાન કરી પંચ પરમેષ્ઠીનું ચિંતવન કરતાં અતિ આનંદ થાય છે અને પંચ પરમેષ્ઠીપદના ધ્યાન માટે અષ્ટદળ કમળની સ્થાપનામા વચ્ચે કર્ણિકા પર અરિહંત, ચાર દિશાના ચાર પત્રો પર સિદ્ધ, આચાર્ય ઉપાધ્યાય અને મુનિ અને ચાર વિદિશાના ચાર પત્રો પર દર્શન, જ્ઞાન, ચારિત્ર, તપની સ્થાપના કરતા આત્મતત્ત્વનું ચિંતવન થાય છે આવા અનેક પ્રકારના જાપને યોગીઓએ બતાવ્યા છે

---

૧ પ્રકરણ ૩૮ પૃ ૩૮૭–૪૦૮ (રાયચંદ્ર જૈન શાસ્ત્રમાળા પ્રકાશન)
૨ યોગશાસ્ત્ર, અષ્ટમ પ્રકાશ, પૃ ૪૩૩–૪૪૬ (ભીમસિંહ માણેક પ્રકાશન)

એ જાપ ચાલે ત્યારે મુખેથી કાંઈ ઉચ્ચારણ કરવાનું હોતું નથી; આત્મા અંતરાત્મ દશામાં વર્તે છે અને બાહ્ય ઉપાધિને વીસરી જઈ શકે છે તે વખતે મનમાં અંતસ્થ ભાગમાં એક જાતનો અનાહતનાદ ચાલે છે એ પૂર્વ અનનુભૂત દિવ્ય જ્ઞાન છે એ આત્મલક્ષ કરનાર મહાન આત્મનિમજ્જન છે એ અદ્ભુત બાહ્ય વિસ્મરણ છે એ અતિ આનંદદાયી આંતરજ્ઞાન છે એ આંતરજ્ઞાન ચાલે ત્યારે તેમાં નથી હોતો તંબુરો કે નથી હોતો સિતાર; અને છતાં અંદર એનો ઘુઘવાટ ઘોર પ્રકારનો હોય છે એમાં ભડાકાના ભડાકા વગર અંદરથી શાંતિના ચમકારા છૂટે છે આવી પરિસ્થિતિમાં કાનમાં અનાહતનાદ ચાલે છે જ્યારે સોઽહં સોઽહં ની ધૂન ચાલે છે જ્યારે ૐ હ્રીં નો જાપ ચાલે છે જ્યારે કમળાકારની સ્થાપના દિવ્ય આકાશમાં આગળ વધતી છેવટે લોકના અગ્રભાગ સુધી પહોંચી જાય છે ત્યારે આખો વખત અંતરમાં અજપાજાપ ચાલે છે કાનમાં અનાહતનાદ સુણાય છે આ આખી અંતરદશા સમજવા જેવી છે અનુભવવા જેવી છે આ અંતરનાદનું સ્વરૂપ આ ગાથામાં ગાયું છે એમ મને જણાય છે

અનાહતમાં ૐ અને હ્રીં બન્ને આવે છે એનું સ્વરૂપ અન્યત્ર બતાવવા લખે છે કે—

ॐ बिन्द्वाकारहरोर्ध्व रफबिन्द्वानखाक्षरम् ।
मात्रया स्वस्ति पीयूषबिन्दु बिंदुरनाहतम् ॥

એમાં નવ અક્ષર મળેલા જણાય છે: ૧. ઓકાર ૨. અનુસ્વાર ૩ ઈકાર ૪ ઊર્ધ્વ રકાર. ૫. હકાર ૬ રકાર ૭ નિમ્ન રકાર ૮. અનુસ્વાર ૯ ઈકાર. આ અનાહતનો આકાર કોઈ ગ્રંથોમાં નીચે પ્રમાણે આપ્યો છે તે તપાસી-વિચારી શોધવો. યોગગ્રંથના ચિત્રોમાં આ પ્રમાણે તેની આકૃતિ હોય છે. પરસ્થ ધ્યાનમાં એનો મહિમા ઘણો છે કોઈ અનાહતમાં માત્ર ઓંકારનો જ સમાવેશ કરે છે



આ અજપાજાપ અંદર ચાલે ત્યારે એક જાતનો મધુર નાદ કાનમાં ચાલે છે એને બન્નેને માટે અજપાજાપ અને અનાહતનાદ શબ્દો યોગ પ્રસિદ્ધ છે આ નાદ પાસે સંગીત તુચ્છ છે, ઉપમામાં ઉપમા સંગીત કરતાં પણ એનું માધુર્ય ઉચ્ચ છે પ્રેમની સાથે એકતા કરાવે તેવું છે આત્માને અંદર રમણતા કરાવે તેવું છે

અને સોઽહં સોઽહંની રટણા ચાલે ત્યારે અથવા પરસ્થ ધ્યાનમાં ધ્યાતા અને ધ્યેયની એકતા દેખાવા લાગે ત્યારે ધર્મધ્યાનના બીજા પાયામાં ચિત્ત પ્રવેશ કરે છે ધ્યાનમાં રહે છે શુક્લ ધ્યાનના વિશિષ્ટ તત્ત્વો પામે કે કેવળીકરણની ધ્યાનની પરાકાષ્ઠાની નજરે તો આ વળી પ્રાથમિક દશા છે પણ સિદ્ધિમાર્ગનું પગથિયું હોઈ ઉપયોગી છે. આ જ્ઞાન ચાલે ત્યારે તેમાં તંબુરાની જરૂર નથી, ઉગ્ર બલાત્કારની આવશ્યકતા નથી, કાને કસવો પડવો

નથી અને છતા અનત સગીતની અદર ગાન ઊઠે છે, વધે છે વાધે છે અને અતિસુદર અતર પ્રમોદ કરાવી ધ્યેય સાથે એકતાન કરાવી આપે છે.

તબૂરામા નીચેનુ તુબડુ અને ઉપરનો દડ હોય છે તબૂરામા ત્રણ તાર હોય છે તુબડાનો વેહો થાય છે એ નાના વહાને પત્ર-પાદડા હોય છે અને બાજુના ક્ષણગામાંથી નાના ઘડમાથી તબૂરાનુ તુબડુ જમીન પર થાય છે પણ આ ચેતનરૂપ તબૂરો તો ભારે વિચિત્ર છે એને થડ ન હોવા છતાં પત્ર છે અને પત્ર વગર તુબડુ તેના પર થાય છે અને છતા વગર તુબડે અને વગર ડાંડે ગુણગાન થાય છે આ પદસ્થ ધ્યાન કરતા તબૂરા કે સિતારનો જાપ પડતો નથી, તાર સાંધવા પડતા નથી, કે સ્વરનો આરોહ-અવરોહ કરવો પડતો નથી. સગીતમા તો ગાનાર સામે હોય છે પણ આ જાપ કે નાદમયપણામા ગાનાર છે, છતા તેનુ રૂપ દેખાતુ નથી; તે તો કોઈ અદર ઊડે ઊડે બેઠો છે અને વગર જણાયે ગાન કર્યે જ જાય છે

આવા વગર સિતારે, વગર ડાંડે અને વગર પ્રકટ સ્વરૂપે ગાનારને તો સદ્ગુરુ ઓળખાવી શકે એને બહાર શોધવા જતા એનો પત્તો લાગે તેમ નથી, એને ઓળખાણ કરાવી આપે તેવો કોઈ સ્નેહી કે મિત્ર નથી—એને તો સદ્ગુરુ બતાવી આપે; અને એક વાર એનુ ઓળખાણ થઈ જાય અને એનો પરિચય મળી જાય તો ભવની ભાવઠ ભાંગી જાય.

આવા વગર થડના પાદડાને, આવા વગર પાંદડાના તુબડાને અને વગર તુબડે અને વગર ડાંડે ગુણગાન ચાલે અને ગાનારાના રૂપને દેખ્યા વગર અનત સગીત ચાલે ત્યારે જીવનની ખરી મોજ મણાય, બાહ્ય ભાવમાથી અદર ઊતરી જવાય અને આવી રીતે આ દેખીતા વિરોધી લાગતા પદનો નિવેડો કરી આપે, એ ભાવ જે અનુભવે અને જમાવે તે ખરો જોગી છે તે મારો ગુરુ છે તેને પગલે હુ ચાલવા પ્રયત્ન કરુ છુ અને તેમ કરી રૂપાતીત ભાવમા લીન થવા હોસ ધરાવુ છુ

આમાં ગાનાર પણ એક જ છે જેને બાઈને જેના જેવુ થવુ છે તે સત્તારૂપે પોતે જ છે અદરનો બેસનાર પણ પોતે જ છે અને પોતે જ અનત સ્વરૂપે ધ્યેય બનવાની શક્તિ સત્તા અને આવડતનો ધણી છે આ રીતે આ પદનો અનાહતનાદમા અને અજપાજાપમાં લય કરી નિવેડો લાવવા યત્ન કર્યો છે ધર્મધ્યાનના બીજા પાયામા જીભની જરૂર રહેતી નથી એ વાતને અહીં ખાસ સબધ છે (૫)

> आतम अनुभव बिन नहीं जाने, अंतर ज्योति जगावे;
> घट अंतर परखे साही मूरति, 'आनंदघन' पद पावे अवधू० ६

અર્થ—આત્મિક અનુભવ વગર એ ન જણાય; એને તો હૃદયની અદર રહેલ

શબ્દાર્થ—બિન = વગર. અતર જ્યોતિ = અદરની જ્યોતિ જગાવે = જાગ્રત કરે, જાગે, જણાવે. પરખે = દેખે. મૂરતિ = મૂર્તિ, પ્રતિમા, પ્રભુ, વ્યક્તિ પાવે = પ્રાપ્ત કરે.

જ્યોતિ જ જગાવે, જાગૃત કરે, જગાવ. એ આદર્શ(મૂર્તિ)ને હૃદયની અંદરનો ભાગ અક્ષર કોઈ—જાણી શકે અને એમ કરે તે આનંદઘન પદને પ્રાપ્ત કરે. (૬)

વિવેચન—નિવેડો કરવાનાં પદો ઉપરની પાંચ ગાથામાં પૂરાં થઈ ગયાં. હવે એવો નિવેડો કોણ લાવી શકે અને પરમઆનંદરસધામ ક્યારે પ્રાપ્ત થાય એની વાત કરે છે. એ વાત અનેક પદમાં વિસ્તારથી આવી ગઈ છે તેથી અત્ર આવશ્યક વિવેચન જ કરવાની જરૂર રહેશે. ઉપર જે અનેક પ્રકારના પ્રશ્નો ઉઠાવવામાં આવ્યા તેનો નિવેડો આત્માનુભવ વગર આવી શકાય તેમ નથી. એમાં માત્ર બુદ્ધિનો વ્યાપાર ચાલી શકે તેમ નથી, કારણ બુદ્ધિ મર્યાદિત છે અને બુદ્ધિ દ્વારા મેળવેલ જ્ઞાનમાં કે કરેલ નિર્ણયમાં સ્ખલનાને સ્થાન રહેવાનો સંભવ છે પણ જ્યારે સ્વતઃ અનુભવ થાય, ત્યારે જ છેવટનો નિર્ણય થાય છે. બુદ્ધિનો વિષય 'વિષયપ્રતિભાસ' જ્ઞાનનો છે એમાં વિષ–કંટકનું જ્ઞાન થાય છે પણ એને પ્રવૃત્તિ કે સ્વસ્થ–સુખવેદન સાથે કાંઈ સંબંધ નથી. એ નિર્ણય તો તત્ત્વસંવેદન જ્ઞાન થાય ત્યારે જ પ્રાપ્ત થાય છે અને જ્યાં સુધી વસ્તુનો સ્વ સાથેનો સંબંધ વેદી ન શકાય, જ્યાં સુધી આપણો બાહ્ય સંબંધ ઓળખી તેનો સ્વ સાથેનો મેળ કયો, કેટલો અને ક્યાં સુધીનો છે તે પરખી ન શકાય, ત્યાં સુધી ચાવી પ્રાપ્ત થતી નથી અને વગર ચાવીએ ગમે તેટલું વસ્તુજ્ઞાન પ્રાપ્ત થાય પણ એનો આંતર લાભ મળતો નથી અને જ્યારે આત્માનુભવ થાય ત્યારે આદરવા અને ત્યાગવા યોગ્ય શું છે તેનો નિશ્ચય થાય એવા નિશ્ચય સાથે અને સ્વસ્થ વૃત્તિએ જે જ્ઞાન થાય તે તત્ત્વસંવેદન જ્ઞાન કહેવાય છે વચ્ચે એક આત્મપરિણતિમત્ જ્ઞાન પણ વિશિષ્ટ જ્ઞાનીઓએ બતાવ્યું છે. એમાં ત્યાગ ન કરી શકનાર, પણ વસ્તુને ઓળખનારનું સ્થાન આવે છે પણ ખરું જ્ઞાન તો ત્યાગીનું સમજવું. એમાં આત્માનુભવ બરાબર થાય છે અને એ થાય ત્યારે જે જ્ઞાન થાય તે સાચી વસ્તુને ઓળખાવે છે અને સાચી પ્રવૃત્તિ કરાવે છે અહીં અપ્રસ્તુત છે છતાં પ્રસંગે જણાવી દેવાનું કે તત્ત્વસંવેદન જ્ઞાનમાં જ્ઞાન અને ચારિત્ર બન્નેનો સમાવેશ થાય છે અને પ્રવૃત્તિ વગરના શુષ્ક જ્ઞાનને—ફળ વગરના વસ્તુના પ્રતિભાસ પૂરતા જ્ઞાનને—સાચા આત્મવિકાસમાં કોઈ સ્થાન નથી: આ વાત સમજવી તેવી સહેલી છે પણ જીવવી કે જીરવવી અતિ મુશ્કેલ છે.

માટે વિશિષ્ટ યોગી કહે છે કે આ વાત આત્માનુભવ વગર નહિ જણાય. માત્ર પરમાણુનો સિદ્ધાંત જાણવાથી કે ગણિતની લાંબી, અમર્યાદ કે પ્રહેલિકા સુધીની ગણતરીથી કે સ્ટીમ કે વીજળીના વેગની શિક્ષાથી નહીં જણાય. એનો તો આત્મા સાથે—ચેતનજી સાથે—સંબંધ છે એને જાણવા માટે આત્મજ્ઞાન અને આત્માનુભવ અતિ જરૂરી વસ્તુ છે. અને યોગીરાજ તો ભાર મૂકીને કહે છે કે એ વાતો આત્માનુભવ વગર નહિ જાણી શકાય, એનો ખરો ખ્યાલ તે વગર કદી નહિ આવે, એનો આંતર પરસ્પર સંબંધનો મેળ તે વગર નહિ બેસે અને પોતાનો તેની સાથેનો સંબંધ સાચા સ્વરૂપે કદી જણાશે નહિ માત્ર વસ્તુનો પ્રતિભાસ થઈ જાય એ એની ખરી પિછાન નથી; એનો ચેતન સાથેનો સંબંધ

સમજાય અને તેનું સંવેદન થાય, તે સંબંધ સમજી તે વાતનું અંદર વેદન-વર્તન થાય, તે પ્રમાણે સ્વપરભાવ બેસી જાય તે તત્ત્વસંવેદન છે તે આત્માનુભવ છે, તે આત્મદર્શન છે અને તેનો સાચો મહિમા છે

માટે ખરું સંવેદન તો આત્માનુભવ વગર ન થાય, એટલું જ નહિ પણ જે મૂર્તિ આવું સંવેદન કરવા ઉપરાંત અંતરજ્યોતિને જાગ્રત કરે, જે ઉપર ઉપરના જ્ઞાનના અંતરના ઊંડાણમાં ઊતરે અને અંદરના ભાવની બરાબર પરીક્ષા કરે તે આનંદઘનના પદને પ્રાપ્ત કરે.

આમાં ચાર વાત કરી (૧) તત્ત્વસંવેદન જ્ઞાન જોઈએ (૨) આત્માનુભવ બરાબર જોઈએ, (૩) અંતરની જ્યોતિ બરાબર જાગ્રત થવી જોઈએ, અને (૪) અંદરથી સાચી પરીક્ષા થવી જોઈએ. સ્વપરનું જ્ઞાન અને ઊંડાણમાં તેનું ધ્યાન અને પ્રતીતિ થાય ત્યારે આનંદઘનપદની પ્રાપ્તિ થાય.

છેલ્લી બે પંક્તિમાં એકથી વધારે ભાવ બેસે છે એ મૂર્તિ-આદર્શને હૃદયની અંદરનો ભાગ બરાબર પરીક્ષાથી જોઈ-જાણી શકે છે આમાં 'મૂરતિ'ને કર્મ ગણવામાં આવ્યું છે. અથવા કોઈ મૂરતિ -એ વ્યક્તિ ઘટ-અંતરને પરખી શકે છે અને એ ભાઈ-યોગી આનંદઘન પદને પ્રાપ્ત કરી શકે છે આ ભાવમાં 'મૂરતિ'ને કર્તા ગણવામાં આવેલ છે

અથવા 'મૂરતિ'ને આખી ગાથાની કર્તા બનાવી શકાય. એમ કરતાં આવો અર્થ બેસે : આત્માનુભવ વગર ન જાણે, પણ અંતરજ્યોતિ જાગ્રત કરે અને ઘટ-અંતરને પરખે તે વ્યક્તિ (મૂરતિ) આનંદઘન પદ પ્રાપ્ત કરે. સર્વ ભાવમાં આશય લગભગ એકસરખો આવ્યો આવે છે ઉપરછલ્લા વિષયપ્રતિભાસ જ્ઞાનમાં વસ્તુતઃ કાંઈ માલ નથી, આત્મિક અનુભવ વગર આ વાત કદી જણાતી નથી અને માત્ર જાણવાથી કાંઈ વળે તેમ નથી અનુભવ કરે, ત્યાર પછી અંતર જ્યોતિને જગાડે અને ઘટ-અંતરને પરખે ત્યારે કામ થાય તેમ છે ત્યાં સુધી બધા ફાંફાં છે આમાં અંતરની વાત subjective element આત્મવાદ-અંતરવાદની છે બહાર જોવાની વાત મૂકી દેવાય, અંદર જોતા આવડે, ત્યાં સ્વપરની ઓળખાણ થાય, સ્વનો સ્વીકાર થાય, પરનો ત્યાગ થાય, એ વાતનો અનુભવ થાય, એ વાતની લય લાગે (જ્યોતિ જાગે) અને એ વાત પરીક્ષાથી અંતરમાં જામી જાય ત્યારે અનંત આનંદનું સ્થાન પ્રાણી પ્રાપ્ત કરે.

આ છેલ્લી ગાથાનો પ્રત્યેક શબ્દ ખૂબ વિચારવા યોગ્ય છે પ્રત્યેકનો ભાવ સમજી વિચારવા યોગ્ય છે અને દરેક શબ્દને વિશિષ્ટ સ્થાન છે અંતર નાદની આવશ્યકતા અને બાહ્ય ત્યાગની મહત્તા સમજાય અને તેના સમન્વયહારની સાર્થકતા બેસી જાય ત્યારે આ ભાવો અંદર જાગી ઊઠે તેવા છે અને તેમ થતા આ પદની અંદર બતાવેલ દરેક સૂચવણનો નિવેડો આવી જાય તેમ છે (૬)

ઉપસંહાર—એ ગુપ્તપણાનો નિવેડો કરનાર પછી ગુરુપદનું ગૌરવ ધારણ કરતો નથી, વ્યક્તિત્વના મોહથી લેપાતો નથી, યોગીપણાનું પદ ધારણ કરતો નથી કે બાહ્ય ઉપાધિને ગણકારતો નથી. એની દશા જ જુદી હોય છે એનું વર્તન જ જુદા પ્રકારનું હોય છે એનું વાતાવરણ જ વિશિષ્ટ અને ખાસ ભાત પાડે તેવું હોય છે આ વાતાવરણ જામે અને બાહ્ય તરફ જોવાને બદલે અંદર જોવાની ટેવ પડે પ્રત્યેક કામ કે વર્તનનો અંદર સાથે સંબંધ જોડી જાય અને બાહ્યમાં ઉપાધિ લાગે ત્યારે આ પદમાં વર્ણવેલા વિરોધોનો નિવેડો તુરત આવી જશે. માટે અનુભવ કરો, અંતરજ્યોતિ જગાવો અને ઘટ—અંતરને પરખો. તે એક આનંદનું સ્થાન છે ત્યાં અનંત આત્મદર્શન છે ત્યાં સંપર્ક સંબંધ કે મૂંઝવણનો અંત છે ત્યાં જાગતી જ્યોત છે અને ત્યાં છેવટે નિર્વાણ—મોક્ષ છે અંદર ઊતરો અને તે જાણો, સ્વસ્થ થાઓ અને તે પ્રાપ્ત કરો, પૃથક્કરણ કરો અને તે તરી આવશે, વલોવો અને માખણ તરી આવશે. આપણો વેપાર માખણ મેળવવાનો હોવો જોઈએ, છાશમાં ભરમાઈ જવું ન ઘટે, અને પ્રયાસથી માખણ મળે તેમ છે માટે અનુભવ જગાવો અને ઘટ—અંતરને પરખો.

આવી રીતે જે અંદરની જાગૃતિથી સ્વાનુભવથી પરીક્ષા કરી દેખાતા વિરોધોને શમાવે, એનું સંવેદન કરે, એ નિવેડાનો અંતરમાં સાક્ષાત્કાર કરે તે ખરો યોગી છે તે મારો ગુરુ છે તે આખા જગતને દોરવણી આપનાર મહાત્મા છે તે ખરો અવધૂત છે અને તેને ચરણે મારું શિર ઝૂકે છે

એ યોગીને બહાર શોધવા જવો પડે તેમ નથી, એની પરીક્ષા કરવી પડે તેમ નથી તે ઘટ—અંતરમાં છે એ ખરી ધ્યેય મૂર્તિ છે એ ધ્યાતા છે એ ધ્યાનથી પ્રાપ્ય છે અને ધ્યાન કરનાર પણ છે અને સ્વયં આનંદનો ઘન કોઈ આનંદપદને પામનાર પણ એ જ છે. આ વાતનું જે સંવેદન કરે તે ખરો ગુરુ છે અને સાચો યોગી છે પદનું વિશેષ વિવેચન કરવું અનાવશ્યક છે મુદ્દો પદના વિવેચનમાં જ આવી—સમાઈ જાય છે (૯૮)

## પદ નવ્વાણુંમું

ભૂમિકા—આ નવ્વાણુંમું પદ પણ ગૂઢોક્તિ (હરિયાળી)[1] છે. સામાન્ય દૃષ્ટિએ તદ્દન વિચિત્ર લાગતી હકીકતનો તેમાં ઉલ્લેખ હોય છે અને તેનો મેળ મેળવવાનો તેમાં કોયડો હોય છે. પ્રથમ દૃષ્ટિએ કોયડો તદ્દન અશક્ય કે અર્થવગરના લાગે છે પણ જ્યારે એ કોયડો ઉકલી શકાય છે કે અન્યની મદદથી ઉકેલી શકાય છે ત્યારે ખૂબ આનંદ થાય છે. ઘણી વાર તો એમ પણ લાગે છે કે કોયડાની વાત આટલી સહેલી હતી અને છતાં આપણને બેઠી નહિ એ તો ભારે નવાઈની વાત બની કહેવાય. ઘણી વાર કોયડો છૂટે ત્યારે આપણી

૧ આ હરિયાળી પર વિવેચન જુઓ પરિશિષ્ટમાં

આપણાતા માટે આપણને જરા હાસ્ય કે ખેદ પણ થાય છે આ સર્વ ગૂઢોક્તિઓ કોયડા જેવી જ છે એનો જ્યારે ખુલાસો બેસી જશે ત્યારે કજ્યો કોયડો કોઠીને મૂલ' જેવું થશે. એનો ખુલાસો આત્મસંવેદનથી થાય છે, સ્વાનુભવથી થાય છે અને અંતરજ્યોતિની જાગૃતિથી થાય છે આ કોયડો ઉકેલવા આપણે પ્રયત્ન કરીએ.

અત્યાર સુધી આપણે ચેતના'ને શુદ્ધ સ્થાનકે મૂકી છે, એને ચેતનની પતિવ્રતા-સતી પત્ની બતાવી છે એની આર્યભાવનાને આપણે પ્રશંસી છે. એના વિરહગાન આપણે સાંભળ્યા છે (પદ ૨૪મું); એની આદરવાની લતની વ્યથા વિચારી છે (પદ ૫૧મું) એને પતિ-આગમનની રાહ જોતી અનુભવી છે (પદ ૧૬મું); એને રિસાયેલી અને મનાવી ઘણવી છે (પદ ૧૮મું); અને એને અનેક દશામાં જોઈ છે પણ એને સર્વત્ર નિર્દોષ, અબળા, પતિપ્રાણા, આર્ય પત્ની તરીકે ઓળખી છે માત્ર અડતાલીશમા પદમાં એને વિરૂપ આકારમાં ફરિયાદ કરતી બતાવી છે અને છતાં ત્યાં પણ એ પોતાના વિરૂપ આકારમાં પોતે દશાવૈવિધ્યને વર્ણવતી હતી તેમાં તેનું શુદ્ધ ચેતનતત્ત્વ જરૂર જણાતું જ આપણે જોયું છે આ પદમાં એથી ઊલટી જ હકીકત બનતી જોવામાં આવે છે અહીં ચેતનરાજ એની શુદ્ધ દશામાં, કર્મમળથી મુક્ત, અનંત આનંદના ઉપભોક્તા તરીકે દેખાય છે ત્યારે એની સંસારદશા-કર્માન્વિત દશા-આ અનેક પ્રકારનો નાચ નાચતી, વૈભવો માણતી અને રખડપટ્ટી કરતી દેખાય છે. આ હકીકત એક જ વસ્તુના બે પાસા બતાવે છે કારણ કે ચેતન અને ચેતના બન્ને એક જ છે અભેદ ભાવે વર્તે છે અને ચેતનની જ ચેતના હોય ત્યારે એને કઈ દશામાં સ્થાપન કરવામાં આવે છે તેટલો જ માત્ર પ્રશ્ન રહે છે. સંસારદશામાં ચેતન વર્તતો હોય ત્યારે તેની શક્તિનો ઉપયોગ પૌદ્ગલિક ભોગો ભોગવવામાં થાય છે અને સંસાર તો એની ચીજ છે કે એક વાર એને લસરતો મૂક્યો એટલે એ ચારે બાજુએ ફેલાઈ જાય છે અને વિસ્તારથી વધતો જાય છે આ સંસારદશાને પ્રકૃતિ કહી શકાય. ચેતન બાહ્ય દશામાં રમતો હોય, અંતરદશાથી દૂર હોય, તે દશાને સંસારદશા કહેવામાં આવે છે અને વારંવાર જ્યાં શુદ્ધ ચેતનાને અતિ વિશિષ્ટ દશામાં વર્ણવી છે તે ચેતનાને બદલે ચેતનને એના મૂળ શુદ્ધ સ્વરૂપમાં સમજી લઈએ અને ચેતનની રખડપટ્ટીની દશાને એનું વિકૃત સ્વરૂપ સમજીએ તો આ પદમાં પુરુષ કોણ છે અને નારી કોણ છે તે સમજાશે. એક જ વસ્તુના બે પાસા કોઈ વસ્તુતત્ત્વ જરૂર રજૂ કરે છે કેટલાક તત્ત્વવેત્તાઓ દ્વૈતવાદી હોય છે તે પુરુષ અને પ્રકૃતિ બે તત્ત્વ માને છે પુરુષ એટલે પરમાત્મસ્વરૂપ કે તેનો અંશ હોય છે અને પ્રકૃતિ એને સંસાર સાથે સંબંધ રખાવનાર, માયામાં રખડાવનાર, અજ્ઞાન ઉત્પન્ન કરનાર તત્ત્વ હોય છે અને આ બન્ને તત્ત્વને મૂળ તત્ત્વ તરીકે સમજનાર પણ અમુક અપેક્ષા સ્વીકારી આત્મતત્ત્વ સમજવા યત્ન કરે છે આ દૃષ્ટિએ પુરુષને શુદ્ધ આત્મરૂપે- પુરુષ તરીકે-ઓળખીએ તો તેનો સંસાર સાથે સંબંધ કરાવનાર તત્ત્વને પ્રકૃતિ કહેવાનું પ્રાપ્ત થાય છે આ પુરુષ અને પ્રકૃતિને આ પદમાં બરાબર ઓળખવા પ્રયત્ન કર્યો છે

આ પદના કર્તૃત્વ બાબતમાં પણ કેટલીક ચર્ચા છે તેમાં ચેતના અને ચેતનના આખાં સ્થાનો આ પદમાં બદલાઈ ગયાં છે એ હકીકત એના કર્તૃત્વની ચર્ચામાં ઉપયોગી હકીકત અને સાધન પૂરું પાડે તેમ છે. આનંદઘનજીનો સમસ્ત ઝોક ફરી જતો દેખાય ત્યાં અન્યનું કર્તૃત્વ માનવાની આશંકાને જરૂર સ્થાન મળે, એ હકીકત પણ વિચારવા યોગ્ય છે. આ દૃષ્ટિએ એ હકીકતની ચર્ચા યથાસ્થાને થશે. અહીં તો આખો ઝોક આ પદમાં ફેરવેલો પડ્યો છે તેના કારણોને અંગે એ વાતને સંબંધ હોઈ તેનો અત્ર સકારણ નિર્દેશ કર્યો છે પણ એ વાત ખાસ લક્ષમાં રહે તો અર્થવિચારણામાં થતી ગૂંચવણનો પણ નિકાલ થઈ જાય છે આ વાત લક્ષમાં રાખી અર્થવિચારણા અને વિવેચન કરેલ છે

જૈન તત્ત્વવેત્તાઓ જીવ અને અજીવ બન્ને પદાર્થ જુદા માને છે. જીવ–અજીવનો સંબંધ થાય, આત્મા અને કર્મનો સંબંધ થાય, પણ છતાં બન્ને જુદા છે અને છે એમ આ તત્ત્વજ્ઞાનીઓ માને છે. પુરુષનું ઉપાદાન કારણ પ્રકૃતિ માનનાર તત્ત્વવેત્તાઓ માયાવાદ માને ત્યારે આખું બ્રહ્માત્મક જ્ઞાન ગણી પુરુષનો અભેદ માનનારા હોય છે ત્યારે કેટલાક તત્ત્વજ્ઞો પ્રકૃતિને અલગ દ્રવ્ય ગણી એને આદિ પુરુષની અગાઉ પેદા થયેલી આદિ માયા ગણે છે કોઈ એને પંચમહાભૂતનો સમુદાય માને છે કોઈ એને આદિ કારણ માને છે. આ રીતે દ્વૈતવાદ, વિશિષ્ટ–અદ્વૈતવાદ, શુદ્ધાદ્વૈતવાદ અને કેવલાદ્વૈતવાદ નીકળે છે એ સર્વને વિગતવાર તપાસવાનું અત્ર સ્થાન નથી. તાત્પર્ય એ છે કે શુદ્ધ ચેતનથી અલગ પડેલું માયાતત્ત્વ–ચેતનને સંસારસરણે બતાવનાર તત્ત્વ–આ પ્રકૃતિ છે અને આ પદમાં એને નારીનું સ્થાન આપીએ તો ચેતન પોતે પુરુષસ્થાને આવે છે કર્મમળથી મુક્ત થયેલ જીવો માની આ હકીકત નથી. આ વક્તવ્ય ધ્યાનમાં રાખવાની ખાસ જરૂર આ પદમાં પડે છે એટલું પ્રથમ મન પર લઈએ.

દરેક ગાથાને અંતે પુનરાવર્તન થતા આ ટેક (આંકણી)ના પદમાં એમ પ્રશ્ન કરે છે કે આ નીચેની વાત કહ્યામાં આવે તેમાં પુરુષ કોણ છે અને નારી કોણ છે તે શોધો—જે આત્માને શુદ્ધ સ્વરૂપે ઓળખી જાય, જે એનો અને પુદ્ગલ વચ્ચેનો સંબંધ જાણી જાય, જે એ સંબંધના સમય–કાળ જાણે, તેને આખી દુનિયાની ઓળખાણ થઈ જાય છે એક આત્માને બરાબર ઓળખી ગયો તેણે સર્વ જાણ્યું એ વાત તો અગાઉ એકથી વધારે વખત થઈ ગઈ છે એટલે આ નીચેની હકીકતમાં પુરુષ કોણ છે અને નારી કોણ છે? એ બન્નેના કાર્યક્ષેત્રો ક્યાં ક્યાં છે? જે દેખાય છે તે પુરુષનો વિસ્તાર છે કે નારીનો કે બન્નેનો? —એ સર્વ શું છે તે બાબતનો વિચાર કરો.

ઘણી વાર જ્ઞાન થયું છે એમ લાગે, છતાં તેમાં પણ ભ્રમ હોય છે. વસ્તુને વસ્તુગતે ઓળખાય, એનું અસલ સ્વરૂપે જ્ઞાન થાય, તેને સાચું જ્ઞાન સમજવું માત્ર વસ્તુનું પ્રતિભાસ જ્ઞાન થાય તેનો બહુ અર્થ નથી. આગલા પદમાં જણાવ્યું છે તેમ, તત્ત્વસંવેદન જ્ઞાનની ઉપયોગિતા છે. વસ્તુતત્ત્વનું અંતરથી સંવેદન થાય, એ સંવેદન અનુસાર ભાવનો સાચો

જણાઈ જાય, ત્યારે એ જ્ઞાનવિચારણાને સાચી વિચારણા કહી શકાય. બાકી પ્રયોગશાળામાં પ્રયોગો જ ખોટા થાય, પરિણામશુદ્ધિ બરાબર ‘ચેક’ (check) કરવામાં ન આવે અને સૂંઠને ગાંગડે ગાંધી થઈ ગયાના પોતા પર માની લીધેલ આવડતના કાચા પાયા મંડાય તો એ જ્ઞાનની વસ્તુતત્ત્વે કાંઈ અસર નથી, તેનું કાંઈ પરિણામ નથી અને, ખરી રીતે જોતાં, તેનો કોઈ સાર નથી. આ ભાવ સમજી લઈ પ્રત્યેક ગાથાની આખરે આપણે અંદર પૂછવું કે ભાઈ! આ દશા વર્તે છે, આવા હાલહવાલ થયા છે એના સંચાલક તરીકે કોણ છે? એમાં પુરુષ કોણ છે અને નારી કોણ છે? એનો ભેદ છે કે અભેદ છે? ક્યારથી છે કે કેટલા વખતનો છે? અને આ સર્વ શી ઘટના છે? કોણે કરી? શા માટે કરી? અને પોતે ક્યાં ઘસડાતો જાય છે?—એ સર્વની વિચારણા કરવી.

૫૪[1]

( રાગ—આશાવરી )

अवधू ऐसो ज्ञान विचारी, वामें कोण पुरुष कोण नारी? अवधू०
बम्मन के घर न्हाती धोती, जोगी के घर चेली;
कलमा पढ पढ भई रे तुरकडी, आपही आप अकेली. अवधू० १

અર્થ—મસ્ત વૈરાગી, જોગી આવા પ્રકારના જ્ઞાનનો વિચાર કરે, અથવા હે અવધૂ–યોગી! આવા પ્રકારના જાણપણાનો વિચારક થા કે એમાં કોણ પુરુષ છે અને કોણ સ્ત્રી છે? આ વાતનો તું વિચાર કરી નિવેડો લાવ, નિર્ણય કર. (આ ઉપસ્થિત કરેલા પ્રશ્નની વિચારણા માટે નીચેની હકીકતો–વિચારના સાધનો–રજૂ કરે છે) એ બ્રાહ્મણને ઘેર ગઈ ત્યારે ન્હાવા-ધોવાની ક્રિયામાં અથવા નિત્ય નૈમિત્તિક ક્રિયા કરવામાં પરોવાઈ ગઈ અને એ જોગીને ઘેર ગઈ ત્યારે એ એના શાગિર્દ તરીકે કામ કરવામાં પરોવાઈ ગઈ અને કલમા પઢીને એ તરકડી (મુસલમાન) પણ થઈ અને છતાં એ જાતે તો સ્વત એકલી જ રહી, એકની એક રહી! મસ્ત વિચારક (અવધૂ)! આ બાબતનો વિચાર કર! (૧)

વિવેચન—આ સંસારદશામાં વર્તતી પ્રકૃતિ—આ સંસારદશામાં કર્મવશ વર્તતા

---

શબ્દાર્થ—અવધૂ = અવધૂત, અલખ, મસ્ત, વૈરાગી, ભાગ્યો, જોગી. ઐસો = એવા પ્રકારનો, એવો. વિચારી = વિચાર, વિચાર કર–કરે, વિચારવાન, વિચારવાળો. વિચારીને મનમાં જવાબ આપે, ગોઠવે. વામેં = (વા એટલે વિભક્તિ લગાવવાથી મૂળ પ્રથમા અથવા સપ્તમીનું એકવચન) તેમાં. નારી = સ્ત્રી. બમ્મન = બ્રાહ્મણ. ન્હાતી-ધોતી = સ્નાનક્રિયા કરતી. ચેલી = મુખ્ય સમતઃ પૂરી ચેલા–ચાકરો બહાર શિષ્ય, સ્ત્રી શાગિર્દ. કલમા = મુસલમાન ધર્મનો મૂળ મંત્ર (લા ઈલાહ ઈલિલ્લાહ મહમ્મદ રસુલિલ્લાહ) કલમ. કલમા પઢ = મુસલમાન થઈ. તુરકડી = મુસલમાન (તિરસ્કારમાં) સ્ત્રી. આપહી આપ = પોતે જાતે. અકેલી = એકલી, એકની એક.

---

૧ જૂની પ્રતોની પ્રતમાં આ પદ નથી. પાઠાંતર ઉપલબ્ધ નથી. ભી. મા. પ્રમાણે લખેલ છે. પાઠાંતર મળશે તો આગળ ઉપર દાખલ કરવા પ્રયત્ન થશે.—વિવેચનકાર

કલમો–મુસલમાન ધર્મનો ધાર્મિક મૂળ મંત્ર 'લા ઇલાહ ઇલિલ્લાહ મહમ્મદ રસુલિલ્લાહ'–આ કુરાનનું મૂળસૂત્ર છે ઇસ્લામનું દીક્ષાવાક્ય છે કલમો પઢવો એટલે મુસલમાન થવું અથવા બનાવવું કોઈ પ્રાણી જ્યારે ઇસ્લામ ધર્મ અંગીકાર કરે છે ત્યારે હાલતાચાલતાં કલમા પઢે છે અને ઇસ્લામધર્મમય થઈ જાય છે આ રીતે ચેતના જ્યાં જાય છે ત્યાં તદ્રૂપ થઈ જાય છે આંખ ઉઘાડીને દુનિયામાં ભાળીએ ત્યારે ત્યાં જે જે વેશ કે વ્યવહાર દેખાય તે તે સર્વ વિરૂપ દશામાં વર્તતી પ્રત્યેક ચેતનાના છે એમ સમજી લેવું. લાકડાં વેચનાર પણ ચેતના છે અને ન્યાયાસને બિરાજમાન થતી ન્યાયમૂર્તિ પણ ચેતના છે કર્મપરિણામ મહારાજા અને દેવી કાળપરિણતિ સમક્ષ જે જે નાટકો ભજવાય છે તે સંસારદશામાં વર્તતી ચેતનાના છે એમ સમજવું આવી રીતે ચેતના અનેક આકાર અને અનેક વેશમાં દેખાય છે અને છતાં તે પોતે સ્વતંત્ર એકલી જ છે એ વાત ખૂબ સમજવા જેવી છે. એની વિવિધતામાં રહેલી એકતા ખાસ વિચારવા જેવી છે અને એ ભાવ સ્પષ્ટ થાય ત્યાર બાદ એના અંતરમાં કોણ સ્ત્રી અને કોણ પુરુષના પ્રશ્નનો વિચાર કરવાનો છે.

કર્માવરિત દશાના પ્રાણી અનેક નાચ નાચે છે નવા નવા વેશ લે છે અને ઊલટા સૂલટા ભાવો ભજવે છે એ ખરી વાત, પણ છતાં એની અંદર રહેલી ચેતના તો સ્વતંત્ર એકલી જ છે એકની એક જ છે તેની તે છે અને સ્વયં જાતે અસલ સ્વરૂપે વ્યક્તિગત છે મૂળજીભાઈ સિદ્ધરાજ જયસિંહ થાય કે ભર્તૃહરિ થાય, ઉદેપુરનો રાણો રાજસિંહ થાય કે પૃથુરાજ ચૌહાણ થાય, પણ તે તો એક જ છે સ્વયં પોતે મૂળજીભાઈ જ છે તે પ્રમાણે પરિવર્તિત સંસારમાં વ્યક્તિગત ચેતના ગમે તેવું રૂપ લે, ગમે તેવા શરીર ધારણ કરે, ગમે તે ગતિમાં જાય કે ગમે તેવું આદર્શ કે નિંદ્ય જીવન વહન કરે, પણ તે પોતે તો એક જ છે આ પ્રમાણે ચેતના–પ્રકૃતિ–અંગારદશા તો અંદર એની એ રહે છે; એના બાહ્ય રૂપરંગ–ભાવ પલટાય છે પણ એ જાતે ફરતી નથી કે બદલાતી નથી. કર્માવરિત દશામાં આ સ્થિતિ થાય છે આવા પર્યાયપલટનો થયા કરે છે પુદ્ગળનો પલટન સ્વભાવ છે અને પર્યાયનો અર્થ જ આ ક્રમભાવી ધર્મો છે એમ અગાઉ સૂચવન થયું છે ચેતન પોતે પોતાના મૂળ ધર્મો તરફ જોઈ શકે છે અને સંસારદીર્ઘતામાં દબાઈ ગયેલી ચેતના પરભાવમાં ભટક્યા કરે છે આ પ્રમાણે પરિસ્થિતિ છે આ બન્ને વાતને ધ્યાનમાં લઈને વિચાર કરો કે આવા નવા નવા વેશ લઈ વિચિત્રવિચિત્ર પાઠ ભજવનારમાં સ્ત્રી કોણ છે અને પુરુષ કોણ છે? આખી વાતનો સાર સ્વ–પરના વિવેચનમાં આવે છે વેશ ભજવવાની પાછળની ભાવના વેશ ભજવવા પડતા હોવાની સ્થિતિ અને વેશની ક્ષણિકતા વિચારશો અને ચેતનરાજની અનંત આનંદમય દશા અને વિરૂપ વેશ પાછળ રહેલ અનલ્પ ગ્રમતની પરવશતા વિચારશો આવશે એટલે આમાં નર કોણ અને નારી કોણ એ વાતનો ઘાટ બેસી જશે. (૧)

ससरा हमारो बालो भोला, सासू बालकुमारी;
पियुजी हमारो पोढे पारणीए हो, मैं हुं झुलावनहारी अवधू० २

**અર્થ**—મારો સસરો તો તદ્દન ભલો ભાળુભ (તદ્દન ભોટ જેવો) છે અને મારી સાસુ તો તદ્દન કુંવારી બાળિકા છે. મારા પતિ દેવ તો હજુ પારણામાં-પોઢિયામાં પોઢી ગયેલા છે અને હું અત્યારે એને હીંચકા નાખી રહી છું (હીંચકા નાખવા એ માતૃધર્મ છે)! મસ્ત યોગી! અવધૂત! આવા જ્ઞાનનો વિચાર કર! (૨)

**વિવેચન**—આ બીજી ગાથા પણ ભારે વિચારમાં નાખી દે તેવી છે. એમાં સંસારદશા-અવિશુદ્ધ ચેતના-કહે છે કે તેનો સસરો (પતિનો બાપ) તો બાપડો ભોળો ભોળો છે અને સાસુજી તો બાળકુમારી છે અને તેના પતિદેવ તો હજુ બાળક હોઈ પારણામાં-પોઢિયામાં સૂતા છે અને પોતે એને હિંચકા નાખે છે! આ તદ્દન અસંબદ્ધ લાગે તેવી વાત છે આકાશપુષ્પ જેવો વગર અર્થનો આલાપ લાગે છે બાળકુમારી સાસુને છોકરા કેમ થાય અને પરણેલી ચેતનાના પતિ હજુ પોઢિયામાં પોઢેલા કેમ હોય અને બાળાભોળા સાસરાના પુત્ર તે કેવા અને કોણ હોય? આ આખી ઘટના ભારે વિષમ, પરસ્પર સંબંધ વગરની અને ન બને તેવી અસંગત લાગે છે. આપણે એનો ભાવ સમજવા યત્ન કરીએ પ્રથમ આ સસરા-સાસુને શોધી કાઢીએ, પછી પોઢેલ હીંચકાવનાર બાઈસાહેબને બરાબર પિછાનીએ અને પછી એમાં કોણ પુરુષ અને કોણ નારી ના જ્ઞાનની વિચારણા પર આવીએ.

આ અતિ વિચિત્ર સંબંધની ઘટનાનો મેળ શ્રી ઉપમિતિભવપ્રપંચાકથાના પાત્રોમાંથી મેળવવા પ્રયત્ન કરીએ. ત્યાં સંસારી જીવનું ચરિત્ર રજૂ કરવાની શરૂઆત કરતાં પ્રથમ બે પાત્રોને રંગભૂમિ પર રજૂ કર્યા છે મહારાજા કર્મપરિણામ અને મહારાણી કાળપરિણતિ આ બન્નેનું વિસ્તારથી સ્વરૂપ સમજવા માટે સદર ગ્રંથ જોવો.[1] સંક્ષેપથી તે સ્વરૂપ રજૂ કરતાં માલૂમ થાય કે એ મનુજગતિ નગરીના મહારાજા કર્મપરિણામ પરાક્રમમાં સર્વથી વધી જાય તેવા છે, એની શક્તિનો વેગ ઇંદ્ર પણ રોકી શકે તેમ નથી, અને તે પોતાની શક્તિથી સંપૂર્ણ ચોકસાઈ કરી દુનિયાની તરફ તરફડતાની નજરે જુએ છે અને પોતાના હુકમનો પાકો અમલ કરાવે છે એ પ્રચંડ શાસનવાળા મહારાજાને રમતગમતનો ભારે શોખ છે અને નાટક જોવામાં એ અસાધારણ રસ લે છે એ લોકો પાસે અનેક વેશો લેવરાવે અને લોકોને ઘણી પીડાની અવગણના કરી અનેક આકારના

**શબ્દાર્થ**—સસરો = વરનો પિતા. બાળો ભોળો = ભોળો ભાળુભ, નિર્દોષ, ભોટ જેવો. સાસુ = પતિની માતા. બાળકુમારી = નાનકડી બાળા, કુમારી કન્યા, કુંવારી. પિયુજી = પતિદેવ (ભરથાર). હમારો = અમારો, મારો. પોઢે = સૂવે, સૂએ. પારણીએ = પારણામાં, પોઢિયામાં. મૈં = હું. હું = છું. ઝુલાવનહારી = હિંચોળ નાખનારી.

1. ઉપમિતિભવપ્રપંચાકથા ભાષાંતર, પ્ર. ૨ પ્ર. ૧ પૃ ૨૫૮-૨૭૦ (બીજી આવૃત્તિ).

ખેલો ખેલાવે જ જાય છે અને એકના એક પાત્ર પાસે અનેક જાતના પાઠો ભજવાવે છે એ રાજાનું સંસાર નાટક ભારે અદ્ભુત બને છે એમાં મહામોહ વિષયાભિલાષ, કષાય વગેરે સાજ સ્થાને કામ કરે છે એ કર્મપરિણામ રાજાના અંતઃપુરમાં મહારાણી કાલપરિણતિ પટ્ટરાણી તરીકે બિરાજે છે, અને મહારાજાનું અત્યંત પ્રેમપાત્ર બનેલી હોઈ મહારાજાને સલાહ આપવાનું કામ કરે છે અને, ખરી રીતે તો, આખું રાજ્ય આ મહાદેવી જ ચલાવે છે પતિપત્ની પરસ્પર પ્રેમી હોઈ એકબીજાના કામને જમાવે છે. અને પતિદેવે જે સંસારનાટક માંડ્યું છે તેમાં અનેક જાતના વ્યાપારો વખતસર કરવાનો હુકમ કરવાનું કાર્ય આ મહાદેવી કરે છે દેવીનો હુકમ આકરો હોઈ પ્રાણીને પાળવો જ પડે છે આ રીતે થતા નાટકો મહારાજા અને મહારાણી જોવામાં આનંદ લે છે અને કેટલીક વાર તો દેવી આખું રાજ્ય કરતા પણ વધારે પ્રભાવશાળી તરીકે પોતાને બતાવે છે. કર્મપરિણામ રાજાનો દોર તો સંસાર પર જ ચાલે છે ત્યારે આ મહાદેવીનો પ્રભાવ તો નિવૃતિનગરીમાં પણ પડે છે આ મહારાજા અને મહાદેવી સમરા અને સાસુ સ્થાને છે તેની ઘટના આપણે જોઈએ.

મહારાજા કર્મપરિણામ અને દેવી કાલપરિણતિ સર્વ લોકો પર શાસન કરતા હતા, છતા દુનિયામાં એને વાંઝિયા (નિર્બીજ) તરીકે[1] જાહેર કરવામાં આવ્યા હતાં, અને મહારાણીને પણ પુત્રપ્રાપ્તિની ઇચ્છા થઈ આવી હતી. અંતે તેને સુંદર સ્વપ્ન આવ્યા પછી સુમતિ–ભવ્ય પુરુષ–નામના પુત્રનો જન્મ થાય છે. એ પુત્ર બાળભાવમાં પણ ભારે ચપળ અને કુશળ હોવાથી રાજ્યરાણી રાજી થાય છે પણ સર્વથી વધારે આનંદનું કારણ તો સદાગમને થાય છે આ સર્વ હકીકત સહુ ઉપમિતિભવપ્રપંચા કથામાં જાણી લેવી. આ મહારાજા અને મહારાણી અનંત પ્રાણીના રાજારાણી હતા, છતા એના મંત્રીઓએ એમના પર કોઈની નજર ન પડે તેટલા માટે તેમને વાંઝિયા તરીકે જાહેર કર્યા હતા. આવી લોકમાન્યતાથી લેવાઈ જઈને દેવી મહાદેવીને પુત્રપ્રાપ્તિની ઇચ્છા થાય અને રાજા તે વાતને સંમતિ આપી તેને પુત્ર થશે એમ કહે છે એ બતાવે છે કે રાજા પ્રચંડ શાસનવાળો હોવા છતા ભોળો હતો અને દેવીને આખી જનતાનું માતૃત્વ મળ્યું હતું, છતા અત્યાર સુધી એ દુનિયામાં બાળકુમારી તરીકે જ જાણીતા થયા હતા. આ મહારાજા કર્મપરિણામ અને દેવી કાળપરિણતિ અશુદ્ધ મનનાના સસરા–સાસુ થાય. જે માણસને લાખો–કરોડો–અબજો પુત્રો હોવા છતા પોતાને અપુત્રીઆ માન અને જે બાઈનું સામ્રાજ્ય દેવ–દેવેંદ્ર–ચક્રવર્તી સુધી ચાલે તે પોતાને વાંઝણી સમજે અને પુત્રજન્મ માટે આકાંક્ષા કરે એ તો એને બાળકુમારી જ માનવી રહી.

સંસારી જીવ અવ્યવહારરાશિમાંથી નીકળી વ્યવહારમાં આવે છે ત્યારથી તેને ભવિતવ્યતા નામની સ્ત્રી પ્રાપ્ત થાય છે. એ ભવિતવ્યતા દોરવણીદાર થાય છે પંચ સમવાયી કારણમાંનું એક (નિયતિ) છે અને આપણે જે અનિરુદ્ધ ધનના અથવા પ્રકૃતિને વિચારી

1 ઉપમિતિભવપ્રપંચ કથા ભાષાંતર, પ્ર ૨ પ્ર. ૪ પૃ ૨૭૧ (બીજી આવૃત્તિ).

રહ્યા છીએ તે જ તે છે. એ ભવિતવ્યતા (નિયતિ)નો સંસારી જીવ પર આકરો દોર હોય છે. એ પોતાના પતિ સંસારી જીવને નાકે પકડીને સંસારમાં ભમાડે છે અને પતિદેવના ઘરનું આખું તંત્ર એ દેવી જ ચલાવે છે.[1] આ અસાધારણ સત્તાવાહિની પત્ની પતિ સાથે જ રહે છે એના પર પૂરું કાબૂ ચલાવે છે અને ગમે ત્યાં જાય ત્યાં એકભવસંવેદ્ય ગુટિકા[2] તેને આપે છે તેમાં એક ભવમાં ભોગવવાના આયુષ્ય વગેરે કર્મોનો સમુચ્ચય-એકીકરણ હોય છે આવી રીતે પતિ માટે ગોળી તૈયાર કરનાર-પતિને ગોળીઓ ખવરાવનાર-દેવી ભવિતવ્યતા તે આપણી દેવી અવિશુદ્ધચેતના છે, એ સ્વાધીનપતિકા છે પતિ પર ભારે આકરો દોર ચલાવનારી મહામાયા છે પતિના ગમનાગમન, વિહારસ્થાન અને રૂપ-રંગ-આકાર સર્વ પર એ ભવિતવ્યતા-પ્રકૃતિદેવીનો કાબૂ છે

જ્યારે પિયુજી બાળખેલ ખેલતા હોય, જ્યારે એનામાં પૌદ્ગલિક ભાવની વળગણ વધારે પડતી હોય, ત્યારે પત્ની એને બાળકની જેમ ગોળી આપે છે આખા ભવમાં ભોગવવાની નાની-મોટી બાબતોના સરવાળાને એકભવસંવેદ્ય ગુટિકા કહેવામાં આવે છે અને એક ભવ પૂરો થતા બીજી ગોળી તૈયાર કરી આ ભવિતવ્યતા પોતાના પતિદેવને આપી નવીન જગ્યાએ મોકલી આપે છે. ત્યાં એનાં નામ અને રૂપ ફરી જાય છે અને એ રીતે ચેતનરાજ પોતે એક સ્થાનેથી બીજે અને બીજેથી ત્રીજે ધકેલાયા કરે છે, અને એ પ્રમાણે ચાર ગતિના અનેક નાના-મોટા વિભાગોમાં ફંગોળાયા કરે છે આ પ્રમાણે એક સ્થાનેથી બીજે સ્થાને ઝુલાવનાર તેની પત્ની ભવિતવ્યતા છે.

આ એકભવવેદ્ય ગોળીનો આખો પ્રકાર સમજવા જેવો છે એને બનાવનાર કર્મપરિણામ મહારાજા છે એને બનાવવામાં એક ભવમાં ભોગવવા યોગ્ય કર્મપરમાણુનો સમૂહ હોય છે અને તેની બનાવટમાં લોકસ્વભાવ, કાળપરિણતિ, નિયતિ અને ભવિતવ્યતાની સલાહ લેવામાં આવે છે અને એની સોંપણી દેવી ભવિતવ્યતાને થાય છે અને એ ગોળી આખા ભવમાં પોતાનું કાર્ય વિગતથી નાની-મોટી સર્વ બાબતોમાં કરે છે. આ હકીકત પર સીધી નજર ભવિતવ્યતાની રહે છે પણ તેની બનાવટમાં કાળ, સ્વભાવ અને નિયતિનો બરાબર હાથ હોય છે આવી રીતે એકભવસંવેદ્ય ગુટિકા પૂરી થાય કે બીજા ભવ માટેની નવી ગોળી તૈયાર કરી આપવામાં આવે છે અને પછી ત્યાં ગયા પછી તો ભાવિનું કામ યથાવત્ ચાલ્યા કરે છે આ હકીકત પારણિયામાં ઝુલાવવાની સાથે બરાબર મળતી આવે છે અને તે ઝુલાવનાર દેવી ભવિતવ્યતા (નિયતિ) છે અવિશુદ્ધ ચેતના છે.

આવી રીતે સસરો, સાસુ અને પત્નીનો પરિચય આપ્યા પછી મૂળ પદની આ ગાથાને વિચારી જઈએ. સંસારમાં ભમતી ચેતનાનો સસરો કર્મપરિણામ મહારાજા

૧ ભવિતવ્યતાની શક્તિના વર્ણન માટે જુઓ ઉપમિતિભવપ્રપંચ કથા ભાષાંતર, પ્ર. ૨ પ્ર ૭ પૃ ૩ ૮

૨ એકભવસંવેદ્ય ગુટિકા માટે જુઓ ઉપમિતિભવપ્રપંચ કથા ભાષાંતર, પ્ર ૨, પ્ર ૮ પૃ. ૩૧૫ અને નોટ.

(૧) સ્ત્રી અનેક પાઠો ભજવે છે અને એને માટે જાણીતો શ્લોક છે એ કાર્યેષુ મંત્રી એટલે કામ કરવાનું આવી પડે ત્યારે સલાહ આપવાનું કામ કરે છે. એ પ્રમાણે એને દાસી, માતા અને રંભા તથા ધરિત્રી (પૃથ્વી)ના ઉપનામો મળેલાં છે એટલે કે એકને એક ચેતના માતા, મંત્રી રંભા વગેરેના પાઠો ભજવે છે આ રીતે લઈએ તો આખું જગત્ હાલથી પણ ચેતના મોહનીય માતાનો પાઠ ભજવી ચોઢિયે ફુલાવે તો તેમાં વૈચિત્ર્ય માનવાનું નથી. આ એક ખુલાસો છે

(૨) આ ભવિતવ્યતા સ્ત્રી તદ્દન જુદા જ પ્રકારની ચેરી છે. એના ગુણ અને એની આસ્થિતો ભારે નવીન પ્રકારના છે. એનામાં ગૌરવ સાથે વિશ્વાન છે નરમાશ સાથે કઠોરાઈ છે ભારેખમપણા સાથે તદ્દન ઉપલકિયાપણું છે અત્યંત પતિસ્નેહ સાથે તદ્દન ફરી ગયેલા મગજનું અસ્તિત્વ છે સ્વાધીનતા સાથે પૂરો સ્વચ્છંદ છે. હજુ એની વિચિત્રતાઓ આ પદમાં આગળ દેખાવાની છે. એ રીતે લઈએ તો આવી વાત્સલ્યથી ભરપૂર પણ કઠણ જેવી સ્ત્રી તરીકે ચીતરાયલી આ મહાદેવીને એક વાર ઓળખ્યા પછી એની વિચિત્રતાઓ અમી લેવી પડે તેવી જણાય છે.

(૩) સ્ત્રી મરીને માતા થાય, પતિ મરીને પુત્ર થાય, એવી સંસારની વિચિત્રતા બતાવવાને જ બે એક ભવમાં થતા અઢાર નાતરા(સંબંધ)ની કથામાં આવેલી સગપણ—સંબંધની વિવિધતા અને અનેકતાનો આ પદમાં ઉલ્લેખ પણ વાંચી શકાય. પણ આ ભાવ જરા દૂર એંચી જાય છે અને સાદા અર્થવાળી બાબતમાંથી એ ચીતાવીને સૂક્ષ્મ શોધવાનો પરિશ્રમ જણાય છે છતા તે પણ એક દૃષ્ટિબિન્દુ છે અને ખુલાસા તરીકે ધ્યાન ખેંચે છે

અમે તે ખુલાસો યોગ્ય ગણીએ, પણ આ પદના વિભાગમાં ભારે અદ્ભુત ધ્વનિ છે ગૂઢ ભાવ છે અને તેને હવેની ગાથા સાથે વાંચતા તેમાં ચેરીની વિચિત્રતા બરાબર બેસી જશે એમ લાગે છે આ ગાથાનો ભાવ બેસાર્યો જે દૃષ્ટિબિન્દુ લીધુ છે તે જ સુયુક્ત છે અને બીજું દૃષ્ટિબિન્દુ શક્ય નથી એમ ધારવાનું નથી. (૨)

ખરી ખૂબી દેવી ચેતનાની છે. આપણે એ દેવીનો વિશેષ પરિચય કરીએ :—

नहीं हुं परणी नहीं हुं कुंवारी, पुत्र जणावनहारी;
काली दाढी को मैं कोई नहीं छोड्यो तो, हजुए हुं बालकुमारी  अवधू० ३

ભાવાર્થ—નથી હું પરણેલી કે નથી હું કુંવારી અને હું અનેક પુત્રોને જણનારી કે જણાવનારી (ધાત્રી) છું મેં તો કાળી દાઢીવાળો આદમીઓ જુવાન કોઈ છોડ્યો નથી, દરેક સાથે મેં સંબંધ કર્યો છે અને છતાં હજુ પણ હું બાળકુમારી—બ્રહ્મચારી છું !—અદ્ભુત આવી હકીકતનો વિચાર કરો ! એનું હાર્દ શોધો. (૩)

શબ્દાર્થ—પરણી = પરણેલી, વિવાહિતા કુંવારી = કુમારી, વગર પરણેલી. જણાવનહારી = જણનાર પ્રેરક જણવાના કામમા મદદ કરનારી. કાળી દાઢીઓ = કાળી દાઢીવાળો, જુવાન નહિ છોડ્યો = જવા દીધા નહિ, સાથે વિવાહ કર્યો હજુએ = તે છતા પણ બાળકુમારી = વગર પરણેલી, બ્રહ્મચારિણી.

વિવેચન—આ અવિશુદ્ધ ચેતના અથવા સમાસરણા કહે છે કે નથી હું પરણેલી કે નથી હું કુવારકા! અને તે ઉપરાંત હું અનેક પુત્રોને જણનારી કે જણાવનારી છું આ શી વાત? એક ને એક સ્ત્રી પરણેલી ન હોય અને કુવારિકા પણ ન હોય એ કેમ બને? અને છતાં આટલેથી એ બાઈનું પૂરું ઓળખાણ થતું નથી. પરણેલી ન હોય અને કુંવારી ન હોય તો પછી એ વેશ્યા-પરસ્ત્રી હોય, અને એ વાતમાં ટેકો ત્યાર પછીના વાક્યથી મળે છે એ બાઈ બોલે છે કે પોતે કોઈ કાળી દાઢીનો જુવાન જોતો કર્યો નથી, છતાં હું હજુ પણ બાળકુમારી, નૈષ્ઠિક બ્રહ્મચારિણી જ છું આ વાતનો વિરોધ સમજવા માટે એ દેવીનું સ્વરૂપ બરાબર ધ્યાનમા રાખવું જોઈએ.

આ ભવિતવ્યતાનું વર્ણન કરતા અને તેની પિછાણ આપતા કહે છે કે "મારે ભવિતવ્યતા (નિયતિ) નામની એક સ્ત્રી છે વાસ્તવિક રીતે એ સ્ત્રી નથી, પણ સાડી પહેરનાર મોટો સૈનિક છે તેથી હું નામમાત્ર તેનો પતિ-ભરતાર છું ખરેખરી હકીકત એ પૂછો તો મારા ઘરની અને સર્વ લોકોના ઘરોની સર્વ અંદરની વ્યવસ્થા (કર્તવ્યતા)નું તંત્ર એ બાઈ એકલી ચલાવે છે. તેનામા એવી અદ્ભુત શક્તિ હોવાને લીધે તે પોતાના બીજા સંબંધી પુરુષાર્થ વગેરેની મદદની દરકાર પણ કરતી નથી. અમુક ભાવ પોતાના પતિને અનુકૂળ છે કે પ્રતિકૂળ તેનો વિચાર કરતી નથી, અવસર જોતી નથી, પ્રાણીને માથે બીજી આપત્તિઓ આવી પડેલી હોય છે તેની ગણના કરતી નથી; બુદ્ધિના વૈભવમા કોઈ બૃહસ્પતિ જેવો હોય તે પણ તેને રોકી શકતો નથી, તેનું નિવારણ કરી શકતો નથી. પરાક્રમની બાબતમા સર્વ દેવોનો રાજા ઇંદ્ર પણ તેને સ્ખલના કરી શકતો નથી અને યોગીઓ પણ તેની સામે થવાનો ઉપાય મેળવી શકતા નથી. વર્ણન ન બની શકે તેવી બાબત લાગતી હોય તેને પણ તે મહારેની પોતાના હાથની રમત હોય તેવી રીતે એક સપાટામા ગ્રહણ કરીને શક્ય બનાવે છે સર્વ લોકોમાથી જે પ્રાણીનું પ્રયોજન જ્યારે, જ્યા, જેવી રીતે અને જ્યા સુધી કરવાનું હોય છે તેને લક્ષ્યમા લઈ વિચારી, તે પ્રત્યેક પ્રયોજનને તે તે પ્રાણીના સંબંધમા, તે વખતે, તે જગ્યાએ, તે પ્રકારે અને ત્યા સુધી અમલમાં મૂકે છે અને તેમ કરવામા ત્રણ લોકમાં પણ તેનું નિવારણ કોઈ શકતું નથી. મતલબ કે અમુક કાર્ય અમુક પ્રાણીના સંબંધમા ક્યારે કરવું કેટલા વખત સુધી કરવું, કઈ જગ્યા પર કરવું, કોના સંબંધમા રાખીને કરવું અને કેવી રીતે કરવું એ સર્વ બાબતની ચાવી ભવિતવ્યતાના હાથમાં છે અને તેને કોઈ અટકાવી શકતું નથી; કારણ કે દેવતાના અધિપતિ ઇન્દ્ર કે મનુષ્યોના મોટા રાજા ચક્રવર્તીને પણ કહેવામા આવે કે તમારે ભવિતવ્યતા અનુકૂળ છે ત્યારે તેઓ પણ હૃદયમાં રાજી થાય છે, મુખ પર પ્રસન્નતા દર્શાવે છે આંખો વિકસ્વર કરે છે એ પ્રમાણે કહેનારને ઇનામ આપે છે પોતાની જાતને મોટી માને છે મહોત્સવ કરાવે છે આનંદદુંદુભિ વગડાવે છે પોતાનું કૃતકૃત્યપણું વિચારે છે અને પોતાનો જન્મ સફળ માને છે જ્યારે ઇંદ્ર અને ચક્રવર્તીને આ પ્રમાણે થાય છે તો પછી બીજા

સામાન્ય લોકોની વાત તો શી કરવી ? જ્યારે એ જ ઇન્દ્ર કે ચક્રીને કહેવામાં આવે કે તમારા ઉપર અત્યારે ભવિતવ્યતા (નિયતિ) અનુકૂળ નથી ત્યારે તેઓ તખ્તી ઉપરથી મૂર્છા ખાઈ જાય છે દીનતા બતાવે છે ક્ષણવારમાં મુખ શ્યામ કરી નાખે છે આંખો મીંચી જાય છે કહેનારના ઉપર ગુસ્સે થઈ જાય છે ચિંતાથી ઊંડા વિચારમાં પડી જાય છે ફિકરથી સુકાઈ જાય છે મોટા શોકમાં પડી જઈ પોતાનાં કર્તવ્યો પણ ભૂલી જાય છે અને તે (ભવિતવ્યતા)ને પ્રસન્ન કરવા માટે કયા ઉપાયો યોજવા તેનો વિચાર કરવા મંડી જાય છે"[1]

આ લખાણ વાંચ્યા વગર દેવી ભવિતવ્યતાનો પરિચય થઈ શકે તેમ નથી. આ દેવીને સમજ્યા વગર આ ગ્રંથનું સમજાય તેમ નથી અને આટલી લખાણ પ્રસ્તાવના વગર ચાલે કોણ પુરુષ કોણ નારી ? ના સવાલનો જવાબ આપી શકાય તેમ નથી. આ દેવી–પત્ની ભવિતવ્યતાનો પૂરો પરિચય આપવા ત્યાર પછી નીચેની હકીકત ઉમેરે છે. "ટૂંકમાં કહીએ તો તે ભગવતી (ભવિતવ્યતા) રૂઠી હોય ત્યારે જરા વાર પણ ચિત્તની શાંતિ તેઓને મળતી નથી અને કઈ રીતે તે રીઝી જાય એ બાબતનો ઉદ્દેશ વારંવાર મનમાં કરે છે. જ્યારે ઇન્દ્ર અને ચક્રીની આવા પ્રકારની દશા થાય છે તો પછી સામાન્ય પ્રાણીઓના સંબંધમાં તો શી વાત કરવી ? તે દેવી પણ એવી સખ્ત છે કે તેને પોતાને ગમે તે જ કરે છે. બીજા કોઈ ભલી તેની પ્રાર્થના કરે, તેની પાસે રડવા બેસે, કે તેને રીઝવવાના ઉપાયો કરે તે કોઈની તે દરકાર કરતી નથી." છેવટે પતિદેવ ઉમેરે છે: "હું પોતે પણ તેનો એટલો બધો ભય ધરાવું છું કે તે દેવી સ્વેચ્છાપણે જે કરે તે બહુ સારું છે એમ મારે માનવું પડે છે. અને, જોકે હું તેનો પતિ છું તોપણ, જાણે તેનો નોકર હોઉં તેની રીતે 'જય દેવી, જય દેવી' એમ બોલતો બોલતો તેની પાસે બેસું છું."

આ પત્ની પતિદેવને દોરડું બાંધી દોરે છે અને દરેક ભવ પૂરો થાય ત્યારે નવા ભવ માટે એક ગોળી આપે છે અને ગોળી મોઢામાં રાખી તેનો રસ પતિદેવને ગમે ઉતારવાનો હોય છે અને તેનાં નામ અને રૂપ એ રસને આધીન રહે છે. દેવી ભવિતવ્યતાનો પતિદેવ સાથે આટલો સંબંધ છે. બીજી વાત એ છે કે આટલા બાહ્ય સંબંધવાળી પત્નીની સાથે પતિદેવને દેહસંબંધ જરા પણ થતો નથી. દેવી માત્ર એક ભવમાં ભોગવવા યોગ્ય કર્મોનો સમૂહ આપીને આપે છે અને પછી નિરાળા થઈ જાય છે. આ એકભવસંવેદ્ય ગુટિકા આપનાર દેવી, એક રીતે જોઈએ તો, સંસારી જીવને પરણેલી ન ગણાય, કારણ કે પરણવામાં તો દેહસંબંધ થાય છે, ઘરસંસાર મંડાય છે, સંતાનો થાય છે અને જવાબદારીઓ પરસ્પર ભોગવાય–લેવાય–દેવાય છે ત્યારે આ સંબંધમાં તેવું કાંઈ બનતું નથી. અહીં તો પરણ્યા વગર પછી પ્રાણીનાં નામ અને રૂપનું યથાયોગ્ય નિર્માણ કર્માનુસાર થાય છે, તેનો સમય કાળપરિણતિ દેવી મુકરર કરે છે. લોકસ્વભાવ અને નિયતિનો સાથ તો છે

1 ઉપમિતિભવપ્રપંચા કથાનુવાદ, પ્ર ૨, પ્ર ૭ પૃ ૩૩૪

એટલે આ ભવિતવ્યતા તેને ભેટવી આપનાર હોવા છતાં એ સંસારી જીવને પરણેલી ન કહી શકાય. સંસારી જીવ અહીં શરીર બાંધે, જન્મે, ભણે, વેપાર કરે, ઘર માંડે, વૈભવ ભોગવે—તે સર્વની વિગત ભવિતવ્યતા પેલી એકભવવેદ્ય ગોળીથી નક્કી કરે છે. ટૂંકમાં આયુષ્ય અને આખો જીવનક્રમ મુકરર કરી દેવો તો શરૂઆતથી અંતર્ધાન થઈ બાજુએ બેસી જાય છે. આવી દેવીને પરણેલી કહેવી તે એક રીતે બરાબર નથી. કારણ કે તે ઘર માંડતી નથી અથવા લગ્નના હક્ક પૂરા પાડતી નથી. એમ છતાં સંસારી જીવના આખા જીવનનો ક્રમ મુકરર કરી તેને નાકથી દોરનાર દેવીને તદ્દન કુમારી કહેવી તે પણ બંધ બેસતું નથી. પારકાના ઘરનાં એને આવડી મોટી પંચાત શી? પારકાના કામમાં માથું મારવાનો એનો અધિકાર શો? એટલે એ તદ્દન કુમારિકા છે એમ વહેવારુ કોઈ માણસ ન જ કહે.

આ અતિ અભિમાની સ્વાધીનપતિકા બાઈની ધૃષ્ટતા હજુ પણ જોવા-જાણવા જેવી છે. એ પરણેલી નથી કે કુમારિકા નથી, છતાં એ અનેક પુત્રોને જણનારી કે જણાવનારી છે. સંસારી જીવનો નચાવનારી વ્યવસ્થાના અને બીજ સમારંભમાં રાખી અંધીમાં પીડનાર કર્મોનું મૂળ પ્રત્યેક ભવના કામ પર અવલંબે છે. માત્ર કામ કરનાર શુભ કર્મો બાંધે છે. દાન, દયા, દમ, શમ, સંવેગ, શાંતિ, સ્થિરતા, બ્રહ્મચર્ય આદિથી સારાં કર્મો બંધાય છે. નિંદા, અભિમાન, દંભ, હિંસા, માયા-કપટ, લોભ, લંપટતા, ક્રોધ, ભય આદિથી અશુભ કર્મ બંધાય છે અને પ્રાણી મનોવિકારને અનુરૂપ આકાર-પાત્રમાં કર્મો બાંધી સંસારમાં રખડે છે. એટલે આ અનેક કર્મોનો જન્મ આપનાર દેવી ભવિતવ્યતા જ છે. સુયાણી પોતે છોકરાં જણતી નથી, પણ સામાને ત્યાં છોકરાઓ જણાવે છે. એવું કામ આ દેવી ભવિતવ્યતા કરે છે. એ સંસારમાં રખડવાનું ન હોય તો કર્મબંધન ન હોય, કર્મબંધન ન હોય તો આગળ રખડવાનું ન હોય. અને એ સર્વનું મૂળ કારણ પેલી ગોળી છે. આ રીતે દેવી ભવિતવ્યતા અનેક છોકરાઓને જણાવે છે. એ પોતે જણે છે એમ કહેવામાં સહજ વાંધો આવે છે, કારણ કે એનો દેહસંબંધ સંસારી જીવ સાથે થતો નથી, પણ એ પુત્ર જન્માવવાનું કામ કરે છે અને તેનું પ્રબળ નિમિત્ત બને છે. આ રીતે દેવી ભવિતવ્યતા વગર પરણેલી અને વગર કુંવારકા હોવા છતાં અનેક બાળકોને જણાવે છે.

ભવિતવ્યતા એટલે હોણહાર વસ્તુનો સમુચ્ચય. એ દેવી અતિ ગૌરવ સાથે કહે છે કે કાળી દાઢીવાળો કોઈ પ્રાણી પોતે જતો કર્યો નથી, બધાંને ભોગવ્યા જ. આ વાક્ય વ્યવહાર નજરે જરા અશ્લીલતાથી ભરપૂર લાગે તેવું છે, પણ તેમાં ભારે તત્ત્વજ્ઞાન ભર્યું છે. રખડુ વેશ્યા કે વ્યભિચારિણી કુલટા પોતાનું તુચ્છ ગૌરવ બતાવવા કહે છે કે પોતે રાજાને ભોગવ્યા, મહારાજાને ભોગવ્યા, નગરશેઠોને ખપાવ્યા અને મોટા જોગી-જતીને પણ છોડ્યા નથી, ત્યારે આ બાઈસાહેબ તો આગળ વધીને વદે છે કે મેં તો કોઈ પુરુષને જતો કર્યો નથી! કાળી દાઢી એ જુવાનીની નિશાની છે. કાળી દાઢીવાળો એટલે જુવાન,

પણ તેનો ભાવ તો પ્રત્યેકપ્રાણી માટે છે—ભવિષ્યમાં જેની કાળી દાઢી થવાની હોય અથવા ભૂતકાળમાં જેની દાઢી કાળી થઈ ગઈ હોય. મતલબ, એ દેવીએ પ્રત્યેકને પોતાને સ્વાધીન રાખ્યા છે અને દરેકની પાસે તેના પોકારવી છે ઉપર જણાવ્યું તેમ, એણે ચક્ર કે ચક્રવર્તીને પણ છોડ્યા નથી, પછી સામાન્ય પ્રાણીની તો વાત જ શી કરવી? આવી કુવદ્ધ હોવા છતાં, અથવા કાળી દાઢીવાળા કોઈ જુવાનને મેં જોયો કર્યો નથી છતાં, હજુ સુધી હું બાળકુમારી છું નૈષ્ઠિક બ્રહ્મચારિણી છું આનું કારણ એક જ છે: એ દેવી પ્રત્યેક પ્રાણી સાથે સગપણમાં આવે છે, એની ગતિ, આગતિ, શરીર વગેરે અનેક બાબતોની નિયત ગોઠવી આપે છે છતાં એને પોતાને એની સાથે કાંઈ પણ લેવા દેવા નથી. પ્રાણીએ પોતે જે કર્મો બાંધ્યાં હોય, જે કર્મો ભોગવવાનો સમય આવી પહોંચ્યો હોય, જે કર્મો ભોગવવાનો એ ગતિમાં સ્વભાવ હોય તેનું સમુચ્ચયીકરણનું કામ આ મહાદેવી કરે છે પ્રાણીને પ્રત્યેક ભવમાં જતી વખતે આ આખો જીવનક્રમ ગોઠવી આપે છે, પણ એ સર્વની સાથે પોતે તો અલિપ્ત જ રહે છે. એ કર્મને ક્રમસર ગોઠવી આખા ભવના પ્રત્યેક પ્રસંગને યોજી આપે અને પછી આઘી ખસી જાય. હોણહાર વસ્તુની સંકલના કરી આપનાર આ દેવી તો હજુ કન્યા કુંવારી જ છે. આવી દેવીના પતિ! વિચાર કર! આમાં પુરુષ કોણ અને નારી કોણ? આમાં ધણી કોણ અને બૈરી કોણ? આ વાતની ચોખવટ થશે તો સમજાશે કે આમાં તારા માનેલા પુરુષાર્થને ક્યાં અને કેટલું સ્થાન છે. તું આખી વસ્તુસ્થિતિનું કેન્દ્ર હોવા છતાં સાડી પહેરેલ બૈરી તને કેવો નચાવે છે તેનો વિચાર કર! પ્રાણી માને કે પોતે ધણી છે પુરુષ છે અને ભવિતવ્યતા તેની ઘરની રાણી કે બૈરી છે પણ વાસ્તવિક રીતે એમાં ધણી કોણ છે અને બાઈડી કોણ છે તે ખરેખર વિચારવા જેવું છે. ભવિતવ્યતાનું ખરું સ્વરૂપ ખ્યાલમાં આવશે, પાંચ સમવાયી કારણમાં એનું સ્થાન મનમાં બરાબર ચોખવટ સાથે સ્પષ્ટ થઈ જશે, તો આ ત્રીજી ગાથાનો અંતર્ગત વિરોધ સમજાઈ બરાબર આવી જશે.

કોઈ પણ કાર્ય થવાને અંગે પાંચ સમવાયી કારણો બતાવવામાં આવ્યાં છે. તે પાંચેની હાજરી હોય તો જ કામ બને છે. પાંચમાંનું એક પણ કારણ હાજર ન હોય તો વાત ભાંગી પડે છે. તે પાંચ કારણો પૈકી ભવિતવ્યતા એક છે. જરા સંક્ષેપથી પાંચ સમવાયી કારણોને વિચારી જઈએ :—

૧. કાળ—વસ્તુઉત્પત્તિનો સમય પાકવો જોઈએ. અમુક કાળ ગયા પછી જ દૂધનું દહીં થાય, ઉન્હાળો બેસે ત્યારે જ આંબા પાકે, જુવાનીમાં કેશ કાળા થાય અને ઘડપણમાં સફેદ થાય, ઉત્સર્પિણી-અવસર્પિણી આરા પોતપોતાનો ભાવ ભજવે.

૨. સ્વભાવ—વસ્તુનો સ્વભાવ હોવો જોઈએ. લીંબડો વાવે ત્યાં આંબા ન થાય, સ્ત્રીને મૂછ ન ઉગે, અગ્નિની જ્વાળા ઊંચી જ જાય, સૂંઠથી વાયુ ઉપશમે, હરડેથી રેચ લાગે, મતલબ, વસ્તુ કાળે પાકે તે ઉપરાંત તેનો તે પ્રકારે ઉત્પન્ન થવાનો સ્વભાવ હોવો જોઈએ.

૩ ભવિતવ્યતા (નિયતિ)—ભાવીભાવ તે પ્રમાણે બનનાર હોવા જોઈએ. આંબા પર કાળક્રમે મોર આવે અને સ્વભાવે તે થઈ આવે પણ તેમાના કઈક ખરી જાય, અને ભાવીભાવ હોય તેની કેરી (આંબો) થાય. કાળ અને સ્વભાવ હોય છતા બધાં મોરના આંબા (કેરી) થતા નથી. નિયતિવશ અણુધાર્યું મળી જાય, ધારેલ દૂર હઠી જાય. કોયલ ઉપર નીચેથી પારધીએ બાણ તાક્યુ છે ઉપર બાજ પક્ષી (સીંચાણો) તેના ઉપર ત્રાપી રહ્યો છે પારધીને સર્પ કરડે છે તેની પીડામા બાણ છટકે છે બાજને વાગે છે બાજ મરી જાય છે પારધી ઝેરથી પીડાય છે અને આમેરથી ફસાયેલી કોયલ બચી જાય છે આ રીતે કાળ અને સ્વભાવ હોય છતા ભાવીભાવ હોય તેમ બને છે, માત્ર કાળ અને સ્વભાવની અનુકૂળતાથી કામ બની આવતુ નથી.

૪ કર્મ—વસ્તુઉત્પત્તિ કે કાર્યનિર્માણમા તે પ્રકારની કર્મની અનુકૂળતા જરૂરી છે કાળ, સ્વભાવ અને ભાવીભાવ જેટલી જ અગત્ય કર્મની છે કર્મથી કેટલાયે અર્ધમૂર્ખ સ્થિતિવાળાને કરોડો મળતા જોવામા આવે છે અને ગણતરીબાજ રખડી પડતા જોવામા આવે છે રાયરંકપણું, સાજામાંદાપણું કીર્તિઅપકીર્તિનો વિસ્તાર કર્મ ઉપર આધાર રાખે છે

૫. ઉદ્યમ-પુરુષાર્થ—કર્મને ઉત્પન્ન કરનાર પણ ઉદ્યમ છે અને જાણીતી વાત છે કે સૂતેલા સિંહના મુખમાં કોઈ હરણીઆં આવીને પડતા નથી. અનાજને પાકવાનો સ્વભાવ હોય, સમય થઈ ગયો હોય, તેમ થવું બનવા યોગ્ય હોય, અને તેવું કર્મ પણ હોય, છતા કોઠીમા ભર્યાં વગર અનાજ થતું નથી. વસ્તુત વિચારતા કર્મ પુત્ર છે અને ઉદ્યમ પિતા છે ઉદ્યમથી સર્વ શક્ય છે અને અનત પુરુષાર્થથી કર્મનો સર્વથા નાશ પણ થઈ શકે છે.

આ પાચ કારણો પૈકી આપણે મહાદેવી ભવિતવ્યતાને આ પદમા બરાબર ઓળખવા જોઈએ. વાત સમજણ માટે ઉપાધ્યાય શ્રી વિનયવિજયજીએ પાંચ સમવાયી કારણના પાચ સ્તવનો બનાવ્યાં છે તે અન્યત્ર પ્રસિદ્ધ થયેલ છે છઠું સ્તવન એ પાંચે કારણનો સમન્વય કરનાર છે આ ગ્રથન છેડે એ છએ સ્તવનો પૂરવણી તરીકે આપ્યા છે અત્ર ભવિતવ્યતાનું ત્રીજુ સ્તવન પ્રસ્તુત હોઈ રજૂ કરીએ. પાંચે કારણોની વાત અનેકાંતવાદને ભારે સમર્થન કરે છે તેનો વિચાર પણ કરવા યોગ્ય છે તે વાચક કરશે. અત્ર આપણી નાયિકા દેવી ભવિતવ્યતાનો પરિચય કરીએ —

[1]ભળ કિરણ કરે ભાપશ જી વસ્તુસ્વભાવ અકાજ;[2]
જો નવિ હોય ભાવિતવ્યતા જી, તો કિમ સીઝે [3]કાજ રે
પ્રાણી મ કરો મન જજાળ, ભાવીભાવ નિહાળ રે પ્રાણી મ કરો૦ ૧

[4]જળનિધિ તરે જગલ ફરે જી, કોડી જતન કરે કોય,
અણભાવી હોવે નહિ જી, ભાવી હોય તે હોય રે પ્રાણી૦ ૨

૧. કપૂર હોવે અતિ ઉજળો રે એ ઢાળ. ૨ નકામો. ૩ કાર્ય ૪ સમુદ્ર

છે પૃથ્વીનો છેડો તે સેજથી અને આભ (આકાશ)ને પછેડી કરી તોપણ મારી આખી સોડ ભરાણી નહિ, મારું આખું શરીર ઢંકાણું નહિ. આ બાબતનો તમે વિચાર કરો, એમાં ઊંડા ઊતરો. (૪)

વિવેચન—જૈન ભૂગોળ પ્રમાણે મનુષ્યની ઉત્પત્તિ અઢી દ્વીપ (જંબૂદ્વીપ, ધાતકી ખંડ અને પુષ્કરદ્વીપ અર્ધ)માં છે. અસંખ્ય દ્વીપ અને અસંખ્ય સમુદ્રની વચ્ચે આ અઢી દ્વીપ આવેલા છે. આ અઢી દ્વીપને ખાટલાનું રૂપક આપીએ. એ ખાટલાને ચાર પાયા છે તે દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવ છે. એમાં આપણા મહાદેવી અવિશુદ્ધ ચેતના સાડી પહેરેલા સૈનિકની પેઠે ચેતનરાજ પર પોતાનો હુકમ ચલાવે છે અને દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવ પ્રમાણે ચેતનરાજ ચારે તરફ જાય-આવે છે. દેવી અવિશુદ્ધ ચેતના આ ખાટલા પર આળોટે છે અને દેવીની પાછળ દેવ ચેતનરાજ ઘસડાયા કરે છે.

આવી મહાદેવીને માટે ઉપરનો ગગન-આકાશભાગ તે એનું ઓશીકું છે. ચાર પાયાથી એ દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવને જાણે છે તે વખતે તેની ડોક ગગનને અઢેલીને રહે છે. એમાંથી જાણવા યોગ્ય સર્વ ભાવને એ જાણે છે અને જો એનામાં વિચારસ્પષ્ટતા ન હોય તો અજ્ઞાનને જ્ઞાન માની બેસે છે. એની નજર ગગન તરફ રહે છે છતાં એને તળાઈમાં ઊંઘ આવી જાય છે. આ તળાઈનો વિલાસ એ આખો પરભાવરમણત્વ છે. એને ખાવા-પીવામાં, કે ખેલવા-કૂદવામાં મોજ આવે એ એનો તળાઈ પરનો આળોટવાનો આનંદ સમજવો. એ ખરા આનંદને ઓળખતી ન હોવાથી આભાસાનંદમાં સંપૂર્ણતા માને છે અને પોતાની એ ભૌતિક સૃષ્ટિમાં ચેતનરાજને ખેંચે છે. પછી તો એની મર્યાદા વધે છે પણ એનાં સમારંભાસ્તરો તો એની એ જ રહે છે. એની ખાટલી અઢી દ્વીપની હોય છે છતાં એ ગગનમાં જાય છે દેવ, દેવેન્દ્ર, વિદ્યાધરના પ્રદેશમાં જાય-આવે છે. નીચે તળાઈના પ્રદેશમાં પરભાવમાં આળોટે છે. એની નીચે નારકીમાં જાય છે અને ચાલતાં ચાલતાં લોકના છેડા સુધી જઈ આવે છે અને આખા આભની પિછોડી ઓઢી લે છે છતાં પણ એની સોડ ભરાતી નથી, એની ટાઢ જતી નથી, એને પૂરતો ગરમાવો થતો નથી. આ સર્વ પ્રાણીની ગતિ-આગતિને અંગે સમજવું અથવા ચૌદ રાજલોકના પદાર્થજ્ઞાનને અંગે સમજવું. જ્ઞેય પદાર્થની મર્યાદા લોકની અંદરના ગણીએ તો અઢી દ્વીપ બહાર ઉપર સાત રાજ અને નીચે સાત રાજ સુધી જાય અને મધ્ય ભાગની રેંજ (range) પણ સાત રાજ પ્રમાણ થાય. એ ચૌદ રાજલોકની અંદરના સર્વ જ્ઞેય પદાર્થો અને ભાવોને જાણવા સમજવા અને પૃથક્ કરવા એ ચેતનાનો વ્યવસાય છે. એની વિશુદ્ધિ ઓછીવત્તી હોય તેના પ્રમાણમાં એને જ્ઞેય પદાર્થનું સમ્યગ્ અથવા અશુદ્ધ જ્ઞાન થાય છે પણ એમાં એની સોડ ભરાતી નથી.

આ ગાથામાં શ્રી આનંદઘનજીએ અવિશુદ્ધ ચેતનાનું રહેઠાણ બતાવ્યું છે. મનુષ્યગતિ નગરીમાં હોય ત્યારે એની સ્થાનમર્યાદા અઢી દ્વીપની હોય છે અને એ ખાટલા પર આળોટે

અને સાધનધર્મોની વિચારણામાં તો આ વાત ભારે આકરું રૂપ લે છે. સાધનને સાધ્યની કોટિમાં જાળવવાને બદલે એને સાધ્ય ધારી મોટી યુદ્ધભૂમિકાઓ ઊભી કરી દે છે અને વગરની ચર્ચાઓમાં આખો ઉદ્દેશ ભૂલી જાય છે. પરસ્પરને અનુસરવાની તમન્નામાં દેશ-કાળની વ્યવસ્થા કે વિચારણા ભૂલી જાય છે અને પોતે જે રીતે સાધનધર્મો કરે તેનાથી જરા પણ જુદા પડનારને ગમે તેટલાં હલકાં સંબોધનો આપવામાં તેને જરા પણ સંકોચ થતો નથી. આ પરિસ્થિતિ જ્યાં થાય ત્યાં તત્ત્વ—અમૃત પ્રાપ્ત થયું નથી એમ સમજવું.

ધર્મની બાબતમાં બાહ્યાડંબરને સાધ્ય માનવામાં આવે, નિર્માલ્ય વસ્તુને શરૂ કરવામાં પ્રતિષ્ઠિતતા ધારવામાં આવે, ત્યાં તત્ત્વામૃત મેળવવાની ભાગ્યશીલતા પ્રાપ્ત થઈ નથી એમ સમજવું. માત્ર ક્રિયામાં પરિપૂર્ણતા માનવામાં આવે, ક્રિયા અંતર્ગત રહેલા રહસ્યને સમજવાનો પ્રયત્ન પણ ન કરવામાં આવે, ત્યારે સમજવું, એ પ્રાણીને ખરું તત્ત્વ—રહસ્ય પ્રાપ્ત થયું નથી.

આ મુદ્દાને વધારે લંબાવવાની જરૂર નથી, પણ ખાસ ધ્યાન ખેંચવાની વાત એ છે કે ઉપરછલ્લી ધમાલ કરનાર અને ગતાનુગતિકતાને અપનાવનાર દુનિયામાં ઘણા હોય છે. એ ધર્મબુદ્ધિએ ચાલે છતાં એને છાશ જ મળે છે. એ વાત બહુ બારીકાઈથી વિચારવામાં આવે તો જ સમજાય તેમ છે. ઘણી વખત તો ધર્મને નામે પક્ષાપક્ષી થઈ જાય છે, ક્રિયા કરવાને નામે મગજ ફરતી આખી વહાવી દેવામાં આવે છે અને ધર્મિષ્ઠ દેખાવાના ડોળ કે ભ્રમમાં ધર્માંધતાને પોષવામાં આવે છે. અહીં તત્ત્વામૃતની પ્રાપ્તિ થઈ નથી, પણ માત્ર છાશ મળી છે એમ જાણવું.

અવિશુદ્ધ ચેતના કહે છે કે મેં ગગનમંડળમાં નીપજેલ ગાયના દૂધને પૃથ્વી પર જમાવતાં જોયું—અનુભવ્યું છે. એના અનેરા દહીંને ગોળીમાં ભરાતાં જોયું છે. એને વલોવાતું જોયું છે, પણ એમાંથી તત્ત્વ—માખણ—નવનીત લેનાર તો કોઈક ભાગ્યવાન જ જોયા છે. એવા તો મને તજી લોકને અગ્રે ચાલ્યા જાય છે. મારે તેનો સંબંધ છૂટી જાય છે. એટલે મોટા ભાગના લોકો, જેનો મારી સાથે સંબંધ છે તે તો ખરેખર મધ્ય કક્ષામાં પડી રહ્યા છે. અમૃતને તો કોઈ નસીબદાર મેળવે છે. મોટો ભાગ છાશમાં સંતોષાઈ જાય છે, પણ મનમાં માની બેસે છે કે પોતાને ખરું તત્ત્વ—માખણ મળ્યું છે. આવી દશા છે. ધ્યાનમાં રાખવાનું કે છાશ પણ નાખી દેવા જેવી ચીજ નથી. કાંઈ ન મળે તેના પ્રમાણમાં છાશ પણ ઠીક છે. પણ જે હોંશ, ઉત્સાહ અને આદરથી વલોણું વલોવવામાં આવે છે તેના પ્રમાણમાં એ કાંઈ નથી.

મુદ્દાની વાત એ છે કે વલોણું વલોવવાની રીત તો ઘણા લોકોને ગમે છે, પણ વલોવતાં વલોવતાં કુચ્ચામાં પડી જાય છે અને પછી કેમ કરીને કાઢવું આવડતું નથી. જે નીતિભ્રષ્ટ થાય, તે તો વ્યવહારથી પણ નિંદ્ય થઈ સમાજમાં હાંસીપાત્ર થાય છે અને સ્થાન પામી શકે છે, પણ ધર્મબુદ્ધિએ ખોટે ચડી જાય છે. માત્ર ક્રિયામાં સર્વસ્વ માની

બેસે છે, ક્રિયા પોતે કરે તે પ્રકારની જ થાય અને તેથી જરા પણ ફેરફાર કરનાર મૂર્ખ કે નરકગામી જ હોય, આવા વિચાર-નિર્ણયવાળા બદ્ધનિશ્ચયી જીવોને અમૃત પ્રાપ્ત થવું પણ મુશ્કેલ છે ભલા માણસો કોઈ વાર રહસ્ય જાણે ખરા પણ દુરાગ્રહી, બદ્ધચિત્તને રહસ્યની નજીક પહોંચવાની કે અમૃત પ્રાપ્ત થવાની આશા ઘણી ઓછી ગણાય.

વલોણાનું ફળ પૃથક્કરણ છે પૃથક્કરણનો અર્થ વિચારણા છે વિચારણાને પરિણામે તુલના છે તુલના પછી પ્રમાણ-પરિમાણ-પ્રાપ્તિ થાય છે અને પરિણામે બન્ને બાજુએ જોવાની આવડત આવે છે જ્યાં એકાંત બુદ્ધિ, મતાગ્રહ, હું કહું તે જ સત્ય હોઈ શકે અને તે સિવાય અન્યત્ર કે અન્યમાં સત્ય ન જ હોઈ શકે એવી બુદ્ધિ થાય, એ સર્વ છાશ છે અવિશુદ્ધ ચેતના-અચિતજ્યતા કહે છે કે વલોણું વલોવી વલોવીને મારા દેવ તો અમૃત પામતા નથી, સવારથી મોડી રાત સુધી વલોવ્યા કરે છે પણ નફામાં એને છાશ મળે છે આવા અમારા પતિદેવ છે આવા અમારા ચેતનરાજ છે આવા અમારા નવલા નાથ છે! એમને નાકે પકડી દોરવામાં આવે તે વાત તેઓ સ્વીકારી લે છે વલોણાની છાશમાં રાચી જાય છે અને અમૃતનો ઘૂંટડો પણ ન મળે છતાં ઓડકાર (ખોટા) ખાધા કરે છે ? પતિ સમજી-વિચારી આવી રીતે પોતાની અવિશુદ્ધ ચેતના પત્નીને વળગે કે જે પત્નીની પાસે પોતાની મરજી પ્રમાણે વર્તી શકે નહિ, જેનું વલણ સામાન્ય છાશમાં સંતોષ પામવાનું થઈ ગયું હોય, જે સામાન્ય પ્રગતિમાં આત્મપ્રાપ્તિ માની બેઠા હોય, જે સામાન્ય ધર્માભાસ કે ધર્માભ્યાસમાં જીવનકર્તવ્ય માની પરિપૂર્ણતા માની બેઠા હોય, તેમણે વિચારવું કે આવા સંયોગોમાં પોતે પતિ ખરા કે ખરી ધણિયાણી ધણીયાણી થઈને બેસી ગઈ છે આ વાતનું રહસ્ય વિચારે તે છઠ્ઠી ગાથામાં (નીચેની ગાથામાં) બતાવેલ ભૂમિકાએ પહોંચી શકે; બાકી તો કંઈક આવ્યા અને કંઈક ગયા! (૫)

> नहीं जाउं सासरीए मे नहीं जाउं पीयरीए, पीयुजीकी सेज बिछाइ;
> 'आनंदघन' कहे सुनो भाई साधु तो, ज्योत से ज्योत मिलाई मायडी० ६

અર્થ—હું તો મારે સાસરવાસે પણ નહીં જાઉં અને મારા પિતાને ઘેર પણ નહિ જાઉં અહીં મારા પતિદેવની સેજડી પાથરી-જમાવી દીધી છે આનંદઘન મહારાજ કહે છે કે અહો સજ્જન સંતો! સાંભળો, એ રીતે મેં તો જ્યોતિમાં જ્યોત ભળી જઈ મેળાવી દીધી. આવી વિશિષ્ટ વાત અવધૂત મસ્તો! તમે વિચારો, એનું રહસ્ય શોધો, એમાં રહેલા તાત્પર્યાર્થને વગાવો. (૬)

વિવેચન—આ પ્રમાણે પરિસ્થિતિ હોવા છતાં, અને અચિતજ્યતા ચેતન-પતિને નાકથી દોરતી હોવા છતાં, અંતે એ ચેતનની ધણીયાણી છે, સદ્‌ભાગ્યની આપ જાણો છે એ શુ

શબ્દાર્થ—સાસરીએ = સસરાનું ઘર, સાસરી, સાસુ. પીયરીએ = બાપનું ઘર. સેજ = તળાઈ. બિછાઈ = બિછાવી, કરી, પાથરી. મિલાઈ = ભળી ગઈ, મેળવી દીધી.

અને એને પતિને માટે લાગણી થઈ આવી, પતિનો રખડપાટો ક્યા કારણે થાય છે તે તેના ધ્યાનમા આવ્યું પતિ સાથેનો પોતાનો અંગાંગી ભાવ તેના લક્ષ પર આવ્યો અને સત્તાગતે અનંતગુણ ધારણ કરનાર અનંત વીર્યવાન પતિના રખડપાટા પર એને લાગણી થઈ આવી. એને આનંદઘન ગુરુએ બતાવી આપ્યુ કે ચેતનરાજ પોતે તો અનંત ગુણનો દરિયો છે સ્થિરતા—શાન્તિમા રમણ કરનાર છે અને અનંત આનંદમય છે એક 'અનંત' શબ્દે જ એના કાન ચમકાવી નાખ્યા. એને મનમાં થયું કે આવા અપાર સંપત્તિના નાથને નાહકની દોરવા, અને જ્યાં ત્યા ભટકવું, એ પોતાના જેવી આર્ય માનુનીને શોભતુ નથી. પતિના વિકાસ સાથે દેવી અવિતન્નતાનો પણ વિકાસ થવા લાગ્યો અને એને આંટાફેરા અને રખડપાટા પર કંટાળો આવ્યો.

**સાસરીએ અને પિયરીએ :** જ્યારે બેરી વાછી પરણેલી હોય છે ત્યારે એને સાસરે અને પિયર જવાનો ખૂબ શોખ હોય છે ચાર દહાડા સાસરે રહે ત્યાં બાપને ઘરથી તેડુ આવે, એટલે બેનબા પિયર સધાવે પોતે પિયરપનોતી (પિયરમાં લાડકોડવાળી) હોય એટલે ત્યા થોડા દહાડા રહે એટલે વળી સાસરેથી તેડુ આવે. આમ સાસરુ અને પિયર એ નવી વહુના કોડનો વિષય બનાય છે સ્વતંત્ર છતવાળી, મરણ પડે ત્યારે પિયર થાકી જનારી, છણકો કરી પતિને કબજનારી પ્રમદાને આખરે જણાય કે પોતે સાસરે—પિયર જાય-આવે છે એમા પતિદેવને ખૂબ નાથાકૂટ થાય છે અને પોતે અનન્ય ભાવે પતિની સેવા કરી શકતી નથી. આ વિચારણાને અંતે એવો નિશ્ચય કર્યો કે હવે પછી હું સાસરે—પિયર નહીં જઉં બંને ઘરના પરોણા થવાની ટેવને મૂકી દઈશ અને પતિદેવની સેજડી બિછાવી હું તો ત્યા આખો વખત હાજર રહીશ. આ રીતે પત્ની પોતાનો નિશ્ચય મનમા કરે છે અહીં આરવાની વાત મૂકી દે છે અને અવિનાશીની સેજડીએ, રમ લાગ્યો મોરી સજની હો રે મા બતાવેલી કથાનો સ્વીકાર કરે છે. ઉપર અનેક વાર એવું કે બ્રાહ્મણને ઘેર ન્હાતી-ધોતી અને મુસલમાનને ઘેર કલમા પઢનાર અને અનેક નાચ નચાવનાર તો આ મહારાણી જ હતા અને એ પતિને નાહકની દોરવીને હેરાન પરેશાન કરી રહ્યા હતા. એ દેવી એક ઠેકાણે ઘડીવાર પણ નિરતિ મેળવી નહિ અને દેવને બેસવા દેતી નહિ. અવિતન્નતા દેવી તે પ્રમાણે નિશ્ચય કરી નાખે તે વખતે કેવો ફેરફાર થઈ જાય, અંતિમ સાધ્ય કેવી રીતે પ્રાપ્ત થાય તે વિચારવા પહેલા આપણે સાસરીઆ—પિયરીઆને ઓળખી લઈએ અને પતિદેવની સેજડી કઈ કેમ બિછાવી અને ક્યારે બિછાવી તે જરા જોઈ લઈએ.

અવિશુદ્ધ ચેતનાના પિયરિયામા મહામોહરાજાનો આખો પરિવાર છે ચિત્તવૃત્તિઅટવીમાં આવેલ પ્રમત્તતા નદીની વચ્ચે આવેલ તદ્વિલસિત બેટમા ચિત્તવિક્ષેપમંડપ નાખેલો છે. તેની વચ્ચે તૃષ્ણા નામની વેદિકા પર વિપર્યાસ સિંહાસન માંડેલુ છે તેના ઉપર મોહરાજા બિરાજમાન થયેલા છે એની મહામૂઢતા રાણી મિથ્યાદર્શન સેનાપતિ અને તેની કુદૃષ્ટિ

ભાર્યા, મહારાજાના રાગકેસરી અને દ્વેષગજેન્દ્ર પુત્રો, એની અનુક્રમે મૂઢતા અને અવિવેકિતા ભાર્યાઓ, મકરધ્વજ નામનો નાનો રાજા તેની રતિ નામની પત્ની, તેની પાસે હાસાદિ પાત્ર પુત્રો, કષાય નામના સોળ બાળકો—એ આખો વિપરિયાનો પરિવાર છે એમના રહેવાના નગર રાજસ ચિત્ત અને તામસ ચિત્ત છે મહામોહરાજાની મદદમા જ્ઞાનસંવરણાદિ સાત મોટા રાજાઓ છે અવિશુદ્ધ ચેતનાના આ સર્વ વિપરિયા થાય. મિથ્યાત્વ દશામાથી તે ઊઠે તે વખતે આ આખો પરિવાર તેને મદદ કરે છે આ વિપરિયાના પરિચય માટે ઉપમિતિ ભવપ્રપંચાકથાનો ચોથો પ્રસ્તાવ વિચારી જવો.

સાત્વિક માનસપુર નગરમા વિવેકપર્વત આવેલો છે તેના અપ્રમત્તત્વ શિખર પર જૈનપુર નામનું નગર છે. તેની અંદર ચિત્તસમાધાન નામના મંડપમા નિઃસ્પૃહતા નામની વેદી પર જીવવીર્ય નામનું સિંહાસન છે તે પર ચારિત્રધર્મરાજ નામના મહારાજા બેઠા છે દેવી વિરતિથી તેમને યતિધર્મ નામનો પુત્ર થયેલો છે એ રાજાના સામાયિકાદિ પાચ મિત્રો છે યતિધર્મ યુવરાજના દશ સહચારીઓ છે અને પત્નીનું નામ સદ્ભાવસારતા છે દૂગાથો પુત્ર ગૃહિધર્મ છે અને એના પત્નીનું નામ સદ્ગુણરક્તતા છે એ મહારાજાનો સેનાપતિ સમ્યગ્દર્શન છે અને રાજમંત્રી સદ્બોધ છે આ સદ્બોધ મંત્રીને આભિનિબોધ વગેરે પાચ મોટા મિત્રો છે રાજાનો ખાસ મદદગાર સંતોષ નામનો હવાલદારી છે અને વળી તે સંયમ નામના યતિધર્મનો મિત્ર થાય છે આ આખો ચેતનાના સાસરિયાનો પરિવાર છે. અને અવિશુદ્ધ ચેતના વિશુદ્ધ થતી જાય તેમ એને આ સાસરિયાના પરિવાર સાથે સ્નેહસબંધ વધતો જાય છે આ આખો ચતુર પક્ષ સમજવા અને ઓળખવા માટે સદર ગ્રંથનો ચોથો પ્રસ્તાવ જોવો. ત્યા એ પ્રત્યેકની વિગતવાર ઓળખાણ આપવામા આવી છે

અવિશુદ્ધ ચેતના આ સાસરિયા અને પિયરિયામા આગ માર્યા કરે છે અને કોઈ કોઈ વાર તો એને સાત્વિકમાનસપુરથી તામસ ચિત્ત કે રાજસ ચિત્તમા જવામા શરમ પણ આવતી નથી. અથવા બાહ્યાત્મભાવમા રમણ કરવું તે પિયર સમજવું ખાવું-પીવું હસવું-રમવું વગેરે સર્વ બાહ્ય વ્યવહાર, ક્રોધ-માન-માયા-લોભ અથવા હાસ્ય-શોક-રતિ-ભય કે દુગછા એ સર્વ પિયરગમન છે; અને શાંતિ, ધૃતિ, ધીરજ તૃપ્તિ પ્રમોદ, મૈત્રી, દયા, કરુણા, શમ, દમ સંયમ વગેરે સાસરવાસ સૂચવે છે જ્યા પરભાવનો ત્યાગ કરી સ્વમાં રમણતા થાય, જ્યા બાહ્યાત્મભાવ દબાઈ અંતરાત્મદશા જાગ્રત થાય ત્યા ચતુરપણાનો સદ્ભાવ સમજાય છે આ બન્ને સાસરિયા અને પિયરિયામા જવું-આવવું થયા કરે, ઘણી વાર અંતરભાવમા રમણતા થાય અને વળી પાછા બાહ્ય ભાવમા ઊતરી જવાય ત્યા સાસરા-પિયરિયાપણું સમજવાનું છે પ્રમત્ત દશા અને અપ્રમત્ત દશામા આવા જ પ્રસંગો બને છે

પછી વિચારણાને પરિણામે ચેતનાએ આ સાસરે અને પિયર જવાની ગેન છોડવા માડી. ત્યારે એણે શું કર્યું ? એણે તો પ્રીતમજીની સેજડી બિછાવી દીધી અને ત્યા પોતાનો આસન જમાવ્યો. એણે ન કરી લોકોની દરકાર, ન વિચાર કર્યો પિયર જવાનો અને ન

સબંધ વિચાર્યો સાસરીઆનો. પતિની સેજડી અને ત્યાં પતિનો સહચાર એવું કરી લીધું અને તેમાં આનંદમંગળ માની લીધા. પરિણામે બાહ્યાત્મભાવ અને અંતરાત્મભાવ વચ્ચે ઝોલા ખાવાની જે રીત અત્યાર સુધી ચાલુ રહી હતી તે ભળાઈ ગઈ. આ રીતે પૌદ્ગલિક ભાવ ઘટતો ગયો અને આત્માનુસંધાન થતું ચાલ્યું અને પતિ-પત્નીનો એકસંગીભાવ વધતો ચાલ્યો. આ દશા પ્રમત્તપણે પ્રાપ્ત થાય છે પછી તો ધર્મધ્યાન અને શુક્લધ્યાનના પાયા પર પ્રગતિ થાય છે. સમાધિની એકલીનતાનો અનુભવ થાય છે. પૃથક્ત્વ અને એકત્વનો સાક્ષાત્ અનુભવ થાય છે. સ્વને જિનાય છે. પરને બરાબર ઓળખી તેનો સમજણપૂર્વક ત્યાગ થાય છે. આત્મસંવેદન થાય છે. ક્ષપકશ્રેણીને માર્ગે ગતિ થાય છે, મન પર વિજય થાય છે. શૈલેશીકરણનો પ્રસ્તાવ થાય છે. કર્મ પર વિજય થાય છે, સંપૂર્ણ જ્ઞાન થાય છે, અનંત દર્શન થાય છે અને અંતે અનંત જ્યોતિમાં જ્યોતિ મળી જતાં ચેતના અને ચેતનની એકતા સધાય છે.

આ આખા પ્રગતિપથની વિચારણા અત્ર કરવી શક્ય નથી. વિવેચન ઘણું વધારે થઈ ગયું છે. સ્વાગતસ્થિતિથી એ ભાગ માટે યોગગ્રંથોનો હવાલો આપીએ. વાત એ છે કે જ્યારે આ પ્રકારે જ્યોતમાં જ્યોત મળી જાય ત્યારે પણ ચેતનનું વ્યક્તિત્વ જરૂર રહે છે. એના અનંત જ્ઞાન-દર્શન-ચારિત્ર-વીર્ય-ઉપયોગ કાયમ રહે છે. પણ એની ગતિ, આગતિ અને ધસ્માવરમણતા સર્વથા દૂર થઈ જાય છે અને એનો પરમ આનંદમાં લય થઈ જાય છે. એનો સાંસારિક સ્થૂળ આનંદ આત્મજ્યોતિમાં નિમજ્જન પામી જાય છે. એ અજર-અમર-અવિનાશી-નિરંજન-નિરાકાર દશા પ્રાપ્ત કરી લોકને અંતે ચાલ્યો જાય છે. એની ચેતના અને એ પોતે સર્વ પ્રકારે એક થઈ જાય છે; ધ્યાતા, ધ્યાન અને ધ્યેય સર્વ એક થઈ જાય છે. અને પછી તો ઉપર જણાવેલી અઢી દીપની ખાટ-ખટૂલી કે ભાસની પિછોડી ખલાસ થઈ જાય છે; નાવા-ધોવાનું કે ગુશાન પરવાનું ખલાસ થઈ જાય છે અને સાચા અમૃતને પ્રાપ્ત થવાનું ફળ રૂડીતી રીતે બેસી જાય છે.

અને આ સ્થિતિ થાય ત્યારે ચેતનરાજ પામી 'આનંદઘન તત સોઈ' (પદ ૫૫) માં વર્ણવેલ દશા પ્રાપ્ત કરે છે. પછી એવી દશામાં પુરુષ કોણ? અને નારી કોણ? અનંત સુખમાં નિમજ્જન થઈ જાય, અનંત જ્ઞાન સ્વકીય થઈ જાય, મન પર વિજય થઈ જાય, બાહ્ય સંબંધ હમેશને માટે અટકી જાય અને જે અવિનાશીની સેજડી પ્રાપ્ત કરવાનું ચેતનાને મન હતું તે પ્રાપ્ત થઈ જાય એટલે ચેતન અને ચેતનાનો ભેદ રહેતો નથી અને ચેતન-ચેતના એક થઈ જતાં અભેદભાવમાં પછી કોણ સ્ત્રી અને કોણ પુરુષ? આ પ્રમાણે અર્ધાંગીનો આખો ભાગ ફરી જાય છે. અતિ અદ્ભુત આત્મદશા જાગ્રત થઈ જાય છે અને તદ્દન અનનુભૂત ઉન્નત ભાવની એકતાનો સાક્ષાત્કાર થાય છે. (૬)

ઉપસંહાર—આ પ્રમાણે આ વિચિત્ર પદનો-હરિયાળીનો-અર્થ ભાસ્યો છે. આખા પદમાં ગૂઢ્ઢિત છે તે બેસાડવા પ્રયત્ન કર્યો છે. આ સિવાય અન્ય અર્થ હોવા જોઈએ,

જરૂર હશે એમ તો શરૂઆતથી જ લાગ્યું છે અને વાંચનાર તે સમજી ગયેલ હશે એમાં શંકા નથી. પણ આવા પદનો અર્થ કરવાના પ્રયત્ન કરવામાં અતિ આનંદ થાય છે અભ્યાસ થાય છે વિચારણા થાય છે ચર્ચા થાય છે—એ આત્મપ્રગતિ માટે બહુ હિતકારક છે. આ દૃષ્ટિએ પ્રયાસ કર્યો છે એ સુયોગ્ય થયો છે કે નહિ તે વિચારવાનું કામ તો વાચકને માટે જ કાયમ રહે.

આવી હરિયાળીનો સમૂહ એકઠો કરવા યોગ્ય છે એના અર્થમાં મતભેદ થાય તે કરવા તેને માટે વિચારણા થાય એ અતિ આવશ્યક અને હિતકારક હોઈ એવો પ્રયત્ન જરૂર કરવા યોગ્ય છે અને પોતે કરેલ અર્થ માટે આગ્રહ ન હોય તો પ્રયત્નનો લાભ અન્યને આપવામાં વાંધો ન જ હોઈ શકે એ માન્યતા નજરમાં રાખી એ વિચારણાને પુસ્તકસ્થ કરી લેખનો વિષય બનાવેલ છે.[1]

આ પદના અસલ લેખક આનંદઘન મહારાજ કે કોઈ અન્ય છે એ સાહિત્યની ચર્ચાનો વિષય છે એ વધારે શોધખોળ તપાસ અને ચર્ચા માગે છે આપણે એ ચર્ચા સાહિત્યકો પર છોડી દઈએ. જે વ્યક્તિએ આ પદ લખ્યું હશે એને પોતાના નામનો મહિમા નહિ જ હોય. જે અનંત કાળની દૃષ્ટિએ અવારનવાર જોઈ શકતા હોય તેને એક ભવનું નામ તો માત્ર કર્મનો એક પ્રકાર જ લાગતો હોય. જેને કર્મનાશની મહત્તા સમજાણી હોય તેને કર્મફળ માટે વિચારસરખો પણ ન હોય એટલે આ પદના કર્તૃત્વનો પ્રશ્ન વિચારવા બાબત ચર્ચામાં ઊતરવાની લાગ્યે જ જરૂર હોય. છતાં આવી ચર્ચા જરૂર થાય છે અને સાહિત્યની નજરે એની આવશ્યકતા પણ છે આપણે એ ચર્ચાને ઉપોદ્ઘાત માટે મુલતવી રાખીએ. એનું કારણ એ છે કે એવી ચર્ચા બુદ્ધિની નજરે ઘણી મજાની લાગે છે પણ આત્મિક પ્રગતિની નજરે એનું ખાસ મૂલ્ય નથી. એ પદના કર્તા એક્સ (x) હોય કે વાય (y) હોય, તેને આત્મિક પ્રગતિ સાથે સંબંધ નથી. અસલ એ કબીરના મુખમાંથી નીકળ્યું કે લાભાનંદ મુનિએ કહ્યું તેનું આપણે કાંઈ કામ નથી. આપણે તો એનો જ્ઞાન વિચારીનું કામ છે આપણે અવધૂના સંબોધનનું કામ છે આપણે જ્યોતિમાં જ્યોતિ મેળવવાનું કામ છે આપણે તક્રને છોડી માખણ લેવું છે અને સર્વને યોગીરાજે સમજાણું તે આપણે સમજવું છે.

આ દૃષ્ટિએ આ ચર્ચા બુદ્ધિની દૃષ્ટિએ કરવાનું સ્થગિત અને તે માટેનો પ્રસંગ શોધી લેવો, અહીં તો જે જમાવટ થઈ હોય તે જાગતી રાખીએ, એની મોજ માણી ન પવાઈએ. વાત એક જ છે કે વિકારી ચેતનાને છોડી એને વિશુદ્ધ બનાવી દઈએ, એને બરાબર ઓળખી સાથે માર્ગે અપનાવીએ, એનો પૂર્ણ લાભ લઈ એને અનંત ગુણમય ચેતનરાજ સાથે એક કરીએ અને છેવટે જ્યોતમાં જ્યોત મેળવી અનંતમાં એક થઈ જઈએ. (૯૯)

---

૧ હરિયાળી અંગેના વિવેચન માટે જુઓ આ પુસ્તકને અંતે આપેલ હરિયાળી—વિભાગ અને ભાગપૂર્તિ પરિશિષ્ટ —વિવેચનકાર.

# પદ સોમુ

ભૂમિકા—આ પદ વ્યવહારલક્ષી છે એનાથી અંતરમાં એક અતિ મહત્ત્વનો પ્રકાશ પ્રાપ્ત થાય છે નીચેની ટૂંકી નોંધ ખાસ વિચારવા યોગ્ય છે: ભાઈ! તારે શું ઓછું છે? આવો સુંદર દેહ મળ્યો છે તને સારી કેળવણી મળી છે તું સાચા-ખોટાનો વિવેક કરી શકે તેટલી બુદ્ધિશક્તિ પ્રાપ્ત થઈ છે અને અનેક પ્રકારની અનુકૂળતાઓ મળી છે. બીજી રીતે જોઈએ તો આ મનખાદેહ મળવો પણ ભારે મુશ્કેલ છે. કોઈ પાડો કે બળદ થયો હોત તો ભાર ખેંચી ખેંચીને તારો દમ નીકળી જાત, પણ એમાં વિચારશક્તિનો કે ગ્રહણશક્તિનો કાંઈ પણ ઉપયોગ કરી શકત નહિ. પરવશ જીવન, બોલવાની અશક્તિ, સાધનોના લાભ લેવાની અશક્તિ આદિ અનેક અગવડોમાં પડી તું ગમે તેમ જીવન પૂરું કરત. અથવા કોઈ હલકી જાતિમાં જન્મ્યો હોત તો ક્લેશમય જીવન પૂરું કરત. તને તો સુંદર દેહ મળ્યો, સુંદર દેશ મળ્યો, વિચારશક્તિ મળી અને તને પસંદ આવે તેવા અનેક સંયોગો મળ્યા. તે સર્વ તું વિચારી લે. કદાચ તને એકાદ-બે બાબતની ઊણપ હશે તો તે ઊણપ ઉપર ધ્યાન ન આપતાં તને કેટલી અનુકૂળતા મળી છે તે વિચારી લે. એ રીતે તું તારી અનુકૂળતાઓ વિચારીશ તો પાનાંના પાનાં ભરાય એટલી વાતો તને જડશે. એ ? હોય તેને મોટી માન, અને વિચાર કે દરિયાનું કુલ પાણી તારે પીવું પડે તેમ નથી; તારા ઘડામાં પાણીને રાખવાની જેટલી શક્તિ હશે તેટલું જ પાણી તું સમુદ્રમાંથી ભરી શકીશ: આટલું માનીશ તો તને ખૂબ મજા આવશે અને તારો જીવનમાર્ગ ખૂબ સરળ થઈ જશે. તું ખાલી મૂર્ખાઈ છોડી દે અને તારું જે છે તે સમજી તેમાં આનંદ માન, તને મળેલી તકોનો ઉપયોગ કર, અને તેડું આવે ત્યારે આનંદમાં ભાન કરતો અને સોઽહં સોઽહંના ઉચ્ચાર કરતો ઊંચે ચઢી જા. ઉપર જવાનો એ માર્ગ છે અને કકળાટ કરવામાં તો નીચે જ જવાનું છે અંતરમાંથી અનાહતનાદ ઊઠતા હોય, અને ભક્તિ કે વૈરાગ્યના પાઠનું ગાન ગાતા અહીંથી સીધા ઉપર ચાલ્યા જવાય એ વાત તને મીઠી નથી લાગતી? જો લાગતી હોય તો આ નીચે જણાવેલો માર્ગ સ્વીકાર અને નકામો કચવાટ કે કકળાટ છોડી દે!

પદ

(રાગ—આશાવરી)

बेर बेर नहि आवे, अवसर बेर बेर नहि आवे;
ज्युं जाणे त्युं कर ले भलाई, जनम जनम सुख पावे अवसर० १

અર્થ—અવસર ફરી ફરીને આવતો નથી, તક વારંવાર પ્રાપ્ત થતી નથી, તેથી જ્યારે તક મળે ત્યારે ભલાઈ કરી લે, જેથી જ ભોજ મ સુખ પામે. (૧)

શબ્દાર્થ—બેરબેર = ફરી વાર. બેર,બેર = ફરીફરીને. અવસર = તક વખત. જ્યું = જેમ. ત્યું = તેમ. જાણે = મરે. ભલાઈ = ભલું કામ. જનમજનમ = જન્મોજન્મ. પાવે = મેળવે

વિવેચન—તું બરાબર સમજી લે કે અત્યારે જેવી તક તને મળે છે તેવી વારંવાર હાથ આવતી નથી. તું જાણે છે કે બળદ થયો હોત તો તારે આખો દિવસ મજૂરી કરવી પડત અને છતાં તારું એક પણ કાર્ય તારે પોતાને સ્વાધીન રહેત નહિ. એ ઉપરાંત તને વિવેકશક્તિ સાંપડી છે તું હિતાહિત પારખી શકે છે પ્રાચીન અનુભવોનો લાભ લઈ શકે છે, જીવનની ઘટમાળના જોઈ-જાણી શકે છે અને તારું વાસ્તવિક નિરંતરનું સુખ શું છે અને ક્યાંથી મળી શકે એમ છે તે તોળવાની તારામાં શક્તિ આવેલી છે આવો અવસર વારંવાર મળતો નથી. એ વિષય પર શાસ્ત્રમાં દશ પ્રસિદ્ધ દૃષ્ટાંતો[1] કહેલા છે મનુષ્યભવ મળવો કેટલો દોહીલો છે તે તે તે દૃષ્ટાંતો પરથી જણાય છે હવે જ્યારે મળ્યો છે તો તેનો લાભ લે. લાભ કેવી રીતે લેવો તેનું તને એક નાનું સરખું સૂત્ર યોગીરાજ બતાવે છે.

અવસરનો લાભ લેવાનું મુદ્દામ સૂત્ર એ છે કે જેમ બને તેમ, જેટલું બને તેમ, અને તેના પ્રમાણમાં ભલાઈ કર. દુનિયામાં ભલાઈ કરવા જેવો બીજો લાભ નથી. તું મોટો રાજા હો કે ભિખારી હો, જે સંયોગોમાં હો ત્યાં ભલાઈ કર. એક પ્રાણી કેવું ભણેલો છે કે કેવો જ્ઞાની છે એ મહત્ત્વની બાબત નથી, પણ એ અન્યનું ભલું કરવામાં પોતાનો કેટલો હાથો આપે છે એ ખાસ ઉપયોગી બાબત છે એ એના સાચાપણાનો મુદ્દામ પુરાવો છે. અને એ એની જીવનયાત્રાની સફળતાનું અંક એ થાય છે એવું કરીશ એટલે જનમોજનમ તને સુખ મળશે, આ ભવમાં તને શાંતિ રહેશે અને તારો આ માં એવા પ્રગતિના માર્ગ પર ચઢી જશે કે તને ભવાંતરમાં પણ સુખ પ્રાપ્ત થશે.

આત્મસુખની ખરી વ્યાખ્યા એ જ છે કે એનો વિકાસમાર્ગ સરખો અને સરળ કરી દેવો. ભલાઈ કરવાથી એની પ્રગતિ વધારે ન થાય, તોપણ એનો વિકાસમાર્ગ તો બરાબર રીતસરનો થઈ જાય છે અને એક વાર સાચે રસ્તે પ્રાણી ચઢ્યા એટલે પછી પડું આખડવાની વાત રહેતી નથી; જનમોજનમ સુખ વધતું જ જાય છે અને છેવટે શાશ્વત સુખ પણ એ માર્ગે આગળ વધતા પ્રાપ્ત કરે છે. સુખ પ્રાપ્ત કરવાની તને ચાવી બતાવી છે અને એ માર્ગ અવિચ્છિન્ન હોઈ છેવટે મોક્ષ સુધી પહોંચાડનાર છે માટે ભલાઈ કર અને મળેલ અવસરનો લાભ લઈ લે. (૧)

तन धन जोबन सब ही झूठा, प्राण पलकमें जाय अवसर० २

અર્થ—શરીર પૈસા અને જુવાની—એ સર્વ ક્ષણિક છે અને પ્રાણ તો ક્ષણમાત્રમાં ઊડી જાય તેવા છે (૨)

વિવેચન—તું બરાબર વિચાર કરીશ તો તારો આ દુનિયા સાથેનો સંબંધ પાકો

શબ્દાર્થ—જોબન = જુવાની, યુવાવસ્થા. જૂઠા = મિથ્યા, ક્ષણિક. પ્રાણ = [illegible], આયુષ્ય, [illegible], [illegible] ને [illegible]. પલકમે = ક્ષણમાત્રમાં. [illegible]

1. દશ દૃષ્ટાંત માટે જુઓ શ્રી ઉત્તરાધ્યયન સૂત્ર.

હોય ત્યાં અન્યના હિત માટે તેનો ઉપયોગ કરજે યોગ્ય ક્ષેત્રમાં વાપરજે, એક વાણીને ઉદાર ઉગે તેમ વાપરજે અને મળેલ તકનો પેટ ભરીને લાભ લેજે યાદ રાખજે કે આવો અવસર વારવાર આવતો નથી.

અહીં જે વાત કરી છે તે ખૂબ વિચારજે પૈસા હોય તો ફેંકી દેવાતા નથી, પણ જે તું એને ગોંધી રાખીશ, તો અંતે તો એ ગમે તે રીતે જશે કાં તો ચોર ચોરી જશે, કાં તો તારો દેવાદાર દેવાળું કાઢશે, કાં તો છોકરો કુપાત્ર નીવડશે અને કાં તો તને સટ્ટો કરવાનું મન થઈ આવશે. નકામા કૃપણ કહેવાઈશ, તારું નામ લેતા પણ લોકોને સંકોચ થશે; માટે આપવું હોય તો ધનનો પરોપકારના કાર્યમાં વ્યય કર. પૈસાનો સામાન્ય ઉપયોગ ભોગ છે એ સ્વાર્થી છે બીજો ઉપયોગ દાન છે એ પરાર્થી હોઈ પ્રશસ્ય છે એ બે રીતે ધનનો ઉપયોગ નહિ કરવામાં આવે તો એનો નાશ ચોક્કસ છે યાદ રાખજે કે પ્રેમથી અને કીર્તિની આકાંક્ષા વગર સારે રસ્તે વાપરેલ ધન કદી ખૂટતું નથી. માટે યાદ રાખ કે આવો અવસર વારંવાર મળવાનો નથી અને અત્યારે નકામો ખોઈ બેઠો તો પછી મોટો મોટો પસ્તાવો જરૂર થશે, પણ પછી તે નકામો છે (૩)

जाके दिलमें साच बसत है, ताकु जूठ न भाय अवसर० ४

અર્થ—જેના મનમાં સત્ય વસ્તુ જામી ગઈ હોય તેને જૂઠી (અસત્) વાત ગમતી નથી. (૪)

વિવેચન—જેના મનમાં સાચ-સત્ય જામી ગયું હોય છે તેને જૂઠું ગમતું જ નથી, અને કુદરતી રીતે જ તેને જૂઠ તરફ અણગમો આવે છે સાચને કોઈ વાતની કે કોઈ વ્યક્તિની બીક લાગતી નથી અને આખરે સાચનો જ વિજય થાય છે એક વાર સાચ ઉપર પ્રેમ થઈ ગયો પછી વાત એ હદે પહોંચે છે કે એના વાતાવરણમાં પણ સત્ય જામી જાય છે એ પોતે તો જૂઠું બોલે નહિ કે જૂઠું કામ કરે નહિ, પણ એની આસપાસ જે પ્રાણી આવે તેને પણ સાચની છાયા અસર કરે છે આ માનસવિદ્યાનો અદ્ભુત પ્રયોગ છે અને એ આપણા ઋષિમુનિઓની જાણમાં હતો.

અહીં સાચ અને જૂઠ શબ્દોનો ઉપયોગ થયો છે તે માત્ર વચનવ્યવહારસૂચક છે એમ જાણવાનું નથી. સાચ અને જૂઠ એ ચારિત્રના અર્થમાં વપરાયા જણાય છે એટલે એક વખત જે પ્રાણીના દિલમાં સચ્ચારિત્રની ભાવના બરાબર જામી ગઈ હોય તેને કોઈ જાતનું દુરાચરણ કરવાનું કે કુવિચાર કરવાનું મન જ થતું નથી. કહેવાની વાત એ છે કે તને અત્યારે બરાબર અવસર મળ્યો છે, તો તું તારું આખું જીવન એવું સાચમય કરી દે કે એમાં અસદ્ આચરણને સ્થાન જ ન રહે. સત્યમય જીવનની બલિહારી છે પાન

શબ્દાર્થ—જાકે = જેના. દિલમે = મનમાં. બસત હૈ = વસેલ છે. તાકુ = તેને. જૂઠ = જૂઠી વાત, ખરાબ હકીકત, અસત્ વસ્તુ. ભાય = ગમે.

માટે અત્યારે જે તક મળી છે તેનો લાભ લઈ ખૂબ મોજ માણ, આનંદરસને ઓળખ, એ રસાત્માને સમજ અને તન્મય થવા નિશ્ચય કર. (૫)

ઉપસંહાર—યાદ રાખજે કે આવા અવસરો વારંવાર મળતા નથી. ચિદાનંદજીએ પુદ્ગળગીતામાં કહ્યું છે કે 'વાર અનંતી ચૂકિયા ચેતન, ઇણ અવસર મત ચૂક'—એટલે આ ચેતનજીને અનેક વાર તકો તો જરૂર મળી છે, પણ જ્યારે અવસર આવે ત્યારે આ ભાઈસાહેબ ભોળા પડી જાય છે, અને પછી તો 'સમ વેળા ગઈ ઊંઘમાં, પછે લહ્યો પસ્તાવ' એના જેવી વાત થાય છે, એટલે મળેલી તક ગુમાવી નાખે છે. એકંદરે અત્યારે જેટલી અનુકૂળતાઓ તને મળી છે તેનો જેટલો લાભ લઈશ તેટલો આત્મવિકાસ થશે અને એમાં તને ખરી મજા છે. તારી સાથે જે કોઈ પણ ચીજ આવે તેવી હોય તો તે તારો વિકાસ છે. આત્મા જેટલો ઉન્નત થયો હશે તેટલો પગ ઠરાવ્યો અને સાધ્ય સુખ થયું એ તો ઉઘાડી વાત છે. માટે આવો અવસર વારંવાર મળતો નથી તેથી તેનો બને તેટલો લાભ લે. (૧૦૦)

## પદ એકસોએકમું

ભૂમિકા—આ પદનો ભાવ સ્પષ્ટ છે. આપણે નિયમ પ્રમાણે એના કર્તૃત્વની ચર્ચામાં આ સ્થાને નહિ ઊતરીએ. એની ભાષા, રચનાપદ્ધતિ અને શબ્દચિત્ર આનંદઘનની જાણીતી સ્વીકારાયેલી કૃતિથી એટલા જુદા પડી જાય છે કે એના નકારાત્મક નિર્ણયમાં બહુ શંકાને સ્થાન રહેશે નહિ; છતાં એ વિષયની ચર્ચા તદ્યોગ્ય સ્થાન પર મુલતવી રાખી અત્ર આનંદઘનજીની પ્રાર્થનાપદ્ધતિ પર માત્ર વિચાર કરીએ.

આનંદઘનજીના બાવીશ સ્તવનો પ્રસિદ્ધ છે. તેમાં યોગ, તત્ત્વજ્ઞાન અને આત્મદશાના નિર્ઝરણા ચાલુ પ્રવાહરૂપે દેખાય છે. એમાં પ્રભુ પાસે સીધી માગણી કરી કરવામાં આવી જોવામાં આવતી નથી; માત્ર એક સત્તરમા સ્તવનમાં મનડાને ઠેકાણે લાવવાની વાત કરતા તેઓશ્રી ગાઈ ગયા છે કે 'મારું મનડું ઠેકાણે લાવો તો તમે તમારું મન ઠેકાણે આવ્યું છે—એમ કહ્યું છે—એ વાતને હું સાચી માનું.' આ માગણી પણ આડકતરી છે. એટલે યોગીશ્રીના બાવીશ સ્તવનોની ભાષા, ભાવ અને વિષયોની વિચારણા કરતાં આ સ્તવનની કૃતિ ઉપર સ્વાભાવિક રીતે પ્રકાશ તો પડી જ જશે; અને તે આનંદઘનની શૈલીથી તદ્દન જુદા પ્રકારની છે એમ જરૂર લાગશે.

સ્તવનનો ઉદ્દેશ સ્તુતિનો હોય છે. વિશિષ્ટ લેખકોએ સ્તવનમાં અતિ ઉચ્ચ આશયથી આત્મજ્ઞાનના વિષય ઉતાર્યા છે. એમની ભાવના તો સ્તુતિ દ્વારા પણ ચેતનરામને જગાવવાની જ હોય છે. એટલે એ જેમ સંસારમાં ભમતા પણ એકત્વ, અન્યત્વ કે અનિત્યત્વ

જોઈ શકે છે તેમ મંદિરમાં પણ જિનરાજને સામે બેસાડી તેને ધ્યાવે છે તેનો ચમત્કાર નિહાળે છે એના ચરણમાં આત્માર્પણ કરે છે અને સીધી સ્તુતિ કરવા પણ ધ્યાન, યોગ અને આત્મતત્ત્વચિંતવનમાં ઊતરી જાય છે. આ વિશિષ્ટ દૃષ્ટિ હોઈ શકે છે એમ આપણે સ્વીકારીએ, તોપણ મધ્યમ કક્ષાના તથા સામાન્ય કક્ષાના પ્રાણીઓને તેવા પ્રકારની વિચારણા પોતાની હદની બહાર જતી લાગે તેમાં નવાઈ નથી.

મારી દૃષ્ટિએ સ્તવન અને સજ્ઝાયમાં ઘણો ફેર છે. અથવા હોવો જોઈએ. સ્તવન સ્તુતિપ્રધાન હોય છે. જ્યારે સજ્ઝાય (સ્વાધ્યાય)માં સ્વનો અભ્યાસ વધારે હોય છે. સજ્ઝાયમાં ભાવનાને મુખ્ય સ્થાન ઘટે છે. તત્ત્વચિંતવન, વૈરાગ્યઉપદેશ, મનઃસ્થિરીકરણ અને પાપસ્થાનકોની ત્યાગદૃષ્ટિએ વિચારણા વગેરે બાબતો સજ્ઝાયમાં આવે. આ મારી વિચારણા બરાબર હોય તો સ્તવનમાં મુખ્યતયા ભક્તિયોગને વધારે સ્થાન હોવું ઘટે. અને તેમાં ખાસ કરીને ભાળજ્યો તો ભગવાન પાસે અંતરંગની સુખ જણાવેલ, મહિમા ત્રિજગ તુમારો રે અથવા સિદ્ધાચળગિરિ ભેટ્યા રે, ધન ભાગ્ય હમારાં બોલતાં જે રસ અનુભવે છે તે સુભગ અને સુપરિચિત કોઈ ખૂબ જમાવટ કરે છે.

આનો અર્થ એ નથી કે વિશિષ્ટ દૃષ્ટિવાને પણ સામાન્ય કક્ષા ઉપર ઊતરી જવું એમાં વિશિષ્ટ વ્યક્તિને સ્થાન નથી એ ભાવ પણ નથી, એમાં સ્તવન અને સજ્ઝાયના પ્રદેશનો ગોટાળો થઈ જાય છે એમ બતાવવાનો ઉદ્દેશ પણ નથી. પણ એક વાત મને બેસી ગઈ છે અને તે એ છે કે સામાન્ય કક્ષાના જીવોને સહજ અર્થ પ્રાપ્ત થઈ જાય અને અંતરનો આત્મા જરા હાલતોચાલતો થઈ જાય એવી કૃતિઓ ખૂબ મજા આપે છે. એ દૃષ્ટિએ જોતાં આ પદ, જે સ્તવનની કોટિમાં આવે છે અને જેનો ઉપયોગ સંવીતપણાથી લોકો બહુ વખત કરે છે તે ખૂબ જાણીતું લોકપ્રિય અને ભાવવાહી સ્તવન છે.

એમાં આ ચોવીશીના પ્રથમ તીર્થંકર શ્રી આદિનાથ ભગવાનના ચરિત્રનું ભાવવાહી નિવેદન છે. એમાં એમનો સંસારત્યાગ અને મોક્ષનો સુંદર સંદેશ છે અને એમાં એમને પગલે ચાલી તેને ચરિત્રાર્થ તેમના જેવા થવાના કોડ છે. બધા છટાથી આ પદની વિચારણામાં આખું આદીશ્વરચરિત્ર લખી શકાય. તેને માટે તો શ્રીત્રિષષ્ટિશલાકાપુરુષચરિત્રના પ્રથમ પર્વની સહાયતા કરવાનું જ બની શકે તેમ છે. આદિનાથના ચરિત્રમાં કેટલીક વિશિષ્ટતાઓ છે તે તરફ માત્ર ધ્યાન ખેંચીએ અને તેમ કરી આ સ્તુતિપ્રધાન પદને ન્યાય આપીએ.

તીર્થંકરો દરેક ચોવીશીમાં ચોવીશ થાય છે. ઉત્સર્પિણી અને અવસર્પિણીમાં છ છ આરા હોય છે. બન્ને મળીને એક આખું કાળચક્ર કહેવાય છે. ઉત્સર્પિણીમાં વસ્તુ, ઉત્પત્તિ, રસકસ, આયુષ્ય અને મનવદ-સુખો વધતા જતાં જાય છે. જ્યારે અવસર્પિણી કાળમાં તે દિન પ્રતિદિન ક્રમશઃ વધારે આકરાં, ક્ષીણ અને અસુખાકારીવાળાં થતા જાય છે. બન્નેમાં ચોવીશ ચોવીશ તીર્થ કરનાર મહાપુરુષો થાય છે. એમની પાસે અનેક વિશિષ્ટ લક્ષ્મી

દેવ તીર્થંકર મને સ્નેહ લગાડે છે એ આદિ તીર્થને કરનાર છે એ સર્વથી પહેલા મોટા રાજા છે અને સર્વથી પ્રથમ યતિવ્રત લેનાર—દીક્ષા લેનાર—છે. એ આદિનાથ મને વહાલા છે (૧)

વિવેચન—ઋષભદેવ પ્રભુ મને પ્યારા છે આ વાત આંકણીના વિભાગમાં ત્રણ વખત પુનરાવર્તન કરવાની છે. પ્રેમી જ્યારે પોતાનો પ્રેમ વ્યક્ત કરે છે ત્યારે એ પુનરાવર્તનને દોષ માનતો નથી. એ તો રાત–દિવસ, સમય મળે ત્યારે, વગર સંકોચે, એના નામનું રટણ કર્યા કરે છે. આવું રટણ કરતા આદિનાથના અનેક જીવનપ્રસંગો આ ભાવુક વર્ણવે છે અને તે પ્રસંગને નિમિત્તે એ વારંવાર એનું નામ રટતો જાય છે એનો મુદ્દો પ્રભુનામે ચાલવાનો છે. એ નામનો જ્યારે અંતરથી અજપાજાપ ચાલે ત્યારે તો પછી વગર માળાએ, વગર સંગીતના નાદે, વગર સાજે અને વગર પ્રવચનસુખની લહેરે પણ એનો જાપ ચાલ્યા કરે છે. એવા જાપમા ન જોઈએ માળા, કે ન જોઈએ મણકા, ન જોઈએ દૃષ્ટિનિક્ષેપ કે ન જોઈએ દૃષ્ટિમીંચન; એ તો અંતરથી ચેતનરાજ પોતે જ જાપ જપ્યા કરે છે અને અકલ્પ્ય અનંત આનંદમા મગ્નજન થઈ જાય છે.

આ આદિનાથ ભગવાન વર્તમાન ચોવીશીમા સાધુ–સાધ્વી–શ્રાવક–શ્રાવિકારૂપ તીર્થની સ્થાપના કરનાર પ્રથમ તીર્થંકર થયા. તેમના સમય સુધી તો ભદ્ર જીવો નૈસર્ગિક સ્થિતિમાં વાડ નીચે રહી સાદું જીવન ગાળતા હતા. દશ યતિધર્મવાળો સાધુધર્મ બાર વ્રતવાળો શ્રાવકધર્મ વગેરે તીર્થની રચના, બાર અંગની રચના માટે ગણધરોને આપેલી ત્રિપદી, જિનકલ્પ–સ્થવિરકલ્પના વિભાગો, વાદીગણની પદ્ધતિસરની યોજના આદિ આખા તીર્થની ગોઠવણ કરનાર આ પ્રથમ મહાપુરુષ વર્તમાન ચોવીશીમા થયા.

અને તેઓ પહેલા રાજા થયા. જ્યારે લોકોને શાસનની જરૂરિયાત લાગી, ત્યારે તેઓએ એકઠા થઈ ઋષભદેવને રાજાપદે સ્થાપ્યા; તેમની સંમતિથી તેઓ ઉપરી બન્યા. આ હકીકત આ યુગમા ખાસ નોંધવા લાયક છે. એને જરા વિચારી જઈએ "તે સમયે કાળદોષથી કલ્પવૃક્ષોનો પ્રભાવ ઘટવા લાગ્યો, યુગલિકોઓમાં ક્રોધાદિક કષાયો ધીમે ધીમે ઉત્પન્ન થવા લાગ્યા અને તેઓ હકાર, મકાર અને ધિક્કારની નીતિનું ઉલ્લંઘન કરવા લાગ્યા. તેઓ ભગવાન પાસે આવા અસમંજસ બનાવોનું નિવેદન કરવા લાગ્યા, અને પછી કહેવા લાગ્યા કે આપ અમારા રાજા થાઓ, કારણ કે અમારામા આપના જેવો બીજો કોઈ જોવામાં આવતો નથી. આપ અમારી ઉપેક્ષા ન કરી શકો. તેમની વિજ્ઞપ્તિ સાંભળી ભગવાને તેમને

---

શબ્દનો એવો અર્થ કેમ થયો એની વ્યુત્પત્તિ આપી નથી. 'માહરો' નો અર્થ તો ગુજરાતી ભાષામાં સ્પષ્ટનો આશયો જણાવે છે. 'મહારો' ના અર્થમાં એક અથવા બીજા છઠ્ઠી વિભક્તિ અથવા લઈ કે દૂર એ અર્થ આપ્યો છે કહી શબ્દનો અર્થ કવિતાનું શરણ જેમ કરેલ છે આ વસ્તુ વિચારવું 'માહરો' ને સ્થાને 'મહારો' શબ્દ વધારે બંધ બેસતો જણાય છે આ શક્તિનો વિષય છે અને વધારે વિચાર માગે છે —વિવેચનકાર.

નાભિરાજા પાસે મોકલ્યા અને અંતે રાજ્યપદનો સ્વીકાર કર્યો. તે વખતે જુગલિયા જળ લઈ આવ્યા અને પ્રભુને અભિષેક કર્યો. આવા ભોળા લોકોનો આટલો સરલ બુદ્ધિ વિવેક જોઈ ઇન્દ્રે તેમને માટે સારી નગરી વસાવી આપવા કુબેરને આજ્ઞા કરી. અને એ રીતે વિનીતા નગરીની સ્થાપના થઈ[1] આ રીતે પ્રથમ નરેશ્વર પ્રભુ થયા તે વાતમા પણ નૂતનતા છે

અને, આવા મોટા રાજ્યના ભોગવવાવાળા હોવા છતા, અને સામે કોઈ હરીફ ન હોવા છતા, સર્વ સંગ ત્યાગ કરી પ્રથમ યતિવ્રત–સાધુવ્રત લેનાર પણ એ મહાપુરુષ હતા જ્યારે સર્વ વાતની અનુકૂળતા હોય, લોકોનો ચાહ હોય અને પોતાનું આવડત હોય ત્યારે સર્વ સંગનો ત્યાગ કરી યતિવ્રત લેવું એ વ્યવહારદૃષ્ટિએ લોઢાના ચણા ચાવવાં જેવું વિષમ વ્રત છે. અપેક્ષાએ એ આકરો ત્યાગ છે અને હાથે કરીને અનેક અગવડો સ્વીકારી લેવાનો એ માર્ગ છે જેમા ઇન્દ્રિયદમન અને પરીષહપર સહનો પાર નથી, જેમા સર્વ આરંભ–સમારંભનો ત્યાગ કરવાનો છે જેમા મન વચન ક્રિયાથી અખંડ બ્રહ્મચર્ય પાળવાનું છે જેમા કોઈ પ્રકારના વાહનનો ઉપયોગ કરવાનો નથી, એવા તપ ત્યાગપ્રધાન યતિધર્મને આ યુગમા પ્રથમ સ્વીકારનાર આ મહાપુરુષ થયા, જેમણે બાર માસ સુધી પ્રાસુક અન્ન ન મળવાને કારણે એકધારા ઉપવાસ કર્યા અને જેમણે ત્યાગનો મહિમા પોતાના દાખલાથી બતાવી આપ્યો એ આદિનાથ ભગવાન મને પ્યારા છે (૧)

नाभिराया मरुदेवीको नंदन, जुगला धर्म निवारा　　रिसह० २

અર્થ—પિતા નાભિરાજા અને માતા મરુદેવીના પુત્ર અને જુગલિયા ધર્મનું નિવારણ કરનારા અને તેનો છેડો લાવનાર (ઋષભદેવ પ્રભુ) મને વહાલા છે મારામા વહાલ ઉત્પન્ન કરે છે. (૨)

વિવેચન—નાભિરાજા અને માતા મરુદેવાના આ પુત્ર તરફ સ્વાભાવિક રીતે આકર્ષણ થાય તેમ છે. પુત્રના તરફ અદ્ભુત વાત્સલ્ય ધરનાર આ માતાનો પુત્રવિરહનો વિલાપ કરુણ રસનો નમૂનો છે આવી પ્રેમાળ માતા અને પોતાની હયાતીમાં પુત્રને રાજ્યપદે સ્થાપનાર પિતાના વહાલસોયા પુત્ર આદિનાથ મને ખરેખર પ્યારા છે એ જાણવાને જુગલિક ધર્મનો છેડો આણ્યો અને દુનિયામાં ચાલુ વ્યવહાર પ્રવર્તાવ્યો, તેની સાથે મોક્ષમાર્ગ પણ ચાલુ કર્યો, એટલે તેમના ઉપર વધારે વહાલ આવે છે. જુગલિયા ધર્મમા જીવનની સાદાઈ હતી એ ખરી વાત, પણ એમનામાં સંયમ, ત્યાગ કે ધ્યાનની મહત્તા ન હતી,

શબ્દાર્થ—નાભિરાયા = નાભિરાજા, ઋષભદેવના પિતાનું નામ મરુદેવી = મરુદેવી માતા, નાભિરાજાની પત્ની, ઋષભદેવ ભગવાનની માતાનું નામ નંદન = પુત્ર, બાળક. જુગલાધર્મ = જુગલિક ધર્મ (રિવાજ), નિવારા = છેડો લાવનારા, નિવારણ કરનાર.

1 ત્રિષષ્ટિશલાકાપુરુષચરિત, આદિ પર્વ સર્ગ ૨ શ્લોક ૮૯૩–૯૧૧

એટલે જુગલિયા ભલે નરકમાં ન જાય, પણ તેમનું સંસારપરિભ્રમણ તો ચાલુ જ રહેવાનું હતું. અને, વિશિષ્ટ દૃષ્ટિએ, સોનાની બેડી પણ અંતે તો બેડી જ ગણાય. આવા યુગલિક ધર્મનો તેમણે છેડો આણ્યો. આ યુગલિક ધર્મનો છેડો કાળબળે આવે છે અને સ્થાન પરત્વે હોય છે પણ તેવો પ્રસંગ પ્રાપ્ત થાય ત્યારે એક મહાન વ્યક્તિનો જન્મ થાય છે અને એ આખી પુનર્ઘટના યોજી આપે છે. આ વિષમ કાર્ય અતિ લાંબી નજર અને વિચારણા માગે છે. વળી એ કાર્ય ભારે કલ્પનાશક્તિ, તર્કશક્તિ અને વિચારણા માગે છે. આવું કાર્ય કરનાર પર જોખમદારી પણ મોટી હોય છે અને તેના પ્રમાણમાં તેનું ખમીર પણ ભવ્ય હોય છે એ કરનારને વંદન હો. (૨)

**केवल ज्ञान मय ज्ञानी मुगतें पोहोता, आवागमन निवारा    रिखभ० ३**

**અર્થ**—સંપૂર્ણ જ્ઞાન (કેવળજ્ઞાન) મેળવીને ભગવાન મોક્ષે પહોંચી ગયા અને પોતાનું (ગતિ-આગતિમાં) જવું-આવવું અટકાવી દીધું એવા પ્રભુ મને પ્યારા છે. (૩)

**વિવેચન**—આવા ઋષભદેવ પૂર્ણ કષ્ટજીવન ગાળી આત્મસાધન કરવા લાગ્યા. શરૂઆતમાં એક વર્ષ સુધી ખપે તેવું (પ્રાસુક) અન્ન ન મળવાને કારણે ખાધા વગર રહ્યા, પણ લીધેલ નિયમને મૂક્યા નહિ, કોઈ પાસે ભોજનની યાચના કરી નહિ અને એકધારી અહિંસા, સંયમ અને તપનો આકરો માર્ગ સ્વયં સ્વીકારી મનનરાજને અપનાવવા લાગ્યા. અને એ દ્વારા વિષય-કષાય પર સામ્રાજ્ય મેળવી તેમણે ચાર ઘાતી કર્મોનો ક્ષય કરી સંપૂર્ણ જ્ઞાન પ્રાપ્ત કર્યું. આ કેવળજ્ઞાન થાય ત્યારે ભૂત, ભાવી અને વર્તમાનના સર્વ પદાર્થો અને ભાવોને જાણી શકાય છે. આવા વિશિષ્ટ જ્ઞાનને પ્રાપ્ત કરીને પણ આત્મપ્રગતિના મહાન કાર્યમાં એ આદિદેવ અટક્યા નહિ, ત્યાંથી પણ આગળ વધી તેઓશ્રીએ બાકીના ચાર અઘાતી કર્મો પર પણ વિજય મેળવી મુક્તિવધૂને પ્રાપ્ત કરી. આવી રીતે જે સંસારમાં તેઓ આવ્યા હતા તેનાથી ઉપરવટ થઈ તેઓ હંમેશને માટે મુક્ત થયા, અનંત આનંદના ભોગી થયા અને પુરુષાર્થનું આત્મવિકાસમાં શું સ્થાન છે તેનો દાખલો બતાવતા ગયા.

આ પ્રાણીને મોટામાં મોટી ઉપાધિ આવાગમનની છે. એક સ્થાને જરા જમાવટ કરે ત્યાં ત્યાંથી ઉપડવાનું થાય. આ એક ગતિમાંથી બીજી ગતિએ જવું, અને ક્યાંય સ્થાયી સ્થિરતા ન મળે, એથી પ્રાણીને કંટાળો આવે છે. પ્રભુ મોક્ષમાં બેઠા એટલે એમને આ આટા મારવાનો છેડો આવી ગયો. આવાગમનનો હંમેશને માટે અંત આવે એ બહુ મોટી વાત છે, અને આપણો એ આદર્શ છે. એ આદર્શ જેણે પ્રાપ્ત કર્યો છે તે આદિનાથ આપણી પ્રત્યક્ષ મૂર્તિ છે. (૩)

---

શબ્દાર્થ—કેવલ = કેવળજ્ઞાન, ભૂત-ભાવી-વર્તમાનનું સંપૂર્ણ જ્ઞાન. લઈ = મેળવી, પ્રાપ્ત કરી. મુગતે = મોક્ષે, સર્વ કર્મથી મુક્તિ. પોહોતા = પહોંચી ગયા, ગયા. આવાગમન = જવુંઆવવું. નિવારા = નિવાર્યું અટકાવ્યું.

## પદ એકસોળમુ

ભૂમિકા—સ્પષ્ટ અર્થવાળુ આ પદ છે. આ પદ મારી પાસેની પ્રતમાં નથી; તેમ જ પં૦ શ્રી ગંભીરવિજયજી નોટમાં લખાવે છે કે 'આ પદ ક્ષેપક છે,' એટલે એની કૃતિ કરનાર કોણ છે તે શંકાસ્પદ રહે છે. આનંદઘનજીના બીજા પદોની શૈલી સાથે વિચારતા એ શંકા સુઘટિત લાગે છે. આનંદઘનજીનાં પદો બહુ ઊંડા ભાવભર્યા અને આત્મજ્ઞાન તથા યોગરહસ્યના તલસ્પર્શી હોય છે. આ પદમાં ભાવ સુંદર છે પણ પ્રમાણમાં ઉપર-ચોટિયો છે અને આનંદઘનપદોના સામાન્ય ધોરણથી ઘણો અધૂરો—ઓછો પડતો—જણાયા વગર રહે તેમ નથી. છતાં વ્યવહારજીવનને આ પદ ખાસ બોધક હોઈ ચાલુ ભાવથી ભરેલ છે. ઉપદેશક હોઈ હૃદયને સ્પર્શે છે અને પ્રેરક હોઈ સૂક્ષ્મ મનને સ્પર્શે છે. તેથી એના કર્તૃત્વના પ્રશ્નને બાજુ પર રાખી આપણે તેનો ભાવ વિચારી જઈએ. એની ભાષા હૃદય અને મગજ બંનેને અસરકારક થાય તેવી છે. આ મૂળ પ્રશ્નની વિચારણા સહજ પદ્ધતિ કરી છે બાકી તદ્યોગ્ય પ્રસંગ પર ઉપોદ્ઘાત માટે મુલતવી રાખી આપણે પદના ભાવમાં લયલીન થઈએ.

પદ[1]

(રાગ—કાફી)

ए जिनके पाय लाग रे, तुने कहीयें केतो    ए०
आठाई जाम फिरे मदमातो, मोह निंदरीया थें जाग रे    तुन    १

અર્થ—અરે ભાઈ! એ જિનેશ્વર ભગવાનને પગે લાગ. તને તે કેટલું કહીએ? આઠે પહોર—આખો દિવસ—આમ મદમસ્ત થઈને અભિમાનમાં ફર્યા કરે છે પણ હવે આ તારી મોહ નિદ્રામાંથી—અજ્ઞાનની ઊંઘમાંથી—જાગ. (૧)

વિવેચન—અરે ચેતન! તને તે કેટકેટલું કહીએ? જે જિનદેવનું તારી પાસે અનેક વાર વર્ણન કર્યું છે જે રાગદ્વેષથી રહિત છે જે સર્વ કર્મોનો ક્ષય કરી સંસારનો પાર પામી મુક્તિ સ્થળે બિરાજમાન થયા છે જે તને માર્ગદર્શન કરાવી ગયા છે તેને તું પગે લાગ. પગે લાગવાનું માત્ર એક જ કારણ છે આદર્શને સંમુખ રાખવાનું આપણે જેવા થવું હોય તેને સંમુખ રાખવા પડે અને તેના જેવા થવાની તમન્ના ઊંડાણમાંથી નીકળવી ઘટે. જિનદેવ કાંઈ આપી દેવાના નથી, આત્મિક વસ્તુ કોઈથી આપી શકાતી નથી, એને લેવા માટે બહાર જવું પડે તેમ નથી, એની માગણી હાથ જોડી કોઈ પાસે કરવી પડે

શબ્દાર્થ—કેતો=કેટલું. આઠાઈ=આઠે. જામ=પહોર. મદ=કેફ. નિંદરીયા=નિંદ્રા. થેં=માંથી.

૧. આ પદ પ્રતમાં ન હોવાથી પાઠાંતર પ્રાપ્ત થયેલ નથી.

તેમ નથી,—પણ અંદરથી જ એ પ્રકટ થાય છે. ત્યારે એ તારું ખરું સ્વરૂપ એવું કે પ્રકટ કર્યું હોય તો જિનદેવને પણ લાજ.

તું અનંત સુખોથી ભરેલો છે આનંદનું ધામ છે ચારિત્રરમણતામાં રાચનારો છે પરમતત્ત્વના અપૂર્વ ખજાનાનો માલિક છે અને અવિચળ શાંતિમાં વસનારો છે. તેને બદલે તેં પોતે તારી સ્થિતિ કેવી કરી મૂકી છે તે જરા વિચારી જો. તું તો આઠે પહોર મદમાં ભરાયેલો પડ્યો રહે છે તને બે-પાંચ આનાનું ધણીપણું મળી ગયું હોય, કે પાંચ-પચીસ નોકરની ચોકી મળી ગઈ હોય તો તું ધરતી પર પગ મૂકતો નથી! તારા નાના વર્તુળમાં કોઈ તારા વખાણ કરે એટલે તારા જેવા ડાહ્યા, અણસારુ કે કુશળ કોઈ દુનિયામાં થયો નથી એમ માની લે છે. આ વાત ટૂંકામાં કરીએ તો, પ્રત્યેક મનુષ્ય પોતપોતાના તાનમાં મસ્તાન રહે છે અને પોતાનું વ્યક્તિત્વ સ્થાપવા મથામણ કર્યા જ કરે છે. આ રીતે આઠે પહોર એના પચાર થાય છે અને ઊંઘમાં સ્વપ્નાં પણ આવાં જ આવે છે. હું અને મારું ની ભ્રમણા, પોતાના સ્થાનની મહત્તા અને પોતાની આવડતના ખ્યાલમાં એ ઊંચો ને ઊંચો રહે છે પોતાની જાતની મહત્તામાં મોટાઈ માને છે.

મોહ પ્રાણી ઉપર બે પ્રકારની અસર કરે છે : કાં તો એને દારૂનો નિશો ચઢાવી એને ઠેકાણા વગરનો કરે છે; અથવા એનું ઘેન ચઢાવી એને ઊંઘમાં નાખી દે છે. મોહ રાજાનું વર્ણન કરતાં શ્રી સિદ્ધર્ષિગણિ કહે છે :

“એ મોહ રાજાનું અવિદ્યા નામનું શરીર છે. એ શરીર વૃદ્ધ હોવા છતાં આ દુનિયામાં શું કરી શકે છે તે જાણવા જેવું છે એ અનિત્ય વસ્તુમાં નિત્યપણાનું ભાન કરાવે છે અપવિત્ર વસ્તુને તે ખૂબ પવિત્ર અને શુદ્ધ બનાવે છે દુઃખથી ભરપૂર વસ્તુને તે સુખરૂપ બતાવે છે અનાત્મ વસ્તુમાં તે આત્મપણું દેખાડી આપે છે એટલું જ નહિ પણ, શરીર વગેરે પુદ્ગલોમાં તે મમતા ઉત્પન્ન કરી આપે તે પ્રાણીના પોતાનાં હોય તેવો ભાવ પ્રાણીમાં ઉત્પન્ન કરે છે આવી રીતે પરવસ્તુઓમાં પોતાપણાની બુદ્ધિ ઉત્પન્ન કરીને પરિણામે પ્રાણીઓને તે પરભાવ ઉપર એટલા બધા આસક્ત બનાવી દે છે કે પ્રાણી પોતાનું (આત્મ) સ્વરૂપ નહિ ઓળખીને નકામા અનેક પ્રકારના કલેશો પામે છે એ મોહરાજાનું અવિદ્યા શરીર, ઉપર જણાવ્યું તેમ, ઘડપણથી તદ્દન જીર્ણ થઈ ગયું છે તોપણ તેનામાં ખૂબ શક્તિ હોવાને કારણે તે નિરંતર મહાપરાક્રમી રહે છે. એનું જોર એટલું બધું છે કે મોટા મોટા રુદ્ર (શિવ-શંકર), ઉપેન્દ્ર (વિષ્ણુ), નાગેન્દ્ર (શેષનાગ) ચંદ્ર અને વિદ્યાધરો તથા તેવા બીજા મોટાઓ પણ એ રાજાની આજ્ઞાનું જરા પણ ઉલ્લંઘન કરી શકતા નથી.[1]

મોહ રાજાના વર્ણનનો આ તો એક ભાગ છે. તેનો ખુલાસો ખાસ જાણવા યોગ્ય છે. એનું અવિદ્યાશરીર સમજવા યોગ્ય છે. એની મહામૂઢતા પત્ની, મિથ્યાદર્શન સેનાપતિ,

૧ ઉપમિતિભવપ્રપંચા કથા ભાષાંતર, ભાગ બીજો, પ્ર ૪ પ્ર ૯ પૃ ૮૧૦–૧૧

એ સેનાપતિની કુદષ્ટિ ભાર્યા, એ મોટા મહારાજના રાજકેસરી અને કેસરીજેન્દ્ર પુત્ર, એનો વધો મોટો પરિવાર એનો મકરધ્વજ જેવો દેવને નચાવનાર સેનાની, એ સેનાનીની રતિ નામની પત્ની, એની પાસે બેઠેલા પાંચ મનુષ્યો, મકરધ્વજનો પુવેદ, સ્ત્રીવેદ અને નપુંસક વેદનો પરિવાર, ગ્રહેલાઓથી રમતા સોળ કષાય–બાળકો, એના છોકરાઓનો આખો મોટો પરિવાર અને એવું રમેલી આખી બાજીનું વર્ણન વાંચ્યું, વિચાર્યું અને અવધાર્યું હોય તો માલૂમ પડે કે આ મોહની નિદ્રા એ શી વસ્તુ છે. એ નિદ્રામાં પડેલો માણસ જાગતો છતાં ઊંઘે છે સૂતો છતાં જાગે છે બોલતો છતાં પરવશ રહે છે અને એક રીતે એવું વિચિત્ર નાટક ભજવે છે કે જાણે એ ઊંઘમાં નાચતો હોય, સ્વપ્નમાં ગાતો હોય, મદારીના દોરડે માંકડાની જેમ વર્તતો હોય તેવો લાગે છે

પ્રાણીની આખી ચેષ્ટા જ જ્યાં પરાધીન હોય છે જ્યાં એની આત્મશક્તિ સ્થગિત થઈ જાય છે ત્યાં એની અને નિદ્રાધીનની સ્થિતિમાં તફાવત રહેતો નથી. એ હાલતો–ચાલતો હોય તોપણ ઊંઘતો લાગે છે આવી નિદ્રામાંથી ભાઈ જાગ્રત થા, પ્રમાદનો ત્યાગ કર તારા વિશિષ્ટ સ્વરૂપને ઓળખ, અને તારી પરિસ્થિતિને પિછાણ. તું કોણ ? કેવી ઊંઘમાં પડી ગયો છે ? કોને આધીન પડી ગયો છે ? અને કેટલો નીચો ઊતરી ગયો છે ?—તે વિચાર અને તારી મોહનિદ્રાને દૂર કર. આ મોહ આત્મિક સૃષ્ટિમાં ખરેખર, નિદ્રાની સ્થિતિ ઉત્પન્ન કરે છે. એ પ્રાણીને તંદ્રા કરાવે છે એની બુદ્ધિને વિવેકશૂન્ય બનાવે છે એને સ્વપ્નદશાવત્ તરંગી બનાવે છે સંક્ષેપમાં કહીએ તો, નિદ્રાદશાની સર્વ પરિસ્થિતિ તેનામાં દેખાડી આપે છે આવી મોહનિદ્રામાંથી તું જાગ, અને સાવધાન થઈ જા. (૧)

પ્રભુ વિના નહીં કોઈ પ્રીતમ, પ્રભુજીની પૂજા ઘણી માગ રે સુમ૦ ૨

અર્થ—આ પ્રભુ સિવાય તારો કોઈ ખરો પતિ નથી, સાચો માલિક નથી; એ પ્રભુજીની પૂજા ઘણી મોહ્યાશ કરનારી છે મોટો આંતરો તો નારી છે. (અથવા એ પ્રભુની પ્રજાને તું પૂજ માગી લે, માગી લે.) (૨)

વિવેચન—તું નોકર હો તો અન્યને શેઠ માન નહિ; તું સ્ત્રી હો તો પ્રભુ સિવાય અન્ય કોઈને તારો પતિ માન નહિ; તું મજૂર હો તો પરમાત્મા સિવાય અન્ય કોઈને તારો ધણી માન નહિ. સ્ત્રીને પતિ કોણ હોય ?—જે એના પર સદા પ્રેમ રાખે, જે એના સુખદુઃખમાં સાથી તરીકે રહે. આવા પ્રીતમ તો ખરા પ્રભુ છે પરમાત્મા છે. એ તને દુઃખમાંથી ઉદ્ધરીને તેના જેવો બનાવી શકે. આવા પ્રભુની પૂજા તું પૂજ માગી લે. એ પૂજા તારી આધિ–વ્યાધિ–ઉપાધિને હંમેશને માટે દૂર કરનાર છે અને નિરંતરના શુદ્ધ આનંદને ઉત્પન્ન કરનાર છે

'પ્રીતમ'—આ શબ્દ પતિ, પ્રભુ કે ધણીનો ભાવ બતાવે છે. એ પ્રિયતમ શબ્દનું

શબ્દાર્થ—પ્રીતમ = પતિ, પ્રિયતમ. માગ = માગ, માગી લે (ક્રિયા) અથવા મોહ્યાશ, અંતર (નામ).

૨. ઉપમિતિભવપ્રપંચાકથાના ચોથા પ્રસ્તાવમાં આ સર્વનો વિસ્તાર છે

યોનિ નથી, એવું કોઈ સ્થાન નથી, અને એવું કોઈ કુળ નથી, જ્યાં સર્વ જીવો અનંતવાર જન્મ્યા અને મર્યા ન હોય. અને મારું આ ચક્રભ્રમણ અવિરતપણે ચાલ્યા જ કરે છે હવે મને એક સ્થાને આનંદમાં અનંતકાળ માટે બેસવાનું થાય એવું હે પ્રભુ! કરી આપો, અને મારી આ રખડપટ્ટીને અળસાવી દો.

ભવ એટલે સંસાર. સંસાર તો એવો છે કે એને અવકાશ આપ્યો હોય તો એ આગળ વસ્તો જ જાય. એમાં ઇંદ્રિયના વિષયો, કષાયો તથા હાસ્ય–શોક–ભયાદિ મનોવિકારો ભરેલા છે; એના ચક્રમાં એક વાર ચડ્યા પછી એમાંથી નીકળવું ભારે આકરું બને છે ઉપર જમાવેલ મોહ મહારાજે એમાં એવું તો સામ્રાજ્ય જમાવ્યું છે કે એ જ્યાં ત્યાંથી જુદા જુદા આકારે અંદર પેસી જઈ પ્રાણીને હેરાન–પરેશાન કરી વગર પસવશ બનાવી મૂકે છે અને એક ઠેકાણે એને સ્થિર રહેવા દેતા નથી. હે પ્રભુ! મારા નાથ! આ ભવના મારા ફેરાઓ હવે અળસાવી દો, મને આનંદમય બનાવી દો. આ આનંદ અને રતિ વચ્ચે ઘણો ફેર છે આનંદને આત્મા સાથે સંબંધ છે જ્યારે રતિ પૌદ્ગલિક બાબતો કે વસ્તુઓમાં વિશ્વાસ માને છે અને ઘન શબ્દની પસંદગીમાં તો ભારે ઊંડાણ છે આનંદ મહાત્માએ પોતાના નામની સંજ્ઞા આનંદઘન રાખી ત્યાં આનંદનો સમૂહ એ અર્થ બેસતો આવે છે મારો ભવનો ફેરો મટાડી હે જિનચંદ્ર! આનંદમય કરી દો—આ પ્રાર્થના છે

અથવા હે આનંદઘન! સંસારના ફેરા મિટાવીને મને જિનચંદ્ર–તીર્થંકર થવાનું સાધ્ય પ્રાપ્ત કરી આપો, મને આનંદમય કરી દો, મારા સંસારના ફેરા ટાળો અથવા મારા ભવના ફેરા વારી મને જિનચંદ્ર બનાવી આપો. તેથી આનંદઘનને તું પગે લાગ.

વળી તે શું કહીએ? અને કેટલું કહીએ? એવા વીતરાગને પગે લાગ. ત્યારે એવા થવું હોય તો એને પગે લાગ, એને પગલે ચાલ અને એની સેવા ઉઠાવ.

ઉપસંહાર—આ વ્યવહારુ પદમાં ઘણો ઊંડો ભાવ છે. એની કૃતિ, શૈલી અને શબ્દરચના જોતા એ આનંદઘનની કૃતિ ન હોય એમ માનવાને ઘણાં કારણો દેખાય છે નીચેનાં કારણો વિચારવા —

(क) આનંદઘનજીની ભાષામાં ઊંડો યોગ હોય છે; અહીં વ્યવહારુ સાધુ વાતનો યોગ છે.

(ख) આનંદઘનજીનું પ્રત્યેક પદ એક મુદ્દા પર હોય છે અને એનો આશય છેલ્લી પંક્તિમાં સમુચ્ચયીકરણ કરીને મૂકેલ હોય છે આ પદમાં તે શૈલીથી ઊલટી રીતિ દેખાય છે.

(ग) આનંદઘન કદી સીધો ઉપદેશ આપતા નથી; એમનો ઉપદેશ અનુમિતિ (inference)થી હોય છે. આ પદમાં સીધો ઉપદેશ છે તે અન્ય પદોથી આ પદને જુદું પાડનારું તત્ત્વ દેખાઈ આવે છે.

(ઘ) આનંદઘનની ભાષામાં ગૂઢતત્ત્વ (mystery) હોય છે આમાં ઉઘાડી વાત છે. એ આનંદઘનની આઠીતી શૈલીથી જુદી જ વાત છે એ વાતના ગુણદોષનો પ્રશ્ન અલગ છે. આ તો ભાત પાડનાર તત્ત્વ કોઈ ખાસ નોંધવા લાયક છે.

(ઙ) નમો મુજ નમો મુજ રે ગાનાર એ જિનકે પાય લાગ એવી વાત કરે નહિ; અબ હમ અમર ભયે ન મરેંગે ગાનાર તુને કહીએ કેતો—આમ એમાં વાંધો નથી, પણ આશ્ચર્ય ઘટના છે.

(ચ) પ્રથમ ગાથા જેને ઉદ્દેશીને લખાણી છે તેનાથી બીજીમાં ફેર થઈ જાય છે અને ત્રીજી ગાથામાં તો બે વાર પલટો લેવો પડે છે અને ઉદ્દેશ બદલવા પડે છે એ આનંદઘનની પદ્ધતિથી જુદી જ ક્રિયા છે.

(છ) અને પ્રીતિ નું આખું તત્ત્વજ્ઞાન અબ ક્યું જિણ કનું પ્રીતડી મા ગાનાર પ્રભુજી પ્રીતમ વિણ કોઈ નહિ પ્રીતમ જેવી સાદી વાત કરે નહિ. એની ચિત્તપ્રસન્નતાની વાત કે નિરુપાધિક પ્રીતિની વાત આખી અનોખી છે અતિ ઉચ્ચ ભૂમિકા પર મુકાયેલી છે અને એમની સામાન્ય કૃતિથી તદ્દન જુદી પડી જાય તેવી છે.

આ તો કાવ્ય અને ભાષાદૃષ્ટિની ચર્ચા છે. બાકી આ પદનો ભાવ સામાન્ય મુમુક્ષુને ખૂબ અસર કરનાર સમજુને વિચારમાં નાખી દે તેવો અને આરાધકને પ્રેરણાદાયી છે. વારંવાર કહીને કેટલું કહેવું? અને શા માટે કહેવું? ચેતન! તારે એવા થવું હોય તો એ જિનદેવને પગે લાગ એ અદ્ભુત આદર્શને તું જમાવી દે, તારામય બનાવી દે.

આ પદ પ્રાથમિક દશાના યોગવાળાને બહુ ઉપયોગી અને અભ્યાસ કરવા યોગ્ય હોઈ તેના પર બહુ જરૂરી વિવેચન કરવા પ્રેરણા થઈ છે; વિશેષ વિવેચનની જરૂર જણાતી નથી કારણ કે ભાવ સમજીને અંતરમાં ઉતારી શકાય તેવો છે. છેવટની એક વાત કરી વિવેચન ખતમ કરીએ ઉપદેશમાં એક ને એક વાત ફરી ફરી કહેવામાં વાંધો નથી. વાચકવર શ્રી ઉમાસ્વાતિ મહારાજ પ્રશમરતિ ગ્રંથની શરૂઆતમાં જ કહે છે કે તીર્થંકર મહારાજે પ્રણીત ભાવો અથવા તેમના ગણધરોએ કહેલા ભાવોને અનેક વાર અનુકીર્તન કરવામાં આવે તે પુષ્ટિ કરનાર જ થાય છે જેમ વિષનાશ માટે મંત્રપદનો અનેક વાર ઉચ્ચાર કરવામાં આવે તે દોષ નથી, તેમ રાગરૂપ વિષના નાશ માટે વારંવાર એમની એક વાત કહેવામાં આવે તે પુનરુક્તિ દોષની કક્ષામાં આવે નહિ. જેમ એક વાર આપેલું ઔષધ વ્યાધિનાશ માટે ફરી ફરીને દિવસો સુધી આપવામાં આવે તેમાં દોષ નથી, તેમ રાગ નામના વ્યાધિના નાશ માટે પુનઃ પુનઃ એક વાત કહેવામાં આવે તેવી સર્વે જ અર્થપદની યોજના કરવી અને તેમ કરવું તે ઉચિત અને સુયોગ્ય છે જેમ વૃત્તિ માટે (ભરણ-પોષણ ચલાવવા, રોટી પેદા કરવા) માણસ એકનું એક કામ દરરોજ વારંવાર કરે છે તેમ

વિરાગ કરનારી વાતો હેતુસર વારવાર ફરી ફરીને કરવી.[1]

આ હકીકત ધ્યાનમા રાખવાથી પુનરુક્તિ દોષનો પ્રસગ લેખક કે કથકને માથે કદી ન આવે, અને મુદ્દામ વાત આકારફેરે થયા કરે એટલા માટે 'કેટલો એ'ના કેટલું કહેવુ એવા અર્થ સાથે કેટલી વાર કહેવુ એ વાત આ પદના કરી છે અને એમા દોષ નથી પણ પ્રેરણાદ્દષ્ટિએ ખાસ લાભ છે એ વાત પર ધ્યાન ખેચવાની જરૂર છે (૧ ૨)

## ૫૬ એકસોત્રણ્મુ

ભૂમિકા—વ્યવહારુ શબ્દોમા આ પદમા બહુ ઉપયોગી વાત કરી દીધી છે. એનો અર્થ સુગમ હોઈ બહુ વિવેચનની આવશ્યકતા રહેતી નથી. એનો આશય સંક્ષેપમા વિચારી જઈએ —

સસારી જીવ પોતાના વેપાર–ધધામા ૫ ચો છે છોકરા–છોકરાંના વેવિશાળ, અભ્યાસ અને લશ્કરમા અટવાઈ ગયો છે નોકરી કરી પોતાનુ ગુજરાન ચલાવવાના ફાફા મારવામા ગૂચવાઈ ગયો છે અને વાતમા કાઈ માલ ન હોય એવા કામોમા આત્મા જેવી ચીજને વીસરી સસારમા અગવાયા કરે છે અને વિના કારણ અડપો અડપો થઈ જાય છે.

મસુ મન છ મરા ત્રિમ રામી ર મસુ०

આઠ પહારકી ચાસઠ ઘડીયાં, દો ઘડીયાં જિન સાજી ર મસુ० ૧

અર્થ—(હે ચેતન! હે જીવ!) તું પ્રભુને–પરમાત્માને ભજી લે, સેવી લે. (તું એમ કર તેમા) મારુ દિલ પ્રસન્ન છે એમા મને આનદ છે એ, આઠ પહોરની કુલ ચાઠ ઘડીઓ થાય (તેમાથી કાઈ નહિ તો) ઓછામા ઓછી બે ઘડી સુધી જિન મહારાજને સેવી લે. (૧)

વિવેચન—સસારના રગનારગાઈ ગયેલા, ચાડી–ચાડી–લાડીના ચક્કરમા પડી ગયેલા માણસને કહે છે કે ભાઈ! થોડો વખત પ્રભુને ભજી લે, એને યાદ કરી લે, એના નામની માળા ફેરવી લે; કાઈ નહિ તો એટલુ પણ કરીશ, તોપણ મને તે વાત ગમશે. એ ભાઈ!

શબ્દાર્થ—ભ / લે = ભજી લે, સેવી લે, પૂજી લે. મેરા = મારા. દિલ = મન. રાજી = ખુશી. પહોરની. પહાર = ત્રણ કલાક દિવસનો આઠમો ભાગ. ઘડીયાં = ૨૪ મિનિટની એક ઘડી એક પહોરની સાઠ સાત ઘડી. નો દિવસની સાઠ ઘડી થાય. દો = બે. રાજી = ખુશ, ગુલ્કમ્નિત કરી, સેવી.

---

1. પ્રશમરતિ, શ્લોક ૧૨–૧૪ નો ભાવાર્થ

2. મુક્તિ ગોપી આનંદિની સાઠ ભરેલ છે મરીચાન પણ સાની જ પણ અસલ પાઠ ગેયકનો ચાલે છે (મર્મ વિવેચનમાં) આ પદ મારી પાસેની પ્રતમાં નથી. મુદ્રિત પ્રતમાં ગત આનંદિમા ગેયકનો પાઠ છે —વિવેચનકાર

પ્રથમ ઉપક્રમો આગત કરે છે અને તેને ખોટી દલીલોથી પોષે છે. આ મોહરાય અને જગતના માયા-મમતાનો ત્યાગ કરી દે તેના પર વિજય મેળવી લે. માયા એટલે મમતા. એનો અર્થ છળ-પ્રપંચ પણ થાય, પણ અહીં સબબથી તેને મમતા અર્થમાં સમજવાની છે.

અને ભાઈ! કાંઈ દાન-પુણ્ય કે એવા પ્રકારનો વ્યવહારુ ધર્મ[1] કાંઈ કર. અને આ તારી વસાવેલી અને તે તારી પોતાની માની લીધેલી આખી સૃષ્ટિ છોડીને એક દિવસ જવું પડશે તે વખતે બહાર કે તિજોરી કોઈ સાથે આવવાની નથી. માટે કાંઈ દાન કર, કોઈ સત્પાત્રને આપ, સારી સંસ્થાઓને આપ, યોગ્ય પીડિતને પોષ, દુકાળ, રેલ કે આફતથી હેરાન થનારને આશ્રય આપ. આવું કાંઈ કરશે તે તારી સાથે આવશે. ત્યાગ-ધર્મની શરૂઆત દાનથી થાય છે અને દાનમાં પોતાની શક્તિ અને સામાની જરૂરીઆત પર નિગાહ રાખવાની છે. આટલું કાંઈ કરીશ તો તે સાથે આવશે, અને તને ટેકારૂપ થશે. દાનમાં પૈસાના દાનથી જ અટકવાનું નથી. એમાં વિદ્યાદાન, સેવાદાન, સેવાસમયદાન વગેરે અનેક બાબતોનો સમાવેશ થાય છે અને પુણ્યમાં સારાં કૃત્યો સર્વ આવે છે. અસહાયને સહાય, જરૂરવાળાને સહાય, પ્રામાણિક વ્યવહાર, અવસરે ઊભા રહેવું, સત્સંગ વગેરે અનેક બાબતોનો પુણ્યમાં સમાવેશ થાય છે. તારાથી બને તેટલું દાન-પુણ્ય કર અને એ રીતે કાંઈ-કાંઈક ધર્મ કર. આમ ને આમ વહ્યો જઈશ અને ચાલ્યો જઈશ તો ખાલી હાથે તને તરવાનો માર્ગ પણ નહિ મળે, માટે કાંઈક કર, થોડું પણ કર, અને તારા જીવનને ઉજાળ.

જેને આત્મપ્રગતિ સાધવી હોય તેને સર્વત્યાગનો માર્ગ જ શ્રેયકારી અને આદરણીય છે. પણ એ મહાન સર્વસ્વત્યાગની શરૂઆત દાન ધર્મથી થાય છે કારણ કે વસ્તુ કે ધન પરની માયા ઉઠાડવી એ પણ શરૂઆતમાં તો મોટી વાત છે. તેથી પ્રાથમિક પ્રગતિ-પંથમાં દાનધર્મને અગત્યનું સ્થાન છે.

'દાનપુણ્ય'—દાન અને પુણ્ય એમ પણ અર્થ થાય અને દાનરૂપ પુણ્ય એ અર્થ પણ થાય. દાનપુણ્ય કરો એ વાક્ય પ્રચલિત છે અને સહજ સમજાય તેવું છે. આ ગાથામાં દાનપુણ્ય અથવા તેવા જ બીજા ધર્મ કરવાની વાત કરી. ધર્મ એટલે ફરજ! કાળ, સ્થળ અને સંયોગો પ્રમાણે આ ધર્મમાં ફેરફાર થાય છે, અને વિવેક વાપરી પાત્ર દાન થાય તો મહાલાભ કરાવે છે. કીર્તિદાનને બહુ અગત્ય અપાતી નથી, પણ કાંઈ ન આપનારની સરખામણીમાં કીર્તિદાન કરનાર પણ ખોટો નથી. સુપાત્રદાન સારું છે, અભયદાન (જીવિતદાન) શ્રેષ્ઠ છે અને અનુકંપાદાન હૃદય બતાવે છે. દાનમાં વિવેકની જરૂર છે. મૂડીને વાવનારને એ ઊગે નહિ. આપવું થોડું અને બડાઈ ઘણી હાંકવી, નામનાનો મોહ રાખવો, એ મૂડીને વાવવાનો પ્રકાર છે. પણ દાનની શરૂઆતમાં તો તે પણ ચલાવી લેવાય છે. (૨)

---

૧. 'ધર્મ' શબ્દના અનેક અર્થ છે. અહીં ધર્મ એટલે દાન કે એવું કોઈ સુકૃત. ધર્મ શબ્દ ઘણો વિશાળ અને નાજુક છે. —વિવેચનકાર.

'आनंदघन' कहे समज समज छ, आखर खोवेगा बाजी रे  मन० ३

અર્થ—આનંદઘન કહે છે કે હે ભાઈ! જરા સમજી લે સમજી લે; (નહિ સમજ તો) આખરે કુલ બાજી ખોઈ નાખીશ, વેડફી ઉડાડી નાખીશ. (૩)

વિવેચન—આનંદઘન મહારાજ ભાર મૂકીને કહે છે, વારંવાર કહે છે, કે ભાઈ! સમજી લે. આ તને ટૂંકામાં ભાવ સમજાવવા યત્ન કર્યો છે તે ધ્યાનમાં લઈ લે અને જરા ઊંડો ઊતર. નહીં તો આખરે આખી બાજી હારી બેસીશ. મનુષ્યભવમાં પામ્યો કેવી બાજી મા? ઊંચે આવવું જોઈએ. જ ત્યા પછી અભ્યાસ કરવા, પરણવું, વ્યાપાર કે નોકરી મા વા વગેરે બાજી માંડી. અને એનો લાભ લેવામાં ન આવે તો અંતે એક દિવસ એને મૂકી તો જ વાની જ છે. એ મૂકતી વખતે પસ્તાવો થશે કે આટલું મળ્યું, આટલી સગવડતા હતી, પણ એનો લાભ ન લેવાયો અને અંતે ખાલી મૂઠીએ આવ્યા હતા તે ઉઘાડે હાથે ચાલવાનું થયું! આમ બને તો તો ભારે કઠણ વાત થાય. એવું ન બને તેટલા માટે સમજી જા, થાક સમ, કે આ બાજીનો ત્યાગ તો જરૂર કરવાનો જ છે તે વખતે હાનિ ન થાય તેટલું તો ઓછામાં ઓછું કરવું જ જોઈએ. આવી બાજી કાંઈ વારંવાર મળતી નથી, પરાધીન તિર્યંચો કે પક્ષીઓ આવી બાજી માંડી શકતાં નથી; અને દેવો ડાહ્યા કહેવાય છે પણ બાજીનો લાભ બહુ લઈ શકતા નથી. બાકી એકથી ચાર ઇંદ્રિયવાળાને બાજીનો સવાલ જ નથી અને પરાધીન અને દુ:ખી હોઈ બાજીને સમજતા પણ નથી. તને તો અત્યારે ભારે અનુકૂળતા છે. તો એ વેડફાઈ જાય તે પહેલાં તેનો લાભ લે, અને એમાં મુલતવી રાખવાની વાત ન કર. વખતમાં થઈ શકશે એવી વાત ન કર—કોને ખબર છે કે મરણ, અકસ્માત કે અન્ય કારણથી બાજી પહેલી સંકેલાઈ જાય તો પછી પસ્તાવાનું કારણ થઈ પડે. માટે કાલ કરવાનું હોય તો આજ કર અને આજ કરવાનું હોય તે હમણાં કર. એમ કહેવાય કે તું બાજી ભૂલ્યો[1] કે તને તે માંડતાં જ ન આવડી એમાં કાંઈ માલ નથી. માટે સાચો રાહ બતાવનાર સદ્ગુરુ તને કહે છે કે ભાઈ! સમજી લે, બરાબર સમજી લે, તારી બાજીને ઓળખી લે, અને મોહમમતા છોડી કાંઈ કાંઈ ધનપુણ્ય કરી લે અને કાંઈ નહિ તો બે ઘડી તારા પોતાના સાચા હિતને માટે કાઢ. (૩)

ઉપસંહાર—પૂજ્ય પં. ગંભીરવિજય ગણિ લખાવે છે કે આ પદ ક્ષેપક છે. એવી કૃતિ લેતા કાવ્યની નજરે એ મજબૂત યોગભાષાના સ્તવન યોગીરાજ આનંદઘનજીએ કર્યાં છે તેની કક્ષાએ એ પહોંચતું નથી એમ મને લાગે છે; અને મારી પાસે આનંદઘનજીના

શબ્દાર્થ—આખર = આખરે, છેવટે. ખોવેગા = ખોઈશ, હારી બેસીશ, ગુમાવી નાખીશ, વેડફી નાખીશ.

૧ ભૂલ્યો બાજી આ વિષય પર એક લેખ લખ્યો છે તે વાંચવા યોગ્ય છે જુઓ જૈનધર્મ પ્રકાશ પુ. ૪૨ પૃ. ૨૫૩ એ જ લેખ ભાવને માર્ગે પૃ. ૫૨-૬ માં જુઓ —વિવેચનકાર

પદોની પ્રતમા એ છે નહિ, એટલે એ પદની કૃતિ કોની છે તેનો પ્રશ્ન ઉપોદ્ઘાત પર મુલતવી રાખીએ. છતાં વ્યવહારુ માણસોને ઉપદેશદૃષ્ટિએ મધ્યમ કક્ષાવાળાની વચગાળાની નજરે એનો ભાવ ખૂબ સરસ છે આ પદની કૃતિ ચિદાનંદજીની કક્ષા સુધી જરૂર પહોંચે છે એ મધ્યકાલીન યોગીઓના કવનોને અનુરૂપ છે અને ખાસ શિક્ષણીય હોઈ જનતાને ખૂબ લાભપ્રદ છે એટલે એના પર ભુલાસરનું વિવેચન કર્યું છે. આ અને આવા કેટલાક પદો વિનયવિલાસ, પદ્મવિલાસ, વિમલવિલાસ કે ચિદાનંદજીની કૃતિઓની કક્ષામા તો જરૂર આવે છે, કબીર, સુરદાસ કે ભોજાના ઉપદેશમય પદો સાથે એની સરખામણી બરાબર થાય છે અને જનતાને—આમવર્ગને—ખૂબ પ્રેરક હોઈ ગાન વખતે જ સમજમા ઊતરી જાય એવી સહજ લાક્ષણિક ભાષામા હોઈ ખૂબ આનંદ આપે છે એના કર્તૃત્વની ચર્ચા સાહિત્ય નજરે મજા આપશે, પણ મુમુક્ષુને તો એના સાર સાથે કામ છે ચર્ચા તદ્યોગ્ય સ્થળ માટે મુલતવી રાખી છે છતા આ પ્રસંગે એક વાત તો નોંધી લેવા યોગ્ય જણાય છે આનંદઘનના પદોમા આત્મનિમજ્જન સર્વાંગી છે એના કોઈ પણ પદમા મધ્યમ માર્ગ લેવામા આવતો નથી; એમા સુમતિ ગાશે તો પ્રાણજીવનમા સર્વ સમાવેશ માગશે એમા વિરહનાશ સર્વ કાળનો હશે; એમા ચેતનનું અમરત્વ શાશ્વત દેખાશે; એટલે એમા દિવસનાં ત્રીશમા ભાગમાં (બે ઘડી) પ્રભુભજનની વાત એમની ઉચ્ચ દૃષ્ટિએ કજી લાગે તેમ છે અને બીજી વાત દાનપુણ્યની એ કદી કરે નહિ એમને તો કર્મનો સર્વથા નાશ જોઈએ છે એમને ભગવત ભજન કરી પાર જવુ છે (પ્રથમ પદ), એમને વિલંબ ગોઠતો નથી એટલે એ દાનપુણ્યના માર્ગોની વાત ન કરે. એમના પ્રભુપ્રેમની કહાણી અદ્ભુત છે (પદ ૪). આ દૃષ્ટિએ આ પદની કૃતિ અન્યની હોય એમ લાગ્યા વગર રહે તેમ નથી.

આટલી હકીકત હોવા છતા મારા—તમારા જેવા મધ્યમમાર્ગી જીવોની આંખ ઉઘાડનાર આ પદ છે તને ફાવે તે કર, પણ થોડુ દાનપુણ્ય કરી જન્મ હળવો થા, અને ૨૪ કલાકમાંથી ૪૮ મિનિટ તારા ચેતનરાજ સાથે—તારી પોતાની સાથે—બેસ, એને અવધારુ એટલું પણ ન બને તો કાંઈ દાન કર. (૧ ૭)

## ૫૬ એકસોચારમુ

ભૂમિકા—આ પદમાં એક અતિ અગત્ય વાતની હકીકત બહુ અસરકારક કાવ્યરૂપે રજૂ કરી છે. એનું કર્તૃત્વ તો સંદિગ્ધ રહેશે જ; એ પણીખરી પ્રતોમા આનંદઘનજીના પદસમૂહ સાથે લભ્ય થતું નથી; પણ એ નમ્રની વિચારણા, આપણા અગાઉના ધોરણ અનુસાર, ઉપોદ્ઘાત કે સ્વતંત્ર લેખ પર મુલતવી રાખી પદના અર્થગૌરવ અને રહસ્યવિવેચનને અત્ર સ્થાન આપીએ.

આ પદમાં અનેક પાઠાંતરો હોવા જોઈએ એમ અર્થ અને અનુભવથી ૫ જણાય

વિજયજીએ લખાવેલ છે તે તેના સ્થાન પર વિચારાશે. અત્ર એટલી સ્પષ્ટતા કરવાની જરૂર છે કે આ પદ કોઈ પ્રતમાંથી મળ્યું નથી. એટલે પાઠાંતર પણ અર્થ કે કલ્પના–સંભાવનાને આધારે કે સબંધ પરથી સૂચિત છે એમ સમજવું

આ આખું પદ વિકાસ પામેલી સમતાના મુખમાં મુકાયલું છે અને તે મિત્ર અનુભવને ઉદ્દેશીને બોલાય છે એ વાત ધ્યાનમાં રહે. પ્રથમ વિભાગમાં અનુભવને ઉદ્દેશીને ૮–૧૩–૧૪ અને ૫ માં પદો આવી ગયાં છે અને આ દ્વિતીય વિભાગમાં એ કબનાં ઘણાં પદો આવી ગયાં છે. એનું વિસ્તારથી વર્ણન પાઠક અને જિજ્ઞાસુ પદને મથાળે આવેલ સાખી જોતાં થઈ ગયું છે એટલો ઉલ્લેખ કરી અત્ર બીજી પ્રસ્તુત વાત એ જણાવવાની રહે છે કે આ પદનો વિષય ૮મા પદ સાથે ઘણો મળતો આવે છે. એ પદમાં અનુભવને વ્યક્ત કરવાની જે વાત કરી છે તેની પૂર્વભૂમિકા આ પદમાં છે

વાત એ છે કે પ્રાણી હજુ સંસારદશામાં રહેલો છે. એનામાં આગળ વધવાની શક્યતા છે એની સત્તામાં અનેક ગુણો છે પણ હજુ એ વિષયવાસનાથી ઉપર આવ્યો નથી. એની અંદર નિરપેક્ષતાની પ્રબળતા છે એની સાથે ગુણપ્રાપ્તિ વગેરે અભિલાષાની પણ શક્યતા છે. તુચ્છ મનોભાવને દર્શાવનાર કુમતિ તેનામાં છે તેની સાથે જ તેનામાં સંમાર્ગે લઈ જનાર ઉચ્ચ આશય કરાવનાર તત્ત્વો મોજૂદ છે. આ શુભ તત્ત્વોના સરવાળાને આપણે સુમતિ અથવા સમતાનું નામ આપીએ છીએ.

પ્રાણી પોતે પોતાના કર્મોનો કર્તા છે એ ખરું પણ એ નિમિત્તને આધીન કોઈ પરભાવને વશ પડી જાય છે અને તે વખતે એ અધમ કાર્યો કરે છે ન બોલવાનું બોલે છે અને ખરાબ વિચારો કરે છે. એવી પરાધીન દશામાં પણ એનામાં સુંદર તત્ત્વોની શક્યતા અને હાજરી છે. એ સુમતિ અથવા સમતા એવે વખતે પ્રાણીની રાહ જોઈ બેસે છે અને નિશદિન જોઉં તારી વાટડી (પદ ૧૬મું)નો ભાવ બતાવે છે. આવે વખતે એ જે પ્રકારનું વર્તન કરે છે તેનું વર્ણન આ પદમાં ખૂબ સરસ રીતે કર્યું છે સુમતિ પોતે અતિપવિત્ર આર્ય સાધ્વી છે. એની માર્ગપ્રતીક્ષા પતિ માટે છે એની આતુરતા વિરહકાળના નાશ માટેની છે અને એની લગના પતિ માટે છે. એ પતિમાં રહેલી સત્તા કલ્પી શકે છે અને પતિને એ સ્વરૂપે નિહાળવાની પોતાની લાલસાને સ્વરૂપ–આકાર આપે છે.

જૈનનો આખો વિકાસમાર્ગ યોગદૃષ્ટિએ જોતાં તેમાં ઇંદ્રિયનો સંયમ, મન પર અંકુશ અને કષાયો પર વિજય મુખ્યતયા દેખાય છે. તેનાં અનેક સાધનો બતાવતાં વિકાસમાર્ગમાં ધ્યાનયોગને પ્રધાન સ્થાન આપ્યું છે. શ્રીઉપમિતિભવપ્રપંચકથામાં આખા જૈન ધર્મનો સાર ધ્યાનયોગ બતાવ્યો છે અને તેની સિદ્ધિ માટે મનઃપ્રસાદ સાધવો જોઈએ અને તે અહિંસા વગેરે શુદ્ધ અનુષ્ઠાનથી સાધી શકાય છે એમ બતાવ્યું છે.[1] આ રીતે જ્યારે ધર્મ

1 ઉપમિતિભવપ્રપંચાકથાભાષાંતર, પ્ર ૮ પ્ર ૧૯ પૃ ૨ ૪૫

ધ્યાન અને શુક્લધ્યાનના પાયા ઉત્તરોત્તર પ્રાપ્ત થતા જાય અને પ્રાપ્તિ પછી આગળ ગમતિ થતી જાય એ આદર્શ સિદ્ધિનો માર્ગ છે આ ધર્મધ્યાન, શુક્લધ્યાનના માર્ગમાં સમતા બેઠી છે એ પતિને આવતા જોઈ શકે છે પણ ત્યાંથી આગળ જાય ત્યારે સમતાને મૂકી દે છે મન પર વિજય મેળવી તેને પણ છોડી દે છે અને શૈલેશીકરણ કરી સર્વ યોગો પર વિજય મેળવી આત્માવગત થઈ જાય છે અને આત્મનિમજ્જન કરી આત્મા સાથે પોતાનો અભેદ સાધી લે છે રાહ જોનારી સમતા પતિને જોઈને રાજી થાય છે પતિને એ દશામાં પોતા સાથે એકમ સાધતા વેદે છે પતિ તો આગળ વધતા જાય છે એટલે પછી એમનું ગુણ સ્મરણ કરે છે આવી પોતાની પરિસ્થિતિ થાય ત્યારે સમતા કેવા ઉદ્ગારો કાઢે તેનું અત્ર વર્ણન છે અને આખી હકીકત સમતા અનુભવ પાસે રજૂ કરે છે એ વાત ધ્યાનમાં રાખવાની જરૂર છે આ પદમાં, નાચ્ય સ મુખ લગભગ પહોંચી ગયેલા પતિના વિરહના આલાપ સલાપ છે એમ માનવું વધારે સુયોગ્ય જણાય છે અત્યંત પ્રેમમય દશામાં બોલાયેલા એ ઉદ્ગાર છે અને પતિદેવને ખૂબ ઉજ્જ્વળ દશામાં જોયા પછી એની શક્યતા છે એ વાત ધ્યાનમાં રહે તો પછી આખો ભાવ સમજાય તેવો જણાય છે આ બીજા દૃષ્ટિબિન્દુથી ભાવાર્થ સમજતાં સ્પષ્ટ શોખવટ થાય છે તે દૃષ્ટિ સવિશેષ લક્ષમાં રાખી આ પદને આપણે વિચારી જઈએ.

ધર્મધ્યાન, શુક્લધ્યાનની દશા ખૂબ સુંદર છે એના એક એક પાયાનાથી પ્રાપ્તી પણ જલદી પસાર થઈ જાય છે એના પ્રત્યેક પાયા વિગતવાર સમજવા યોગ્ય છે યોગ ગ્રંથોમાં એની વિગતવાર સમજણ આપેલી છે સંક્ષેપથી સમજવા માટે જૈન દૃષ્ટિએ યોગ (પૃ ૧૪૪-૧૮૧)મા એ વાતનો સાર આપ્યો છે પણ એનો ખરેખરો ખ્યાલ તો અનુભવે જ આવે. એ પર્યુત્સુક દશામાંથી પસાર થયેલા સ્વામી વરફ આર્યબાળા સમતા કેવી નજરે જોઈ રહી હશે, એવા પતિને મેળવવાની આકાંક્ષા પર એ કેટલું વારી જતી હશે અને એને કોઈ તેમ ન કરવા સમજાવે તેની સામે એ કેવો જવાબ આપતી હશે તેની વિચારણા પદના રચયિતા સાથે પ્રથમ કરી જઈએ.

પદ[1]

( રાગ—આશાવરી )

हठीली आंख्यां टेक न मेटे, फिर फिर देखण जाउं हठीली० ए आंकणी<br>
छयलछबीली प्रिय छबि, निरखित तृपति न होइ;<br>
नट करि ढक हटकूं कमी, देत नगोरी रोइ हठीली० १

---

[1] એક પ્રતમાં આ પદ છે તે પ્રમાણે નીચેના પાઠાંતરો પ્રાપ્ત થયા છે —

પાઠાંતર—આંખ્યા—આંખે. મેટે—મિટે. છબિ—છબ. નિરખિત—નિરખત. તૃપતિ—તપત. ત્રીજી પંક્તિ—ઘ મી ફ્રુ ક ઢ્રુ ર્મી.

શબ્દાર્થ—હઠીલી = જિદ્દી. આંખ્યાં = આંખો, ચક્ષુઓ. ટેક = પણ, નિયમ. મેટે = મટે, ઓછે. ફિર ફિર = ફરી ફરીને, વારવાર. દેખણ = જોવાને. છયલછબીલી — છેલછબીલાની, મોજ અને રૂપવાળી, વહાલી વાલાની, મનમોહન મનોહરની; અથવા મનોહર. પ્રિય = વહાલી. છબી = તસવીર, કાંતિ, મુરત. નિરખિત =

આ પ્રમાણે સુમતિ કે સમતા પોતાનો આત્મદેવ તરફનો સુરાગ પ્રગટ કરે છે

मागर ज्यों टमाके रही, पीय छबीके धार;
लाज डाग मनमें नहीं, काने पछार डार टीली० २

અર્થ—પોતાના પ્રિયની છબીને ધારી ધારીને જોતી એ મગરની પેઠે ટમટમી રહેતી છે એના મનમાં લાજશરમ રૂપ અંજને કોઈ સ્થાન નથી અને કાનની આડે તો એ પછેડો નાખે છે (અથવા કાને એ ઠારને પછાડે છે). (૨)

વિવેચન—એ આખો મગરની જેમ ટમટમીને રહી છે એટલે પતિ તરફ મીટ માંડીને મંડી રહી છે મગરની આંખમાં આખો વખત આંસુ આવ્યા કરે છે: મગરની આ ખાસિયત છે. સુમતિ પોતાની પ્રિય છબીને ધારી ધારીને જોયા કરે છે; પ્રેમની વાત આવી જ હોય છે. એમાં એક વાર સાચી લાગણી થઈ આવી, પછી આખી દુનિયામાં પતિદેવ અને પોતે જ છે એમ ધારી એના ઉપર જ સર્વ એકધ્યાન મંડાય છે; દુનિયામાં એ સિવાય બીજી કોઈ વસ્તુ કે વહાલું નથી એમ જ જાણે લાગે છે અને એ પ્રિયના વિચારની ધૂન લાગે છે કોઈ પણ મનુષ્ય ઉપર પ્રેમ થાય ત્યારે મનની આ દશા થાય છે

સામાન્ય રીતે વ્યવહારમાં પતિની સામે જોઈ રહેવું એ જાહેરમાં અસભ્ય દેખાય છે. પૂર્વકાળમાં અને સમૂહત. અત્યારે સ્ત્રી પોતાના પતિની જાહેરમાં લાજ કાઢે છે તેનો આશય એ છે કે જાહેરમાં એ તેની સાથે બોલતા શરમાય છે આ લાજરૂપી અંજન તેના મન ઉપર અને તેની આંખ ઉપર હંમેશા લટકતી રહેતી અને તેની ઉપસ્વટ થવાની તેનામાં તાકાત નહોતી. આ સામાન્ય સ્ત્રીની વાત થઈ પણ આ સુમતિબાઈ તો એવા નીકળ્યાં કે એના મન કે આંખ ઉપર લાજ-મર્યાદાનો ખ્યાલ પણ નહિ; એ તો પતિના માર્ગ પર કે પતિની છબી પર ટમટમીને એકધ્યાન થઈ બરાબર લાગી પડી છે અને જાહેરમાં ઉઘાડી રીતે પતિદેવની છબીને મનમાં ધારણ કરી તેના નામનું નિદિધ્યાસન કરી રહી છે. અને બીજી રીતે લાજ લોકવચનોના ભયથી આવે છે; પ્રાણીને પોતાની વાત પારકા માણસમાં થાય તે ગમતું નથી. પણ આ સુમતિબાઈ તો એવા નફફટ નીકળી પડ્યા છે કે એવું કાનની આડે તો પછેડો જ નાખી દીધો છે એટલે બહારની કોઈની વાત સાંભળવાની ના પાડી દીધી છે. કાનમાં પૂમડાં નાખવા કે કાન આડે પછેડો કે કપડું દેવું એટલે એ વાત સાંભળવાની ના પાડવી અથવા તે તરફ પોતાનો અણગમો કે બેદરકારી બતાવવા એ ભાવ છે. એટલે આ બાબતમાં પોતાના વાતો થશે એ સાંભળવાની પણ સુમતિબાઈ ના પાડે છે

---

પાઠાંતર—ટમકિ-ટમાઈ કે. ધાર-દાર. ડાગ-ડાગ. કાન પછારે-કાન પછેડા.

શબ્દાર્થ—મંગર = મગર. જ્યોં = જે રીતે. ટમાકે રહી = ટમટમી રહી. પીય = પ્રિયની, વહાલાની. ધાર = ધારીને, તાકીને. (દાર પાઠ હોય તો દરવાજે). લાજ = લજ્જા, શરમ. ડાગ = બાકી. કાને = કાન ઉપર. કાન આડા પછારે = પછેડો, નાંખે છે પાડે છે અથવા પછાડે. ડાર = ભીંતમાં દીવાલ શબ્દની માફક નખાય તરફનું ક.ન. (નિયમ હોય તો) કરીને, નાખીને, નાખીને

નાશ કરી તેનો નાશ બંધ કરવાની આજ્ઞા પડતી નથી તે દૃષ્ટિએ આ અર્થ પણ ખાસ વિચારવા યોગ્ય છે.

બીજી રીતે પણ આ ગાથાનાં છેલ્લાં બે પદનો અર્થ શક્ય છે. અને તેમ કરવામાં આખું પદ સુમતિના મુખમાં ચાલુ રહે છે. અર્થ આ પ્રમાણે થાય : આ સાજન (સુમતિ પોતે) બહુ આતુર છે અને ચતુરાઈ (ખોટું ડોડહાપણ) દૂર મુકાઈ ગયું છે માટે આનંદઘન નાથ એનો રક્ષણહાર છે. આ પ્રમાણે અર્થ કરવામાં નાહિ સ્થાને નાથ - નાહ શબ્દ લેવો પડે છે. આ અર્થ પંન્યાસજીએ લખાવેલ છે અને તે પણ વિચારવા યોગ્ય છે. (૪)

**ઉપસંહાર**—આ પ્રમાણે આખું પદ સુમતિના મુખમાં મૂક્યું છે અથવા છેલ્લી ગાથામાં અનુભવ અને સુમતિ વચ્ચે આલાપ થાય છે. આ બન્ને અર્થ ભાવવાહી છે અને વિચારવા યોગ્ય છે ચેતનની પ્રગતિ જ્યારે આગળ વધે છે ત્યારે તો એ સદ્ગુણનો ભંડાર થઈ જાય છે ત્યારે એના રાગ-દ્વેષ ધીમે ધીમે પાતળા પડી નામમાત્ર થઈ જાય છે, ત્યારે એની કર્મપરિણતિ હટતી જાય છે અને એનામાં સ્વભાવરમણતા જામતી જાય છે. તે વખતે એ અત્યંત વિશુદ્ધ દશા તરફ કૂચ કરતો જાય છે અને એના સ્વરૂપમાં એ ઉજ્જ્વલ, આકર્ષક અને પ્રેમમય દેખાય છે. એવા પતિને સુમતિ જોયા કરે, એના ઉપરથી આંખ પાછી હઠાવી ન શકે કે એના ઉપર નજર કરવાને એને કોઈ વારી શકે નહિ—એ સર્વ બરાબર વાત છે અને તે વાતને આ પદમાં મુખ્ય કરી છે અને તે વખતે એની જે દશા થાય, અને તે વખતે સુમતિ અને ચેતનરાજનો જે મેળ દેખાય તે અત્ર વર્ણવેલ છે.

એક વાત લક્ષમાં રાખવા જેવી છે પ્રાણીની પ્રગતિ થાય ત્યારે એ અંતે શરીરને પણ તજે છે મનને પણ તજે છે અને સર્વ યોગો પર વિજય મેળવી એ અનંત ગુણનો સ્વામી બને છે. આવા પતિદેવને આવતા જોવાની જેટલી તાલાવેલી સુમતિના મનમાં હોય છે તેટલી જ તીવ્ર અભિલાષા એ ટીકેટીકરણ કરી આગળ વધી જાય તે વખતે તેના ઉપર નજર નાખવાની હોય છે આવા પતિને શુદ્ધ સ્વરૂપમાં રમણ કરતા જોઈ આંખો પોતાની ટેક છોડતી નથી, અને એને એ કામમાંથી અટકાવવામાં આવે તો એ બાપડી રહી પડે છે. આ આખો ભાવ ખૂબ વિશુદ્ધ દશા બતાવે છે. આખા પદમાં અનેક ભાવ સમાયેલા છે મગર અને હાથીના અંકુશના ભાવો રસિક છે અને આતુરનું ચાતુર્ય અને આનંદઘનની સનાથતા અનેક પ્રકારે પ્રમોદભાવ લાવે તેવી આહ્લાદકારી છે. પદ સુંદર છે, વિચારમાં નાખી દે તેવું છે અને ગમે તેવું લખ્યું હોય, તેવું આનંદઘનની ભાષાપદ્ધતિનું અનુકરણ બરાબર કર્યું છે જેમાં કોઈ કોઈ પ્રયોગ જુદાં છે અને કેટલીક સુધરેલી ભાષા પાઠ ન મળવાને અંગે થઈ છે પણ એના રચયિતા આનંદઘન પોતે ન હોય તોપણ એનો ભાગ તો જરૂર લાગે છે. પદ ગાવા અને વિચારતાં સહજાનંદમાં રમણ કરાવે તેવું કોઈ એકાંત વિચારવા અને જાહેર સંગીતમાં ઉદાત્ત સ્થાન પ્રાપ્ત કરે તેવું છે. પદ

તેરમામાં અનુભવ પાસે સમતા જે ફરિયાદ કરે છે તેની સામે પતિ માટે આ પદમાં જે આગમ બુદ્ધિ અને નિરીક્ષણ-ઇચ્છા વ્યક્ત કરી છે તેની સરખામણી કરતાં આ પદ ખૂબ આગળ પ્રગટ થયેલી પરિસ્થિતિ સૂચવે છે અને આનંદઘનની નજીક નજીક અતિ થતી જાય છે એ ભારે આનંદની અને સમજી રાખવા જેવી વાત છે આત્મસન્મુખ ચેતના થાય, પરભાવથી પરાઙ્મુખ થાય અને સ્વસન્મુખ થઈ આગળ ધપતી જાય એટલે સર્વ મનકામના માર્ગે ચઢી ગઈ અને પૂરી થઈ ગઈ એમ સમજવું સુયોગ્ય છે. (૧૦૪)

## ૫૬ એકસોપાંચમુ

ભૂમિકા—આ પદમાં વૈરાગ્યનો મહિમા વર્ણવ્યો છે એટલે પ્રથમ વૈરાગ્યને ઓળખીએ. વિષયો ઉપરનો પ્રેમ, તેનું આકર્ષણ, ભોગ, તેને વારંવાર ભોગવવાની ઇચ્છા અને સ્વપ્નામાં સેવાતા વારંવાર થતા વિચારો આ પ્રાણીને સંસારમાં રાખે છે. ઇન્દ્રિયોના વિષયો એ જ ખરો સંસાર છે અને એને એક વાર રસ્તો મૂકવામાં આવે તો એ વધતો અને વધતો જ જાય છે. સૃ ધાતુમાંથી એ નીકળે છે અને સરકવું એ તેનો અર્થ થાય છે આંતરસૃષ્ટિમાં કષાયો પણ એવું જ આકરું કામ કરે છે. આ વિષયો પર કાબૂ અને કષાયો પર વિજય એ જૈન નીતિવિજ્ઞાન (Ethics)નો સાર છે. જેને સંસારથી કંટાળો આવ્યો હોય તેને સેવવા યોગ્ય—અચૂક આસેવન કરવા યોગ્ય—રસાયણ છે અને એનો જેટલે અંશે વિજય થાય તેટલે અંશે પ્રાણી સાધ્યસન્મુખ થાય. આ વિષયકષાય પર વિજય એ વૈરાગ્યનું પરિણામ છે એટલે વૈરાગ્યને આપણે બરાબર ઓળખીએ. મહામોહ સર્વ કર્મોમાં રાજા સ્થાને આવે છે. એના મુખ્ય ધામ રાજસ ચિત્ત અને તામસ ચિત્ત; એના બે દીકરા રાગકેસરી અને દ્વેષગજેન્દ્ર એ નગરોને ભોગવે છે આ આખા મોહ રાજાનો પરિવાર શ્રીઉપમિતિભવપ્રપંચાકથામાં શ્રીસિદ્ધર્ષિ ગણિએ ખૂબ વિસ્તારથી ચોથા પ્રસ્તાવમાં વર્ણવ્યો છે એ પૈકી રાગકેસરી દેખાવમાં નરમ હોવા છતાં આકરો રાજા છે અને માયા અને લોભનો પિતા થાય છે. ખાસ ધ્યાનમાં રાખવા લાયક હકીકત એ છે કે વીતરાગની વીતરાગતામાં રાગને આગળ કરવામાં આવેલ છે એટલે દ્વેષ પર પણ તેમનો વિજય થયેલો હોય છે છતાં રાગ પર વિજય મેળવવો વધારે આકરો હોઈ એની મુખ્યતા વીતરાગદશામાં બતાવી છે. માનસશાસ્ત્રની નજરે આ વળી અગત્યની વાત છે અને ઘણા અનુભવ અને અભ્યાસનું પરિણામ હોઈ ખાસ ધ્યાનમાં રાખવા યોગ્ય બાબત છે.

આવા પ્રકારના મીઠા કૂણા રાગ પર જેટલે અંશે વિજય થાય તેટલે અંશે સંસાર ઓસરતો જાય છે. જેટલે અંશે વૈરાગ્યમાં પ્રગતિ તેટલે અંશે સાધ્યની સમીપતા અને સંસાર પર અટકાવ —આ વાત ધ્યાનમાં આવી જાય ત્યારે વૈરાગ્યની મહત્તા પર એકતાન

આવે છે. એમાં મનની પ્રમળતાને કે મનનાં મનામણાંને સ્થાન નથી. આવો વૈરાગ્યનો મહિમા છે. 'વૈરાગી' શબ્દ તિરસ્કારના અર્થમાં વપરાય છે તેનું કારણ યોગ્ય છે. યોગ દેખાવ કે બાહ્યાચાર હોય ત્યાં ખરા વૈરાગ્યને સ્થાન જ નથી. બાકી સાચી—અંતરની ત્યાગવૃત્તિ હોય અને વિષયો પર કાબૂ તેની સમજણપૂર્વકનો હોય, ત્યાં તો પછી લબ્ધિ–સિદ્ધિના માર્ગમાં કાંઈ વિલંબ રહેતી નથી. અનેક પ્રકારની દેવસેવા કે મોટી તપસ્યા અથવા સંસાર છોડી જંગલમાં રહેવાનું કે બીજી ધર્મક્રિયા કરવામાં આવે, તેના ફળનો આધાર વિરાગપ્રાપ્તિ ઉપર જ રહે છે. સિંદૂરપ્રકરમાં સોમપ્રભાચાર્યે વૈરાગ્યના વિષયમાં બહુ મજાના ચાર શ્લોક (૮૯–૯૨) લખ્યા છે. જેવા શ્લોકમાં તો તેમણે ખરેખર કમાલ કરી છે. તેઓ લખે છે —

भोगान् कृष्णभुजङ्गभोगविषमान् राज्यं रजःसन्निभं बन्धून् बन्धनिबन्धनानि विषयग्रामं विषान्नोपमम् ।
भूतिं भूतिसहोदरां तृणमिव स्त्रैणं विदित्वा त्यजं स्तेष्वासक्तिमनाविलो विलभते मुक्तिं विरक्तः पुमान् ॥

—"ઇંદ્રિયના ભોગોને કાળા ભયંકર સર્પના શરીર જેવા જાણીને, મોટાં રાજ્યને ધૂળ સમાન જાણીને, બંધુઓને બંધનના કારણરૂપ જાણીને, વિષયોને ઝેર મેળવેલાં અન્ન સમાન જાણીને, ઋદ્ધિને રાખોડીની સગી બહેન સરખી જાણીને અને સ્ત્રીઓના સમૂહને તરણાંના ઢગલા સમાન જાણીને તે સર્વ પદાર્થો ઉપરની આસક્તિ તજી દઈ તેનાથી અનાસક્ત રહી, એટલે તેમના તરફ રાગદ્વેષથી અનાકુળ રહી, વૈરાગ્યવાસિત બની વિરક્ત આત્મા મુક્તિને પ્રાપ્ત કરે છે."

યોગશાસ્ત્રનો મુદ્દો ચિત્તવૃત્તિ પર કાબૂ મેળવવાનો રહે છે. ઇંદ્રિયના વિષયોમાં પ્રસાર પામતી વૃત્તિ પર નિરોધ કરવો એ યોગ છે એમ ભગવાન પતંજલિ યોગસૂત્રોની શરૂઆતમાં કહી એ નિરોધના ઉપાયમાં બે ચીજોને મૂકે છે: અભ્યાસ અને વૈરાગ્ય (૧–૧૨). અભ્યાસ એટલે આદરેલ–સ્વીકારેલ વાતની નિરંતર દીર્ઘ કાળ સુધી આસેવના કરવાથી વાત જામી જવાની રીત છે, અને વૈરાગ્ય એટલે દીઠેલા અથવા સાંભળેલા વિષય ઉપર જેની તૃષ્ણા ન થતી હોય તેવા પ્રાણીની વશીકાર બુદ્ધિ છે. મતલબ, ઇંદ્રિયના વિષયો કે સ્વર્ગ–મોક્ષપ્રાપ્તિ તરફ અનાભોગ બુદ્ધિ રહે તે વૈરાગ્ય કહેવાય છે. તેટલા માટે ચિત્તવૃત્તિનો નિરોધ કરવાના ઉપાય તરીકે વૈરાગ્યને બહુ ઉચ્ચ સ્થાન છે. ઇંદ્રિયવિષયોની તૃષ્ણારહિતપણું પ્રાપ્ત કરવું કે પરભવમાં દેવ–દેવેન્દ્ર–વિદ્યાધર–ચક્રવર્તીની પદવી મેળવવાની ઇચ્છારહિતપણે તૃષ્ણાનો ત્યાગ કરવો એ મુશ્કેલ માર્ગ છે પણ એ ખરો વૈરાગ્ય છે અને ચિત્તવૃત્તિનો નિરોધ કરવાનો પરમ ઉપાય છે અને સંસારની રખડપટ્ટી દૂર કરવાનું પ્રબળ સાધન છે, એ યોગદૃષ્ટિએ ખાસ નજરમાં રાખવા જેવું છે.

શ્રીહરિભદ્રસૂરિ મહારાજ વૈરાગ્ય ઉપર આખું અષ્ટક લખી તેમાં ત્રણ પ્રકારના વૈરાગ્ય બતાવે છે: આર્તધ્યાન નામક, મોહગર્ભિત અને સજ્જ્ઞાનસંગત—આ ત્રણે પ્રકાર બરાબર ધ્યાનમાં રાખવા યોગ્ય છે. ઇષ્ટ વસ્તુનો વિયોગ થાય, ન ગમે તેવી વસ્તુ મળી

દીકરા બે પ્રકારના થાય છે એક કુળને અજવાળનારા અને બીજા કુળનો ઘાત કરનારા. વધારે સારો દીકરો થાય તો સાત કુળને તારે છે અને તેમ કરવામા બનાવટી કુટુંબી થઈ પડેલાને મારી-કૂટી બહાર મ્હેલી મૂકે છે આ વૈરાગ્ય બેટો તો એવો થયો કે એણે રોપી થાપીને થઈ બેઠેલ દાદાદાદી, ભાઈભાઈ અનેકને દૂર કરી દીધા—આવો કરમી દીકરો થયો.

⸗ વૈરાગ્યમાં મુખ્ય વાત 'સ્વ પરવિવેચન'ની છે. જ્યારે ખરો વૈરાગ્ય જામવા માંડે ત્યારે અંદરનું આખુ કુટુંબ ફરી જાય છે આખુ જીવન નવીન આકાર ધારણ કરે છે, દર્શનક્ષેત્રમાં મોટો પલટો આવે છે અને અંતરંગ સગા સાચે સ્થાને આવે અને પરભાવો ખાઈ જાય એટલે આખા જીવનવ્યવહારમાં મોટું પરિવર્તન થઈ જાય છે અત્યાર સુધી વિષયો અને કષાયોનું જોર હતું તેનું સાચુ સ્વરૂપ સમજાતા એના પર છીણી પડતી જાય છે અને તેને સ્થાને શમ, સંવેદ અનુકંપા, પ્રેમ શાંતિ સ્થિરતા અને આનંદ આવતા જાય છે એટલે અત્યાર સુધીના ઓળખીતા કુટુંબનો નાશ થઈ જાય છે એ ભાવ આ પદમાં બતાવવામા આવ્યો છે

⸗ અંતરંગ કુટુંબોમાં રાગદ્વેષજન્ય કુટુંબીઓ અને ચારિત્રરાજનો મોટો પરિવાર એ બન્ને વચ્ચે અંદર ઝઘડા ચાલ્યા જ કરે છે ઉપમિતિભવપ્રપંચકારે એને શબ્દ ચિત્રમાં આલેખ્યા છે. વૈરાગ્યનો અવસર આવે અને સ્થિર થાય ત્યારે આ આખા રાગદ્વેષ જન્ય કુટુંબનો નાશ થતો જાય છે એવું કેવા કેવા કુટુંબીઓને ખાધાં એની થોડી વાત કરીએ.

પ્રાણીને સંસાર સાથે ચોંટેલો રાખનાર માયા અને મમતા છે. માયા એટલે પૌદ્ગલિક વસ્તુ પર આકર્ષણ મમતા એટલે મારાપણું, નાની ઠક આ માયા અને મમતા સંસારને વધારનાર છે પૌદ્ગલિક પ્રેમને જમાવનાર છે પારકાને પોતાના મનાવનાર છે અને પ્રાણીને અંધ કરનાર છે આ બન્ને ચેતનરાજની માસીઓ થઈ બેઠેલી છે વૈરાગ્ય બેટો વેર જ ગીને આ ચેતનરાજની માસીને ખાઈ ગયો, અને એણે ચેતનની પ્રગતિમાં ખોટા સગપણને બહાને કેટલું રૂંધન કર્યું છે તે બતાવી આપ્યુ અને પૌદ્ગલિક સુખ કે દુઃખ નામના બે ભાઈ થઈ બેઠેલા હતા તેને પણ એ વૈરાગ્ય બેટાએ ખલાસ કરી દીધા. જરા સગવડ પડે ત્યારે સુખ લાગે, જરા અગવડે દુઃખ લાગે, પરવસ્તુને પોતાની માનવી, અને પછી તેની પ્રાપ્તિમા સુખ માનવું અને વિયોગમા દુઃખ માનવું એ આખી માન્યતા જ ખોટી છે આ સુખદુઃખ ભાઈઓ તે રાગકેસરીના મંત્રી વિષયાભિલાષના પુત્રો છે અને સગા ભાઈ થાય છે અને બીજી રીતે ચેતનરાજના પ્રચ્છન્ન મિત્રા પુણ્યોદય અને પાપોદયનાં પ્રત્યક્ષ સ્વરૂપો છે આ કાઈ ચેતનના સગા ભાઈ નથી, પણ થઈ બેઠેલા

જરી વિવેચન, આનંદઘનની કૃતિની ભાષા અને આશિયો ની વિચારણા ઉપોદ્ઘાતમાં થશે. ઉપર કરેલ વિચારણા અને અર્થની ભાષા તે વિવેચનની વિચારણા સાથે કરવાથી ધ્યાનમાં આવશે. —વિવેચનકાર

ભાઈભાંડુઓ છે વૈરાગ્ય બેટો થયો એટલે એણે સુખદુઃખના ત્રાજવા ઝૂલાવતો જ ફેરવી નાખ્યા, એટલે આ સુખદુઃખના દુન્યવી ખ્યાલને એ વૈરાગ્ય બેટો ખાઈ ગયો.

મકરધ્વજ[1]—કામદેવ નામનો એ નગરમાં નાનો રાજા હતો. એના પરિવારમાં પુંવેદ, સ્ત્રીવેદ, નપુંસકવેદ હતા. આ કામદેવને વૈરાગ્ય બેટો ખાઈ ગયો. અને પૂર્વ મહામોહ રાજાના સોળ[2] પુત્રોમાં ક્રોધ નામના ચાર છોકરાને પણ ખાઈ ગયો. ક્રોધને કષાયનું રૂપક ગણીએ તો ક્રોધ, માન, માયા અને લોભ એ સર્વ કષાયોને વૈરાગ્ય બેટો ખાઈ ગયો એમ સમજવું. કષાય પર સામ્રાજ્ય લાવવાનો માર્ગ—વૈરાગ્ય—સરળ અને સીધો છે અને સંસારવૃક્ષના મૂળ કષાયો હોવાથી એના પર વિજય મેળવવો એ ભારે અગત્યની વાત છે.

અને તૃષ્ણાબાઈ તો બહુ જબરી છે. વિષયો ભોગવાતા જાય તેમ વધારે વધારે મેળવવાની ઇચ્છા થયા કરે, ભોગમાં કદાપિ તૃપ્તિ ન થાય, તેમ સંગ્રહના ઢગલાઓ કરવામાં અને વધારવામાં વિવેક વિચાર કે ગણતરી રહેતાં નથી. આ તૃષ્ણાબાઈને વેદિકાનું સ્થાન આપ્યું છે એના ઉપર મોહરાજાનું આખું કુટુંબ બેઠું છે આ તૃષ્ણાબાઈને પણ વૈરાગ્ય ખાઈ ગયો. આ તૃષ્ણાનો પરિચય ઓઘમાં પદમાં થયો છે. ત્યાં એને ધાંધની દીકરી કહી છે, દુઃખી કહી છે કપટકુટુંબની પોષણા કરનાર તરીકે વર્ણવી છે અને અનુભવને વિજ્ઞપ્તિ કરી છે કે આવી સ્ત્રીનો સંગ પરિહરણ કરે છે તેને તેમ કરતાં વારો. આવી તૃષ્ણાબાઈ પર જ્યારે વૈરાગ્યનો વરસાદ થયો ત્યારે આપોઆપ મહાત થઈ ગઈ. (૧)

कुमति दादी मत्सर दादा, मुख देखत ही मूआ;
मंगलरूपी बधाई बांची, ए जब बेटा हुआ अवधू० २

અર્થ—કુમતિ નામની મોટી મા અને મત્સર નામનો દાદો એ છોકરાનું મુખ જોતા જ મરી ગયા અને એ બેટાનો જ્યારે જન્મ થયો ત્યારે અતિ કલ્યાણકારી હકીકત તરીકે એની વધામણીઓ બનાવી—ગાવાણી. (૨)

વિવેચન—વૈરાગ્ય બેટો કાંઈ કાચો નહિ; એણે તો વીણી વીણીને અનાત્મી સગાંઓને શોધવા માંડ્યાં અને શોધી શોધીને ઘરની બહાર ધકેલવા માંડ્યાં. એક પાપની

શબ્દાર્થ—કુમતિ = કુબુદ્ધિ. દાદી = મોટીમા. મત્સર = ઈર્ષ્યા, અદેખાઈ ગુમાન. દાદા = વૃદ્ધ બાપુજી અટલે બાપનો બાપ, બાપનો બાપ, મોટો ભાઈ વડેરો. દેખત હી = દેખતાં જ. મૂઆ = મરી ગયા, ખલાસ થઈ ગયા. વાંચી = ગવાણી, નહેર કરવામાં આવી, આખ્યાયિકા—જે જ્યાં આવી. જબ = જ્યારે, હુઆ = થયા, જન્મ્યા. મંગલ = કલ્યાણકારી, ખુશાલીનો અવસર. બધાઈ = ખુશખબર, શુભ પ્રસંગ પર ગાવું—ગવાવું. આવા અવસરે આનંદ—પ્રસન્નતાસૂચક વચન.

[1] મકરધ્વજના વર્ણન માટે શ્રી સિદ્ધર્ષિએ આખું પ્રકરણ લખ્યું છે. જુઓ ઉપમિતિભવપ્રપંચ કથા, ભાવનગર, પ્રસ્તાવ ૪ પ્રકરણ ૧૪ પૃ. ૮૬૭–૮૭૧

[2] સોળ બાળકોના વર્ણન માટે જુઓ સાર, પ્ર. ૧૬મું, પૃ ૮૫૮–૮૮૨.

અરેબાઈ કરનાર મત્સર નામનો સાળો થઈ બેઠો હતો. એ એમ જ મનાવતો હતો કે દુનિયામાં બધાં ભલે હોય, પણ મારા જેવો શાણો, રૂપાળો, બાહોશ, દીર્ઘદ્રષ્ટા કોઈ નથી. કોઈ જરા પ્રકાશમાં આવે તો તેને બેસાડી દેતાં અવળુ વાદ બોલતાં તેને શરમ ન આવે. અને સાળા થઈ પડેલા મત્સરભાઈ વળી દુર્મતિ (કુબુદ્ધિ)ને પરણેલા છે. આ દુર્મતિ સાળી અને મત્સર સાળા તો વૈરાગ્ય બેટાનું મોઢું જોતાં જ મરી ગયા. હજુ સામાન્ય વૈરાગ્ય થાય ત્યાં ખોટી બુદ્ધિ અને પારકી ઈર્ષ્યાનો ત્યાગ તો જરૂર થાય છે. આવો વૈરાગ્ય બેટો જન્મ્યો ત્યારે વધામણીઓ અપાણી, મંગળરૂપ વધાઈ ગાવામાં આવી. મંગળ એટલે, ખુશાલીનો અવસર અથવા મંગળ એટલે માંગલિક. કવિએ વાંચી [illegible] મૂકવામાં [illegible] ધ્વનિ મૂક્યો હોય એમ લાગે છે વાંચવું નો સામાન્ય અર્થ ગણવો તો બરાબર છે. એ ઉપરાંત નાપસંદગી સાથે કોઈની પૂજા કે સંતતિ સંબંધી વાત કરવામાં આવે તેને પણ 'વાંચવું' કહેવાય છે. [illegible]ની પાસે પાંચ લાખની પૂજા હોય તેની વાત જરા કટાક્ષપૂર્વક [illegible] કરે, ત્યારે [illegible]ની નજરે તેની પૂજા [illegible] એ વાંચી એમ કહેવાય છે. મતલબ, આ વૈરાગ્ય સપૂત જન્મ્યો ત્યારે પેલાં ઉટપટાંગ સગાંઓએ વહેવારદ્રષ્ટિએ એના જન્મની વધાઈઓ ઉજવી, પણ એ ઉજવણીમાં પ્રેમ નહોતો. આ તો છોકરો થઈ ગયો એટલે જન્મ-અવસર ઉજવવી હોવો જોઈએ એવી વાત હતી. કારણ કે થઈ પડેલા સગાંઓ એના 'જન્મ-અવસરથી જ પોતાનું સ્થાન હચમચી ગયું છે એમ બરાબર સમજતા હતા. (૨)

पुण्य-पाप पाटकशी लाये, मान-काम दोउ मामा;
मोहनगरका राजा खाया, पीछे ही प्रेम ते गामा अवधू० ३

અર્થ—શુભ-અશુભ કર્મોનાં ફળ આપનારા પુણ્ય અને પાપ નામના પાડોશી હતા તે તેણે ખાધા અને અભિમાન અને કામ (વિષયેચ્છા) રૂપ તેના મામા હતા (તેને પણ ખાધા, ખલાસ કર્યા). (વળી) એણે મોહ નગરના મહારાજા (મહામોહ કે કર્મપરિણામ)ને પણ પૂરો કર્યો અને પછી પ્રેમ હતો-રાગ રહ્યો હતો તેને પણ ગુમાવ્યો એટલે પ્રેમ અતે જ રસ્તો કરી ચાલતો થઈ ગયો. (૩)

વિવેચન—અને વૈરાગ્ય બેટાએ વસ્તાં થઈ પડેલા સગાંઓ ખાધાં એટલું જ નહિ, પણ પુણ્ય અને પાપરૂપ પાડોશીને પણ એ તો ગળપ કરી ગયો. આ પાડોશીને ઓળખવા જેવા છે. પુણ્ય એટલે શુભ કર્મનો ઉદય. ગયા ભવમાં સારાં કાર્ય કર્યાં હોય તેને લઈને શુભ કર્મનો બંધ થાય અને તે કર્મની સ્થિતિ પાકે ત્યારે તેનું ફળ મળે.

---

પાઠાંતર—માનકામ-માનમોહ. પ્રેમ તે-પ્રેમતે.

શબ્દાર્થ—પુણ્યપાપ = શુભ-અશુભ કર્મોના ફળ. પાડોશી = પાસે રહેનારા. ખાયે = ખાધા. પૂરા કર્યા. માન = અભિમાન. કામ = ઇચ્છા, વિષયવાસના. મામા = માતાના ભાઈ. મોહનગરકા રાજા = મહામોહ અથવા કર્મપરિણામ. પીછે હી = પછી. ગામા = ગયો, નાઠો, દૂર થયો, રસ્તે પડી ગયો. પ્રેમ = રાગ (દેવનો ભાઈ).

તેમાં સુખનો અનુભવ કરાવે તે પુણ્ય, અને દુઃખ કે અગવડનો અનુભવ કરાવે તે પાપ. સુખ ભોગવવું એટલે જમે પૂંજી હોય તેને વાપરી ખાવા જેવું છે. વ્યવહારના પોતાના વિચાર કરતાં પ્રાણીને સુખ ગમે છે પણ એ આખો વ્યવહાર પૌદ્‌ગલિક છે. ખાવું, ભોગવવું, માણવું કે ખવાય અને જેને છેડે કંટાળો, વિયોગ કે પરેશાની રહે તે કોઈ વાસ્તવિક સુખ કહેવાય નહિ અને તે જ પ્રમાણે પાપનું સમજવું. દુઃખના અનુભવથી ગભરાઈ જવાનો કોઈ અર્થ નથી. અંદર ભર્યું છે તે જ કઢવાશે. બંધ સમયે ચેત્યા નહિ તો પછી ઉદય વખતે સંતાપ કરવો એ સમજણ વગરની વાત છે. આવા સ્વરૂપવાળા પુણ્ય અને પાપને એ વૈરાગ્ય બેટો ખાઈ ગયો. એવું સમજવું કે પુણ્ય પણ આખરે સોનાની બેડી છે અને સંસારમાં રખડાવનાર છે અને પાપ—અશુભોદય તો ગમતું નથી; પણ વાસ્તવિક રીતે બન્ને—પાપ અને પુણ્ય—નકામા છે, ભોગવીને ફેંકી દેવા યોગ્ય છે અને એમ કરીને નવીન કર્મબંધ અટકાવવા યોગ્ય છે અને તે અટકાવવાનો ઉપાય પુણ્યથી રાચવું નહિ કે પાપથી મૂંઝાવું નહિ એ છે.

અને બેટો વૈરાગ્ય તો ભારે આકરો નીકળ્યો. એ માન—મિથ્યાભિમાન નામના મામાને પણ ખાઈ ગયો. રાજસ ચિત્ત નગરીના રાજા રાગકેસરીનો રખવાળ આ મિથ્યાભિમાન છે અને જે હિસાબે રાગકેસરી અને દ્વેષગજેંદ્ર મામા થઈ બેઠા છે અને રાજા મહામોહ દાદા થઈ બેઠા છે તે જ હિસાબે મામાના નામ(રાજસ ચિત્ત)નો રખવાળ મિથ્યાભિમાન પણ મામો થાય. આ મિથ્યાભિમાનને બેટો વૈરાગ્ય ખાઈ ગયો. અને એ જ હિસાબે કામદેવ—મકરધ્વજ પણ મામો થઈ બેઠો છે એ ચેતનરાજને પોતાના કબજામાં લઈ નાચ નચાવે છે, સુખસ્વને ન ભળે તેવી ભાવના ભાવરાવ્યા તેની પાસે એમતમાં કરાવે છે એનું સ્થાન મહામોહની નજદીક પાસે છે. એ નાનકડો રાજા જેવો છે અને એનો દોર મોટા દેવો પર પણ ચાલે છે. આવા કામ નામના મામાને પણ પેલો વૈરાગ્ય બેટો ખાઈ ગયો. મોહનગરના રાજા મિથ્યાજ મહામોહને પણ આખો ને આખો ખાધો. જે મહારાજાની સત્તા મોટા દેવ દેવેંદ્ર, વિદ્યાધર ચક્રવર્તી પર ચાલે છે જેનો દોર સ્વર્ગ મર્ત્યલોક અને પાતાળમાં સર્વવ્યાપી છે તે મહામોહ પર વિજય મેળવવો આકરો છે પણ અશક્ય નથી. તેનું જોર ઘણું મોટું દેખાય છે પણ વૈરાગ્ય પાસે ટકી શકે તેવું નથી. આવા મોટા મોહરાજાને પણ એ વૈરાગ્ય બેટો ખાઈ ગયો. એટલે પછી રાગકેસરી—પ્રેમ તો આપોઆપ જ દૂર થઈ ગયો. એ મોહરાજાનાં કુટુંબીઓ એકબીજાને આધારે રહે છે. એક જાય એટલે બીજા સગાઓને બોલાવી લે છે અને ઘરનું ઘર અને બાપનો બાપ હોય તેમ વાત છે. પણ મોટા રાજા મોહ પર વિજય થયો એટલે એના રોબક—પાયક રાગ—દ્વેષ, મકરધ્વજ આવો કે સામટો આપોઆપ રસ્તો માપી જાય છે અને પોતાની નાગચૂડમાંથી ચેતનરાજને છૂટો કરે છે એટલે મોહ જતા રાગ પણ ગયો. અહીં પ્રેમ એટલે રાગ સમજવાનો છે. જેનાથી વેદાય થાય, એ મારું થાય અને પરને સ્વ માનવાની ભૂલ થાય તેવો પ્રેમ પણ અનાદરણીય છે. આવી

સાથે આત્મપ્રગતિનો પ્રેમ જાગવતો નહિ. એકે વિશિષ્ટ પ્રગતિ થતા. તો મોક્ષ અને સંસારને પણ સરખા ગણવાની બુદ્ધિ થાય અને જામે છે. મતલબ સાંસારિક આકર્ષણ, પૌદ્ગલિક આસક્તિ કે પરભાવરમણતા જવાં જોઈએ; અને વૈરાગ્ય થાય ત્યારે એ ભાવ સ્વતઃ બની આવે છે[1] (૩)

भाव नाम धर्यो बेटाको, महिमा बरण्यो न जाइ;
'आनंदघन' प्रभु भाव प्रगट करो, घट घट रह्यो समाई ॥ अवधू० ४

**અર્થ**—એ (વૈરાગ્ય) બેટાનું ભાવ-ભાવકુમાર-નામ ધારણ કરવામાં-જાહેર કરવામાં આવ્યું, પાડવામાં આવ્યું એનો પ્રભાવ તો વર્ણવી શકાય નહિ (એટલો મોટો થઈ ગયો). મારા આનંદઘન પ્રભુ! એ ભાવકુમારને-વૈરાગ્ય બેટાને-પ્રકટ કરો, પ્રત્યક્ષ બહાર લાવો. એ ઘટ ઘટમાં હૃદય હૃદયમાં ગોઠવાઈ રહેલો છે વસીને છુપાઈ પડેલો છે તેને બહાર લાવો. (૪)

**વિવેચન**—આ બેટા વૈરાગ્યને ભાવ નું નામ-ઉપનામ આપવામાં આવ્યું. ભાવ એટલે અંતરની વૃત્તિ, નિર્મળતા આશયની વિચારણા, શુદ્ધ પરિણામ. દાન, શિયળ, તપ અને ભાવરૂપ ચતુર્મુખ ધર્મમાં ભાવને બહુ ઉચ્ચ સ્થાન આપવામાં આવ્યું છે. દ્રવ્ય અને ભાવમાં તફાવત એ છે કે દ્રવ્યમાં બાહ્ય દષ્ટિ રહે છે જ્યારે ભાવમાં અંદરનો-અંતરનો ખ્યાલ રહે છે દેખાવમાં સમાન ક્રિયા કરનારના અંતરંગ વિચારો અને આશયના ફેરને લઈને ક્રિયાફળમાં ઘણો તફાવત પડે છે એ આપણે અનેક પ્રસંગે જોયું છે આ રીતે ભાવનું ઉચ્ચ સ્થાન છે અને તે વૈરાગ્યથી ખરું પોષણ પામે છે અથવા વૈરાગ્ય પોતે જ ભાવ છે સમરહિતપણું વિરાગતા એ વીતરાગની નજીકની દશા છે અથવા એ વીતરાગપણાને ઉતાવળે પ્રાપ્ત કરાવે છે ભાવ ને વિકાસક્રમમાં ભારે મહત્ત્વનું સ્થાન છે રસોઈમાં જે સ્થાન મીઠાને આપવામાં આવે છે તે સ્થાન પ્રગતિમાં ભાવને આપવામાં આવે છે

ભાવ વિના દાનાદિક, જાણો અલૂણા ધાન,
ભાવ રસાંગ મિલ્યા થકી, ત્રૂટે કર્મ નિદાન.[2]

**શબ્દાર્થ**—ભાવ = અંતરની લાગણી સરસ, શુદ્ધ પરિણામ. ધર્યો = આપ્યું, ધારણ કરાવ્યું બેટાકો = દીકરાનો (વૈરાગ્યનો) મહિમા = પ્રતાપ, યશ, પ્રભાવ. વરણ્યો ન જાઈ = વર્ણવી શકાય નહિ, વર્ણવ્યો જાય નહિ ભાવ = સાર વૈરાગ્ય બેટો, તેનું ભાવકુમાર નામ આપ્યું તે. પ્રગટ કરો = ખુલ્લો કરો, પ્રત્યક્ષ કરો. ઘટ ઘટ = હૃદયે હૃદયે. સમાઈ = વસી, ગોઠવાઈ

1 પ્રેમ નામનું નામ=ગામ-ગામડું પણ તે વૈરાગ્ય બેટો ખાઈ ગયો એવો અર્થ પણ શક્ય છે. ગામનો અર્થ ગામ થઈ શકે, પણ અત્યાર સુધી નખાં થઈ પડેલા સ્થાને ખાવાની વાત ચાલી છે તેમાં ગામને ખાવાની વાત કરીએ તો તે સ્થાનને શોભે છે અને એમ કરતાં જતાં પ્રાસંગિક થઈ જાય છે તેથી મૂળ અર્થ ઉપર લખ્યો છે તે વધારે સુયુક્ત લાગે છે. ગામનું ધ્યાન ખેંચતા આ બીજો શક્ય અર્થ તરફ માત્ર અત્રે ધ્યાન ખેંચ્યું છે -વિવેચનકાર

૨. નિદાન એટલે નક્કી

આવી રીતે ભાવને તો રસાંગનું સ્થાન મળેલું હોઈ એનું મહત્ત્વ ભારે વધી જાય છે. પ્રશમસુંદરે દાન-શીલ-તપ-ભાવનું ચોઢાળિયું[1] બનાવી દરેકને મુખે પોતપોતાની મહત્તા કહાવી છે. છેવટે એ ચારે, ધર્મક્રિયાઓ જ્યારે પોતપોતાનો કેસ શ્રી વીરપ્રભુ પાસે રજૂ કરવા આવે છે અને કેસ ચાલે છે, ત્યારે સર્વ પોતપોતાના સ્થાનમાં સુયોગ્ય છે એમ જણાવે છે અને છતાં એનો આખો ઝોક તો ભાવ તરફ જ દેખાઈ આવે છે. દાન, શિયળ અને તપ ભલે, સારાં છે પણ, ભાવ વગર અકૃતાર્થ (અકારથ) છે એમ જણાવે છે. આવો ભાવનો મહિમા છે. ભાવ વગર ગમે તેટલાં દાન દેવામાં આવે, બ્રહ્મચર્ય પાળવામાં આવે કે મોટા મોટાં તપ કરવામાં આવે—એનું પૂરું ફળ બેસતું નથી. ભાવના અનેક દાખલાઓ આપવામાં આવ્યા છે. એનું વર્ણન અનેક સ્થાને કરવામાં આવ્યું છે અને એની અંતર્ગત બાર ભાવના તેમ જ મૈત્રી, પ્રમોદ, કારુણ્ય અને માધ્યસ્થ્યનો સમાવેશ થાય છે. એ સર્વ વિચારણા અન્યત્ર અનેક સ્થાને થઈ ગઈ છે. આવા વૈરાગ્ય મિત્રનું નામ ભાવ પાડવામાં આવ્યું છે. આ ભાવ સાથે ક્ષાયિક ભાવ આવી જાય, અને એ ભાવ તન્મય થઈ જાય એટલે કામ થઈ જાય છે.

ભાવ પાંચ પ્રકારના છે: ૧. ઔપશમિક ૨. ક્ષાયિક ૩. ક્ષાયોપશમિક ૪ ઔદયિક અને ૫. પારિણામિક. એનું વર્ણન કરવાનું આ સ્થાન નથી.[2] એ બહુ સમજવા જેવો વિષય છે. અન્ય પ્રસંગે તે વર્ણવવાની ભાવના રાખી અત્ર પ્રસ્તુત વાત એટલી કરીએ કે અજીવમાં ચાર પાંચ ભાવવાળા પર્યાયોનો સંભવ નથી, તેથી એ પાંચે અજીવનું સ્વરૂપ થઈ શકતા નથી. ઉપરના પાંચ ભાવ એકીસાથે બધા જીવોમાં હોય છે એવો નિયમ નથી. મોક્ષમાં ગયેલ મુક્તાત્માઓમાં ક્ષાયિક અને પારિણામિક એ બે ભાવ જ હોય છે. સંસારી જીવોમાં કોઈ ત્રણ ભાવવાળા કોઈ ચાર ભાવવાળા અને કોઈ પાંચ ભાવવાળા હોય છે. આવા પ્રકારના બે ભાવો ક્ષાયિક અને પારિણામિક જ માત્ર રહે અને બાકીના ભાવો જતા રહે એ આખા જીવનનો હેતુ છે. પણ તે સ્થિતિએ પહોંચવા માટે નિવૃત્તિ, સચ્ચારિત્ર, ત્યાગ, વિરાગના ભાવની જરૂર છે અને તે ભાવનું અત્ર વર્ણન છે; અને વૈરાગ્ય મિત્રને બીજું ઉપનામ આપ્યું છે તે આ ભાવ સમજવાનો છે. આમાં પ્રાસંગિક પણે પહેલો અધ્યાત્મભાવ પણ આવી જાય છે એ ધ્યાનમાં રહે.

એકેકો મોટો થાય ત્યારે તેનું નામ પાડવામાં આવે છે. ઉપશમ ભાવ ક્ષયોપશમ ભાવ અને ક્ષાયિક ભાવને સૂચવતું ભાવ નામ આ વૈરાગ્ય મિત્રનું પાડવામાં આવ્યું. આ ભાવને ઓળખવા માટે લોકપ્રકાશનો ભાવ અધિકાર જોઈ જવો. ત્યાં પૂર્ણ પૃથક્કરણ કર્યું છે. આ ભાવ મિત્રનો મહિમા મુખથી વર્ણવી શકાય તેમ નથી. પ્રભુ! મારા નાથ! આવા પ્રકારનો ભાવ મારામાં પ્રગટ કરો. આ ભાવ પ્રત્યેક હૃદયમાં સમાઈ રહેલ છે તેને

---

૧ જુઓ, જૈન પ્રબોધ પૃ. ૩૬૩–૪ ૪

૨ વિવેચન માટે જુઓ તત્ત્વાર્થભાષ્ય, અધ્યાય બીજો, સૂત્ર ૧–૬

બહાર લાવો. જ્યારે આત્મભાવ પ્રકટ થાય, મન લય પામી જાય, અંતરની આત્મદશા જાગી જાય અને પરમાત્મસ્વરૂપ પ્રાપ્ત કરવાની લેશ્યા આત્મનિમજ્જન થાય છે, ત્યારે પરભાવ પર મજૂ આવે છે અને ત્યારે બાહ્યાત્મભાવ દૂર ખસી જાય છે આવો ભાવ હે આનંદઘન પ્રભુ! મારામા પ્રગટ કરો, અંદર સમાઈ રહેલો છે તેને બહાર લાવો અને જેનું વર્ણન કરી ન શકાય એવા મહિમાવંત બેટાને હવે ઠરી ઠામ કરો, ગાદીએ બેસાડો, એનો અભિષેક કરો અને એનામા મને તન્મય કરો.

આત્માનુભવ કેવો હોય, ક્યારે થાય, કેમ થાય, તેનો અભ્યાસ યોગશાસ્ત્રના શ્રી હેમચંદ્રાચાર્યે છેલ્લા પ્રસ્તાવમા આપ્યો છે. એ સ્વાનુભવ પ્રભુ મારામાં પ્રગટ કરો; અને ઉપર વર્ણવ્યો તેવો બેટો પારકા માગી લીધેલા ઘરબાર કરી બેસી ગયેલા કુટુંબીઓને ખલાસ કરી મારા સાચા હિતેચ્છુઓને લઈ આવે તેમ કરો અને ભાવે ભાવના ભાવતા અંતે ભાવે કેવળજ્ઞાન થાય એમ કરો. એક વાર વસ્તુ-વિચારણા સત્સ્વરૂપે થશે, પરને પર તરીકે ઓળખી સ્વનો સ્વીકાર થશે ત્યારે આનંદ થશે, આપનું આનંદ નામ સાર્થક અને સાચુ થશે, અને મારા ઘટમા સમાઈ રહેલો ભાવ બહાર આવશે, એટલે હું પણ કરમી દીકરાનો બાપ ગણાઈ આનંદમા લય પામીશ. એ વખતના આનંદનું વર્ણન હેમચંદ્રાચાર્યે કર્યું છે તે શ્રદ્ધાથી વાંચ્યુ છે પણ હવે તો મારામા જ તે ભાવ પ્રગટ કરો અને મને અનંત આનંદમાં મેળવી દો. (૪)

આ પદના વિવેચનમા ઘણો વિસ્તાર થયો છે તેથી પૂર્ણાહુતિનું વિવેચન કરવામા આવ્યુ નથી; તે સમજુ વાચકે પોતાની મેળે ધારી લેવું (૧૦૫)

## ૫૬ એકસોછપ્પુ

ભૂમિકા—આ પદ નવીન જાતનું છે. એ જુદી ભાત પાડે છે. એની કૃતિ સંગ્રહમા મસ્તક રહે તેવું છે. તે પર યોગ્ય વિચારણા ઉપોદ્ઘાતમા થશે. પદનો ભાવ ખૂબ મજા આપે તેવો છે આ પદમાં શુદ્ધ ચેતના પતિદેવ ચેતનને ઉદ્દેશીને જાગ્રુ ગાન કરે છે. ચેતન જ્યારે વિભાવદશામાં હોય છે ત્યારે એની સરખામણી ભ્રમર સાથે કરે છે એની સ્વભાવદશામાં આવે તે તેના સત્તાગત ધર્મને અનુલક્ષીને તેને આનંદઘન અને પ્રભુ કહીને ઉદ્દેશે છે. ચેતનાના મુખમાં મૂકેલું આ પદ ભાવથી ભરેલું છે.

પાંચ ઇંદ્રિયના ત્રેવીશ વિષયો છે. સ્પર્શેન્દ્રિયના આઠ વિષયો—ગુરુ લઘુ, મૃદુ, ખરસટ, શીતળ, ઉષ્ણ, ચિકટ અને રૂક્ષ. આ આઠ પ્રકારના સ્પર્શ હોય છે રસેન્દ્રિયના પાંચ વિષયો છે—તીખો, કડવો, કષાયેલો, ખાટો અને મધુર. ઘ્રાણેંદ્રિયના બે વિષયો છે—સુગંધ અને દુર્ગંધ. ચક્ષુરિન્દ્રિયના પાંચ વિષયો છે વર્ણ પાંચ છે—કૃષ્ણ, નીલ, પીત, રાતો અને

લાગી ? શું રાગદ્વેષના સપાટાના આખરી પરિણામો ભયંકર લાગ્યા ? શું કષાય અને નોકષાયની તુચ્છતા સમજાણી ? પ્રાણી ગમે તેટલા વિષયો સેવે, એમાં એને ધરવ થતો નથી. જેમ લોભનો થોભ નથી, તેમ ઇંદ્રિયના ભોગો ભોગવાઈ રહ્યા અને જરા સમય ગયો કે પાછા તે ભોગવવા મન થયા કરે છે તેને બદલે આજે તારામાં ઉદાસીનતા કેમ ? શા માટે ? ક્યા ગુણે ? (૧)

सब कलियनको रस तुम लीना, सो क्यूं जाय निरासी ममरा ! किन० २

અર્થ—તેં તો બધી કળિઓનો રસ લીધો છે; એવો તું આજે વદન હતાશ કેમ થઈ ગયો છે ? (૨)

વિવેચન—દરેક પ્રાણીને કોઈ કોઈ વાર જીવનમાં આવા પ્રસંગો બને છે. તેને ચેતના ફરી વાર પૂછે છે કે મારા ચેતનરાજ ! તમે તો બધા ફૂલોનો રસ લીધો, તમારી પુદ્ગલાનંદી વૃત્તિને પૂબ પોષી અને તે માર્ગે ખૂબ ફાલ્યાફૂલ્યા અને આજે તમે વદન નિરાશ થઈને કેમ બેસી ગયા છો ?—ચેતનાનો આ પ્રશ્ન બહુ સ્વાભાવિક છે. આ સ્થિતિની પાછળ ત્રણ કારણો શ્રીમાન હરિભદ્રસૂરિ દ્રષ્ટાષ્ટકમાં વૈરાગ્ય અષ્ટકમાં બતાવે છે : દુઃખગર્ભિત, મોહગર્ભિત અને જ્ઞાનગર્ભિત વૈરાગ્ય.

(૧) ઇષ્ટવિયોગથી વિષયો તરફ અરુચિ થાય, બૈરી કે છોકરો મરી જાય અને ઉદ્વેગ થતા જે વૈરાગ્ય થાય તે વિષાદ અને દીનતાથી પૂર્ણ સ્થિતિ વ્યવહારમાં વૈરાગ્યરૂપે દેખાય, પણ ખરી રીતે એ આર્તધ્યાન જ છે. પૈસા ખોઈ બેસે, તેવા પ્રસંગોએ, અથવા વ્યાધિ વખતે કે સ્મશાનમાં જે વૃત્તિ થઈ આવે તે આ દુઃખગર્ભિત વૈરાગ્યની કક્ષામાં આવે છે.

(૨) સંસારને એકાંત નિત્ય માનીને અથવા એકાંત ક્ષણિક માનીને અથવા માત્ર અસત્‌ની માન્યતા ધારીને અજ્ઞાનજન્ય નિશ્ચયથી અથવા સંસારની અસારતા લેવાથી જે વૈરાગ્ય થાય તે અજ્ઞાન પર રચાયેલો હોવાથી મોહગર્ભિત વૈરાગ્ય કહેવાય છે. ચારુ જીવન ગાળતાં હોય અને જિતેંદ્રિય ઇંદ્રિયવાળા હોય, પણ એના પાયામાં અજ્ઞાન હોય તો એ વૈરાગ્ય આ કક્ષામાં આવે છે.

(૩) જ્ઞાનગર્ભિત વૈરાગ્યમાં આજુબાજુની તપાસ, વિચારણા, વસ્તુસ્વરૂપનું જ્ઞાન અને અન્યના રખડપટ્ટાનાં મૂળ કારણોનું સ્પષ્ટ જ્ઞાન હોય અને સંસારત્યાગની ભાવના થાય તે નિવૃત્તને જ્ઞાનગર્ભિત વૈરાગ્ય કહેવામાં આવે છે.

ચેતના પતિદેવને પૂછે છે કે આજે તમે નિરાશ દેખાઓ છો તેની પાછળ શું ભાવ છે ? તમને આજે વસ્તુસ્થિતિ સમજાણી છે કે માત્ર ઉપર ઉપરના કારણથી નિરાગતા

શબ્દાર્થ—કલિયનો = નવર ખીલેલાં ફૂલનો. લીનો = લીધો. સો = તેથી, તે (તું). નિરાસી = આશા-રહિત, અનાકાંક્ષ

બન્યા છો ! નિરાશામય સ્થિતિથી તમે છેતરાઈ જવા નહિ. એવા સ્મશાનવૈરાગ્ય ટકતા નથી. પાછી પુદ્ગળાનંદીપણાની ભાવના બનશે કે તમે હતા ત્યાંના ત્યાં થઈ જશો, અને કદાચ નિષ્ફળપણું પ્રાપ્ત કરી બેસશો તો થોડા પાછા પણ હઠી બેસશો. એવું હોય તો ચેતનજી વસ્તુસ્વરૂપ સમજી પુદ્ગળનો હેયભાવ વિચારી, પર્યાયભાવમાં રહેલો પલટનભાવ વિચારી અંતરથી વિરાગ આવ્યો તો જ તે સ્થાયી ટકશે અને અનંતકાળ પર્યંત ચાલે તેવો આનંદ આપશે. બાકી તમે મને બહુ મૂંઝવો છો, અને વારંવાર આવા વિરાગનો દેખાવ કરી પાછા સંસાર તરફ ચાલ્યા ગયા છો અને મને મૂંઝવતા ગયા છો—સુબુદ્ધિ, સદ્વિચારણા, સુમતિ, ચેતના આવી રીતે પતિદેવને જરા સન્મુખ થતાં દેખીને પૂછે છે. એના પૂછવામાં કટાક્ષ નથી, પણ ભૂતકાળના કડવા અનુભવોને અંગે થઈ આવેલી એની સ્વાભાવિક મનોવ્યથા છે (૨)

'आनंदघन' प्रभु तुमारे मिलनकुं, जाय करवत ल्यूं कासी ममरा ! विन० ३

અર્થ—મારા ચેતનરાજ ! મારા આનંદઘન પ્રભુ ! તમને મળવા માટે હવે તો કાશીએ જઈને કરવત મુકાવવું—એટલી હદ સુધી કરવા તૈયાર છું. (૩)

વિવેચન—એ ચેતનજીની અનંત આનંદમય આદર્શ દશાને યાદ કરીને આપ પત્નીને શોભે તેવા સ્વરૂપે છેવટે કહે છે કે હું તમારા ઉદાસીનપણાથી તો કંટાળી જાઉં તેમ નથી, પણ મારે મનથી આપને મળવાની ખૂબ તીવ્ર ઇચ્છા છે, મને તો એમ થયા જ કરે છે કે આ મારો વિરહકાળ ક્યારે છૂટે ! તમે જરા ઉદાસી દેખાઓ કે વિષયસેવનમાં ઓછા પડો કે પરાણે ત્યાગ કરતા નિરાશ દેખાઓ તેથી મને તમારા મેળાપની આશા થતી નથી. હું તો તમારા આગમની પ્રતીક્ષા કર્યા જ કરું છું કે મારા દેવ ક્યારે મારે મંદિરે પધારે અને આ દીર્ઘ કાળની વિરહવ્યથા મટાડે ! મેં તમારે માટે વલોપાત કરવામાં બાકી રાખી નથી, પણ તમે તો જોગી ભમરા; તમારે તો એક ફૂલેથી ઊડી બીજે બેસવું છે. આ આપની પત્નીને ફરી યાદ કરી નથી, મારા વિલાપ પર દયા કરી નથી ! આજે તમે ફૂલ પર બેસવામાં ઉદાસ દેખાઓ છો તેથી હું કાંઈ લેવાઈ જાઉં તેમ નથી. એવા ઉપાલંભો તો તને અનેક વાર કર્યા છે. હવે હું તો ખરેખર કંટાળી છું, પણ મારી પ્રીતિ તો એની એ જ છે. હવે તો મને એમ થાય છે કે કાશીએ જઈને કરવત મુકાવું ત્યાં જઈ માગણી કરું કે મારા પતિ મને વશ થાય તેવું જરૂર બની આવે. દૃઢ સંકલ્પ અને પ્રબળ પ્રયોગને પરિણામે ધારણા પાર પડતી જાય છે પણ એમાં જ્યારે પ્રાણી હારી બેસે છે ત્યારે આવા ઉપાયો થાય છે. કાશીએ જઈને કરવત મુકાવવું, ગિરનાર જઈ ભૈરવજપ ખાવો અથવા નગ્નાસ્નાન કરી તેમાં ડૂબી મરવાની પ્રાચીન માન્યતા હતી. એમ કરતી વખતે—આપઘાત કરતી વખતે—દૃઢ સંકલ્પ કર્યો હોય તો તે વસ્તુ પછીના જન્મમાં મળે. આવા અવિનિંદનીય વિચાર અને અંધવિશ્વાસને પરિણામે અનેક પ્રાણીઓ આત્મ

શબ્દાર્થ—મિલનકું = મળવા માટે. લ્યૂં = લઉં, તક પર્યંત. કાસી = બનારસ.

હત્યા કરતા એ વ્યવહાર માન્યતાનું રૂપક કરતાં ચેતના પતિદેવને કહે છે કે હવે તો કાશી જઈને કરવત મૂકાવાનું કામ કરું અને તેમ કરીને પણ તમને મળું, તમારી પ્રીતિપાત્ર થાઉં, તમારી સહચારિણી થાઉં—એવું મનમાં થયા કરે છે. (૩)

ઉપસંહાર—ચેતનદેવને ભ્રમર નામે સંબોધવામાં બહુ ઉચ્ચ આશય જણાય છે એ ભ્રમર સંસારરસી હોય ત્યારે વિષય ઉપર હરફર કરે છે અને એ જ ચેતન જ્યારે વિરાગી થાય છે ત્યારે અનુભવના મોગરા ઉપર બેસણું કરે છે એટલે ભ્રમરને નિરાશ અને ઉદાસી બનેલા દેખવાની તક લઈ સુબુદ્ધિ અંદરથી જોર કરી કહી બતાવે છે કે તમે વિષયથી તૃપ્ત થયા નથી, પણ આવા હતાશ થઈ ગયા છો તો તમને જણાવું કે આમ નકામા નિબળ ન બની બેસો, તમારી ભાર્યા તમને મળવા આતુર બેઠી છે અને તમારી પાસે આખો વખત હાજર રહેવા માટે ગમે તેવો ભોગ આપવા તત્પર છે.

કાશીએ જઈ કરવત મુકાવનારને અગે આદિનાથ પ્રભુના સ્તવનમાં શ્રી આનંદઘનજી મહારાજે કહ્યું છે કે પતિ પાછળ સતી થવા માટે કાષ્ઠની ચિતા પર આપ બળનાર સ્ત્રીને એ પતિ જ પરભવમાં મળે એવું કાંઈ નથી એ મેળો નવિ કહિયે સંભવે રે—આવા બાળમરણથી કાંઈ મેળા થાય નહિ, કારણ કે મેળો ઠામ ન થાય—એટલે અનેક પ્રકારે અપેક્ષાતા એવા અજ્ઞાન મેળાપને ઉત્તેજન આપવાની આ કાશીના કરવતની વાતનો સ્વીકાર નથી, માત્ર રૂપકરૂપે પ્રચલિત માન્યતાનું સૂચન કર્યું છે એનો આશય ગમે તેટલા ભોગે જ્ઞાનપૂર્વકનો વૈરાગ્ય પ્રાપ્ત કરી આત્મશોધ સાધવાની પ્રેરણા છે.

આ પદની કૃતિ જોતા તેની શૈલી નૂતન પ્રકારની લાગે છે તેમાં સીધો ઉપદેશ છે ધર્મની અસર ઉપર વધારે પડતો ભાર દેખાય છે અને કાશીના કરવતની વાત વગર મેળે દાખલ કરવા જેવા આડકતરી રીતે એ અતિ તુચ્છ પ્રથાનો સ્વીકાર થઈ જતો હોવાની વાત આનંદઘન જેવા સિદ્ધ યોગી કરે નહિ, એટલે આ કૃતિનું કર્તૃત્વ શંકાસ્પદ છે પણ એનો અંતર આશય પ્રેરક હોઈ વિચારણીય છે

ચેતન ઉદાસી થયો છે તેટલામાં ચેતના હતાશ થઈ જાય તેમ નથી. ક્યા ગુણે ઉદાસ થયો છે એ એની આખી પૃચ્છાનો આશય છે. આની પશ્ચાદ્ભૂમિમાં તત્ત્વજ્ઞાન હોય તો જ તેનું મૂલ્ય છે. આ આખું પદ ચેતના બોલતી હોય તો તેનો એક ભાવ એવો પણ સ્ફુરે છે કે ચેતના ભ્રમરના ગુંજારવના લક્ષ્ય અટકાવથી તૃપ્ત થતી નથી. ઘણી વાર આઈ ખાઈને આસક્તિમાં થઈ જવા ખાવા તરફ કંટાળો આવે છે એમ ભોગી મનુષ્યને કંઈ વાર વિષયસેવનથી કંટાળો આવે, એથી જરા પણ આનંદ પામવા જેવું નથી. આનંદમિલન તો અલગ ચીજ છે. એમાં ખૂબ તૈયારી જોઈએ. એના ત્યાનલક્ષિને ત્યાગ જોઈએ. એમાં વિવેકવિચારણા જોઈએ. એમાં સમ્યગ્જ્ઞાનપૂર્વકનો વર્તન જોઈએ. અને એના અંતરના રૂપનેગ્રહ, અને હેય-ઉપાદેયના સ્પષ્ટ વિચાર જોઈએ. ભ્રમરના ઉદાસીન ભાવથી ચેતના

વેચાઈ જાય તેમ નથી; એને તો ખરો ત્યાગ જોઈએ છે; એટલે એ તો ભમરાને પૂછે છે કે દેવાનુપ્રિય! તું ક્યાં ગુંથે અને શા માટે ઉદાસ થઈ બેઠો? અત્યારની બાહ્ય ત્યાગભાવની સ્થિતિમાં આનંદઘનના મિલનને અવકાશ નથી. એને માટે તો મશીનું કરવત ગુમાવવું પડે. અત્યારની સ્થિતિમાં મહાન પ્રયત્ન કરવો પડે અને તેમ થાય ત્યારે મિલન થાય. મશીનું કરવત ઉત્પ્રેક્ષા છે. એ વર્તમાન પરિસ્થિતિમાં મહાન પલટો માગે છે. આ આશય આ પદનો હોય એમ મને ભાસમાન થાય છે અને એ દૃષ્ટિએ વિચારી જોવા વિજ્ઞપ્તિ છે. આખું પદ વિચારણીય છે અને છેલ્લી ગાથા ખાસ વિચારણીય છે. (૧૬)

## પદ એકસોસાતમું

ભૂમિકા—આ પદ શ્રી ભીમશી માણેકની ચોથી આવૃત્તિ (આનંદઘન બહોંતેરી)માં ૧૦૭મા પદ તરીકે આપ્યું છે. પં. ગંભીરવિજયજીએ એનો અર્થ કર્યો નથી, કારણ કે એમની પાસે બહોંતેરીની જે નકલ રાખવામાં આવી હતી તે આવૃત્તિમાં આ પદ મુદ્રિત થયેલ નહોતું. તેમાં ૧૦૫ પદ હતાં. અને વૈરાગ્ય ચિટાવાળા પદથી એની પૂર્ણાહુતિ થતી હતી. નીચે અર્થ બેસાડવા પ્રયત્ન કર્યો છે તેની જવાબદારી બહુ અંશે મારી પોતાની છે.

આત્મા—ચેતનરાજ ઉન્નત સ્થાન પામતો જાય ત્યારે એનામાં વિકાસ વધતો જાય છે. અને વિકાસમાર્ગનું પણ એવું છે કે એ એક વાર વધવા માંડે ત્યારે કૂદકે ને ભૂસકે એમાં પ્રગતિ થતી જાય છે. મિથ્યાત્વમાંથી સમ્યક્ત્વ થતાં અનેક ભવો વહી જાય છે અને વળી વાર ગુણપ્રગતિના એક એક પગથિયે ચઢતાં હજારો—લાખો ભવો થઈ જાય છે. પણ એક વાર રસ્તો હાથમાં આવી ગયો ત્યાર પછી પ્રગતિ ભારે ઝડપથી આગળ વધે છે. એને માટે એક ધક્કો જ બસ થયો! સાતમા ગુણઠાણાથી તેરમા સુધી પહોંચતાં પ્રાણીને માત્ર બે ઘડીનો કાળ લાગે છે—એકે ગુણની નજરે જોતા એ બંને ગુણસ્થાન વચ્ચે કેટલો મોટો અંતર છે. પ્રાણી પડવાઈ[1] થઈ નીચે ઊતરતો જાય ત્યારે જેમ એ ઠેઠ મિથ્યાત્વદશા સુધી ખેંચાઈ જાય છે તેમ જ જ્યારે એની પ્રગતિ થવા માંડે છે ત્યારે એ ખૂબ ઝડપથી આગળ પણ વધે છે. માર્ગાનુસારીના ગુણોથી એ ત્યાગમાર્ગે આવે, દ્રવ્ય શ્રાવક ભાવ શ્રાવક, દ્રવ્ય સાધુ, ભાવ સાધુ અને પછી તો ઝપાટાબંધ ક્ષપકશ્રેણી, ધર્મ-શુક્લ ધ્યાનના પાયાઓ અને શૈલેશીકરણ—એમાં ઉત્તરોત્તર પ્રગતિ કરતો જાય છે અને મન પર વિજય મેળવી એ અસાધારણ વીર્ય ફોરવી આગળ વધે જાય છે. આવા પ્રગટ થતા ચેતનરામને ઉદ્દેશીને આ પદ લખાયેલ છે. વાત એ છે કે એક વાર પ્રાણી રસ્તે ચઢી ગયો, એની કર્મની ગ્રંથિનો ભેદ થઈ ગયો, પછી એની પ્રગતિ થયા કરે છે.

પ્રગતિ કરનારની ગ્રંથ ઓળખાવતી જરૂર હોય છે. કેટલાક પ્રાણીઓ કીડીને વેગે ધીમે ધીમે આગળ વધે છે અને એક એક સ્થાનમાં ઘણો લાંબો કાળ કાઢે છે અને

૧ પ્રતિપાતી, પતનોન્મુખ

પ્રકારની જ્ઞાનવસંત ખીલે ત્યારે અનેરો આનંદ થાય છે તે જણાવવાની ખાસ્સે જ જરૂર હોય. આનંદઘનજી મહારાજ અત્યંત આ દૃષ્ટિએ દિવ્ય નયન કહે છે એવા પ્રકારના નયનને લઈને જે માર્ગદર્શન થાય તે દિવ્ય કહેવાય છે અને તેની સંપૂર્ણ પ્રાપ્તિ તો કેવળજ્ઞાન સાથે થાય છે એની વિચારણા બીજા અજિતનાથ ભગવાનના સ્તવનમાં વિસ્તારથી યોગિરાજે પોતે જ કરી છે અને આપણે તેને યથાસ્થાને વિચારશું. એ નયનની પ્રાપ્તિ થઈ નથી, પણ એ માર્ગે ગમન શરૂ થયું છે તે વખતે અંતર આત્મા કેવો અનુભવ કરે તેનું અત્ર વર્ણન છે આ વર્ણન વિચારતાં જ્ઞાનાનંદની લહેર કેવી જામે અને આનંદપ્રદ હોય છે તેનો ખ્યાલ થશે. જ્ઞાન તો ખરો પ્રકાશ છે એની મહત્તા અપૂર્વ છે. વસંત ઋતુમાં ભમરાનો ગુંજારવ સાંભળ્યો હોય તો તેનો ખ્યાલ આવે. એ પોતાના પૂર્ણવિકાસથી ખીલતી ઉપરથી ગુલાબ પર અને ત્યાંથી કમળ પર ગુંજન કરતો જાય અને એના વિહારમાં કોઈ જાતની અટકાયત ન થાય, એવી રીતે જ્ઞાનવિશેષોની વસંત ખીલે છે ત્યારે ચેતનરાજ સમ્યગ્જ્ઞાનના પ્રસ્તાવોમાં અહીંતહીં સમતાપૂર્વક પણ નિરંકુશપણે ગુંજન કરે છે અને એમાંથી નિજાનંદ અનુભવે છે એવે પ્રસંગે તત્ત્વની વ્યાખ્યા કે જીવ અજીવનો સંબંધ કે કર્મ અને ચેતનનો સંબંધ વિચારવામાં આવે, કે લોકરંજન, લોકોત્તર રંજનના પ્રશ્નો પર સાપેક્ષ દૃષ્ટિએ વિચાર કરવામાં આવે, કે સાધનધર્મોની સાધ્યતા પર જુદા જુદા દૃષ્ટિબિંદુથી મૂલ્યાંકન કરવામાં આવે, ત્યારે અંદર જે આનંદ થાય છે, જે શાંતિ થાય છે જે સ્વરૂપાભાસ થાય છે તે અદ્ભુત છે અને અનુભવગમ્ય જ છે. આવી જ્ઞાનવસંત હે વિશો! તમારી ખીલી છે. તમારા સંસર્ગે તમારા સાથીની એવી જ રીતે ખીલે એવી સહજ ઇચ્છા મારામાં જાગૃત થઈ છે. એ સ્વરૂપાનંદનો ખ્યાલ કરું છું ત્યારે મધુકરનો ગુંજારવ નજરે પડે છે અને તેની સાથે દશા થાય એવો આદર્શ મારી સંમુખ ખડો થાય છે.

સાહિત્ય અને સંગીતરસિકોએ જસવિલાસ વિનયવિલાસ, જ્ઞાનવિલાસ શબ્દો જરૂર સાંભળ્યા હશે. જ્યારે અંદરથી જ્ઞાન ચાલતું હોય, તેવે વખતે ચેતનરાજ જે અપાર શાંતિ અનુભવે અને આંતર ગુંજન કરાવે તેને વિલાસ કહેવામાં આવે છે. ઉપાધ્યાય શ્રી યશોવિજયજીના એવા વિલાસને જસવિલાસ કહેવામાં આવે છે, ઉપાધ્યાય શ્રી વિનય વિજયજીના એવા આંતર આનંદને 'વિનયવિલાસ' કહેવામાં આવે છે, અને જ્ઞાનવિમળસૂરિના એવા સ્વૈરવિહારને જ્ઞાનવિલાસ કહેવામાં આવે છે. એવા પ્રકારના વિલાસો જે કોઈ ચેતન કરે તે વખતે તે જ્ઞાનવિશેષો થતો જાય છે અને એની જ્ઞાનવસંત વધારે ખીલતી જાય છે. એ વખતે મનભ્રમર જે સુખવાસમાં વસે છે તેનું અત્ર વર્ણન કર્યું છે. (૧)

दिन बडे भए वैरागभाव, मिथ्यामति रजनीका पटाव सुम० २

શબ્દાર્થ—દિન = દિવસ, (સૂર્ય ઊગ્યાનો સમય). બડે = મોટા, લાંબા. વૈરાગભાવ = વૈરાગ્ય (એ ભેદાન્ત જ્ઞાન માટે જુઓ પદ ૧ પ૩). મિથ્યામતિ = કુમતિ, દુર્મતિ, આત્મ-પરાયણની વિરુદ્ધ વાસની બુદ્ધિ. રજની = રાત્રિ (અંધારાનો સમય, તમો). પટાવ = કરી ગઇ, નાશ થયું

**અર્થ**—વૈરાગ્યભાવરૂપ દિવસ મોટો મોટો થવા લાગ્યો અને મિથ્યામતિ-દુર્મતિરૂપ રાત્રી ઘટતી થતી ચાલી—નાની નાની થતી ચાલી. (૨)

**વિવેચન**—જ્ઞાનવસંત ફૂલે ત્યારે બીજું શું શું થાય તે પણ વિચારવા યોગ્ય છે. વસંતઋતુમાં દિવસ ઉત્તરોત્તર મોટો થતો જાય છે અને રાત્રી ધીમે ધીમે તેના પ્રમાણમાં નાની થતી જાય છે. કુદરતની આ લીલા નજરે દેખાય છે; તેમ જ્યારે ચેતનનો વસંતકાળ ખીલે ત્યારે વૈરાગ્યભાવ વધતો જાય છે. વધારે વધારે સ્થિર, ઊંડો અને પાકો થતો જાય છે. વૈરાગ્યભાવ'નો કાંઈક ખ્યાલ આપણે ૧૦૫મા પદમાં કરી ગયા. અવધૂ વૈરાગ્ય બેટા જાયા એની વિચારણા કરતી વખતે ભાવ નામ એ બેટાને આપ્યું અને એ ભાવનું વર્ણન કર્યું ન જાય એ ભાવ બતાવી એ વૈરાગ્યભાવ પ્રકટ કરવા વિજ્ઞપ્તિ કરી. એ વૈરાગ્યબેટો તે વખતે તો માત્ર જ ન્હાનો જ હતો, પણ ત્યાર બાદ જ્યારે ચેતનનો જ્ઞાનવસંતકાળ ખીલે, ત્યારે એ વધતો જાય છે. આ વૈરાગ્ય, જેનું અત્ર વર્ણન કરવામાં આવ્યું છે તે જ્ઞાનગર્ભિત વૈરાગ્યની વાત છે એમ ધ્યાનમાં રાખવું. એમાં મોહ કે દુઃખગર્ભિત વૈરાગ્યને સ્થાન નથી. વૈરાગ્યભાવ જેમ જેમ વધતો જાય તેમ તેમ ચેતનની આખી અવલોકન દૃષ્ટિમર્યાદામાં મોટો ફેરફાર થઈ જાય છે. જેને એ પોતાનાં માનતો તેનો અને પોતાનો ખરો સંબંધ તેના જાણવામાં આવે છે અને સુંદર પરિણામપૂર્વક સાચી આધ્યાત્મિકતા અંદર જામતી જાય છે. એમાં પછી ઉપર ઉપરના વ્યવહારને કે બાહ્ય ઉપચારને સ્થાન રહેતું નથી. વૈરાગ્યભાવની તો ખરેખર બલિહારી છે! એ થાય એટલે પ્રાણીનો જીવનપલટો થઈ જાય છે. આમાં બાહ્યાભાસ કે દંભને સ્થાન નથી. સાચો વૈરાગ્ય થયો એટલે પછી સીધી પ્રગતિ થતી જાય છે. પરિસ્થિતિ પલટો ખાઈ જાય છે અને આનંદ અને લહેરની જમાવટ થતી જાય છે. જ્ઞાનવસંતમાં આ રીતે દિવસ મોટો મોટો થતો લાગ્યો અને ખોટી બુદ્ધિરૂપ રાત હતી તે નાની નાની થવા માંડી. મિથ્યામતિવાળા વર્તન અભણ કે લોક હોય છે એમ સમજવાનું નથી, પણ તેઓને સમ્યગ્જ્ઞાન ન હોવાથી તેમનામાં ભારે અવ્યવસ્થા જામેલી હોય છે અને મોહ દેખીતા લાભમાં ફસાઈ તેઓ પરમ સાધ્યને વીસરી જઈ આડે માર્ગે ઊતરી જતા હોય છે. આવા પ્રકારની મિથ્યામતિ એ ખરેખર રાત્રી જ છે. એમાં અંધકારની પ્રચુરતા જ હોય છે અને એમાં અંધારામાં ફાંફાં જ મારવાનાં રહે છે. જ્યારે જ્ઞાનવસંત ખીલે છે ત્યારે સાચી બુદ્ધિ જામતી જાય છે. પૂર્વગ્રહો છૂટી જાય છે અને અંદરથી સાચા નિર્ણયો થાય છે. અને પછી તો સમકિતનાં મૂળ ભૂલ્યો પ્રાપ્ત થાય છે, એનો વિકાસ વધતો જાય છે અને વૈરાગ્યભાવ સાથે સમ્યગ્જ્ઞાન વધતાં ત્યાગ, સંયમ અને અહિંસાની જ્યોતિ આગળ વધતી જાય છે. (૨)

**बहु फूली फली सुरुचि बेल, ग्याता जन समता संग केल ॥ बुम० ३**

---

પાઠાંતર—ફલી-ફેલી. ગ્યાતા-ગ્યાતા

શબ્દાર્થ—બહુ = ખૂબ. ફૂલી ફલી = વધી અને ફાલી ફૂલી થઈ. સુરુચિ = પ્રેમ, સારી રુચિ, સારો ભાવ. બેલ = વેલા, વાંની ને ફેલાતી અથવા બિમે મળતી નવી જાતની. ગ્યાતા = જ્ઞાતા, જાણે પણ, જ્ઞાન. સંગ = સાથે, સોબત. કેલ = કરે છે

**અર્થ**—(એ ઋતુરાજમાં) સુરુચિરૂપ વેલડી ખૂબ વધી અને ફળવતી થઈ અને એમાં બહુતર પુરુષો સમતા (સ્ત્રી)નો સંગ કરતા રહ્યા. (૩)

**વિવેચન**—વસંતઋતુમાં આખી વનસ્પતી ફાલે-ફૂલે છે; તે વખતે વેલડીઓ સૌથી વધારે ખીલે છે. જેમ વેલ વસંતઋતુમાં ફાલે-ફૂલે અને ફળે છે તેમ જ સુરુચિરૂપ વેલડી જ્ઞાનવિભુના પ્રતાપે તેના વસંતકાળમાં ફાલે-ફૂલે છે. આ પ્રમાણે હકીકત હોઈ સુરુચિ એ શી વસ્તુ છે તે જરા આલેખી લઈએ. ધર્મ તરફ સારી રુચિ એટલે સુરુચિ. એ જેનામાં હોય તેને અંગે શાસ્ત્રકારે ત્રણ લિંગ (ચિહ્નો) બતાવ્યાં છે.

(અ) **શ્રુતઅભિલાષ**—ધર્મ સાંભળવામાં પ્રીતિ. સાકર અને દ્રાક્ષમાં જીભને લાગે તે કરતા વધારે મધુરતા ધર્મશ્રવણમાં લાગે. યુવાન વય હોય, સમાનધર્મી રૂપાળી સ્ત્રી હોય, પરસ્પર પ્રેમ હોય, તેને દિવ્ય મધુર ગાન સાંભળવામાં જેટલો આનંદ થાય તેથી વધારે રસ ધર્મશ્રવણમાં થાય એ રુચિનું પ્રથમ ચિહ્ન છે.

(આ) ધર્મ તરફ એની ઇચ્છા અતિ વિશિષ્ટ હોય. માણસ ભૂખ્યો હોય, ચાર દિવસથી અન્નને અને દાંતને વેર પડ્યું હોય, તેવો માણસ ભોજન મેળવવાની જેવી ઇચ્છા કરે તેવી તીવ્ર ઇચ્છા ધર્મ તરફ થયા કરે એ રુચિનું બીજું ચિહ્ન જાણવું.

(ઇ) એ રુચિવાન જીવડો દેવ કે ગુરુની વૈયાવચ્ચ એટલી સારી રીતે અને ખંતપૂર્વક કરે કે જ્યારે જ્યારે એને તક મળે ત્યારે ત્યારે વગર આળસે કે વગર વિલંબે બીજાં કામ છોડી એની આસનાવાસના કરવામાં મંડી જાય.

આવાં ચિહ્નોથી પ્રાણીમાં ધર્મરુચિ જાગી છે અને જામી છે કે નહિ તેનો નિર્ણય થાય. આવા પ્રકારની રુચિરૂપ વેલડી ઉત્તરોત્તર વધારે વધારે ફાલતી જાય. આ પ્રમાણે જ્ઞાનવિભુની વસંત ફાલતી જાય. રુચિ અને સદ્દહણા એક જ ચીજ છે. અને એ વસંત ફાલે ત્યારે જ્ઞાનવિભુ-જ્ઞાનવાન ચેતન-સમતા સાથે વધારે વધારે સંગતિ કરતો જાય, એને સમભાવમાં વધારે વધારે રસ પડે, અને એને એકસરખી શાંતિ પ્રાપ્ત થાય. સમતામય મન-વચન-ક્રિયાનો પરસ્પર મેળ જામે, અને ઉદ્વેગ, કંટાળા કે અવ્યવસ્થાનો અંત આવી જાય. અંતરની સમતા વગર પ્રાણી ગમે તેટલી બાહ્ય ક્રિયા કરે, પણ તેની ભૂમિકાની શુદ્ધિ થયેલ ન હોવાને કારણે એ કચરાવાળી ભૂમિ ઉપર લીંપણ કરવા જેવું થાય છે અને એમાં ખરા પ્રયાસની નિષ્ફળતા પ્રાપ્ત દેખાય છે, એટલે જ્યારે જ્ઞાનવસંત ખીલે ત્યારે એક અજબ પ્રકારની સમતા અંદર જામતી જાય છે કે એનો આખો આકાર જ ફરી જાય છે. એની દુન્યવી દૃષ્ટિમાં મોટો ફેરફાર થઈ જાય છે. એના વિચાર અને વર્તનમાં ચોખ્ખાઈ આવી જાય છે. મન-ગપાટા અને આપવડાઈ તરફનું એનું વલણ નરમ પડે છે. આ સર્વ જ્ઞાનવસંતની ખિલવણીનું પરિણામ છે. (૩)

जानत वानी पिक मधुर रूप, सुर नर पशु 'आनंदघन' सरूप   तुम० ४

**અર્થ**—વાની-ભાષારૂપ કોયલ અથવા કોયલરૂપ ભાષા મનોરંજક સ્વરૂપને ધારણ કરે છે અને દેવ, મનુષ્ય તથા તિર્યંચો સાચા આનંદસમૂહનું રૂપ ધારણ કરી રહ્યા છે : આવી તમારી જ્ઞાનવસંત ખીલી છે (૪)

**વિવેચન**—વસંતઋતુમાં કોયલનો સ્વર અતિ મધુર આકાર ધારણ કરે છે. એ સ્વરમાં આનંદ છે શાંતિ છે અને ગેયતા છે. વિશેષ તપાસને પરિણામે માલૂમ પડ્યું છે કે આપણે કોયલને સ્ત્રી કલ્પીએ છીએ, પણ જેના સૂરની આપણે પ્રશંસા કરીએ છીએ તે કોયલ સ્ત્રી-નારી નથી, પણ તે કોયલ જાતનો નર છે અને એ નરનો સૂર જ જગતમાં ખૂબ શાંતિ આપે છે અને નીરવ જગતને જાગતું કરે છે. આ કોયલના નરને કવિઓ 'પિક'ને નામે ઓળખે છે. પિક એટલે નર-કોયલ સમજવો. વાની એટલે ભાષા, વાણી. ચેતનરાજની વસંત બરાબર ખીલે ત્યારે વાણીરૂપ કોયલ મધુર રૂપને બરાબર જાણે છે, કારણ કે વૈરાગ્યભાવ વધવા માંડે, મિથ્યાબુદ્ધિ ઘટતી જાય અને ચિદ્રૂપની સદ્દહણા વધે અને સાચી માલૂમ સમતા સાથે સંગતિ કરવા માંડે એટલે ભાષા મધુર રૂપને બરાબર જાણી જાય. એ તો વસંતવિકાસનું અનિવાર્ય પરિણામ છે.

અને આવો વસંતકાળ જામે ત્યારે દેવ મનુષ્ય કે તિર્યંચો આનંદસ્વરૂપ ધારણ કરે છે. સાર્વજનિક એકતાનો સાક્ષાત્કાર થાય છે અને અનંત જ્ઞાનમાં સર્વનો જ્ઞેય તરીકે સમાવેશ થઈ જાય છે. ચેતનની આ સ્વરૂપએકતા અને અનંતઆનંદમયદશા બરાબર જાણવામાં અને જીવવામાં આવે ત્યારે જ્ઞાનવિભુની વસંત બરાબર ખીલી છે એમ સમજવું (૪)

**ઉપસંહાર**—આ આખા પદમાં મધ્યવર્તી વિચારણા સુરુચિ-કેળવણીની છે. એના કેન્દ્ર સ્થાને સદ્દહણા છે. એમાં ચેતનના અનંત ઉત્થાનોની પાછળ ભૂમિકા દર્શનમોહનીયના નાશની છે અને ચેતનનો વિકાસ થવા માંડે ત્યારે એની અનેક દિશાએ પ્રગતિ થવા માંડે તેનું અત્ર ઘણું સૂક્ષ્મ પણ ભાવવાહી ચિત્ર રજૂ કરવામાં આવ્યું છે. દુન્યવી દૃષ્ટિનો વિકાસ અને જ્ઞાનવિશેષોનો આંતર (આત્મિક) વિકાસ તદ્દન તદ્દન જુદા પ્રકારના જ હોય છે. દુનિયાનો વ્યવહાર ધન કુટુંબ કે વ્યવહારના વધારામાં કેન્દ્રિત થઈ જાય છે; જ્યારે આત્મવિકાસ સાધ્ય થાય ત્યારે તેથી વધારે જગતની વાત માનસિક ઉત્થાનો બંધ પડતાં જાય છે અને ઊડવાને બદલે સુખમાં વસવાનું થાય છે. વીતરાગભાવ પ્રાપ્ત કરવાના અભ્યાસકાળમાં વિરાગભાવની પ્રચુરતા થતી જાય છે. કુબુદ્ધિ કે ખોટી વિચારધારા પર કાબૂ આવતો જાય છે અને સાચી રુચિ વધતી જાય છે તેમ જ સમતા સાથે સંબંધની

---

પાઠાંતર—જાનત—વાનત

શબ્દાર્થ—જાનત = જાણે જ વિચારે છે. ધારણ કરે છે. વાની (વાણિ) = બોલી, વાણી, ગીર, સરસ્વતી. પિક = કોયલ. પીક = ધૂંક. થાપે મોંમાં પાનતમાકુનો રસ. સુર = દેવતા. પશુ = તિર્યંચ. મધુર = મનોરંજક, મીઠું.

પ્રાપ્ત થતી જાય છે. આ આત્મવિકાસ કરવો એ સાચું જીવન છે. જીવનની સફળતા છે. એનું વિસ્તારથી વર્ણન કરતાં ઉપાધ્યાય શ્રીમદ્ યશોવિજયજી એક પદમાં જણાવે છે કે "સમતા-રસના પાનમાં જ્યારે ચિદાનંદની મોજ અહર્નિશ ચાલતી હોય છે ત્યારે તન અને મનની દુવિધા ચાલી જાય છે, પોતાની સર્વ દીનતાનો છેડો આવી જાય છે" અને પછી આગળ વધતાં કહે છે કે "પ્રભુગુણના અનુભવરસની આગળ–સરખામણીમાં–બીજો રસ આવતો નથી"[1] આવી અદ્ભુત રસદશા જ્યાં અહર્નિશ ચાલે ત્યાં પછી બાહ્ય ભાવને સ્થાન જ શું હોય? ત્યાં તો જે આનંદનો સાક્ષાત્કાર થાય છે તે કોઈને ઢીપા–કળ્યો જાય તેમ નથી. આવી જ્ઞાનવસંત ફૂલે અને ફળે એવી ભાવના સાચા સાધુની હોય છે.

આ પદના કર્તૃત્વ સંબંધી વિચારણા યથાસ્થાને કરવામાં આવશે. સાચા સાધુને તો એના ભાવ સાથે કામ છે. કર્તા ગમે તે હોય, તે હકીકત તેને મૂંઝવતી નથી. સાહિત્યની નજરે એ વાત કેટલાક અગત્યની ગણે છે, તેમની જિજ્ઞાસાતૃપ્તિને કામ આપે તેવી સામગ્રી પણ પૂરી પાડવા પ્રયત્ન કરવો જોઈએ, પણ તેમ કરવા જતાં આખો પ્રક્રમભંગ થવા દેવો ન ઘટે. તેથી એ આનંદઘન અને આનંદસ્વરૂપ માટે આનંદ શબ્દ પર સામાન્ય વિવેચન વિચારવા વિજ્ઞપ્તિ છે. આ અપૂર્વ આનંદ સ્વરૂપમાં તન્મયતા થવી એ વિશુદ્ધ, વિશિષ્ટ નિજાનંદ છે અને એને પ્રાપ્ત કરવાના સર્વ પ્રયત્ન કોઈ અધ્યાત્મરસિકનું તે પરમ સાધ્ય છે તે પ્રાપ્ત કરવા જ્ઞાનવસંત ફળે–ફૂલે અને ફાલે તે માર્ગે આપણે પ્રગતિ કરીએ. (૧૭)

## ૫૯ એકસોઆઠમું

ભૂમિકા—આ પદને અંગે પં. ગંભીરવિજયજીએ લખાવેલ નોટ્સમાં જણાવ્યું છે કે આ પદ સુરદાસનું છે. એની કૃતિ રચના અને શૈલી જોતાં એ આનંદઘનજીનું હોય તેમ જણાતું નથી. એનો ભાવાર્થ સુંદર છે તેથી કૃતિ સંબંધીની ચર્ચા યોગ્ય સ્થાન પર મુલતવી રાખી અહીં માત્ર ભાવાર્થદૃષ્ટિએ એનું રહસ્ય વિચારી જઈએ. ગમે તેની કૃતિ ઉપર સમ્યગ્ વિચારણા કરવામાં આવે તો તેમાંથી વિચારક હોય તે સારતત્ત્વ સમજી શકે છે. એ દૃષ્ટિ ધ્યાનમાં રાખી આપણે આ પદનો ભાવ સંક્ષેપમાં સમજી જવા પ્રયત્ન કરીએ.

દરેક મત કે સંપ્રદાયમાં અન્ય સંપ્રદાયવાળાની સોબત ન કરવી, તેનો પરિચય ન વધારવા અને તેના વધારે પડતા વ્યાવહારિક સંબંધમાં ન આવવા સૂચન કરેલ હોય છે. તેમાં કોઈ કોઈ વાર વ્યાવહારિક બબ્બુવૃત્તિ પણ હોય છે એટલે કે પોતાના વાડાવાળો બીજા વાડામાં ચાલ્યો ન જાય એ ઇચ્છા હોય છે પણ એ ઉપરાંત એક બીજી વૃત્તિ પણ હોય છે. દરેક પ્રાણી પોતાને માટે ધર્મમાર્ગનો નિર્ણય કરી શકે તેટલા શક્ત

૧. જયવિલાસ, પદ સોળમું ... હમ મગન ભયે પ્રભુ ધ્યાનમેં

જ્ઞાન અને રહસ્યશોધનનું મુશ્કેલ કાર્ય કરી શકે તેટલી આવડતવાળા હોતા નથી, અને ઘણી વાર બાહ્ય દેખાવ, વૃત્તિને આક્ષેપ કરે તેવી ચર્ચા અને બહુધા વિતંડાવાદમાં ફસાઈ જનારા હોય છે. આવાં પ્રાણીને ચેતવણી આપવા માટે પણ આવો પ્રતિબંધ હોય છે. ઉત્કટ બુદ્ધિશાળી પ્રાણી ચર્ચા કરી સત્યશોધનના પ્રયત્ન કરે તે એક વાત છે અને ઉપર ચોટિયા ચર્ચા કે વરઘોડા, મહોત્સવ કે જમણમાં અટવાઈ જાય એ બીજી વાત છે, અને આ મધ્યમ કક્ષાના પ્રવાહમાં પડેલા અને પડખેઅડખે ચીત હોય તેનો આધાર લઈ ચેલા માફક વિભ્રમપથમાં પડી જનારા પ્રાણી ઘણી મોટી સંખ્યામાં હોય છે તેને ઉદ્દેશીને આવી વિચારધારાની રચના થઈ છે અને થાય છે.

પ્રાણીને વ્યાપારી મિત્રો મળે તો ત્યાં વેપારની વાતો જ ચાલે, અને જુગારી મળે ત્યાં છક્કાપંજાના જ દેકારા દેવાય. સોબતની અસર વર્તન—ચારિત્ર ઉપર પડ્યા વગર રહેતી નથી. મોટે ભાગે સમાન શીલ વ્યસન અને ધર્મવાળાની સોબત જ જામે છે, અને તેથી સંગતિ પસંદ કરવામાં ખૂબ સંભાળ રાખવી જરૂરી છે, અને એ સંબંધી ચર્ચામાં જે ચેતવણી આપવામાં આવી છે તેમાં સાંપ્રદાયિકતા સાથે જરૂરી સૂચનાના ભાવો પણ હોય છે એ ધ્યાનમાં રાખવું. ધર્મપ્રિય પ્રાણીનો અધર્મી સાથે સંબંધ ટકી શકે નહિ, સત્ય બોલનારનો સંબંધ જૂઠું બોલનાર સાથે જામે નહિ અને શાહુકાર અને ચોરનો મેળ ખાય નહિ. અમુક પ્રાણી કેવો છે તે જાણવા માટે તેના મિત્રોને ઓળખીએ તો તેનું વર્તન જાણી–સમજી શકાય છે, એટલા માટે વધારે સારા અને ચારિત્રશીલનો પરિચય કરવાની વારંવાર સૂચના કરવામાં આવી છે

પ્રાણી નિમિત્તવાસી છે, એ આજુબાજુના સંયોગોને ઘણી વાર આધીન થઈ જાય છે. સંયોગ પર સામ્રાજ્ય ભોગવનાર બહુ થોડા હોય છે. નિમિત્તને આધીન થઈ જનારની સંખ્યા મોટી છે અને પોતાની વિચારણા પર મદાર બાંધી આખો જીવનપંથ યોજનાર અને અનુસરનાર બહુ થોડા જ હોય છે. આ વસ્તુસ્થિતિ હોઈ પ્રાણી નકામી અથડામણ કે માથાકૂટમાં ન પડી જાય તેટલા ખાતર તેને તેના સંયોગો સુધારવા અને નમે તેવાની સંગતિમાં ન પડી જવાની સૂચના આ પદમાં કરી છે. તેમાં સાંપ્રદાયિક ભાવના કરતાં પ્રાણીના હિતની દૃષ્ટિ સવિશેષ હોય એમ સંબંધ ઉપરથી જણાય છે. આટલી પ્રસ્તાવના આ પદની વિચારણાને અંગે વિચારસ્પષ્ટતા ખાતર કરી. સુરદાસ કે આનંદઘનમાં સાંપ્રદાયિકતા નહોતી એ તો એમની આખી વિચારધારાના અભ્યાસીને જણાવવાની ભાગ્યે જ જરૂર હોય. કબીર ગાય રામ રહીમ, કૃષ્ણ કરીમ સમાન તો આનંદઘન ગાય રામ કહો, રહેમાન કહો કોઉ, કાન કહો મહાદેવ રી (પદ ૬૭મું) અને સુરદાસે હરિભક્તિના પાણી જનતાને પાયા, ત્યાં સાંપ્રદાયિક ભાવના ન જ હોય. આ દૃષ્ટિએ આ પદ વિચારી જઈએ.

પદ[1]

तज मन हरिविमुखनको संग
जाके संग कुबुद्धि उपजत है, परत भजनमें भंग    तज० १

અર્થ—હે મન! જે પ્રાણી હર (હરિ–કૃષ્ણ)થી ઉપરાંઠા કે વિમુખ હોય તેની સોબત છોડી દે. કારણ, જેની સોબતથી માઠી બુદ્ધિ ઉત્પન્ન થાય છે અને ભજનમાં ભંગ પડે છે (તેની સોબત કરવી ન ઘટે.) (૧)

વિવેચન—આ પદમાં ઉપદેશ આપે છે કે હે મનડા! તું જે પ્રાણી હરથી વિમુખ હોય તેનો સંગ છોડી દે. હર શબ્દનો અર્થ તો શંકર થાય છે અને સુરદાસનું આ પદ હોય તો હરિવિમુખન શબ્દ વધારે સુયોગ્ય લાગે, કારણ કે સુરદાસમાં હરિભક્તિ રસભર થતી દેખાય છે. જે પ્રાણી હરિથી વિમુખ હોય, જે પ્રભુભક્તિના સમય કે ભક્તિના વ્યયને નકામો માનતા હોય, તેવાની સોબત તું મૂકી દે. તારે તો તારું ભવિષ્ય સુધારવું હોય તો હરિવિમુખ પ્રાણીને ઓળખીને પણ તું ભીડવીશ નહિ. એટલા માટે હર શબ્દ અહીં સાંકેતિક સમજવાનો છે. જેનો જે આદર્શ હોય, જેના જે પૂજ્ય હોય, તેનાથી વિમુખ થયેલા, તેની વિરુદ્ધ વર્તન કરનારા અને તેનું હલકું બોલનારાનો સંગ ન કરવો. જેની સોબતથી દુર્બુદ્ધિ થાય, ભગવાનના ભજનમાં ભંગ પડી જાય, શ્રદ્ધા ઢીલી પડે, એવાની સોબત ન કરવી. અડસઠમા પદમાં સાધુસંગતિનો મહિમા વિસ્તારથી આપ્યો છે. અહીં તેની ઊલટી બાજુની વાત કરી છે. ખરાબ અથવા પ્રતિકૂળ સોબતની કેવી અસર થાય તે પર મનનું લક્ષ ખેંચી તેના ઉપર પ્રતિબંધ મૂકવા અહીં પ્રેર્યા છે. એ વિચિત્ર માણસની સોબતમાં પડી જવાય તો એ મનને ફેરવી નાખે, મનમાં જે માન આપવા પૂજ્ય માટે હોય તેને ઓસરતું કરી દે અને તમે ભારે મોટા ભગત થઈ ગયા! તમે વેવલાં છો– આવા આવા મેણાં ટોણાં આપી વાતને નબળી પાડી દે છે.

અને ભજન–સ્તવનનો મહિમા તો ઓર છે. ગીતગાનમાં જ્યારે એકતા જામે છે ત્યારે આધિ-ઉપાધિ ભૂલી જવાય છે અને ચેતનરાજની ખરી પિછાણ થાય છે. એવા ગીત–ગાન–ભજન–સ્તવનમાં જે સોબતથી ભંગાણ પડે, જે અનિર્વચનીય આંતર આનંદના લાભ લેવાને બદલે પ્રાણી કૂપણીમાં પડી જાય તેવા પ્રાણીની સંગતિ પરહરવી. (૧)

પાઠાંતર—'હરિવિમુખન' સ્થાને 'હરખ મુખન' તજ–તજિ સંગ–સંગતિ.

શબ્દાર્થ—તજ = છોડી દે, મન = હે મન. હરિવિમુખનકો = જે પ્રાણી હરિથી વિમુખ હોય, જે તેનાથી ઉપરાંઠા થયા હોય, જે તેમાં માનતા ન હોય, જે વિરોધી કે ઉદાસીન હોય તેનો. સંગ = સોબત, સંગતિ, પરિચય. જાકે = જેના. કુબુદ્ધિ = માઠી બુદ્ધિ, ખરાબ બુદ્ધિ. ઉપજત = થાય. ભજન = હરિસ્મરણ. ભંગ = વિક્ષેપ.

૧ આ પદ ભીમશી માણેકવાળી બુકમાં નથી, પણ પ્રતમાં છે. અને ૫. ગંભીરવિજયજીએ બાળાવબોધ રચ્યો છે તેથી તેને ૧ લાની સંખ્યા આપી અહીં દાખલ કર્યું છે. –વિવેચનકાર.

कहा भयो पय पान पिलावत, विष न तजे भुयंग;
खरकुं कहा अरगजा लेपन, मरकट भूषण अंग  मज० २

અર્થ—સર્પને દૂધનું પાન કરાવવાથી શું થાય ? એ કાંઈ પોતાનું ઝેર ન તજી દે. અને ગધેડાને શરીરે સુગંધી વસ્તુનો લેપ કરવાથી શું ? અને વાંદરાને અંગ પર ઘરેણાં પહેરાવવાથી શું ? (૨)

વિવેચન—ત્યારે અહીં એક પ્રશ્ન થાય છે કે જો તમારી વાત બરાબર હોય તો તમે એવા તમારા સોબતીને તમારા જેવો કાં ન કરો ? એ સવાલના જવાબમાં મધ્યમ કક્ષાની સોબતમાં કોણ કોના પર અસર કરી જાય તેના દાખલા આપે છે એ પ્રાણી પોતાના ભાવસાવ ઉપરાંતનો વખત પ્રભુભજનમાં ગાળતો હોય, તેને એક મિત્ર મળે એટલે કાં તો રેશકથા ઓકથા કરે, કાં તો લડાઈ કેટલી ચાલશે તેની વાતો કરે અને કાં તો સમજ્યા વગરની ધર્મની બાહ્ય માત્રા પર ટીકા કરે; એ ગમે તે કરે પણ આપણા ભાઈ સાહેબના ભજન કે સ્તવન તો જરૂર અટકી જાય. અને એ સંસારરસિક પ્રાણી તો પોતાની વાત મૂકે નહિ, એની ચર્ચામાં વિકથા જ હોય; એના પ્રસ્તાવમાં પુદ્ગલાનંદ કે નિંદાકૂથલી જ હોય, એટલે એને સુધારવાની વાતને બદલે આ ભાઈ ધીમે ધીમે નીચે ઊતરતો જાય અને અંતે ખાડા ખાબ- ચિયામાં પડી પડે અને કોઈ વાર તેમાં ડૂબી પણ જાય. એટલે સોબતીને સુધારવાનો વિચાર કરવા પહેલાં પ્રાણી પોતે લપસી જાય તેની ચિંતા વધારે કરવાની છે. ભજનમાં ન માનનારા, ઉપરચોટિયા ચર્ચા કરનારા અને અન્યને ભજન–સ્તવનમાંથી ભુલાવનારા માણસોનું કેટલાક દાખલા આપી અત્ર વર્ણન કર્યું છે તમે સર્પને કચોળાં ભરી ભરીને દૂધનું પાન કરાવો, તો શું થાય ? શું એ પોતાનું ઝેર મૂકી દેશે ? તમે ગધેડાના શરીર પર કેશર–ચંદનનું વિલેપન કરો તો એનામાં પવિત્રતા કદી થવાની છે ? એ તો તુરત ઉકરડા તરફ જઈ ભૂકવા મંડી જશે અને બનશે તો તમને પણ પોતાની સાથે ખેંચી જશે, અને, તમે તેની સાથે નહિ જાઓ તો, પાછલે પગે બે–ચાર પાટુ તમારા પેટ પર લગાવી દેશે. અને વાંદરાને ઘરેણાં પહેરાવવામાં આવે તેનો અર્થ શો ? જો એના હાથ પહોંચશે તો નવલખ હારને તોડીફાડી ફેંકી દેશે. એ જ પ્રમાણે ધર્મ તરફ સહાનુભૂતિ કે પ્રેમ વગરના પ્રાણી તરફ તમે ગમે તેટલી લાગણી બતાવો અને તેને મીઠા શબ્દોથી નવાજો તો પણ એ સર્વ માંકડને ઘરેણાં પહેરાવવા જેવું છે એમાં કાંઈ સાર ન નીકળે, તમારો વખત નકામો જાય અને તમે પોચા હો તો નમાલું હોય તે પણ વહન ખોઈ ન બેસો તો એમાં ટીકાય તો જરૂર આવી જાય ! ત્યારે આવો પરિણામ વગરનો અથવા ઊલટું પરિણામ આવે તેવો પ્રયત્ન કોણ કરે ? (૨)

---

પાઠાંતર—કહા=કા.

શબ્દાર્થ—કહા=શું ભયો=થયું પયપાન=દૂધ પીવું પિલાવત=પાવાનો આવે. વિષ=ઝેર. ભુયંગ=સર્પ એગ ખરકું=ગધેડાને અરગજા=કેશર, ચંદન, કપૂરાદિ સુગંધી પદાર્થ એના કરીને ત્યાર કરેલ સુગંધી પદાર્થ લેપન=લેપ. કહા=શા માટે મરકટ=વાંદરો ભૂષણ=ઘરેણું અંગ=શરીર.

આનદઘન કહે છે કે એ તો કાળી કામળ છે એના ઉપર બીજો રગ કદી ચઢી શકે જ નહિ કામળ સફેદ હોય તો તેને લાલ, પીળી કે લીલી બનાવી શકાય, પણ કાળી કામળ હોય તે તો ત્રણ કાળમા કાળી જ રહેવાની; એના પર બીજો રગ લાગે જ નહિ અને ઉગાડવાનો પ્રયાસ કરવામાં આવે તો મહેનત માથે પડે (૩)

ઉપસહાર—હરિવિમુખ જે પ્રાણી હોય તેને સુધારવાનો પ્રયત્ન કરવા જતાં એ સુધરે નહિ અને આપણે આપણુ કામ મૂકી જઈએ. સમજુ વ્યવહારુ માણસ આ વિમુખ પ્રાણીના સગમા પડી જાય તો તેનો રગ સામાને ન લાગે, પણ સામાનો રગ તેને જરૂર ઓછે-વધતો લાગે. કાળિયા સાથે ધોળિયાને બાધ્યો હોય તો વાન (વર્ણ—રગ) ન આવે, પણ સાન (સમજણ—અક્કલ) તો જરૂર આવે અને અહીં મુદ્દા સાનનો જ છે એની સોબતમાં કુબુદ્ધિ થાય, મન રખડુ થઈ જાય, સ્થૂળ ભાવ પર પ્રેમ થતો જાય, અને આપણે જે થોડુ ઘણુ ભજનસ્તવન કરતા હોઈએ, તેમા ભગાણ પડી જાય અને આખરે ભજન ભૂલી જવાય. માટે આપણુ હોય તે ખોઈ બેનાએ એવી સોબતે ન ચડવુ એવાને વાળે ન વળવુ, એવાના પ્રસગથી દૂર રહેવુ

મધ્યમ કક્ષાના પ્રાણીઓ, જેઓ પોતાને માટે દલીલ કરી શકતા નથી, જેઓ સામાન્ય બુદ્ધિના હોઈ સામા સાથે તરત ભળતા થઈ જાય છે જેમના મન પર અસર થતા વાર લાગતી નથી અને જે વર્ગમા દુનિયાનો મોટો ભાગ હોય છે તેમણે અધર્મી નાસ્તિક કે ઢગધડા વગરના પ્રાણીનો સગ કદી ન કરવો. એમા પોતાનુ હોય તે ગુમાવવાનુ થાય છે થોડુ પ્રાપ્ત કરેલ હોય તે હારી જવાય છે અને પોતાનો વિકાસમાન સાચે રસ્તે હોય છે તેને બદલે વિનાશનો પથ સાંપડે છે આપણી પાસે દૂધ હોય તો તે સર્પને પિવરાવવામા ભારે જોખમ છે એમા એનુ ઝેર વધે છે અને એ ઝેર દૂધ પાનારને પણ મારે છે આવી રીતે સવ દાખલામા ભાવ સમજી લેવો.

આ પદમા હરિવિમુખનો સગ ન કરવાની વાત કરી છે તે અસાધારણ બુદ્ધિશક્તિ વાળાને માટે નથી એ તો ચર્ચા દલીલ કે વાતચીતથી સામાનુ હિલ રજન કરી તેને ફેરવી શકે છે પણ ચાલુ વહેવારુ પ્રાણી જ્યા ત્યા અથડાઈ-ફસાઈ જાય તો એણે મોહ્ પત્રિક ભાવે કે સોબે ભાવે મેળવ્યુ હોય તે પણ ગુમાવી બેસે છે. તે પ્રાણીએ હરિ વિમુખ-ધર્મવિરુદ્ધ, આદર્શહીન પ્રાણીનો પરિચય ન કરવા. આ વાત બહુ અનુભવને પરિણામે લખાયેલી જણાય છે. આપણી પાસે પાચ મોસબી સારા હોય, અને બે સડેલા-ચેપાયેલા હોય; એ સાતેને એક કરડિયાના મૂકીએ, તો બે બગડેલા પોતાનો ચેપ થાય સાત મોસબીને લગાડે અને તેને બગાડે એના પાચ સારા હોય તે બેને સુધારી ન શકે સામાન્ય ચાલુ કક્ષાને માટે આવુ બનતુ દરરોજ અનુભવાય છે માટે હરિવિમુખનો સગ ન કરવો મોક્ષનત્વ સસારી પ્રાણીના માર્ગો વિપથગામી હોય છે અને ડાઘ ચઢવાને

આટલે એને ઊતરવું સહેલું લાગે છે અને ઊતરવાના આનંદમાં મળવા માટે લીધેલ મહેનત પણ વીસરાઈ જાય છે માટે બને ત્યાં સુધી એવો પ્રસંગ જ ઊભો થવા ન દેવો.

હરખ(પ)મુખન એવો પાઠ પ્રતમાં છે; એનો અર્થ મોઢેથી હરખાયા કરે તેવા હરખપદુડા માણસો જણાય છે. એવા માણસો તમારા વખાણ કર્યા કરે, તમારી પાસે મીઠી મીઠી વાતો કર્યા કરે અને તમને આનંદકલ્લોલમાં રાખી તમને અન્યત્ર દોર્યા કરે, તમને કદી વખત જ મળવા ન આપે અને તમને પુદ્ગલાનંદી બનાવી દે. આવા પ્રાણીના પરિચયથી આપણામાં કુબુદ્ધિ ઉત્પન્ન થાય છે, સંસારરસિકતા વધે છે અને ભજન-સ્તવનમાં ભંગ પડે છે. આવા પ્રાણી પર આપણે અસર કરી શકતા નથી, પણ આપણે થોડું ઘણું કરવા કોઈએ તેમાં ભંગ પાડે છે અને આપણને સાચો માર્ગ ભુલાવી દે છે. માટે આવા હરખપદુડા માણસોની સોબત ન કરવી. હરખથી હરખવા થાય છે અને હરખની ધમાલથી મગજનું સમતોલપણું એવું ગુમાવી બેસાય છે કે એને ઠેકાણે લાવવું અશક્ય નહિ તો ભારે મુશ્કેલ બને છે.

આ પદ મુસ્સાસનું હોય કે ગમે તેનું હોય, પણ તેમાં બહુ અગત્યની મુદ્દામ વાત કરી છે અને તેને મન પર લઈ ખાસ લક્ષ્યમાં રાખવા યોગ્ય છે. (૧૮)



# પરિશિષ્ટ ૧ પૂરવણી પદ[1]

ભૂમિકા—૧૦૮ પદ થઈ રહ્યાં તે ઉપરાંત છૂટાછવાયા પદ મળે છે તેમાં આનંદઘનનું નામ કર્તા તરીકે હોય છે તેનો પણ સંગ્રહ તો જરૂર થવો જોઈએ. એના કર્તૃત્વ માટે વિચારણા આવી રીતે કોઈવાર વિવેચનમાં અને કોઈવાર વિવેચનને છેડે અને સમુચ્ચયે ઉપોદ્ઘાતમાં થશે. આ પદ શ્રીબુદ્ધિસાગર મહારાજના આનંદઘનપદ-ભાવાર્થમાં ૧૦૮મા પદ તરીકે સ્થૂ થયેલ છે. એની શબ્દરચના જોતા એ આનંદઘનજીની કૃતિ હોય એમ લાગતું નથી. જોકે આ પદમાં આનંદઘનની આવી ગૂઢતા કે યોગરમણના નથી, છતા એમા ચેતનના વિકાસ માટે ઊંડી લાગણી અને તીવ્ર આકાંક્ષા તરવરી આવે છે. એમા ત્રેવીશમા તીર્થંકર શ્રી પાર્શ્વનાથ મહારાજની સ્તુતિ છે એમા ઉચ્ચ ભાવ અને સ્થિર આશય પ્રાર્થનારૂપે સારી રીતે ગોઠવાયા છે

(રાગ–વેલાવલ)

मेरे ए प्रभु चाहिए, नित्य दरिसन पाउं।
चरणकमल सेवा करुं, चरणे चित्त लाउं मेरे० १

અર્થ—હે પ્રભુ! નાથ! મારે તો એટલું જોઈએ કે આપના હરરોજ દર્શન કરું આપના ચરણકમળની સેવા કરું અને આપની સેવામા મારા મનરૂપી લગાવી દઉં (૧)

વિવેચન—પ્રભુ! પાર્શ્વનાથ દેવ! મારે તો એટલું જ જોઈએ છે કે મને આપનાં દર્શન હરરોજ થાય.

दर्शनं देवदेवस्य, दर्शनं पापनाशनम्। दर्शनं स्वर्गसोपानं, दर्शनं मोक्षसाधनम् ॥

–દેવાધિદેવના દર્શન પાપનો નાશ કરનાર છે સ્વર્ગ (દેવલોક)ના પગથિયારૂપે છે અને મોક્ષનુ સાધન છે

દર્શનનો આટલો મોટો મહિમા છે. વ્યવહારમા આવી રીતે આપણે નાનપણથી ગાઈએ છીએ –

પ્રભુ દરિસન સુખ સંપદા, પ્રભુ દરિસન નવનિધ, પ્રભુ દરિસનથી પામીએ, સકળ પદારથ સિધ.

આ રીતે તો સર્વ પદાર્થોની સિદ્ધિ પણ દર્શનમા રહેલ છે એમાં જનોને સુખની ઉત્પત્તિ છે એમા નવ નિધિ અને આઠ મહાસિદ્ધિની પ્રાપ્તિ છે અને એ સર્વસ્વ છે આટલી હદ સુધીનો મહિમા દર્શનનો આપ્યો છે. અને મોક્ષસાધનમા એને ખાસ મહત્ત્વનુ સ્થાન મળેલું હોવાથી દર્શનને વિવિધ દૃષ્ટિએ સમજવા અને તેનો પરિચય કરવાની જરૂર છે.

---

૧ આ પદની પાઠાંતર પ્રાપ્ત થયેલ નથી

શબ્દાર્થ—મેરે = મને. ચાહીએ = જોઈએ, પસંદ પડે. દરિસન = દર્શન (દિદાર) પાઉં = પામુ, મેળવું ચરણ = પગ, અનુસરણ, ચારિત્ર, વર્તન. લાઉં = લગાડુ

દર્શન શબ્દ અનેક અર્થમાં ભાષામાં વપરાય છે દા. ત., જૈન દર્શન, બૌદ્ધ દર્શન, સાંખ્ય દર્શન, વેદાંત દર્શન, જૈમિનીય દર્શન, નૈયાયિક દર્શન, વૈશેષિક દર્શન. અહીં દર્શન એટલે તત્ત્વજ્ઞાન (School of philosophy) મૂળ વસ્તુ એના ધર્મો, એનાં પ્રકટીકરણો, સત્ય સ્વરૂપ, ઉત્પત્તિ, વિકાસ, વિસ્તાર અને અંતિમ અવસ્થાનો વિચાર કરનાર જુદાં જુદાં દૃષ્ટિબિંદુઓને દર્શન કહેવામાં આવે છે. અથવા દર્શન એટલે દેખવું તે. જ્ઞાનાવરણીય કર્મ પછી બીજું દર્શનાવરણીય કર્મ આવે છે તેનાં દર્શન એટલે વસ્તુનું સામાન્ય સ્વરૂપ જ્ઞાન એ અર્થ છે ગાયનું ગોત્વ, મનુષ્યનું મનુષ્યત્વ, વસ્ત્રનું વસ્ત્રત્વ એ સામાન્ય છે. આ કંઈક છે એનું સ્પષ્ટતા વગર ભાન થાય તે દર્શન છે અને વ્યંજન, અર્થાવગ્રહ, ઈહા, અપાય અને ધારણાથી નિશ્ચય થાય તે જ્ઞાન છે એ અર્થ દર્શનનો વિશિષ્ટ પ્રકાર છે. ત્યાં એ તત્ત્વજ્ઞાનનો પારિભાષિક શબ્દ છે. આ બન્ને અર્થો અત્ર વપરાયેલા દર્શન શબ્દને કેટલા લાગુ પડે છે તે માટે નીચેનું વિવેચન વિચારો:—

અહીં દર્શનનો વ્યવહારુ અર્થ છે આપણને કોઈ વ્યક્તિ મળે ત્યારે તેનાં દર્શન થયાં કહેવાય. તીર્થંકર દેવની મૂર્તિ કે ચિત્રનાં દર્શન કરવા જવું એમને માન આપવું અને એની પાસે ઊભા રહી તેમનાં ગુણગાન કરવા એ અર્થમાં પણ દર્શન શબ્દનો ઉપયોગ થાય છે ચાલો, દેરે જઈ ભગવાનનાં દર્શન કરી આવીએ અથવા આપનાં દર્શન તો હાલ દુર્લભ થઈ પડ્યાં છે આ અર્થમાં આ પદમાં દર્શન શબ્દ વપરાયો છે. શ્રીદેવચંદ્રજીએ દર્શન શબ્દ પર પદ્મપ્રભુનું આખું સ્તવન રચી તેની વ્યાખ્યામાં તુજ દરિશન મુજ વાલહું રે રાજ એવા નાદ પણ અર્થગર્ભિત ભાન નીચે દર્શન શબ્દનું વિચારણીય દોહન કર્યું છે એમાં મુદ્રાદર્શનથી માંડીને આત્મદર્શન સુધી પ્રાપ્તિ વાસ્તા થાય છે અને સંગ્રહ એવંભૂતનયની અપેક્ષાએ દર્શન શબ્દમાં સ્વરૂપભાસન અને આત્માની સિદ્ધિનો કેવી રીતે સમાવેશ કર્યો છે એનું આખું તત્ત્વ-રહસ્યભર્યું છે દર્શન કરનાર અથવા અને આપ પ્રભુને કેવી રીતે ભજે છે એની તેમાં સ્પષ્ટતા કરી છે

આવા પ્રકારનું દર્શન મને મળો એટલું મારે તો જોઈએ છે. આપ સાહેબનું ચાહું દર્શન થયા કરે આપ મારી ચક્ષુ સન્મુખ રહો, આપ મારા હૃદયચક્ષુ સન્મુખ રહો, આપ મારી ધ્યાનપ્રતિમા અભિમત સ્થાને રહો, આપ આલંબન સ્થિતિમાં મારા કેમ થઈ રહો, એટલું મારે તો જોઈએ. આ દર્શન શબ્દ પર નયને લગાડી ભારે સુંદર અર્થ ઘટાવી શકાય તેમ છે તેથી શ્રી દેવચંદ્રજીના સદર સ્તવનના તેમના પોતાના કરેલ વિવરણ અનુસાર દર્શન શબ્દની વ્યાખ્યા અને નયઘટના અત્ર પ્રસ્તુત હોઈ તેનો સાર નીચે પ્રમાણે વિચારી જઈએ:—

પ્રભુપ્રકાનું દેખવું તે ઉત્કૃષ્ટ કારણરૂપે સમ્યક્ત્વ (દર્શન) અતિ પવિત્ર છે તેનું કારણ એ છે કે સંગ્રહનયે જીવ સિદ્ધ સમાન છે અને આવરણ ક્ષય કરી મોક્ષ થાય છે ત્યારે એવંભૂતનયે તેનું દર્શન સાર્થક થાય છે સંગ્રહનય સત્તાગ્રાહી છે જ્યારે શબ્દમાં વસ્તુના

પ્રભુના ચરણકમળની સેવા એટલે પ્રભુએ જે માર્ગ ઉપદેશ્યો છે તેની સેવા સમજવી. પ્રભુએ આત્મસાધન સાધવાના માર્ગો બતાવ્યા છે અને તેમાં ઉદ્યમપૂર્વક આત્મશક્તિ ગોપવ્યા વગર, આસેવના કરવાની વાત કરી છે ભગવદ્વચનના બે વિભાગ પાડીએ તો યતિધર્મ અને ગૃહસ્થધર્મના માર્ગો પ્રગતિપંથની નાની-મોટી પ્રતિમાઓ છે તેનું આસેવન કરવું; અથવા દ્રવ્યસાધુ-ભાવસાધુનાં લક્ષણો ભજવવાં; અથવા દ્રવ્ય કે ભાવશ્રાવકનાં પગથિયાંનું આસેવન કરવું; અથવા માર્ગાનુસારીના ગુણોને અનુસરવા—એ સર્વ ચરણકમળની સેવા છે પછી અઢાર પાપસ્થાનકનો ત્યાગ કરવો, કષાય પર કાબૂ લાવવો, ઇંદ્રિયો પર સંયમ કરવો, યોગ્ય ગુરુમહારાજની પરિચર્યા કરી તેમની પાસેથી મર્યમાર્ગ શીખવો પૂર્વસેવા કરી માર્ગપ્રાપ્તિ કરવી અને એ રીતે સાધનધર્મો પૈકી પોતાને જે અનુકૂળ જણાય તેની આસેવના કરવી એ ચરણકમળની સેવા છે.

સત્યમાર્ગ પ્રાપ્ત થવાની મુશ્કેલી તો ઊભી જ છે પણ પ્રાપ્તિ પછી તેનો સ્વીકાર અને તેનું સેવન પણ એટલું જ મુશ્કેલ છે ઘણા પ્રાણીઓ સાચો રસ્તો જાણવા છતા તેને અનુસરી શકતા નથી, વસ્તુતત્ત્વે પદાર્થની અનિત્યતા જાણવા છતા તેને અનુરૂપ વર્તન કરી શકતા નથી, તેટલા માટે પ્રભુને-પોતાના આદર્શને-વિજ્ઞપ્તિ કરે છે કે પ્રથમ તો મારે આપનાં નિત્ય દર્શન જોઈએ, અને બીજી વાત, આપના ચરણકમળની સેવા એટલે આપ જે વાત ફરમાવો છો તેનું નિત્ય આસેવન જોઈએ.

ચરણમાં ચિત્ત દર્શન અને સેવનથી આદર્શની સન્મુખતા થઈ પણ મનડું જ્યાં ત્યાં રખડ્યા કરે છે. એને બરાબર એક સ્થાનકે બાંધવું જોઈએ. આ મનના નિયમન માટે આખો ધ્યાનયોગ બનાવ્યો છે યોગાચાર્યોએ ધર્મધ્યાન અને શુક્લધ્યાનના ભેદો બતાવ્યા છે પ્રાણાયામ, ધ્યાન, ધારણા અને સમાધિનાં દાખલા બતાવ્યાં છે અને મનની વિચિત્રતા, મહત્તા અને આદર્શસાધના અનેક પ્રકારે બતાવી છે પ્રભુચરણમાં ચિત્ત લગાવવાથી એનું રખડુપણું કમજોર થાય છે એ એક બીજી બાબત છે અને પછી તો મનસાધનાની સિદ્ધિતાનો સાક્ષાત્કાર થાય છે દર્શન પછી સેવન થાય અને સેવન પછી ચિત્તની એકાગ્રતા થાય આ પ્રગતિનો ક્રમ બરાબર બતાવ્યો છે આ ધ્યાનયોગની પરિસમાપ્તિ કેવી રીતે થાય છે એ વાત યોગગ્રંથથી જોઈ-જાણી લેવી. જરૂરી બાબતોની વારણી મારા જૈન દૃષ્ટિએ યોગ નામના પુસ્તકમાં કરી છે (૧)

मनपंकज के मौल में, प्रभु पास बठाउं;
नीपट नजीक हो रहुं, मेरे जीव रमाउं मेरे० २

અર્થ—(અને મારે જોઈએ કે) મારા મનકમળના મહેલમાં હું જાતે પ્રભુ (આપ)ની

શબ્દાર્થ—પંકજ = કમળ મૌલમેં = મહેલમાં, પાસ = પાસે બઠાઉં = બેસાડું નિપટ = તદ્દન નિકટ હો રહું = થાઉં રહું રમાઉં = રમણ કરાવું, આનંદ કરાવું, બહલાવું

પાસે બેસુ, (આપની) તદ્દન નજીક રહુ અને તેમ કરવામા મારા જીવને રમણ કરાવુ (૨)

વિવેચન—હવે ચેતન આગળ વધતો જાય છે શુભ ધ્યાન દ્વારા એકત્વ સાધીને પછી વધારે ઉત્કટ ભાવના કરતો જાય છે આપણુ મન કમળ જેવુ છે કમળ જળના કાદવમાંથી જન્મે છે જળમાં વૃદ્ધિ પામે છે અને જળની ઉપર રહે છે એ કમળની સ્થાપના હૃદયમા, નાભિમા, કપાળમા થાય છે એની આખી વિધિ પદસ્થધ્યાનને અગે યોગગ્રંથોમાં બતાવી છે[1] એમાં વર્ણમાતૃકા અને મત્રરાજના ધ્યાન ભારે આકર્ષણ કરે તેવાં છે. આ કમળમાં જેવો, સરોવર વચ્ચેનો એકદડિયો મહેલ છે તેની પાખડીઓ પર જુદી જુદી સ્થાપના કરવાની હોય છે એ એકદડિયા મહેલમા વચ્ચે પ્રભુ વિરાજમાન થાય, આઠ દિશા વિદિશામાં સિદ્ધ, આચાર્ય ઉપાધ્યાય, સાધુ, દર્શન, જ્ઞાન, ચારિત્ર, તપની સ્થાપના થાય અથવા અક્ષરો—સ્વર વ્યજન—ની સ્થાપના થાય ત્યારે અતરનો ઉદ્રેક થાય છે મનમાં એમ થયા કરે છે કે મારા મનકમળરૂપ મહેલમાં દેવ બેઠા છે દેવની ફરતા ચામર વીંઝાય છે આકાશમાં દેવદુદુભિ વાગી રહી છે માથે અશોકવૃક્ષ શાંત-સ્થિર ખડુ છે પછવાડે ભામડળનો ઝળકાર દિગતને ઝળકાવી રહ્યો છે અને એવા મહેલમા કોઈ સ્થાન પર પ્રભુની પાસે હુ પોતે બેઠો છુ એટલે દર્શન પછી આસેવન, આસેવન પછી ધ્યાન, ધ્યાનને અગે પ્રભુસ સુખતા—આટલે સુધી પ્રગતિ થઈ હવે ત્યાથી પણ આગળ વધે છે

આવા પ્રભુની નજીક રહેવાનુ આવી કોઈ સારી જગ્યાએ જરા વખત બેસવાનુ મળે એમાં કઈ ધરપત થાય નહિ. એટલે, કહે છે કે આવા પ્રભુની પાસે બેસુ પછી હુ તો તેની તદ્દન (નીપટ) નજીક રહુ અને ત્યા મારા જીવને રમાડી દઉં ત્યાંથી હઠુ નહિ, એટલું પણ મારે જોઈએ. પ્રભુની નીપટ નજીક રહેવુ એટલે પ્રભુનુ નિરતર ધ્યાન, અને મનની જ્યા ત્યાં રખડવાની પદ્ધતિ પર અકુશ. આ અતિ વિશિષ્ટ યોગસાધના છે પ્રભુમાં મનને પરોવી આદર્શ સામે રમણતા કરવી, તેમા એકતા સાધવી, અને એ પરિસ્થિતિ ચાલુ બની રહે તેવી જમાવટ કરવી એ આત્મસિદ્ધિના માર્ગમા ઘણી આગળ પડતી પ્રગતિ બતાવે છે આ રીતે હે પ્રભુ! મારી વિજ્ઞપ્તિ એટલી છે કે મારા મનકમળરૂપ મહેલમા હુ આપની પાસે બેસુ અને બની શકે તેટલો આપની નજીક રહુ અને મારા જીવને આપનામાં રમણ કરાવુ આત્મગુણરમણતા એ ચારિત્ર છે ઉત્કૃષ્ટ વર્તન છે અને અશરીરી સિદ્ધોમા પણ લભ્ય છે આવી ગુણરમણતા પ્રતિપત્તિ પૂજામાં આવે છે ઉત્કૃષ્ટ દ્રવ્યપૂજનમા વિશિષ્ટ ભાવનિયમન પરાકાષ્ઠાએ પહોચતુ સમજાવે છે અને પ્રભુની પૂજના તે પોતાની પૂજા હોઈ અને અતર મહેલ તે સાલબન પદાર્થકલ્પનાને આધારે સ્થાપેલ હોઈ ભારે શાતિનુ વાતાવરણ જમાવે છે અને પરમ સુખની વાનકી રજૂ કરે છે (૨)

---

1 જૈન દૃષ્ટિએ યોગ, પૃ ૧૧૮.

# પરિશિષ્ટ—૨ 'હરિયાળી' અથવા અવળવાણી

['જુઓ, પદ ૯૯, પૃ ૭૦૬']

પદ ૯૮–૯૯ને જૈન પરિભાષામાં 'હરિયાળી' કહેવામાં આવે છે. એવો શબ્દ મને કોઈ કોશમાં એ અર્થમાં વપરાતો મળી શક્યો નથી. કોશમાં તેનો વીગતવાર કે તેની શોભા એ 'અર્થ' આપ્યો છે જેમ તે રીતે, જૈન પરિભાષામાં એ શબ્દનો ઉપયોગ ઉપરથી વિચિત્ર લાગે તેવી હકીકત'ના અર્થમાં વપરાય છે તે નિર્વિવાદ છે. એનું મૂળ શોધવાનો પ્રયત્ન કરું છું દરમ્યાન મને એને માટે જૈનેતર સાહિત્યમાંથી જે હકીકત પ્રાપ્ત થઈ છે તે અત્ર રજૂ કરું છું

જૈનેતર સાહિત્યમાં ૯૮–૯૯મા પદના જેવાં શબ્દપ્રયોગ, કે કથનોને 'ઉલટી વાણી' વગેરે ઓળખાવે છે, કોઈ કોઈ તેને અવળવાણી કહે છે અવળવાણી એટલે અવળી વાણી —બાહ્ય અર્થમાં વપરાય તેનાથી તદ્દન જુદી પડે તેવી વાર્તા, દેખીતી રીતે વિરુદ્ધ–વિચિત્ર લાગતી હકીકત. આને સંસ્કૃત અલંકાર શાસ્ત્રમાં વિરોધ નામનું અંગ કહેવામાં આવે છે તેનો અર્થ કરતાં જણાવે છે કે "એક પ્રકારની સત્ય વાતને તેથી ઉલટી રીતે કહેવી કે માણસને તે સત્ય વાત અસંભવિત જેવી લાગે; તે કથન વિપર્યય કહેવાય છે" સુંદરવિલાસમાં આવા અનેક વિપર્યયો આપ્યા છે અને તેના ઉપર ગૂઢાર્થપ્રકાશિકા ટીકા લેખકે પોતે જ કરી છે. બત્રીસ સવૈયા આ વિપર્યયના દાખલાઓ માટે આપ્યા છે એ સર્વને લઘુ પુસ્તિકાના આકારમાં શ્રીમન્નથુરામ શર્મા (બીલખા આશ્રમના અધિષ્ઠાતા)એ સ્પષ્ટીકરણ સાથે પ્રસિદ્ધ કર્યાં છે તથા તેની પાછળ મીરા ભક્ત તથા કબીરના ઉલટી વાણીનાં પદો આપ્યા છે આ લેખ તે પુસ્તિકાને આધારે તૈયાર કર્યો છે જાણવા ખાતર થોડા દાખલાઓ તેમાંથી રજૂ કર્યાં છે.

પ્રસ્તાવનામાં આવી ઉલટી વાણીનો હેતુ સમજાવવા લેખક મહાશય જણાવે છે કે—

> "કહેવાનો ઉપયોગી વિષય જો ઉલટી રીતના શબ્દોમાં કહેવામાં આવે તો તે વિષય વાંચનારને તથા સાંભળનારને આશ્ચર્ય જેવો પ્રતીત થઈ તેનો વાસ્તવિક અર્થ જાણવા તેની વૃત્તિ ઉશ્કેરવતી થાય છે મનુષ્યોના મનનો આ સ્વભાવ ધ્યાનમાં રાખી કેટલાક સત્પુરુષોએ જિજ્ઞાસુ જનોના હિતાર્થે ઉલટી વાણી લખી છે."

## સુંદરદાસની અવળવાણી

આવી ઉલટી વાણીનો ઉદ્દેશ વિનોદ સાથે ઉપયોગી જ્ઞાન પ્રાપ્તિનો છે તે વાત નાનકડી પ્રસ્તાવનામાં બતાવી છે. અવળી વાણીના નમૂનારૂપે સુંદરવિલાસના સવૈયા રજૂ કરવામાં આવે છે. તેના અર્થ સદર ટીકા અનુસાર શ્રી નથુરામ શર્માએ કર્યો છે તે જ અત્ર આપવામાં આવ્યા છે.

(મેરા મુને બહુતનિમિ, નાદ); નાસિકા દ્વારા જતા-આવતા પ્રાણ-અપાનને વશ રાખનારા અને પ્રતિષ્ઠાની સ્પૃહા નહિ રાખનારા યોગીરૂપ નાકવા પોતાના હૃદયમાં સ્થિર બ્રહ્મરૂપ કમળના આનંદરૂપ ગંધને અનુભવે છે (નાકવા બાસ કમલકી લેવે); વાણીથી સત્ય, હિત, પ્રિય અને મિત બોલનાર અથવા વાણીથી પર રહેલાં યોગીરૂપ મૂંગા અજપાજાપરૂપ બહુ સુંદર વાદ કરે છે (ગુંગા કરે બહુત સવાદ); કર્તાપણાના તથા ભોક્તાપણાના અભિમાનરૂપ વા રાગદ્વેષરૂપ હાથના અભાવવાળા જ્ઞાનીરૂપ ઠૂંઠા અજ્ઞાનરૂપ મોટા પર્વતને પોતાના અંતઃકરણરૂપ પૃથ્વીમાંથી ઉઠાવે છે એટલે કે તેને નિવૃત્ત કરે છે. (ઠૂંઠા પકરી ઉઠાવે પરવત); સંકલ્પ-વિકલ્પરૂપ પગથી રહિત જ્ઞાનીરૂપ પાંગળા પોતાના સર્વવ્યાપક સ્વરૂપના અનુભવરૂપ નૃત્યનું સુખ ભોગવે છે (પંગુ કરે નિરત અહ્લાદ); સુંદરદાસ કહે છે કે જે કોઈ મનુષ્ય આનો અર્થ વિચારે છે, તે જ મનુષ્ય બ્રહ્મરૂપ ઉત્તમ સુખનો અનુભવ કરે છે (૨)

બુંદમાંહી સમુદ્ર સમાનો, રાઈમાંહી સમાનો મેર,
પાનીમાંહી તૂંબિકા બૂડી, પાહન તરત ન લાગી બેર,
તીન લોકમેં ભયા તમાસા, સૂરજ કિયો સકલ અંધેર,
મૂરખ હોય સો અર્થહિ પાવૈ, 'સુંદર' કહૈ શબ્દમેં ફેર (૩)

સાક્ષી-ચૈતનરૂપ પાણીના ટીપામાં અપાર સંસારરૂપ સમુદ્ર સમાયો, અર્થાત્ જ્ઞાનમાર્ગમાં સાક્ષી-ચૈતનના વિવર્તરૂપે આ અપાર સંસાર પ્રતીત થયો (બુંદમાંહી સમુદ્ર સમાનો); બ્રહ્માકાર થયેલી સૂક્ષ્મ બુદ્ધિવૃત્તિરૂપ રાઈમાં અજ્ઞાનરૂપ મેરુ પર્વત સમાયો (રાઈમાંહી સમાયો મેર); સંસારરૂપ પાણીમાં શ્રદ્ધાહીન બુદ્ધિરૂપ તૂંબડી બૂડી, અર્થાત્ વારંવાર જ જન્મ-મરણના અનુભવને પ્રાપ્ત થઈ. માત્ર બુદ્ધિના આવા હાલહવાલ થયા (પાનીમાંહી તૂંબિકા બૂડી); અગાધ શ્રદ્ધાવાળા ચિત્તરૂપ પાષાણને ભવસાગરમાં તરતા કાંઈ પણ વાર ન લાગી, એટલે કે જ્ઞાન દ્વારા એ ચિત્ત કૃતાર્થ થઈ ભવસાગરને પાર પામ્યું (પાહન તરત ન લાગી બેર); બ્રહ્મજ્ઞાનરૂપ સૂર્યે નામરૂપાત્મક સર્વ સંસારના બાધરૂપ અંધારું કર્યું એ જોઈ ત્રણ લોકમાં સર્વ અજ્ઞાનીઓને આશ્ચર્ય થયું (તીન લોકમેં ભયા તમાસા, સૂરજ કિયો સકળ અંધેર); જે સંસારથી ઉપરામરૂપ વૃત્તિવાળા જ્ઞાનીરૂપ મૂર્ખ હોય તે જ આ મારા કહેલા શબ્દોના અર્થને યથાર્થ અનુભવે છે કેમ કે સુંદરદાસ કહે છે કે મારા કહેલા શબ્દમાં અર્થનો ફેર છે. (મૂર્ખ અને જ્ઞાનીનો ભાવ વિચારવા યોગ્ય છે) (૩)

કમલમાંહીતેં પાની ઉપજ્યો, પાનીમાંહીતેં ઉપજ્યો સૂર,
સૂરમાંહી શીતલતા ઉપજી, શીતલતામેં સુખ ભરપૂર,
તા સુખકો સુખ હોય ન કબહૂં, સદા એકરસ નિકટ ન દૂર,
'સુંદર' કહત સત્ય યહ સુનીયો, યામેં ત્રી ન જાનહું કૂર (૪)

અંતઃકરણરૂપ કમળમાંથી બ્રહ્મભાવનારૂપ (બ્રહ્માકારવૃત્તિ કરવાના પ્રયત્નરૂપ) પાણી ઉપજ્યું (કમલમાંહી તે પાની ઉપજ્યો); બ્રહ્મભાવનારૂપ પાણીમાંથી બ્રહ્માનુભવરૂપ સૂર્ય ઉત્પન્ન થયો (પાનીમાંહિતે ઉપજ્યો સૂર); બ્રહ્માનુભવરૂપ સૂર્યમાંથી અંતઃકરણની શાંતિરૂપ

જનકદેશના વાસી વિરલા, ગોરખ દત્ત કબીર;
એ જ દેશના વાસી શુકજી, દાદુ 'પીરો' સધીર,
જીવન્મુક્તિ નિત્ય માણે રે, એના મન-મહેલમાં મસ્તાન. ૪

જ્યારે આનંદ થઈને શરીરમાં રહેલા અંતઃકરણમાં જોયું ત્યારે પરમાત્મામાં પરમ પ્રીતિ ઉપજી અને જ્યારે તે પરમાત્મા પ્રસન્નતાપૂર્વક અનુભવાયા ત્યારે સર્વ પ્રકારની શક્તિઓ દૂર થઈ ગઈ વિચાર કરીને જોયું તો માયારૂપ અંબાડીએ બ્રહ્મરૂપ ગજરાજને ગળ્યો હોય એમ પ્રતીત થાય છે આત્મારૂપ ઘોડાને મનોરૂપ જીન ગળી ગયું હોય એમ દેખાય છે, અજ્ઞાનરૂપ વસ્ત્ર ઉપર આવે વિદ્યારૂપ (બ્રહ્મરૂપ) વાડ સુકાવી હોય એમ દેખાય છે અને એવી જ રીતે બ્રહ્મરૂપ સમુદ્રને નામરૂપાત્મક પ્રપંચરૂપ કીલુ ગળી ગયેલ હોય એમ દેખાય છે મનોરૂપ સસલે જીવાત્મારૂપ સિંહને ઘેર્યો છે અને તે જીવાત્મારૂપ સિંહને તેણે અજ્ઞાનીને ન દેખાય તેમ, પડદા (પડદામાં) રાખ્યો છે (૧)

અંતઃકરણની વૃત્તિરૂપ આંબાની ડાળે જ્ઞાનના સાધન વિવેકાદિરૂપ નાળિયેર લાગ્યા, દૈવી સંપત્તિરૂપ કેળે વિવિધ શ્રેષ્ઠ સુખોરૂપ કેરીના લૂમો અને સુષુમ્ણારૂપ નાગરવેલે ગણપતિ આદિ રૂપ બીજોરા-દ્રાક્ષ (કિસમિસ) અથવા દ્રાક્ષ ને બીજોરા નામના ફળ લાગેલ છે કે જેની શોભા બહુ જ બની છે ચૈતન્યરૂપ આકાશને શરીરમાં દોહ્યું-અનુભવ વડે પ્રાપ્ત કર્યું- અને તે આકાશના આનંદરૂપ દૂધને સાધુ પીધું (૨)

બ્રહ્મરૂપ અગ્નિ વરસે છે, તે વાસનારૂપ પથ્થરને ભીંજે છે, તે બ્રહ્મરૂપ અગ્નિના વરસવાથી વાસનાઓ રૂપ પાષાણ ગળીને ચારે દિશામાં આનંદરૂપ જળ થઈ ગયું તે આનંદ રૂપ જળમાં દેવી ને દેવો બૂડ્યા—આનંદ સર્વને પ્રિય હોવાથી તે રૂપ થયા. રાવ્ય, રંક ને સર્વે પણ તેમાં બૂડ્યા. બ્રહ્મા, વિષ્ણુ ને મહેશ્વર પણ તેમાં બૂડ્યા અને યોગી તો સીધા જ તેમાં બૂડ્યા. (૩)

જનક-ઉત્પન્ન કરનાર-વિવર્તોપાદાનકારણ-બ્રહ્મ-દેશના અથવા જનકરાજાના જ્ઞાનરૂપ દેશના અનુભવયુક્ત વાસીઓ તો વિરલા જ છે જેવા કે દત્તાત્રેય, ગોરખનાથ ને કબીરજી શુકદેવ, દાદુજી ને પીરજાવાળો પીરો એ પણ એ જ દેશના વાસી છે એવા પુરુષો પોતાના મનોરૂપ મહેલમાં નિત્ય જીવનમુક્તિનો વિલક્ષણ આનંદ અનુભવે છે. (૪)

## સંત કબીરની અવળવાણી

સંત કબીરે અવળવાણીના ઘણા પ્રયોગો કર્યા છે, એનો એક દાખલો ખાસ નોંધી રાખવા જેવો છે સરદાર પુસ્તિકાનુસાર તેનો ભાવાર્થ પણ તારવી રજૂ કર્યો છે એની ભાષા હિંદીમિશ્ર છે. તેને દસમા પદ સાથે સરખાવવા યોગ્ય છે અહીં ત્રણ ગાથા છે ત્યારે દસમા પદની છ ગાથા છે. અસલ વ્યાખ્યાનનો આધાર કબીરનો હોય તે બનવા જોગ છે તેના પર આનંદઘને કેટલો સુધારો કર્યો છે તે વાત પણ ધ્યાન ખેંચે તેવી છે.

## પરિશિષ્ટ—૩

### શ્રીવિનયવિજયજીકૃત

### શ્રીવીરજિનનું પાંચ સમવાયકારણનું સ્તવન

[જુઓ, પત્ર ૯૯, પૃ૦ ૪૨૧]

(દોહા)

સિદ્ધારથ સુત વંદીએ, જગદીપક જિનરાજ
વસ્તુતત્ત્વ સવિ જાણીએ, જસ આગમથી આજ ૧
સ્યાદ્વાદથી સંપજે સકલ વસ્તુ વિખ્યાત
સપ્ત ભંગ રચના વિના, બંધ ન બેસે વાત ૨
વાદ વદે નય જૂજૂઆ, આપ આપણે ઠામ;
પૂરણ વસ્તુ વિચારતા, કોઈ ન આવે કામ ૩
અંધ પુરુષે એક ગજ ગ્રહી અવયવ એકેક;
દૃષ્ટિવંત લહે પૂર્ણ ગજ અવયવ મેલી અનેક ૪
સંમતિ સકલ નયે કરી, જુગતિયોગ શુદ્ધ બોધ;
ધન્ય જિનશાસન જગ જયો, જિહાં નહીં કશો વિરોધ ૫

ઢાલ પહેલી

૧ કાળ—સમવાયકારણ કાળવાદીનો મત

શ્રી જિનશાસન જગ જયકારી, સ્યાદ્વાદ શુદ્ધ રૂપ રે;
નય એકાંત મિથ્યાત નિવારણ અકલ અભંગ અનૂપ રે. શ્રી જિન ૧
કોઈ કહે એક કાળતણું વશ, સકલ જગત ગતિ હોય રે;
કાળે ઊપજે કાળે વિણસે, અવર ન કારણ કોય રે. શ્રી જિન૦ ૨
કાળે ગર્ભ ધરે જગ વનિતા, કાળે જન્મે પૂત રે;
કાળે બોલે કાળે ચાલે, કાળે ચાલે ઘર સૂત રે. શ્રી જિન૦ ૩
કાળે દૂધ થકી દહીં થાયે, કાળે ફલ પરિપાક રે;
વિવિધ પદારથ કાળે ઊપજે કાળે સહુ થાયે ખાક રે. શ્રી જિન૦ ૪
જિન ચોવીશે બારે ચક્રવર્તી વાસુદેવ બળદેવ રે;
કાળે કવલિત કોઈ ન દીસે, જસ કરતા સુર સેવ રે. શ્રી જિન ૫
ઉત્સર્પિણી અવસર્પિણી આરા, છએ જુઈ જુઈ ભાત રે;
ષટ ઋતુ કાળ વિશેષ વિચારો, ભિન્ન ભિન્ન દિન રાત રે. શ્રી જિન૦ ૬

કાળે બાળવિલાસ મનોહર, યૌવન કાળા કેશ રે;
વૃદ્ધ પણું વળી પળી વપુ અતિ દુબલ શક્તિ નહીં લવલેશ રે. શ્રી જિન ૭

ઢાલ બીજી

## ૨ સ્વભાવ—સમવાયકારણ સ્વભાવવાદી મત

તવ સ્વભાવવાદી વદે જી કાળ કિસ્યું કરે રંક;
વસ્તુ સ્વભાવે નીપજે જી વિણસે તેમ જ નિઃશંક;
સુવિવેક વિચારી જૂઓ, જૂઓ વસ્તુ સ્વભાવ. (ટેક) ૧
છતે યોગ યૌવનવતી જી વાંઝણી ન જણે બાળ;
મૂછ નહીં મહિલા મુખે જી કરતલ ઊગે ન વાળ. સુવિવેક ૨
વિણ સ્વભાવ નવિ નીપજે જી કેમ પદારથ કોય,
આંબ ન લાગે લીંબડે જી બાગ વસંતે જોય. સુવિવેક ૩
મોરપિચ્છ કુણ ચીતરે જી કુણ કરે સંધ્યારંગ;
અંગ વિવિધ રુચિ જીવના જી સુંદર નયન કુરંગ. સુવિવેક ૪
કાંટા બોર બબુલના જી કોણે અણીયાલા કીધ;
રૂપ રંગ ગુણ જૂજુઆ જી તરે ફલ ફૂલ પ્રસિદ્ધ. સુવિવેક ૫
વિષધર મસ્તક નિત્ય વસે જી મણિ હરે વિષ તત્કાલ;
પર્વત થિર ચલ વાયરો જી ઊર્ધ્વ અગ્નિની જ્વાલ. સુવિવેક ૬
મચ્છ તુંબ જલમાં તરે જી બૂડે કાગ પાષાણ;
પંખી જાત ગગને ફિરે જી ઇણિપરે સયલ વિનાણ. સુવિવેક ૭
વાયુ સુંઠથી ઉપશમે જી હરડે કરે વિરેચ;
સીઝે નહીં કણ કાંગડુ જી શક્તિ સ્વભાવ અનેક. સુવિવેક ૮
દેશવિશેષે કાષ્ઠનું જી ભૂમાં થાય પાષાણ;
શંખ અસ્થિનો નીપજે જી ક્ષેત્ર સ્વભાવ પ્રમાણ. સુવિવેક ૯
રવિ તાતો શશી શીતલો જી ભવ્યાદિક બહુ ભાવ;
છએ દ્રવ્ય આપ આપણા જી ન તજે કોય સ્વભાવ. સુવિવેક ૧

ઢાલ ત્રીજી

## ૩ ભાવિ—સમવાયકારણ નિયતિવાદી મત

કાલ કિશું કરે બાપડો જી વસ્તુ સ્વભાવ અકજ્જ;
જે નવિ હોવે ભવિતવ્યતા જી તો કિમ સીઝે કજ્જ રે;
પ્રાણી મ કરો મન જંજાલ, ભાવિ ભાવ નિહાલ રે. પ્રાણી ૧

જલનિધિ તરે જંગલ ફરે જી, કોડ જતન કરે કોય;
અણભાવી હોવે નહીં જી ભાવિ હોય તે હોય રે. પ્રાણી૦ ૨

આંબે મોર વસંતમાં જી, ડાળે ડાળે કેઈ લાખ;
કેઈ ખર્યા કેઈ ખાખટી જી કેઈ આંબા કેઈ સાખ રે. પ્રાણી૦ ૩

વાઉલ જિમ ભવિતવ્યતા જી જિણ જિણ દિશિએ જાય;
પરવશ મન માણસ તણું જી તૃણ જિમ પૂંઠે ધાય રે. પ્રાણી૦ ૪

નિયત વશે વિણ ચિંતવ્યું જી, આવી મળે તતકાળ;
વરસાં સોનું ચિંતવ્યું જી નિયતિ કરે વિસરાલ રે. પ્રાણી૦ ૫

બ્રહ્મદત્ત ચક્રીતણા જી નયણ હણે ગોવાળ;
રોગ સહસ્સ જસ દેવતા જી દેહતણા રખવાલ રે. પ્રાણી૦ ૬

કેકૂકો કોપત કરે જી કિમ રાખી શકે પ્રાણ;
આહેડી શર તાકીયો જી ઉપર ભમે સીંચાણ રે. પ્રાણી૦ ૭

આહેડી નાગે ડસ્યો જી બાણ લાગ્યો સીંચાણ;
કેકૂકો ઊડી ગયો જી જુઓ જુઓ નિયત પ્રમાણ રે. પ્રાણી૦ ૮

શત્રુ હણ્યા સંગ્રામમાં જી રાને પડ્યા જીવતા;
મંદિરમાંથી માનવી જી રાખ્યા હી ન રહંત રે. પ્રાણી૦ ૯

ઢાળ ચોથી

૪ પૂર્વકૃતકર્મ—સમવાયકારણ કર્મવાદી મત

કાળ સ્વભાવ નિયત મતિ કૂડી, કર્મ કરે તે થાય;
કર્મે નરક-તિરિય-નર-સુર-ગતિ જી ઉપાવરે જાય.
ચેતન ચેતિયે રે, કર્મ સમો નહીં કોઈ ચેતન૦ ૧

કર્મેં રામ વસ્યા વનવાસે, સીતા પામે આળ;
કર્મે લંકાપતિ રાવણનું, રાજ થયું વિસરાલ. ચેતન૦ ૨

કર્મેં કીડી કર્મેં કુંજર, કર્મેં નર ગુણવંત;
કર્મેં રોગ સોગ દુઃખ પીડિત, જન્મ જાય વિલવંત. ચેતન૦ ૩

કર્મેં વરસ લગે રિસહેસર, ઉદક ન પામે અન્ન;
કર્મેં વીરને જુઓ યોગમાં રે, ખીલા રોપ્યા કાન. ચેતન ૪

કર્મેં એક સુખપાલે બેસે, સેવક સેવે પાય;
એક હયગયરથ ચઢ્યા ચતુરનર, એક આગળ ઉજાય રે. ચેતન૦ ૫

ઢાલ છઠ્ઠી

## ૬ સ્યાદ્વાદ મતે પૂર્વોક્ત એકાંતવાદીઓનું સમાધાન

એ પાંચે નયવાદ કરતા, શ્રી જિન ચરણે આવે;
અમિય સરસ જિનવાણી સુણીને, આનંદ અંગ ન માવે રે પ્રાણી;
સમકિત મતિ મન આણો, નય એકાંત મ તાણો રે પ્રાણી;
તે મિથ્યા મતિ જાણો રે પ્રાણી. સમકિત૦ ૧

એ પાંચે સમુદાય મિલ્યા વિણ, કોઈ કાજ ન સીઝે;
અંગુલિયોગે કર તણી પરે, જે બુઝે તે રીઝે રે પ્રાણી. સમકિત૦ ૨
આગ્રહ આણી કોઈ એકને, એહમાં દીજે વડાઈ;
પણ સેના મેળી સકલ રણાંગણ, જીતે સુભટ લડાઈ રે પ્રાણી. સમકિત૦ ૩
તંતુ સ્વભાવે પટ ઉપજાવે, કાલક્રમે રે વણાએ,
ભવિતવ્યતા હોય તો નિપજે નહીં તો વિઘન ઘણાએ રે પ્રાણી. સમકિત ૪
તંતુવાય ઉદ્યમ ભોક્તાદિક ભાગ્ય સકલ સહકારી;
ઇમ પાંચે મલી સકલ પદારથ, ઉત્પત્તિ જુઓ વિચારી રે પ્રાણી. સમકિત૦ ૫
નિયતિવશે હળુકરમો થઈને, નિગોદ થકી નિકળીયો;
પુણ્યે મનુજ ભવાદિક પામી, સદ્ગુરુને જઈ મળિયો રે પ્રાણી. સમકિત૦ ૬
ભવસ્થિતિનો પરિપાક થયો તવ પંડિત વીર્ય ઉલસિઓ;
ભવ્ય સ્વભાવે શિવગતિ પામી, શિવપુર જઈને વસીઓ રે પ્રાણી. સમકિત૦ ૭
વર્ધમાન જિન ઇણિપરે વિનવે શાસનનાયક ગાયો;
સંઘ સકલ સુખ હોયે જેહથી, સ્યાદ્વાદ રસ પાયો રે પ્રાણી. સમકિત૦ ૮

કળશ

ઇમ ધર્મનાયક મુક્તિદાયક વીર જિનવર સંથુણ્યો;
સય સત્તર સંવત વહ્નિ લોચન, વર્ષ હર્ષ ધરી ઘણો
શ્રી વિજયદેવસૂરિંદ પટધર, શ્રી વિજયપ્રભ મુણિંદ એ;
શ્રીકીર્તિવિજય વાચક શિષ્ય ઇણિપરે વિનય કહે આનંદ એ ૧

પૃ.૧૩૧, ૩૯૧ ચૂરણી ભાષ્ય સૂત્ર નિર્યુક્તિ, વૃત્તિ પરંપર અનુભવ રે,
સમયપુરુષના અંગ કહ્યા એ, જે છેદે તે દુર્ભવ રે
(શ્રી આનંદઘનજીકૃત નેમિનાથસ્તવન, ગાથા ૮)

પૃ. ૧૩૩, ૧૪૬ ગચ્છના ભેદ બહુ નયણ નિહાળતા, તત્ત્વની વાત કરતા ન લાજે;
ઉદરભરણાદિ નિજ કાજ કરતા થકા, મોહ નડીઆ કલિકાલ રાજે
(શ્રી આનંદઘનજીકૃત અનંતજિનસ્તવન)

પૃ. ૧૩૩ બહિરાતમ મૂઢ જગ જેતા, માયા કે ફંદ રહેતા,
ઘટ અંતર પરમાતમ ભાવે, દુર્લભ પ્રાણી તેતા,
અવધૂ રામ રામ જગ ગાવે, વિરલા અલખ લગાવે. (શ્રી આનંદઘનજીકૃત પદ ૨૭)

પૃ. ૧૩૪ જોગીએ મિલીને જોગણ કીધી, જતીએ જતણી બનાવી,
કોઈએ મૂંડી, કોઈએ લોચી, કોઈએ કેશ લપેટી,
કોઈ જગાવી, કોઈ સુતી છાંડી, વેદન કિણહી ન પેઠી. (શ્રી આનંદઘનજીકૃત પદ ૪૮)

પૃ. ૧૩૮ गुणपर्यायवद् द्रव्यम् । (તત્ત્વાર્થાધિગમસૂત્ર, અ. ૭ સૂ. ૩૭)

પૃ. ૧૪૧ बलवानिन्द्रियग्रामो विद्वांसमपि कर्षति । (મનુસ્મૃતિ, ૨-૨૧૫)

यस्य संक्लेशजननो रागो नास्त्येव सर्वथा ।
न च द्वेषोऽपि सत्त्वेषु शमेन्धनदवानलः ॥
न च मोहोऽपि सज्ज्ञानच्छादनोऽशुद्धवृत्तकृत् ।
त्रिलोकख्यातमहिमा महादेवः स उच्यते ॥
यो वीतरागः सर्वज्ञो यः शाश्वतसुखेश्वरः ।
क्लिष्टकर्मकलातीतः सर्वथा निष्कलस्तथा ॥
यः पूज्यः सर्वदेवानां यो ध्येयः सर्वयोगिनाम् ।
यः स्रष्टा सर्वनीतीनां महादेवः स उच्यते ॥ (શ્રી હરિભદ્રસૂરિકૃત મહાદેવાષ્ટક)

પૃ. ૧૪૨ अहं ब्रह्मास्मि । (બ્રહ્મોપનિષદ)

પૃ. ૧૪૪ भवबीजांकुरजनना रागाद्याः क्षयमुपागता यस्य ।
ब्रह्मा वा विष्णुर्वा हरो जिनो वा नमस्तस्मै ॥
(શ્રી હેમચંદ્રાચાર્યકૃત મહાદેવસ્તોત્ર શ્લોક ૪૪)

पक्षपातो न मे वीरे न द्वेषः कपिलादिषु ।
युक्तिमद्वचनं यस्य तस्य कार्यः परिग्रहः ॥ (શ્રી હરિભદ્રસૂરિકૃત લોકતત્ત્વનિર્ણય)

પૃ. ૧૪૭ समानशीलव्यसनेषु सख्यम् ।

પૃ. ૧૫૨ जाड्यं धियो हरति सिञ्चति वाचि सत्यं मानोन्नतिं दिशति पापमपाकरोति ।
चेतः प्रसादयति दिक्षु तनोति कीर्तिं सत्सङ्गतिः कथय किं न करोति पुंसाम् ॥
(શ્રી ભર્તૃહરિકૃત નીતિશતક શ્લોક ૮૮)

પૃ. ૧૫૩ सङ्गः सर्वात्मना त्याज्यः स चेत् त्यक्तुं न शक्यते ।
स सद्भिः सह कर्तव्यः सन्तः सङ्गस्य भेषजम् ॥ (હિતોપદેશ, પ્રથિ, શ્લોક ૬૧)

કુમતિ, કુશીલ, કુબુદ્ધિ સગ એહકે અપની પત ક્યુ હારે.

(શ્રી આનંદઘનજીકૃત પદ ૧૪)

પૃ. ૨૬૧ મૂલ ચારિત્રનું એ ભલું, સમકિતશુદ્ધિ નિદાન,
શીલ સલિલ ધરે જિકે, તસ હુવે સુજસ વખાણ. (ઉપાધ્યાય શ્રી યશોવિજયજી)

પૃ. ૨૭૧ સમતા વિણ જે અનુસરે, પ્રાણી પુણ્યના કામ,
છાર ઉપર તે લીંપણું ઝાંખર ચિત્રામ. ધન ધન તે દિન માહરો.

(શ્રી વિનયવિજયજીકૃત આરાધનાસ્તવન)

પૃ. ૨૭૮ જેસી નીત હરામ મે, તસી હરિસે હોય,
ચલ્યા જાય વૈકુંઠમેં, પલ્લા ન પકડે કોય.

પૃ. ૩૦૯ મિત્ત વિવેક વાતે કહે, સમતા સુનિ બોલા,
આનંદઘન પ્રભુ આવશે, સેજડી રંગ રોલા. (આનંદઘનજીકૃત પદ ૨૬)

પૃ. ૩૧૩ આપણો ચેતનભાવ છે, એક ચેતનાધાર રે,
અવર સવિ સંયોગથી, એહ નિજ પરિકર સાર રે શાંતિજિન એક મુજ વિનતિ

(શ્રી આનંદઘનજીકૃત શાંતિજિનસ્તવન)

एगो मे सासओ अप्पा नाणदंसणसंजुओ ।
सेसा मे बाहिरा भावा सव्वे संजोगलक्खणा ॥ (સંથારાપોરિસી)

પૃ. ૩૨૫ जे एगं जाणइ से सव्वं जाणइ । (આચારાંગસૂત્ર ૧ ૩ ૪ ૧)

પૃ. ૩૬૭ सर्वभावेषु कर्तृत्वं ज्ञातृत्वं यदि सम्मतम् । (શ્રી હેમચંદ્રાચાર્યકૃત વીતરાગસ્તોત્ર)

પૃ. ૩૮૪ नाणं च दंसणं चेव अव्वाबाहं तहेव सम्मत्तं ।
अक्खयठिई अरूवी अगुरुलघु वीरियं हवई ॥

પૃ. ૪૦૨ ॐ बिम्बाकारहरोर्ध्वरेफबिम्बामवासनम् ।
माकाघमस्यन्दि पीयूषबिन्दु बिन्दुरमाहतम् ॥

પૃ. ૪૧૬ कार्येषु मंत्री भोज्येषु माता (સુભાષિત)

પૃ. ૪૨૧-૪૨૨ આ વિનયવિજયજીકૃત ભવિતવ્યતા–સમવાયસ્વરૂપનું સ્તવન આપ્યું છે.

(જુઓ પૃ. ૫૦૪)

પૃ. ૪૩૬ सत्यप्रतिष्ठायां क्रियाफलाश्रयत्वम् । (પાતંજલયોગસૂત્ર, ૨-૩૬)

પૃ. ૪૪૪ भोगान् कृष्णभुजङ्गभोगविषमान् राज्यं रजःसन्निभं
बन्धून् बन्धनिबन्धनानि विषयग्रामं विषान्नोपमम् ।
भूतिं भूतिसहोदरां तृणमिव स्त्रैणं विदित्वा त्यजं-
स्तेष्वासक्तिमनाविलो विलभते मुक्तिं विरक्तः पुमान् ॥

( શ્રી સોમપ્રભાચાર્યકૃત સિન્દૂરપ્રકર, શ્લોક ૬૨ )

પૃ. ૪૪૫ भोगे रोगभयं कुले च्युतिभयं वित्ते नृपालाद् भयं
मौने दैन्यभयं, बले रिपुभयं, रूपे जराया भयम् ।
शास्त्रे वादभयं, गुणे खलभयं, काये कृतान्ताद् भयं,
सर्वं वस्तु भयान्वितं भुवि नृणां वैराग्यमेवाभयम् ॥ (શ્રી ભર્તૃહરિકૃત વૈરાગ્યશતક)

૫. ૪૭૭ ભાવ વિના દાનાદિક, જાણો અલૂણાં ધાન,
ભાવ રસાંગ મિલ્યા થકી, ત્રૂટે કર્મ નિદાન.

(શ્રી ધર્મસૂરિકૃત દાન-શીલ-તપ-ભાવ ચોઢાળિયું)

૫. ૪૭૮ दर्शनं देवदेवस्य दर्शनं पापनाशनम् ।
दर्शनं स्वर्गसोपानं दर्शनं मोक्षसाधनम् ॥
પ્રભુ દરિશન સુખ સંપદા, પ્રભુદરિશન નવનિધ,
પ્રભુ દરિશનથી પામીએ, સકલ પદારથ સિધ.

# પરિશિષ્ટ—૫ મૂળ પદો

## પદ–૫૧ : ભાદ્રપદની ઘોરરાત્રિ ; પ્રભાત ભાનુ ઉદય : પૃ૦ ૭

(રાગ–પ્રભાત)

ભાદુ કી રાતી કાતી-સી વહે, છાતીય છીન છીન છીના; ભાદુ કી૦ ૧
પ્રીતમ સબ છબી નીરખકે હો, પીઉ ! પીઉ ! પીઉ ! કીના;
વાહી બીચ ચાતક કરે હો, પ્રાણ હરે પરવીના. ભાદુ કી૦ ૨
એક નિસિ પ્રીતમ નાઉં કી હો, વિસર ગઈ સુધ નાઉ;
ચાતક ! ચતુર વિના રહી હો, પીઉ પીઉ પીઉ પીઉ પાઉ. ભાદુ કી૦ ૩
એક સમે આલાપકે હો કીને અડાને ગાન;
સુઘર બપીહા સુર ધરે હો, દેત હૈ પીઉ પીઉ તાન. ભાદુ કી૦ ૪
રાત વિભાવ વિલાત હૈ હો, ઉદિત સુભાવ સુભાન;
સુમતા સાચ મતે મિલે હો, આએ આનંદઘન માન. ભાદુ કી૦ ૫

## પદ–૫૨ : આનંદઘનમહિમા ; આનંદ સર્વસ્વ : પૃ૦ ૧૪

(રાગ–જયજયવંતી)

મેરે પ્રાન આનંદઘન, તાન આનંદઘન. (ટેક)
માત આનંદઘન, તાત આનંદઘન;
ગાત આનંદઘન, જાત આનંદઘન. મેરે૦ ૧
રાજ આનંદઘન, કાજ આનંદઘન;
સાજ આનંદઘન, લાજ આનંદઘન. મેરે૦ ૨
આભ આનંદઘન, ગાભ આનંદઘન;
નાભ આનંદઘન, લાભ આનંદઘન. મેરે૦ ૩

## પદ–૫૩ : પૃ૦ ૧૯

(રાગ–સોરઠ ગુજરાતી નરસિંહજી, સહેલી)

સાથ રિઝ લગા હૈ બસીવારેસ્યું, બસીવારેસ્યું પ્રાનપ્યારેસ્યું; સાથ૦
મોરમુકુટ મકરાકૃત કુંડલ, પીતામ્બર પટવારેસ્યું. સાથ૦ ૧
ચન્દ્રચકોર ભયે પ્રાન પપૈયા, નાગરનંદદુલારેસ્યું; સાથ૦
ઇન સખીકે ગુન ગન્ધ્રપ ગાવે, આનંદઘન ઉજિયારેસ્યું. સાથ૦ ૨

